3005

PEOPLE'S EDTION.

# SELECTIONS

FROM THE

# GUJARATI POETS.

## IN TEN PARTS-PART SECOND.

COMPILED BY

ICHHARAM SURYARAM DESAI.

BOMBAY:

THE "GUJARATI" PRINTING PRESS

SERIES.

1887.

*Price Three Rupees.*

સામાજીક આવૃત્તિ.

બૃહત્

# કાવ્યદોહન.

ગુજરાતી ભાષાના પ્રાચીન કવિઓની કવિતાનો સંગ્રહ.

દસ ગ્રંથમાં-ગ્રંથ ૨ જો.

સંગ્રહ કરી પ્રગટ કરનાર

ઇચ્છારામ સૂર્યરામ દેશાઈ.

મુંબઈ:

"ગુજરાતી" પ્રિન્ટીંગ પ્રેસ

સીરીઝ.

૧૮૮૭.

કિંમત રૂ ૩-૦-૦

*To,*

# Sir Mungaldass Nattoobhoy

KNIGHT C. S. I. &c., &c.

MY DEAR SIR.

The privilege I have enjoyed of your close acquaintance for over ten years, and the opportunities it has given me for a due appreciation of your character make it my most pleasant duty to associate your name with this compilation.

Your appreciation of learning and of men of letters; your lofty benevolence and your wonted liberality; the very exalted position to which you have attained in the community which cherishes with affectionate pride the choicest selections of genius contained in these pages; your warm support to the cause of true reform, social and religious; your unremitting zeal, indefatigable exertions and incessant sympathy, for over three decades, in the promotion of Indian Political progress; above all, the rare combination in you of *Lakshmi*, *Vidya* and *Audârya*—these enjoin me to dedicate to you, this Second Volume of the Gems of Gurjara Poetry.

With respect and esteem,

Ever yours,

ICHHARAM S. DESAI.

*Bombay, 8th April 1887*

# સર મંગળદાસ નથુભાઇ

નાઇટ, સી. એસ. આઇ. વિગેરે.

**પ્યારા સાહેબ,**

આજ દશ કરતાં વધારે વર્ષ થયાં જે ગાઢ પરિચય આપની જોડે મને થયો છે અને જેથી આપની ખરી ખુબીઓ પીછાણવા મને બની આવ્યું છે તેને લીધે આ પુસ્તક સાથે આપનું નામ સંયુક્ત કરવું એ હું મારી હર્ષભરી ફરજ સમજું છું.

આપ સાહિત્યના પોષિંદા છો અને વિદ્યા તથા વિદ્વાનોના કદરદાન છો; ઉદાર હઇડાના અને સદા ત્યાગની બુદ્ધિ ધરાવોછો; સાંસારિક અને ધર્મ સંબંધી સાચા સુધારાના વિજયસ્તંભ છો; આજ ત્રણ દાયકા થયા ભરતખંડના રાજકીય અભ્યુદય અને વૃદ્ધિ માટે આપે મોટી ઉત્કંઠાપૂર્વક અતિ શ્રમ લીધો છે અને હજી પણ નિરંતર દીલસોજી ધરાવો છો; ગુર્જ્જર મંડળમાં આપ ચૂડામણિની પદવીએ પહોંચ્યા છો; અને સદાના વિરોધી—લક્ષ્મી, વિદ્યા અને ઔદાર્ય એની ત્રિપુટી આપ વિષે વાસો કરી રહી છે, તે સર્વની યોગ્યતા વિચારી ગુર્જ્જર કાવ્યાબ્ધિમાંનાં મોતીઓનું આ **બૃહત્ કાવ્યદોહન** આપને બહુ માનપૂર્વક અર્પણ કરૂં છું તે સ્વીકારશો.

ચૈત્ર શુદિ પૂર્ણિમા—સંવત ૧૯૪૩.

સદાનો. તમારો,

**ઇચ્છારામ સૂર્યરામ દેશાઇ.**

**પ્રાચીન** કવિઓનાં કાવ્યો લોકોમાં એટલાંબધાં પ્રિય થઈ પડયાં છે કે સાંપ્રતકાળના કવિયો તેમની આગળ હારી જાયછે. એટલે આ સંગ્રહ ઘણો અગત્યનો છે એમ કેહવામાં કશો દોષ નથી. પેહલા ગ્રંથની બે આવૃત્તિ થઇ ને પાછળથી ઘણા ગ્રહસ્થો તરફથી આ ગ્રંથને આશ્રય આપવાનું ઠર્યાથી કવિતાનો સઘળો સંગ્રહ બહાર પાડવાનું ઠરાવ્યું છે. દરેક કવિનું ચરિત્ર આપવામાં આવશે, ને તેનાં કાવ્યપર ટીકા જુદે સ્થળે થશે એટલે એ સંબંધી આ પ્રસંગે કંઇ પણ બોલવું વ્યર્થ છે.

રા. રા. છગનલાલ ઠાકોરદાસ મોદી બી. એ, રા. રા. ઈચ્છાલાલ પરમાનંદદાસ, ડા. વિજભુખણદાસ ધનજી, રા. કીલાભાઈ દુલભદાસ એલ. સી. ઇ. નો આ ગ્રંથને લગતા હસ્તલિખિત લેખો શોધી આપવા માટે, તથા કવિ સવિતાનારાયણ ગણપતિનારાયણ તથા ભાઇ વનમાલી લાધા મોદીનો ગ્રંથોના સંશોધનમાં મદદ કરવામાટે ઉપકાર માનું છું.

ખાસ કરીને ધીરાભક્તના કાવ્ય માટે બે શબ્દ અગત્યના છે. એ કવિનું કાવ્ય તેના પુત્રનો પુત્ર જે ગોઠડામાં રહે છે તેની પાસે, જે જૂની પ્રત છે, તેમાંથી ઉતાર્યું છે. ધીરા ભક્તના પૌત્રની દશા એટલી તો દિનહિન છે કે હાલમાં અન્નને ને દાંતને વેર જેવું છે, છતાં તે એ કાવ્યસંગ્રહ કોઇને પણ પૈસા લઇ આપતો નથી.

જાનેવારી ૧૮૮૭ } **ઈચ્છારામ સૂ. દેશાઈ.**

**નીચેના** ગ્રહસ્થોએ બૃહત્ કાવ્યદોહનના સઘળા ગ્રંથોને આશ્રય આપવાની પોતાની ઇચ્છા દર્શાવી છે, તેઓનો મારા ઉપર તો ઉપકાર થયો છેજ; પણ ગુજરાતી ભાષા ઉપર પણ એક રીતનો ઉપકાર થયેલો હું માનુંછું.

સર વિલયમ વેડરબર્ન બ રોનેટ, સી. એસ.
ભાવનગરના દરબાર શ્રી સર તખ્તસીંગજી, જી.સી.એસ.આઈ.
કચ્છના રાઓ શ્રી ખેંગારજી બહાદૂર.
જુનાગઢના નવાબ સાહેબ.
ધ્રાંગધરાના રાજ સાહેબ માનસીંગજી.
વાંસદાના દરબાર શ્રી.
શેઠ લક્ષ્મીદાસ ખીમજી.

૩૦૦૧૮

# નરસિંહ મેહેતો.

નરસિંહ મેહેતાનું જીવનચરિત હું લખું તે પેહેલાં ચાર વિદ્વાનો એ બાબત લખી ચુક્યા છે. કવિ દલપતરામ ડાહ્યાભાઇએ બુદ્ધિપ્રકાશમાં, કવિ નર્મદાશંકર લાલશંકરે નર્મગદ્યમાં, કવિચરિત્રમાં, ને રા. સા. હરગોવિંદ દ્વારકાદાસ કાંટાવાળાએ પ્રાચીન કાવ્યમાં. કવિના કાળમાટે તો કશી તકરાર રહે તેવું નથી, તેમાટે બહુધા નિશ્ચય થયોછે, પણ કવિની કાવ્યશક્તિના સંબંધમાં તથા તેના કુળ કુટુંબ સંબંધે કેટલીક તકરારો રહી છે. જો કે કવિના ચરિત્રમાટે એટલા તો થોડાં સાધનો પ્રાપ્ત થયાં છે કે તે માટે કંઈ પણ નિશ્ચય થઇ શકે તેમ નથી. તે બધાનો આધાર ભક્તમાળ તથા ભક્તિવિજય; અને પ્રેમાનંદનાં કાવ્યો તથા દંતકથાઓજ મુખ્ય ગણવામાં આવેછે. જોકે ખરાં ચરિત્રોમાટે એ કશા પણ લેખામાં ગણાય નહી. જીવનચરિત્રોમાં કવિતાના ગપોડાં ઘણા ખપ લાગે નહિ; એટલે આવા મોટા કવિના ચરિત્ર માટે જે કંઇ શોધખોળમાંથી મળી આવે તેજ બસ. આવી શોધખોળ થયા પછી, અલબતાં ઘણે વર્ષે, કવિનાં ચરિત્રો થોડાં ઘણાં પણ ઉપયોગી થઈ પડશે.

ગુજરાતી ભાષાના કવિઓના બે મોટા ભાગો છે. એક ભક્તકવિ ને બીજા કવિજ. કવિ કરતાં ભક્તકવિઓ ભાષામાં ઘણા છે, એટલે કવિતાનો મોટો ભાગ બહારના બીજા વિષયો કરતાં જ્ઞાન ભક્તિ ધર્માસ્થાને પોતાના ગુરૂની ઉપાસના શિવાયનો બીજો મળી આવવો મુશ્કેલ થઇ પડે છે. અર્થાત્ તેવી કવિતા ભક્તકવિઓએ બનાવીજ નથી, ને તે બનાવવાને તેઓને કારણ પણ નહોતું. નરસિંહ મેહેતો ભક્તકવિમાં પેહેલો ગણાય છે. તેની કવિતાનો ઘણો મોટો ભાગ કૃષ્ણલીલાને લગતો છે, જેમાં પ્રેમભક્તિમાં તલ્લીન થઇને ઘણી કવિતા કીધી છે. તેએ શિવાયનો બીજો ભાગ—જે ઘણો થોડો છે—તે જ્ઞાનનો છે.

• ઈ. સ. ૧૮૭૮ ના ફેબ્રુવારીમાં હું જુનાગઢ ગયો હતો, ત્યારે કવિ

નરસિંહ સંબંધી કેટલીક હકીકત મેળવવાનો મને અવકાશ મળ્યો હતો. આ સઘલી હકીકત મરહૂમ રા. મણીશંકર જટાશંકર કીકાણી અને પંડિત કમળનયનાચાર્યે તરફથી મળી હતી.* તેમજ જુનાગઢના એક દરબારી નોકરે અને મી૰ દુર્ગાપ્રસાદ ઝાલા માસ્તરે કેટલીક હકીકત પાછળથી મેળવી આપી હતી. એ સઘળાનો આ ચરિત્રમાં ઉપયોગ કર્યો છે.

નરસિંહ મહેતાનો જન્મ ક્યારે થયો તે બાબતમાં કમલનયનાચાર્યે જે હકીકત જણાવી છે તે આ પ્રમાણે છેઃ "નરસિંહ મહેતાનો જન્મ તેના એક શિષ્ય પરમાનંદદાસની શોધ પ્રમાણે, સવત ૧૪૭૧ માં થયો હતો. એક બીજો શિષ્ય જણાવે છે કે તેનો જન્મ સંવત ૧૪૬૯ માં થયો છે. એના પિતાનું નામ કૃષ્ણ દામોદર, ને પિતામહનું નામ વિષ્ણુદાસ હતું. વિષ્ણુદાસ જુનાગઢના કુંતિયાણામાં મુત્સદ્દીનું કામ કરતા હતા. અસલથીજ નાગરો મુત્સદ્દીપણું કરતા આવે છે, પણ મંડળીકના વખતમાં બંદોબસ્ત નહિ, તેથી વિષ્ણુદાસના મરણ પછી કૃષ્ણદાસને ધંધા વગર રખડવું પડ્યું. કૃષ્ણદાસની પાછલી ઉમરમાં નરસિંહનો જન્મ થયો હતો. કૃષ્ણદાસની હૈયાતિમાંજ તેના બીજા ત્રણ પુત્રો ને એક પુત્રી મરણ પામેલાં." આ બાબત મેં રા. કીકાણીને પુછવાથી તેઓએ એનેજ મળતી હકિકત જણાવી હતી; અર્થાત્ નરસિંહ મહેતાના જન્મ માટે આટલુંજ નક્કીપણે કહી શકાય કે તે સંવત ૧૪૬૯-૭૧ માં જન્મ્યો હતો.

નરસિંહની ત્રણ વરષની ઉમ્મરમાં એનો બાપ મરણ પામેલો જણાય છે. તેની માતા હૈયાત હતી ને નરસિંહના કાકા, જેનું નામ મી. હરગોવિંદદાસના જણાવ્યા પ્રમાણે પર્વતદાસ હતું તેની સાથે જઈને રહી હતી. નરસિંહને પોતાનો સગો ભાઇ કોઇ હતો નહિ. કાકાના કુટુંબમાં રેહેવા ગયો ત્યારથી કાકાના દીકરાઓ સાથે ગામઠી શાળામાં સંસ્કૃતનો સહજ અભ્યાસ કીધો હતો. કમળનયન જણાવે છે કે "નરસિંહની માતાજ જાતે વૈષ્ણવી હતી, ને તે હંમેશા પોતાના પુત્રને વિષ્ણુ—કૃષ્ણનાં ચરિત્ર સંભળાવતી હતી. તે એકવાર ગોકુળ મથુરા જઈ

---

* કમળનયનાચાર્ય નરસિંહ મેહેતાના ચોરામાં ઘણો લાંબો સમય રહ્યા હતા. તેઓ પાસે નરસિંહ મહેતાના આશરે પંદરસો પદો તે વેળાએ હતાં. પણ અવકાશ નહિ મળવાથી તે સઘળાં હું ઉતરાવી શકયો નહોતો.

આવી હતી. પાછળથી ધર્મસંબંધે તેના કુટુંબમાં વઢવાડ થઇ. તે વેળાના નાગરો સઘળા શિવમાર્ગી હતા." પણ આ હકીકતથી ઉલટી હકીકત રા૦ મણીશંકરભાઇએ અમને જણાવી હતી. તેઓના સાંભળ્યા પ્રમાણે નરસિંહ આઠ વર્ષનો હતો ત્યાંસુધી મોંઢે બોલવાને પૂરેપૂરો શક્તિમંત હતો નહીં; પણ ગિરનારપર આવતા કોઇક સંતને ભિક્ષા માંગતો સાંભળી, તેની વિધવા માતા, પોતાના મુંગા બાળકને લઇ આવી, ભિક્ષા આપી, ને બાળકની હકીકત કહી. સંતે માત્ર એટલું કહ્યું કે "બોલ બેટા" શ્રીકૃષ્ણ;" ને તે શબ્દ બોલતાંજ એની જીભ છુટી થઇ; ને એજ વખતથી કૃષ્ણ સાથે લગ્નિ લાગી. પછીથી એ શાળામાં ગયો ત્યાં કોઇપણ પ્રકારે સંસ્કૃત વ્યાકરણના પાઠ શિવાય બીજું વધારે ભણ્યો નહિ.

નરસિંહને અગિયારમે વર્ષે તેનો વિવાહ થયો હતો, પણ એ પોતે ઠોઠ નિશાળિયા જેવો હોવાથી તેના વિવાહ તોડી નાખવામાં આવ્યા હતા. નરસિંહ મેહેતાના બાપ દાદાનું ઘર કુલીનમાં ગણાતું તેથીજ આ પ્રમાણે શ્રેણીમાંથી ઝડપાયા જેવુ બન્યું હશે; કેમકે તે વેળાના મંડલીકના દિવાનની દીકરીની દીકરી સાથે આ વિવાહ થયા હતા. નરસિંહ બચપણથી ગિરનારના દરવાજા બહાર સાધુઓનાં ટોળાંઓ આવતાં ત્યાં જઇને પડી રેહેતો ને તે સાધુઓમાં સ્ત્રીનો વેશ લઇને તાલોટા પાડીને નાચતો કુદતો, એના વડસસરાએ જોવાથી આ વિવાહનું સાટું તોડયું. બીજા કુટુંબીઓને કંઈ આથી લાગ્યું નહિ, પણ એની માતા જેનું નામ કમળનયનના કેહેવા પ્રમાણે પાર્વતિ, મી૦ ફીકાણીના કેહેવા પ્રમાણે પિહેરથી પાર્વતિ, ને સાસરેથી દયાગવરી ને મી૦ દુર્ગાપ્રસાદના કેહેવા પ્રમાણે પિહેરથી ગોમી ને સાસરેથી તારા હતું, તેને ઘણું લાગી આવ્યું. બાઇ માંદી પડી ને વિવાહ તૂટયાના વરસમાંજ મરણ પામી, એટલે નરસિંહ એકલો પોતાના કાકા ને કાકાના દીકરાના આધારપર પડયો.

સંવત ૧૪૮૧-૮૨ માં એની મા મરણ પામી, ને પછી એના કાકા પર્વતદાસને એની ચટપટી થવા માંડી ને ભાઇનો દીકરો કુંવારો રેહે તે પોતાનાજ કુળને એબલગામણું છે એમ માની, જુનાગઢમાં મજેવડી છે ત્યાંના એક નાગર ગૃહસ્થ રઘનાથ પુરૂષોત્તમની દીકરી માણેક સાથે

વિવાહ કીધો, ને સંવત ૧૪૮૭ ના * વૈશાખમાં લગ્ન કીધા. પર્વતદાસે પોતાના કુટુંબનું નામ રાખ્યા પછી સંવત ૧૪૮૮ માં તે મરણ પામ્યા; એટલે નરસિંહ સઘળી રીતે પોતાના કાકાના કુટુંબપર નમાયો નબાપો, આધાર રાખવા મંડયો.

કવિ નર્મદાશંકર લખે છે કે મેહેતો ભિક્ષુક નાગર નહિ પણ ગ્રૃહસ્થ નાગર હતા. મી૦ હરગોવિંદદાસ જણાવેછે કે મેહેતો ભિક્ષુક બ્રાહ્મણ હતા; ને તેથી તેના ગોત્રનું નામ જણાવેછે કે કાશ્યપ, યજુર્વેદ, માધ્યંદિની શાખા, ત્રીપ્રવર જણાવેછે. વળી તે જણાવેછે કે મેહેતાના કાકા માંગરોળમાં રેહેતા હતા; ને મેહેતો ભક્ત થયા પછી જુનેગડ આવ્યા હતા. કમળનયનના જણાવ્યા પ્રમાણે મેહેતાના પિતામહ કુતિયાણામાં મેહેતાગિરિ કરતા. આજે પણ મેહેતાની અટકવાળા સઘળા નાગરો ગૃહસ્થ જણાયછે, તે જોતાં મહેતો ભિક્ષુક બ્રાહ્મણ નહિ પણ ગૃહસ્થ નાગર બ્રાહ્મણ હતો; ને મેહેતો ભક્ત થયા પછી જુનાગઢ આવ્યા, તો તે આવવાને કંઇ સબળ કારણ જણાતું નથી, ને વળી જુનાગઢના નાગરો એકદમ માંગરોળના નાગરને પોતાની કન્યા આપવા પણ જાય તે પણ સંભવતું નથી.

લગ્ન થયા પછીનાં ત્રણ વર્ષમાં મેહેતાને માટે અમારી શોધ અથવા જેઓએ ચરિત્ર લખ્યાં તેઓ તરફથી માત્ર એટલુંજ મળી આવે છે કે મેહેતાને નોકરીએ લગાડવાને ઘણી મેહેનત એના સંબંધીઓએ કીધી, પણ તેમાં કંઈ વળ્યું નહિ, ને એના સંબંધીઓ નિરાશ થયા. એ તો પ્રવાસી સાધુ સંતના ટોળામાં જઇને બેસે, તેઓ સાથે ઝાંઝ તાલ લઇને કીર્તન ગાય ને સ્ત્રીઓની પેઠે નૃત્ય કરે. તે સાધુઓ સાથે રમે ને જમે, ને વખતે આઠ આઠ દિવસ સુધી ઘેર પણ આવે નહિ. આવી તેની સ્થિતિ જોઇને એના સાસરિયાં પણ કચવાયાં ને ઘેર સ્ત્રી મોટી થવાથી હવે ગૃહસ્થાશ્રમ કેમ માંડશે ને કેમ ન્યાતજાતમાં આબરૂ રેહેશે તેની ફિકરમાં પડયાં. એક દિવસે મેહેતો ઘેર આવ્યા ને એના કાકાના દીકરા

* મી૦ હરગોવિંદદાસ સં. ૧૪૮૮ લખે છે. પણ મી૦ કીકાણીના કેહેવા પ્રમાણે તો પરવતદાસ સંવત ૧૪૮૮ માં મરણ પામ્યો છે, ને તે પેહેલાં એક વરસ અગાડી નરસિંહનાં લગ્ન થયાં જણાવે છે, તેથી સંવત ૧૪૮૭ હશે એમ ગણતી આવે.

પુરૂષાતને મેહેણું દીધું કે "તમારા જેવા કપૂતથી તો અમારૂં નામ ડુબ્યું." એટલે જેમ બીજાં ઘરોમાં ભોજાઇ જરા પણ સાંખી શકતી નથી તેમ તેણે અનેક મેહેણાંતોણાં મારયાં. 'તારા કરતાં તો ધોબીના પથરા પણ સારા' એવાં કડવાં વચનો કહ્યાં હશે, ને તેથી એ પાછો, અત્યંત ઉદાસીન થઇને સંત મંડળીમાં આવી બેઠો. એક સાધુ ગોગાનંદ* તેણે એનું મોં ઉતરી ગયેલું જોઇને કહ્યું કે એમ દુનિયાથી ઉદાસી થઇને શું કરશે, અગાડી હજી તો ઘણું કામ લેવાનું છે. ભોળાશંભુનું રમરણ કર, તે મદદ કરશે

આ ઉપરથી વિશેષ ઉદાસીન થઇને જુનાગઢથી દૂર ગોપનાથ મહાદેવનું દેવળ દરિયા કીનારે આવ્યું છે ત્યાં નરસિંહ ગયો ને શિવનું ભજન કરવા માંડયું, ને નીમ લીધો કે મહાદેવ પ્રસન્ન થાય તોજ ઘેર પાછા જવું. નહિ તો ત્યાંજ મરવું. એમ જણાવવામાં આવે છે કે મેહેતે સાત ઉપવાસ કીધા ને શિવજી પ્રસન્ન થયા, ને તેણે દ્વારકામાં લઈ જઈને કૃષ્ણની રાસ લીલા દેખાડી, ને ત્યાંથી કૃષ્ણે પ્રસન્ન થઇને આશીશ દીધી કે તું મારી લીલા ગાજે. આ પછી તેઓ પાછા જુનાગઢ આવ્યા ને ત્યાં આવીને ભાભીને પગે પડયા કે, "તેં વજ્રબાણ જેવું મેહેણું માર્યું, ને તેમારૂં દુઃખડુ મેહેજે હર્યું." ભાભી કોમળ અંતઃકરણની હોવાથી પોતાની રીશ ઉતારીને મેહેતાપર કૃપાળ થઈ.

મેહેતાજી ઘેર આવ્યા પછી પહેલાં પોતાના કાકાના ઘરમાંજ જુદું ઘર માંડીને રહ્યા હોય એમ જણાય છે. ઘેર સ્ત્રી આવી ત્યારે ખાવા પીવાને પણ સાંસાં, ને માણેક મેહેતી જાતે નાગરેણ એટલે સહજમાં સંતોષ ઉપજે પણ નહી, તેથી મેહેતાને પ્રથમ સાંસારિક વિંટબણા પડેલી. નાગરણે પોતાની રીત પ્રમાણે મેહેતાને ઉદ્યમ કરવાને અનેક પ્રકારે મેહેણાંતોણા મારીને પોતાની સ્ત્રી જાત બતાવેલી એમ જણાય છે. કમળનયન એમ જણાવે છે કે એવી પીડાથી મુંઝાઇને પોતાની સ્ત્રીને આ પદ ગાઇ બતાવેલું જણાય છેઃ-"એવારે અમો એવારે એવા." (બૃ. કા. પૃ. ૨૨.)

મેહેતાએ ગૃહસ્થાશ્રમ માંડયા પછી પેહેલે તો માણેકબાઇએ પોતાને મહિયરથી લાવીને ઘર સંસાર નિભાવ્યો હતો, પણ જેમ જેમ વિપત્તિ પડતી

---

* કમળનયન જણાવે છે કે આત્માનંદ.

ગઇ તેમ તેમ તે વધારે ગભરાતી હતી. મેહેતાને અનેક પ્રકારના ટોંક મારતી ને તે સમય સમયે પોતાને પિહેર જઇને કલ્પાંત કરતી. આવી સ્થિતિમાં મેહેતાના ૨૪ મે વર્ષે પુત્ર થયો, પણ તે મરણ પામ્યો. આ વખતે પોતાના પિત્રાઇ સાથે કંઇક અણબનાવ થવાથી, વળી નાગરી ન્યાતમાં મહેતો નિંદાવા લાગવાથી ને તે ઘરમાં રોજરોજ સાધુસંતનો અખાડો કરતો તેથી પોતાને ઘેરમાંથી નીકળીને હાલમાં જ્યાં જુનાગઢમાં જેતપુર જવાના દરવાજા બહાર નરસિંહ મહેતાનો ચોરો છે ત્યાં આવીને સહકુટુંબ રહ્યો હતો-સંવત ૧૪૯૩-૯૪ માં. આ સ્થળે મેહેતીને રેહેવું પસંદ પડયું નહિ, તેથી તે કેટલાક મહિના સુધી નરસિંહ મેહેતાથી જુદી પોતાને પિયેર રહી, પણ થોડે દિવસે ન્યાતજાતની નિંદાથી સમજીને પાછી ગઇ. ત્યાં સં. ૧૪૯૫માં કુંવરબાઇનો ને સં. ૧૪૯૬માં સામળદાસનો જન્મ થયો. આ દીકરા દીકરી પેટે પડયાં પણ મેહેતાને કશો ઉદ્યોગ હતોજ નહી, "વિશ્વંભર પૂરૂં પાડે અન્ન" તેમ નિભાવો ચાલતો હતો. પણ રા. કીકાણીના કેહેવા પ્રમાણે તેવું કંઇ નહોતું. છેલ્લા મંડળીકની માતા વૈષ્ણવ ધર્મની હતી. રાજા પોતે શિવમાર્ગી હતો; ને તે વૈષ્ણવનો દ્વેષીલો હતો. આવા સમયમાં નરસિંહની ભક્તિભાવના સાંભળીને રાજમાતાએ મળવા બોલાવ્યો, ને તે પોતે અન્નવસ્ત્રની તપાસ લેતી હતી. આ હકીકત વધારે વાસ્તવિક ને સપ્રમાણ લાગેછે.

કુંવરબાઇ વયે આવવાથી તેનાં લગ્નને માટે પેહેલી ચિંતા મેહેતાને પેહેલી જણાય છે. તે પોતાના ભાગ્યને દોષ દેતી હોય ને પોતાના મહિયરનો આસરો માગ્યો હોય તે સમે મેહેતીજી વખતમાં "પારકી હુંશે" એ પદ બનાવીને સ્ત્રીને વિરજ આપી હશે. એ પ્રસંગમાંજ મેહેતો દ્વારકાં ગયો હતો. પેહેલે પ્રભાસપાટણ જઇને ત્યાં સાત દિવસ સુધી, કૃષ્ણ જ્યાંથી સ્વધામ ગયા ત્યાં રહ્યો, ને પછી દ્વારકાં જઇને કોઇ પણ રીતે પુત્રીનાં લગ્નના સાધનની પેરવી કીધી. પુત્રીનો વિવાહ પ્રેમાનંદ કહે છે કે ઉના ગામમાં કીધો હતો. મી. હરગોવિંદદાસ કહે છે કે વિસનગર પાસેના વાલમમાં તે પરણી હતી. તેના સસરાંનું નામ શ્રીરંગ મેહેતો હતું. હું ધારતો નથી કે કુંવરબાઇને વાલમમાં પરણાવ્યાં હતાં કે ઉનામાં એ વાત કંઈ ઘણી અગત્યની તકરારી હોય. તથાપિ જે પ્રેમાનંદે નરસિંહ મેહેતાના આટલા બધા વૃતાંતો ભેગા કરીને સવંત ૧૭૩૦ માંજ તેના ગીતનું ગાન કર્યું, કે

જે સમો નરસિંહના મરણ પછીનો એટલોબધો તો પાસે હતો કે, તે વેળાએ વધારે ખરૂં મળીશકે તેનો વિશેષ સંભવ હતો, તેના કરતાં હાલની શોધને કહેવાથી કે લોકોના અનુમાનને વધારે વજન આપી શકાય નહિ. કમળનયનભાઈ તથા રા. મણીશંકર કીકાણી બંનેનું કહેવું એવું હતું કે મેહેતાની દીકરી ઉનામાં પરણી હતી. રા. નરસિંહપ્રસાદભાઇએ પણ એજ પ્રમાણે કહેલું મારા સ્મરણમાં છે. કુંવરબાઈનાં લગ્ન સંવત ૧૫૦૪–૫ માં થયા જણાય છે. મેહેતો પોતે સામળદાસના વિવાહમાં લખે છે કે પુત્રી પરણાવીને હવે પુત્ર મોટો થયો માટે લગ્ન કરવું જોઇયે, ને તેથી લગ્નની ધામધુમની ફિકરમાં મેહેતો પડેલા હોય તે તકની ઉદાસીનતાનું વર્ણન ઘણું ઉત્તમ કીધું છે.

ગમે તેમ પુત્રપુત્રીનાં લગ્ન થયાં હોય, તેમાં કૃષ્ણે આશ્રય આપ્યો હોય કે કોઈ ધનાઢ્ય વૈષ્ણવે મદદ કીધી હોય, પણ તેજ કાળમાં મહેતાને માન આપનારા કેટલાકો હતા એમ જણાઈ આવે છે. તોપણ પુત્રના લગ્ન થયા પછી થોડા વખતમાંજ માણેક મેહેતી મરણ પામી (સંવત ૧૫૦૬–૭) ને તેજ વખતમાં એનો દીકરો સામળદાસ પણ મરણ પામ્યો. પ્રેમાનંદે આ બાબતમાં મહેતા નિશ્ચિંત થયા ને દુનિયાના ખટરાગમાંથી બહાર નીકળ્યા એમ જાણીને લખ્યું છે કે "ભલું થયું રે ભાંગી જંજાળ, સુખેથી ભજશું શ્રીગોપાળ." આજ મતલબના નરસિંહ મેહેતાનાં ત્રણ પદ મને જુનાગઢમાંથીજ મળ્યાં હતાં, ને તેમાં મેહેતાને પોતાનાં સ્ત્રીપુત્રના મરણથી થયેલો હર્ષ વર્ણવ્યો છે, પણ કમનસીબથી તેની નકલ હાલ કંઇ ગેરવલ્લે ગઇ છે. પણ તે ત્રણે પદ ઉપરથી ખુલ્લું જણાયછે કે ગૃહસ્થાશ્રમમાં મેહેતો સુખી નહોતો.

ગૃહસ્થાશ્રમમાંથી મોકળા થયા પછી મેહેતાએ પોતે વૈષ્ણવી ધર્મ છડેચોક પાળવા માંડયો. આ વાતથી નાગરો તેનો ઘણો દ્વેષ કરતા થયા, ને અનેક પ્રકારે પજવણી કરવા માંડી. મેહતાનું ઘર તો પ્રેમાનંદ જણાવેછે તેમ વિચિત્રજ હતું, * ને ત્યાં જઇને મેહેતાની ઠઠોલી કરતા. જે નાગરી નાત આજે મહેતાને માટે ગર્વ ધરાવેછે, તેઓએ અનેક પ્રકારે દુઃ-

---

* "કાળી કાછિયાની [illegible] ત્યાં વસતી, મળે શાકભાજી ત્યાં સસ્તી; ત્યાં એ [illegible] જૂની ઝું પડી હુતી, શળી સમખાવા ઉપર તુંતી.

ઓ દીધાં, પણ મેહેતો ડગ્યો નહિ, ને કૃષ્ણ ઈશ્વરપર પૂર્ણ આસ્થા રાખવામાં અચળ રહ્યો ને કૃષ્ણલીલા ગાવાથી પાછો હઠયો નહિ. તેના ઘરમાં સાધુસંતના ટોળેટોળાં પડયાં પાથરયાં રહે, ને તેમાં સ્ત્રીઓ પણ હતી. કવિ નર્મદાશંકર જણાવેછે કે કેટલીક નાગરણો પણ વૈષ્ણવ થઇ હતી, પણ એ સંભવિત લાગતું નથી, ને રા. મણીશંકરભાઇ એમ પણ કેહતા કે સ્ત્રીઓ પરતંત્ર, તે આવી રીતે નરસિંહની આશ્રીત થાય તો તે વેળાના નાગરો પજવ્યા વગર રેહેજ નહી.

કમળનયન જણાવેછે કે મેહેતાને ન્યાતે પજવવામાં પહેલો પ્રસંગ તો વૈષ્ણવી (વલ્લભી વૈષ્ણવ નહિ.) ધર્મ નહિ ગ્રહણ થાય તે માટે ખોળ્યો, પણ તેમાં ફાવ્યા નહિ. એક દિવસે એ સમાનદૃષ્ટિ રાખનારા ભક્તે ઢેઢવાડામાં કીર્તન કીધું, તેનો લાભ લઇને મેહેતાને ન્યાતબહાર કીધા. મેહેતાએ ન્યાતજાતનો ત્યાગ કીધો હતો, તે જોકે જરાપણ અજાણ્યું નહોતું, તોપણ પોતાને માટે પોતાના ઇષ્ટદેવ કૃષ્ણની નિંદા થતી તે એ સાંભળી શકતા નહી, ને તેથીજ ન્યાત મુકી દીધી હતી. એક પ્રસંગે મેહેતાને કૃષ્ણે સ્વપ્ન દીધું ને તે પરથી ન્યાતમાં જમવા ગયા, ને ત્યાં પણ પ્રકટપણે કૃષ્ણ કીર્તન કરવા મંડયા. જોકે દંતકથા તો એવી છે કે ત્યાં બનાવ એવો બન્યો કે દરેક નાગર પોતા વચ્ચે એકએક ઢેઢને જોય ને તેથી તેઓ શરમાઇ ગયા ને મેહેતાને ન્યાતમાં લીધા પણ તે પછી મહેતાએ ન્યાતનું પાણી મુકયું હતું.

સૌથી મહેતાના સંબંધમાં મોટો પ્રસંગ રાજા મંડલિકના દરબારમાં સન્યાસી ને પોતા વચ્ચે થયેલા વાદવિવાદને લગતો છે. એ પ્રસંગ ૧૫૧૨ માં બનેલો જણાવવામાં આવે છે. દરબારમાં વગ સત્તાવાળા નાગરો, શિવમાર્ગી સાધુ સન્યાસીઓ, મંડલિક રાજા ને બીજા સઘળાઓ મેહેતાની વિરૂદ્ધ હોવાથી, વળી નરસિંહ વૈષ્ણવ ધર્મનો પ્રચારક ને શિવમાર્ગનો ઉચ્છેદક છે એમ માની, વલી શિવધર્મનું ઘણું જોર હોવાથી ને નરસિંહ કોઇ ધૂતારો છે, ને કૃષ્ણને નામે સ્ત્રીઓ સાથે રાસલીલા ને વિહાર રમે છે

---

બીંત્યો દોદરાં એવડી વળી, છાપરે ભાગી તૂટી કોક વળી;
ઘરમાં વણુછો ન પડે એથી, જ્યાં જોઇએ ત્યાં ઝાડ તેથી.
રહે શ્વાન મૂષક ને કોળ, વગરે મૂકી બારી છે સોળ;
નહીં જાવાનું ત્યાં શું તાળું, બેશી પેશી આમ ભાળ્યું."

એવું ધારીને તેના વિચાર ખરાછે તે માટે સાબીતી માંગીને એ સાબીતી એવી રીતે આવી કે શ્રી દામોદરે પ્રગટ થઇને તેના ગળામાં હાર પેહેરાવ્યો, ને નરસિંહનો વિજય થયો. તથાપિ જુનાગઢના વૃધ્ધો એમ જણાવે છે કે પાછળથી પણ નાગરો તેને કનડવાને ડર્યા નથી. આવી વિપત્તિમાં મંડલીકની મા મરણ પામી ને મેહેતાને જે આશ્રય હતો તે જતો રહ્યો. સઘળો વખત લોકોની નિંદા સાંભલ્યા વગરજ પોતાનો સમય કૃષ્ણકીર્ત્તન ગાવા સાંભળવા, ને સાધુ સંતમાં રેહેવામાંજ ગુજાર્યો છે.

સાધુ પુરૂષને જે સાંસારિક હેરાનગતી હોય છે તેથી એ વિરકત નહોતો. ન્યાતજાત, સગાં સંબંધી ને બીજાઓની બત્રીશી નીચે ચવાતો, પણ કૃષ્ણનો રાસ ગાતાં ને પૂર્ણ ભકિત બતાવતાં તે ૬૬ વર્ષની ઉમ્મરે એટલે મંડલિકના મરણ પછી છેક સાતમે વર્ષે વૈકુંઠવાસી થયો હોય એમ જણાય છે. નાગરોની એના પ્રત્યે ગમે તેટલી અપ્રીતી કે અભાવના હતી, તથાપિ તેઓએ એની સઘળા પ્રકારની ક્રિયા કીધી હતી.

આ પ્રમાણે ભક્તકવિ નરસિંહના જીવનચરિત્ર માટે અમારી તરફની હકીકત છે. ગુજરાતમાં એનાથી પેહેલો બીજો કોઇ પણ કવિ થયો હોય તેવું જાણવામાં નકીપણે આવ્યું નથી. તેમ આખા ગુજરાતમાં પેહેલોજ વૈષ્ણવ એ હતો એમ પણ જણાય છે. જો કે તે કાળે નાગરોએ તેની અત્યંત નિંદા કીધી, પણ આજે તો નાગરો કેહે છે કે "અમારી ન્યાતમાં નરસિંહ મોટો ભકત ને કવિ થઇ ગયો છે." જેમ જેમ એના ઉપર નાગરો તરફથી તથા બીજા ધર્મમાર્ગ તરફથી હેરાનગતી થતી ગઈ, તેમ તેમ એણે પોતાના વિચારો છચોક ગાવા માંડ્યા ને તેનું આખર પરિણામ એ આવ્યું કે પેહેલે પૂર્ણપ્રેમી–ભકત બન્યા પછી, અંતઃકાળે ઉત્તમ પ્રતિનું વૈરાગ્ય ને જ્ઞાન મેળવીને દેહ છોડયો છે. સ્થિતિએ હીન હતો, કુટુંબમાં અસુખી હતો, રાજય તરફનું પણ ભય હતું, છતાં નિંદાથી ડર્યો નહિ, લોકલજ્જા ગણી નહિ, ટેક મુકયો નહિ, ઇશ્વરે સર્વ પ્રકારે સાહે કીધી ને અડયું કામ રાખ્યું નહિ, તેથી ડંગ થએલા નાગરો ખસિયાણા પડી ગયેલા, તે નિતનિત નવાનવા ખુદ્દા ઉઠાવતા ને પજવતા તેવી સ્થિતિમાં જે કવિતા એણે બનાવી છે તે ઘણા ઉંચા વિચારથી ભરપૂર અને મધુરતાએ ભરેલી છે.

નરસિંહ મહેતાનાં ચરિત્રમાં ઘણી બાબતો અમિતો ઈતિહાસ તથા પુસ્તકના આધારે ઉમેરી શકાય તેવી છે. એમ જણાવવામાં આવે છે કે શ્રી કૃષ્ણ પરમાત્મા એને હાજરાહજુર દર્શન દેતા હતા, તથા ઘણાંક કામો, એની અડી વેળાના કરી આપ્યા છે. જેની ટીપ આ પ્રમાણે થાયછે.

૧. ગોપનાથ મહાદેવે સાક્ષાત દર્શન દીધા, તથા ભોળા શંભૂએ શ્રી દ્વારકા તેડી જઇને કૃષ્ણની રાસલીલા દેખાડી. કૃષ્ણે પ્રસન્ન થઇને આશિર્વાદ દીધો કે આ જોઇ તેવી લીલા ગાજે

૨. મેહેતાજી જુનાગઢની બહાર મજેવડીમાં રેહેતા, તેની પશ્ચિમ બાજુની છાણવાળી ભીત વરસાદમા એકાએક તુટી પડવાને તૈયાર થઇ ત્યારે આસપાસની સઘળી ભીત તુટી પડી, પણ જે સ્થળે નરસિંહ સુતો, હતો તે ભીત કૃષ્ણે ટેકો દઇને અધ્ધર રાખી.

૩. સામળદાસનો વિવાહ કીધો, ને તેમા લક્ષ્મીજી સહિત કૃષ્ણ જાતે પધાર્યા હતા.

૪. કુંવરબાઇનું મામેરૂં કરી આપ્યું.

૫. શ્રીરંગ મેહેતાની સ્ત્રીની પાસે નાહવાના હુના પાણીમાં સમોવણ માગ્યું, ત્યારે તેણે કહ્યું કે તમને તો કૃષ્ણજી સાહાય છે તો માગ્યા મેહ વરસે. મેહેતાજી નરસિંહે મલાર ગાયો ને મુશળધાર મેહુલો વરસ્યો.

૬. કુંવરબાઇના શ્રીમંતમાં, તેની નણંદની દીકરીને પેહેરામણી આપવાની રહી ત્યારે કીર્ત્તન ગાતાંવારને આકાશથી એક ઝભલું પડયું.

૭. નરસિંહના પિતાનું શ્રાધ્ધ સારી આપ્યું.

૮. નરસિંહને સન્યાસી સાથે વાદવિવાદ થયો, ત્યારે એણે ગીરો મુકેલો કેદારો રાગ છોડાવી આપ્યો, તથા તે હકીકત કૃષ્ણે એના કાનમાં, સભા મધ્યે કહી.

૯. શ્રી દામોદરજીએ મહેતાની ડોકમાં મંડળિકની સભામાં પોતે જાતે હાર પેહેરાવ્યો.

૧૦ નરસિંહ મેહેતો એક સમે ભકતમંડલીમાં ગીત ગાવા ગયે। ને ત્યાં તૃષા લાગી ત્યારે કૃષ્ણે સ્ત્રીના વેશમાં આવીને પાણી પાયું.

૧૧ મેહેતાએ લખેલી રૂ ૭૦૦ ની હુંડિ સિકારી.

૧૨. નાગરોએ, મેહેતાને ઢેડ સાથે ગીત ગાવા બેઠો તે માટે ન્યાત બહાર કીધા ને દૂર જમવા બેસાડયા, ત્યારે નાગરી ન્યાત જમવા બેઠી ત્યારે

આકુક નામશની સાથે ઢેક બેઠેલો તેઓએ દીઠો, ને મહેતાને પોતા સાથે બેસાડ્યા ત્યારે કંઈ પણ દેખાયું નહી.

૧૩. મહેતા પોતાના કાકા સાથે દુવારકા યાત્રાએ જતા હતા, ત્યારે માર્ગમાં ક્ષુધા ઘણી લાગી ત્યારે કૃષ્ણે આહીરોનો નેસડો બનાવ્યો. તેમાં મહેતાએ ભજન કીર્ત્તન કીધું, ને તેઓ આહીર સાથે જમ્યા. પછી એના કાકા પર્વતદાસ કોપા યમાન થયા ત્યારે નહિ મળે નેસડો કે નહિ મળે આહિરડાંઓ.

૧૪. મેહેતો શાલિગ્રામનું પૂજન કરતો હતો, ને બાળમુકુંદની મૂર્ત્તિ પૂજતો હતો. એ બાળમુકુન્દ સદા એને હાથે પ્રસાદ આરોગતા હતા.

૧૫. એક વખતે કેટલાક શિવભક્તો મેહેતા પાસે આવ્યા ને કહ્યું કે શ્રી કૃષ્ણ ચતુર્ભુજ સ્વરૂપે અમને દર્શન આપે તો અમે તમારા સેવક થઈએ. તેજ સાંઝના આરતિ ટાંણે કૃષ્ણે સાક્ષાત ચતુર્ભુજ સ્વરૂપે દર્શન દીધું.

૧૬. સામળદાસના વિવાહ વખતે મેહેતો દુવારકા જતાં માર્ગમાં લૂંટારા મળ્યા, ત્યારે એક સૈન્ય રૂપે કૃષ્ણે આવીને સૌને નસાડયા.

૧૭. વૃદ્ધ વયે મેહેતો દ્વારકા જવાને અશક્ત હતો, ને મારગમાં તે થાકીને સુતો ત્યારે કૃષ્ણે આવી ગરૂડપર બેસાડીને દ્વારકામાં મુક્યા. પછી કૃષ્ણે એને કહ્યું કે તારે ત્યાં હું નિરંતર દર્શન દેઈશ, તે પ્રમાણે. મહેતા સાથે કૃષ્ણ નૃત્ય કરતા હતા.

૧૮. માણેક મેહેતી, મેહેતાની ભક્તિ સાચી માનતી નહિ, ત્યારે એક દિવસે શ્રી કૃષ્ણે માણેક મહેતીને પોતાને હાથે પ્રસાદ આપ્યો હતો.

૧૯ એક સમયે મેહેતાને ત્યાં ૫૦૦–૭૦૦ સાધુસંતો આવ્યા, તેઓ-ને ખાવા પીવાની કશી ગોઠવણ હતી નહિ, ને ગામમાં પણ કોઈ ધીરે તેમ નહોતું, ત્યારે રાત્રિના કૃષ્ણે આવીને એના પાસામાં સોનાની મ-હોરોની ભરેલી થેલી મુકી.

૨૦. મેહેતાજી ગિરનારની પડોસમાં આવેલા દામોદર કુંડમાં સ્નાન માટે ગયા. ત્યાં કેટલીક વૈષ્ણવડી તથા પોતે સ્ત્રીના પોશાકમાં નૃત્ય કરતા ને કીર્ત્તન કરતા હતા. આ વેશ જોઇને ઘણાક નાગરોએ ઠઠોલી કરવા માંડી તો તેઓ એક બીજાને અન્યોઅન્યજ સ્ત્રી રૂપે દેખવા લાગ્યા, ને તેથી સઘળાંઓ શરમાઇને નાસી ગયા.

શ્રી હરગોવિંદદાસ જણાવે છે કે આવા આવા ૪૪ પડ્યા કૃ-

મણે આપ્યા હતા એમ મેહેતાના વંશના એક ગૃહસ્થથી તેમણે સાંભળ્યું છે. આ બધા પડચાના સંબંધમાં કવિ નર્મદાશંકર જણાવે છે કે એ સહજ બનાવો છે. કાંતો કોઇ શેઠ સાહુકારે એનું અડીઓપટીઓનું કામ કાઢી આપેલું, કે કોઇક વૈષ્ણવે કામ બજાવ્યું હોય, ને તે સઘળું ભક્ત કવિએ પોતાના ઇષ્ટના નામ સાથે જોડી દીધું હોય.

પણ મી૦ હરગોવિંદદાસ જણાવે છે કે હમણાના દશ વિશ વર્ષમાં જે જે નવી શોધો થઇ છે તે પ્રમાણે આવા પ્રસંગો ખોટા છે એમ માનવું નહી. યોગસાધનથી ને ઇશ્વરપર પૂર્ણ આસ્થા રાખવાથી એવાં કામ નહી બને તેમ નથી. એ બાબતમાં થિયોસોફિસ્ટનો દાખલો આપે છે કે મેડમ બલાવટ્સ્કી એ બાબત ઘણું જાણે છે; ને તેથી ઘણાકોના વિચાર ફેરવાયા છે.* આ બાબત ગમે તેવી હોય તોપણ તે માટે બહુ મોટા વાદવિવાદની જરૂર નથી. એટલુંજ નક્કી છે કે નરસિંહ ભક્તના ઘણાં કામો કોઇક રીતે થયાં, ને તે ઇશ્વર પ્રેરિત જ થયાં હોય એમાં સંશય રાખવાનું કારણ નથી, કેમકે તે સર્વવ્યાપક, સર્વાંતરયામી અને દીનબંધુ છે.

નરસિંહને પોતાના ૨૨ માં વરસથી કૃષ્ણ પ્રત્યે લગ્નિ લાગી રહેલી, ને તેજ સમયથી સાધુ તરીકે વર્તી કૃષ્ણ ઊપર પૂર્ણ ભક્તિભાવ દર્શાવી તેમાં નિમગ્ન રેહેવા લાગ્યો હતો. એ વખતથી એણે કવિતાએ, અથવા કહો કે હરીકીર્ત્તન કરવા માંડયાં હતાં, ને તેમાં જ્યારે જ્યારે મહેતી એને ગભરાવતી ત્યારે ત્યારે એણે કૃષ્ણભક્તિનાં કીર્ત્તનો ગાઇનેજ વખત ગાળ્યો છે. મહેતીએ પોતાના ભાગ્યને નિંદ્યું ને દુ:ખીસ્થિતિ માટે શોક કીધો, ત્યારે એણે "સુખ દુ:ખ"નું પદ બનાવેલું હોવું જોઇએ; ને પાછલા કાળમાં કુટુંબ સગાંવિના જ્યારે હેરાન હતો, ને ખાવાપીવાની, લોકની અડચણની એમ સઘળા પ્રકારે અવસ્થા નબળી હતી, ત્યારે ઘડપણનું પદ બનાવેલું હોવું જોઇયે. એ સંસારવ્યવહારમાં કશું સમજતો નહી, ને ઓલિયા પાછા જેવો બની પગે ઘૂઘરા બાંધીને સ્ત્રીઓના ટોળામાં નાચતો, ને પ્રેમઘેલો બનીનેજ મગ્ન રેહેતો એમ જણાયછે, છતાં તેની કાવ્યશક્તિ, જોકે કુદરતી—

---

* હું યોગનો માનનારોછું, કે એવી કંઇક વસ્તુ છે, પણ મેડમ બ્લાવટ્સ્કીના કેહેવા જેવો કોઇ પ્રકારનો યોગ છે એમ મારૂં માનવું નથી.

ભાષામાં પેહેલવેહેલી હતી. ભાષામાં બીજું કંઇ નોહતું, ત્યારે જેરીતે તે ખીલી નીકલીછે, તે જોતાં એનું જ્ઞાન ઘણું ઉંચું ને પાકું હતું. પાછળથી એનો ભક્તિભાવ મોળો પડીને વૈરાગ્ય ને જ્ઞાન મુખ્ય થયાં હોય તેમ કેટલાંક પદોપરથી જણાયછે, પરંતુ તેણે કૃષ્ણભક્તિને મુકી જણાતી નથી. લોકો એની ઠઠ્ઠામશ્કરી કરતા, તે એ સમજતો નહિ તેમ નહોતું, પણ તેઓને ગણકાર્યા નથી; ને કેટલાક પ્રસંગમાંતો (હુંડી) એ છેતરાયલો જણાતો નથી.

બીજા કવિયો પેઠે એણે કૃષ્ણનો શૃંગાર ને ભક્તિ, ને થોડુંક બ્રહ્મગાન, કીધું છે. તે સંસ્કારી કવિ હતો એટલે વિચારમાં ને વાણીમાં ઘણી સરળતા આવી છે; નવા નવા રાગો ભાષામાં પેહેલાજ દાખલ કીધા છે છતાં પ્રભાતિયાંનું માન તે એનેજ ઘટેછે. પ્રેમનાં પદો ઘેલછાના કરતાં પૂર્ણ આસ્થાવાળાં વધારે જણાયછે, ને નવી નવી ઢબે વર્ણન કીધું છે. કેટલાંક ચિત્રો ઘણાં ઉત્તમ આપ્યાં છે. એ ભક્તકવિ સાથે આત્મજ્ઞાનજ્ઞ પણ ગણાય, ને તેમાં એની વિદ્વત્તા ઘણી માલમ પડી આવે છે; ને હું ખાત્રીથી કહીશ કે આત્મજ્ઞાનપર જે જે કવિતા એણે રચી તે તે કાનનેજ માત્ર સારી લાગે તેવી નથી, પણ હૃદયને સંતોષ પમાડે તેવી છે. એની હારમાળા માટે મારે કેહેવું જોઇએ કે તેમાં જે ક્ષેપક પદો ઘુસી ગયાંછે તે તારવી કાઢીને સંસ્કાર કીધો હોય તો તેમાં એનું કેટલું જ્ઞાન પૂર્ણપણે જણાય છે. એનું કાવ્ય કવિતાશૂન્ય નથી, પણ શુદ્ધ કાવ્ય છે.

નરસિંહ મેહેતાની કવિતાપર વિચાર આપ્યા પેહેલાં એનાં સઘળાં કાવ્યો પ્રગટ થવાં જોઇયે, ને તેથી હાલમાં એનાં કાવ્યપર ટીકા કરવાનું મોકુફ રાખીને કાવ્યદોહનના છેલ્લા ગ્રંથમાં તે બાબત વિવેચન કરીશ. મારી પાસે પ્રાપ્ત થયેલા ગ્રંથો આ પ્રમાણે છે.

(૧) હારમાળા; (૨) ચાતુરી ષોડશી, (૩) ચાતુરી છત્રીસી (૪) સામળદાસનો વિવાહ; (૫) દાણલીલા, (૬) ગોવિંદગમન, (૭) રાસ સહસ્રપદીમાંના ૬૫ પદો, (૮) બાળલીલાનાં પદો, (૯) અને બીજાં પરચુરણ ૭૮૦ પદો.

એની કવિતાના સંગ્રહ માટે એમ કહેવાય છે કે સઘળાં મળીને એણે સવા લાખ પદો કીધાં છે, જેમાંના એક લાખ પદો કીધા પછી એનું મૃત્યુ આવ્યું ને એનો જીવાત્મા ૨૫ હજાર પદો પૂરાં કરવામાં ઘુંટાયો,

ત્યારે એના દીકરા સામળદાસની ધણિયાણીએ કહ્યું કે, બાકી રહેલાં પદો હું તમારે નામે પૂરાં કરીશ, ને તે પછી તે બાઇએ ૨૫ હજાર પદો મહેતાને નામે પૂરાં કીધાં એમ કેહેવાય છે એ બાઈનું નામ પ્રેમાનંદ સૂરસેના કહે છે, ને મી૦ હરગોવિંદદાસ કમળાગવરી કેહે છે. કમળનયનાચાર્ય ને મી૦ મણીશકરના કેહેવા પ્રમાણે પેહેલું નામ પિયેરનું હતું, ને પાછલું નામ મહેતાને ઘેરથી પાડવામાં આવ્યુ હતું. એટલે સામળ (કૃષ્ણ) ની સ્ત્રી કમળા (લક્ષ્મી) છે, એમ ગણીને તે નામ પાડયું હતું. એ બાઇના પિતનું નામ મદન મેહેતો, જે વડનગરના રાજાનો કારભારી હતો; ને માતાનું નામ બચીબાઇ હતું.

વળી બીજી તરફથી એવી વાત જણાવવામાં આવે છે કે કવિએ બાકી રહેલાં પદો સાયલામાં લાલોભકતનો જન્મ ધરીને પૂરાં કીધ હતાં. દભોઈના લોકો એમ માને છે કે દયારામભાઇ સાક્ષાત્ નરસિંહ મેહેતાનો અવતાર હતા. અર્થાત્ મેહેતો એવો ઉત્તમ ભક્ત થઈ ગયો છે કે તેનું નામ આજે એક નાગરી ન્યાતનું ભૂષણ રૂપ, ભક્તોમાં આત્મરૂપ ને ગુજરાતની પ્રજામા મોરાં રૂપ થઇ પડયું છે. એની પૂર્ણ ને ઉજળી ભક્તિને લીધે આજે જુનાગઢમાં નરસિંહ મેહેતાના ચોરામા એની મૂર્તિ સ્થાપેલી છે,તેમજ દ્વારકામાં ગોમતી તટપર કૃષ્ણ-સામળદાસની સામા એની મૂર્તિ ઉભી રાખવામાં આવી છે, ને તેને પડખે કુંવરબાઈની પણ મૂર્ત્તિ છે. દક્ષિણમાં નામદેવ ને તુકારામની મૂર્ત્તિઓ વિઠ્ઠળનાથજીની પાયરી સમક્ષ છે તેના કરતાં પણ આ ભક્ત કવિનો વધારે મહિમા ગણાયો છે.

આ ટાંણે એની કાવ્યશક્તિ માટે આટલો અભિપ્રાય આપી શકાશે. એની કવિતામાં અતિ મસ્ત થયેલા ભક્તિભાવના ઉભરાનો સુમાર ઉભળી આવ્યો છે, જે વળી ઘણો ખુલ્લો છે; જો કે તે બીજા વર્ગથી ઉતરતો નથી. વાણી મંજુલ ને હૃદયભેદક, વિચાર સાદા ને સ્વાભાવિક, ચિત્રદર્શનો કંહીં કંહીં ઠીક, અલંકારો ઝાઝા નહિ, પ્રભાતિયાં આનંદ આપનારાં, નવરસમાંના શાંત, શૃંગારમાં ઉત્તમ એવો રસ ઝામેલો, ને નીતિ ભક્તિ ને બોધથી ભરપૂર એનું કાવ્ય છે. નવા નવા સર્ગો દાખલ કરવામાં એણેજ યોજના પેહેલી કીધી છે; ને મારે આટલું તો આ પ્રસંગે કેહેવું પડશે કે અંગ્રેજી ચૉસર કરતા એની કાવ્ય શક્તિ વધારે ઉત્તમ છે, જો કે બંન્નેના માર્ગો નિરનિરાળા છે-તોપણ ભક્ત કવિની કવિતામાં એનું કાવ્ય મુખ્ય ગણાય તેવું છે.

## સાંકળીયું.


પૃષ્ટ.

**નરસિંહ મેહેતા.**

**આતુરી.** ૧

**દાણલીલા.** ૧૫

**શૃંગારમાળા.** ૧૮

આવોરે અલબેલા વાહલા ... ૧૮
સાચું બોલો શામળિયા વાહલા ,,
શામળિયો તે ઉરનું ભુષણ... ૧૯
ઉપર રાખી સુંદર વરને ... ,,
શામળિયાને સંગમાં રમતા ... ,,
નંદના ગોવાળિયારે ... ... ,,
મારો નાથ ના બોલે બોલ... ૨૦
આજ ઉજાગરા અંગઆલસ ભર્યા...... .......... ... ,,
પ્રાંતઃ થયો મારો પાલવ મેલો ,,
લડસડતી કાંહાની છેરે અબળા ૨૧
પ્રેમે પ્રેમદા પિયુજી સાથે ... ,,
શ્રી વૃંદા રે વનમાં વેણુ વજાડી. ,,
રે સેનેરે કાજે તમો સહુ મળી આવ્યા ... ....... ... ૨૨
હે સાનેરે કાજે શામળિયારે ... ,,
રે આજ રાખીરે શ્રી વૃંદારે વનમાં... ... ... ... ... ... ,,
ધન્ય ધન્ય વૃંદાવન ી શોભા ,,
અધરાતે મધુરી મારે વાહાલે. ૨૩
આવ્યા આશ ભર્યા વાહાલાજી. ,,

પૃષ્ટ.

વૃંદાવનમાં રચ્ચે અખાડો ૨૩
લઇ ચાલો વૃંદાવનમાંરે ... ૨૪
અમને રાસ રમાડ વાહાલા ... ,,
વારીશમાં માતા તું મુજને ... ૨૫
કાહાનજી કાહાનજી કરતી હીંડે. ,,
વાંસલડીને વારોરે વારો ... ,,
વાહાલે કોણ વેળા કોણ વાર. ૨૬
નહિ દઉં સાંઈ રસ લેવા ... ,,
હાવું હવે ના પડિયારે ... ... ,,
ભાવેરે ભામની ભોગવતા ... ૨૭
લટકો તારો લાખ સવાનો ... ,,
પ્રાતઃ હવો પ્રાણપતિ ... ૨૮

**વસંત વિલાસ.**

પ્રથમ દિવસ વૃજ વસંત પંચમી ...... ... ... ... ૨૮
આવ્યો વસંત રમવાને જઈએ ... ... ... ... ,,
ચાલ ચાલ સખિ મેહેલ મથતું મહીરે ... ... ... ... ૨૯
ગુલાલે વધાવેરે ગોપી ગુલાલે.. ,,
રસ ભેર રંગતણુરે ઝાકમ ઝોળ... ... ... ... ... ,,
કેસુડા રાતાંને રૂતું રાતી ... ,,
આ રત રૂડી મારા વાહાલા ... ૩૦
હાં હાંરે રત આવીરે આવી ... ,,
આવી રત ફુલી વૃંદાવનમાં ... ,,

પૃષ્ટ

સાસરિયા દેખે મારા વાહાલા. ૩૦
રમવા સરખું શ્રી વૃંદાવન ... ૩૧
ચાલો હરી હોળી રમવા વૃંદાવન જઈએ ... ... ... ,,
ચાલો સખી વૃંદાવન જઈએ. ,,
લાવ લાવરે માલણ વેળ મરવા ... ...... ...... ૩૨
રજની રમીને રે શ્રી હરી ઘેર આવિયા ... ... ,,
શોકલડી ધૂતારીરે સૈયર... ,,
કાનછ છોગાળોરે... ... ... ૩૩
મનોહર વાઇરે, આંગણે મોરલીરે... ... ... ... ,,

હિંડોળો.

પરમ ચતુર ઝુલે નાથ મારો... ,,
રાધા મોહનવર ઝુલે છે ... ૩૪
ઝાંઝર ઝમકે ને ઝુલે હિંડોળે ,,
એ સખી શ્રાવણ આવ્યોરે... ,,
કાઇ ઝાંઝરીયા ઝલકે ને ચમકે ......... ...... ૩૫
હીડોળે હિંચે નારી નાથશું જે ,,
આ જોરે આ વાહાલો રમતો ૩૬
ઠઠ ઠમ રે વરશે મેહ શોહામણો જે... ... ... ,,
હિંડોળે હિંચેરે વાહાલો હર્ષ શું જે... ... ...... ,,
શામળીઓ મહાબળીયો કાંઇ. ૩૭
આ જોને તું આ જોને ... ,,
હીંડોળે હીચંતો વાહાલો ... ,,
ઘુમણ ઘાળે ગાયે ગોપી ... ૩૮

પૃષ્ટ.

ધન ધન રે અવનીની શોભા. ,,
હિંડોળે શામળીયો શોભા... ૩૯
ધન ધનરે જુવતી જીવન શું. ,,
હીડોળે હીંચતા રૂડું ... ... ,,
ધન ધનરે ગોકુળની નારી.. ૪૦
અદભુત શોભારે હરીના હીડોળાની... ... ...... ,,

બાળલીલા.

નંદનું આંગણું પરમ રળિયામણું... ... ... ૪૧
આવડી રાઢ શી વીઠલા તજને ........... ... ,,
માતા આગળ મોહન નાચે. ,,
આગણડામાં રમતો મોહન.. ,,
માને માનુની રાવ કરંતા ... ૪૨
ગાએ ગોપી ગોવિંદના ગુણ.. ,,
જુઓરે આ બાળકની ગતી .. ,,
બીડે ભામની ભામણા લઇ.. ,,
કામણગારો કેમ વિસારૂં ... ૪૩
રૂમઝૂમ નાચે નેપૂર વાજે.. ,,
જશોદા તારા કાનુડાને... ,,
જમો તો જમાડું રે ...... ૪૪
જમો જમોરે જુગદાધાર ... ,,

**તુલસી.**

**ધ્રુવાખ્યાન.** ૪૬

**પ્રેમાનંદ.**

**ચંદ્રહાસાખ્યાન** ......... ૮૩
**અભિમુન્યુ આખ્યાન...** ૧૨૭

પૃષ્ઠ.
મદાલસા ................૨૦૧
વામન ચરિત્ર........... ૨૫૦
વિવેક વણજારો......... ૨૭૨
નરસિંહ મેહેતાની હુંડી. ૨૭૯

**અખો.**

અખેગીતા............ .. ૨૯૦
અનુભવબિંદુ............ ૩૨૮
કૈવલ્યગીતા................ ૩૩૭

**સામળ ભટ.**

ઉદ્યમકર્મ સંવાદ......... ૩૩૯
પદ્મમાવતીની વાર્તા...... ૩૭૬
ભદ્રાભામની ............ ૪૩૭
સામળરત્નમાળા......... ૫૧૫

**નિષ્કુળાનંદ.**

ધીરજાખ્યાન ............ ૫૩૯

**મુકતાનંદ.**

સતીગીતા ............... ૫૯૭

---

## વિભાગ બીજો.

**બ્રાહ્મણ.**

**કૃષ્ણલીલા.**

**પુતના વધ.**

કપટે આવી કામીની ..... ૬૬૫

**જનુનીલીલા.**

ભાવજી પુછે વાત માતને ૬૬૭

પૃષ્ઠ.

**ઉખળબંધનલીલા.**

માતાને મોહન ધાવે ... ૬૬૭
નાશીને જાશો કેટલેરે ... ૬૬૮
જશોદા છોડો કહાનને ... ૬૬૯
નંદજીને ઘેર ખાવા ટળ્યુંરે .. „
જશોદાજી છોડો સુંદીર શામને હો... ... ..... „
બાઇ જાઓની ઘેર આપણે ૬૭૦
આવોરે બાઇ કૌતક જોવા .. „

**ગોપીસ્નેહલીલા.**

બાળમુકુંદને નિરખીએજી ૬૭૧
બાઇ એ કાનુડો ... ... ૬૭૨
આવ આતા હું દુધ પાઉં ... „
સખી હું શું કરૂં રે ... „
આવ સખી ઉતાવળી ... ૬૭૩
જુવોરે જશોદા પુત્ર તમારો ૬૭૪
સજની મુને વાહાલી લાગે .. „
આવો સજનીનજરે નિરખો. ૬૭૫
આવરે આવ ઉતાવળી ... „
નંદકુંવરનું મુખડું જોતાં... ૬૭૬

**વચ્છહરણલીલા.**

નાના મોટા વાછરૂંરે ...... „

**બંસીમોહીણીલીલા.**

વૃંદાવન માહેરે વિઠલો ... ૬૭૮
મોરલી વાય છે વૃંદાવનમાં. ૬૭૯

**દાણલીલા.**

એની વાટે નહિ જઇએ... ૬૮૦
કાંબલી મેલો કાનજીરે ... ૬૮૦
રાધા કહે સુણો સુંદિરવર. ૬૮૧

પૃષ્ઠ.
રાધા કહે હું આગળ થાઉં. ૬૮૨
સુંદિર શામજીરે ... ... ... ,,
જાશો કો આણી વાટે ..... ૬૮૩
મુહુને શું કહોછો શું કહો છો. ... ... ... ... ,,
વૃંદ્રાવનની વાટે ... .... ૬૮૪
નારી નયન નચાવે ..... ,,
હરજી કહે એમ વાણી.... ૬૮૫
બીજી સખી કહે લાગો... ૬૮૬
ભેદ સખી કહે ભાગો ..... ,,

**વલ્લભભટ.**

આનંદનો ગરબો ...... ૬૮૭
મહાકાળીનો ગરબો — ૬૯૬
આરાસુરનો ગરબો ...... ૬૯૮
અંબાજીના શણગારનો.. ૭૦૧

**દ્વારકો.**

શણગાર.
આજ મારે આંગણિયે ... ૭૦૪
આદ્યઅંતની પ્રીત છે મારે... ,,
વંસત રતમાં આનંદ મારા. ૭૦૫
છાંટે છે પીચકારીરે ... ... ,,
સાંભળ તું સજનીરે... ... ,,

ઉપદેશનાં પદ.
જીવતારી શી ગતી થાશેરે... ૭૦૬
તું કાં ભૂલ્યો સમજુ થઇ ... ,,

**પ્રીતમદાસ.**

કૃષ્ણ જન્મની વધાઇ ... ૭૦૮

પૃષ્ઠ.
દાણની ગરબી ........ ૭૧૪
જ્ઞાનમાસ .............. ૭૧૬
પંદર તિથિઓ ......... ૭૧૯

શૃંગાર સંગ્રહ.
રંગ લાગ્યોરે, રસીક વર સાથે ................ ૭૨૧
અલબેલોરે, આનંદકારી.. ,,
વશ્ય કીધારે વેણુ વજાડી... ,,
રસમલોરે, પ્રીતમડો પ્યારો . ,,
વૃંદાવનકીરે શોભારે સારી.. ૭૨૨
નંદજીનોરે કુંવર છબીલો.. ,,
આજ દીવાળી રંગ રસાલી ,,
આજ અમારે ભાયગ સજની ,,
વાયદો વરે છેરે ......... ૭૨૩

ભકિત પ્રકાશ.
કોપન કરીયે કૃષ્ણજી ....... ,,
તમો ભૂપ પિતા ભુધરા ... ૭૨૪
મધુસુદન મહારાજ છો... ,,
રામ રટણ કર રંગમાં...... ,,
જય જય શ્રી જાનકી રામ... ૭૨૫
કૃષ્ણ કૃષ્ણ કૃષ્ણ વાસુદેવ.. ,,
રઢીયાળોરે રંગ ભીનો...... ,,
રંગ ભીનોરે, રાધા રાણી..... ,,
બડભાગીરે વ્રીજની નારી... ૭૨૬
પ્રભુ પદ રજરે વિઘ્ન હરે છે. ,,
હે રસના નિત્ય ગોવિંદ ગાઈ.. ,,
જય વૃંદાવન કુંજબીહારી... ,,
ગીરિધરલાલતણા ગુણગારે...૭૨૭
ભાવ કરી તું રહીને ભજરે... ,,

પૃષ્ટ.

ભજન વિના દિન જાય છે
વિલ્રા.................. ,,
ચરણ કમળનોરે મોટો...... ,,
આજ અમારે દિવાળીરે...... ૭૨૮
આજ દિવાળી પ્રેમ રસાળી..૭૨૯
આજ કર્યો અનકોટ છબીલે. ,,
મંગળ ગાન કરે છે ગોપી. .,,
પ્રેમે પરણે તુલસી......... ૭૩૦
સાસુજીયે આવિને વધાવ્યારે.. ,,
આનંદ આવોરે......... . ૭૩૧
હરી ભાવે ભોજન કીજીયે.....,,

જ્ઞાન પ્રકાશ.

જીવા વચન વિચારી......... ,,
તું તારૂં તન દેખ.......... ૭૩૨
જે જુગદીશ ઈશ અવિનાશી. ,,
જે સંત સંગ કરે......... ,,
રહે રસના તું રામ ભજનમાં. ૭૩૩
ગુરૂ ગમ જ્ઞાન વિચારે ઘટમાં. ,,
વંદુ સદગુરૂ ચરણરજ શીશ. ,,
જય જય જાનરાય....... .. ,,
હરી ગુણ ગાતારે.......... ૭૩૪
આળસ આણીનેરે....... ... ,,
તત્વ વિચારીરે ....... ..... ,,
રણછોડ રંગીલોરે.......... ૭૩૫

રણછોડજી દિવાન.

ચંડિપાઠ....... ...... ૭૩૫

ધીરો ભકત.

કક્કો...... ...... ...... ૭૫૪

પૃષ્ટ

જ્ઞાન બત્રીશી...........
અનુભવી આવોરે......... ૭૫૫
માયાનો મર્મ મોટોરે..... ૭૫૬
બ્રહ્માનંદ ભાસ્યોરે......... ,,
જગત પિતા ગતિ અચૈતરે. ૭૫૭
આત્મા શોધ્યા વિનારે... ,,
આદી અંત મધ્યરે........ ૭૫૮
શરીર વિના શોધનરે... ,,
સલેલ શઠ સાકુટરે... ... ૭૫૯
ધાહ સુણી ધાજોરે.......... ,,
ચાતુર ચીત ચેતોરે ...... ૭૬૦
પ્રભુ તમ સાથેરે......... ૭૬૧
પંચરંગી બંગલોરે... ... ,,
કર્તાનો પંથ કરડોરે...... ૭૬૨
અલખ લેહ લાગીરે... ... ,,
દુનિયા દિવાનીરે... ...... ૭૬૩
પ્રગટ ખેલ ખેલુંરે... ... ,,
પ્રશ્ન એક પુછુંરે... ... ૭૬૪
વાડોવાલી બેઠોરે... ..... ૭૬૫
ગુરૂ વિના જ્ઞાનીરે... ... ,,
ફુલ્યો શું ફરેછેરે... ... ૭૬૬
જેને રામ રાખેરે... ... ,,
ભરપૂર વિશ્વ ભાસેરે...... ૭૬૭
હીરાની પરિક્ષારે......... ,,
મન સીકલીગર............ ૭૬૮
મન માહારાજા............ ,,
ચંચળ મન ચોર......... ૭૬૯
મન મૂઢ ગમાર......... ,,
ગરડ ગફ ગયા............ ૭૭૦
જ્ઞાની ધ્યાની ગયા......... ,,

પૃષ્ટ.

ભક્તિ પદ ભારેરે......... ૭૭૧
એક સખી હૈડે હરખીને.... ,,
લાગી ગઇ ભર બેડીઓ... ૭૭૨

**રણછોડ ભક્ત.**

રણછોડજીનો ગરબો...... ૭૭૩
છુટક પદો.
કુને કુને ગુલાલ નાંખ્યોરે... ૭૮૧
લોકડીયા દેખે છે લાલ..... ,,
આવો મારા લાલ ગુલાબીયારે. ,,
આજ સપરમો દાહાડલો... ૭૮૨
મારે તારે પ્રીત બંધાણી... ,,
તમને આરાધું અન્ન દેવ... ૭૮૩

**ધનદાસ.**

અર્જુન ગીતા......... ...૭૮૪

**રામકૃષ્ણ.**

શૃંગારનાં પદ.
આ જોને અલબેલી........ ૭૮૮
સખી આજ મારે કાનજી... ,,
મારા નાથજીને ભુવન...... ,,
આનંદ ઓચ્છવ રાજની.... ,,
આજ અતિ દુર્લભ કીધું... ૭૮૯
શામળીઓ ઓ આવે..... ,,
ગૌ ચારીને આવે વહાલો... ,,
આરતડી કીજેરે આપણે .. ,,
મ્હારી શેરડીએ તુંને...... ૭૯૦
આ જોને અલબેલડો...... ,,
વંદ્રાવનથી વહાલો મોરો..... ,,

પૃષ્ટ.

દરશનમાં શું જાય છે...... ,,
આવોને માંગુ છું માનરે... ૭૯૧
ઘોરે વચન સલુણારે........ ,,
જાતે છો અતિ રસિયારે.... ,,
આજ અતિ આનંદરે...... ૭૯૨
મીઠડો મોહનરે............ ,,
આજ હું તો હરખીરે સજની ,,
આવે વહાલો લટકંતોરે ગોપાળ ,,
મારો વહાલોજીતો વાય... ૭૯૩
મારો વહાલોજી આવે... ,,
આ જોને સાહેલી......... ,,
પાતળિયો છે પ્રીતમ સજની ,,
ગૌ ચારી ઘેર આવે...... ૭૯૪
તુંને સાંભરે સુંદીર ...... ,,
મારો નાથ નથી ગયો ગોકુળ ,,
મનમોહન આવેરે............ ,,
વારંવાર રે વીઠલ......... ૭૯૫
જોઇયે જોઇયેરે વીઠલો...... ,,
કરો કરોરે આરતી કહાનની. ,,
આજધણું હું આઇ...... ,,
રાધાવર છો રસ ભર્યા...... ,,
મારા વહાલા શું છેતમ કને. ૭૯૬
મરકલડે મન હરી લીધું... ,,
મોહન અતિ મીઠડો... ... ,,
મારા વહાલ વરણાગિયા... ,,
વાતલડી કરો મનની વહાલા ૭૯૭
વાતલડી કરો મારા જીવના ,,
વહાજીલા શું રંગે રમતા...... ,,
મારા શામળીયા સુખદાઇ... ,,
મારા વહાલાજી વરણાગિયા. ૭૯૮

| | પૃષ્ઠ. |
|---|---|
| મારામોહનજી મચકલડા તમો. | ,, |
| સુખનિધિ મારો શામળજીરે. | ,, |
| આજ તમે અલબેલડા હો. | ,, |
| પરમ સનેહી પાતલિયો... | ૭૯૯ |
| મારો મોહનજી મનભાવતા. | ,, |
| હરી શું કરીએરે સંસારને. | ,, |
| સખી આજ અનોપમ રાતડી. | ,, |
| કામળી મ્હેલો કાનજીની... | ૮૦૦ |
| કહાનજીરે આજ છે... ... | ,, |
| મોહન આવોની મલપતારે. | ,, |
| સજની મારી શામળીયો... | ,, |
| વ્યસન પડયું વ્રજરાજનું... | ૮૦૧ |
| આવોને હરી હીંચવાને... | ,, |
| ચાલો સખી વેગે વૃંદાવન. | ,, |
| ચિંતા શી છેરે સંસારમાં | ,, |
| પ્રીતડી બાંધી મારી બહેની. | ૮૦૨ |
| જનમન મેળું છોજી રાજ. | ,, |
| આરતી કરેરે જશોદા માવડી. | ,, |
| આરતી કહાનકુંવરની કરીએ. | ,, |
| આરતી કીજે નંદ નંદનની. | ૮૦૩ |
| ચાલોની અલબેલી અબલા. | ,, |
| સખી પેહેરો પટ ચીર... ... | ,, |
| આજ સપરમો દહાડો...... | ,, |
| ધનધન દહાડો ધરણીધર. | ૮૦૪ |
| હુંતો દીનદાસ છું તારીરે. | ,, |
| હુંતો હેને તારે પલકીરે... | ,, |
| વાંસલડી વાઇને વનમાં... | ૮૦૫ |
| આંખલડીને ચાલે ચિતડું. | ,, |
| નામ લેશો હાલ્યા કેરૂં... | ,, |
| શ્યામને કેહેજો ......... | ૮૦૬ |

| | પૃષ્ઠ. |
|---|---|
| સજની શું કીજે......... | ૮૦૬ |
| મારા વહાલાજીની વાત... | ,, |
| દરશનમાં શું જાએ દામોદર. | ૮૦૭ |
| ન કરીશ ચાળા નેણુતણા... | ,, |
| રહે રહે અળગો...... ... | ,, |
| હુંતો મોહીરે મુખની માંડણીપર .............. | ૮૦૮ |
| આવે આવેરે ગોવિંદરાય ... | ,, |
| મારી મોટડી એથી મોહન... | ,, |
| રવી આથમીઓ ઉઠી ...... | ,, |
| શ્યામ સુંદીર શ્રવણ ...... | ૮૦૯ |
| ધનધનરે માછલડી ......... | ,, |
| અલી હરીની વેણ........... | ,, |
| વાટલડી જોઉંરે ........ | ૮૧૦ |
| નીતર આવે નંદલાલ ..... | ,, |
| મુને લાધ્યો લાભ અપાર .... | ,, |
| મારા છોગલા છો છેલ........ | ,, |
| ચાલો સખી વૃંદાવન ...... | ૮૧૧ |
| આવો રમીએ રંગ ........ | ,, |
| હરી શું હેત થયું છે જો ... | ,, |
| સુખનીધાન શામળિયાછેજો. | ૮૧૨ |
| મદભર માન ચઢયું છે જો ... | ,, |
| મારી બુધવંત બેહની હો ... | ,, |
| મારી ત્રીભોવન તારણ હો . | ૮૧૩ |
| લાડ સવાયા લાડસ ઘેલા ..... | ,, |
| ડોળ રહ્યો ઓપી ......... | ,, |
| આવો ને અલબેલા કહાન ... | ,, |
| છાનોમાનો ઘેર આવજે ... | ૮૧૪ |
| આવો આવો શામળિયાજી ... | ,, |
| લાવે લટકંતી વ્રજનારકે... | ૮૧૫ |

પૃષ્ટ.

**પ્રેમાનંદ.**

**કૃષ્ણ કીર્તનનાં પદો.**

કાનુડોરે, કાનુડોરે ......... ૮૧૬
છોગાળોરે, છોગાળોરે ..... ૮૧૬
વહાલાજીરે, વહાલાજીરે ...... ,,
રંગીલોરે, રંગીલોરે ....... ,,
કોડીલોરે, કોડીલોરે ........ ,,
લટકાળોરે, લટકાળોર ...... ૮૧૭
મર્માળો રે, મર્માળોરે ...... ,,
શામળિયોરે, શામળિયો...... ,,
છોગાળા હો છેલ ......... ,,
લટકાળા હો લાલ ...... ૮૧૮
મોરલીવાળા હો માવ ...... ,,
રંગભીનો હો કાન ......... ,,
વાલીડા કુંજવિહારી ... ૮૧૯
છેલા તારૂં છોગું ભાલ ...... ,,
કાને મુને કીધી ઘેલી ...... ,,
શાને રાખું હવે છાની ...... ,,
પાઘડલી તારી પ્યારીરે...... ,,
કાજુભાલ તિલક કેસરતુંરે. ૮૨૦
કાને કુંડળિયા નંગ જડિયા . ,,
ભુંજબંધ જડાઉ ભારીરે.... ,,
નંદલાલો રે નંદલાલો ...... ,,
રંગભીનોરે રંગ ભીનો ... ૮૨૧
અલવિલો રે અલવિલો ...... ,,
ગિરીધારીરે ગીરિધારી ...... ,,
પ્રાતઃ થયું મનમોહન પ્યારા . ,,
રસીઆજી રાયે આંગણે ... ૮૨૨
બાજઠ કનક તણે આવી .... ,,

પૃષ્ટ.

જમો જમોરે મારા જીવન ... ,,
લાલ મનોહર લીજીએ...... ૮૨૩
રતન સિંહાસન ઉપરે ...... ,,
અખંડ પિયાજીની આરતી... ,,
પ્રાણજીવન પધરાવિયા ... ૮૨૪
ધન્ય ધન્ય મારી આંખડી... ,,
આજ મારે આનંદ અંતરે . ,,
હરિવર બેસી હથ્થીએ ... ૮૨૫
શી કહું શોભા આજની ... ,,
શામની છબી ............ ,,
ફુલડાંની તોરાંની ફેરે ... ૮૨૬
ફુલની માળારે ............ ,,
ફુલની બાંધીરે............ ,,
મનમારૂં મોહ્યુંરે............ ,,
મારા નેણાતણા શણગાર. ૮૨૭
મારા મનડાના માનેલ...... ,,
મારા છોગાળા ઘનસ્યામ... ,,
બનસીવાળા રૂપાળા......... ,,

**જ્ઞાન લોચન.**

પ્રગટ પ્રમાણુ હરિને...... ૮૨૮
નારાયણ સુખકારી......... ,,
અલખ પુરૂષ અવિનાશી... ,,
પ્રગટ હરી ભજ પ્રાણી...... ,,

**ગોવિંદરામ.**

કલિજુગનો ધર્મ......... ૮૩૦
ઉપદેશ વિષે...... ...... ૮૩૫
પ્રેમ ભકિત............... ૮૪૯
ઉમિયા શિવ સંવાદ...... ૮૫૨
અલીખાં પઠાણ......... ૮૫૩
નરસિં મેહેતો... ... ...... ૮૫૪

રાવણ ને વિભિષણ...... ૮૫૬
હુક્કા વિષે.............. ૮૫૭

**મીરાંબાઈ.**

**પ્રેમભક્તિનાં પદો.**

કહાં ગયોરે પેલો......... ૮૫૮
અજબ સલુણી પ્યારી... ,,
ચાલને સખી મહી વેચવા. ,,
ચાલને સખી મારો શ્યામ. ૮૫૯
કઠણ થયારે માધવ...... ,,
પુનેમ કેરો પૂર્ણ ચંદ્ર છે... ,,
આતુર થઇછું મુખ જોવાને. ,,
હું જાણુંરે જમનાં પાણીડાં. ૮૬૦
નહિ જાઊંરે જમનાં પાણીડાં ,,
હાંરે જાઓ જાઓરે જીવણ. ,,
હાંરે મારા શ્યામ કાલે મળજો ,,
હાંરે ચાલો ડાકોરમાં જઇ. ,,
મુખડાની માયા લાગીરે... ૮૬૧
અરજ કરેછે મીરાં રાંકડી... ,,
આજ મારે સાધુ જનનો... ,,
કાગળ કોણ લેઈ જાયરે... ૮૬૨
લેતાં લેતાં શ્રી રામજીનું નામ. ............... ,,

---

**જૈન કવિ.**

**ઉદયરત્ન.**

**ક્રોધ વિષે.**

કડવાં ફૂલ છે ક્રોધનાં...... ૮૬૨

**માન વિષે.**

રે જીવ માન ન કીજીએ... ૮૬૩

**માયા વિષે.**

સમકીતનું મૂલ જાણીએજી. ,,

**લોભ વિષે.**

તમે લક્ષણ જોજો લોભનાંરે. ૮૬૪

**જીવરૂપી વણજારા વિષે.**

નરભય નયર સોહામણું... ,,

**શિયળની નવ વાડ વિષે.**

શ્રીગુરૂને ચરણે નમી...... ૮૬૫
પેહેલી ને વાડે હાજી...... ,,
એક વાડ વિઘટે ત્રીષય પ્રઘટે ,,
સુરપતિ સેવિત ત્રિભુવન ધણી .............. ૮૬૬
ભગવંત ભાખે સંઘ શાખે. ,,
ત્રીજી વાડેરે ત્રિભુવન રાજિયોરે............ ,,
ચોથી વાડે ચેતજો હો રાજ. ,,
પાંચમિ વાડ પરમેશ્વરે..... ૮૬૭
છઠી વાડે છેલ છબીલો. ... ,,
સાતમિ વાડે વીર પયંપે... ,,
ત્રિશલાસુત તો ત્રિગડે બેશી એમ. ......... ૮૬૮
નવમી વાડે નિવારજોરે ... ,,
એકલી નારી સાથે....... ,,

**વીરવિજય.**

હિત શિક્ષા છત્રિસી.... ૮૬૯

**આભિવિજય.**

મહાવિરસ્વામિનું પારણું............. ૮૭૨

# બૃહત્
# કાવ્યદોહન.

ગ્રંથ ૨ જો.

## નરસિંહ મેહેતો.

પેહેલો ગુજરાતી કવિ—સંવત ૧૫૧૨—ઈ. સ. ૧૪૫૬ માં
હૈયાત હતો.

## ચાતુરી.

**પદ ૧ લું-રાગ રામગ્રી.**

**લલીતા-સુણોજી** સલુણા સેણજી, શાને ભરો છો નેણજી;
શું દુઃખ છે તમારે નાથજી, વહાલા કહોને અમને વાતજી.

ઢાળ.

વાત કહોને વહાલા અમારા, કાં થઈ રહ્યા આસંન;
શાને કાજે શામલા તમો, મુકોછો નિશ્વાસંન.
વદન તમારૂં વાલમા, કરમાણું તે શાને માટ;
કપોલ કર કાં દઇ રહ્યા, ઉપનો તે શો ઉચાટ.
મહાવજી તમારૂં વદન જોતાં, જનમ દુષ્કિત જાય;
નાથજી તમારૂં નામ લેતાં, પતિત પાવન થાય.

જેને કરૂણા હોયે તમારી, તેને સ્વપને ન શોક હોય:
તમે એમ કાં મૂઢ થઇ રહ્યા, અમને તે અચરજ જોય.
સુદ્ધ બુદ્ધ તમારી શામળા, શાને હરિ કહોને શ્યામ;
નયને તે આંસુ કાં ભરો, વૈષ્ણવના વિશ્રામ.
અંગે કોટી અનંગ શોભા, રોમ રોમ અભિરામ;
તમે કલા પાડી કયમ રહ્યા, સમરથ શ્રી ભગવાન.
સુખતણો સાગર સુકાયો, આનંદ કંદ અવિનાશ;
કેશવ કારણુ કહોને અમને, હું છું તમારી દાસ.
માધવ તમારા મન તણી, કહોને કરૂણાનિધાન.
હું તેડીને લાવું તેહને, જે તમારૂં જીવંનપ્રાણ.
નિમિષ માત્રમાં નાથજી, લાવી કરૂં પ્રસંન;
વાત કર્તા વ્રજપતિ, ટળશે વહું વિઘન;
મહીધર મનમાં ધરો ધીરજ, નહિ અકળાયાનું કામ;
નરસંઇયાના નાથજી, મને કહોને તેનું નામ.

પદ ૨ જું.

કૃષ્ણ—વળતા બોલ્યા જુગજીવંનજી, પ્યારી રાધા માંહેછે મંનજી;
છે ભીખુભાનની કુંમારજી, તે મારા નયનાનો શણુગારજી.

ઢાળ.

શણુગાર મારા નયનનો, ઊર તણો એ છે હાર;
તન મન જોબન જુવતી, મારા પ્રાણુનો આધાર.
અબલા તે નેહે અવતર્યો, મારો વ્રજ વિષે અવતાર;
વસે તે વ્રિજની નારમાં, એમ નીગમ કહે નીરધાર.
શ્રી વિશ્વ ધાયે મુજને, વ્રિજનાર મારૂં ધન;
સર્વમાં શ્રેષ્ટ સુંદરી એ, વેદ વાયક માન્ય.
લલીતા તેસુ રંગે રમતાં, શ્રી વૃંદાવંન મોઝાર;
અંગનાને ઊરે લેઇને, ભુજ ભીડયા તેણીવાર.
રસ રીતે પ્રેમ પ્રિતે, કરતાં સુધારસ પાન;
તે મટયા પછી શું થયું, માનુનીને વાધ્યું માન.
રાધા—લંપટ મેલી દેને મુજને, નીર્લજ સાથ શું નેહ;
મુજથી વહાલી વાલમા, ઊર વિષે રાખી છે તેહ.

કૃષ્ણ–કર મુકાવ્યા પાણથી, રમા ભરાણી રોષ;
વિનતા તે વન છોડી ગઇ, મુજને દઇ ગઇ દોષ.
ચતુરા ચિત્ત ચોરી ગઇ, પ્રેમદા લઇ ગઇ પ્રાણ;
મદનસર મારી ગઇ, કામની તે કામબાણ.
કેમ કરૂં કહાં જાઉં હવે, કેમ ધરૂં ધીરજ મંન;
તારા સમજો તારૂણી વિના, ત્રયલોક લાગે શૂન્ય.
અપરાધ નહિ કંઇ મહારો, વિણવાંકે કીધો ત્યાગ;
દોષ કાંને દીજીએ લલીતા, એવા અમારાં ભાગ.
સુખ દુઃખ હોયે મંનમાં, તેતો સજ્જનને કહેવાય;
માનુનીને મળવાને કીજે, કાંઇક કરો ઉપાય.
આધિન છું હું તાહરો, તું જશ લેને જુવતી;
નરસંઇયાનો નાથ કહે, કરજોડીને એ વીનતી.

## પદ ૩ જું.

લલીતા–વળતી બોલી લલીતા વાણીજી, તમે સાંભળો સારંગપાણીજી;
પ્રભુજી હું તમારી દાસજી, માધવ રાખો મન વિશ્વાસજી.

### ઢાળ.

વિશ્વાસ રાખો મન વિષે, ધરણીધર ધરો મન ધીર;
હું મનાવું એ નારને, તમો ચૈતન્યમાં રાખો શરીર.
નિઃશંક થાઓ નાથજી, તમો ભક્તના આધાર;
તમને જે વહાલી વાલમા, લાવું તે વન મોઝાર.
અંબર લઇ આંસું લુવો, કાં થઇ રહ્યા આસંન;
તમને દેખું દોહેલા, તારે દાઝે તે મારૂં મંન.
માવજીરે મને સમ તમારા, કુંજે લાવું જુવતી;
શોક નિવારી સુખ કરૂં, તો જાણજો દૂતિ હતી.
પ્રભુજી તમોને પ્રાણ સુંપુ, વિવિધ વન ક્રિડા કરો;
કહોતો હું લાવું જુવતી, તમો શોક સઘળો પરહરો.
નિઃશંક થાઓ નાથજી, નહિ અકળાયાતું કામ;
કવિ–લલીતા ચાલી વન વિષે, શ્રી કૃષ્ણને કરી પ્રણામ.
વિનતા તે વન જોતી ગઇ, જ્યાં કામનીનું ભૂવંન;
શોક સાગર અંગે આતૂર, રહી રહી કરે રૂદંન.

હાર ચીર શણગાર ભૂષણ, કાંકણ કંકણ જેહ;
શણગાર સર્વે અંગ થકી, અબલાએ ઉતાર્યા તેહ.
તે સોલ કળાએ શોભતી, લોકચ તારૂણી સુંદરી;
શોક સાગરે પડી શ્યામા, લલિતાએ દીઠી અણુમણી.
કમળ સરખાં નયન દીઠાં, નિશ્વાસ મહેલે નાર;
નરસંઇયાના સ્વામિ તે પ્રતે, લલીતા બોલી તે વાર.

પદ ૪ થું.

લલીતા–સુણો ભીખુભાન કુંમારીજી, સુંદરી તું વીનતી મારીજી;
માનુંની મન અવિધારજી, મહાવન ચાલો કરવા વિહારજી.

ઢાળ.

વિહાર મહાવન કરો ક્રિડા, શ્રી નાથજીસું નેહ ધરી;
નંદનો નંદન તહારે કાજે, આવ્યો તે વૈકુંઠ પરહરી.
શીવ શેષ વિરંચી સુરપતિ, ધરે તે સૌકો ધ્યાન;
નીગમ નેતી નેતી ભાખે, વીસ્તાર શ્રી ભગવાન.
જેને મળવા મુની મહોટા, કરે છે તપ અપાર;
તે તો પામે નહિ નારી, તહારા પૂન્યનો નહિ પાર.
જેને કાજે જોગી જતી થયા, તજી તે સુખ સંસાર;
નિમેશ સ્વપને તે નવ દેખે, તું પામ પુરૂષોત્તમ સાર.
ભીખુભાન કુંવરી તુંજ ભાગ્ય મોટું, પુન્યતણો નહિ પાર;
તુંજને મલવા માનુની, તલપે છે નંદકુંમાર.
કાંઇક કરૂણા આણ મનમાં, નઠોર થઇ કાં નાર;
કંથ શું અધિક ન તાણીયે, તું માનને વહેવાર.
બેહુ કરજોડીને તારે પાયે લાગું, મારી વીનતી અવિધાર;
તું વહાલી છે ગોકુળનાથને, પામી છે સુખ અપાર.
પીયું સાથેરે પ્રેમદા, કહું છું અધિક મા તાણ;
જોબન આપી નાથને, તું માની શકે તો માન.
શાને કાજે સુંદરી, તું ધરી રહી છે માન;
નાથને વહાલી કો નથી, તારૂણી તુજ સમાન.
કવિ–લલીતાનાં વાયક સાંભળી, શામા સજ થઇ તેણી વાર;
નરસંઇયાના નાથને, મળવા ધરે છે શણગાર.

## પદ ૫ મું.

માનુંનીએ માન તજ્યું તેણી વારજી,શામા ધરેછે સોલ શણગારજી;
ભેટવાને નંદકુમારજી, મનમાં ધર્યો હરખ અપારજી.

ઢાળ.

હરખ મનમાં ધર્યો ઘણો, મંજન કર્યું તેણી વાર;
ચુવા ચંદન અંગે કેસર, સુગંધ લઇ અપાર.
ચીર ચંપક સાડી પટોળી, ઓપતાં તે પહેર્યાં અંગ;
઼ઘુંઘટમાં મધુરૂ હસતી, નારી નેણ કુરંગ.
શીશ ફુલી રાખડી, નેણે તે કાજલ રેખ;
લીલવટ સોહે ચાંદલો, વેણીએ તે વળગ્યો શેષ.
નિરમલ મોતી નાકમાં, શ્રવણે પેહેરે હેરીં ઝાલ;
અધર અરૂણ ઓપતા, ત્રાજવું શોભે ગાલ.
મોતીઆળી ઝરમરકંઠે, ઉર એકાવલ હાર;
ચોળી પહેરી કસકસી, કર કાંકણનો ઝણકાર.
ચુડિલો હાથે સોહામણો, બીડી મુખમાં જાણ;
કાંકણુ સર્વે સોહામણાં, શાંશાં કરૂં વિખાણ.
ચર્ણે નેપુર ઘુઘરી, વીછુઆ તે અણવટ સોહે;
નખ શિખ જોતાં સુંદરી, મુની જનનાં મન મોહે.
હંસાગમની ગજગતિ, કટી કેસરીનો લંક;
ઉર અંબુજ બે ઓપતાં, મુખડું તે જાણે મયંક.
મુખડે તે મધુરૂ બોલતી, હલવે શું મોડે અંગ,
પત્નીને પ્રેમ વાધ્યો ઘણો, મળવાને શ્રીભગવંત.
અબલા તે સજ થઇ, પુરિયાં તે ખટબાણ;
નરસૈયાના નાથને કાજે, લલીતાએ મુકાવ્યું માન.

## પદ ૬ ઠું.

રાધા—લલીતા સાંભળ મહારાં વચનજી. અંગમાં પ્રગટયો છે અંનગજી;
તેણે કરી દાઝે મારૂં તંનજી, વેગે કરીને ચાલો મહાવંનજી.

ઢાળ.

કવિ—વેગે કરીને મહાવન ચાલી, મદન દલ લઇ હાથ;
જાયે લલીતા જાણ કરવા, સજ થાયે તહારો નાથ.

લલીતા—અનેક અબળા અનુંભવી, પણ નાર ન મળી કોય;
સુરપણું હું શિખવું, તું રહેને ત્યાં જોય.
પૂર્વ દિશાથી પ્રકટયો, સોળ કળાનો ચંદ;
નયણે તે દેખી નારને, ડગવાને લાગ્યા દીગંજ.
મયંક મન ઝાંખો થયો, શશિ તે તેણીવાર;
એ કલંકી કેમ થાય, તહારૂં તેજ અપાર.
મહાવન અતિ રળિયામણું, શોભા તણો નહિ પાર;
હાસ્ય કોકીલા શબ્દ સોહામણા, મધુકરનો ગુંજાર.
ત્યાં મોરશબ્દ સોહામણા, ચાત્રક નવલ વીર;
ત્યાં અનેક પક્ષિ શબ્દકરે, શીતલ જમુના નીર.
ત્યાં કદમ અતિ રળિયામણું, તેની તે શીતલ છાંય;
હું માન વધારૂં તહારૂં, તું બેશ મારી માય.
કવિ—ત્યાં સમિર ત્રિવિધ પ્રકારનો,લાવિયો તે બહું સુગંધ;
કુંજ ભોવનમાં ગઇ ચાલી, ધ્યાન ધર્યું મુકુંદ.
મહા મતિએ જપે જોગી, તેનું ધ્યાન ધર્યું મનધીર;
તતકાળ તેનું ધ્યાન ધર્યું, સુધ ના રહી શરીર.
રાધે રાધે કરે માધવ, જપે તે સારંગપાણુ;
નરસૈયાના નાથને, લલીતાએ કીધું જાણ.

પદ ૯ મું.

લલીતા-લલીતા કહે સાંભળો મારા વહાલાજી,સુંદરી છે મહારિસાલાજી;
પેરે પેરે લાવીછું નાથજી, આવો સોંપુ તમારે હાથજી

ઢાળ.

આવો તમારે હાથ સોંપુ, સાંભળોને મારી વાત;
મત્સર છે ઘણો નારને, તમે નમીને તેડો નાથ.
કવિ—એવાં વાયક સાંભળી, આનંદ પામ્યા મંન;
ચિંત્તામાંથી ચાલી આવ્યા, જુવતિનારે જીવંન.
સામ સામા ચાલી આવ્યા, નયણે તે નિરખી નાર;
કૃષ્ણજીએ લલીતાને આપ્યો, કૌસ્તુભ મણીનો હાર.
લલીતા—કુંવરીને કરમાં આપી, લોને તમારૂં તંન;
સલુણી છે કુંવરી શામળા, કરજો એનું જતંન.

બહૂ પેરે સુખ દેજો, કરજો તે વિવિધ વિહાર,
ઈચ્છા તે એની પુરજો, રમી રજની માસ અપાર.
કવિ–કુંજ સમિપે આવિયા, કુંવરીને તેડી કુમાર;
એકાંત સ્થાને રચી શૈયા, મળી કરેરે વિહાર.
ભુદરે તે ભીડી રૂદેશું, ચુંબન લીધું ગાલ;
રસિઓ તે રસ પ્રીતે પીએ, કંદ્રપ રસ રસાલ.
તેજ સમે રસ તેજ સ્થાને, ઉપજ્યો તે અધિક આનંદ;
રસિક જનને પાન કરવા, મુકીઓ તે વ્રજ રાજંન.
મુર્ખ જડ પામે કહાં થકી, અન્ય ઉપાસીક જેહ;
જેને કૃપા હોય નાથની, નિઃશંક પામે તેહ.
રસિકના રસ આગળે, અમૃત શું લેખાય;
નરસૈયો જુગો જુગ અવતરી, વિહાર ચરિત્ર એ ગાય.

પદ ૮ મું.

મહાવન શ્યામનીને શ્યામજી, કરતાં કોટી કલા કામજી;
નંદ નંદન પુરે મનની હામજી, ભુજ ભરી રમે ચારે જામજી.

ઢાળ.

ભુજ ભરી ચારે જામ રાખી, ભોગવે રસ જામિની;
અબળા તે ઉર બળ કરી પિયુને, કુચપર લીધો કામિની.
સરોજ સકોમલ સુંદરી, માલતીની પેરે મુકુંદ;
ભમર થઇ પીયુ ભોગવે, સુધારસ ગોકુલ ચંદ.
સુરત સાધના સઘળી રાગે, રમે કોટી કલા કરી;
મુદિત થઇ ત્યાં માનુની, લજ્જા પીયુની પરહરી.
મૃગાનયની કરે મરકલા, મોહની પીયુનું મન હરે;
અતિ નિકટ નાગર નાગરી, વિવિધ વન ક્રીડા કરે.
પ્રેમદા સાથે પ્રેમસું, પીયુડો અતિ રંગે રમે;
અધર ડસી કુચ કરગ્રહી, કૃષ્ણ કંદ્રપને દમે.
ભુજ બલ ભીડી બાથશું, કસકસે બહુ કામિની;
કનક વેલ કેસમાંહે લપટી, જાણીયે ઘન દામિની.
ચુંબન ચારૂ કપોલ પામી, પ્રેમસું પીયુડો દિયે;
સુડીલો તે થઇને શ્રી હરી, અમૃતપે રસ મુખમાં દિયે.

સ્વર્ગ મૃત્યુ પાતાલમાં, બ્રહ્મ લોકને કૈલાશ;
વૈકુંઠમાં સાગર સુતા તે, કરે રસની આશ.
ધન એ દિવસ ધન એ શોભા, ધન ધન તે રાધીકા નાર;
ધન ભોગવે વ્રજવિનતા, કરે કૃષ્ણ સાથે વિહાર.
શ્રી વંદ્રાવન જમુના તીરે, બંસીબટે રસ જામિયો;
પ્રેમે પીયા રાસ રમિયા, ત્યાંહાં નરસૈયો ઝુલી રહ્યો.

પદ ૯ મું.

સુંદરી પામી અતિ ઉલ્લાસજી, કરતાં કામ રસ ભોગ વિલાસજી;
વિલસાવવા એહુ વાસજી, હુતો નરસૈયો પાસજી.

ઢાળ.

પાસ રહીને નયને નિરખ્યો, અનુભવ રસ થયો જેહ:
જેવી લીલા નજરે દીઠી, મુખડે તે ગાઇ તેહ.
દીવી તે મહારે હાથ દીધી, કહે નરસૈયો આ નિધ જોઇ;
વિલાસ ગોકુલનાથનો, ભૂતળ ગાયો સાઈ.
બલ અધિક કરી કરૂણા, આપીયો કર તાલ;
હું સુખે લાગુ ગાન કરવા, પ્રસંન થયા ગોપાલ.
ભામનીમાં ભળી ગયો, જેમ સાગરમાં રતંન;
મહા રસમાં ઝીલીયો, આનંદ પામ્યો મંન.
ભાવ જણાવ્યો નયનમાં, ઉપન્યો મંનમાં નેહ;
માનુનીને રૂડી મનાવી, દૂતી થઇ તેહ.
જે રસ શંકર કોઇ ન દેખે, હું ઝીલી રહ્યો તે માંહે;
મહારસમાં મહાલિયો, તે શંભુ કેરી સાહે.
કૃપા હવી ભોળાનાથની, તેણે દીધી તે મુજને આશ;
રંકને રિધિપત કીયલો, કાપયો તે ભવનો પાસ.
અનાથ હુંને સનાથ કીધો, પાર્વતિને નાથ;
દિવ્યચક્ષુ આપ્યાં મુજને, મસ્તક મેલ્યો હાથ.
તેના તે ચર્ણ પ્રતાપથી, પામ્યો તે પ્રેમ નિધાન;
પછી ગોપેશ્વર નાથનું, અહનીશે શું કરું ગાન.
ભાભીએ ભાગ્ય ઉદે કર્યાં, મને કહ્યાં તે કઠિણ વચંન;
ત્યારે નરસૈયો નિરભય થયો, પામ્યો તે જુગજીવંન.

### પદ ૧૦ મું.

લલીતા—બેહેની તું સાંભળ માહારી વાણીજી, બોલી ત્યાં સખી શહાણીજી;
રસ ભર્યાં દીસે તારાં નેણજી, શિરથી છુટી તે તારી વેણજી.

ઢાળ.

વેણ છુટી કસણ ત્રૂટી, ઉલટાં તે દીસે અંગ;
સાચુ કહેને સૈયર મહારી, કયેમ રમી પીયુની સંગ.
હાર તણાં તે ડસણ હૈયે, અંગ છે કુમકુમ રોલ;
અંગે તે રેખા અતિ ઘણી, મુખ લર્યાં છે તંબોલ.
કપોલ તારા હસી રહ્યા, મુખડે તે પ્રગટયું નૂર;
દસન નખ દીસે ઘણા, અબલા તે તારે અધૂર.
પિયળ પૂરી રહી અધુરી, ટળી તે કાજલ રેખ,
બોલ અભિનવ બોલતી, વનિતા તું રે વિશેક.
તીલક પીયુનું લલાટ તારે, દરપણ લઇ મુખ જોયે,
પીતામ્બર કહાં પલટયું, નીલામ્બર તારૂં ન હોયે.
કૌસ્તુભ મણિ તું કેનિ લાવી, નહિ એકાવલ હાર;
પાલટી આવી પ્રેમદા, મુજને કહેને વિચાર.
ચુવા ચંદન કુસુમ પરિમલ, અંગ માંહે સુગંધ;
હું જાણું છું હે સખી, તુને મળ્યો તે નંદનો નંદ.
સ્વેદ શીતલ અંગ તાહરૂ, તે દેતું હશે મન સાખ;
સંકોચ શાને કરે શ્યામા, મુજ આગળ તું દાખ.
ઉંચું જોને અંગના, કયાં ઢાળે નીચાં નેણ;
વણ કહે સર્વે લહું, તું સંતાડે જોને વેણ.
સુરતનું સુખ કહેને મુજને, મા ધર મારી લાજ;
નરસૈયાનો નાથ તુજ શું, વિલસીયા છે આજ.

### પદ ૧૧ મું.

રાધા—સજની સુરતનું સુખ જેહજી, સાંભળ તુજને કહું તેહજી,
જે અનુભવ્યો રસ આજજી, કહેતાં મુજને આવે લાજજી.

ઢાળ.

કહેતાં મુજને લાજ આવે, એવી લીલા થઇ જેહ;
તુજને કહુંછું તારૂણી, તું ગુપ્ત રાખજે તેહ.

રખે કોને જણાવતી, વ્યભીચારીની એ વાત;
શ્યામ સંજોગી રસનો ભોગી, વનમાં મળ્યો વ્રજનાથ.
કરગ્રહ્યો મારો કામીએ, કે ભલે આવી ભામિની;
આવ અબલા આપણ બેહુ, ક્રીડા કીજે કામિની.
અમૃત એના નયનમાં, એવો એ ઘનશ્યામ;
હું અંગ ફુલી થઇ ઘેલી, કામીએ જગાડ્યો કામ.
કસણ તે ચોલીતણાં, ઉર બળે ત્રુટયાં તેહ;
મેં નીલાંબર નવ જાણિયું, કહીં થકું ખસીયું તેહ.
પ્રેમતણો સાગર ઉલટ્યો, વાધ્યો કામ અપાર;
જઇ કામીને કંઠે વળગી, મારૂં ચિત ચળ્યું તે ઠાર.
ઉછંગે લીધી વાલમે, વિવિધ વિલાસ્યા શ્રીહરી;
જેણે ગોવરધન કર ગ્રહ્યો, તે મેં રાખીઓ ઉરધરી.
આલિંગન દીધું શામળે, કરે ભીડ્યું તંન;
અંતર ટાળી એક કીધી, મનાવ્યું તે મારૂં અંગ.
સ્યામ સકોમલ અંગ પીયુનું, કઠણ કુચ ફલ માહેરાં;
નાથજીની ભુજે બાથ ભરતાં, ખુચ્યાં કુચ ફલ બેહેરાં.
ચુંબન ચારૂ કપોલ સરસી, અધર ડશી કરે પાન;
રતીપતિ રણજોધ જીત્યો, મદને તે મુકયું માન.
આજનાં સુખ તણી શામા, સંક્ષેપે કહું તુજસું ડરી;
વિસ્તાર તેહનો નરસૈયો, ભૂતલ કહેશે અવતરી.

## પદ ૧૨ મું.

રાધા—સજની સાંભળો મહારાં વચંનજી, ધીર રાખજે તારૂં મંનજી;
જે સુખ પામી આણે તંનજી, આજ હું ગઇ હતી મહાવંનજી.

### ઢાળ.

આજ મહાવંન હું ગઇ હુંતી, મુસ્તક મહીનો ભાર;
કારમો તે આવ્યો કુંજમાં, નટવર નંદકુમાર.
વહાલમાં એને રોકી વનમાં, હું કરૂં તે કુણ ઉપાય;
આજ તે જાણી એકલી, મહાવજી મા કરશો અન્યાય.
મળવું તે ખોટુ મન વીના, ઘેલા ન થઇએ ગોવિંદ;
ચીર મહારૂં ફાટશે, તુટશે તે ચોળી બંધ.

વળગી મા રહો વેગળા, ફુટશે તે મહીનું માટ;
માણસમાં મહારે માહાલવું, તમને તે નહિરે ઉચાટ.
કૃષ્ણ—મેલ મહીડું શિરથકી, તું ધીરજ રાખજે મંન;
આવ અહીં દેખાડું તુજને, મારૂં તે કુંજભુવંન;
રાધા—શીતલ સૈયા પાથરી, રચ્યો તે રંગ વિલાસ;
અનેક રસ પીએ અનુભવી, કરે મન ઉલ્હાસ.
હું હુંતીરે જોબન સમે, કુચ ફલ પીયુડા જોગ;
કોમલ કર લઇ સોપીઆં, કરવાને રસનો ભોગ.
અમર ફલ લઇ અર્પીયું, મેં પીયના મુખ માંહે;
રસ પીએ રસીઓ પાય મુજને, આનંદ પામી ત્યાંહે.
કંઠ ઘાલી બાંહેડી, ચુંબન લીધું કપોલ;
સંગ્રામનું સુખ શું કહું, કરતાં તે રંગ કલોલ.
વદન સકોમલ શ્યામનું, કરતાં તે નયને પાન;
નિર્ખતાં ધીરજ ટળે. કંદ્રપ કોટી સમાન,
રમતાં રંગીલે એમ કહ્યું, જુવતી તું પ્રાણજીવંન;
સર્વમાં તું વડી સુંદરી. તું માન વેદ વચંન.
અકળ ગતી એની કોઇ નવ જાણે, નહિ કોને આધીન;
વન આવી વચન બોલે, મુજ આગળ થાય દીન.
સાહી લીધી શામળે, એની વાત કહી નવ જાયે;
જાવા ન દેતા મહાવજી, કરગ્રહીને લાગે પાયે.
એટલા દીવસ હું નવ જાણતી, રહેતી હુતી આસંન;
હાવે તે ક્ષણું મેલું નહીં, વેધાણું મારૂંરે મંન.
સંસારનું સુખ શું કરૂ, ન ગમે ઘરની વાત;
નરસૈયાના નાથ સાથે, વિલસ્યા દિન ને રાત.

## પદ ૧૩ મું.

રજની આવી જુગનીવાનજી, ઇચ્છા હુતી રમવાને મંનજી;
સજની આજ માંહારે મંનજી, પ્રેમે પધાર્યા પ્રાણજીવંનજી.

ઢાળ.

પ્રેમે શું પધરાવીઆ, મેંતો સાંજ સમે તે શ્રી હરી;
ચરણ ધોયા પ્રેમશું, મેંતો સેજલડી ફુલની કરી.

કૃષ્ણુનીતે કપુર લઇને, અગરે કાધી આરતી;
પ્રેમે પીયુંનું વદન જોતી, તન મન ઉપર વારતી.
પ્રથમ સંગમ પીયુજી શું, રમવાનેરે મારૂં મન થયું;
લજ્જા તે લોપી નવ શકુ, મુખડે તે નવ જાએ કહ્યું.
જોબન મારૂં જાગીયું, કામાતૂર અંગે હું થઇ;
ભાવ નયનમાં જણાવીઓ, ત્યારે પ્રેમે મુને કરે ગ્રહી.
લજ્જા લોપી અંગ સુંપી, પ્રેમે પીયુંજીને મલી;
રમતાં તે રસબસ એક થઇ, જેમ દૂધમાં સાકર ગલી;
સહિયર હું બોલી શ્યામને, સંભાળ અંગ તાહેરૂં;
અનેક રામા સંગ રમીયો, પણ આજ જો પ્રાક્રમ માહેરૂં.
સનમુખ થાને શામળા, કરવાને રણ સંગ્રામ;
આજ તહારા મન તણી, પુરૂ તે સઘળી હામ;
મુજ અબળાની આગળે, કાયર ન થઇએ શામળા;
સાવધાન થઇને શીખવું, રતીરણુની સઘળી કળા.
ઉરપે લીધો વાહલમો, કુચ બંધન તુટયા તડતડી;
સુરતની સાધન સાંધવા, હું જોદ્ધા સાથે આથડી.
નાથ સાથે બાથ ભરતાં, ધસીનેરે લીધો ઊર;
અધર ડંસ ડસીને મુકીયો, ત્યારે લડથડયો મહાશૂર.
બાલપણુમાં અતી બળીઓ, ગોવરધન તોલીઓ;
તે સુભટને મેં તારૂણ્યિ, રૂપ રંગમાં તે રોળીઓ.
ભ્રકુટી ચઢાવી નયન જોડી, મેં મારીયાં તે મોહનાં બાણુ;
કામિનીની આગળ કાયર થઇને, માગવા લાગ્યો માન.
**કૃષ્ણ**—શરણુ રાખો સુંદરી, હું તુજ આગળ ઓચરૂં;
દીન જાણી દયા આણી, પ્રેમશું ઊરપર રમું.
**રાધા**—આજ પછે હે વાલમા, મોટપણું આણેશ ન મંન;
લઘુવેશ જાણી દયા આણી, મુકું છું પ્રાણજીવંન.
સ્વાસ ભરાણો હે સખી, સ્વેદ કણ અંગે ઝરે;
મુજને તે ઝીત્યો જુવતી, કાયર થઇ પીયું કરગરે.
**કૃષ્ણ**—અબલા તે મારૂ અંગ દુઃખે, ભીડીશ મારે ભામિની;
કઠણ પયોધર તાહરા, મુજને તે ખુંચે કામિની.

અમૃત પેં અદકું હતું, મુજ કને ફળ જેહ;
પછે પીયુના મુખમાંહી, પ્રેમશું મુક્યું તેહ.
પ્રસંન થયા પીયુ પાન કરતા, રસીયાને મન તે રસ ગમ્યો;
ચુંબન લીધું હસી હસી, પ્રગટ થઇ રંગે રમ્યો.
કુસુમ પેરે રાખીઓ, ઉર ઉપર ચારે જામ;
હોંસ હતી મનમાં પિયુના, પુરી તે સઘળી હામ.
સફલ તે રજની આજની, ધન ધન મારો અવતાર;
નરસૈયાના નાથશું, રંગ રમ્યાં તે વિહાર.

પદ ૧૪ મું.

• રાધા—સજની સાંભળ મારી વાતજી, ધન ધન આજની રાતજી;
હસતાં ડોલતા આવે સાથજી, ભુવન પધાર્યા મોરો નાથજી.

ઢાળ.

ભુવન પધાર્યો નાથ મોરો, અબલાને સુખ આપવા;
કોટી કંદ્રપ થયા કામી, નાથજી મુજ વશ હુવા.
નવલ સજ્જા પુષ્પની, ભુવન અતિ રલીઆમણું;
ચોદશ દીપક જલહલે, હરખ ઉપનો મન ઘણું.
શણગાર કીધો શોભીતો, નયને કાજલ સારીઆં;
કટાક્ષ સરખાં કસણ કસીને, કામીના ઊરમાં મારીઆં.
શ્યામ સુંદર વદન જોતાં, અનંગ અંગે સજ થયો;
રતિપતિ રણયુદ્ધ કરવા, સુભટને તે મેં કર ગ્રહ્યો.
નાથજીને ભુજ બાથ ભીડી, રદયામાં લઈ ચાંપીઓ;
સુભટ નરમાં શૂર કહાવે, તે મારી આગલ કાંપીઓ.
મદનમાતી શ્યામ સંગે, રતિ રંગ રસમાં રમી રહી;
પીન પયોધર પ્રાણ પિયુને, અધર સુખડે રહી સહી.
ત્રપ્ત ના થઓ પિયુ પીતાં, પછે તે હું લાજી રહી;
ચોલીતણા બંધ ત્રૂટયા, શરીરે શીતલ થઇ.
મેહેલ માવા હું માન માગું, મારા નાથ હું ત્રસ થઇ;
ચાર જામ સંગ્રામ કરતાં, રજની સઘળી વહી ગઇ.
દરપણ લઇને વદન જોતાં, અધર ડંસ દીસે ઘણા;
નીરગુણ તારા જોને કામી, નીરલજે કાંઇ ન રાખી મણા.

કહ્યું ન માને હો સખી, ભુજ બાથ ભીડીને રહયો;
સુરતનો સંગ્રામ સજની, બાળપણનો તુજને કહયો,
એણી પેરે રસપાન કરતાં, નાથ નયણે નીહાલતી;
પિયુને અંગે પ્રેમ વાધ્યો, પલક પાછી ન વાલતી.
અનંગ આપદા અંગ ટાલી, તન તે શીતલ થઇ રહ્યું;
તે સમાન સુખડું સજની, મુખથી નવ જાએ કહ્યું.
મારા સમ કોઈને મા કહેશ, એ વાત મનમાં જાણજે;
વિહાર ચરિત્ર વિહાર લીલા. નરસૈંઓ થઇ માનજે.

પદ ૧૫ મું.

રાધા—રસનીધાન આજની રાતજી, જાગો મહારા પિયુજી હવો પ્રભાતજી;
દીપક જોત ક્ષણ ક્ષણું થાયજી, પંખીડા રાગ પંચમ ગાએજી.

ઢાળ.

પંચમ ગાએ પંખીઆં, પૂર્વ દીશાએ રવી પ્રગટિયો;
સારી જામ સંગ્રામ કરતાં, હજી તે ત્રસ નવ થિયો.
રવી ઉગ્યો ને ઇંદુ આથમ્યો, ગૌ દોહ્યાની વેળા થઇ;
સાસુને નણંદ પુછશે, મારો કંથ કહેશે કયાં ગઇ.
તેને ઉત્તર આપવો, ને રાખવો કુલનો ધર્મ;
પરવેદના જાણો નહિ શામલા, નહિ તુજને શર્મ.
હજુએ તાહારા મનમાં, જાણુને શું થયું શ્રીપતી;
ભુજ બાથ શું ભીડી રહયો, મુકતો તે મુજને શે નથી.
કંઠ વલુંધી બાંહેડી, પિયુ પોઢીઆ નિઃશંક;
લક્ષણ તાહરાંરે શાં કહું, ભુડાં દીસે છે ઢંગ.
પૂરવે હતું પોતાતણું, એમ નીરગુણ નાથ ના રહી;
આજુની શીખામણ શામલા, નહીં આવું ફરી વેચવા મહી.
હું તુજ સરખી નવરી નથી, મારે ઘેર ઘણેરૂં કાજ;
પ્રાત સમે પિયા ભોવન જાતાં, આવેછે મુજને લાજ.
રેણી સમે રસ ઉપજે, સંયોગે રંગની રેલ;
કરજોડીને માન માગું, ભાવા તે મુજને મહેલ.
વાટે જાતારે વાલમા, મુજને દેખે દુરીજંન;
નરસૈંઆના નાથજી, મારૂં દુર છે ભોવંન.

પદ ૧૬ મું.

રાધા–કૃષ્ણ પ્રત્યે રંગે રમીઆં તે ક્યાં રેણુજી, અરૂણ ઉજાગરાં રાતાં નેણજી;
અધર ભર્યો રંગ તંબોલજી, કાજલ રેખા તારે કપોલજી.

ઢાળ.

કાજલ રેખા કપોલ સોહે, તીલક ખંડીત તાહરૂં,
વિભિચારી બોલામા વાલમા, તો મન માને માહરૂં.
અટપટી શીર પાઘ લટકે, કેસર ને ફુલે ભરી;
અબીલ ગુલાલ ને ચુવા ચંદન, શોભે નાભી શ્રીહરી.
કંકણુ કોમલ અંગે ખુંચ્યાં, રેખા દીસે નખ તણી.
જેશું રંગે રમ્યા રજની, વેગ પધારો તે ભણી.
આ નીલામ્બર કોઇ નારનું.તમો સાચુ કહોને સમ તેહના;
આધીન થયા પ્રભુ તેહને વાહાલા,લાવ્યા તે ક્યાંથી રેણમાં.
કૌસ્તુભ મણિ આ ક્યાં વીસારી.નવસેરો પહેર્યો કહીનારનો;
રીસ મા આણો મન વિષે, મુને કહોને સુખ વિહારનો.
કઇ ભામનીએ ભોગવ્યા. રજની તે ચારે જામ;
કોમલ અંગે કેમ ખમ્યાં, રતિ પતિ રણ સંગ્રામ.
વેગે પધારો ભુવન તેને, હું આવું તમારે સંગ;
શ્રીહરી સુખ દેખાડ તારૂં, રમીઆ તે જેશું રંગ.
હાવે તેને પ્રસંન થઇને. હું આપીશ ફુલનો હાર;
નરસૈઆના નાથજી મારી, વીનતડી વારંવાર.

દાણલીલા.

જાગો જાગો રે શામળા. જગાવે જશોદા માત
જાગો રે સહુ જન જાગિયા, જાગોને હુઓ પ્રભાત.
જશોદાએ જદુપતિ જગાવિયા, ઝાળી સુવર્ણ ઝારી હાથ;
વદન પખાળો મારા માવજીરે, આરોગો શ્રી જદુનાથ.
જશોદાએ જદુપતિ જગાવિયા, આરોગાવ્યા જગદાધાર;
ધેન છોડીને વાહાલો સંચર્યા, મોહન મદન ગોપાળ.
મોરે તે શ્રીરંગ શામળા, જીરે કેડે તે સઘળી ગાય;
બળદેવ કોટે બાંધડી, પ્રભુ વૃંદાવન જાય.

ઇંદ્રાદિક જગ મોહિ રહ્યું, મોહન મધુરો ચરાવે ગાય;
જીરે બજાવે રૂડી મોરલી, દુઃખ દળદર ભંજન થાય.
ગાયો ચારે છે ચોફેર ફરી, જીરે ગોવર્ધન ને માળ;
બળભદ્રે ધ્વાસો પાડિયો, શીંકુ બાંધ્યું ડાળ.
કો કહે છે કૌવચ લહી, વાહાલા અંબરીષને કરે આળ;
અન્યો અન્ય માને નહિ, હરિ દેવા લાગે ગાળ.
જ્યમ જ્યમ કૌવચ ખાજુએ, જીરે ત્યમ ત્યમ રૂએ બાળ;
બળભદ્ર સામુ જોઈને, હરિ હસિયા મદન ગોપાળ.
મરકટ કોટે સાંકળાં, જીરે ઝૂમતડાં લળકે કાન;
શૃંગાર સર્વે સજાવિયા, તેણે વિચિત્ર શોભે વાન.
છોડી છોડી નાખે માંકડાં, બાંધે બાંધે નંદકિશોર;
મરકટ માને નહીં માવનું, ત્યારે કરે ઝાઝું જોર.
ઊખાણો સાચો થયો, જીરે મરકટ કોટે હાર;
છોડી છોડી નાખે માંકડાં, બાંધે બાંધે નંદ કુમાર.
ગોવાળિયા મંડળી મળી, ઉભા ગોવર્ધનને માથ;
કૃષ્ણ આરોગે રૂડા કરમદા, આહીરડાની સાથ.
ચાખે ને ચખવી જુવે, વાહાલો પીએ પીવડાવે ખીર;
જમી જમાડી પોતે જમે, હરિ હળધર કેરો વીર.
બમણું તે લે વાહાલો વેંહચતાં, તતક્ષણ આરોગી જાય;
જેનું દેખે વાહાલો વાધતું, તેનું પડાવી ખાય.
ગાયો હીંડી ગોવર્ધન ભણી, જીરે ક્ષણું એક લાગી વાર;
વારો આવ્યો પ્રભુ તમ તણો, તમો વાળોને દીનદયાળ.
કર ગેડી લઇ ઉભા થયા, ધાડે સ્વરે બોલાવી ગાય;
હીંડે વૃંદાવન શોધતા, ચૌદભુવનનો રાય.
સિંચાણી બગલી ને સારસી, પારેવી ચાતોર મોર;
પીળી ધોળી ને કાજળી, બોલાવે નંદ કિશોર.
ગોવર્ધન ચઢી વાહાલે ચિંતવ્યું, દૂર દીઠી અનોપમ નાર;
તેજે ત્રિભુવન મોહી રહ્યાં, જીરે નરખે નંદકુમાર.
દોડી વાહાલો પહોંચી વળ્યા, પુછ્યું કેની તમો છો નાર;
હીંડો છો સૈ મલપતી, નચવો ઘુંઘટમાં નેણ ઝલકાર.

છો રે રંભા કે રે મોહની, કે છોરે આનંદ કે ચંદ;
કે રે પાતાળમાંની પદ્મની, એવો વિચાર કરે ગોવિંદ.
નહિ રે રંભા નહિ રંનાદેલી, જીરે નહિ આનંદ કે ચંદ;
ભ્રખુભાનની કુંવરી છું, રાધે બાળમુકંદ.
ગોકુળ મથુરા જાઉં આવું ને, શું રે થયા અજાણ;
હું રે ગોકુળની ગોવાલણી, પ્રભુ ના આપું મહીનાં દાણ.
મુખ ભર્યું એનું મોતીએ, જીરે અમર વાસિક વેખ;
સુંદર સોહિયે રાખડી, નયણે કાજળ રેખ.
ચૂડી મુદ્રિકા ને બેરખી, મુખે ચાવંતી તંબોળ;
વૃંદાવનમાં સંચર્યાં, જીરે સજીને શણગાર સોળ.
મોર મુકુટ વાહાલે શિર ધર્યો, મકરાકૃત કુંડળ કર્ણ;
પીતાંબર વાહાલે પેહેરિયું, જાણે ઉપમા મેઘજ વર્ણ.
કેસરનાં તિલક ધર્યાં, પેહેરયો ગળે ગુંજાનો હાર;
પાલવ સાહ્યો પીતાંબરે, દાણ આપ્યને જાની નાર.
મુખ આડો પાલવ ગ્રહી, તાણ્યાં ભવાનાં બાણ;
નયન કટાક્ષે નિહાળીને બોલી, "પ્રભુ શાનાં માગોછો દાણ."
કનકકળશ તારે શીર ધર્યો, નિરખે તે નંદકુમાર;
આંખો નચાવે શાનિયો, શીખ ન માનું લગાર.
કોણે તે દાણી બેસાડિયો, જીરે કોણે દીધી છે છાપ;
આણે મારગ જાઉં એકલી, હું તો કોને ન દેવું જબાપ.
નવ રે દીઠું નવરે સાંભળ્યું, જીરે અમને શાને વિપરીત;
દાણ માગો કેવા દૂધનાં, કોને કીયા તે દેશની રીત.
આધેવાયાં નથી અમ સાથે, કે નથી બળદ કે પોઠ;
એક બે ટકાનું ગોરસડું, તેમાં શાની તે માગો ગોઠ.
ગંગા ને જમુના વચ્ચે, જીરે ચોકી બેસે આદ;
માણુસ જોઇને માગીએરે, જેવો માલ તેવીરે જકાત.
વિત કેટલું છે દાણનું, જીરે જોતાં નથી એમાં માલ;
દાણનું લેખું નથી રાધે, શહસ્ર કોટી કે મોઘી માલ.
બોલ્યાં રાધા રાણી, હૈડે રીસ આણી, ઘેલા ગોવાળા ઘેર;
છબીલે મોહીની નાંખી ત્યારે, રાધે થઇ પેર પેર.

હાર આપુ હૈડાતણો, જીરે ધરાણે મૂકું ઝાલ;
મથુરામાંથી આવીને, છોડાવી લેઇશું કાલ.
તે વિદ્યા તો શીખ્યા નથી, નથી ભણ્યા કોની પાસ;
હાથમાંથી હરાવીને પછે, ક્યાં માંડિયે અભ્યાસ.
કૃષ્ણજી પ્રત્યે બોલ્યાં રાધિકા, જીરે ખોટી થાઉં છું હાલ;
મન મનાવોને માવજી, વાઓને વીણા રસાળ.
કૃષ્ણજીએ વેણુ વાઇને, જીરે રાધે કીધાં રળિયાત;
હસી હસી પૂછે હે સખી, સંભળાવો નવલી વાત.
દાણલીલા ગાઇશું જીરે, હોસે વૈકુંઠ વાસ;
ગાયે શીખેને સાંભળે, નરસંઇયો હરિની પાસ.

## શૃંગારમાળા.

### પદ ૧ લું–રાગ કેદારો.

આવોરે અલબેલા વાહાલા, મોહન મારા રસિઆરે;
આવડી વારો તમે ક્યાંહાંરે લગાડી, કોને તે મંદિર વસીયારે. આવો
તમને ટેવ પડી પરઘરની, હવે તે શીપેર કરીએરે;
સંસારમાં કાંઇ સાર ન દીઠો, કેને તે જોઇ જોઇ ઠરીએરે. આવો
આજ પછી હરી એવું ન કરીએ, લોકહસારત થાશેરે;
નરસૈંયાના સ્વામિ હમને તજશો, બિરદ તમારૂં જાશેરે. આવો

### પદ ૨ જું. રાગ કેદારો.

સાચુ બોલો સામળિયા વાહાલા, કો'ને ક્યાં ગયાતા રે;
માનીતીને ભવન તજીને, કોને મહોલ રહ્યાતા રે. સાચું.
આજ રજની રડતાં વીતી, કંથ વિના કયમ રહિયે રે;
તલ પાપડ થઇ રજની ગાળી, એવું થાય તે કયમ કહિયેરે. સાચું.
હમણાં હેત ઉતાર્યું હરજી, પેલી નવલ નારશું મન મોહ્યું રે;
તમો વિના અમો તલસિ મરિયે, તોલ તમારૂં જોયું રે. સાચું.
વાહાલપણની પ્રીત શામળિયા, સેજે સૂતાં ઘણી સાલે રે;
ફુટયું ગુમડું ને થયો વૈદ્ય વેરી, એવી ગત કીધી વાહાલે રે. સાચું.

ભલે પધાર્યાં મારા મંદિર માંહી, ભાવે ભામણાં લીધાં રે;
નરસંઇયાચા સ્વામી સંગે રમતાં,દુઃખ ફેડી સુખી કીધાં રે. સાચું.

પદ ૩ જુ.

શામલીઓતે ઉરનું, ભુપણ રૂદય ભીડી રાખુંરે;
સણુગટ વાલીને જોઉં, વીને વચન મુખ ભાખુંરે. શામ.
સેજ સમારૂં પરીમલ,પુરણ સકળ કરૂં શણગારરે;
દીવડીઓ અજવાલી મેલું, પોઢે પ્રાણઆધારરે. શામ.
મૃગમદ અંજન નયને સમારૂં,નાના ભાવ જણાવુંરે;
નરસૈયાચા સ્વામીશું રમતાં, લટકંતી હું આવુંરે. શામ.

પદ ૪ થું.

ઉરપર રાખી સુંદરવરને, વિલસું ચારે જામરે;
પ્રેમ ધરી પાતલીઓ આવે, પુરે મનના કામરે. ઉર
આવંતો વહાલો દેખીને, ફુલી અંગ ન માઉંરે;
હાર કુસુમના કંઠે ઘાલી, ભામણે હું જાઉંરે. ઉર
નીરમલ જોતી કરૂંરે દીવે,સકળ સજું શણગારરે;
નરસૈઆચા સ્વામીચે સંગમ,રસમાં કરૂં વિહારરે. ઉર

પદ ૫ મું.

શામલીઆને સંગમાં રમતાં, માન તજીને મલીએરે;
અલવેસું આલીંગન આપી, જેમ રીઝે તેમ ભળીએરે. શા.
વદન નીહાલી વહાલાકેરૂં, નયને અમીરસ ભરીએરે;
અંગો અંગે અનંગ વાધે, ભાવ ધરી ઉર ધરીએરે.
જોબન હોય સફલ તે તરૂણી, જો વહાલો વહાલ જણાવેરે;
ભણે નરસૈયો ધન તે નારી,જેને અલવેશું ઉર આવેરે. શા.

પદ ૬ ઠું. રાગ સોરઠ.

નંદના ગોવાળિયા રે, તારો રસીલો સનેહ; ટેક.
ગ્વાલણ પાણીડાં સંચર્યાં રે, જળમાં ન બોળે પાય;
કદમ કેરે છોડવે રે, ઉભલા દીસે જાદવરાય. નંદના,
સહસ્ત્ર કોટિનો મારો કંચવોરે, તે સાહી નવ તાણ્ય;
લાખના બંધ મારા ત્રુટશે રે, તારે હસવું ને મારે હાણ્ય. નંદના.

કહાનજી કેસર ના છાંટીએ રે, ભીંજે અમ અબળાના કેશ;
ભીંજે જાદવરાય લોબરી રે, હું તો ઘેર શો ઉત્તર દેશ. નંદના.
કાહાનજીને મુકુટ બિરાજતોરે, રાધાજીને એકાવળહાર;
નરસંઇયાનો સ્વામી મળ્યો રે, વાહાલે ઉતાર્યાં ભવપાર. નંદના.

પદ ૭ મું. રાગ કાફી.

મારો નાથ ન બોલે બોલ, અબોલ્યાં મરિયે રે;
હું કયમ કરી વેઠું વિજોગ, હવે શું કરિયે રે. અબોલ્યાં.
સાંભળ્ય સહિયર વિનતિ, આ દુઃખ કેમ સેહેવાય રે;
મેલી ગયા મુને માવજી, મારો જન્મારો કયમ જાય રે. અબોલ્યાં.
શેરડીએ સામો મળે, તો વાટ મરોડી જાય રે;
ઊંચું જોઉં ત્યારે નીચું જુએ, મલવાને વિમાસણ થાયરે. અબોલ્યાં.
મોર મુકુટ પીતાંબર સોહિયે, કુંડળ ઝળકે કાન રે;
નરસંઇયાનો સ્વામી મળ્યોરે, વાહાલે વાળ્યાં અમારા વાનરે. અબોલ્યાં.

પદ ૮ મું-રાગ પ્રભાત.

આજ ઉજાગરા અંગ આળસ ભર્યા, માહરે મંદિરે કેમ આવ્યા;
ભુવન ભૂલ્યા અવર ભામની ભોગિયા, સાથ સાહેલડી શે ન લાવ્યા. આજ.
અળતા અળતીતણે રંગે રાતા થયા, તિલક અધર રહ્યું સુભગ ભાળે;
સીમ જળ કારણે, કુંડળ સોહિયે ઘણું, અપૂર્ણતા અધિક લોચન વિશાળે. આજ.
પટ પીત વિસારિયાં, નીલાંબર ધારિયાં, અધર અંજનતણી રેખ લાગી;
પરમ પુન્યવંતી કોણ તે સુંદરી, તમ સંગ તે નાથ રજની જાગી. આજ.
કારણ કહો કરી, કારજ અમતણું, ભલેજી પધારિયા પ્રાત પેહેલા;
મન હરખી ઘણું કાર્ય થયું તેતણું, તે નાર કેઇ કહો લાડ ઘેહેલા! આજ.
શું મુજમાં નથી, તે સહુ કોહો કથી, ગર્વ કરતી નથી પ્રાણપ્યારા!
નરસંઇઆના નાથજી, સાહો હરિ હાથજી, કરો વ્યભિચાર ખોટા એ ધારા. આ.

પદ ૯ મું-રાગ પ્રભાત.

પ્રાત થયો મારો પાલવ મેલો, વેરણ નણદી જાગેરે,
દિનકર ઉગ્યો થયું અજવાળું, ઝીણાં વલોણાં વાગેરે! પ્રાત.
સમીરે સાંજની સેજ્યાએ આવી, પેર પેર મળી સાંગ લીધોરે;
ભાવ ભાવ લીધો મનગમતો, અમૃતની પેરે પીધોરે. પ્રાત.

પ્રાત ઠામ ઠામ તો રડાડંક દીસે, અધર થયા રંગ રાતારે;
વ્યભિચારીનાં મોહોય એ લક્ષણ, કો દેખે જાતાં વળતાંરે. પ્રાત.
સુણો તમો નારી અમો બ્રહ્મચારી, અમને તે કોઇ એક જાણેરે;
વેદ ભેદ લહે નહીં મારો, સનકાદિક નારદ વખાણેરે. પ્રાત.
એક જાણેછો વ્રજની ગોપી, કે રસ જયદેવે પીધોરે;
ઉગતો રસ અવની ઢળતો, નરસંઇયે તાણીને લીધોરે. પ્રાત.

પદ ૧૦ મું-રાગ પ્રભાત.

લડસડતી કાંહાંજાછે રે અબળા, કોણ પુરૂષે તને ભોળવીરે;
કહેરે સખી તને ગરડરસ લાગ્યો, કે વિષ પીધું ઘોળવીરે. લડસડતી.
અશનપણામાં સૂતીરે હુતી, શ્યામ ભુજંગે ચટકાવીરે;
હરિ મંત્ર જપ્યો તેણી વારે, તો જીવતડી ઘર આવીરે. લડસડતી.
એ ડંખ બેઠો જે નરનારી, તે ભૂતળ દેહ નહિ ધરશેરે;
નરસંઇયાના સ્વામી સંગે રમતાં, વાહાલો આપ સરીખડાં કરશેરે. લડસડતી.

પદ ૧૧ મું.

પ્રેમે પ્રેમદા પિયુજી સાથે, હર્ષે હાસ્ય કરંતીરે;
મરકલડા દેખીને મોહી અલવે, ઉર પર ધરંતીરે. પ્રેમે.
કૃષ્ણ કામિની જેમ જેમ નાચે, વાજાં વાગે ભારીરે;
ત્રીભુવન માંહી સબલ સાંભલી, સુરજનની ગતી હારીરે. પ્રેમે.
જેજેકાર સુરીનર બોલે, સુરવનીતા અંગ ફુલીરે;
કૃષ્ણ કૃપાથી નરસૈયો ત્યાંહાં, લીલામાં રહ્યો ડુલીરે. પ્રેમે.

પદ ૧૨ મું.-રાગ કાલેરો.

શ્રી વૃંદારે વનમાં વેણુ વજાડી, ગોપીમન વીવલ કીધાંરે;
વર આપો તે વચન પાલવા, અને ચંત હરીને લીધાંરે.
એક નૈનમાં કાજલ આંજી, અને બીજી તે માંગ સીધુર રે;
જુવતી જુથ મલીરે ચાલે, જંમ સાહેર વાધ્યું પુરરે.
હે રતન જડીત્ર રાખડલીરે રૂડી, એને ઝાલ જબુકે કાંનેરે;
હે સતારે દંત અધુર મુખ ઓપે, ગોપી તે ગોરે વાનેરે.
હે હરખ ભરાં હરી પાસેરે આવ્યાં, શ્રી વૃંદાવન મોઝારરે;
નરસૈયાનો સ્વામી મલેરે મળીઓ, ઉલટ અંગ અપારરે.

### પદ ૧૩ મું.

રે સેનેરે કાજે તમો સહુ મલી આવ્યાં, અને શું છે તમારે ગોપી કામરે;
પતિ વિનાનો એ ધરમ નોહેરે, ગોપી જનઓને તમારે ધામરે.—તમે.
રે એવાં મોહન કેરાં વચન સાંભલી, નીચુ નીહાલે ગોપી બાલીરે;
મુખમાં આંગલડી ને મનમાં વિમાસે, તમો એ શું બોલ્યા વનમાલીરે.—તમે.
રે ગદગદ કંઠે ગોપી વચન પ્રકાશા, તમે સુણજોને દેવ મોરારીરે;
જો મોહન નહી રમો અમ સાથે, તો તજીશું દેહીડી અમારીરે.—તમે.
રે એવી અંતર પ્રીત જોઇને હરી હશીઆ, અને રૂદીઆને ભીતર લીધાંરે;
નરસૈયાનો સ્વામી ભલે મલીઓ, વાહાલે આપ સરખીડાં કીધાંરે.—તમે.

### પદ ૧૪ મું.

હે સાનેરે કાજે શાંમલીઆરે, વાલા સાંન કરીને સહુ તેડીરે;
રહી ન શકે વ્યાકુલ થઇ વનમાં, વેણુ વજાડી વાલે રૂડીરે.
હે આંણી વેળા અડધીરે રાતે, અને પરહરીઓ પરિવારરે;
હે સાંમુરે આળ ચઢાવારે લાગો, હેવા નીર્લજ નંદકુમારરે.
હે બોલડીઆરે વિચારીને બોલો, અમો અબલા બલ થોડુંરે;
નરસૈયાનો સ્વામી ભલે મલીઓ, દાસી થઇને કરજોડુંરે;

### પદ ૧૫ મું.

હે આજ સખીરે શ્રી વંદાવનમાં, મધરાતે મોરલી વાગી;
સુણતાંરે ચીત હર્યાં મારી સજની, ભરનીદ્રામાંથી હું જાગી.
હે જાગ્રત સ્વપન સષુપતિ તુરીયા, ઉનમીએ તાલી લાગી;
ત્રીગુણ રહીત થયું મન મારૂં, કામવાસના તહાં ભાગી.
હે જમ જમ દ્રષ્ટ પડે મારી સજની, તમ તમ તાણી મોતી;
નરસૈયાચા સ્વામીની લીલા, હરખે હીડું હું જોતી જોતી.

### પદ ૧૬ મું.

ધન્યધન્ય વૃંદાવનની શોભા, ધન્ય રૂડો આસો માસરે;
ધન્ય ધન્ય કૃષ્ણ તણી જે લીલા, ધન્ય ગોપિયોનો રાસ રે. ધન્ય.
ઘુંઘટડામાં સાન કરીને, માનુની મોહ ઉપજાવેરે;
હળવે અંગ મોડતી અબળા, નેહ નેણુંમાં જણાવે રે. ધન્ય.
કંઠ કોકિલા સ્વર ઉચ્ચરે, ગાંધર્વ ગાન હરાવે રે;
વચન મીઠાં મધુરાં ઉચરતી, વાલ્લાને સુખ મનાવેરે. ધન્ય.

અમર લોકનાં જૂથ મળ્યાં ત્યાં, મુનિવર જોવા આવે રે;
સુરનર જય જયકાર કરીને,ઇંદ્રાણી પુષ્પ વધાવે રે. ધન્ય.
ધન્ય એ ગોપી ને ધન્ય એ લીલા, ધન્ય એ રાસ રમાડે રે;
ગોપીશ્વરની કૃપાથકી રે, નરસંઇયો તાળ વજાડે રે. ધન્ય.

પદ ૧૭ મું.

મધરાતે મધુરી મારે વાલે, વાંસલડી રૂડી વાઇ રે;
કામની કામઘેલડી થઇને, વૃંદાવનમાં ધાઇ રે. મધરાતે.
સાસુ નણદીની લાજ તજીને, આભૂષણ અવળાં સજિયાં રે:
રેણી રાસ રમવાને કારણ, જઇ જાદવને ભજિયાં રે. મધરાતે.
નયણાં ભરી નરખ્યો લક્ષ્મીવર, આનંદ અખંડા પામી રે;
નરસંઇયાનો સ્વામી વૃંદાવનમાં, ખેલ કરે બહુ નામીરે. મધ.

પદ ૧૮ મું.

આવ્યાં આશ ભર્યાં વહાલાજી, આવ્યા આશ ભર્યાં,
વિંધેલાં મન ન વલે પાછાં, તારી મોરલીએ ચિત હર્યાં. આવ્યાં.
સુતને મેહેલી પતી મેહેલી, મેહેલી કુળમરજાદ,
માત તાત વિસર્યાંરે મોહનજી, એક તમારે કાજ. આવ્યાં.
એવાં વચન સુણીને હરી હસીઆ, આપણ રમશું રાસ,
મોટા કૂલની તમોરે માનુની, પુરશું તમારી આશ. આવ્યાં.
સુંદીર રાત શરદ પુનેમની, સુંદીર આસો માસ,
નરસૈયાના સ્વામી સંગે રમતાં, રજની થઇ ખટ માસ. આવ્યાં.

પદ ૧૯ મું.

વૃંદાવનમાં રચ્યો અખાડો, નાચે ગોપી ગોવાલીઓ,
તાલ પખાજ ખંજરી વાંસલી,તાન મીલાવે શામલીઓ.વૃંદા.
સુંદીર રાત શરદ પુનેમની, અતિ સુંદીર ઉગ્યો ચાંદલીઓ;
સુંદીર ગોપી કંચન માલા, વચ્ચે મરકત ગોવિંદીઓ.વૃંદા.
ઝલકે કુંડળ રાખડલી અતિ, ઉર લેહેકે મોતનમાલા;
રૂમઝુમ રૂમઝુમ નેપુર વાજે, મરકલડા કરતી બાલા.
હરખ્યા સુરીનર દેવ મુની જન, વરસે કુસુમ ભરી પલવટીઓ;
જે જે શ્રી દેવકીનંદન, નરસૈઓ ત્યાં દીવટીઓ. વૃંદા.

### પદ ૨૦ મું.

લઇ આલો વૃંદાવન માંહે, મદનમુરત મેં દીઠીરે;
સોલ કલા શશીયર અતિ સીતલ, અમૃતપે અતિ મીઠીરે. લઇ.
મોર મુકુટ કાને કુંડલ ઝલકે, મુખ મુરલી સ્વર રણુકેરે;
જુવતી જુથ મલીછે તત્ક્ષણ, હરી મુખ જોવા મલકેરે. લઇ.
રાખલડી રતનાલી ઓપે, ઝાલ અનોપમ ઝલકેરે;
કંઠ એકાવલ એણીપેર લલકે, જોઇ જોઇ મનડું ઠલકેરે. લઇ.
કટીમેખલા બાજુ બાંધ્યા હસી, કમલ ફુલ્યાં જલ હલતાંરે;
મુંદડી રૂડી જડીત સલૈયા ઝાંઝરીઆને મલતાંરે. લઇ.
પાએ નેપુર રણુઝણુ વાજે, બીછુઆ તે ઠલકેરે;
મુરલીધરનું મન ભમાવ્યું, શીશફુલને લટકેરે. લઇ.
ચરણુ ચીર ચુંદડી ઓપે, મુખ શોભા ભરી પાનરે;
શામલીઆ શું રંગભર રમતાં, ગોરી ગોરે વાનરે. લઇ.
નાટારંભ રમો રાધાવર, ઝાંઝરીનો ઝમકારરે;
તાલ પખાજ રબાબ વાંસલી, ઘુઘરીનો ઘમકારરે. લઇ.
એક એક પ્રતે અંગના માધવ, માંહો માહે નાખેરે;
અમર આશીશ દીએ ત્યાંહાં ઉભા, ચરણુ રેણુ નાંખેરે. લઇ.
જે જેકાર બ્રહ્માદીક બોલે, પુષ્પવૃષ્ટિ વલી હોએરે;
ઉમયાવરની બાહે વલગ્યો, નરસૈંઓ ત્યાં જોએરે. લઇ.

### પદ ૨૧ મું.

અમને રાસ રમાડ વહાલા, ગોકુલથી વંદ્રાવન રૂડું તે મુજને દેખાડ વાહાલા.

જલ જુમનાને કાંઠડેરે, વાયો વેણુ રસાલ, વહાલા;
નાદે મોહી ગોપીકારે, ઘેર રોતાં મેલ્યાં બાલ; વહાલા.
એક એક લોચન આજીયાંરે, કૃષ્ણુ કરે સનમાન, વહાલા;
અવલાં આભ્રણુ પહેરીઆંરે, તેણે નેપુર ઘાલ્યા કાન; વહાલા.
સનમુખ ઉભી રહીરે નયને, નીરખ્યા નાથ, વહાલા;
તન મન ધન સહુ સોંપીયુંરે, ગોપી ઉભી જોડી હાથ; વહાલા.
વૃંદાવન રળીઆમણુંરે, સરદ પુનેમની રાત, વહાલા;
લાલ ત્રીભંગ શોભા બનીરે, ત્યાં દીસે નવલી ભાત; વહાલા.

ગાય શીખે ને સાંભળે હરી, રાધાજીનો રાસ, વહાલા;
તે પદ વૈકુંઠ પામશેરે, એમ ભણે નરસૈયો દાસ, વહાલા.

### પદ ૨૨ મું–રાગ કાલેરો.

વારીસ મા માતા તું મુજને, નંદતણો સુત નાથ ભજું;
બ્રહ્માદિકને મોહ ઉપજાવે, અમો અબળાનું કોણ ગજું. વારીશ.
ધન ધનરે સાહેલી પેલી, ખેલે હરિશું રાસ રમે;
હસતું મુખ હરજીનુ દેખી, મકરલડે ભવતાપ શમે. વારીશ.
આડી આંખ કયાં દેરે માતા, જાવા દે જદુનાથ ભણી;
રંગભર રાસ રમે રાધાવર, સખી સમાણી મળી ઘણી. વારીશ.
લોક કેહેશે તે સહુ કેહેશે, દુરાજન શીર ડાબા પાયે;
નરસૈયાચા સ્વામી સંગ રમતાં, મારે અંગ ઊલટ ન માયે; વારીશ.

### પદ ૨૩ મું.

કાહાનજી કાહાનજી કરતી હીંડે, વૃંદાવનમાં ગોપી રે;
મોરલીને નાદે નારી નીસરી, કુટુંબની લજ્જા લોપી રે. કાહાનજી.
શરદ રેણી સોહયામણી સુંદર, રૂડો આસોમાસ રે;
વીણા વજાડી વિહ્‌વળ કરીને, રંગભેર રમવા રાસ રે. કાહાનજી.
મનડું બ્યાકુળ વિનતાકેરૂં, નાદે લીધાં હરી મંન રે;
ભૂષણ વસ્ત્ર ભૂલી ભામનિયો, વાંસળીએ હર્યું તંન રે. કાહાનજી.
અબળા એકલડી નીસરિયો, તજીને ઘરપરિવાર રે;
નરસંઇયાચા સ્વામીને મળવા, રમવા ઇચ્છે નાર રે. કાહાનજી.

### પદ ૨૪ મું.

વાંસલડીને વારોરે વારો, વહાલા વાંસલડીને વારોરે;
ઓછાનો કાંઇ સંગ ન કીજે, એ પાખે તમો સારોરે. વહાલા.
તમારા અધર વિષે છે અમૃત, એમ કાં છુટું રાખ્યુંરે;
પોતે પીએ બીજાને પાએ, તોરેલછેલ કરી નાખ્યુંરે. વહાલા.
પશુ પંખી તરૂવરને પાયે, લાંબી થઇને બેઠીરે;
ડોહેલું પાણી જેમ પીએ, ભેંશ ખાબડે બેઠીરે. વહાલા.
જોઇ જોઉં ત્યાં આસને બેઠી, અમને ઠામ ન આપેરે;
નિર્લજપણે સંચી થઇ ને, માથે છાણાં થાપેરે. વહાલા.

બાપતણી મીરાત હોએ જો, તે ઉપર મન ધરકેરે;
ઘણી ઘણી દાતાર થઈ છે, હાથ પીઍરે હડફેરે. વહાલા.
એટલે કીધે નવ સરે અમ, ઊર અમલ ચલાવેરે;
મધ્ય નીશાએ મન આકરષી, ઘેર ઘેર વાત છોડાવેરે. વહાલા.

## પદ ૨૫ મું.

વહાલે કોણ વેળા કોણ વાર, કામણ કીધુંરે;
વહાલે વાઇ વેણ રસાલ, મન હરી લીધુંરે.
હરીનાં નેણ સલુણાં બાણ, રદયામાં વાગ્યાંરે;
તું વૈદડા મા માર જોર, ઉરપર લાગ્યાંરે.
સર્વ છેલ માંહે તું છેલ, કહાનજી રસીઓરે;
વહાલે વાઇ મોહની વેણ, મોરે મન વસીઓરે.
અમો રમતાં રાસવિલાસ, છેડલે ચંપાણીરે;
મુને દીધું આલીંગન, સારંગપાણીરે.
મુને કાંઇ ન સુઝે કામ, થઇધું દિવાનીરે;
મારો ગયો સહીઅરનો સાથ, જમુના પાણીરે.
હરી પ્રેમલ સુણી ઝાળ, રદયામાં લાગીરે;
મારાં નયણાં વહે દિન રાત, વિરહણી જાગીરે.
અમો રમતા માઝમ રાત, વેદના વામીરે;
એવો ધુતારો શ્રી મહારાજ, નરસૈયાનો સ્વામીરે.

## પદ ૨૬ મું.

નહિ દેઉં સાંઇ રસ લેવા, અધર અમ્રતરસ પીવા;
કુચફલ ગ્રેહેવા આવ્યા સુંદર વર, નંદના લાડકવાયા એવા. નહિ.
આજ લગે અમારા કુલમાં, એવું કાંઈ ન કહેવાએ;
લક્ષણ લાગે લક્ષ્મીવર, તમો અમથી અળગાએ. નહિ.
તમ દીઠે દાઢ ગળે મહાવસતીઆ, અમો અભિમાન ધરેવા;
નરસૈઆચા સ્વામી સંગે, રમતાં ભવસાગર તરેવા. નહિ.

## પદ ૨૭ મું.

હાવું હવે નાવડીઆરે, સાંઇડાં લેત;
સાંઇડાં લેતારે વહાલો, લોચન કાં મીંચેત.

સાંઇડાં લેઈ તે જાણે જે હોએ રાજકુમાર;
નંદ આહીર વસે ગોકુલે, તું તેહતણો ગોવાલ.
જો કહો હરીતો સીખાઉં, સાંઇડાં લેવાની પેર;
મારૂં કહ્યું એટલું કરજે, પરમંદિર પરહેર.
કુચગ્રહી મુખ અધુર ડસીને, એણીપેરે સાંઇડાં દીજે;
મા મા મંત્ર જપું જેણે વેળા, મહારૂં મન પતીજે.
અંતર ટાળી એક કરેરે, સાચા તેહના સ્વામી;
નરસાઇયાચા સ્વામી સાચા વિના, હું નવ પદ કંઈ પામી.

## પદ ૨૮ મું.

ભાવેરે ભામિની ભોગવતા, શામલીઆની સંગેરે;
આલાપે અબલા આનંદી, ઉલટ વાધ્યો અંગેરે. ભાવે.
કરશું કર ઉરશું ઉર ધરતા, પલવટડી તે વાળીરે;
નેહનિ ઝડિ લાગી ઉલટી, અબળા વશ કીધાં વનમાલીરે. ભાવે.
ધન ધન જીવન જુવતી બાળા, વૃંદાવનમાંહે મહાલેરે;
ધન નરસૈંઓ રાણી સોહાગી, રંગરસ બહુ ન્યાલેરે. ભાવે.

## પદ ૨૯ મું.

નહિ જાઉંરે જમનાં પાણીડાં, મને મારગડે નંદલાલ મળે;
બાળપણાની સહીઅર દેખે, હુંએ ટળું પણ એ ન ટળે. નહિ.
અમેરે આહીરડાં સદાએ સુંઆળાં, કઠણ કઠોર પેલો કહાનુડો;
નંદરાયની આણ ન માને, જસોદાનો કુંવર લાડકડો. નહિ.
સાન કરે દેહી પરવશ થાએછે, છાંનાં છાંનાં વાહે વહાલડો;
નરસૈંઆચો સ્વામી ભલે મલીઓ, વૃંદાવનમાં એકલડો. નહિ.

## પદ ૩૦ મું.

લટકો તારો લાખ સવાનો, મલકડાનું મૂળ નહિ;
જેમ શામલીઓ વદન નિહાળે, તુજ સમાન કો નાર નહિ.
પાએ કાંબી કનક તણીરે, નેપુર ઝાંઝરનો ઝમકાર;
નાકે નંગ નંગોદર સોહે, ઉર સોહે એકાવલ હાર.
વેણીએ ઝલકે રાખલડી, ફુમલડાં ફરકે તલખે મન;
કહાંનજી કહે આલિંગન નહી દેઉં, કઠણ પયોધર ખુંચે તન.

નવ જોબન નવરંગી બાલા, જમણે ઉભા વનમાળી;
કાંચલડી કસમસતી પહેરી, સાત સાતકે કસ વાળી.
કહાનજીએ કામિની કર ઝાલી, માખણપે અતિકોમળ અંગ;
નરસૈયાચો સ્વામી ભલે મળીયો, દીધું આલીંગન રાખી રંગ.

### પદ ૩૧ મું.—રાગ પ્રભાત.

પ્રાત હવો પ્રાણપતી, ઈંદુ ગયો આથમી, કાં રહો બાંહડી કંઠ ઘાલી;
નાથ મુકો બાથમાંથી, સુજને વલગો નહી, શું કરશો હજુ હાથ ઝાલી. પ્રાત.
આ જુવો અરૂણ, પુરવ દશા ઉગિયો, તેજ તારાતણાં ક્ષીણ દીસે;
શબ્દ સોહામણા સાવજાં ઓચરે, વછ ધેનુ ઘણું ઘેર હીસે. પ્રાત.
લલિત સ્વર સુંદરી, લલિત આલાપતી, ઘેર ઘેર દધિમથનઘોષ થાયે;
દીપક જોત ઝાંખી, થઇ કાંહાનજી, સુરભી સુપવન સીતલ વાયે. પ્રાત.
કમલ વિકાસીયાં, મધુપ મધ્ય ઉઠી ગયા, કુરકુટા બોલે પીયુ પાય લાગું;
સૂર્ય ઉગ્યા સમે, લાજીએ ઘર જતાં, નરસીહાચા સ્વામી માન માગું. પ્રાત.

---

## વંસતવિલાસ.

### પદ ૩૨ મું—રાગ વસંત.

પ્રથમ દિવસ વૃજ વસંતપંચમી, પુરૂષ સખા ઘર સોએ;
જે પૂઠે બહુ સુંદરીયોરે, હરીજીનું મન મોહેરે. પ્રથ.
ફુલડે રંગારા ભરાવો કામિની, કેસર કલશ ભરાવોરે;
અગરચંદન છંટાવો મારી સજની, માવજી મંદિર આવોરે. પ્રથ.
સોનાપાટ પટ પથરાવો, વહાલાને પધરાવોરે;
આંબામંજરી વિશેક રૂચિને, અભિષેક ભણાવોરે. પ્રથ.
ચીરંજીવો તું વાલમીયારે, કોટી વસંત રમીજેરે;
નરસૈયાના સ્વામી શ્યામલા, ભામની ભુવન ભમીજેરે. પ્રથ.

### પદ ૩૩ મું.

આવ્યો વસંત રમવાને જઇએ, વનડામાં વનમાળી;
સખી સર્વે ભવનભવનથી, રમવા ચાલી બાળી. આવ્યો.

માંહે માંહે મરકડલાં કરતી, હસી હસી દે કર તાળી;
કૃષ્ણ કલેવર કુચની સાથે, કંઠે બાહુ બેહુ ઘાલી. આવ્યો.
ઉન્માદ અનંગ પ્રકટયો ઉરમાં, રમત રમે રસવાળી,
નરસૈયાના સ્વામી તમ પાખે, કોણ શકે લેઇ તાળી. આવ્યો.

પદ ૩૪ મું.

ચાલ ચાલ સખિ મેલ મથવું મહીરે, વસંત આવ્યો વને વેલિ ફૂલી;
મોરા અંબ કંદબ કોકિલ લવે, કુસુમે રહ્યાં ભમરા ઝૂલી. ચાલ૦
સજ આભૂષણ હે ગજગામિની, તારૂણી કહુંછું ચાલ ઊઠી;
રસીકશાયશું લુંબવું ઝુંબવું, આજ લાજ નિંદાય જૂઠી. ચાલ૦
ચૂવા ચંદન વળી અરગજા, કેસર ગાગર લોને ભરી;
કોણ પુણ્યે કરી પામી સુંદરવર, આ અવસર નહિં આવે ફરી. ચાલ૦
હેતે હરી વશ્યકરી લાહાવો લે, સ્નેહે શામળીયે પ્રીત પળશે;
નરસિંહના સ્વામી સંગ રમતાં, જન્મનાં પાતિક સૌરે ટળશે. ચાલ૦

પદ ૩૫ મું.

ગુલાલે વધાવેરે ગોપી ગુલાલે વધાવે, સુંદર શામલીઓ મન ભાવેરે;
જમુનાજી તીરે મોહન વાંસલી વજાવેરે, લટકતી રાધે બાંહોલડતી આવેરે. ગુલાલ.
તાલ મૃદંગ વજાડે વિનતા, લલિત રાગ આલાપેરે;
રૂમઝુમ રૂમઝુમ નાચે સુંદરી, વાહાલાજીને ગતીએ દેખાવેરે. ગુલાલ.
મંગલ ગાએ માનુની ત્યાં, નરસૈયો સંગ સોહાવેરે;
પ્રથમ વસંતપંચમી પુજા, હેત કરીને લાડ લડાવેરે. ગુલાલ.

પદ ૩૬ મું.

રસભેર રંગ તણારે જાકંમ ઝોલ, હોલી રમે રસાલી;
કેસર ચંદન વાલાજીને છાંટે, ધાઈ ધાઇ વ્રજબાલી.
અબીર ગુલાલ અગર રસ કુમકુમ, ઉછાળે વ્રજનારી;
કેલીકલારસ શામમનોહર, સામાજી અતિશ કુમારી.
હારી કે ઝીતી સખી જન, લોપી લાજ શાકાજે;
નરસૈઆચા સ્વામીની ક્રીડા, જે બોલું તે છાજે.

પદ ૩૭ મું.

કેશુડા રાતાં ને રતુ રાતી, કોએલડી વનવાસીરે;
માનુની જોબન મદમાતી, માધવચરણ ઉપાસીરે. કેસુડા.

મોરાં તો સેહેકાર મનોહર, મોરી અતિ દ્રુમવેલીરે;
ક્રીડાકારણ શામ મનોહર, મળી છે સરખી સાહેલીરે. કેસુડા.
ધન ધનરે જમુનાજીને તીરે, ધન બંસીવટ સોહેરે;
નરસૈઆચા સ્વામીની લીલા, દેખી સુરનર મોહેરે. કેસુડા.

પદ ૩૮ મું.

આ રત રૂડી મારા વાહાલા, રૂડો તે માસ વસંત;
તન રૂડાં વને કેસૂડાં ફુલ્યાં, રૂડો રાધાજીનો કંત. આ રત.
આ રત રૂડી વૃંદાવન સોહિયે, રૂડું તે જમુનાનું તીર;
રૂડી ગોપી ગોવાળાની મંડળી, રૂડા તે હળધર વીર. આ રત.
રૂડી રંગ ભેર વાજે વાંસલડી, તારૂણી લે કર તાળ;
ચતુરો નાચી ચંગ વગાડે, મોરલી વગાડે મદનગોપાળ. આ રત.
રૂડા રંગ કુમકુમ કેશર, રૂડાં તે મુખ તંબોળ;
અતિ રૂડો તેમાં નરસંઇનો સ્વામી, નિત્ય નિત્ય ઝાકમઝોળ. આ રત.

પદ ૩૯ મું.

હાં હાં રે રત આવી રે આવી, ફૂલ્યો ફાગણ માસ;
નિઃશંકપણે નંદજીનો કુંવર, પૂરે તે અબળાની આશ. હાં હાં.
મનગમતો શણગાર સજીને, કરીશું હાસ વિલાસ;
સુંદરીનું ભૂષણ શ્રી વૃજજીવન, અમો તમારી દાસ. હાં હાં.
કામણગારો કાહાન ગોવાળો રે, વસે વૃજમાં વાસ;
નરસંઇના સ્વામીએ રે વિંધી, પડી પ્રેમને પાશ. હાં હાં.

પદ ૪૦ મું.

આવી રત ફૂલી વૃંદાવન, પ્રફુલિત ફૂલી ગોપી;
અનંગ વ્યાપ્યો અંગેઅંગે, નારાયણ રહ્યો ચોંપી. આવી.
દેહદશા ભૂલી સુણ્ય સજની, રહી ચરણે ચિત્ત થાંપી;
ક્રીડાવન કીધું કામનિયે, કુટુંબની લજ્જા લોપી. આવી.
પ્રીતમજીશું પ્રીત ઘણેરી, તન મન સર્વે સોંપી;
નરસંઇચાનો સ્વામી મળિયો, કંચનમાળા આરોપી. આવી.

પદ ૪૧ મું.

સાસરિયાં દેખે મારા વાહાલા, કેઇ પેર રમવાને આવું;
પ્રીતલડી કરતાં શું કીધી, કઠણ પડી છે હાવું. સાસરિયાં.

આજ અમોને મૈયરિયામાં, ભાભીએ મેણાં દીધાં;
મારી બાઇજીએ ભૂધરને, કામણિયાં શાં કીધાં. સાસરિયાં.
પ્રીતની રીત નવ રહે છાની, બહુ આવ્યાં છે ઓઠાં;
નરસંઈયાના સ્વામી વસંતરમે, આવી મળ્યાની ગોઠાં. સાસરિયાં.

પદ ૪૨ મું.

રમવા સરખું શ્રી વૃંદાવન, પાસે જમુનાતીર;
રૂડી ગોપ ગોવાળની મંડળી, રૂડો હળધર વીર. રમવા.
શીતળ મંદ સુગંધ બેહેકે, બોલે ચાતક મોર;
મુખ જોઈ મોહનજીકેરૂં, નવ રહે કોઇનો તોર. રમવા.
નવ સપ્ત ભૂષણ અંગ ધરે ગોપી, પેહેર્યાં ચંપક ચીર;
નરસંઇનો સ્વામી વાંસળી વાતો, મળી સકળ આહીર. રમવા.

પદ ૪૩ મું. રાગ હોરી.

ચાલો હરિ હોળી રમવા વૃંદાવન જઇયે, ઝાકમઝોલ કીજે મારા વાહાલા;
કોણ હારે કોણ ઝીતે, હાંહાં હરજી હાર્યા, એમ કહેતી પરસ્પર બાળા. ચાલો.
વળી વિઠ્ઠલે ગોવાળા બોલાવ્યા, વસ્ત્ર લીધાં ઉતારી;
મોરે નાથ નાસે પુઠે દોડે અબળા, ધરો ધરોરે કોઇ રાખો વનમાળી. ચાલો.
સકળ શૃંગાર સજ્યા અંગ શ્યામા, રમે રંગ માંહે રાતી;
નરસંઈના સ્વામી સંગ રમતાં, માનુની મદ ભરાતી. ચાલો.

પદ ૪૪ જું.

ચાલો સખી વૃંદાવન જઇએ, ગોવિંદ ખેલે હોળી;
નટવર ભેખ ધરયો નંદાનંદન, મીલી હે ભાવતી ટોળી. ચાલો.
એક નાચે એક ચંગ બજાવે, એક છાંટે કેસર ઘોળી;
એક અબીલ ગુલાલ ઊડાવે, બોલે ભમર ભોળી. ચાલો.
કરે શણગાર હાર અનોપમ, પેહેરે ચરણા ચોળી;
સેંથો સિંદૂરે સમારોરે, કુમકુમ કાજળ રોળી. ચાલો.
એક છાના છંદ કરાવે, વગર બોલાવી બોલી;
માંહોમાંહે કરતી મરકલડાં, હસી હસી દે કર તાળી. ચાલો.
રેહેત વસંત વૃંદાવન પાસે, ફુલ્યો ફાગણ માસ;
ગોવિંદ ગોપી હોળીરે રમતાં, જુવે નરસૈંયો દાસ. ચાલો.

### પદ ૪૫ મું.

લાવ લાવરે માલણ વેલ મરવો;
મારે પૂજવો છે ગોપીના નાથ ગરવો. લાવ૦ ટેક.
જાઇ જુઇ કેતકીને કમળ સાર;
લાવ ફુલ ગુલાબ ચાર ગુથીએ હાર. લાવ૦
આવી છે માળણ ભાવ જાણી,
પ્રેમે પૂજવા સમરથ સારંગપાણી. લાવ૦
આવી છે માલણ લટકાળી,
મેહેતા નરસૈયાચો સ્વામી વનમળી. લાવ૦

### પદ ૪૬ મું–રાગ પંચમ.

રજની રમીને રે શ્રીહરી ઘેર આવીયા.બળિયા મારૂં બાર મા ઠેલ, મંદિર પધારો પ્રભુ ઓલી નારનેરે;
જ્યાં થઇ રંગડાની રેલ. રજની.
રાતાં રાતાં નેણાંરે, દીસે નિંદ્રાળાંરે, રાતી અધર તંબોલ રંગેલ;
અંબર પિતાંબરરે પ્રભુ કયાં પાલટયાંરે,તે પાટલી પટોળી પાછી મેલ. રજની.
કોહોની રાધાજીરે અમે શું કરૂં, જો તું મારૂં કહ્યુંરે માન;
આનિ દ્રષ્ટિએ આવીશરે રાધા તારે આંગણે,ભોળી મનમાં બ્રાંત મા આણ.રજની.
દાવાનળ પીધોરે,સાહેર વલોઇઓ,નેતરે કાપી તાણ્યા વાસુકી નાગ;
વિષરે હલાહલરે, પ્રભુ તમને શું કરે, તોસમ લાગે શેણેરે માટ. રજની.
આંદલીયોને ઉગ્યોરે, હરણી આથમીરે, ત્યાં લગી જોઇ તમારી વાટ;
ફુલડીએ ઓછાઇરે, સેજ સુની રહી,બોલ દીધો તો શાનેરે માટ. રજની.
પંચમને આલાપ્યો રે, પંખીડાં સૈ લવે, પરગટ હુવાછો પરભાત;
નરસિંહનો સ્વામીરે, મંદીર પધારીયા,તે સ્નેહતો ઘણો ને થોડીરાત. રજની.

### પદ ૪૭ મું–પંચમ.

શોકડલી ધુતારીરે, સહીયર શું કરૂં; તેને દેખે દાઝે મારો દેહ;
ઘણા દિવસ થયાંરે, વહાલે મારૂં ઘર તજ્યા,જઇ કીધો નવલ નારશું નેહ. શો
એતો કાંઇ ચંચલરે, બાઇ અમે શાંસતાં, તેણે અમ ઘેર નાવે દીનોનાથ;
સરખા ને સરખુંરે, બાઇ એને સાંપડયુંરે, ધુતો મળ્યો ધુતારાને સાથ. શો.
કામણગારોરે, બાઇ એનો કંચુવો, ચંચલગાર છે કંઇ એનો ચીર;
અમે તો પહેરૂંરે સાદી સુંદડી, તેણે ન મળે હરજી કેરૂં હીર. શો.

નિરલજ વેડોરે, બાઇ અમને નાવડે, તે લાજતાં કાંઇ બોલું નહીંરે લગાર;
નરસંહીંયાનો સ્વામિરે, સબલ સવાદીયો, તેથી ગળી લાગીરે એની ગાળ. શો.

### પદ ૪૮મું. રાગ પંચમ.

કાહાનજી છોગાળોરે, એની મારે મન વશ્યોરે, જાદવ મળિયા જમુનાતીર;
અંગેને ઓપેરે પીતાંબર પામરીરે,બાઈ મારે ઓઢણુ નવરંગચીર. કાહાનજી.
વૃંદાવનની કુંજેરે, મોહન આવે મલપતોરે, કંઠેતો મુકતાફળનો હાર;
મારે ને ચોળીરે, નવરંગ ચળકતીરે,પાવલિયે ઝાંઝરનો ઝમકાર. કાહાનજી.
ધન્ય ધન્ય ગોપીરે, ગોકુળ ગામનીરે, ધન્ય ધન્ય ઉત્તમ રાસવિલાસ;
ધન્ય ધન્ય લીલારે,લક્ષ્મીવરતણીરે,ધન્ય ગુણ ગાયનરસંઇયો દાસ. કાહાનજી.

### પદ ૪૯મું. રાગ પંચમ.

મનોહર વાઈરે, આંગણે મોરલીરે, હવે કયમ જીવુંરે મોરી માય;
રજની સંતાપેરે, મા મારી દેહડીરે, હરિ વિના ક્ષણના રહેવાય. મનોહર.
જાતાં ને જાણીરે, મરી અમો નવ ગયાંરે, રહ્યાં રહ્યાં ગાતર ગાળવાકાજ;
ભાળરે બતાવોરે, કોઇ ભૂધરતણીરે, કહુંછું મેલીને મારી લાજ. મનો.
વૃંદાવન શોધ્યુંરે, શ્યામા સઉ મળીરે, આંખડીએ આવે ભરીભરી નીર;
શોધતાં થાકીરે, ફૂટી જોઈ જોઈ આંખડીરે,તોય ન મળ્યા વાહાલો બળનાવીર.મ.
મીઠાનો મેળાપીરે, આવી જો મળેરે, એ વ્રજમંડળનો આધાર;
નરસંઈઆના સ્વામીનેરે, જાવા નહીં દઉંરે, કરી રાખું હૈડાકેરો હાર. મનો.

---

## હિંડોળો.

### પદ ૫૦ મું-રાગ હિંડોળો.

પરમ ચતુર ઝુલે નાથ મારો, શ્રી સ્વામિનીજીની સંગરે;
શી વર્ણવું અંગોઅંગ શોભા, વારૂં કોટિ અનંગ રે. પરમ.
શ્રાવણમાસ સદા સુખકારી, ઝરમર વરસે મેહ રે;
દાદુર મોર બપૈયા બોલે, તેમ તેમ વાધે નેહ રે. પરમ.
આજ સખી મેં અદભૂત દીઠું, હીચંતા હરી હસિયા રે;
સામાસામી દ્રષ્ટ કરીને, નયન નચાવે રસિયા રે. પરમ.

શ્યામ સામળા ને રાધા ગોરી, સુવર્ણ હીંડોળે ઝુલે રે;
જ્યમ જ્યમ હીંડોળો હલાવે સજની, ત્યમ ત્યમ નરસંઇયો ફુલેરે. પરમ.

પદ ૫૧ મું.

રાધા મોહન વર ઝૂલે છે, ઝૂલે છે મન ફૂલે છે;
એક એકની સુંદરતા જોઇ, પેલા દુર્જનનાં મન દૂલે છે. રાધા.
રસની વાત પરસ્પર બેઉને, મરકડલે મન ફૂલે છે;
રાધા રૂપે ન સાવિત્રી ન પારવતી, પણ એ લક્ષ્મી તૂલે છે. રાધા.
હીમથી શીતળ હરિથી શીતળ, એવી જમનાજીની ધૂળેછે;
ભણે નરસંઇયો સુરનર બ્રહ્મા, શંકર જોઈ જોઇ ફૂલે છે. રાધા.

પદ ૫૨ મું.

ઝાંઝર ઝમકે ને ઝૂલે હીંડોળે, શ્યામસુંદરને સખી વાયુ ઢોળે;
દામની દમકે ને ગગનમાં ગાજે, ભ્રકુટી ધનુષ્યપર શોભા બિરાજે. ઝાંઝર.
લીલાંબર પીતાંબર સોહિયે, નિરખી હરખિ માનની મન મોહિયે,
નેત્રાંબુજ નાશા કીર જેવી, છે દશનપંક્તિ દાડિમબિજ તેવી. ઝાંઝર.
આમ્રકાતળીશા અધર સોહંતા, લાલ ગાલ સ્ત્રીના મનમોહંતા;
બ્રહ્માદિક રૂપ જોઇ ધન્ય ધન્ય કેહેતા, મુનિયે ન દીઠું રૂપ ધુમ્રપાને રેહેતા. ઝાંઝર
વન વન વેઠે સુરસનકાદિક, તોએ ન કદીએ દ્રષ્ટે પેખે.
એ રૂપ નહિ દ્વાપર નહીં ત્રેતા, એ રૂપ નિત્ય જુવે નરસંઇ મેહેતા. ઝાંઝર.

પદ ૫૩ મું.

ઓ સખી શ્રાવણ આયોરે, ઓ શ્રાવણ આયોરે. ટેક.–
ચાલો સખી ઝુલિયે સુવર્ણ હિંડોળે, કીજે શ્યામ મન ભાયો;
હાવભાવ ખંજન મનોહર, કંચુકી કંકન સોહાયો. ઓ સખી.
કામ જપત વૃષભાનનંદિની, રસિક રાય વર પાયો;
મનમાન્યો દેખી મન મોહી, જઇ હાથ હરિનો સાહ્યો. ઓ સખી.
શ્રાવણ માસ સોહામણો, સોહામણો સહુ વૃજ સાથ;
પરમ સોહાગી સ્વામીજી, કોડામણા છો પ્રાણનાથ. ઓ સખી.
સદા રમણ વૃંદાવન સોહિયે, નિત્ય પ્રને રાસવિલાસ;
શ્રી જમુનાજીને કાંઠડલે કંઇ, કીધો આહીરડે વાસ. ઓ સખી.
સખી મળી છે નાની મોટી, દોડી આવી છે રમવા રાસ;
મધ્યે વિરાજે શ્રી સ્વામિનીજી, જેતું સદા નિરંતર રાજ. ઓ સખી.

એ શોભા મેં કેમરે કેહેવાયે, કદી શંકર પૂછે વાત;
કહેનાર શેષ સરખા હારે, ત્યાં પામરની કોણ જાત. એ સખી.
રે વૃંદાવનની કૂંજગલનમાં, હિંડોળે રે હીંચાય;
મારો વહાલાજી ઘાલે ઘુમડલી, સહિયેરો માંહોમાંહી ગાય. એ સખી.
મારો વહાલાજીશું વાત કરંતાં, ઘુમરી થઇ દશ વીશ;
વેણુ વછૂટી ને હારજ ત્રૂટયો, અંબર ખશિયાં શીશ. એ સખી.
હીંડોળો રાખો મારા વહાલા, અંગ ઉઘાડાં થાય;
સહિયેર સર્વે હાસ્ય કરેછે, તેમાં તમારૂં શું જાય. એ સખી.
હવે નિર્લજ થયા છો તમે, જાણ્યા લાડકવાયા નાથ;
નહિ બોલું નહિ ચાલું વહાલા, આજ પછી તમસાથ. એ સખી.
એવાં એવાં વચન સુણીને હરિ હસિયા, રસિકવર સુકુમાર;
પ્રસન્ન થયા શ્રી સ્વામીનીજી, નરસંઇને આપ્યો હાર. એ સખી.

## પદ ૫૪ મું—રાગ કેદારો.

કાંઇ ઝાંઝરીયાં ઝમકે ને ઘમકે ઘુઘરીઓ, કાંઇ ફરતી હિંચે હરીને સંગજો—ટેક.
કાંઇ સાન કરેરે શામા સુંદીર શામનીજો, આગળ આવી નાચે નવલે છંદજો;
અબળા અતિ આલાપે પૂરણ પ્રેમશુંજો, કાંઇ વાધ્યો વાધ્યો મનમાં આનંદજો. કાં.
એક એકને સંગે સાંઇ દે શામળોજો, કાંઇ કરતાં કરતાં અધર અમૃત પાનજો;
કાંઇ ઝલકે હીંડોલે તે સર્વે સામટાંજો, કાંઇ ગમતાં ગોપી કરતાં ગાનજો. કાં.
સુરનર સુનીવર જોઇ ત્યાં મોહી રહ્યાજો, કાંઇ નીરખી ગોપીને ગોપાલજો;
અંગો અંગે તેહેને ત્યાં સુધ વિસરીજો, હોંસે અરપે કુસુમની માલજો. કાં.
નરસૈયાની રસના ગુણ કહે કેટલાજો, કાંઇ લીલા અગણીત અદભૂત રસાલજો;
તરૂણીના ટોળાં માંહે મલપતોજો, કાંઇ તેમાંથી લીધી કણીકાનો વિચારજો. કાં.

## પદ ૫૫ મું.

હીંડોલે હીંચેરે નારી નાથશુંજો, કાંઇ વાધી વાધી ઘુમલડી અતિ અંગજો;
શામલીઓ શામાને ભૂજમાં ભરી રહ્યોજો, કાંઇ અલગાં અંબર થાએ અંગજો. હીં.
ચુવા ને ચંદનનો પરીમલ અતિ ઘણોજો, કાંઇ વિધ વિધ આણ્યા કુસુમના વારજો;
છેલપણું આવીને ઘાલિ નાથનેજો, કાંઇ ભામણા તે લેતાં વારંવારજો. હીં.
ચલકેરે મુગટને સુંદીર રાખડીજો, કાંઇ વાદે વાદે ઘાલિ ઘુમણુ નારજો;
મરકલડા કરતીરે માનુની મદભરીજો, કાંઇ ઝમકે નેપુરનો ઝમકારજો. હીં.

પલવટડીએ વાળીરે પટોળી ચુંદડીજો, કાંઇ કુમકુમના કરતીરે કામા રોળજો;
હાસ્ય વિનોદજ કરતી શામા સહુ મળીજો, વાધ્યો વહાલાજીશું લોલજો. હીં.
ચહુ દીશથી મોર મધુરા બોલતાજો, કાંઇ ઝીણી ઝીણી ઝરમર લાગી ધારજો;
ત્યાં નરસૈયો લાવ્યોરે બીડાં પાનનાંજો, કાંઇ આરોગેછે નારી નંદકુમારજો. હીં.

પદ ૫૬ મું.

આ જોરે આ વાહાલો રમતો રસભર્યોજો, હીંડોલે હીંચંતો દેતો હેરજો;
શામલીઓ ને શામા બેહુ રંગમાંજો, કાંઇ ગમતી ગમતી કરતાં ગેલજો. આ.
વનીતાશું વહાલો અતિ વાદે ચઢયોજો, કાંઈ ઘુમલડીના ઘમણ ઘાલે નાથજો;
અંગેથાં અંબર ખસીઆં અંગનાંજો, કાંઇ ભીડી ભીડી ભામિની બાથજો. આ.
નીરખતા નાથને નારી ભલી રહ્યાજો, કાંઇ હરખે હૈડે હર્ષ ન માયજો;
મરકટમણિમાં ઝલકે કનકની વેલડીજો, કાંઇ શોભાતે સુંદર કહી ન જાયજો. આ.
ચમકંતી આવીરે ત્યાં ચંદ્રાવળીજો, કાંઇ મરકલડા શું બોલે વહાલા સંગજો;
હીંડોલો રાખોરે સુંદીર શામળાજો, કાંઈ કાંપે સ્વામિનીકેરૂં અંગજો. આ.
ધન ધનરે સુરીનર મુનીવર ઉપરથી કહેજો, કાંઈ ધન ધન ગોકુલકેરી નારજો;
નરસૈયો ત્યાં અંગો અંગ ફુલીઓજો, કાંઇ નીરખી નિરભય રંગવિહારજો. આ.

પદ ૫૭ મું.

ઠમ ઠમરે વરસે મેહ સોહામણોજો, કાંઇ હીંચે હરખે હીંડોલે અતિ રંગજો;
સ્યામા ને સ્વામિ બેહુ શોભતાંજો, નીલામ્બર પીતામ્બર શોભે અંગજો. ઠમ.
ઘુમલડી ઘાલેરે ગોપી રસ ભરીજો, કાંઇ શામલીઆને સનમુખ કરતી સાનજો;
મરકલડા કરતીરે માનુની મોદશુંજો, નાચેને વળી ગાયે મધુરાં ગાનજો. ઠમ.
મધુરે બોલે કોયલ મોર સોહામણાજો, કાંઇ ગાજે ગાજે ગગનમાં ગંભીરજો;
વૃંદાવન તે શોભે અતિ સોહામણુંજો, શોભે શોભે સુંદીર જમુનાનું નીરજો. ઠમ.
વાયે વહાલો વેણુ મહુઅર વાંસળીજો, કાંઇ વાજાં વાજે તાલી તાલ મૃદંગજો;
કાંઈ મગન થઇને વહાલો સહુને નીરખતોજો, કાંઇ ઉલટ વાધ્યો અબલા અંગજો. ઠ.
ઉપરથી તો કુસુમ વરસી રહ્યાંજો, સુરીનર મુનીજન બોલે જેજેકારજો;
નરસૈયો નીરખીને હરી ગુણ ઓચરેજો, ધન ધન કામિની કૃષ્ણ વિહારજો. ઠમ.

પદ ૫૮ મું.

હીંડોલે હીંચેરે વહાલો હર્ષશું જો, જોડજ મળી શશીવદની સકુમારજો;
કાંઇ આનંદ વાધ્યો અંગ અંગનાજો, ત્યાં હીંડોલો હુલાવે ગોકુલનારજો. હીં.

વાયરે મહુઅર ને વેણ વાંસલીજો, કાંઇ વાજાં વાજે નાના રંગજો;
બાજે તે ઝાંઝર ને નેપુર રણઝણેજો, કાંઇ આલાપી અબળા ગાયે સંગજો. હીં.
અંગેરે ભુષણ ભામિનીને ભાવતાંજો,કાંઇ ચોળી પટોળી ચમકે નારી રંગજો;
મરકલડેરે મોહી કામી કૃષ્ણનેજો, કાંઇ ઉલટયો અબળા અંગ અનંગજો. હીં.
કાંઇ વહાલાને વાહાલેરે અગર ઉવેખતીજો,કાંઇ ભામણડાંરે લેતી વારંવારજો;
કાંઇ પેરપેરનાંપકવાંન તે આગલ આપતીજો,લઇ આરોગે આનંદે પ્રાણાધારજો.હીં
ધમલડી ઘાલેરે ગોપી રસભરીજો,કાંઇ કરતી સનમુખ શ્યામ સામા સાનજો;
નરસૈંયોતે લીલા રસમાં રસ ભર્યોજો, કાંઇ ગાએ ને ગુણ ભગવાનજો. હીં.

## પદ ૫૯ મું-રાગ ધનાશ્રી.

શામલીઓ મહા બલીઓ કાંઇ, હીંડોલે હીંચતોરે;
રંગ ભરી શામાનું કાંઇ, મરકલડે મુખ જોતોરે.
સર્વ મળી સામટી કાંઇ, સંગમાં સુંદીરશામરે;
ધુમલડીનો રસ ઘણો કાંઇ, વાદે ચઢી છે વામરે.
છેલે પણ તે અતિ ઘણું કાંઈ, છબીલાને છલ કરતીરે;
બુધ બાલા અતિ ઘણી કાંઇ, હલવે આલીંગન લેતીરે.
ગોવીંદજી ગોવીંદજી કાંઇ, ગોપી સંગ સોહાએરે;
નરસૈંયો કરતાલ લઇને, ગોવીંદના ગુણ ગાએરે.

## પદ ૬૦ મું.

આ જોને તું આ જોને હરી, હીંડોલે હીચંતોરે;
શામલીઓ સ્વામિની કંઠે, બાંહલડી ત્યાં ધરંતોરે.
પ્રેમે શું તે પ્રેમદા કાંઈ, ધુમલડીને ઘાલેરે;
મદભરી તે માનુની કાંઇ, હંસતણી ગત ચાલેરે.
રસભરી રસભરી કામની કાંઇ, કરતી મનનું ગમતીરે;
વારણે જાએ ગોપી જનતે, વહાલાજીને મલતીરે.
નરસૈંઓ ત્યાં નિરભય થઇને, એ લીલારસ ગાએરે;
કરૂણા કરી શ્રી કૃષ્ણજીએ, રાખ્યો યુવતી માંહેરે.

## પદ ૬૧ મું.

હીંડોલે હીંચંતો વહાલો, સંગે સ્વામિની સોહંતીરે,
નીલામ્બર પીતામ્બર ફરકે, જાણે ઘન દામિની જ્યોતીરે. હીંડો

ઘુઘરડી ઘમકે અતિ સુંદીર, ઘાલે ઘુમણ ગવેલીરે,
ચતુરપણે અતિ ચિત ચલાવે, નયને નયનાં મેલીરે. હીંડો
ઉરવર ચોળી કસણ કસીઆરે, ચુંદડીનો ચટકોરે,
સનમુખ થઇ હીચોલંતી, વાજે વીછીઆનો રણકોરે. હીંડો
મદમાતી રાતી રંગે રામા, ઝાંઝર ઝમકે જમલારે,
ભણે નરસૈયો અંગે ફુલી નીરખી, નાથનેનારી સબલારે. હીંડો

પદ ૬૨ મું.

ઘુમણ ઘાલે ગાએ ગોપી, વહાલાનું મુખ નીહાલીરે,
વાદે ચઢી વનિતા વહાલાશું, તરૂણી દે કર તાલીરે. ઘુમણ.
રૂમઝુમ રૂમઝુમ નેપુર વાગે, કીંકણીની ધુન થાએરે,
તેમ તેમ વહાલો વહાલ ધરીને, વેણ મધુરી વાએરે. ઘુમણ.
ઉલટી અબળા સનમુખ આવી, શામલીઆ સંગે રાતીરે,
હીંડોલે હીંડોલે હર્ષે, યુવતી જોબન માતીરે. ઘુમણ.
અબળા અંગે અંબર ઓપે, સણગટડામાં જોએરે,
ભમરી દેતાં ભામિનીને ભાવે, વહાલાનું મન મોહેરે. ઘુમણ.
નરસૈયો આનંદો અંગે, કૃષ્ણલીલા ગુણ ગાએરે,
સુરનર મુનીજન કુસુમ વધાવે, દેવ દુંદભી વાયેરે. ઘુમણ.

પદ ૬૩ મું.

ધન ધનરે અવનીની શોભા, જાંહાં સુંદીર વર મહાલેરે,
ધન ધનરે હીંડોલે હિંચે, ગોપી ઘુમણ ઘાલેરે. ધન
ધન ધનરે એ જમલા જોડે, કંઠે બાંહેલડી વાળીરે,
માન ધરી મરકલડું કરી રહી, વહાલાનું વદન નીહાળીરે. ધન
ધન ધનરે વિધવિધનાં વાજાં, ઉપર અંબર ગાજેરે,
ધન ધનરે નાચંતા રંગે, ઝાંઝર નેપુરવાજેરે. ધન
ધન ધનરે જમુનાની તીરે, મોર મધુરા બોલેરે,
ધન ધનરે ગોકુલની નારી, નહી કો એને તોલેરે. ધન
નરસૈયાની રસનાએ રસતો, કરૂણાએ આવ્યોરે,
ફુલ્યો અંગે મનમાં મહાલ્યો, હરીલીલાએ મન ભાવ્યોરે. ધન

## પદ ૬૪ મું.

હીંડોળે શામલીઓ શામા, હીંચંતાં મન હીસેરે;
લીલાંમ્બર પીતામ્બર ઝલકે, શોભા સુંદીર દીસેરે. હીં.
માનુનીઓ મન મોદજ આણે, જેમ જેમ જીવન જોતીરે;
આનંદે આગળ આવીને, ઘુમણુડાં ઘાલંતીરે. હીં.
વાંસલડી વહાલો જે વાએ, તેમ તેમ નાચે વાદેરે;
નાદ નવા વિધ વિધના વાગે, ગાએ તે સરૂએ સાદેરે. હીં.
શૃંગારે શોભંતી શામા, સર્વે ઉરપર હાર ઝુલાવેરે;
નેપુરનાદ ઘુઘરડી ઘમકે, તરૂણી તાન મેલાવેરે. હીં.
લતાકુસુમની ઊપર આવી, સંગે સરખી મોહેરે;
વૃંદાવન રલીઆમણું ત્યાં, પરીમલ પુરણ બહેકેરે. હીં.
સુરીનર મુનીજન અતિ આનંદ્યા, પુષ્પ વૃષ્ટી થાએરે;
નરસૈયો ત્યાં નીરમલ કીધો, હરખી હરીગુણ ગાએરે. હીં.

## પદ ૬૫ મું.

ધન ધનરે જુવતી જીવનશું, હીંડોળે હીચંતારે;
શામલીઆને કંઠે વળગી, કામની ગેલ કરંતાંરે. ધન
જોબનમાતી રસમાં રાતી, પ્રેમદા પ્રેમ ભરાણીરે;
થેઈ થેઈ કરીને તાન મેલાવે, બોલે મધુરી વાણીરે. ધન
આલાપે ઊલટે અબલા સહુ, ગગનઘટા થઇ આવીરે;
વાજાં વાજે નાદે નાચે, ભામિની ભેદજ ભાવીરે. ધન
ઘુમણાં ઘાલે મનમાં મહાલે,વહાલાજીનું વદન નીહાળીરે;
મોર કોકીલા કરે કુલાહલ, ધન ધન રૂતુ રઢીઆળીરે. ધન
નીલામ્બર પીતામ્બર સલકે, ઝાંઝર નેપુર વાગેરે;
સનમુખ શામા સુંદીરવરશું, તાળી દઇ દઇ ગાજેરે. ધન
ધન વૃંદાવન ધન જમુના ત્રટ, ધન જે લીલા જોએરે;
ભણે નરસૈયો કૃષ્ણ કામિના, સમોવડ નહિ કોએરે. ધન

## પદ ૬૬ મું.

હીંડોળે હીચંતા રૂડું, જમલા જાદવ રાએરે;
વાએ વીણા ઝળકે ઝાંઝર, નેપુરસાદ સોહાએરે. હીંડોળે

તાલ પખાજ મહાધુન વાધી, નાચે નારી રંગેરે;
વહાલાકેરૂં વદન નીહાલી, ઉલટ વધ્યો અંગેરે. હીંડોળે.
ઝીણી ઝડ લાગી ઉપરથી, બીચ બીચ વિજ ઝબુકેરે;
ઉલટયાં અંબર ગાજી રહ્યા મેહ, મોર મધુરા ટુંહુંકેરે. હીંડોળે.
સનમુખ આવી સર્વે શામા, લઇ કુસુમના હારરે;
જીવનને કંઠે આરોપી, મારે નયનનો મારરે. હીંડોળે.
શામલીઓને શશિવદની, જોડે જમલા રાજેરે;
ઘુમણી ત્યાં વાદે ચઢીને, ગાન કરે ને ગાજેરે. હીંડોળે.
નરસૈયાની રસના રૂડી, ગોવીંદના ગુણ ગાએરે;
કૃષ્ણ લીલામાં લોભી રહ્યોરે, જોતાં ત્રપ્ત ન થાએરે. હિંડોળે.

પદ ૬૭ મું.

ધન ધનરે ગોકુલની નારી, ધન ધન જીવન જોતીરે;
ધન ધનરે હીંડોળે આવી, હરીસંગે હીચંતીરે. ધન
ધન ધન વૃંદાવન ફુલ્યું ને, ધન ધન રૂત રઢીઆલીરે;
ધન ધન મોર કોકીલા બોલે, વાએ વેણ રસાલીરે. ધન
ધન ધન વાજાં ત્યાં વાજે, ઝાંઝર નેપુરનાદેરે;
ધન ધનરે આનંદી અબલા, ઘુમણ ઘાલે વાદેરે. ધન
ધન ધનરે જમુનાં જલ ઉલટયું, ત્રીવીધ પવન ત્યાં વાએરે;
કુસુમ વધાવે ધાઈ સમીપે, પરીમલ પુરણ આવેરે. ધન
સુરી નર ઉપર કુસુમ વધાવે, બોલે જેજેકારરે;
નરસૈયો ત્યાં નયન સફલ કરી, નીરખે કૃષ્ણવિહારરે. ધન

પદ ૬૮ મું.

અદભૂત શોભારે, હરિના હીંડોળાનીરે; મેતા નરસિંથી વર્ણી નવ જાય;
વિશ્વકર્માએ રે, રચીને આરોપિયો રે, કુંજભોવનની માંય. અ.
બારે અતિ દાંડી રે, હેમ જડાવની રે, ઝલકે ઝગમગ હીરા જયોત;
રાધા ને માધવરે, હીંચે રસ ભર્યાં રે, રવિ શશિ કોટિ કામ ઉદ્યોત. અ.
ઘુમચીને વાળે રે, સખી સાહેલડીરે, પ્રેમે પ્રફૂલિત અંગ;
સ્વપ્ને ન આવે રે, જોગી મુનિ જેહને રે, તેનો હું પામીશું સંગ. અ.
મેઘની ઘટા રે, ગગનમાં શોભતી રે, બીચ બીચ ચમકે વિજ;
ભણે નરસંઇયો રે, હીંડોળો અભિનવો રે, ભૂલ્યા વ્રજવાસી નીજ. અ.

# બાળલીલા.

---

### પદ ૬૯ મું-રાગ કેદારો ચરચરી.

નંદનું આંગણું પરમ રળીયામણું, સદાએ સોહામણું કૃષ્ણે કીધું;
માનો વૈકુંઠ કૈલાસ બ્રહ્માસદન, ઇંદ્રઆસનથી અધીક સીધું. નંદનું.
સકળ તીરથ વસે વાસ જાંહાં વીઠલો, ઇશ અજ ઇંદ્ર ને દેવ સઘળા;
ભક્ત વિણુ ભુદરો વસ કોને નહિ, એકથી એક અધીક સબળા. નંદનું.
માત ઉભાં રહે નાથશું નયણુ હશે, ભક્ત વહાલા વસે પ્રેમ પ્રીતે;
નરસૈંઆચો સ્વામી નંદને આંગણે, બાળલીલા રચી એણી રીતે. નંદનું.

### પદ ૭૦ મું.

આવડી રાઢ શી વીઠલા તુજને, ગગનથી ઇંદુ કેમ આપું આણી;
કુવર કાંઇ નવ લહે વાત અવી નવી કહે, નોહે કાંઈ ટોપરૂં ગોળ ધાણી. આવડી.
આંખે આંસુ ઢળે ઇંદુ દેખી ચળે, ટળવળે મા કને માન માગે;
રેહે રેહે રોતો તુંરે જોતો ઘણું, રમને રમકડાં છે જે આગે. આવડી.
ઇંદુ થયો અસ્તને રહે નહી રાખીઓ, દધીસુત પ્રગટ કરી આણી આપે;
નરસૈંઆચો સ્વામી માંખણે ભોલવ્યો, સકળ વૈભવ તણો બંધ કાપે. આવડી.

### પદ ૭૧ મું-રાગ કહાલેરો.

માતા આગળ મોહન નાચે, આંગલીએ હરી વલગ્યારે;
વદન સકોમળ નીરખે જનુની, ક્ષણુ નવ મેલે અલગારે. માતા.
મંદીરમાંથી મોદીક લાવી, માતા મુખ મેલંતીરે;
નાસી જાએ આઘો આવે, વાહી વાત કરંતીરે. માતા.
એમ કરી જુવતી જન આવ્યાં, રાવ કુંવરની કરવારે;
નરસૈંઆચો સ્વામી નયન નચાવે, માનનીના મન હરવારે. માતા.

### પદ ૭૨ મું.

આંગણુડામાં રમતો મોહન, માતા રહી મુખ જોએરે;
મીટલડી માંડીને મોહન, જુવતીનાં મન મોહેરે. આંગણુ.
ઘુઘરડી ઘમકંતી પાએ, કટી કીંકણી ધુન થાએરે;
લેવ લેવડી ટોળી સોભંતી, માતા મોદ ન માએરે. આંગણુ.

ભામણડાં લઇ ભેટે ગોપી, તે તો કોએ ન જાણેરે;
નરસૈઆચા સ્વામીની લીલા, જે ભણે તે માનેરે. આંગણુ.

પદ ૯૩ મું.

માને માનુની રાવ કરંતાં, નયને નયનાં મેલાવીરે;
અંગોઅંગે આનંદ વાધ્યો, ભામિની ભાવે ભાવીરે. માને.
કંદ્રપ કોટી સરીખો સુંદર, સનમુખ સાન કરંતોરે;
માતા જાણે ઘરને આંગણ, મોરો મોહન રમંતોરે. માને.
શામા સઘળી શામલીઆનું, વદન નીહાળી રહેતીરે;
ભણે નરસૈયો હરનીરા ગોપી, ગોવીંદના ગુણ ગાતીરે. માને.

પદ ૯૪ મું.

ગાએ ગોપી ગોવીંદના ગુણ, ઉલટ અંગ ન માએરે;
રાવ મશે તે શામળીઆનું, મુખડું જોવા જાએરે. ગાએ.
દુધ દહી આગળ કરી રાખે, માંખણ સાકર માંહેરે;
ઘરનાં દ્વાર ઉઘાડાં મુકે, જે આપેનો ખાએરે. ગાએ.
ધન ધન ગોકુલ ધન ધન ગોપી, કૃષ્ણના ગુણ ભાવેરે;
નિશ દિન ધ્યાન ધરે મન હરીનું, એમ જાણે ઘેર આવેરે. ગાએ.
જેનું ધ્યાન ધરે મહા મુનીજન, તે સ્વપને ના દેખેરે;
તે શામલીઓ પ્રગટ થઇને, પ્રેમદા પ્રેમે પેખેરે. ગાએ.
યજ્ઞ કરે ત્યાંહાં પ્રગટ ન થાએ, તે ગોપીના ઘર માંહેરે;
ભણે નરસૈયો ગોરસ ગમતું, માખણ ચોરી ખાએરે. ગાએ.

પદ ૯૫ મું.

જુઓરે આ બાળકની જાતી, આંગણુડામાં રમંતોરે;
માતા આગળ બોલી ના જાણે તે માનુનીનાં મન હરંતોરે. જુઓ.
ધન ધન માતા જશોમતી, ઓછંગ આનંતોરે;
બ્રહ્માદીક જેનો ભેદ ન જાણે, તે ભામિની મન ભાવંતોરે. જુઓ.
વાછલડાનું પુછ ગ્રહીને, ઉઠી ઉભો થાએરે;
ભણે નરસૈયો ધન એ ગોપી, બીડે રૂદિયામાંહેરે. જુઓ.

પદ ૯૬ મું.

બીડે ભામિની ભામણા લઇ, માખણ માંહી નચાવેરે;
બ્રહ્માદીકને નીગમ નીરંતર, તેને સમીપે ન આવેરે. બીડે.

આગલ આવ્યા નંદકુવરને, પાલવ ગ્રહીને નીહાલેરે;
ક્રીડા કેલ કરે હરી સાથે, જેમ જાણે તેમ મહાલેરે. ભીડે
ગમતું ગોપી કરે ગોવીંદશું, મધુરૂં મધુરૂં ગાએરે;
નરસહીઆચા સ્વામી દેવમુની દુર્લભ, તે કરમલડો લઇ ખાએરે. ભીડે.

પદ ૬૭ મું-રાગ કેદારો.

કામણગારો કેમ વીસારૂં, જાણું જે અલગી ન થાઉંરે;
આખો દહાડો કાંઈ કામ ન સુઝે, વહાલા વીણ વ્યાકુલ થાઉંરે. કામણ
મધુરી વેણુ સુણીને અવણું, ભાવતાં ભોજન પાઉંરે;
આવેતો આગલ લઇ મેલું, જીવણ જોતી ન ધરાઉંરે. કામણ.
સેજ રચી મહારા શામલીઆને, પ્રેમ ભરી પધરાવુંરે;
નરસૈવાચા સ્વામી આગલ ઉભી, સુખમાં બાંહ્ય ધરાવુંરે. કામણ.

પદ ૬૮ મું.

રૂમઝુમ નાદે નેપુર વાજે, ઝાંઝરના ઝમકારરે;
તાલી તાલ મૃદંગ ધૂને નાચે, કટી કીંકણી રણકારરે. રૂમઝુમ
એક વેંણુ મોહરે વાહે, કામિની કેલ કરંતાંરે;
શીરપર સોહે રાખડલીરે, ઝલકે ભમરી દેતાંરે. રૂમઝુમ
કાંને કુંડલ મૂગટ મહામણિ, શોભા કહી મન નાવેરે;
ભણે નરસૈઓ આનંદ થયો અતિ, હરિ ભામનિ ભાવેરે. રૂમઝુમ

પદ ૬૯ મું-રાગ પ્રભાત.

જશોદા તારાં કાનુડાને, સાદ કરીને વારરે;
આવડી ધુમ મચાવે વ્રંજમાં, નહીં કોઇ પૂછનારરે. જશોદા.
શીંકુ તોડયું ગોરસ ઢોળ્યું, ઉઘાડીને બારરે;
માંખણ ખાધું ઢોળી નાખ્યું, જાન કીધું આવારરે. જશોદા.
ખાંખાં ખોળાં કરતો હીંડે, બિહે નહીં લગારરે;
મહી મથવાની ગોળી ફોડી, આશાં કહિયે લાડરે. જશોદા.
વારે વારે કહુંછું તમને, હવે ન રાખું ભારરે;
નિત ઉઠીને એમ કયમ સહિયે, વશી નગર મોઝારરે. જશોદા.
મારો કાનજી ઘરમાં હુતો, કયારે દીઠો બ્હારરે;
દહી દુધનાં માટ ભર્યાં છે, બીજે ચાખે ન લગારરે. જશોદા.

શાને કાજે મળીને આવી, ટોળી વળી દશબારરે;
નરસંઇયાનો સ્વામી સાચો, જૂઠી વ્રજની નારરે. જશોદા.

### પદ ૮૦ મું-રાગ ધોળ.

જમો તો જમાડું રે, જીવન મારા; ટેક.
વાલાજી મારા, સોવરણ થાળ ભરી લાવું;
કાંઇ મોતીડે વધાવુંરે, જીવન મારા.
વાલાજી મારા, ખાજાં જલેબી ને મેવા;
કાંઈ ધીરે ધીરે લેવારે, જીવન મારા.
વાલાજી મારા, શીરો પુરી ને કંસાર;
કાંઇ ઊપર ઘીની ધારરે, જીવન મારા.
વાલાજી મારા, જમના જળ ભરી લાવું;
કાંઇ આચમન લેવરાવુંરે, જીવન મારા.
વાલાજી મારા, પાનની બીડીઓ આપું;
માંહી લવિંગ સોપારી નાખુંરે, જીવન મારા.
વાલાજી મારા, આવો તો આસન આપું;
વીંજણીએ ઢોળું વાયુરે, જીવન મારા.
વાલાજી મારા, સુંદર સેજ સમારૂં;
કાંઇ રંગભેર રમાડુંરે, જીવન મારા,
વાલાજી મારા, નરસંઈઆચા સ્વામી રંગ કીધો.
કાંઇ ભોગ ધરીને લીધોરે, જીવન મારા.

### પદ ૮૧ મું.

જમો જમોરે જુગદાધાર, જુગતે જમાડું;
શામળીઆ સરજનહાર, રંગભરી રમાડું.
પુરીઓ સુંદર સાર, કુર કપુરે વાસી;
સીરાવો સાકર દૂધ, હરીની હું દાસી.
મારે ઘરે ધરી રહું હું, ઘી ભરી છે વાઢી;
હું ઠારૂંરે મારો હાથ, જીવન જમાડી.
પીરસું પીરસુંરે પોળીપાક, સુંવાળી સેવું છે;
મારૂં મંદીર જુઓ મહારાજ, જોવાને જેવું છે.

બેસોબેસોરે મંદીર માંહે, છોગલીયાં છોડીને;
શું કરશે દુરજન લોક, મુખડાં મોડીને.
મારે નવરે કોઇનું કામ, કામ તમારૂં છે;
મારે તમપ્રતાપે સ્યામ, સરવે સારૂં છે.
પીયો પીયોરે પુર્ણાનંદ, જીવનજળ લોટા;
મુખવાસે બીડી પાન, ગંગેરી મોટાં.
નરસૈયાના ઠાકોર ઠીક, મનમારૂં મોહ્યું છે.
શ્યામળીયો જાણ સુજાણ, સામું જોયું છે.



# તુલસી.

જુનાગઢ તાબે કુંતિયાણાનો સારસ્વત બ્રાહ્મણ—સંવત ૧૬૧૪—
સને ૧૫૫૮માં હૈયાત હતો.

## ધ્રુવાખ્યાન.

### ચોપાઈ.

ગૌરીનંદન તુજને વર્ણવું, કીરતન કરૂં એક અભીનવું;
હરીગુણ ગાવાને ઇછે મંન, જે ગાતાં નિરમલ થાએ તંન.
એકદંત લંબોદર રાયે, સુધબુધ દાતા સેવક ધાએ;
શોભીત સુંઢ સીંદુર સાર, કવિતા જન કોઇ ન લહે પાર.
વિઘ્નહરણનિર્વિઘ્ન નાયક અપાર,વહાન મુષક મોદીક આહાર;
અદભુત રૂપ લહે નવ પાર, આયુધ ફરશી ને ભુજચ્યાર.
ઉર પેહેર્યા શોભે સણગાર, મુગટમણી ઝલકે ઝાતકાર;
સુર તેતરીસ આગળ સમરે, સીધ કારજ સેવકના કરે.

### પુર્વછાયો.

સુધ બુધ નાયક સેવીએ, ગુણવંત ગુણભંડાર;
તું ત્રુઠે સરવ પામીએ, અક્ષર કથા અપાર.

### ચોપાઇ.

અંબુજસુતસુતા વરણવું, શીતલ સુંદર રૂપ અભીનવું,
તેહતણો ઉત્તમ શણગાર, ભવસાગરના તારણહાર.
સુંદર વદન શરદનો ચંદ, કીધી આડ કે શશી વદંન,
દીસે કંઠે અનોપમ હાર, કવિતા કહેતાં ન આવે પાર.

શોભે સુંદર શુદ્ધ શરીર, નારીકુંજર પેરણ ચીર,
પાએ નેપુરતણો ઝણકાર, મુનીજન રૂપ ન પામે પાર.
અદભુતરૂપ કળ્યું નવ જાએ, અગમ અગોચર તું સૌ માંએ,
વાહન હંસ કમલ સંજોગ, વામ પુસ્તક વિણારસ ભોગ.
એવું રૂપ હું સમરૂં માય, માના અનાથને થાજો સાહ્ય,
ભવસાગર તુજ નામે તરૂં. સમરણ સેવા તારી કરૂં.
શુકસનકાદિક સનતકુમાર, વિશ્વતણી તું જુગદાધાર;
ધ્રુવની કથા કેરો ઉલ્હાસ, શુણો વીનતી વદે વેદ વ્યાસ.
શુકદેવે જે કહી વાત, પરીક્ષતે સાંભળી સાક્ષાત;

## પુર્વછાયો.

માતારે માતા માતા તું, સેવક સમરે સોય;
અક્ષર એહવા આપજે, જે ખોટ ન કાઢે કોય..
કવિતા તે કેહેતા કહી ગયા, કેહેતા તે કહેશે ભેદ;
અક્ષર એહેવા આપજે, જે વાચા અવિચલ વેદ.
અક્ષરસારસ કંઈ નવ લહું, નવ લહું ભેદવિચાર;
તું ત્રુઠે સરવ પામીએ, અંધો તે આંખો સાર.
દ્વાપરે દૈત જેણે નીર્દળ્યા, ને પૃથવીના કીધાં કાજ;
પાંડવ હીમ પધારીયા, પરીક્ષતને પરઠી રાજ.

## ચોપાઈ.

કરે કાજ અતિલીલાવીલાસ, નહી પાપ ને પુણ્યપ્રકાશ;
ચોર દંડ નહીં અસત, પ્રજા સુખી ને રાયની ખ્યાત.
ધરમધજા નગરમાં ફરે, વીપ્ર બહુ અગની હોમજ કરે;
હરીને ભજે સહુ નર ને નાર, પરીક્ષત રાજ કરે પ્રકાર.
પાપ બુધી સૌજન પરહરે, ધરમતણી સહુ મનશા ધરે;
માગ્યા મેહ મહીમાં ઘણા, અતીથિલક્ષ નહી કોએ મણા.
એવી રીધી હસ્તનાપુરતણી, અશ્વમેધનો જુવે તુરી;
એમ કરતાં કેટલા દીન થિયા, મૃગયા રમવાને રાજા ગિયા.
અખેવનમાં રમે રાએ, પશુઘાતતણો ઉપાએ;
કલી સમાગમ વનમાં થયો, તજી મત દુરમત આવીયો.

આવ્યા આથીને રણુમાં વીર, ધર્‌ં ધ્યાન એક તપશી ધીર,
કર્યો સાદ તપશીને ન શુણ્યો,વાધ્યો ક્રોધ તે રાજાને ઘણો.
મનમાં કાંઇ ન આણ્યું પાપ, નયણે દીઠો મુવો સાપ;
લઇ ઘાલ્યો તપશીને ગળે, લખ્યા લેખ ટાળ્યા નવ ટળે.
ઘાલી સાપ રાજાજી ગયો,તાંહાં તે તપશીકેરો પુત્ર આવીઓ.
દીઠો પીતાને કોટે કાલ, પગથી તે શીરે વાધી ઝાલ.
કોણ અધરમી આવ્યોવન જેહ,પીતા મારાને દુખ હવો તેહ;
બાળી ભસ્મ કરૂં તત્કાળ, સ્વરગ મૃત્યુ ને હોએ પાતાલ.
બાલક મનમાં વાધી રીશ, ઘસે હાથ ને ધુણાવે શીશ;
બાલકે મનમાં કીધું સહી, હવે દેઉં શાપ તે વેગે વહી.

પુર્વછાઓ.

પીતા માહારો પરભવ્યો, જેણે ગળે ઘાલ્યો કાલ;
સાતમે દીવસે તક્ષક કરડજો, રીશે તે બોલ્યો બાળ.
શાપ દઇ ઉભો હવો, તાહાં તાળી છુટી તાત;
પૃથવી જાણ્યું પતિને શાપિયો, અણુઘટતી કીધી વાત.

ચોપાઈ.

ઉદર ભરે એ પૃથવીતણાં, બહુ ભાગ એહશું છે ઘણાં;
એહને શાપ ન દીજે બાળ, આપણે તપશીને શો કાલ.
તપ્યા કરવું ને ધરવું ધ્યાન, નહી ક્રોધ તે બ્રહ્મગનાન;
એહેવી વાત મનમાં આદરો, ભવસાગર રૂડી પેરે તરો.
દીજે શાપ જેણે દુખ થાએ, તપતણું ફલ એ લઇ જાએ;
તેમાટે વારૂંછું આપ, રખે તું કેને દેતો શાપ.
વેગે હેતે કીજે જાણ, પુણ્યજોગ કરવાને પ્રાણ;
નવ બ્રાહ્મણ એક નગરમાં ગયો, થયો શાપ રાજાને કહ્યો.
સાત દિનમાં સાધન સાંધ, પછે કરડશે તક્ષક નાગ;
સુણ્યો શાપ પરીક્ષત વીર, કેહે જાઉં હવે ગંગાતીર.
તેડું મુનીવર તપસી જેહ, જાણું અતુક ન પામે તેહ;
એવો તે મનમાં કરી વીચાર, વેગે તે ગયા ગંગાપાર.
અનેક રૂષી સાથે બહુ મળ્યા, દેશ દેશના રાજા મળ્યા;
નગરતણો જે અરધો વાસ, આવી બેઠો છે રાજા પાસ.

પ્રેમે કરી ગંગાનું સ્નાન, પરીક્ષતે પરઠયાં અતિ બહુ દાન;
આત્મસાધન ભાવે કરી, હરીભક્તી મનમાં આદરી.
રાજા કરમતણે અનુસાર, શુકજી આવ્યા તેણી વાર;
રાય પરીક્ષતે કરયો પ્રણામ, હું કૃતારથ કીધો શામ.
પુછે રૂષી રાજાને એ શું, રાણે આવ્યા તે કારણ કશું;
કહી વાત નીપની જેહ, શુકજીને સંભળાવી તેહ.
હવે તે વીધ કરો કીરતાર, ભવસાગર હું પામું પાર;
ગુણગોવિંદ સાંભળવાને મંન, જેણે તે નીરમલ થાએ તંન.
રૂષીજીએ મનમાં દયા ધરી, ધ્રુવ ભગવત કથા હેતે આદરી;
કથાસંબંધ જવ આવ્યો એહ, હરીભક્ત ફલ પામ્યો જેહ.
ધરીધ્યાન મનશ્રીગોપાલ, સ્મરણ સુખ જે પામ્યો બાલ;
કાલ કેટલાએક રાજ કરી, પછે પોતે આવ્યા હરી.
મેરૂ શીર લઇ થાપ્યો જાણ, અવીચલ પદ આપ્યું નીરવાણ;
પાંચ વરસનો બાલક જેહ, તપ કરીને ફલ પામ્યો તેહ.
સ્વદેહે નરને નાર, ધ્રુવ તે વસે સ્વરગ મોઝાર;
કથા સંબંધ જવ એહવો કહયો, રાજા તે મનમાં વીસ્મે થયો.
તપમહિમા સાંભલી એણે, પાંચ વરસના બાલક તણે;
નરપતી મનમાં નીરમે અશું, પુછે હેતું કારણ કશું.
પરીક્ષત પુછે શુકજી સુણો, મહત મહીમા છે તમતણો;
તે કારણ મુને કોહોને દેવ, કેમ પામ્યા જે પુરણ દેવ.
પાંચ વરસનો બાલક જેહ, તપ કરીને પદ પામ્યો તેહ;
તપ કઠણ આદરીયું અતિસાર, કેમ વશ કીધા દેવ મોરાર.
કોણ કારણ એ વનમાં ગયો, દુભવ્યો કોણે વેરાગી થયો;
કેમ જાણી એણે વનની વાટ, નહી બુધી ને અવસ્થા ઘાટ.
મહા વનમાં બીનો તે બાલ, ઘણો વિપરીત હાએ વીકાલ;
નહી તેની અવસ્થા ગરમ, એશું જાણું વૈષ્ણવનો ધરમ.
એ એકલો કહી પેરે ગયો, મહા મંત્ર કોણે ઉપદેશીયો;
કેમ દરશન આપ્યું પરીબ્રહ્મ, શું તે સુકીત એહેનું કરમ.
શું તપ આચ્યું એણે સાર, શું અશ્વમેધ કીધો શતવાર;
જનમ ક્ષેત્ર સંસ્કાર જ કરયો, કોણ ધરમ અધીક આદર્યો.

શું સતકન્યા પરણાવી ધરમ, અગ્નીહોત્રનાં પાળ્યાંક્રરમ;
માતપીતાની સેવામાં રહ્યો, દેતાં ધેનસુર પ્રત્યે ગયો.
શું ઝાઝાં દીધાં તલદાન, શું ધરાં અંબ શંતોખ્યા માંન;
સરોવર કુપ બહુ વાવજ કરી, કે દુર્ભીક્ષામાં અંન વાવરી.
કોણ ઉપાય કીધો એ બાલ, દરશન પામ્યો શ્રી ગોપાલ;
શુકજી કહો કથાનો ભેદ, તમારી વાચા અવીચલ વેદ.
શુકજી કહે સુણ પાંડુકુમાર, ધન્ય ધન્ય રાજા તુજ અવતાર;
એ કથાનો સાંભલતાં ધરમ, કોયે ન જાણે એનો મરમ.
ભીષ્માવંતી નગરી અવિધામ, ભગત રાજા ને વૈષ્ણવધામ;
તેહતણી કથા કહું સાર, જેહને કુલ ધ્રુવનો અવતાર,
ઊતાનપાત રાજ અતી કરે, ધરમ મારગે સરવે સાંચરે;
અખંડ વ્રત એકાદશી કરે, તુલશીની માલા કંઠે ધરે.
બાર લાખ ચોરાશી ગામ, જમકીંકર ન પામે ઠામ;
ઉત્તાનપાતની દુહાઇ ફરે, જમકીંકર આડો નવ નીસરે.
એણીપેરે રાજ કરે રાજંન, હવે કહું નગરીનું ધાન;
એક લાખ ચોસઠ હજાર, કોટી ધજ ઉત્તમ વખાર.
ચૌટાં ચોવીસ ને ચોકજ સોલ, વૈષ્ણવ કીરતન કરે ઝકઝોળ;
રત્નજડીત તોરણ ઝલકાર, નગર સરવમાં દીસે પ્રકાર.
કોય દેશા બહુ જોધે સજાએ, પાંચ કોટ ને ફરતી ખાએ;
નગરે નદી વેહે સરસ્વતી, જેણે દરશને પાતીક ન રહે રતી.
હવે કહું કટક બંધ જેહ, શ્રવણે રાજા સુણે જે તેહ,
હય હેમર અતી પાળા પલે, કેટલા બેસી સુખપાલે ફરે.
આઠ હજાર હેમર અતિસાર, ચોવીશ લાખ ચડે અસ્વાર;
પાયદલ રથદલ સાર સારથી, મોટા નાયક લક્ષ મહારથી.
રાજા રાજ એણીપેરે કરે, વાજીંત્ર શબ્દ સ્વરગે સંચરે;
છજાં મંડીતણી માંડણી, અતીપુરની શોભા ઘણી.
તે રત્નજડિત ગોખ પ્રકાશ, દીપક વણુ અહરનીશ ઉજાશ;
હીંડોળા ખાટે કડાં કસકસે, અષ્ટમાસિદ્ધિ ત્યાં વાસો વસે.
નરનારી મને ધરી ધીર, નીશદીન સમરે વીઠલ વીર;
પતીવ્રતા નારી આદરે સ્વામીની બહુ સેવા કરે.

ઘેરઘેર ક્યારા તુલસીતણા, પુજે અભ્યાગત નહીં કોય મણા;
દુષ્ટ વિઘ્ને ચઢે રાજન, ક્રીડા કરે ને નાટયા રંભ.
કુડું નહીં નગરપરવેશ, ભગત રીત છે રાયને દેશ;
રીષરાજ એણી પેરે કરે, ભવસાગર આછી પેરે તરે.
એ રાજા ઘેર તારૂણી બેય, અતીરૂપ ને રંભા છેય;
મસ્તકવેણી ભુજંગ રાખડી, નયણાં બાણે અનંગ કરમડી.
કીર નાશીકા શુભ કપોલ, અધર પ્રવાલી દેશે ઘોલ;
અંગે કસ્તુરી પ્રેમલ સાર, રામા રૂપ ન લહે પાર.
મુખ શોભે છે ચંદ્રાકાર, વીકશીત કમલ ને અલીઆકાર;
ઓપે કંઠે હેમનાહાર, સુંદર કમુદી દેશે બહુ સાર.
ઉરતા ફુલ જેમ આશરી, કટી લંક જાણે કેશરી;
ઉર ઉપર ઓપતા ત્રીખંડ, જાણીયે વીણીએ રચ્યું ત્રીપંડ.
બાંહે બેરખા કંકણ સાર, અતી કીરણ ન પામે પાર;
કર પાચી મુદરા રાખડી, તે શોભા દીશે અભીનવી.
કટી મેખલા નેપુર ઝણકાર, વીછુઆ વાજે બહુ તે સાર;
સુભગ ચાલ ગતી હંસતણી, વસ્ત્રે પેહરવાની શોભા ઘણી.
વરસ અષ્ટાદશ રૂપનીવેશા, નહી જરા નારી પરવેશા;
અહોનીશ રાયશું ક્રીડા કરે, એણીપેરે રાત દિવસ વિસ્તરે.
ઘણું માન તે પ્રભાવતી, બીજી નેત્રવતી મહાસતી;
એમ કરતાં કેટલા દિન થયા, બેહુ નારીને ગરભજ રહયા.
ગરભયાનનું આવ્યું તે કાજ, વસીષ્ટને તેડાવ્યા મહારાજ;
સજન કુટંબના ગળ્યાં મોહો થયા, અમઘેર સ્વામી તમ આવિયા.
સજન કુટુંબ મલીને સાર, ગુરૂ ગોત્રજને કીધો જુહાર;
વસિષ્ઠ બોલ્યા તવ મુખથકી, સાંભલ નેત્રવતી મહાસતી.
તમ ઉદરે હશે ગરભ જેહ, અવીચલપદ પામશે તેહ;
નેત્રવતી મન લજ્જા પામી, તમારૂં વચન સત હજો સ્વામી.
દઇ આશીશને રૂષીજી વળ્યા, વળાવાને રાય પાલા પળ્યા;
એમ કરતાં કેટલા દિન થયા, જનમ સમે જોશી આવિયા.
ખગોલ ભુગોલ સુર્ય સિદ્ધાંત, ખગ લક્ષણ ને તારાપાંત;
એવા તેડાવ્યા જોશી જાણ, ત્હાં મધરાતનું થયું પ્રમાણ.

ભાગવત ને અષ્ટ સિધાંત, ચતુરલક્ષ જોતીષનું જાણે પ્રમાણ;
એવા તે જોશી બેઠા જાણ, ત્યાં મધરાતનું થયું પ્રમાણ.
નેત્રવતીને પ્રસવ થયો, ભાખ્યુ શબ્દ નારી તજ ક્રોધ;
સાધ્યા ગ્રહ જોશીએ સાર, રૈણી તે વીતી પહોરજ ચાર.
(જાણે) ખટ ઘડી રૈણી પાછલ રહી, ત્યાં પ્રભાવતીએ પુત્રપ્રસવ્યો સહી.
જોશી મનમાં વિચારે વાત, ત્યાં પુત્ર જનમ્યો પરભાત;
ગુણીજન મંગલ ગાએ બહુ, ઘેરઘેર ઓછવ માંડે સહુ.
વ્રધ સાધુરાજ તવ કરે, માંગણુજનના દલીદર હરે.
અનેક ભાવટ ભાંગી ભાટ, માગણ ભાટ મળ્યા બહુ જાત;
હય હેમર પીતાંબર પટકુલ, માંડા સજનને કુંકુમરોલ.
ઘેર ઘેર ઉંબર દુધે ધુવે, આકાશથી અમર સહુ જુવે;
વાધે બાલક મનમાં આનંદ, કીપા કીધી પરમાનંદ.
વાજીંત્ર વાગે બહુ પેર, ધજા પતાકા માંડે ઘેર ઘેર;
તરીયા તોરણ બાધ્યાં સાર, શણુગારી બહુ પેરે બજાર.
તેડી લાવ્યા જોશી જાણ, જનમ પત્રિકા કરે વખાણ;
માધવ માસ ગ્રહ શુદ્ધ ચાર, તીથી એકાદશી ને સોમવાર.
કન્યાલગન વહે રાજંન, મીન રાશી ગત કરમે ચંદ્ર;
જનમ નામ જન્મોતરી ખરી, લખ્યુ વીધાતાનું ન ટળે કદી.
તિથિ વાર બે એકજતણાં, પણ લગને ફેરવડાશે ઘણાં;
ધન લગન વેહે અતિ માન, એકનું ધ્રુવ બીજું ઉત્તમ નામ.
ધ્રુવ ઉત્તમ બે નામજ ધરી, ભણી મંત્ર પ્રતિષ્ઠા કરી;
જોશીને તવ દીધાં દાન, શત અશ્વ ને સુવર્ણ વિમાન.
માણુક મોતી હીરા સાર, કુળદેવિને કીધો જુહાર;
ઘણું સુખ ભોગવે રાજેંદ્ર, કુંવર વાધે જેમ શુકલપક્ષ ચંદ્ર.
હુંકારે રાયનું મન હરે, સ્તનપાય અન્યનું ન કરે;
આઠ માસના બોલ્યા બાલ, વિકસિત કમલ તે સુંદર સાર.
સોનું ને સુગંધી સાર, તેમ હરીભગત ને રાજકુમાર;
હસે ને સુક સંરા છાંટે જેહ, અધિક શોભે બાલની દેહ.
પ્રભાવતીનો ઉત્તમ તન, તે ઉપર ઘણું રાયનું મન;
અતિ માન તે પ્રભાવતી, રાયને વચને રેહે તે સતી.

આદર ભાવ ઉત્તમપર ઘણું, નામ ન લીએ ધ્રુવજીતણું;
બાળકને નવ બોલાવે કોએ, નેત્રવતી મન દોહેલાં હોએ.
નીર છુટેછે નયણે થકી, કોએને દુખ કહેવાતું નથી;
એમ કરતાં કેટલા દિન ગયા, કુંવર જાણુવા જેવડા થયા.
એક રાત મધરાતને સમે, કરે વાત માતાને ગમે;
હે માતા એક સાચું વદે, શું દુખ છે તારે રૂદે.
વણ નીર જેમ વેલ કરમાએ, તેવું મુખ તારૂં દીસે માએ;
જનુની કારણ કોહોને એહ, કશું રે દુખ છે તાહારે દેહ.
સહુ વેશ અમે છાંડીઓ, કાં હરખ હઇઆમાંથી ગયો;
તે કારણ માતા કોહોને કથી, શો અપરાધ આ દેહજ થકી.
માતપિતાનાં સુખ કારણે, હું અવતરે શાનું દુખ તમને;
તે વિસ્તારીને કહો મુને માત, મને સાંભળવાની ઇછા તે વાત.
પ્રભાવતીનું સુખ જવ હશે, તે મરમ સમજાવો માહારે વિષે;
એ કારણ કહો માહારી માત, અમે છોરૂ નવ જાણું વાત.
નેત્રવતી કહે સાંભળ તંન, તું બાળક નવ જાણે કેતું મંન;
શ્રી ગોવિંદ જન મોટા કરે, અંતર દુખ સહુ મારૂં હરે.
બીજી વાત કરી આલપંપાલ, બહુ પેરે સમજાવ્યો બાલ;
એમ કરતાં થયો પ્રાત:કાલ, રમત માંડી નિરગમવા કાલ.
પાંચ વરસનાં બાળક બે, રમત રમવાને હેરો છે;
રમત મિસે રમે બેહુ જણા, લક્ષણ બતરીશ નહી કોઈએ મણા.
ઉત્તમતણી દાસી જેહ, ધ્રુવતણે હાંકલેછે તેહ;
કુંવર મનમાં વીમાસે અશું, આ દાસી બોલે તે કારણ કશું.
એમ કરતાં કેટલા દિન થયા, બે બાંધવ સભામાં ગયા;
બંનો દ્રષ્ટ નીરખતાં રાજંન, ઉત્તમને તવ કીધી સાન.
બેઠો લઇ ઉત્તમ ઓછંગ, રાજાને મન વરત્યો રંગ;
ધ્રુવ તો મનમાં ઝાંખો થયો, પણ હેઠો બેસ કોણે નવ કહયો.
ધ્રુવ સામું રાજા નવ જુવે, ધીરો બાળક પ્રસીધ નવ રૂવે;
સુરુચી ભાવ મનમાં નવ ધરે, બાળકને આદર નવ કરે.
કુંવર સામું સહુ જોઇ રહ્યું, પણ બેસ હેઠો કોણે નવ કહ્યું;
રાજા આદર નવ દેખે બાલ, રૂદે સમરે શ્રીગોપાલ.

બાળક વચનું વિચારી મંન, હવે હું જાઉં હરીને શરણ;
મુખતણું મન વસિયો કાલ, વળ્યો પાછો આંશું અશરાળ.
તજી સભા પાછા સંચરા, નયણે મેઘ આષાઢી તણા;
રાખે રૂદંન હઇએ ન માએ, પરઠે પાગ આઘો નવ થાએ.
ઉઠે અરક જશો પરભાત, દીઠું મુખ અપરમા માત;
પ્રભાવતી વચન ઓચરે, ધ્રુવ દુ:ખ તે શાને કરે.
તારે દાસી હતી રાણીની પાસ, તે બોલી વચનપ્રકાશ;
ઉત્તમ રાય ઓછંગે ગીયો, ધ્રુવ દુખી તે કારણે થિયો.
પ્રભાવતી મન લાગે દુખ, કઠણુ વચન તવ બોલી મુખ;
સાંભલ ઓછી નારના તંન, વિકલ કાં થયું તારૂં મંન.
દુરભાગી ઊદરે અવતર્યો, તો દુખ એવડું શાને કરો;
ઊછંગતણું જો વાંછે સૂખ,તો તજી દેહ અવતર માહારી કૂખ.
પુંણ્યહીન તુજ માતાતણું,તો ઉછંગ સુખ કેમ પામીશ ઘણું;
ઉદરે અવતરે મારી તું,તો ઉછંગતણું સુખ આપીશ હું.
તારી માતાને પુન નહી ભાગ, તેમાંથી તું લેવા કરે લાગ;
તે સારૂ અરથ નવ સરે, ફોગટ બીજો ફેરો ફરે.
હું કહું કુંવર તેમ કરો, મહાવનમાં જઇ તપ આદરો;
ભજજે ભુધરને અહોનીશ, ઉદરે માગજે મારે આવીશ.
વચન સુણી વીમાસે બાલ, પગથી મુસ્તક લાગી જવાલ;
મનનો ક્રોધ માલીએ ચડો, અપરમાને પગે જઇ પડયો.
સુણો માતા વિનતી કરૂં, દીઓ આશીશ હું વન સાંચરૂં;
માગી શીખ ને ધ્રુવ ચાલિયો,નીજ માતાને મંદિર આવિયો.
દીઠું વદન માતાએ સુતતણું,અંતરમાં દુખ લાગ્યુંછે ઘણું;
ધ્રુવને તવ પુછે માત, કોણે દુભવ્યો કેહેને વાત.
બાળક રૂદન કરે અતિઘણું, હેત નવ દીઠું પિતાતણું;
માતા સાંભળ એહ વિચાર, અમે ગીયા સભા મોઝાર.
હતા બન્ને તે બાંધવ સંગ, પિતાએ લીધો ઉતમ ઓછંગ;
રાયમીટ ઉત્તમપર કરી, જહાં બોલું તહાં જુવે ફરી.
પિતાજીને અભાવજ થીયો, બેઠો નહી હું ઉભો રહયો;
માણુસ બેસ કોએ નવ વદે, અતી દુ:ખ થયું મહારે હૃદે.

તે કારણ મનમાં અતી દુઃખ થયું, દુઃખથી નેત્રે રૂદન આવ્યું;
તેમાં ઓછું કાંઇક રહ્યું, પ્રભાવતીએ વચને કહ્યું.

પુર્વછાયો.

હું સભા માંહે રે પરવરો, અને પિતાએ ન દીધાં માન;
માનભંગ થઇ નીસરયો, જેમ દેશરહીત રાજાન.
ભોંઠો થઇને શું કરૂં, માત ન પામે માન;
આ જીવ્યાપેં મુવું ભલું, ધૂળ ખાવી નહી ધાન.
અમે તે બંનો બાંધવા, રમતા તે હેતે માત;
ઉત્તમ ઓછંગે બેસાડીયો, ને મને પરહરીયો તાત.

ચોપાઈ.

મહા પાતીક કોય મેં કરાં, ભરી સભામાં મને પરહરાં;
સરોવરતણી મેં ભાંજી પાલ, તો દુખ પામ્યો આણે કાલ.
સતી સંચરતી અગનીની ઝાલ, તે શિર બોલ્યો હું કંઈ આલ;
તે પાતિક મુજ લાગું એહ, તો દુખ પામ્યો આણે દેહ.

પુર્વછાયો.

ગાવો પીયાવે કે ગોદરે, ધવરાવે જીહાં વાછ;
સાદ કરીને વારીયો, તે પાતીક લાગું સાચ.

ચોપાઈ.

અધીક આચરૂં અધરમ, હાડવીક્રય કીધાં કરમ;
બેઠો આસને ભોજને સાર, ઉઠાડયો બ્રાહ્મણ કરી તીરસ્કાર.
દુરબલ કેને જાણી કરી, ન દીધું માન આદર કરી;
તે પાતીકનો નહી કાંઇ છેહ, જાણું પાતીક લાગું તેહ.
પર ખેત્રે જે પેઠી ગાય, વણ સ્વારથે વાળી જાય;
એહેવાં પાપ જો મુજથિ થીયાં, તે આણે કાલે આવિયાં.
અન્યા થાયે રાજદુવાર, રવીરથ બેસે તેણી વાર;
ખોટી શાખ પીયારે જઇ પુરી, તે પાતીક મુજ લાગું ફરી.
તીલ કાલાં પીઆરા ચોર, વાધે ભોગ કુડા પગ ભર;
થાપણ રાખી પરાઇ પાસ, કીધી ઘાત કરી વિશ્વાશ.
એહેવાં પાપ જે મુજથી થયાં, તો તે આણે કાલે આવીઆં;
ધ્રુવ કહે માતા સાંભળો, કીધાં પાપ કોએ નવ ટળે.

ઝીંખા આપ ભોગવશો સોય, લખ્યું વિધાતા ત્યાંથી ન [illegible];
નથી સાચું કો આ સંસાર, લેણું દેણું છે આ [illegible]
માત પિતા સુત દાર સંબંધ, એ રાખે માયાનો બંધ;
અગાધ જળ છે આ સંસાર, હરિ નામે તે પામે પાર.
શીખ દીઓ માતા હવે હસી, એહ વાત મારે મન વસી;
ખોટી આશા શી આ જંજાલ, હવે હું સમરૂં શ્રીગોપાલ.
તપ સાધું મહાવન સંચરી, દર્શન પામું શ્રીનરહરી;
માતા વચન એવાં સાંભળી, મુરછાંગત થઇ ધરણી ઢળી.
પામી અચાનક મૃત્યુકાલ, બાંહ્ય ગ્રહી બોલાવે બાલ;
માતા હું નથી વન સંચર્યો, તો દુઃખ એવડું શાને કરો.
અમૃતવચન ધ્રુવ બોલે અશાં, માતા પ્રાણ તવ રૂદે વસ્યાં;
બેઠી થઈ ઉઘાડયાં નેત્ર, કોમલ વદને નીરખ્યો પુત્ર.
માતા વચન બોલી એમ, બાપુ તું વન જાઇશ કેમ;
ઘેર બેઠાં તું કરજે રાજ, સભામાં તારે શું છે કાજ.
જવ અંબાજી મોટા કરે, રાજભાર શિર ઉપર ધરે;
કરતા તપ જોગેશ્વર હશે, રાત દિવસ જે વનમાં વસે.
રાજકુંવર તું મહારા તંન,કશી વાત વીચારીશ ન મંન;
વનમાં હોય વનચર વિકાલ, ઉપદ્રવ તુજને કરશે બાળ.
વિકટ પંથ ને વન અતી દૂર, કોઇ પ્રકાર ન સુઝે સૂર;
અનેક પંખી કરે પોકાર, મનુષ માત્ર નહી વનમોઝાર.
વૈતરપાલ અંશુમી મુખ જેહ, નેહતણો નવ લાધે છેહ;
વીપરીત તિહાં વસે જમદૂત, વીવીધ પેરનાં ત્યાં હોય ભૂત.
સીંહ ચીતરા વીછુ વીકાળ, રોઝ સામરને ભેસુ શિયાળ;
નાહર શશા જંગલમોઝાર, વાનરશેન ન લાધે પાર.
મોટા ભુજંગ મણિધર જેહ, નવકુલના અધિકારી તેહ;
વસે વીર એ તહાં અતિઘણા,પુરણ વીર નહી કે.એ મણા.
સદાશીવને પ્રીય છે જેહ, જેને અળગા ન મુકે [illegible];
વસે વન મણીધર ઘણાં, પુરણ વીખ નહી કાંઇએ [illegible].

## પુર્વછાયો.

તૃષા તે તુજને લાગશે, સાંભળ માહરા વીર;
એકલડા વનમાં જશો, નહી હોય પાસે નીર.
પુત્ર ધરણપર પોઢવું, નથિરે તિહાં પલંગ;
ચરણ તારાં કોણ ચાંપશે, નથી સેવક પણ સંગ.
બોરડી, બાવળ, ગોખરૂં, કઠણ કાંકરા ધરણ;
પંથપાળા કેમ ચાલશો, કોમળ તારાં ચરણ.
બોરડી અતી વીકટ છે, ચાલી શકે નહી સાર;
બાવળતણા કાંટા ઘણા, તેહતણો નહી પાર.
ગિરિ જંગલ બહુ ડુંગરા, માંહે વાનરના ઠાઠ;
પંથ આગળથી નથી દીઠો, કેમ તું જાણીશ વાટ.
સાદ કરૂં હું કેહને, પુત્ર પુત્ર કહી નામ;
સજ્જનડા ચાલ્યા પછી, ઉજડ દીસે ગામ.
દેવો સઘળા પૂજીને, પામી છું હું તુજ;
રાંક કેરૂં રતનડું, એમ ગણું છું હુંજ.
દૈવજ દુરબલ ઘાતકી, મેં જાણ્યો છે તેહ;
શું પેહેલું સુખ આપિયું, હવે કાં દીએ છેહ.
પુત્ર મેં ન પરણાવિયો, કોય ન કીધાં કામ;
ભૂતલ ભુલાં આવિયાં, હઇડે ન પોતી હામ.
અંધાકેરી લાકડી, હું દુબલીનું ધંન;
હું વીદેશજ એકલી, કઠણ કરો છો મંન.
પુત્ર પાંચ હોએ જેહને, તેને સુખ ને સહાય;
એકજ હોએ દુબલીને, તેનું દુખ નવ જાય.
નેત્રવતી એમ ઓચરે, સાંભળે તેહ બાલ;
વશિષ્ટે વચન કહ્યાં હુતાં, સાંભરિયાં તતકાલ.
વચન રૂદેમાં રાખિયું, ધારી મનમાં ભેદ;
વશિષ્ટ વાણી સાચી જાણી, વાચા અવિચળ વેદ.
વચન એજ નિશ્ચય કર્યું, રૂદય નિવાયુ માએ;
પુત્રને બોલાવીયો, ચાંપ્યો હઇડામાંહે.

ધ્રુવ તે વળતો બોલિયો, મુખે એવી વાણ;
માતા મુજને શીખ દો, નહી તો તજવા પ્રાણ.
બાલક કેરો ભાવ જાણી, શીખ દેએ છે માય;
પુત્ર તમે રેહો ત્હાં લગે, ખટરસ ભોજન થાય.

### ચોપાઈ.

કરે વાત સંશય ટાળયા, ખટરસ ભોજન તતપર થિયાં;
હેમથાલ લઇ આગલ ધરી, પીરસે માતા પ્રેમે કરી.
છપનભોગ આરોગ્યાં બહુ, દાસી રાજવલાની સહુ;
વળતો ધ્રુવ એણીપેરે વદે, એ વાત તમો રાખજો રૂદે.
કોયને નહીં કરશો જાણ, રખે રાજા રાખે મુજ પ્રાણ;
કુંવરે વાર્યાં એણી પેરે કરી, પસ્તાનાની વેળા થઇ ખરી.
માતાતણે ધ્રુવ લાગે પાય, વળતી આશિશ દીએ છે માય;
પંચ રૂખ ત્રણ તુજ રાખશે, દુઃખ તારૂં હરશે દિન નિશે.

### પુર્વછાયો.

એકેકી દિશા જેટલી, જોગણી વસે જેહ;
બાલક જાણી રાખજો, દયા કરીને તેહ.
મધુકૈટભ જેણે મારિયા, પામ્યા દશ અવતાર;
જય વિજય જેણે ઉદ્ધારિયા, કરશે તાહારી સાર.

### ચોપાઈ.

ધરા ઉપર જેટલા છે દેવ, રક્ષા તારી કરશે તેહ;
સિધ સાધક ને ખેતરપાળ, રક્ષા કરશે તાહારી બાળ.
વનઔષધીનાં જે રખેવાળ, રક્ષા તાહારી કરશે બાળ;
મુજ અનાથને દયા કરી, રાખે તુજને રૂધાશું ધરી.
માતા પાસે વાત નિશ્ચે કરી, ચાલ્યો બાલક વનમાં ફરી;
જેવો નગરી આધેરો ગયો, ત્હાં વામ ભાગે ખર બોલિયો.
વછસહીત ગાયજ મળી, નંદી પાસે દરશણ પરમલી;
કર અપ્યાણા લઈ આવે નાર, વેદતણો શુણ્યો ઝમકાર.
મેહેલી નગરને આઘો પળ્યો, ત્હાં મંદમૃંગ તે સામો મળ્યો;
મન દૃઢ કરીને ચાલ્યો બાલ, જપતો મુખે શ્રીગોપાલ.

એ શુકનનું કારણ જેહ, મનવાંછિત ફલ પામે તેહ;
જોજન એકજ પંથે ગયો, થઈ રેણી ને વાશો રહયો.
વિતિ રેણી ને થયું પ્રભાત, હરીગુણ સુણે રાખી વાત,
ચાલીને આવ્યો નદી તીર, દંતધાવન તવ કીધું વીર.
ચાલ્યો બાલક પંથે પરવરી, હવે કથા નગરમાં સાંચરી;
જણ જણ મુખે વાતજ થઇ, ધ્રુવ તે વનમાં ચાલ્યો સહી.
કરે વાત સહુ ટોળે મળી, રાએ કાને પોતે સાંભળી;
ભણે ભુપતી એ વાત શી થાય, ધ્રુવ વનમાં કેણી પેરે જાય.
નેત્રવતિ ને માણુસ મોકલ્યું, તમે મળવા આવું વેહેલું;
રાણીએ વચન સુણીયાં કાન, દુભવ્યો બાલકે તમે રાજાન.
ધ્રુવ ઉત્તમ વચે વેહેરો કર્યો, તેણે દુઃખે વનમાં સાંચર્યો;
વચન સુણી દાસી મુખે જેહ, રાજા મનમાં પામ્યો છેહ.
નરપતિ મનમાં વીમાસે અશું, આપણે હાણુ જગતમાં હશું;
સેન સજાઈ તત્પર કરો, ગયો બાલક તે વન પરવરો.
હય હેમરથ પાલા જેહ, રાજદ્વારે મળીયા તેહ:
નેત્રવતિ તવ પુછે દાસ, માણુસ બહુ મળે પ્રકાશ.
દાસી મુજને કેહેજે ખરૂં, તે હવે ત્યાં તે શું છે પરૂં;
ત્યારે દાસી વદે સાંભળો માય, રાજા ધ્રુવને મનાવા જાય.
રાણી વચન તવ બોલી અશું, હવે મનાવવાનું કારણ કશું;
પેહેલી વાત વિમાશી નહી, હવે લોક બુઝાવણી સહી.
જા દાસી રાજાને એમ વદે, શુભ ચિંતન ધરજો રૂદે;
મનમાં ઘણું થાજો દયાળ, નિરવિઘ્ન એ થશે બાળ.
હેની મનમાં દયા ધરો, કુંજરની પેરે હેત આદરો;
દાસીની સાંભલી બેણ, નીર વછુટયાં રાયનાં નેણ.
એહ વાત નિશ્ચે મનમાં કરી, કટક ઉતાર્યું માણુસ ફરી;
પછે રાજા સમરે શ્રીગોપાળ, તમ શરણે છે મારો બાળ.
રાજાએ મનમાં દીધું આંતરૂં, દેખી ધ્રુવ તાં દુખ પાતરૂં;
અશન પરહર્યું ધરણીને શરણ, તજ્યાં ભોજન જે સુખના કરણ.
આલ્યોરે ધ્રુવ દિન બીજો થયો, જોજન પંથ ત્રણ તવકીયો;
ફરી પંથ તવ દીન અડાર, જાઇ પોતો મહાવન મોજાર.

દૃષ્યું વન વિધવિધ સુરંગ, દીઠા પરવત મોટા અનંગ;
ગીરીજંગલ બહુ દીઠા સાર, ઉંચા શિખર નહી કો પાર.
મોઢા પરવત દીસે ઘણા, ઉંચા શીખર નહી કાંઇ મણા;
ક્ષણુ અંધારૂં ક્ષણુ ઉજાશ, એણી પેરે હોય રવીપ્રકાશ.
ઉંચા પરવત રવીમાં જઈ મલે, અંધકારે ભોમી આફલે;
અતી ભયંકર દીસે વંન, બાળકનું નવ ડોલે મંન.
વનસ્પતિ તે ભાર અઢાર, સાવજ પંખી કરે પોકાર;
વિપરીત શબ્દ અનેક ઓચરે, જાણે તરૂવર આયુધ ધરે.
અશુભ ભયંકર વન વિકાળ, બાળક સમરે શ્રી ગોપાળ;
દશા ન સુજે કોએ જ તણી, બાળકના મનમાં વિમાસણ ઘણી.
તું કરૂણાનીધ કેશવરાય, બાળક જાણીને કરજો સહાય;
એમ કરતાં થઇ સંધ્યાકાળ, તપસ્થાનકે પોતો બાળ.
પડી રાત થયું અંધકાર, વ્યંતર ભૂત કરે હોકાર;
વાચાથી જ્યોત અગનની કરે, છલ કરવાને ઠીઓ ભરે.
વિવિધ પેરના પંખીના નાદ, કરે વિછુના સરખો સાદ;
મોટા ભુજંગ ભોમે સંચરે, અનેક જીવનો મારો કરે.
એમ કરતાં નારદ રૂષી જેહ, કૈલાસથી ઉતરિયા તેહ;
વૈકુંઠપુર જવાને મન, દીઠો બાળક એકલો વન.
રૂષીનાં મનમાં દયા થઇ, હરિભક્ત કોઇ દીસે સહી.
રૂષી તે ઉભા એકજ તાલ, પ્રસીદ્ધ નામ જપે ગોપાલ;
નારદે વાત તે મનમાં ધરી, કોઇએ મહાદશા એણે આદરી.
નહી વય ને નહી આ કાળ, શાને કોણે ઉપદેશ્યો બાળ;
અજસુત મનમાં વિમાસણ કરે, લઘુવયે શાને તપ આદરે.
અનેક ભગત હતા બહુ કાળ, આ અધિક તપ આદર્યું બાળ;
એમ કરતાં રેણી સહુ ગઇ, સ્નાનસંધ્યાની વેળા થઇ.
ત્યારે ધ્રુવે જોયું આકાશ, ત્યાં સુરજ કોટી દીઠા પ્રકાશ;
ત્યારે નારદ આવ્યા બાળકની પાસ, બાળક બોલે વાણિ પ્રકાશ.
કોણ દેવ તમારૂં શું નામ, કોણ ઇશ ને ક્યાં વિશ્રામ;
ત્યારે રૂષીજી બોલ્યા સાંભળ તું, બ્રહ્માસુત તે નારદ હું.
પવન પ્રવેશ કરે જેટલે, માહારૂં નામ જપે તેટલે;

અપર બ્રહ્મા તે હું છું મંન, હરીભક્ત તે મારા તંન.
રૂષી નારદ એણીપેરે વદે, દેખી ભાવ બાળકને રૂદે;
રૂષી પુછે તું સાંભળ વાત, કોણ નગર કોણ તુજ માત તાત.
માતાએ તુજને કાં મેલિયો, કોણ અરથે વનમાં પલિયો;
કશો મન તુજ લાગ્યો છેહે, તપ આદરીયું લઘુવેયે.
કોણે દુભવ્યો તુજને શામાટ, કેમ જાણી આ વનની વાટ;
કેહે વાત તું સાચું વદે, કપટ મ રાખીશ તારે રૂદે.
હુંથી અર્થ સરશે તુજ જાણ, તે સતવચન મુખે બોલું વાણ;
બાલક બોલે નારદ સુણો, મહત મહિમા છે તમતણો.
ઉત્તાનપાત સુત ધ્રુવજ નામ, બિષ્માવતી નગરી સ્વસ્થાન;
નેત્રવતી નિજ માતા સતી, અપરમાતા તે પ્રભાવતી.
પ્રભાવતીનો તન ઉત્તમ, તે ઉપર ઘણું રાયનું મંન;
અમે બાલક રમતા એકવાર, ચાલી ગયા સભામોઝાર.
ઉત્તમ રાય ઓછંગે ગીયો, મુજ સાથે અંતર તવ કીયો;
તે કારણ દુઃખ મનમાં ધર્યો, તજી નગર ને વન સંચર્યો.
અતિ પિતાએ અભાવજ કર્યો, ભરી સભામાં મુજને પરહર્યો;
તે કારણ દુખી મનમાં થયો, ધરી વૈરાગ વન આવિયો.
હવે તપ કરી ઇંદ્રિ વશ કરૂં, ભવસાગર અછી પેરે તરૂં;
એવો મનશું કીધો નેહ, મળે બ્રંહ્મ, કાં હું પાડું દેહ.
નારદ મનશું બોલ્યા હસી, બાલકે વાત વિમાસી કશી;
નારદ કેહે સાંભળરે બાળ, કેમ પામીશ તું શ્રીગોપાલ.
મોટા મુની સનકાદિક જેહ, સ્વપનાંતરમાં ન પામે તેહ;
જગન જાગ ભાવે શું કરી, સ્વપનાંતરમાં ન પામે હરી.
અનેક તપ વનમાં સાધે એહ, સ્વપ્નાંતરમાં પામે તેહ;
તપ સાધતાં કહી દીન થયા, પંખિયે અંગે માળા ઘાલિયા.
બાર વરસ પુર્યાં લોચંન, હરીશું રાખ્યું એકાગ્રે મંન;
બહુ વરસ એ વનમાં રહ્યાં, દેવધ્યાને તેને નવ આવિયા.
તો તું કેમ પામીશ રાજદુવાર, અનેક વિપત છે વનમોઝાર;
રૂદે વચંન ધરજે મુજ સાર, બાંહેગ્રહી લઈ જાઉં તુને સાર.
પિતા પાસે અપાવું રાજ, સઘળાં સારૂં તારાં કાજ;

હું નારદનું વચન નવ ફરે, હું કહું તે તારો પિતા કરે,
તે માટે વચનજ ધરજે તુંય, ચાલને તેડીને જાઉં કુંય;
આપે રાજ અતિ આદર કરી, ચાલ્યો બાલક વન પરહરી.

પુર્વછાયો.

બાલક નારદને કહે, સાંભલો રૂષી રાય;
હું રાજને અર્થે નથી આવિયો, કરવા આત્મ ઉપાય.
કાં હરી મલે મુજને, અને દર્શન પામું એહ;
મનમાં તે નિશ્ચય કર્યો, નહીં તો પાડું દેહ.
ઓછે તપે હું આવિયો, ઓછાં તે કીધાં કર્મ;
ઓછે તે ઓછે સહુ મળ્યું, પછે ઓછે તે ઓછે ધર્મ.
ત્યારે નારદે મન વિચાર્યું, બાળક મનમાં ધીર;
એ તો ભક્ત નકી પામશે, એને મલશે વીઠલ વીર.

ચોપાઈ.

દ્રઢ ભગતી દીઠી જેટલે, એને નિશ્ચે પુરણબ્રહ્મ મળે;
બાળકની મનમાં દયા થઈ, એને હરીમંત્ર આપું તો સહી.
ત્યારે નારદ બોલે થઇ દયાળ, સાંભળ રે તું નાહાના બાળ;
ભલી ભક્તિ તેં દ્રઢ કરી, આપું મંત્ર તે લેજે હરી.
હરીમંત્ર નારદે આપિયો, પન્નગ ને પાંખાળો થીયો;
પરિબ્રહ્મ રૂપ કહું તુજને જેહ, રૂદે રાખી તું ભેજે તેહ.
સાંભળ રૂપ કહું પુરણ બ્રહ્મ, જેને દેહ નથી કંઈ અધર્મ;
સુરજ કોટી કવચપ્રકાશ, દર્શને અધર્મ પામે નાશ.
ચરણ પદ્મ ઝલકે મોરાર, સુંદરશામ દેહ અતી સાર;
ભૃગુલાંછન રૂદે મોજાર, કૌસ્તુભમણીનો કંઠે હાર.
ચતુરભુજા ને કોટીક કામ, ચરણે કમલાકેરૂં ધામ;
ગદા પદ્મ શંખ અતિ ધરે, ચક્ર સુદર્શન અહોનિશ ફરે.
કાને કુંડલ મકરાકાર, પીતાંબર પેહેરણ અતિ સાર;
વાહન ગરૂડ ચડે ગોપાલ, એ રૂપ રૂદે તું ધરજે બાળ.
મંત્રરૂપના આપ્યા વેશ, આસનતણા આપ્યા ઉપદેશ;
આસન માંડ્યું ધ્યાનની આશ, નારદ ધ્રુવને કહે પ્રકાશ.

તપ મંત્ર સવળા આપિયા, રેણી એક ધ્રુવની પાસે રહ્યા;
થયું પ્રભાત ઉઠયા બે વીર, દીઠાં ધ્રુવે કાલિંદીતીર.
ધ્યાન સંધ્યા સાધ્યાં રૂષીકેશ, બાળકને આપ્યો ઉપદેશ.
ધ્રુવ તપ થાનકે પરવરે, માગી શિખ નારદ સાંચરે;
રૂષી જઇ પોતા નગર મોઝાર, ચાલીને ગયા રાજદુવાર.
નારદ આવતા દીઠા રાય, તજી સિંહાસન લાગ્યો પાય;
કનકપાટ તે માંડયા સાર, ચરણ પખાળે નર ને નાર.
ધન અવતાર દિશા અમતણી, સ્વામી તમે કૃપા કીધી ઘણી;
અમે અનાથને સનાથજ કીધા, અમઘેર સ્વામી તમો આવ્યા.
અધીક ભાવ દીઠો રાજંન, ઘણું સંતોખ્યા નારદમુન્ય;
ચરણ તલાંસે રૂષીજી તણાં, નિસાસા મૂકે અતિઘણા.

પુર્વછાયો.

નિસાસા દેખી કરી, રૂષી વિમાસે મંન;
પૃથવિકેરો રાજીઓ, તને શું દુખ છે રાજંન.
નારદ કહે નરપતિ સુણો, તું પૃથવિપતિ રાય;
શું રે દુખ છે એવડું, જે હઇડે શ્વાસ ન માય.

ચોપાઇ.

એવડું દુઃખ તે શાને ધરો, પ્રજાકેરાં ઉદર ભરો;
માગ્યા મેહ વરસે તમદેશ, ભક્તિરૂપ તમારો વેશ.
લીલા રાજ ભોગવો સોય, કશું દુઃખ તે તુજને હોય;
નારદે વચન કહ્યાં સધીર, નરપતિનયણે વહે અતિ નીર.
સુણો રૂષી રાજા એમ વદે, ઘણું દુઃખ છે મ્હારે રૂદે;
તે દુઃખ ટાળો તમે દયાળ, વનમાં સંચર્યો મારો બાળ.
મૂઢમતી મેં અતી કરી, બાલક ગયો વંન પરવરી;
એવો મેં કીધો અપરાધ, મંદમતી મેં દુભવ્યો સાધ.
સુખ ભોગ સર્વે પરહર્યા, નિશ્વાસ મેં તેથી ભર્યા;
ગૂઢ વન હશે વીકાલ, તાંહાં એકલો કેમ રહેશે બાળ.
કોમળ મુખ છે અતી જેહ, રવી કીરણ સેહેશે કેમ તેહ;
સુજ સુખ ધ્રુવ સાથે સંચર્યું, નિશ્વાસ હું તેથી ભરું.

તે દુખડું ટાળો તમે દયાળ, એકવાર નયણે નિરખું બાળ;
એવાં વચન રાજાનાં સુણી, અજસુત બોલ્યા ભુપતભણી.
ધનધન રાજા તુજ અવતાર, તારે કુલ ધ્રુવનો અવતાર;
ધન માતા ઉદરે આવિયો, ધન રાજા ધ્રુવ જન્મ્યો.
ધન નગર ને ધન અવાસ, ધન માનવી જે ધ્રુવની પાસ;
ધન ભુમિ ત્યાં કહીયે તેહ, ચરણે ચાંપી ચાલે જેહ.
ધન પંખી ને ધન તે વન, નિશદિન નિરખે ધ્રુવનું તન;
સફળ હવો તારો સંસાર, કુલ એકોતેર તારણહાર.
મહા વન તે ધ્રુવ સંચર્યો, અધિક તપ જુગતે આદર્યો;
હરી મંત્ર મેં આપ્યો ઉપદેશ, ઇશ મંદિરે કીધો પ્રવેશ.
એ બાળક તપ આદરે, ચક્રસુદર્શન રક્ષા કરે;
ચિંતા મ કરીશ પૃથવીધીશ, દયા એને કરશે જુગદીશ.

## પુર્વછાયો.

વચન સુણી નારદજીતણાં, રાજા મન આનંદ;
કૃપા થઇ નારદજીતણી, તે પામશે પરમાનંદ.
રૂખીએ રાજાને કહી, તે સઘળી માંડીને વાત;
ધ્રુવને તપ બેસાડી કરી, પાસે રહ્યો એક રાત.
ચિંતા તે સઘળી પરહરો, પામ્યો વૈકુંઠે વાસ;
કુલ એકોતર ઓધારીને, પામશે ધ્રુવ શ્રીહરિ ખાસ.

## ચોપાઈ.

એમ કહી નારદ સંચર્યા, તજી ભોમ વૈકુંઠ પરવર્યા;
બાલકની શુદ્ધ રાજા પામિયો, કથાસંબંધ હવે વનમાં ગયો.
ભોમી શુદ્ધ કીધી તતકાલ, આસન વાળીને બેઠો બાળ;
નારદમંત્ર તે મનમાં ધરી, કહ્યું રૂષીએ તે રૂદે સાંભરી.
તજી નિદ્રા તૃષા ને આહાર, ઇદ્રિય સહુને દીધો માર;
માયા તૃષ્ણા આશા પરહરી, દ્વાદશ ઇદ્રીને વશ કરી.
પેહલે દિન કીધો ફલનો આહાર, બીજે નીર પીધું નિર્ધાર;
ત્રીજે બોલ લઈ મોઢે પરૂં, પવન પારણું ચોથે કર્યું.
એમ કરતાં દિન પંદર થયા, મન ઇંદ્રી સહુ વશ આવિયાં;
તપનાં સાધન સહુ શિખી સાર, ઇંદ્રિય સહુને દીધો માર.

આણે આતમા બ્રહ્મદુવાર, સિદ્ધાંત ગુણ આવ્યા તત્કાલ;
માસ એક જવ પુરો થયો, છુટી તાલિ ને ધ્રુવ જાગિયો.
તેવે સમે શ્રૃંગીરૂષી જેહ, મહાવનમાં આવ્યા તેહ;
ચાલીને આવ્યા તપને ઠામ, ઉઠી ધ્રુવે કીધો પ્રણામ.
રૂષીજીએ બોલાવ્યો બાળ, તું કોણ રૂપે બેઠો આ કાળ;
કશું તપ માંડયું આ વંન, સત્‌બોલ હું થાઉં પ્રસંન;
ધ્રુવ ભણે સ્વામિ તમે શુણો, હું કુંવર છું રાજાતણો.
ભિષ્માવતિ નગરી મુજ ઠામ, ઉત્તાનપાત સુત ધ્રુવજ નામ;
એકસમે સભામાં ગયો, દુભ્યો પિતાએ વન આવિયો.
નારદે મુને કૃપા કરી, તો હું કીડી બેઠો કુંજર ચડી;
એહેવાં વચનજ બોલ્યો બાળ, શ્રૃંગી તે મનમાં થયા દયાલ.
કૃપા શ્રૃંગીરૂષીએ કીધી, બાળકને શીશ આશીશ દીધી;
અભય મંત્ર આપ્યો તેણીવાર, શ્રૃંગી રૂષી થયા મનમાં કૃપાલ.
દઇ આશીશ વળ્યા રૂષીરાય, તવ ત્યાં ધ્રુવ લાગ્યો છે પાય;
પછીકરી ધ્યાન ને તપ સાધિયો, આત્મા બ્રહ્મદ્વારે આવિયો.
માયા મોહ સર્વે મુકયાં ટાળી, હરી મંત્રશું લાગી તાળી;
વાંછી કુછી કીડાકીટ, અનેક સરપે દીધી વીટ.
કાયા ઉપર પંખી જેહ, માળા ઘાલીને બેઠાં તેહ.
એમ કરતાં થયા ત્રણ માસ, તપતેજ હવો પ્રકાશ;
ભય દુઃખ ટળીયું બાલક મંન, અતિ કંપિત થયું ઈંદ્રાસંન.
ઈંદ્રાસન ડોલે એણીપેર, ત્યારે ઈંદ્રે તેડયા ગુરૂને ઘેર;
ત્યાં શક્ર કહે કરવો કુણ ઉપાય, અનુચર અનેક તેડાવ્યા રાય.
પીઠ પૃથવી માંહે પરવરો, શોધીને શોધ સઘળી કરો;
દીશોદીશ તવ ચાલ્યા જંન, દોહેલું દેખીને રાયનું મંન.
એક જન આવ્યો તત્કાલ, તપ કરતો તાંહાં દીઠો બાળ;
અનુચર મનમાં વિમાસણ થઈ, કેમ બોલાવું આવ્યો જઇ.

પુર્વછાયો.

મુન્ય ચઢને પાછો વળ્યો, તે આવ્યો સુરપતીપાસ;
ઈંદ્રાસનનું જે ડોલવું, આ તપ તેજ પ્રકાશ.

વેગે તે જઈ પોચિયો, ઈંદ્રપુરીમોઝાર;
સ્વામી મહા તપ માંડિયું, અસુર એકજ બાલ.
અધીક કઠણુ તપ આદર્યું, મહાવન કાલીંદીતીર;
તપ તોલે આવે નહી, મ્હોટા જોગેશ્વર વીર.
સેવક વચન શુણી કરી, મનમાં તે પામ્યો ખેદ;
બાળકે એવું તપ આદરયું,તેનો કોએ ન જાણે ભેદ.

## ચોપાઇ.

ઇંદ્રે સુર તેડાવ્યા તત્કાલ, તપ કરે અસુરકેરો બાલ;
ઇંદ્રાસનની રક્ષા કરો, એને ધ્યાનથકી છેતરો.
મળી દેવે કીધું પરિયાણુ, માયાને કરાવ્યું જાણુ;
અનેક પેરે કરી ઉત્પાત, ધ્યાનથકી ચુકવો સાક્ષાત.
તેડી કપટી માયા જેહ, બાલક છળવા ચાલી તેહ;
વેહેળે પહોતી મુંઢ મશાણુ, વૈતાલ ભૂત સર્વ તેડયા જાણ.
ભૃષ્ટ કરવાના યુદ્ધ હાથે ધર્યા, વેશ જુજવા ભૂતે કરયા;
કપટમાયા આગળ થઇ, ચાલી અધમસાને ગઇ.
શુવાધુશ ભૈરવ અતિજેહ, અશુમી દુરમતી તેડયા તેહ;
સજ્યું કટક નાશંતો કાલ, વિઘન કરવાને ચાલી બાલ.
ચાલી માયા વનમાં પરવરી, છેતરવાની પેર આદરી;
કરે એકલી હાહાકાર, કરે માંહોમાંહે મારામાર.
અનેક શબ્દ બહુ વશમા કરે, મુકે પોકને કારમું રડે;
એણી પેરે માંડયો જંજાળ, ધ્યાનથકી ન ચુકે બાળ.
એક થઇ વ્યંતર ને વનમાં ભમે,કાયર જનના પ્રાણુ નિગમે;
એક માદી થઇને મુખે માગે અંન,એક પાડેપીપલાને બાળે વંન.
એક થઇ વિખધર ને દીલે ચડે, એક થઇ વીંછુ ને માથે ફરે;
માયાવોણુા બહુ રૂંડજ ફરે, અંન્યો અન્ય સંગ્રામજ કરે.
ભુત ભેદ આણીપેરે કરે, વીખ સઘલું દીલે ચડે;
ભુત ઉપાય કરે અનેક, માંડી ધ્રુવને ટાળે ટેક.
ભુત જેટલા હતા જેહ, માયા પાસે આવ્યા તેહ;
માજી અમે કીધા અનેક ઉપાય, એ બાલક છળ્યો નવજાય.

વળતી માયા એણીપેરે વદે, નરદેહી તમો ધરજો રૂદે;
એક તમને પ્રીછવું વાત, બાલકને વાહાલી હોયે માત.
એક રહેતી માયાસુત જેહ, અનેક પેરની જુગતી જાણે તેહ;
તે ધ્રુવની પાસે ઉભી જઈ, નેત્રવંતીને રૂપે થઇ.
અરે સુત તું માહારા બાળ, આ વિષમ વન દીશે વિક્રાળ;
તુજ દુઃખે મેં નગર પરહર્યું, આ તપતે તેં શું આદર્યું.
પિતા તારે મુને પરહરી, તુજ વૈરાગે વનમાં સંચરી;
મુજ સામું જુવોને મારા તંન, એમ કરો કાં કઠણ મંન.
જોઈને મુખે બોલો વાણ, નહીં તો અમે તજશું પ્રાણ;
ધ્રુવને તવ આતુરતા થઇ, જમણી આંખ ઉઘાડી જોઇ.
મુજ માતાનું મુખ એ નવ હોય, કપટ કરીને આવ્યું કોય;
શૃંગીનંદનનો મંત્ર સમર્યો, રે માર માર કહતો પરવર્યો.
મંત્ર શબ્દ સુણ્યો જેટલે, ભૂતાદિક નાઠા તેટલે;
પેતરભુત વનમાં હતા જેહ, મંત્રે મારીને કાઢયા તેહ.
સર્વ સર્વને થાનકે ગયું, માયામોહ તવ ભુડું થયું;
માયા મન વિમાસે અશું, વણ છેતરે સ્વર્ગે કેમ જશું.
ધરી ધરી મંત્ર અપછરા થઇ, ધ્રુવની પાસે ચાલીને ગઇ.
કરે ગાન અતિ સુંદર સાદ, સુભગ વેણુ વાજીત્રના નાદ.
કરી પોચો કંકણ બહાર, કંઠે શોભે મુગતાના હાર;
વરસ ખટદશ રૂપનો વેશ, નહીં જરા નારી પરવેશ.
સુંદર ગાન કરે અતિ બહુ, સાવજ પંખી મોહ્યા સહુ;
બાલક મનમાં ન આણે વાત, ગાતાં નારીને થયું પ્રભાત.
સમર્યો મંત્ર શૃંગી રૂષી તણો, વિનતાને તાપ ઉપનો ઘણો;
નાઠી તે અબલા ઉભે વંન, સબલે કાંઠે વિધાણું તંન.
સુરપતિ બેઠો સભા મોજાર, આવતી દીઠી નયણે નાર;
વદન ઝાંખું છે વિનતાતણું, આ કારણ તપશીનું વણું.
આવીને અબલાએ કીધી વાત, એ બાલક તપ સાધે ઉત્પાત;
તમે ચાલો અસવારી કરી, એને અમે નથી છેતર્યો જરી.
વિપરીત સેન હતું મુજ પાસ, અનેક પેરે કીધો ઉત્પાત;
કશો ભય મનમાં નહીં ગણે, શૃંગીમંત્ર તે રક્ષા કરે.

કરે તપ તેનું તેજ પ્રકાશ, એને ઇંદ્રાસનની હોશે આશ;
કારણ કોઇનું એ નવ લહે, દ્વાદશ ઇંદ્રી ને દમે દહે.
વચન સુણી વિનતાનું અશું, સુરપતીનાં મનમાં બહુ વસ્યું;
દેવ પ્રત્યે શક્ર એમ વદે, વાત વિમાસો તમે રૂદે.
એ બાલકે તપ માંડયું અપરંપાર, એ ઇંદ્રાસનનો લેણહાર;
પછે દુખ પડશે નીરવાણ, પુરણબ્રંહ્માને કીજે જાણ.
આગે દૈત જે તપસી વેશ, સુર સંતાપીને લીધા દેશ;
તે માટે ઉપાયજ કરો, પછે થાનક પોતાનાં પરવરો.

પુર્વછાયો.

વચન સુણી સુરપતિતણાં, કરે સહુ દેવ વિચાર;
આતુર થઇને સાંચર્યા, તે બ્રહ્માકેરે દુવાર.
વિરંચીએ અવલોકિયા, આવ્યા સુરપતી રાય;
કોણ અસુરે સંતાપિયા, જે થાનક છોડે રાય.

ચોપાઈ.

ગડગડે નિશાણ વાજીંત્ર બહુ, આવિયા વિરંચી દ્વારે સહુ;
ચિત્ર વિચિત્ર સામા આવિયા, તેડી ઇંદ્રને આઘા લાવિયા.
તજી આસનને બ્રંહ્મા મળ્યા, કરી આદર ભાવ સુરપતીને મળ્યા;
અમ ઉપર બહુ કૃપા કરી, કોણ કામ આવ્યા આદરી.
ઇંદ્ર કેહે સાંભળજો સ્વામ, અમે આવ્યા તમારે ઠામ;
દૈત કોઇયે વનમાં સંચરી, બેઠો તે બાલક તપ આદરી.
એકાગ્ર એણે કીધું મંન, તેણે ડોલ્યું ઇંદ્રાસન;
ભય ઉપનો કારણ એવા, મયા કરો અમ ઉપર દેવા.
સુર બ્રંહ્માયે કર્યો વિચાર, અનુચર મેલ્યો વનમોઝાર;
જઇ બાલકને લાવો શુદ્ધ, જુવો નામ કેનું પરસીધ.
માગી શીખ સેવક સંચર્યો, પીઠ પૃથવીપર પરવર્યો;
એક જન આવ્યો તતકાલ, ત્યાં દીઠો તપ કરતો બાળ.
દીઠો તપસી એકલો વંન, જેનું વિખધરે વિંટયું તંન;
વળિયો પાછો કરી વિચાર, વેગે પોંતો સ્વર્ગમોઝાર.
અનુચર આવીને વદે એવ, સાંભળજો સુર બ્રંહ્મા દેવ;
મહાતપ આદરીયું બાળ, પ્રસિદ્ધનામ જપે ગોપાલ.

હવે સુર સર્વે વૈકુંઠ પરવરી,સુખ સેજાએ પોઢ્યા શ્રીહરી;
લક્ષ્મી ચરણ તલાશે સંગ, ગાંધ્રવ કરે બહુ નાટયારંભ.
સુભગ મૃદંગ વેણા વાજે સાર, અપછરા ઊભી અપાર;
રંભા નૃત્ય કરે અભિનવી, સંગીત ગત ચાલે જુજવી.
અનેક અપછરા ઉભી પાસ,જેણે નાટારંભ કર્યો અભ્યાસ;
નવેનિદ્ધ મળી છે ઠાઠ, વેણાસ્વરનાં બાંધ્યા ઘાટ.
અનેક મુનિવર મોટા જેહ, જેજેકાર બોલે છે તેહ;
કેટલી શોભા કહું અવાશ, પુરૂષોત્તમ પોઢયા કમલાપાસ.
વરણ સુરજ કોટી પ્રકાશ, જેણે દરશને અઘ પામે નાશ;
તે શોભા હું કેટલી કહું, કવિતા કહે એનો પાર નવ લહું.
હરી પોઢયા નિદ્રાને ધ્યાન, તાંહાં ધ્રુવને દીઠો અંતરથાન;
ભક્ત તણી મનદયા ધરી, ઉઠયા નાથ નિંદ્રા પરહરી.
લક્ષ્મી ઉભાં બે કરજોડ, કારણ કોણ કયાં અંગમોડ;
કોણ ઉપર અતી કીરપા કરી, ઉઠયા નાથ નિંદ્રા પરહરી.
દીઠી અબલા આતુર જેહ, હરી વચન પ્રકાશું તેહ;
ભક્ત એક માહારો છે તંન, દુઃખ પામે છે તેનું મંન.
અધિક ભાવ મેં દીઠો બાળ, કમલાને કહે શ્રી ગોપાળ;
ચડી ગરૂડને વન સંચરૂં, દુઃખ સઘળું એનું પરહરૂં.
હેવો મનમાં કીધો વિચાર, ત્હાં બ્રહ્મા ઇંદ્ર સહુ આવ્યા દ્વાર;
જયવિજય અંતઃપુર જઇ, સુધ સઘળી પ્રભુને કહી.
વચન સુણી જગતપતી ઇશ, નિર્મળ વાણી વદે જગદીશ;
બ્રહ્મા ઇંદ્રસુર નામે શીશ, વલતા વચન વદે જુગદીશ.
દ્વારપાળના વચન સુણી, પ્રભુજીએ કૃપા કીધી ઘણી;
તેડયા બ્રંહ્મા શિવ ને ઇશ, મળવાને ઉઠયા જગદીશ.
પિતામહ કહીને દીધું માન, પછે કુશળ પુછયું ભગવાન;
બ્રહ્મા કહે કો દૈત વન સંચર્યો, તેણે ભયભીત ઇંદ્રને કર્યો.
તે કારણ શ્રી કમલાનાથ, કરે વીનતિ સઘલો સાથ;
પાપે એ તપે છે જંજાળ, પૂર પેહલી બાંધો પાળ.
બ્રહ્મા કહે વેગે આદરો, ઇંદ્રાદિકની રક્ષા કરો;
ત્યારે હસીને કહે કમલાનાથ, બ્રહ્માને કહેછે માંડીને વાત.

અમ ચીંતા તમે શાને કરો, નહી દાનવ એ ભક્ત માહરો;
તપ કરતાં થશે ખટમાસ, નારદ મંત્રતણો ઉપાસ.
મોહ મછર એણે મુકયાં ટાળ, ચરણે માહરે આવ્યો બાળ;
એથી ભય તમે શાને ધરો, સહુ સહુને થાનકે પરવરો.
આપ્યાં અમરફલ સહુને હાથ, હેતે કરીને વૈકુંઠનાથ;
પછે તે ઈંદ્રે માગી આશ, હરી બોલ્યા તે વચન પ્રકાશ.
સાંભળો ઇંદ્ર અમરના ધણી, નિર્મલ વાણી વદે જુગમણી;
ઈંદ્ર પુત્રી તમારી જેહ, વરાવવી ધ્રુવને વેરે તેહ.
વળતા સુરપતી એણીપેરે વદે, ગમી વાત તમારે રૂદે;
એ પુત્રીના ભાગ્ય અપાર, સ્વામિજી તમે કીધી સાર.
એમ કહીને સેના પરવરી, ઈંદ્રપુત્રી તે ધ્રુવને વરી;
સહુ સહુને થાનકે ગયાં, ખટમાસ ત્હાં પુરા થયા.
ગરૂડે ચડયા વેગે ગોવીંદ, મનમાં આણી અતિ આનંદ;
જાઈને પોતા વનમોઝાર, નયને ધ્રુવે દિઠા મોરાર.
કોમલ વદન કુંડલ ઝલકાર, કહ્યું નારદે રૂપ અપાર;
હસતે વદને બોલ્યા દયાલ, જુવો જુવોરે ધ્રુવજી બાળ.
ઘણી કૃપા કીધી શ્રીરંગ, હરખે તે લીધો ધ્રુવને ઓછંગ;
વદે બાળક કોમલ વેણ, વેહે નીર પ્રભુને નેણ.
માગ માગરે બાળક તું, મનવાંછિત ફળ આપું હું;
સરવ માગજે મારી પાસ, તાહરા મનની પુરૂં આશ.
તપ માંડયું તેં જેને કાજ, ત્રિભોવનપતિ હું આપું આજ;
ત્રિલોકનાથ હું થયો દયાલ, માગ માગ રે તું નાના બાળ.
ત્રણ વાર ત્રિકમ એમ વદે, માગ માગ જે હોય તારે રૂદે;
ત્યારે ધ્રુવ કેહે તમે સ્વામી સુણો, મારો મહીમા રાખ્યો ઘણો.
દરશન પામ્યો હું તમતણું, તેથી ફલ શું હશે ઘણું;
જગન જાગ કરે અતિ જેહ, હરિદરશન નવ પામે તેહ.
અનેક તપ જેણે સાધ્યાં વંન, બાર વરસ પુરયાં લોચંન;
હરિશું રાખ્યું એકાગ્રે મંન, બાર વરસ પરહરિયાં અંન.
શીત તડકે જેણે બાલી દેહ, તજ્યાં સંસારસુખ ભોગવે તેહ;
એણીપેરે જેણે સાધ્યા જોગ, તજ્યા સંસારતણાં સંજોગ.

એવા જોગેશ્વર મોટા જેહ, હરિદરશન નવ પામે તેહ;
હું બાલકની કરૂણા કરી, દરશન આપ્યું શ્રીનરહરી.

પુર્વછાયો.

હું રે અજાણ બાપડો, નવ લહું ભેદવિચાર.
મુજપર કરી કૃપા ઘણી, મુજ ભાગ્યનો નહિ પાર.
ત્રણ વાર ત્રીકમ કેહે, બાલક માગ ગમે જેહ.
અમર નામ તુજનું થશે, તુજ નામે તરશે દેહ.

ચોપાઈ.

સાંભલો સ્વામી ધ્રુવ એમ વદે, તમારૂં ધ્યાન રહો મુજ રૂદે;
બીજું માગું શુણજો સોય, અવિચળ થાનક મુજનું હોય.
ત્રીજું સ્વામી એટલું કરો, આ દેહી ફેરો નવ ફરો;
માગું તે ધ્રુવે મનેચ્છા સીધ, તે તો પુરણ પુરણવિશ.
આપી નારાયણે નવેનીધ, મલી સર્વે અષ્ટમા સીધ;
આપ્યાં કવચ ને જુદ્ધ હથિઆર, કોટી કીધો નજર પાર.
વરસ પુરાં તે છત્રીશ હજાર, કરજો રાજ ભીષ્માવતી મોઝાર;
રાજકાજ જવ પુરાં હશે, પછે સ્મરણ તે મારૂં થશે.
અવિચલ થાનક આપું એહ, દેવતાને દુર્લભ છે તેહ;
તજી વનને ઘેર પરવરો, મધવાકુંવરી વેગે વરો.
ધ્રુવ કેહે સાંભલજો સ્વામ, થયું દરશન સિધ સહુ કામ;
બાલક મનમાં વરત્યો રંગ, પુરણ કૃપા કરી પુરણાનંદ.

પુર્વછાયો.

વચન શુણી સેવકતણાં, પામ્યા તે પ્રેમ ઉલ્હાસ;
વિપત પડે મુજને સંભારજે, હું આવીશ તારી પાસ.
એમ કહીને સંચર્યા, ગરૂડે ચડીને ગોવિંદ;
વેગે તે વૈકુંઠે પોંચીયા, મન આણી આનંદ.
કમલા તે કેશવને કેહે, સાંભળો તે મુજ સ્વામ;
કેણી તે રહ્યાં વનમાંહે, કારણ કોણ વિરામ.
ક્ષણું દરશણમાં પામીએ, ત્રિવિધ તાપનો નાશ;
કેણી રહ્યાં તમો વનમાંહે, તે કોણ સુભાગી પાસ.

વિનતાનાં વચન શુણી કરી, તવ બોલિયા ગોપાલ;
તપ કરતામાં જીતિયો, બીષ્માવતી ભૂપાલ.
બલી બીજો અવતરયો, બલિયો તેજ અપાર ;
જો માગત એ મુજને, તો રેહેત એને દ્વાર.
ભગતી એ અતી આદરયો, તપેશ્વરી મહાધીર ;
કહી કમલાને પીછવે, તે વિગતે વિઠ્ઠલ વીર.

## ચોપાઇ.

તજી વન ને ધ્રૈવ ચાલિયા, શ્રૃંગી રૂષી સામા આવિયા;
રૂખી જુવે જ્યાં બાલક ભણી, ત્યાં શોભા દીસે દેહની ઘણી.
ધન ધન બાલક તુજ અવતાર, દરશન પામ્યો શ્રીમોરાર;
દીઠું વદન તારૂં જેહ, ગંગા નિરમલ સમ છે તેહ.
બાલક વદે સ્વામી તમે સુણો, હું સેવક સદા તમતણો ;
જો તમે કૃપા કીધી ઘણી, તો હું પામ્યો ત્રિભોવન ધણી.
તારે શ્રૃંગી બોલિયા થઇને દયાળ, ઘણું સુખ પામીશ તું બાળ;
એક મંત્ર આપ્યો તેણી વાર, સ્વરગે આવાગમન નીરધાર.
કરી પ્રણામને તે સંચર્યો, મેહેલી વન આઘો પરવર્યો ;
ત્યાં શુભ શુકન પિતાને થાય, ભુજ ફરકે ને જમણી બાંહ.
ઉત્તરમુખે કાગ અવાસ, બોલે શુભ વચન પ્રકાશ ;
સ્વપ્નાંતરમાં જમણે અંગ, કીધો ડંશ ધોળે ભુજંગ.
હેવા શુકન રાજાને થયા, નેત્રવંતીને તેડીને કહ્યા ;
સ્વપન વિચારે નર ને નાર, ત્યાં નારદ આવ્યા રાજદુવાર.
નારદ આવતા દીઠા રાય, તજી સિંહાસન લાગ્યા પાય;
કનકપાટ આણીને માંડીયાં, કરી પ્રણામ ને બેસાડિયા.
નારદ કેહે સાંભલો રાજંન, ધ્રુવનાં તપતણું વિઘ્રંન;
ઇંદ્રાસન ડોળ્યું તપતોલ, સુર બ્રહ્માપદ ડામાડોલ.
થાનક છાંડયાં સમે એવ, જઇને પ્રાર્થિયા પુરણ દેવ;
મુજ પિતા બ્રહ્માદીક જેહ, ખરો ભય ઉપજાવ્યો તેહ.
પછે ચાલી આવ્યા સરવે સાથ, હસીને બોલ્યા વૈકુંઠનાથ;
ભય ચિંતા તમે શાને કરો, નહિં દાનવ એ ભગત આહેરો.

સુર સંતોખ્યા વચને કરી, ઇંદ્રપુત્રી તે ધ્રુવને વરી;
સહુ સહુને થાનકે ગયા, વૈકુંઠનાથ તે વનમાં આવ્યા.
અતી તપમાં દીઠો બાળ, નયણે નીર વહે ગોપાળ;
ઘણી કૃપા કીધી શ્રીરંગ, બેસાડયો તેડી ઉછંગ.
ત્રણવાર ત્રીક્રમ એમ વદે, માગ માગ જે તારે રૂદે;
માગ્યું ધ્રુવે મનેચ્છા સીધ, તે તે પુરયું પુરણ પ્રસિદ્ધ.
વરશ પુરાં તે છત્રીસ હજાર, આપ્યું તુજ કુંવરને રાજ;
રાજ કાજ જવ પુરાં થશે, પછે હરી બાંહે ઝાલશે.
એવો જશ મેળવ્યો મહારાજ, પછે આપશે અવિચલ રાજ;
તજી વંન આઘેરો પળ્યો, ત્યાં શ્રૃંગીરૂપીને સામો મળ્યો.
દઇ અશીશને ઉભો રહ્યો, તપ ફ્લ સિધ મંત્ર ધ્રુવને કહ્યો;
ઘણું થયા રૂષી પરસંન, આપ્યો મંત્ર સ્વરગે આવાગમંન.
ધ્રુવની સુધ નારદે કહી, ઘણું સુખ રાયે પામ્યો સહી;
બ્રહ્માસુત ગયા આકાશ, રાજા મન વાધ્યો ઉલ્લાશ.
જાણ કરો એવું નગ્રમોઝાર, હયહેમરથ કરો તૈયાર;
હેમરથ છે સાઠ હજાર, શણગારી લાવ્યા રાજદુવાર.
અનેક રથને બહુ અસ્વાર, પાદલ હયદલનો ન લહે પાર;
નગરતણાં જે નરને નાર, ચાલ્યાં તે કરવાને જુહાર.

## પુર્વછાયો.

નગરતણાં જે વેહેવારિયા, તેહતણી જે નાર;
રાણી સાથે સંચરી, સજી બહુ પેરે શણગાર.
નગરશોભા અભિનવી, કીધી વિધ વિધ પ્રકાર;
ધ્વજા પતાકા તોરણે, ને શણગારી બજાર.
ઉત્તમ આગલ સંચર્યો, નગર લોક સરવે સંગ;
બાઇને ભેટવા કારણે, મનમાં તે વાધ્યો ઉમંગ.

## ચોપાઇ.

બેશી સુખાસને ચાલ્યા રાય, નીશાણ ફરકતા પુઠળ ધાયે;
તજી નગ્ર આઘા સંચર્યા, જોજન એઉ ભેગા કરયા.
બાકુંસેન ત્યાં સતજ રહ્યા, આનંદ ઓછવથી પ્રભાત થયા;
અશ્વ તુરી હતા જેહ, આગલથી ચાલી આવ્યા તેહ.

ધ્રુવને પગે લાગી કરી, જઇ રાજાને કહ્યું ફરી;
તજી સેન સરવે તત્પર થયું, તજી વાહનને ચાલી ગયું:
નયને ધ્રુવને દીઠો જેટલે, રૂદિયે રાયે ભેટ્યો તેટલે;
રાય અનેક પ્રશંસા કરે, રાજા નયણે નીર અતિ ભરે.
હુંથી પુત્ર થયો અપરાધ, મંદમતી મેં દુભ્યો સાધ;
જાણ્યો નહીં મેં જશદાતાર, કુલ એકોતર તારણહાર.
ધ્રુવે મનમાં જાણ્યું લાગ્યું પાપ, આંશુ બહુ ઢાળેછે બાપ;
કરી આલિંગન લાગ્યો ચરણ, દેહતો જાણીએ રવિનો કીરણ.
બાલક કેહે સાંભલો.રાય, ઝાઝું રૂદન તમારૂં ન સહેવાય;
હું દરશન પામ્યો મોરારી, પિતા તમારે કુલ અવતરી.
અનેક રીતે સમજાવ્યું મંન, હરખીઆ રાય તજી રૂદંન;
ફરીફરી ધ્રુવ લાગે પાય, ત્યાં નયણે દીઠી અપરમાય.
પ્રભાવતી મન થઇ દયાલ, ચાલીને રૂદીયે બીડયો બાળ;
અનેક અવગુણ અમથી થયા, તે દુઃખે તમે વનમાં ગયા.
અધરમ મેં અતિ આદર્યો, અવગુણ અમારા પરહરો;
ઉત્તમ છે જે મહારો તંન, તે ચાલશે તમારે વચંન.
અપરમાતાના વચન સુણી, ધ્રુવ બોલ્યો તવ માતાભણી;
દરશંન હરિનું પામ્યો જેહ, સરવે પુન્ય તમારૂં તેહ.
એમ કહીને લાગ્યો પાય, ત્યાં દીઠી નેત્રવતી નિજ માય;
નયણે નીર વેહે અતીઘણું, વદન નીરખ્યું માતાએ સુતતણું.
માતા શબ્દ હેવો છે જેહ, દેવતાને દુરલભ છે તેહ;
કૃપા જો કરી મોરાર, તો અવનીમાં આપ્યો અવતાર.
માતાસુખ તે તો ત્યાં નથી, નિશ્ચે દેવ કેહેછે કથી;
એમ કહી આશ્વો સંચર્યો, લઇ માતાએ ઓછંગે ધર્યો.
નેત્રવતીનું નાઠું દુખ, રૂદે પ્રગટ્યું પુરણ સુખ;
અંગ સામું જોયું જયાં માતાય, ત્યાં સ્તનથી પ્રગટું દુધ પ્રવાહ.
મુકી તે મુદ્રા મુખ ધર્યું, અંન પારણું તે દિન કર્યું;
ત્યાંથી બાલક ઉભો થયો, ઉત્તમ ત્યાં મલવાને ગયો.
દઇ આલિંગન મળ્યા બે વીર, બેહુ તન કીધાં એક શરીર;
ઉત્તમ નયણે નીર અતિ વહે, હું અપરાધી તારો અહે.

જે દિનથી તમે ચાલ્યાં વંન, નથી મુક્યું નયણેથી રૂદંન;
દિન સત્તર ને માસજ સાત, રમતકેરી વીસારી વાત.
એવો અપરાધ મુજથી જેહ,સ્વામી રૂદેમાં ધરશો ન તેહ;
ધ્રુવે તે મનમાં દયા ધરી, ઉત્તમને સંતોષ્યા વચને કરી.
ત્યાં બોલે મુની જેજેકાર, ઉત્તમને તવ કીધો જુહાર;
પાંચ પ્રધાન હતા જેહ, આવીને ચરણે લાગ્યા તેહ.
બોલે તે સરવે જેજેકાર, મોતીએ વધાવે નરને નાર;
જેજેકાર મંડાયો તેહ, સુવર્ણરૂપે વરસ્યા મેહ.
ચાલ્યું સેન નગર દડવડી, પિતા પુત્ર સુખાસને ચડી;
આવીને પોતા નગરમોઝાર, સેનાને શિખ દીધી તેણીવાર.
અંતઃપુરમાં તે આવિયા, વધાવીને મંદિરમાં લાવિયા;
સજન કુટુંબ મળિઉં સહૂ, તપતણી વીધ પુછે બહૂ.
મુલ થકી માંડીને કીધી વાત, ધ્રુવે તે કીધી સઘલી વાત;
ગયું પાપ સરવનું એવ, સુણીને રૂપ તે પુરણ દેવ.
પિતા કીધી આસનાવાસ, કુંવર આવ્યાનીજ આવાસ;
સ્નાન સંધ્યા ઉપાસના કરી, પિતાની પાસે આવ્યો ફરી.
તપ સીધું મુજ પુરૂં કરો, વેગે જગન એક આદરો ;
યજ્ઞવના તપ કીજીયે, તેનું ફળ નહિ લીજીયે
પામ્યો રાજ અતિ સરવે સંજોગ,યજ્ઞ વના તેનો નહોય ભોગ;
પુત્રતણું વચન સાંભળી, માણસ મોકલ્યા લેખક ભણી.
તેડી લાવ્યા લેખક વીર, લખો તે લેખ કાલંદીતીર;
વશિષ્ટને લખો પ્રણામ, વેગે પધારો તમારૂં કામ.
મારકંડને લખો પ્રણામ, જે ગંગાતીરે બેઠા નિર્વાણ;
લખો લેખ બદ્રીને ઠામ, સકળ રૂષીનો જ્યાં છે વિશ્રામ.
લખો લેખ જમુનાને તીર, આશ નંત્રની નંદનવીર;
લખજો તમે રાજા મોટા જેહ, તપસી મોટા તેડવા તેહ.
વેગે તે ચાલ્યા બ્રાહ્મણ બહુ, ભાવે કરીને તેડયા સહુ;
કીધો વેગે મંડપ સાર, જોજન એક પોહોળો વિસ્તાર.
રત્નજડીત સ્થંભ પ્રકાશ, મોતીતણા તોરણ ચોપાસ;
રચી મંડપને તત્પર થયા, એટલે ગુરૂ વશિષ્ટ આવિયા.

કનકપાટ માંડયા તેણીવાર, ચરણુ પખાળે નર ને નાર;
પુછે કુશલ પ્રેમે ઘણો, કરો સાદ તવ ધ્રુવજ તણો.
ધ્રુવ આવીને લાગ્યો પાય, ધંન ધંન વદે છે રૂષી રાય;
વસંતા રૂષિ નેત્રતિને વદે, વચન છે તમારૂં રૂદે.
સતવચન તમારૂં સ્વામ, તમ કૃપાથી પામ્યો જ્ઞાન;
ઉઠી રૂષી મંડપમાં આવ્યા, જગનકર્મ ત્યાં ચાલુ થયા.
ભૂપત મોટા તેડાવ્યા, જે ભગવાને કીધી દયા;
દઇ માન સહુ રાજા ભણે,આપ્યા ઊતારા અતિ આદર ઘણે.
રૂખી સર્વેને તેડાવ્યા, વરૂણી બ્રાહ્મણને વરાવ્યા;
ધજા ધરમની બાંધી સાર, મંડપમાં માંડયો જેજેકાર.
નાટારંભ કરે અનેક, વાજીત્ર વાજે બહુ વિશેક;
નગરમાં વાધ્યો ઉછરંગ, પેહર્યાં વસ્ત્ર વિવિધ સુરંગ.
રાજા બેઠા સભામોઝાર, નવલ રૂપે બે આવી નાર;
ધ્રુવ બેઠા રાજા ને ઉછંગ, અબલાને મન વાધ્યો આનંદ.
પછે ચાલી આવી રાજાનિ પાસ, બોલી વિનિતા વચન પ્રકાશ;
કરજોડીને ઉભી રહી, ધ્રુવને અતીશે વિનતિ કહી.
અષ્ટમાસિદ્ધ ને નવનિદ્ધ, આપી ગોવિંદે બહુ વીધ;
અંગીકાર કરો બોલી વચન, કરજોડીને ઉભી દાસીજંન.
પછે ધ્રુવ ઉઠી પગે લાગિયો, ઘણો વિવેક વિનતાને કહ્યો;
ત્યાં સભા સઘળી કરે પ્રણામ,અંતઃપુર આપ્યો ઉતારા ઠામ.
નિરખે અંતઃપુરમાં નાર, ધનના ત્યાં ભરયા ભંડાર;
કરજોડીને માગી આશ, સમરણ કરી ઉડી આકાશ.

પુર્વછાયો.

અબલા આકાશે ગઈ, ધ્રુવને કરી પ્રણામ;
રાજા પ્રિતે મન સંતોખિઆ, પુત્ર તપે નિર્વાણ.
રાજા કુલ છત્રીશના, શીશ નામે સર્વે કોય;
બલી બીજો અવતરયો, કુલ તમારે સોય.

ચોપાઇ.

પછે જગન કાજ થયાં ચાલતાં,સજન કુટંબ મંડપમાં મળતાં;
વિવિધ પાક નિપજે ત્યાં સાર, રૂપિભણે ત્યાંહા જેજેકાર.

અગ્નીકુંડ રચ્યો છે જેટલે, સૂરે આવી કીધો તેટલે;
કરી સ્તુતિ મંત્ર ભણાવિયા, તે દેવ આવી પ્રત્યક્ષ બેસિયા.
આવ્યા બ્રહ્માસુર ને ઇશ, સદા જશતણા જે ધીશ;
અશ્વમેધ કીધા હતા જેહ, આવી સુરત વના બેઠા તેહ.
જો જો ભાએગ રાજાતણું, જોઇ સંતોખ્યા તે ઘણું;
પછે ઇંદ્ર ભણે સાંભળો રાજંન, હું જોઉં તમારો તંન.
જેણે બ્રહ્માદિક ઊપજાવ્યો ભે, જોઉં ધ્રુવ તેં કેહેવો છે;
બાલકને કરયુ એવું જાણ, વેગે તે આવ્યો વચન પ્રમાણ.
મહા તપસ્વિ દીસે બાલ અપાર, હરિભક્ત ને રાજકુમાર;
તેણે દીઠા બ્રહ્મા તેજપ્રકાશ, વંદ્યું ચર્ણ પ્રથમ જઇ પાસ.
પછે જઇને સુરપતિ ધીશ, જઈને નામ્યું ચરણે શિશ;
બંને દંડવત પ્રણામજ કરી, પુછે કુશલ અતિ આદર કરી.
સુરપતિ મન પામ્યા આનંદ, પૂર્ણ કૃપા તમે પ્રેમાનંદ;
બેઠા બ્રહ્માસુરપતિ બહૂ, જગનવિધિ ચલાવે સહૂ.
ઇંદ્રે અનુચર તેડાવ્યા તેણીવાર, કારજ આપણે છે અપાર;
દિન બેતાળિશે જગન થીયો, ત્યાં પુર્ણાહુતિ દિન આવિયો.
સુરપતિ બોલ્યા વાણી સાર, વિવાહતણી મા કરો વાર;
મંડપમાં મળ્યા રાજા રૂખી જેહ, આવો જાન સંગાથે તેહ.
બ્રહ્માજીને ગમે તે વાત, ઘણું ઉત્તમ એ કીજે કાજ;
એમ કહીને ઇંદ્ર પરવર્યા, નીજ સ્થાનકે પોહોતા ખરા.

## પુર્વછાયો.

વઇસાખ સુદસપ્તમી, ઊત્તમ તે ગુરૂવાર;
જાન અસ્વારી લાવજો, ઇંદ્રપુરી મોઝાર.
વિરંચી ને સુરપતી, તે માગીને ચાલ્યા આશ;
વેગે જઇને પોંચીયા, નિજ સ્થાનકે આકાશ.

## ચોપાઇ.

ત્યાં વેદ ધુન બહુ બહુ કરે, નરનારી આનંદમાં ફરે;
શુદ્ધ મંત્ર સહુ પુરા થયા, રૂખી દેવ સરવે સંતોખીયા.
તે ત્યાં સંતોખવચન કહ્યાંસાર, બોલ્યા તે સરવે વેદવિચાર;
કુશલજગન પુરો થયો, ગચ્છ ગચ્છ તે મંત્ર પરઠીયો.

મનમાં સુખ પામ્યો ભુપાલ, વિવાહકેરી માંડી આલ;
કીધાં કારજ તે કુંકુમરોળ, ચાલી જાન તે ઝાકઝમોળ.
સંઘમાં રાજા રૂખી જેહ, જાનમાં સરવે તેડ્યા તેહ;
ઇંદ્રપુર જોવાની આશ, ચાલ્યો સાથે નગરનો વાસ.
પોતી જાન ઇંદ્રપુરમાં જઇ, ત્યાં તો લગનની વેળા થઇ;
પછે જમાડ્યાં ભોજન બે વાર, પછે તે વરત્યો જેજેકાર.
ધ્રુવ તોરણે આવ્યો જેહ, રૂખી નારદજી આવ્યા તેહ;
કનકપાટ બહુ ઢાળ્યા સાર, મધુપર્ક કીવો તેણીવાર.
સુંદર મંડપ રચ્યો છે જેહ, વરકન્યા પધરાવ્યાં તેહ;
ત્યાં નૃત કરે અપછરા બહૂ, સુરપત્ની મલીને ગાયે સહૂ,
માયા વન છલ કરતી જેહ, ઉભી ચંમર ઢાળે તેહ.
પરણાવ્યો બહુ વિધ સુંદરી, વિશ્વામિત્રે ચોરી કરી;
ઈંદ્રે આપ્યાં ચોરીમાં બહુ દાન, કવિતા કહે તો કહે શા માન.
દિન પંદર રહ્યા ઇંદ્રપુરમોઝાર, પછે ચાલવાને થયા તૈયાર;
નિમે તે કીધા સુરરાજ, અનેક જુગનાં સાર્યાં કાજ.
દિગનંદન સુર હતો જેહ, સુરપતિ પાસે આવ્યો તેહ;
અમ ઘેર પુત્રી છે એક બાળ, ઉત્તમ પેરે કરો વેશવાળ.
સહી કરી કીધું એ કાજ, ઉત્તમને પરણાવો આજ;
દિગનંદને આપ્યાં અતિ દાન, ઘણીપેરે સંતોખી જાન.
દસ દિવસ મંડપમાં રહ્યા, પછે ચાલવાને તત્પર થયા;
કરી શીખ તવ ચાલી જાન, બ્રહ્મા ઇંદ્રે બહુ દીધાં માન.
જઈ પહોતા ભીષ્માવતીમોઝાર, વાજીંત્ર વાજે બહુ પ્રકાર;
ઉતારીને સેના સ્થાનકે ગઇ, ત્યાં ભોજનની વેળા થઇ.
જમ્યા જઇ ભોજન બે વાર, પછે વરત્યો જેજેકાર.
પુરી સભામાં બેઠા રાજ, મનમાં ઉપન્યું ઉત્તમ કાજ;
હું બેઠાં ધ્રુવ શીખે જેહ, રીધ રાજ્ય ચલાવે તેહ.
એવો તે મનમાં કરી વિચાર, રૂષી પ્રત્યે બોલ્યા તે વાર
શુભ દિન તમો જોજો સહી, ધ્રુવને રાજ આપવું સહી;

પુર્વછાયો.

રાજા કહે રૂષીજી સુણો, આપવું કુંવરને રાજ
શુભ દિન જોઇ મુહૂર્ત કહો, આપણે કીજે કાજ;

જેઠ સુદ એકાદશી, ઉત્તમ તે ગુરૂવાર.
અનેક રીતે યોગ્ય છે, ધ્રુવને બેસાડયો રાજ.
આવ્યો તે દિન એકાદશી, ધ્રુવને બેસાડયો પાટ;
રૂષી આશીશ ઓચરે, તે મંત્રકેરે ઠાઠ.

## ચોપાઈ.

અપાવ્યું કુંવરને રાજ, ઉત્તાનપાતનાં સિધ્યાં કાજ;
પરોણા આપ્યા હતા જેહ, કરી શીખને ચલાવ્યા તેહ.
રાજાને કાજે ધ્રુવ પરવરે, મનમાં ધ્યાન હરીનું ધરે;
માગ્યા મેહ વરસે મહીમાયે, નગરમાં એવું પુન્ય પ્રવાહે.
ધરમરાજ્ય ચલાવે બહુ, પ્રજા તે સુખ પામેછે સહુ;
રિધરાજ ને લીલાવિલાસ, પૂર તે બીજું થયું કઇલાસ.
કનક ઉંઢેણીએ પાણી ભરે, મનમાં ભય કેનો નવ ધરે;
નરનારીને નહી વિરોધ, દેશમાંથી નીસરીઓ ક્રોધ.
દેખી પુત્ર કેરૂ એવું રાજ, ઘણું તે સુખ પામ્યો મહારાજ;
એમ કરતાં રાજા સુદ્ધ થયો, શોક સઘળો રાજાનો ગયો.

## પુર્વછાયો.

વરસ સોલ હજાર લગી, માસ સાત ને દિનજ બાર,
ધ્રુવ પાસે રાજા રહ્યા, તે બિષ્માવતી મોઝાર;
અંગધાત પ્રીછી કરી, કીધો તે મનમાં વિચાર;
વેગે તે વહીને પોંહાંચીયો, તે ગંગાકેરે પાર.

## ચોપાઈ.

એ પુત્રને સોંપી પરિવાર, શાસ્ત્રભણીને કીધાં જુવાર;
આત્મસાધન ભાવે કરી, ભગવતકથા શ્રવણે ધરી.
રાજા દેહ તે પુરણ ધર્મ, તેને પુન્યે પામ્યો મોક્ષમર્મ;
રાજા પોંહાંચ્યો વૈકુંઠવાસ, આવી નારદ કેહે પ્રકાશ.
કુલી નારી અંતે જેહ, રાજા સાથે પોંહાંચી તેહ;
માતપિતાનાં કીધાં કાજ, પછે વિધિગતે ધ્રુવ ચલાવે રાજ.
મહીના તેર લગી જે પરમ, વેદવાક્યનાં પાળ્યાં કરમ;
સાચરૂએ રાજ કરે ધ્રુવરાએ, રાજ કરે પુરાણ મહીમાએ.

ચોરી ડંડ ચાડી નહીં ચીંતા, પ્રજા સુખની રાજાને ખંતા;
એણી રીતે ધ્રુવરાએ પરવરે, ઉત્તમ ધ્રુવની સેવા કરે.
ઈંદ્રપુત્રી ધનકુમાર, રાજાને તે એકજ નાર;
તેને બહુ કાલે ગરભજ રહ્યા, પુરે માસે પુત્ર આવિયો.
ઉત્તમ કુલ કુંવરનું નામ, ઘણો સુંદર તે રૂપનિધાન,
એમ કરતાં કેટલા દિન થયા, ઉત્તમ ઘર બે પુત્ર આવિયા.

પુર્વછાયો.

પુત્ર ત્રણુને ભણાવ્યા, તે વિશ્વામિત્રની પાસ;
આક્ષેપે કરાવિયો ત્યાં, ધનુરવિદ્યા અભ્યાસ.
ભણી ગણીને પુરણુ થયા, લક્ષણુ બત્રીશે બાગ;
અતી ખંતે પરણાવ્યા, ત્રણુને રાખ્યા દિનદયાળ.

ચોપાઈ.

એમ કરતાં અનેક દિન થયા, મૃગ્યા રમવાને ઊત્તમ ગયા;
જક્ષ દલ હતું વનમોઝાર, માંડયો સંગ્રામ તે તેણીવાર.
અનેક સુભટ સંગ્રામે રહ્યા, ઉત્તમરાય મુર્છાગત થયા;
તવ રાજાને થયું જાણુ, જે જુધમાં બાંધવે તજ્યા પ્રાણુ.
એવી વાત સાંભલી કાન, ઘણું દુઃખ પામ્યો રાજાન;
ક્રોધ અતિશે મનમાં ધરી, ચલાવ્યું સેન વનની ભણી.
બેસી સુખાસને રાજા પળ્યો, સેના ભારે સૌને મળ્યો;
દશેદિશના ડોળ્યા દીગપાલ, ક્રોધ ભરયો જેમ કોપ્યો કાળ.
સેન તણી રજ ઉડે અકાશ, રવીતણો ઝાંખો થયો ઉજાશ;
પોહોચી સેના વેગે થઇ, અલકાનગરી વીટી જઇ.
સબલ માર દીધો તે વાર, જક્ષરાયને પમાડયો હાર;
સબલો રાય તણે મન ક્રોધ, ચઢયું સૌ સુરાતન જોધ.
અવની આવીને આતુર થઈ, કરજોડીને ઉભી રહી;
પ્રહાર ચરણુ મારે છે શૂર, તેણે તે પૃથ્વી થાય છે ચૂર.
અવની આતુર દેખીને રાય, વાળ્યું શેન જે વડતું અટકાય;
જક્ષરાજને મારી કરી, પોહોતા જઈ બીજ્માવતી પુરી.
રાજા મન વીમાસે અશું, હવે રહ્યાનું કારણુ શું;
મેં મહારાં સારયાં સઉ કાજ, ઉત્તમકુલને આપું રાજ.

મહેલ મેડાને મેળ્યા ઠાઠ, પછે કુંવરને બેસાડયો પાટ;
બંધુ બાંધવ બેપાસે સાર, રાજકાજ શિર તેને ભાર.
રાજકાજ સહુ દીધાં હાથ, કુંવરને ભલાવ્યો સાથ;
એમ કહીને ચાલ્યો વંન, ધરૂં ધ્યાન ગોવિંદનું મંન.
તજી નગર ગંગાજી ગયા, ત્યાં ગરૂડે ચડી ગોવિંદ આવ્યા;
વીમાને બેસાડયો નાથ, હેતે કરી પોતાને હાથ.
વેગે તે જઇ પોતા આકાશ, ત્યાં તેડયા બ્રહ્મા ઇંદ્રને પાસ;
તેડયા ઇશને દિકપતિધીશ, મુકે કર રાજાને શીશ.
ત્યાં રૂષી આવ્યા સ્વરગે જેહ, સુરપતિ સંગે આવ્યા તેહ;
ભણે રૂષી વેદ અપાર, ધ્રુવને કરાવ્યો અમૃત અહાર.
બ્રંહ્મા મંત્ર ભણે બહુ ઠાઠ, ધ્રુવને બેસાડયો અવિચલ પાટ;
હતા તારા દિગપતિ જેહ, આવીને ચરણે લાગ્યા તેહ.
ચોદસેં જોગણી છે જેહ, ઉભી રહી ચંમર ઢાળે તેહ;
નારદ આવી આશિશ ઓચરે, મુનિવર તે પારાવણુ કરે.
નૃત્ય કરે છે અપ્સરા અતી, સુરપતને વધાવે સતી;
વિશ્વકર્મા તેડયા તેણીવાર, નગર રચો આ ઠામે સાર.
પ્રભુએ વાત હઇઆમાં ધરી, રચી સુંદર કનકમય પુરી;
રતનજડીત તોરણુ ઝલકાર, ક્ષુધા તૃષા ત્યાં નહી લગાર.
વૈકુંઠવાસી હતા જેહ, આણીને પાસે રાખ્યા તેહ;
નગર રચ્યું વૈકુંઠ શામનું, નિત દરશન હરિનું પામવું.
તારે બોલ્યા ઇંદ્ર વચન પ્રકાશ, હું માગું સ્વામી તમારી પાસ;
તમ વચને પરણાવી બાળ, તે મૃત્યુલોકમાં કેમ રેહેશે આ કાલ.
એની ચિંતા તમારે હાથ, તેની સાહે કરો તમે નાથ,
સુણી વચન સુરપતિનો સાર, હરી મુખે બોલ્યા તેણીવાર.
પવનકુમારી તમારી જેહ, સ્વદેહે સ્વરગે લાવો તેહ;
તેને લઇને આવો આકાશ, થિર કરી થાપું ધ્રુવની પાસ.
તારે ઇંદ્ર મોકલ્યું પુષ્પક વિમાન, લાવ્યો તે પુત્રીને ઠામ;
પછે અમૃતનું કરાવ્યું પાન, વામાંગે થાપી નિરવાણુ.
ત્યાં પુત્રીને દેવે દીધા માન, સરવે મળીને દીધાં વરદાન;
સ્વામી પુણ્ય કરે જે કોએ, અરધ અરધાંગના પામે સોએ.

એ એધાણે જો એ કથી, સત્ય છે કાંઇ મિથ્યા નથી;
ધ્રુવને શિર મુકી હાથ, હેતે કરીને વૈકુંઠનાથ.
પોતે બીદ પાલવા કાજ, આપું ધ્રુવને અવિચલ રાજ;
હેવો ભગતનો મહિમા છે ઘણો, તેવો ધ્રુવતણો મહિમા વરણવ્યો.

પુર્વછાયો.

આશીશ રૂખી ઓચરે, ગાંધર્વે કરે વખાણ;
એ પરીક્ષતે કથા સાંભલી, શુકદેવ કેરી વાણ.
ગાશે સુણશે ભાવશું, થઇ એકાગ્રે મન;
તેનું તો પુણ્ય જાણજો, જે ગંગા સ્નાન સમાન.

ચોપાઇ.

જે જન ચાલે નીર પરવરી, પડે વિષમ થાને સરવરી.
મનવાંછિત બરદ પામશે, અભયપદ નિશ્ચય મળશે;
એ કથાનાં ફલ અનેક, હરિ પોતે કેહે વીવેક.
એ કથાનું કીરતન થાય, ત્યાં ઊભા રેહેશે વૈકુંઠરાય;
એમ કહીને પ્રભુજી વળ્યા, ગરવ કવિરવને થાનકે ગયા.
ગવરીનંદને કીરપા કરી, તો કવિમુખે કથા ઓચરી;
વિપ્ર સારસ્વતકુંદનપુર ગામ, માધવસુત તુલસિ તેહનું નામ.
કાલાવાલા કીધે જેહ, સરસ્વતિએ ઉપદેશ્યા તેહ;
ખોડમાં દેશો કવિજન કોય, શત વચન મારૂં હું બોલું સોય.
સરવ નારતણો સણગાર, આદ અંત ને વેદ વિચાર;
માઘમાસ ને પક્ષ અંધાર, તિથિ એકાદશી સોમવાર.
તે દિન કથા પુરી કરી, તે હરિજને રૂદે વિસ્તરી;
સુણે તેની પોંચે આશ, ચારપદારથ પામે પાસ.

પુર્વ છાયો.

ચાર પદારથ પામશે, ને ગાયે સુણશે જેહ;
કથા તે ધ્રુવરાજાતણી, મોહોટું ફલ છે એહ.
શ્રીમંત કથા જે સાંભળે, તો પામે મન ઉલ્હાસ;
એક મને જેહ સાંભલે, તેને હોએ વૈકુંઠ વાસ.

# પ્રેમાનંદ.

વડોદરાના કૃષ્ણરામનો પુત્ર—ચાતુર્વેદી બ્રાહ્મણ—સંવત ૧૭૦૦ થી તે ૧૭૯૯ સુધીમાં હૈયાત હતો.

## ચંદ્રહાસ આખ્યાન.

રાગ કેદારો.

પ્રથમ સમરૂં ગણપતિ, જમ ટળે મારી દુર્મતિ;
જેથી સરે મનોરથ મન તણોરે.
સાહે કરો માતા સરસ્વતિ, હું બાળક કાંઈ લેહેતો નથી;
સતી શારદા સેવક છઊં તમ તણોરે.

ઢાળ.

સાહે કરો માતા સરસ્વતિ, હું લાગું તમારે પાય;
નિજ ગુરૂ કેરૂં ધ્યાન ધરતાં, ગ્રંથ ચાલતો થાય.
વૈશંપાયન એણીપેરે બોલ્યા, સુણ જનમેજય રાજન;
અશ્વમેધની ઉત્તમ કથા છે, શ્રોતા વકતા ધન્ય.
પાંડવે પરાક્રમ કીધું, ક્રોધ ધરીને કાય;
શત કૌરવ સંઘારિયા તે, કુરૂક્ષેત્રને માંય.
પછે હસ્તિનાપુરમાં રાજ્ય બેઠા, કુંતિ કુંવર જે ધર્મ;
પાંચાલીના મનોર્થ પૂરી, પધાર્યા પરબ્રહ્મ.
જુધિષ્ઠિર અતિ દુઃખ પામ્યા, ઉપન્યો અંતર તાપ;
એ રાજ્યને માથે ધિક પડો, સ્વજન માર્યાનું શિર પાપ.

એટલે આવ્યા વ્યાસમુનિ, પૂછ્યો પાપ ગયાનો ભેદ;
પછે મહા મુનિયે મહીપતિને, મંડાવ્યો અશ્વમેધ.
અશ્વની પુઠે રક્ષા કરવા, સંચર્યો અર્જૂન;
પછે વૃષકેતુ પરવર્યો, વળી વીર પ્રદ્યૂમન.
વાટમાં જાતાં નીલધ્વજ ને, હંસધ્વજ ભૂપાળ;
સુધન્વા સુરથ નામે, હણ્યા બન્યો બાળ.
મણિપુર નગ્રે અશ્વ આવ્યો, રાજ્ય કરે બભ્રુવાહન;
જેણે મહા બળિયા પાર્થનું, મસ્તક કર્યું છેદન.
વળી તુરી ત્યાં થકી પરવર્યો, સામો મળ્યો તુખાર;
તે તુરી તામ્રધ્વજે બાંધ્યો, અર્જુનનો નિર્ધાર.
તે મયૂરધ્વજ મળ્યો આવી, કૃષ્ણને કરજોડ;
પછે વીરવર્માને દેશ આવી, સુભટ ઝુઝયા કોડ.
એક હ્રદ આવ્યો જળ તણો, તે તરી ઉતર્યો વાજીન;
ત્યાં આગળ રમતા હતા, બે ચંદ્રહાસના તન.
વડો પુત્ર પદ્માક્ષ નામે, એક મકરધ્વજ એવું નામ;
તે અશ્વ અનુપમ દેખી, લેઈ ગયો પોતાને ગામ.
પછે પાંડવની સેના વિષે, હવો તે હાહાકાર;
શ્રી કૃષ્ણ અર્જૂન જ્યાં હતા, ત્યાં લાવ્યા સમાચાર.
વાંત સાંભળી સવ્યસાચી ને, ઉપન્યો અતિ ક્રોધ;
અશ્વની સંભાળ લેવાને, મોકલ્યા મહા જોધ.
પણ પાર તે પામ્યા નહિ, કહ્યો કિરીટીને નકાર;
સાંભળીને સવ્યસાચી, દુઃખ પામ્યા અપાર.
વિચારીને વિનવ્યા, અર્જુને ત્યાં શ્રી કૃષ્ણ;
પાર્થ પૂછે પ્રભુજીને, કહો અશ્વ ગયાનું પ્રશ્ન.
વળતી વિશ્વંભર ઉચર્યા, સાંભળ પાંડુ કુમાર;
તારા તુરીને સંભાળતા, જો કોણ છે ઝાલનહાર.
એવું કહીને મૌન લીધું, પ્રભુ શ્રી ગોપાળ;
એવે સમે અંતરિક્ષ માર્ગે, અતિ હવું અજવાળ.
હરિ ગુણ ગાતા વીણા વાતા, આવ્યા નારદ ભગવાન;
નર નારાયણ ઉભા થયા, સાદરે દીધું માન.

ત્યારે દેવ રૂષી એમ બોલિયા, અર્જુન દીઠો દિન;
હે સાધુ શા માટે શુન્યમુન્ય,તારૂં મૂખ થયું કાં ખિન્ન.
પછે ગદગદ કંઠે થઇને, બોલીઆ તે પારથ;
મારા અશ્વ બન્યો ગયા, તેથી ઉપન્યો અનર્થ.
સ્વર્ગ મૃત્યુ પાતાળ સઘળે,તમો જાઓ છો મુનિરાય;
જાણતા હોતો કહો મુને, મારા અશ્વ ગયાનો ઉપાય.
વળતી રૂષિ એમ ઉચ્ચરે,સાંભળ અતળિબળ અર્જુન;
તારા તુરીને લેઈ ગયા છે, ચંદ્રહાસના તન.
દેવ દાનવ યક્ષ કિન્નર, ત્રૈલોક્ય ટાળે થાય;
સહસ્ર વર્ષ સતવાદી રાજા, કોણે જીત્યો નવ જાય.
રૂષિજીના વચન સુણીને, અર્જુન બોલ્યા વાણ;
તે ચંદ્રહાસનો મહિમા કહો, મુજને વીણાપાણ;

વલણ.

કહો વીણાપાણ વેગે, સાનિધ્ય શ્રી ગોવિંદરે;
ચંદ્રહાસનો મહિમા કહે, કરજોડી પ્રેમાનંદરે.

## કડવું ૨ જું–રાગ રામગ્રી.

એણીપેર બોલ્યા બ્રહ્મા તનજી, સાંભળ સાધુરાય અર્જુનજી.
એક અંગદ નામે દેશ કહેવાયજી, રાજ કરે ત્યાં સુધાર્મિક રાયજી.

ઢાળ.

સુધાર્મિક રાજા રાજ્ય કરે, પણ પેટ નહીં સંતાન;
પુત્રને અર્થે રાજાયે, આરાધ્યા પંચવદન.
મહાદેવ આવી ઉચ્ચર્યા, માગ્ય મહીપતિ વરદાન;
પછે શંકર પાસે સુધાર્મિકે, માગીઓ સંતાન.
સ્વામી મુજને કરી કરૂણા, એક આપો પુત્ર સંતાન;
કરૂણા કરો માહાદેવજી, એજ માગું છું વરદાન.
ત્યારે શિવ કહે તારા કર્મમાં, નથી સરજીત પુત્ર;
તું પુત્રનું સુખ દેખીશ નહિ, આગે ભાગશે ઘરસૂત્ર.
વળતી રાજા બોલિયો, જે મિથ્યા ન થાય હોનાર;
સ્વામી મુજને આપીએ, ઉધડે વાંઝિયા બાર.

ત્યારે શંભુ વળતાં બોલિયા, જા હશે પુત્ર વિચક્ષણ
પણ આયુષ તારૂં નહીં રહે, એમ કહે પિનાકપાણ.
મહારાજા મંદીર આવિયો, શંભુ થયારે કૃપાળ.
ધાળી નામે પ્રેમદા, તેણિએ પ્રસવ્યો બાળ;
સર્વેકો આનંદ પામ્યું, ઉઘડયું વાંઝિયા બાર.
ખટ માસનો બાળક થયો, ભૂપતિ હર્ખ્યો અપાર.
ત્યાં એક દિવસ અસુર આવિયા, પાપી પડિયા ત્રૂટી;
મધ્યરાત્રે માર્યો મહીપતિ, તે નગ્ર લીધું લૂંટી.
પેલા બાળકને ધવરાવતિ, સુધાર્મીકની દાસી;
રાજપુત્ર ત્યાંથી સંતાડયો, ધાવ છૂટી નાસી.
રાત દિવસ તે હીંડે રામા, સુત સોડામાંય;
કૌતલ દેશ આવી ચઢી, ત્યાં કુંતલ નામે રાય.
ધૃષ્ટબુદ્ધિ નામે પુરોહિત છે, જેનો રાજ સેનમાં ભાર;
વિશ્વ જીતીં વશ કર્યું, મન વિષે મહા અહંકાર.
તે ગામમાં દાસી ફરી, સુત સંગાતે નેટ;
દામણી થઇને ધંધો કરતી, દોહેલે ભરતી પેટ.
ખાંડણું દળવું અને ધોવું, કોનાં વાસીદાં કરતી;
કોનાં વાસણ પખાળે કોનાં એકઠાં, કોનાં પાણી ભરતી.
દિન દિન પુત્ર મોટો થયો, શેરિયે રમવા જાય;
લોક જાતા જોવા રહે, એ કુંવર કેરી કાય.
શરીરે સુવર્ણ સરખો, શોભતો અતિ રંગ;
દાસી તે ભસ્મે કરી ઢાંકે, કુંવર કેરૂં અંગ.
એક દિન દાસીએ શયન કીધું, પુત્રને રાખી પાસ;
એવે કોએક તેડવા આવ્યો, વેહેવારિયાનો દાસ.
ઉઠય બાવ ઉતાવળું છે, વસ્ત્ર ધોવાનું કામ;
સ્વામી મારો તેડે તુજને, આપશે બહુ દામ.
મધ્ય રાત્રે ચાલી માનુની, સુતો મૂકી બાળ;
લોભે તે કાંઇ પ્રિછયું નહીં, આવ્યો તેનો કાળ.
માર્ગ માંહે ચાલતાં એક, પડયો મોટો નાગ;
પ્રેમદાયે પૃષ્ટ ઉપર, અંધારે મૂકયો પાગ.

ત્યારે ઉછળીને નાગ વળગ્યો, અંતર આણી રીશ;
ડંસી હસી પડી પૃથ્વી, મુખે પાડી ચીશ.
કંઠે તે બાધી કાચકીને, મુખે પડિયો શોક;
ધાવ હણી ધરણી વિષે, ત્યારે ધાઇ મળિયા લોક.
મરતી વેળ માનુની, મુખથી બોલી વાણ;
મારા પુત્રને કો પાળજો, એમ કેહેતાં નિકળ્યા પ્રાણ.

વળણ.

એમ કહેતાં ગયા પ્રાણ તેના, ભાગ્યની જે મંદરે;
એ પુત્રની શી ગતી થઇ, તે કહે ભટ પ્રેમાનંદરે.

### કડવું ૩ જું—રાગ વેરાડી.

નારદજી એમ ઉચ્ચરે, સુણ પાર્થ બળવંત;
એ પુત્રની શી ગતી થઈ, તેને રાખ્યો શ્રીભગવંત.
વહાણું વાતે જાગ્યો બાળક, મુખે બોલતો વાણી;
આંખ્યો ચોળતો ને અન્ન માગતો, માતા કોઇ ન જાણી.
સુનું ભુવન જ્યારે પુત્રે દીઠું, નેત્ર ભરીને રોય;
આકુળ વ્યાકુળ થાવા લાગ્યો, ઉત્તર ન આપે કોય.
સાંભળી આવી સર્વ શ્યામા, પાસેનાં પાડોશી;
કો બાળકને પહુંઆ આપે, ઘણા વર્ષની ડોશી.
કો કુંવરને કેડે ચઢાવી, આસના વાસના લાગિ કરવા;
એ આવી જનેતા તારી, ગઇ છે પાણી ભરવા.
એણી પેરે તે સર્વે માનુનીએ, કુંવરને માંડયું વહાવું;
કોઇ પ્રેમદાએ દૂધ પાયું, કોઈએ આપ્યું ખાવું.
એમ રમતાં જમતાં તે કુંવરના, સુખે દિવસ જાતા;
બે સવંત્સર વહી ગયા, વિસરીગઈ ત્યાં માતા.
હીંડતાં ચાલતાં કુંવર, લેતો હરિનું નામ;
એક દહાડે તેને વાટમાંહિથી, જડિયા શાલિગ્રામ.
તે હાથ ગ્રહિ હૈયાશું ચાંપ્યો, સ્નેહ અતિશે આણ્યો;
સહુ બાળક સાથે રમવા લાગ્યો, સખો સુંદર જાણ્યો.
એકવાર ત્યાં ધૃષ્ટબુદ્ધે, જમાડ્યા મુનિજન;
તે બાળક આંભળતો તેડ્યો, રાંક જાણી તન.

પછે ૠષિજીની પૂજા કરવા, ધૃષ્ટબુદ્ધિ તે આવ્યો;
દક્ષિણા તેહને પાતરી, તે થાળ ભરીને લાવ્યો.
પૂજા કરી પ્રધાન પરવર્યો, દક્ષિણા આપતો વાળી;
પણ પંડિતની પંગત વિશેથી, એ બાળક મૂકયો ટાળી.
એવે ગાલવ ૠષિ બોલ્યા, બાળે પ્રાણી માત્ર;
કાં મહારાજ એને ટાળી મૂકયો,હેતે પૂજવા જેવું છે પાત્ર.
વિધિયે એમ લખ્યું છે, એ શું તારે સગાઇ;
વિષયા પુત્રીને પરણશે, એ તારો થાશે જમાઇ.
એવાં ગાલવનાં વચન સુણીને, પ્રાધનને લાગી ઝાળ;
મુનિ માત્ર મારીને કાઢયા, પછાડી પૂજાની થાળ.
બીજા બ્રાહ્મણ દુઃખ પામ્યા, કહોજી અમારો શો વાંક;
દક્ષિણાનું જાન થયું, અમો કેમ જીવિયે રાંક.
ગાલવ કહે તમે શું જાણોછો, પુરોહિત છે પાપી;
એવું કહીને સર્વે મુનિયોને, ઘેરથી દક્ષિણા આપી.
નારદ કહે સાંભળ પાર્થ પછે, પાપિને પ્રગટયો કાળ;
મારી પુત્રીને અમર ઇચ્છે, કેમ પરણે ભિક્ષુક બાળ.
એક ઠામ બેશી વિચાર્યું, ચાંડાળ તેડાવ્યા ઘેર;
સાધુ સુતને મારવાને, આરંભી ત્યાં પેર.

વળણ.

આરંભી ત્યાં પેર ધૃષ્ટબુદ્ધે, દ્વેશ મનમાં ધર્યોરે;
કરજોડી કહે પ્રેમાનંદ પછે, સાધુ સુત કેમ ઉગર્યોરે.

## કડવું ૪ થું-રાગ વેરાડી.

ધૃષ્ટબુદ્ધે તેડાવ્યા ચાંડાળ, હણવા સુધાર્મિકનો બાળ;
પુરોહિત કહે પેલો દાસીનો તન, ચાંડાળ તમે તેને કરો નિધન.
એણી પેરે મારવો ન થાયે જાણ, માર્યાનું કાંઇ લાવજો એંધાણ,
આપીશ ધન ઉંચકાશે જેટલું, જો કારજ કરશો એટલું.
આનંદ પામી અંત્યજ પળ્યા, હરિભક્તને વાટમાં મળ્યા;
વાહિને તેડયો બાળક વન, દીધી આશા જમે છે મુનિજન.
બાળકને છે હરિનું ધ્યાન, તેડી ચાલ્યા ચારે અજ્ઞાન;
અઘોર વન તણી જંખ જાળ, આરડે વણીયર ડુંકવે બાળ.

ખડ્ક ખાબડાં પર્વત ખોહ, ગુફામાં ધુધવે છે ઘોહ;
ઝુંડ ભૈરવ તણી પરમાંઝાર, દીસે પશુ વનમાં અપાર.
ઉઝરડાયે અંગ અતિ પામે ખેદ, શરીરથી ચાલ્યો પ્રસ્વેદ;
એક ઊંડું સ્થાનક જયાં ન મળે જંત,ત્યાં બાળકને લઈ ગયાં એકાંત.
માંહો માંહે સામું જોઈ હસે, પાપી પાણ સાથે પાળિ ઘસે.
તે દેખી બાળકને થયો વિચાર, મુને મારી લેશે નિર્ધાર.
પામ્યો દુઃખ જળ નયણે ભરે, મુખે રામકૃષ્ણ વાણી ઉચ્ચરે.

વળણ.

મુખે રામ કૃષ્ણ વાણી ઉચ્ચરે, સમર્યા શ્રી ગોપાળરે;
ભટ પ્રેમાનંદ કહે કથા, કેમ ઉગરિયો બાળરે.

કડવું ૫ મું.—રાગ રામગ્રી.

સાધુ સુતે સમર્યા હરિ, ગરૂવા શ્રી ગોપાળ;
વહારે ચઢજો વીઠલા, દિનાનાથ દિન દયાળ. સાધુ.
સાહે કરો સેવક તણી, પ્રભુ સુંદર શ્યામ શરીર;
બાળક બુદ્ધ નથી જાણતો, યાચ્યા શ્રી જદુવીર. સાધુ.
ભાગે ભીડ ભાગી ભકતની, ભોળા શ્રી ભગવંત;
દુઃખ ટાળ્યા સર્વ દેવનાં, આણ્યો અસુરનો અંત. સાધુ.
અંબરીષ કરતો એકાદશી, આવ્યો અત્રિ કુમાર;
શાપ ટાળ્યા સર્વે તેહના, લીધા દશ અવતાર. સાધુ.
પછે મચ્છ રૂપે વેદ વાળીઆ, અહો અશરણ શર્ણ;
તમો વિશ્વંભર વહારે ચઢી, મૂકાવી દાઢાગ્રેથી ધર્ણ. સાધુ.
પ્રલ્હાદ પીડાથી રાખિયો, ધરી નૃસિંહ રૂપ;
વિડાર્યો નખે કરી પાપી, હિરણ્યકશિપુ ભૂપ. સાધુ.
વામન રૂપ થઈને વેગે, છલ્યો બલિ રાજન;
પ્રભુ થઇ રહ્યા પોળિયા, રાખ્યું ઇંદ્રાસંન. સાધુ.
કચ્છપ રૂપે કૃષ્ણજી, તમે મથિયો સાગર;
લક્ષ્મી કહાડયાં ત્યાં થકી, ટાળ્યું દેવનું દલદર. સાધુ.
પરશુરામ રૂપે પુરૂષોત્તમ, પાળ્યું તાતનું વચન;
માત મારી જીવતી, હણ્યો સહસ્રાર્જુન. સાધુ.

સાતમે રાક્ષસ કુળ સંઘારવા, અવતરિયા શ્રી રામ;
વાનર શું મૈત્રી કરી, ફેડયો રાવણ ઠામ. સાધુ.
આઠમો અવતાર શ્રી કૃષ્ણનો, પાંડવના પ્રતિપાળ;
કંસાસુરાદિ પાપી હણ્યા, માર્યો તે શિશુપાળ. સાધુ
હરિશ્ચંદ્રે સત્ય મૂકયું નહિ, કાપતાં કામનીનું માથ;
અવિનાશી અંતરિક્ષથી ઉતર્યા, આવી ઝાલ્યો હાથ. સાધુ.
પાંચ વર્ષનો પાળિયો, જેનું ધ્રુવજી નામ;
દાસ જાણી આપ્યો તેહને, ઠરવાને અવિચળ ઠામ. સાધુ.
શું શયન કીધું હો શ્યામજી, પ્રભુ ગરૂડારૂઢ;
જાગીને વેગે આવજો, દુઃખ પડિયું છે પ્રૌઢ. સાધુ.
ભકતવત્સલ બિરદ તાહરૂં, રાખજો આ વાર,
સેવકને વિસારતાં, લાજશો લક્ષ્મી ભરથાર. સાધુ.
ચતુર્ભુજ તમો ચિત્તમાં, ચિતવીને દુઃખ જોવ;
તમ વિના ત્રૈલોકયમાં, નથી મારે કોય. સાધુ.
અલ્પ જીવ અવની વિષે, આકાશથી હું પડિયો;
મૃત્યુ પાન મહારા હાથમાં, ચાંડાળ હાથે ચઢિયો. સાધુ.
હું મર્ણ પામ્યો હો મહાવજી, મારો કોણ કહેશે;
મોટું દુઃખ મારા મન વિષે, મારો સખો લહેશે. સાધુ.
એવે નિદ્રા વશથી જાગિયો, કમળાનો સ્વામી;
પછે ચંદ્રહાસના ચિત્ત વિષે, પ્રગટયા અંતર્યામી. સાધુ.

વળણ.

અંતર્યામી પ્રગટ હવા, ચાંડાળ કેરે મનરે;
ભટ પ્રેમાનંદ એમ કહે, કયમ ઉગર્યો સુધાર્મિક તનરે.

કડવું ૬ ઠું—રાગ કેદારો.

નારદજી એમ ઉચરે, પાર્થ વીર શ્રવણે ધરે;
શું કરે પછે તે સાધુનેરે.
ચાંડાળ ચારે જોઇ રહ્યા, સુતને દેખી વિસ્મે થયા;
અંતર્યામી પ્રગટ હવા તેહનેરે.

ઢાળ.

તેને પ્રગટ હવા અંતર્યામી, આવી બેઠા શ્રીભગવાન;
દુષ્ટ ભાગ ગયો અધર્મીનો, ઉપન્યું અંતર જ્ઞાન.
શ્યામા સુત સ્વજન મનોહર,આપણ તે ઉપર હિતકરિયે;
બાળક તો સર્વેને સરખો, નમાયાને શેને હણિયે.
એક કહે સાધુને મારિયે, પાપીને પમાડિયે હર્ખ;
એ કર્મ કીધે સાધુ પ્રાણ લીધે, પડિયે કુંભીપાક નર્ક.
બીજો કહેછે મૂકો એને, શું દુષ્ટ મળતા દષ્ટ થઇયે;
એ પુરોહિત પડશે નર્કમાં,વિષ્ણું ભક્તને જીવતદાન દૈયે.
ત્રીજો કહે માર્યાની વાતે, અંગ તપે છે મારૂં;
એ સાધુ સામું જુએ તેને, હું આગળથી સંધારૂં.
ચોથો ચતુર થઇને બોલ્યો, સાંભળો એક ઉપાય;
એ સુત ન મરે ને અર્થ સરે, દુષ્ટ નવ દુભાય.
એંધાણ આપિયે અધર્મિને,એનું અંગ તમો કંઇ કાપો;
અભડાયે નહિ માટે વેગળા, રહીને પાળી આપો.
એવું કહીને કુંવરને, છુરિકા કરમાં આપી;
જોતાં માહે જમણા પગની, છટ્ઠી અંગુલિ કાપી.
જ્યાં લગણ વાધતી હતી, આંગળી પગ મોઝાર;
ત્યાં લગણ બાળકને નોહતો, રાજ્ય તણો અધિકાર.
ચાંડાળ ચારે વિસ્મે થયા, સૂત સામું જોઇ;
પીડા ન પામે અંતર વિષે, પાગે વહેવા લાગ્યું લોહી.
પછે અંત્યજ ઉઠીને ચાલ્યા, કહેતા ગયા એક વચન;
નગ્ર ભણી ન આવીશ સાધુ, જાને બીજે વન.
એક મૃગ વાટે મુઓ તો, તેના લોચન કાઢી લીધાં;
અન્યોઅન્યે કહેવા લાગ્યા, કાર્ય આપણાં સીધ્યાં.
પછે પુરોહિતને પગે પડિયા, જઇ આપ્યાં એંધાણ;
ધૃષ્ટબુદ્ધિ તે દેખી હર્ખ્યો, સાતા પામ્યો પ્રાણ.

વળણ.

સાતા પામ્યો પ્રાણરે, ચાંડાળને ધન આપ્યું ઘણું રે;
પુરોહિતનું હરખ્યું મન જે, મિથ્યા વચન થયું મુનિતણું રે.

## કડવું ૭ મું–રાગ ચોપાઇ.

નારદ કહે સાંભળ અર્જુન, પાસે બેઠા છે જગજીવન;
ત્યાં બાળક એકલો કરે વિલાપ, અંતર્ગત અતિ પામે તાપ.
રામકૃષ્ણ વાણી ઉચરે, રૂદન કરે નયણે જળ ભરે;
એવે વન વિષે આવી ચમરી ગાય, પૂંછે કરીને નાખે વાય.
આવ્યા સુડા વનના કીર, ચાંચે ભરીને લાવ્યા નીર;
પંખી જાત સરવે ટોળે થયાં, પાંખે છાંયા કરીને રહ્યાં.
એવે મૃગ આવી એક ઉભો રહ્યો, સુતને દેખી વિસ્મે થયો;
મૃગ સ્વામીભાવ મન આણિયો, ચંદ્રમા પડિયો જાણિયો.
એવી આશંકા મૃગે મન ધરી, ચાટયું રૂધિર જીભે કરી;
એવે કોતલ દેશ તણો જે રાય, કુલિંદ નામ તેનું કહેવાય.
નવનિધ અષ્ટમાસિદ્ધ ઘરસૂત્ર, પણ પેટ ન મળે એકે પૂત્ર;
તે રાજા મૃગયા નીકળ્યો, મહાવનમાં એક મૃગલો મળ્યો.
સારંગ ઉપર સર કર્યો સંધાણ, મૃગે જાણ્યું મુઓ નિર્વાણ;
મૃગ ભય પામી નાશી ગયો, પછે કુલિંદ કુરંગ કેડે થયો.
આગળ જાતાં મૃગ થયો અંતર્ધ્યાન, ઉભો રાજા ને થયા મધ્યાન.
ભૂલ્યો ભૂપતિ નગ્રની વાટ, એટલે થયો મનમાં ઉચાટ.
એક વૃક્ષ તળે ઉભો ભૂપાળ, એવં રોતો સાંભળ્યો બાળ;
રામ કૃષ્ણ કહી કરે રૂદન, સાંભળી રાજાએ વિમાસ્યું મન.
જોવા અર્થે અશ્વથી ઉતર્યો, કુંવર ભણી કુલિંદ પરવર્યો,
રાજા આવતો દીઠો જેટલે, પશુ પક્ષી નાઠાં તેટલે.
અભ્રમાંથી ચંદ્ર દીસે જેમ, પક્ષી પરાં થયે પુત્ર શોભે તેમ;
વાસવ વિરંચીનો અવતાર, એ નોહોયે માનુષતણો કુમાર.
પછે માહારાજા પાસે આવિયો, પ્રેમે પુત્રને બોલાવિયો;
કહે કુંવર તું કોણ છે જાત, કોણ પિતા કોણ તારી માત.
મહારાજાનાં સુણી વચન, વળતું બોલ્યો સાધુ જન.
માત પિતા મારે નથી કોય, આધાર એક અચ્યૂતનો હોય.
એવું સાંભળી હર્ખ્યો ભૂપાળ, મુને કેશવજી થયા કૃપાળ;
પરમેશ્વરે મુને આપ્યો કુમાર, ઉઘડયાં મારાં વાંઝિયાં દ્વાર.

પછે સુતની કીધી આસ્વાસન, તેડી દીધું આલિંગન;
પ્રેમશું પુત્રને રૂદે ધર્યો, પેહેરાવી વસ્ત્રને સાસતો કર્યો.
પછે અશ્વે થયો અસ્વાર, નરપતિ ચાલ્યો નગ્ર મોઝાર;
પાળા સેવક ધાયા પુર ભણી, રાણીને કહેવા વધામણી.
રાણીને જઇ નામ્યું શિશ, તમને તુષ્ટમાન થયા જગદીશ;
પાંચ વર્ષનો હરિએ આપ્યો બાળ, એ લઇ આવેછે ભૂપાળ.

વળણ.

ભુપાળ બાળકને લાવેછે, હરખ્યું રાણીનું મનરે;
કરજોડી કહે પ્રેમાનંદ, સામી આવી સ્ત્રીજનરે.

## કડવું ૮ મું—રાગ રામગ્રી.

રૂષિ નારદ બોલ્યા વાણીજી, તું સાંભળ ગાંડિવપાણીજી;
સુતનો સમાચાર જાણીજી, પ્રેમે સંચરિ સામ રાણીજી.

ઢાળ.

સામા જોવા સુતને કાજે, સામગ્રી કીધી ઘણી;
સાથે તેડી સર્વ શ્યામા, સાહેલિયો પોતા તણી.
સાંભળ્યું મેં સ્વપ્ન સરખું, પુત્ર લાવે છે પતિ;
મન માંહે મ્હાલી સામી ચાલી, મળવાને મેધાવતિ.
વહેવારિયા સર્વે સંચર્યા, વહેલ સુંદર જોતરી;
નગ્રની નારી નિસરી બાહર, થાળ મોતિયે ભરી.
પાળે પાગે અતિ અનુરાગે, માતા તે મળવા આવી;
અતિ પ્રેમ કીધો રૂદયાશું લીધો, મોતીડે વધાવી.
શુંભ લગ્ન શુભ નક્ષત્રે, શુભ તિથિ રવિવાર;
ગાજતે વાજતે ઘેર આવ્યો, કુલિંદનો કુમાર.
કુળ કર્મ કીધું દાન દીધું, ગીત ગાયે સર્વ સુંદરી;
મહારાજાયે જોશી તેડાવ્યા, લખાવા પુત્રની જન્મોતરી.
જન્મોતરી લખી બોલ્યા રૂખી, મહા મહિમા બાળક તણો;
ભૂમંડળમાં ભૂપતિ ભાગ્યવંત, થાશે અતિ ઘણો.
એનું વદન ચારૂ સોમ સરખું, જાણે શોળકળા પ્રકાશ:
હસી રહ્યું માટે નામ એનું, ધર્યું છે ચંદ્રહાસ.

વલણ.

ચંદ્રહાસ નામ સુતનું સુણી, રીઝયો રાય કુલિંદરે;
પછે કોણ રીતે ભણ્યો કુંવર, કહે ભટ પ્રેમાનંદરે.

કડવું ૮ મું.--રાગ કલ્યાણી.

મહારાજાયે વિમાસ્યું, દિન જોયો એક વારૂં;
પુત્રને ભણવાને કાજે, ઘેર તેડયો અધ્યારૂં.
ત્યાં સોંપી આપ્યો પુત્રને, ભણવાને ભૂપાળે;
અશ્વ થઈ અસ્વાર કુમાર, ગયો છે નિશાળે.
ત્યાં ખડખડ હશીઓ સાધુ, દેખીને સઘળો સાથ;
શું ભણોછો ?સર્વે ભૂર, મૂકી બ્રહ્માંડનાથ.
તમો ગુરૂ કરો ગોવિંદને, જેથી ન નિસરે વાંક;
નિર્મળ નામ નારાયણ ભણિયે, બીજો આડો આંક.
ત્યારે નિશાળિયાયે મુકયું ભણવું, સર્વે પાસે આવી બેઠા;
પ્રગટયું સર્વેને નિજજ્ઞાન, ભગવાન અંતરે પેઠા.
નિશાળિયા પ્રત્યે ચંદ્રવદન, એમ બોલ્યો વાણી;
સાંભળો નિશાળિઆનો સાથ, નાથની કહું કાહાણી.
કરો નિર્મળ મૂખ કમળશું, નેહ દેહ છે કાચી;
ખોટી સંસારની રીત છે, પ્રીત પરબ્રહ્મશું સાચી.
ગુણ ત્રણ રહીત વિશ્વ રાયે, જેને નારદજી નમે;
ધરધર ગતિ ગહન ચલવે, ડૂલ્યો ભૂલ્યો બ્રહ્માજી ભમે.
નરહરજીને વંદોરે ભાઇ, નિંદો પુત્ર પરિવાર;
ચૌદ ભવનનો જે સ્વામિ કાવે, નવલહે તેનો કોઇપાર.
છૂટો માતાના ગર્ભ પાશ, અવિનાશ અંતર આણો;
જગમાં છે જગદીશ, અનુભવ એવો જાણો.
ઝાંઝવાં નિર સંસાર વીરા, મૃગતૃષ્ણા જેવું;
નરહરજીનું નામ લેજો, સત કામમૂકી લેવું.
ટાળો ભાઇઓ મનનો દ્વેષ, એક જાણો અવિનાશી;
ઠાલો એક ઠાર નથી, મુરારી રહ્યો પ્રકાશી.
ડગલર જો વિચારિયે, ન્યારી માયાની જાળ;
ઢુકડું માથે મૃત્યુ, સત્ય નહિ મૂકે કાળ.

રણે છુટશો આ અવતાર, બીજીવાર ગર્ભે નહિ આવો;
ત્રણ લોકને માંહે શ્રેષ્ટ, વિષ્ણુ કોણે નથી વહાવો.
સ્થાવર જંગમ જેહ, નેહે રહ્યો વિસ્તારી;
દેવ વૃક્ષ દયાળ, ડાળ ચારે પ્રસારી.
ધરો ધ્યાન તમે ઊંચે પાગ, મુખ ભાગ હેઠો રાખી;
નમો નિચા થઇ ગોપાળ, ડાળ દોરડું નાખી.
ધરણીધર ત્રિભુવનરાય, છાયા કરીને રહેશે;
ફળ સાટે મુક્તિતું દ્વાર, ચતુર્ભુજ દેખાડિ દેશે.
બંધ છૂટશો બાળકા સર્વે, કાળ કર્મ નહીં દેખે;
ભમવું નહીં પડે આગળે, કાગળ ચઢશે લેખે.
મન મારી કરો ચૂર, શૂર શામાટે ન થઇયે.
યમુનાપતિ જગદીશ, રૂપ ભૂપ જેવું લહિયે.
રાતો પીળો રંગ નથી, સંગ લક્ષ્મીનો જેને;
લેશો હરિતું નામ, ઠામ અવિચળ તેને.
વામન રૂપ વૈરાટ, ચોધાટ ચાલે જેનો;
સમરે તે તરે સંસાર, ભાર ન રહે કેનો.
હરિબોળી લોરે મૂઢ, ગૂઢ અહમેવ મૂકી;
સંસાર ગયો સર્વે દુઃખે, રખે ચાલતારે ચૂકી.
હરિ મળે મ્હોટા હર્ષ, નર્ક થકોરે નિવારે;
ક્ષમાએ મળે વિશ્વરાય, સંસાર સમુદ્ર તારે.
એ કહ્યું કકાનું જ્ઞાન, ભગવાને બુદ્ધજ આપી;
કર જોડી કહે પ્રેમાનંદ, ગોવિંદે દુર્મતિ કાપી.

વળણ.

કાપી દુર્મતિ ગોવિંદે, એમ કહે હરિ જનરે;
સાધુ સંગે નિશાળિયાને, લાગ્યું રામશું લગનરે.

કડવું ૯ મું—રાગ મારૂ.

નારદજી એમ ઉચ્ચરે, શુણ હસ્તિનાપુર રાજનરે;
ચંદ્રહાસ પ્રત્યે નિશાળિયાને, અંતર ઉપન્યું જ્ઞાનરે.
અક્ષર અભ્યાસ રહયો, કીધો ચંદ્રહાસનો સંગરે;
પાટી પાટલા પછાડયા પૃથ્વી, લાગ્યો રામ સંગાથે રંગરે.

ઢાળ.

રામ સંગાથે રંગ લાગ્યો, સર્વને અંતરમાંય;
સુતની વિદ્યા સાંભળીને, હૈડે હર્ખ્યો રાય.
હરિ કીર્તન મંદીર મંદીર, મુખે કહે માવજી નામ;
દેહ દમન હરિ ભજન, વૈષ્ણવ કીધું બાધું ગામ.
એમ કરતાં પુત્ર પ્રૌઢ થયો, રાજ રીત સર્વે લીધી;
પૃથ્વી ગઇ પોતાની વાળી, દિગ્વિજે ત્યાં કીધી.
જીતી સર્વે વશ કીધા, દેશ દેશના રાય;
છત્ર ચામર ધન આપી, લાગે કુલિંદને પાય
પછે ચંદ્રહાસે યજ્ઞ કરીને, આપ્યાં ભિક્ષુકને દાન;
ભાટ ચારણ બંદીજન ગુણી, સંતોખ્યા રાજાન.
એવે કૌંતલપુર વિષે, પ્રોહિત ધૃષ્ટબુદ્ધિ જેહ;
એક દહાડે તે અંહકારી, અંતર વિચાર્યું એહ.
દેશ દેશાંતરના રાજા, જીતીને વશ કીધા;
છત્ર ચામર ધન લેઇને, દંડ તેહને દીધા.
કૌંતલ દેશતણો જે રાજા, કુલિંદ એવું નામ;
અગિયાર વર્ષ વહી ગયાં, નથી આપ્યો એકુ દામ.
વાંઝિયો થયો અંહકારી, હાવે દેઉં એને શીખ;
નગ્ર એનું લેઉં લૂંટી, કરૂં માગતો ભીખ.
એવું વિચારી મહારાજાયે, સેન તત્પર કીધું;
ફરહરે ધ્વજા હસ્તી હલકાર્યા, દુષ્ટે દુંદભિ દીધું.
ધૃષ્ટબુદ્ધિ કહે યોદ્ધાને, એનો દેશ કરો નરેહાટ;
એવે સમે સામા મળ્યા, બંદીજન ને ભાટ.
તેણે પુરોહિતની પાસે આવી, ચંદ્રહાસ વિખાણ્યો;
કુલિંદનો કુંવર મહા પરાક્રમી, પછે પાપિયે જાણ્યો.
ધૃષ્ટબુદ્ધે બંદીજનને, પૂછિયો ત્યાં સમાચાર;
દાસ મારો વાંઝિયો હતો, ક્યાં થકો તેને કુમાર.
યાચક કહે સાંભળિયે સ્વામી, કુલિંદ નામે રાજન;
એક દહાડે મૃગયા રમવા, નીસર્યો હુતો વન.

સારંગ વજતો ગયો નાશી, ઉભો રહ્યો ભૂપાળ;
નિચે નાટે દામણુ સરખો, રોતો સાંભળ્યો બાળ.
કોયે કાપી આંગળી પગની, પુત્ર પૃથ્વી પડિયો;
ચંદ્રવદન જેહનું તે, કુલિંદને પુત્ર જડિયો.
અશ્વથી ઉતરી રાજાયે તે, બાળક રૂદયા શું લીધો;
વાંઝિયો ટાળ્યો વિશ્વંભરે, પુત્ર આપી પનોતો કીધો.
તે રાજાયે આપિયું, તેને સરવે રાજધન;
પૃથ્વી તળમાં નવ મળે, તે સરખો કો બળવાન.
યજ્ઞ કરીને ચંદ્રહાસે, આપ્યાં ભિક્ષુકને દાન;
તે પાસેથી અમો આવું છું, તમ પાસે રાજાન.
એવું સાંભળી પુરોહિતને, અંતર અગ્નિ લાગ્યો;
સાંભરયો દાસીનો નંદન, ભાલો રૂદેમાં વાગ્યો.

વળણ.

વાગ્યો ભાલો વન્હિ લાગ્યો, પાપીના રૂદે વિખેરે;
કાંઈ કપટે મારૂં એહને તો, રાજ હું કરૂં સુખેરે.

## કડવું ૧૦ મું—રાગ સારંગ.

તાલાવેલી લાગી પાપીને, સુણી યાચક તણારે વચન;
ગાલવિયાનું કહ્યું થાશે, દાસીનો પરણશે તન. તાલાવેલી૦
એવું સાંભળી ચાલ્યો પાપી, સેના તેડી સાથ;
એવે સમાચાર પહોંત્યો, જ્યાં કૈંતલ દેશનો નાથ. તાલાવેલી૦
કુલિંદ રાજા ઉઠયો ભડકી, ધ્રુજવા લાગ્યો આપ;
હવે શું થાશેરે વિધાતા, પ્રધાન મેળશે પાપ. તાલાવેલી૦
મેં ઘણાં વર્ષ થયાં પાપીને, નથી આપ્યું સુવર્ણ;
તે માટે જાગીને આવ્યો, હવે પમાડશે મર્ણ. તાલાવેલી૦
પછે કુલિંદ કુંવરને તેડી, મળવા સામો સંચરિયો;
પિતા પુત્રને આવતા દેખી, રથથી પ્રધાન ઉતરિયો. તાલાવેલી૦
ધાઇને આલિંગન દીધું, ધૃષ્ટબુદ્ધિ બોલ્યો વાણી;
ધન્ય ધન્ય કુલિંદરાજા મેં, તમારી મૈત્રી જાણી. તાલાવેલી૦
પરમેશ્વર તુજને પ્રસન્ન થયા, પુત્ર પાંચ વર્ષનો લાવ્યો;
વાંઝિયા બાર ઉઘાડ્યું તારૂં, સમાચાર મુજને નવ કાહાવ્યો. તાલાવેલી૦

એવું સાંભળીને મહારાજાનું, હર્ષ્યું અતિશે ચિત્ત;
ભાગ્ય મ્હારૂં ઉદે થયું, ત્રેવડી વાધી પ્રીત. તાલાવેલી.
ગાજતે વાજતે આવ્યા ગામમાં,આપ્યા ઉત્તમ ઉતારા;
સહસ્ત્ર એક મોકલ્યા સેવક, સેવાના કરનારા. તાલાવેલી.
શાક પાક સ્વાદિષ્ટ અન્ન, રાયે રસોઇ કરાવી;
સર્વે મળીને ભોજન કીધું, જેને મનમાં ભાવી. તાલાવેલી.
સુભટ માત્ર સભામાં બેઠા, પ્રધાન બોલ્યો વચન;
આજ જવું પડયું ઉતાવળું, મુને પાછાં ફરી ભોવન. તાલાવેલી.
તમો પિતા પુત્ર મળવાનેઆવ્યા,પણ કાર્ય એક વિસરિયું;
ભેગા મળ્યા ને ભોજન કીધું,સુખ પામ્યે સાંભરિયું. તાલાવેલી.
તમશું મુજને ગોષ્ટ કર્યાની, ઘણી હુતી ઇચ્છાય;
પણ આજ ઉતાવળું જાવું પડયું, મુને કૌંતલપૂરનીમાંય. તાલાવેલી.
અગોપ વાત મારા મન તણી, તે મદન પુત્રથી થાય;
પત્ર લખીને મોકલું પણ, કોય એવો નથી જે જાય. તાલાવેલી.
વાટમાં વાંચે નહિ એવો, સાધુ તમારો તન;
પત્ર લખીને મોકલો પુત્રને, મળવા ઇચ્છેછે મદન. તાલાવેલી.
એવું સાંભળીને મહારાજાયે,સમીપ તેડાવ્યો ચંદ્રહાસ;
પિતા કહેરે પુત્રલેઇ પધારો, મદન મિત્રની પાસ. તાલાવેલી.
કુંવર કહેરે મુને મોકલોછો, વણવિચારે ભૂપ;
(પણ)તાત તમારૂં કહ્યું કરવું મારે,જો નાખોઅંધારે કૂપ. તાલાવેલી.
એવે પત્ર લખ્યું પાપીએ, કૌંતલપુર નિજ ગામ;
સકળ ગુણ શિરોમણી, સુત મદન એવું નામ. તાલાવેલી.
અહીં ચંદ્રહાસ મોકલ્યો છે, માન ઘણેરૂં દેજો;
અમો તમારા કિંકર છું, એમ કાલા થઇને કેહેજો. તાલાવેલી.
રૂપ ના જોશો રંગ ના જોશો, ન પૂછશો ઘરસૂત્ર;
મુહૂર્ત માત્રમાં વિષ દેજો, ઘણું શું લખિયે પુત્ર; તાલાવેલી.
કપટે લખિયું કુડ્ડુ દુષ્ટે, પછે પત્ર વીંટયું પાપિયે.
કહે નારદ બોલાવ્યો સાધુ, કાગળ કરમાં આપિયે. તાલાવેલી.

વળણ.

આપી પત્ર ચંદ્રહાસને, ધૃષ્ટબુદ્ધિ બોલ્યો વાણીરે;
રખે માર્ગમાં પત્ર વાંચતો, મેં કીધી છે એંધાણીરે.

## કડવું ૧૧ મું–રાગ મેવાડો.

નારદજી એમ ઉચરે સુણ્ય, અતલિબળ અર્જુનજી;
પછે મેધાવિનિ માતાની પાસે, મળવા આવ્યો તનજી.
હે માતાજી હું જાઉં છઉં, મોકલે છે કુલિંદ તાતજી;
પુરોહિતે પત્ર લખ્યું છે, કાંઈ નથી જણાતી વાતજી.
મેધાવિની કહે કાર્ય કરીને, ઘેર વહેલા આવો બાળજી;
એવું કહીને આલિંગન દીધું, તિલક કીધું કપાળજી.
પુત્ર જાતી વેળા તું ફુટડો દીસેછે, શી કહું શોભાયજી;
વર થઇ ચાલજે તું વહેલો, લાવજે કો એક કન્યાયજી.
આજ્ઞા માગી પગે લાગી, પૂજ્યા શાલિગ્રામજી;
પછે અશ્વ અનુપમ પલાણ્યો, હંસલો જેનું નામજી.
પરમ વિષ્ણુ વળી સાથે લીધા, સેવક તેડયા ચારજી;
પછે પરવર્યો તે પુર વિષેથી, સર્વેને કરિ નમસ્કારજી.
કોટે કોટિ બ્રહ્માંડનો સ્વામી, શાલિગ્રામ કીધા બંધનજી;
વાટમાં વૈષ્ણવ જનને, મંડાયા શુભ શુકનજી.
કાળી કપિલા ધેનું મળી, વળી વચ્છ જેને સંગજી;
દક્ષિણ ભાગે મૃગલિ સાથે, ઉતર્યા કૃષ્ણ કુરંગજી.
વળી વરકન્યા પરણી પધાર્યાં, માનિની મંગળ ગાયજી;
એવે બ્રાહ્મણનું ટોળું મળ્યું, જાતાં મારગ માયજી.
રૂષિ કહે તમો રાજપુત્ર, ગાજતે ગામમાં આવોજી;
પરણજો કો પ્રેમદાને, શ્યામા સુંદર લાવોજી.
શુકન વંદિ સંચર્યો સાધુ, મુખે લેતો હરિનું નામજી;
જાતે થકે આગળે આવ્યું, કૌંતલપુર ગામજી.
એવે એક સરોવર દીઠું, જેમાં ભર્યું મીઠું નીરજી;
સેવક પ્રત્યે વાત કહી, અશ્વથી ઉતરિયો વીરજી.
પછે કલ્પવૃક્ષ હેઠળ જઇ બેઠા, મનમાં આનંદ આણીજી;
એક સેવક વાયુ નાખે, એક લાવે છે પાણીજી.
સ્વામી કહે અરે સેવકો, ક્ષણ એક ત્યાં રહીએજી;
ઘડિકા એક શયન કરું, પછે પૂરમાં જઇએજી.

એવે સમે એક જમણી પાસે, હુતું સૂકું વનજી;
નવપલ્લવ થઇ તે વાડી, સાધુ તણે દર્શનજી.
સેવક થયા જોઇ વિસ્મે, રહ્યા વિચારીને આપજી;
સૂકાનું લીલું થયું એ, પ્રભુ તણો પ્રતાપજી.
પછે રાજપુત્ર પોઢયો પૃથ્વી, પરિસ્ત્રણ પથરાવીજી;
એક પગ ચાંપે એક વાયુ નાખે, એમ કરતા નિદ્રા આવીજી.

વળણ.

એમ કરતાં નિદ્રા આવી, સાધુ પુરૂષને સુખેરે;
પછે સેવક ઉઠીને સંચર્યા, જોવાને વાડી વિખેરે.

કડવું ૧૨ મું–રાગ વસંત.

સૂકાં કાષ્ટ લીલાં થયાંરે, સાધુ તણે દર્શન;
સેવક ચાર ઉઠીને ચાલ્યા, જોવા અશોક વન. સૂકાં.
નારદ કહે સાંભળરે પારથ, વાડી તણો વિસ્તાર;
ગુલ્મ લતા લલિત અતિ વાકી, સુગંધિક અપરંપાર. સૂકાં.
ભાત ભાતના વડ ને પીપળા, વનસ્પતિ ભાર અઢાર;
અવલોકનમાં અતિ ઉત્તમ, શોભા તણો નહિ પાર. સૂકાં.
વેલ વાલો ને વલસડો વારૂ, વાયુ સુગંધિક વાય;
સાગ શિસમ સમડા સોદડિયા, સરગવા તણી શોભાય. સૂકાં.
શ્રીફળ ફોફળ કેવડીરે, છાહી રહી ફુળ મે કોરંગિ;
બીલી બદરી મલિયાગર મરચી, લીંમડો ને લવીંગિ. સૂકાં.
જાઇ જુઇ મોગરા માલતિ, ચંદન ચંપાના છોડ;
પુષ્પ ભાર વનસ્પતિ તે, સર્વ રહી છે વંકમરોડ. સૂકાં.
વાપી કૂપ ને પાવટ કુંડ ત્યાં, તળાવ ભરિયાં તોય;
ચાતક હંસ ને મોર કોકિલા, શબ્દ કરંતા સ્હોય. સૂકાં.
જ્યાં જુએ સેવક સાધુના, ત્યાં અટકે ચંત;
શોભા સુંદર વન તણી, જાણે રત ફુલી વસંત. સૂકાં.
એવાં દેવરૂષિનાં વચન સુણીને, અર્જુનને સંધે પડિયો;
કયમે લીલાનું સૂકું થયું, એમ સવ્યસાચ્યા ઉચરિયો. સૂકાં.
નારદ કહે સાંભળરે અર્જુન, થયો પૂર્વે સમાચાર;
તે વાડીમાં ભમતા આવ્યા, દુર્વાસા એકવાર. સૂકાં.

ત્યાં છાયા દીઠી શિતળ વૃક્ષની, મુનિ બેઠા આસનવાળી;
એવે સમે મંદીરથી આવ્યો, વાડીતણો જે માળી. સુકાં.
માળી મુનિ ભણી ધાયો, ચોર બેઠો જાણી;
પ્રહાર એક મુષ્ટિનો કીધો, જટા કર ગ્રહી તાણી. સુકાં.
ત્યારે ક્રોધ કરીને દુર્વાસાયે, જોયું નેત્ર ઉઘાડી;
અગ્નિ જ્વાળા ઉઠી તેથી, ભસ્મ કીધી સર્વ વાડી. સુકાં.
ઉઠયાં રૂખિ થઇને દુખી, અન્ય સ્થાનક સંચરવા;
માળી મુનિને પાયે લાગ્યો, કાલાવાળા કરવા. સુકાં.
માળી કહે મેં નવ ઓળખ્યા, ઇશ્વર હવે કરૂણા કીજે;
અપરાધ મૂકી અત્રિનંદન, શાપ અનુગ્રહ દીજે. સુકાં.
દુર્વાસા બોલ્યા તવ વાણી, આનંદ અંતર પામી;
એ વન લીલું થાશે જ્યારે, આવશે વિષયાનો સ્વામી. સુકાં.
નારદ કહે સાંભળ અર્જુન, એ સાધુતણું કારણું;
ચંદ્રહાસ દર્શને લીલી થૈ વાડી, જેને વહાલા અશરણશરણ. સુકાં.

વળણ.

વાહાલા અશરણશરણ તે, સાધુ ભોળપણે કરેરે;
જ્યાં શાલિગ્રામ કંઠ સાથે, ત્યાં અવળાનું સવળું કરેરે.

કડવું ૧૩ મું-રાગ ગોડી.

નારદ કહે સાંભળરે અર્જુન, વાડી તણો વિસ્તારજી;
તે વાડીમાં ભૂલ્યા સેવક, જોતાં પેલા ચારજી.
શયન કીધું છે ચંદ્રહાસે, નિદ્રા અતિશે આવીજી;
દૈવ તણી ગત કોઇ ન જાણે, થાય વાત જે ભાવીજી.
તે ધૃષ્ટબુદ્ધિ પ્રધાનની પુત્રી, વિષયા જેનું નામજી;
યૌવનમાતી રંગેરાતી, પીડે પાપી કામજી.
ચંપકમાલિની રાજાની પુત્રી, વિષયાની સહિયારીજી;
અન્યો અન્યે પ્રીત ઘણી, પણ બંને બાળકુમારીજી.
તેને અનંગ અંતર અતિ પીડે, તાપ તે નવ ખમાયજી;
બેહુ સખિ સંગાથે સરોવર, નિત્યે નહાવા જાયજી.
તે દિવસે તો તારૂણી આવી, નિસ્તનું સ્થાન જ્યાંયજી;
ચંદ્રહાસે શયન કીધું છે, વિશ્રામ કારણ ત્યાંયજી.

આવ્યું તટ સરોવરનું ત્યાં, શ્યામા આવી રહેતીજી;
જળ ભરો ને નૃત્ય કરો, સર્વ વિષયાને કહેતીજી.
કો કુસુમ તોડે કો કંઠ ઝીલે, ગુણવંતી લાગી ગાવાજી;
કો શરીર સમારે ઉત્તમ ઓવારે, કોઇ ઉતરે નહાવાજી.
કો તટ બેસે કો જળમાં પેસે, તારૂણી જાય તરવાજી;
કો ડુબકી ખાય સંતાડી કાય, વળી બહાર નિસરે વઢવાજી.
કો કેશ ઝાલે તાણી કાડે,લાગી હાશ વિનોદ કરવા બાળીજી:
કો આલિંગન દેતી મુકો મુકો કેતી. કો કર દેતી તાળીજી.
એવે વાડી દીઠી નવપલ્લવ, જે પૂર્વે હુતી સૂકીજી;
શ્યામા સર્વે ધશી જોવાને, સંગ વિષયાનો મૂકીજી.
ચંપકમાલિની ચાલી જોવા, જાતી વાડી મધ્યજી;
સર્વેને જાવા દેઈ રહિ એકલી,વિષયાએ વિચારી બુદ્ધજી.
પૂર્વે પિતા મુનિ એમ કેહેતા,તે પાસેથી હું સાંભળતીજી;
આજ નિશાએ સ્વપ્ન આવ્યું, વાત બંનો દીસેછે મળતીજી.
સુકું વન થાશે અતિ લીલું, જયારે આવશે વિષયાનો નાથજી;
આજ સ્વપ્ન વિષે ચંદ્રહાસે, પરણીને ઝાલ્યો હાથજી.
એવું વિચારી વિષયા નારી, ચઢી સરોવર પાળેજી;
એવે અતિ ઉજવળ અશ્વ દીઠો, બાંધ્યો આંબા ડાળેજી.
તુરીનું તેજ દેખી મનમાં હર્ખી, જોવા જીવ ત્યાં ખુત્યોજી;
એવે દક્ષિણપાસ ચંદ્રહાસ, સેવક રહિત દીઠો સુતોજી.
હરિ ભકતને દેખી હયને પેખી, હરિવદની હર્ષને પામીજી;
શું સ્વપ્ન નિશાનું થાશે સાચું, શકે સૂતો મૂજ સ્વામીજી.
વિમાસે વાત જો હોય નાથ, તો જોયા વિના કેમ ચાલેજી;
ઘેર કેમ જવાય શી રીતે રહેવાય, મળ્યાવિના રૂદયા સાલેજી.

વળણ.

સાલે રૂદયા મળ્યા પાખે, તે માટે જોતી જાઉં રે;
એને જોઇ ઓળખી, હું નિરખી નિર્ભે થાઉં રે.

કડવું ૧૪ મું—રાગ ગોડી ઢાળ બીજો.

વિષયાએ વિમાશી જોયું, એ પુરૂષને હું નર્ખું;
અન્ય પશુ પક્ષીને માનવ. નથી કોય આાં સરસ્યું.

રખે ચતુર તુરી કેહેતો સ્વામીને, જાગશે તો શું થાશે;
નિદ્રાવશથી કેમ ઉઠાડું, પછે શું કહેવાશે;
હે અશ્વ તું અતિ અનુપમ, તારૂં રૂડું વાન;
આગીરે લેઉંછું હું માનિની, રખે કરતો સ્વામીને જાણ.
તારે રત્ન જડીત મુખ મોરડો, ઉદયાચલ ઉગ્યો ભાણ;
પેંગડાં તારાં પરમ મનોહર, રત્ન જડીત્ર પલાણ.
એવું કહેતી ચાલી ચતુરા, ચંચળ નયણે જોય;
રખે સખિ સહિયાર આપણી, છુપી રહીને જોય.
નેપૂર ઝાંઝર અણુવટ વિંછિયા, એ સોનીએ આભ્રણ ઘડિયાં;
પ્રથમ વાજતાં રૂડાં લાગતાં, આજ શત્રુ થઇ નિવડિયાં.
એવું કહી મન દૃઢ કરી ચાલી, ઝાંઝર ઉંચાં ચઢાવી;
મંદે ભરતી ડગ જેમ જળમાંબગ, એમ શ્યામા સમીપે આવી.
ચંદ્રહાસનિ પાસે અતિ ઉલ્લાસે, હરિવદની હરખે બેઠી;
મારો સ્વાસ લાગે સાધુ જાગે, તે ચિંતા ચિત્તમાં પેઠી.
રખે કો દેખે સહિયર મુજ પેખે, એમ દૃષ્ટ રાખતી આડી;
પછે પિછોડી પરી કરીને, જોયું વદન ઉઘાડી.
નખ શિખા લગી ચંદ્રહાસનેરે, જોતી નયણે નિરખી;
હરિભક્તને દેખી હરિવદની, હૈડામાં ઘણું હરખી.
આકાશે અભ્ર અળગું થાયે, ચંદ્રબિંબ દીસે જેવું;
તેમ પિછોડી પરી કીધે મુખ, કુલિંદ કુંવરનું તેવું.
સુવદન અંબુજ ઉપર ભ્રૂકુટી, ભ્રમર કરે ગુંજાર;
શકે શશિ બિંબ પુંઠે તારા, એવો શોભે છે મોતી હાર.
શુક ચંચા અતિ ઉત્તમ, જાણે અધર બિંબ અલંકૃત;
શશિ સવિતા શ્રવણે કુંડળ, દાડમ કળી શું દંત.
કપોત કંઠ કર કુંજરના સરખા, હથેળી અંબુજ વર્ણે;
બાંયે બાજુબંધ બેરખા, મુદ્રિકા આદે આભર્ણે.
વિશાળ રૂદે ને હાર હેમનો, કટિ કેશરીના સરખી;
દેખી રૂપ રંગ તેજ તારૂણી, જાણે નાખી પ્રેમની ભુરકી.
ધન્ય માત તાત એનાં દીસે છે, કોણે કીધા હશે પુન્ય;
જેમ લાડ ગાળ્યાં સુખ ટાળ્યાં, તો એહેવો હશે તન.

જપ તપ વ્રત દેહ દમન, એવી તારૂણી ઘર નાર;
તે નારીનું પરમ ભાગ્ય જેને, આવો હશે ભરથાર.
મેં પાપણિયે પુન્ય ન કીધું, તો ક્યાંથી આવો સ્વામી;
એમ દુઃખ ધરતી આંસુ ભરતી, શ્યામા શોકને પામી.
એવે એક કભાયની કસે, કાગળ બંધન દીઠાં;
જોવા કારણ યૌવનાયે, તતક્ષણ છોડી લીધો.
સરનામું અક્ષર તાતના દેખી, શ્યામાં મહાસુખ પામી;
શકે પત્ર લખી મોકલ્યો, પિતાજીએ મુજ સ્વામી.
સ્વસ્તિશ્રી કૌંતલપૂર સ્થાને, મદન કુંવર બળવંત;
અહીં ચંદ્રહાસને મોકલ્યો છે, તે પત્ર લેજો ગુણવંત.
૧૫ ન જોશો રંગ ન જોશો, ન પૂછશો ઘરસૂત્ર;
મુહૂર્તે ઘટિ કોને ન પૂછશો, એને વિષ દેજોની પુત્ર.
વાંચી પત્રને વિષયા બોલી, ત્રાહે ત્રાહે ત્રિભુવન નાથ;
વિષયાને સાટે વિષ લખાયું, શું કાપ્યા જોઇયે હાથ.
પત્ર લેવું તો પાછો ફરી જાય, પરણ્યા વિના વિઘ્ન થાય;
અક્ષર એક વધારૂં એ માંહે, વિષની કરૂં વિષયાય.
એક નેત્રનું કાજળ કાઢયું, બીજા નેત્રનું નીર;
તરણા વતે લખ્યું તારૂણીએ, ધરી રૂદયા મધે ધીર.
નારદ કહે સાંભળરે અર્જુન, કર્તા હર્તા અવિનાશ;
વિષ ફેડી વિષયા કરી, એમ ઉગાર્યો ચંદ્રહાસ.
પત્ર ફરી બાંધ્યું પ્રેમદાએ, જળ ભરતી તે નેણ;
ઉઠી અબળા ચાલી ત્યાંથી, મૂખે કહેતી વેણ.
ઘેર જઇને વાટ જોઉં છું, ઉતાવળા તમો આવો;
મદનભાઇને મળજો સ્વામી. પત્ર લખ્યું તે લાવો.

વળણ.

પત્ર લખ્યું તે લાવો સ્વામી, એમ કહી વિષયા વળીરે;
થર થર ધ્રુજે ને કાંઇ ન સુઝે, સખી જ્યાં સામી મળીરે.

### કડવું ૧૫ મું–રાગ ગોડી.ઢાળ બીજો.

સખી સર્વ સામી મળી, ચંપક માલિની પૂછેરે;
વહી વારની વિષયા કમાં ગઇતી, શ્વાસ ચઢયો છે શું છેરે.

સાહેલી વિષયા કયાં ગઈતી, તુને આવડી વાર કયાં લાગીરે;
ઘેર અમ બેસી રહી સર્વે, વાટ જોઈ જોઇ ભાગીરે.
અમો શું સાધવી જાણીતી, તો કીધી સહિચારીરે;
અમને મુકી ગઈ તું એકિલી, એ શી રીત બાઇ તારીરે.
મુને છેતરી ગઇ તું છાની, એ સૌજ ભુડું તારૂંરે
એ વાતે કુળને લાગે લાંછન, મોટા બાપનાં છોરૂંરે.
વિષયા કહે તમે ધાયા જોવા, વાડી ચોદિશ દિઠિ ફુલીરે;
મેં આવતાં એક પોપટ દીઠો, જોવા રહી તેણે હું ભૂલીરે.
પોપટ જોયો અરે પ્રેમદા, તો તુને પ્રસેવો શે વળિયોરે;
જારી વજારી મૂકોરે વિષયા, કોઇક કામી મળિયોરે.
વિષયા કહે બાઇ રહે અણુબોલી, વારૂં છું ચંપકમાલિનીરે;
પડપુછય પરસેવાની શી છે, તું બડબડ કરતી ચાલનીરે.
આવડી રીસ કાં કરે વિષયા, હું તો હસું છું બેનીરે;
આ હાશી માત્ર હું અળગી રાખું, મુને તું છાનું કેનીરે.
પછે સાન કરી સમજાવી શ્યામા, એક નેત્ર વાંકું વાળીરે;
તારે મારે એક સ્વામી છે, એમ કહી કરે દીધી તાળીરે.
નારદ કહે તે રાજકુંવરીને, વાત વિષયાની ભાવીરે;
હસતી રમતી બંને પ્રેમદા, ઘેર પોતાને આવીરે.

વળણ.

ઘેર આવી વિષયા નાસી, પછે વાટ જુએ સ્વામીતણીરે;
ચંદ્રહાસે શું કીધું જેને, માથે ત્રિભુવન ધણીરે.

કડવું ૧૯ મું–રાગ દેશાખ.

રૂષિ નારદ બોલ્યા વાણીરે, તું સાંભળ ગાંડિવપાણિરે.
સેવા સેવક ચાર જે હતારે, ફરી આવ્યા જ્યાં સ્વામી સુતારે.
સ્વામીને ગયાતા છાંડીરે, છાની સેવા કરવા માંડીરે.
એક ચાંપવા માંડયા પાયરે, એક ઢોળવા લાગ્યો વાયરે.
સેવકનો સાંભળી શ્વાસરે, જાગી ઉઠયો ચંદ્રહાસરે.
નેત્ર ચોળતો બોલ્યો શૂરરે, લાવો અશ્વ થયું અસૂરરે
એક લાવ્યો ભરીને પાણીરે, એક અશ્વ આપ્યો આણીરે.

પછે અશ્વે થયો અસ્વારરે, આગળ ચાલે ચતુર ચારરે.
વિષયા જુએ છે વાટરે, લાગી વાર થાયે ઉચ્ચાટરે.
એવે સમર્યા આદ્ય ભવાનીરે, આઈની સેવા અતિશે માનીરે.
એવે સ્વામી આવતો દીઠોરે, અમૃત પેં લાગ્યો મીઠોરે.
ચંદ્રહાસે જોયું ગામરે, દીઠો નાનપણાનો ઠામરે.
ત્યાં હું બાળક સાથે વઢતોરે, નિશાયે ઓટલે પડતોરે.
ત્યાં હું ભિક્ષા માંગીને જમતોરે,ત્યાં શાલિગ્રામ સાથે હું રમતોરે.
ત્યાં મોઇ હુતી માતા મારીરે, મુને લોક કહેતા ભિખારીરે.
એ ટળ્યા સર્વ સંતાપરે, આ શાલિગ્રામ તણે પ્રતાપરે.
વિચારતાં પહોતો રાજદ્વારરે, જ્યાં ઉભો છે પ્રતિહારરે.
સાધુ અશ્વથી ઉતરિયોરે, પોળિયા પ્રત્યે ઉચ્ચરિયોરે.
જાઓ તેડો તમારો સ્વામીરે, કહાવ્યું કુલિંદ કુંવરે શિરનામીરે.
કહો એક ઉતાવળી વાતરે, પત્ર મોકલ્યું તમારે તાતરે.
પોળિયે કહ્યો સમાચારરે, મદને તેડ્યો કુલિંદ કુમારરે.
વેગળેથી આવતો નરખ્યોરે, ઓળખી આભ્યાંતર હરખ્યોરે.
ધાઇ આલિંગન દીધુંરે, આપી આસન પૂજન કીધુંરે.
ચંદ્રહાસ પધારો પરૂણારે, મુને કેશવે કીધી કરૂણારે.
વિષયા મનમાં હર્ખેરે, આધું ઓઢી પિયુને નર્ખેરે.
એવે ચંદ્રહાસે છોડી ચીઠીરે, પણ શિથિલ ગાંઠડી દીઠીરે.
ધૃષ્ટબુદ્ધ રહ્યા ગામ અમારેરે, મોકલ્યું પત્ર પિતા તમારેરે.
પ્રધાન પાંચ દિવસ ત્યાં રહેશેરે,લખ્યું કામ તે કાગળ કહેશેરે.
પત્ર મદને કરમાં લીધોરે, ઉકેલી અવલોકન કીધોરે.
સ્વસ્તિ શ્રી કૈંતલ ગામરે, સુત મદન એવું નામરે.
અહિં મેં મોકલ્યો છે ચંદ્રહાસરે,જેનું મુખ ચંદ્ર પ્રકાશરે.
લટપટ કરી મળતા રેજોરે, અમો સેવક છું એમ કેજોરે.
રખે રૂપ રંગ તું જોતોરે, એવો સમો રખે તું ખોતોરે.
એનું મન હરીને લેજોરે, એને સદ્ય વિષયા દેજોરે.
એથી અધિક શું લખીએરે, પછે અર્થ કરી નહિ શકીએરે.
એવું પત્ર વાંચી જોયું મદનરે, અતિ ઉલટ પામ્યું મનરે.
ધન્ય તાત તણી કમાઇરે, આવો ખોળી કાઢ્યો જમાઇરે.

ત્યાં તેડાવ્યો બ્રાહ્મણ કાયરે, જે લગ્ન ઉતાવળું હોયરે.
એવે ટીપણું મુગટમાં ખોશીરે, ત્યાં આવ્યા ગાલવ જોશીરે.
ઋષિએ ચંદ્રહાસ આવી નર્ખ્યોરે, ઓળખી આભ્યંતર હર્ખ્યોરે.
શકે પ્રશ્ન અમારૂં મળિયુંરે, એ વચન પહેલાંનું પળિયુંરે.
પછે મદને દીધું અતિ માનરે, સંતોખ્યા ગાલવ મુનિ ભગવાનરે.
કહો મુહૂર્તને ગાલવ મુનરે, ઢુંકડું કયારે છે લગનરે.
ગાલવ કહે વચન મારૂં માનરે, છે લગ્ન આજ મધ્યાનરે.
તુજ તાતે વિચાર્યું હશે પેહેલુંરે, વર મોકલ્યો તો મુહૂર્તછે વેહેલુંરે.
માટે આજ લગ્ન કીજેરે, ધૃષ્ટબુદ્ધિનું મન જેમ રીઝેરે.
હર્ખ્યો મદન મહા ગુણવાનરે, પિતા લાવશે પુઠેથી જાનરે.
મંડાવ્યું વિવાહતણું કાર્યરે, ઋષિ ગાલવ થયા આચાર્યરે.
આપ્યા વરને ઉત્તમ ઉતારારે, મોકલ્યા સેવક સેવા કરનારારે.
બહુ પ્રેમદા પીઠી ચોળેરે, વર ઉષ્ણોદકે અંઘોળેરે.
વાજિત્ર વિધ વિધનાં વાજેરે, શું મેઘ ગગને ગાજેરે.
નગરની નારી જોવા જાયરે, જેના કુમકુમ વર્ણા પાયરે.
વિનતાએ વરને નિરખ્યોરે, શ્યામા કહે સ્વરૂપે શશિ સરખોરે.
એનું મુખ કમળ રઢિયાળુંરે, વિષયાને વર જોડી વારૂંરે.
એવે દુંદભિ સર્વે ગડગડિયાંરે, વિષ્ણુંભક્ત વરઘોડે ચઢિયારે.
વિસ્મે થઈ થઈ બોલ્યા લોકરે, વરને માનુષ કહેતા ફોકરે.
એનું શરીર કેવું શોભેરે, મન જ્યાં જોઇયે ત્યાં થોભેરે.
કરમાં કેવું શ્રીફળ લીધુંરે, એને ગાલે ટપકું કેવું કીધુંરે.
મુસળ મુસળે પોંકી પધરાવ્યારે, માહેરામાં ગાલવ ઋષિ લાવ્યારે.
પછે તામ્બુલ છાંટણાં કીધાંરે, ગાલવે ગોત્રજનાં નામ લીધાંરે.
આવ્યાં ચોરિયે યુગ્મ નિધાનરે, મદન આપે કન્યાદાનરે.

વળણ.

મદન કન્યાદાન આપે, સર્વેને મન ઉલ્લાસરે;
કરજોડી કહે પ્રેમાનંદ, કન્યાદાન લે ચંદ્રહાસરે.

કડવું ૧૭ મું—રાગ સોરઠી.

બોલ્યા નારદ ઋષિ ભગવાન, સુણો અર્જુન વિર બળવાન;
મદન આપે કન્યાદાન, લેછે ચંદ્રહાસ રાજાન.

પેહેલું મંગળ જ્યાં વરતાય, વરકન્યા ફેરા ફરાય;
માતુની મંગળ ગાય, ત્યાં ભેરીના શબ્દ બહુ થાય.
બોલ્યો મદન મુખે ઉચ્ચાર, સાંભળો કુલિંદ કુમાર;
પેહેલે મંગળે મોતીના હાર, આપ્યા રથ સહીત તોખાર.
બીજે ગૌ ગોધણ અપાર, ત્રીજે કુંજર કેરી હાર;
ચોથે કૂંચી સહીત ભંડાર, આપી કીધો ત્યાં નમસ્કાર.
મદને જોડયા બન્યો પાણિ, ગદગદ કંઠે બોલ્યો વાણી;
નથી એવું જે આપું આણી, તમને સોંપુ મારો પ્રાણી.
હું સેવીશ તમારા ચર્ણ, શુદ્ધ રાખજો અંતઃકર્ણ;
તમને રાખજો અશરણ શર્ણ, સાટે મુને આવજો મર્ણ.
એમ મદને દીક્ષિતપણું લીધું, વિવાહ કાર્ય સંપૂર્ણ કીધું;
વિષયાનું કારજ સીધ્યું, નારીનું મન વિહવળ કીધું.
નારદ કહે અર્જુન અવિચારો, ધૃષ્ટબુદ્ધિ બાજી હાર્યો;
જાણ્યું શત્રુ સૂતે માર્યો, પણ પાર શ્રીકૃષ્ણે ઉતાર્યો.

વળણ.

ઉતાર્યો કૃષ્ણે દાસ જાણી, તે ત્યાં હારી બેઠા સહીરે;
નારદ કહે સાંભળોરે અર્જુન, એ કથા એટલેથી રહીરે.

## કડવું ૧૮ મું–ચાલ પરજીઆની.

નારદજી એમ વાણી વદે, સુણ પાર્થ પાંડુ કુમારરે;
હવે કુલિંદની થી વલે થઇ, તે કહું તને વિસ્તારરે.
ચંદ્રહાસ વળ્યા વેગે, પ્રધાને કીધું કપટરે;
પછે કુલિંદ રાજા તેડિયો, મુખે કીધી લટપટરે.
જાણ્યું શત્રુ સુતે માર્યો હશે, ને સરિયું મારૂં કાજરે;
પાપિએ પછે વાહી બાંધ્યો, રાણી સાથે કુંલિંદ મહારાજરે.
સેના સર્વે મારીને કાઢી, પાપી પડિયા ત્રુટીરે;
હય હસ્તી ને કનક કચોળાં, રાજભુવન લીધું લૂટીરે.
પોતાની ત્યાં આણ વરતાવી, માઝ ચાલતો કીધોરે.
પછે મેધાવિની રાણી સંગાથે, કુલિંદને બાંધી લીધોરે.

ઢાળ.

રાજા રાણી બાંધિયાંને, હવો તે હાહાકારરે;
યમકિંકર સરખા સેવક પાપી, કરતા પાટુના પ્રહારરે.
મસ્તક તે મુગટ વેણું કીધું, વિખેર્યા તેના વાળરે;
કાંટા તે વાગે પાગ વિષે, ભૂમિ પડે ભૂપાળરે;
સોટા વાગે ધ્રુજે દાઝે, જેની ચંપકવર્ણી પાનીરે;
રોળાઇ ઘોળાઈ તે ચતુરા, જે મહારાજાની માનીરે.
ઓશિયાળાં મુખ તે પામ્યા દુઃખ, નર નારી સામું જોયરે;
પોતાના પુત્રને સંભારી, સાધવી માતા રોયરે.
તીવ્ર તાપ તે તેને લાગે, તેણે અકળાયો પ્રાણીરે;
વાટે ચાલતાં ચર્ણ થાકે, પણ સેવક હીંડે તાણીરે.
પછે રાજાયે સ્કંધે વળગાડી, મેધાવિની જે રાણીરે;
કાંટા તે પડે કંઠ વિષે, પ્રેમદા માગે પાણીરે.
સ્યામા પૂછે સ્વામીજી, આપણું શું થાશેરે;
સુતની સંભાળ નથી તો, કેઇ પેરે રેહેવાશેરે.
મોટું દુઃખ એ મન વિષે, પુત્ર પરણી ઘેર ન આવ્યોરે;
દીપક સરખી દીપતી વેહેલે, વહુવર ન લાવ્યોરે.
પુત્ર સાથે કુળ વધૂ તે, લાડકોડે ઘરે હરીયાંરે;
આદર કરીને અન્ન પીરસું, દેખી ઠરે મારા હેયાંરે.
હાક મારતાં જીજી કહીને, ઉત્તર આપે વહુરે.
તે સુખતો મેં કાંઇયે ન દીઠું, કેઈ પેરે રોતી રહું રે;
એવાં રાણી તણાં વચન સુણીને, રાજા રોતી રાખેરે.
સામું જુઓરે સુંદરી, પછી વચન મર્મનાં દાખેરે.

વળણ.

વચન દાખે મર્મનાં, જાતાં તે મારગ વિખેરે;
મેધાવિનિ અતિ દુઃખ પામી, કાંઈ પેરે કહિયે મુખેરે.

કડવું ૧૯ મું–રાગ વેરાડી.

રાજા વળતું બોલિયો, કહુ કામિની;
એતો ભવબંધનો ભાવ, ભોળી ભામિની.

સુખતણા સમુદ્રમાં, કહું કામિની;
બાગ્યું પુત્ર રૂપિયું નાવ, ભોળી ભામિની.
વાવ્યા વિના શું લણિયે, અહો કામિની;
એણે દષ્ટાંતે સર્વે જાણ, ભોળી ભામિની.
તો સુખ ક્યાંથી પામિયે, અહો કામિની;
જો દાન ન દીધું દક્ષણાપાણ, ભોળી ભામિની.
પૂર્વે આપણ વાંઝિયા, કહું કામિની;
અન ધને ભર્યું ઘરસૂત્ર, ભોળી ભામિની.
આપ્યો દાહાડો આપણ દામણાં, કહું કામિની;
એવે પ્રભુએ આપ્યો પુત્ર, ભોળી ભામિની.
કાક ઉછેરે કોકિલા બાળને, અહો કામિની;
વય પામે ઉડી જાય, ભોળી ભામિની.
તેમ કુંવર તે કોકિલાનું બચ્ચું, અહો કામિની;
કાક આપણ માત પિતાય, ભોળી ભામિની.
પક્ષી સેવે કલ્પવૃક્ષને, શુણ્ય કામિની;
જ્યાં લગણ ફળની આશ, ભોળી ભામિની.
ફળ ઘટે દ્રુમને પરહરે, શુણ્ય કામિની;
અન્ય સ્થાનક પૂરે વાસ, ભોળી ભામિની.
તેમ કર્મ ફળ ઘટ્યાં આપણાં, કહું કામિની;
તો તજી ગયો તમ તન, ભોળી ભામિની;
આપણ સૂકાં લાકડાં, કહું કામિની;
હવે ઘટે હુતાશન, ભોળી ભામિની.
આપણ વસ્તાં ગામ ઉદવસ્ત કર્યાં, અહો કામિની.
છેદી કલ્પવૃક્ષની ડાળ, ભોળી ભામિની.
કાંટે પર્વત પાવટ રોધિયા, અહો કામિની;
કે ભાજી સરોવર પાળ, ભોળી ભામિની.
કે વત્સદ્રોહ સ્વામીદ્રોહ કર્યો, શુણ્ય કામિની;
કે પયથી વછોડ્યાં બાળ, ભોળી ભામિની.
સાધુ વૈષ્ણવની નિંદા કરી, શુણ્ય કામિની;
ભાજ્યાં મળતાં વેવીશાળ, ભોળી ભામિની.

હવે આપાં અળમૂત્ર કર્યાં, કહું કામિની;
કે સાંભળજો અત્યંજનો રાગ, ભોળી ભામિની.
મેં બ્રાહ્મણને ન પૂજ્યાં, કહું કામિની;
કે કન્યુને દેશ્યા પાગ, ભોળિ ભામિની.
કાંઇ પુન્ય આપણે કીધાં નહિં, અહો કામિની;
ન રાખ્યાં વ્રત ને નેમ, સાંભળ ભામિની.
તો સુખ પામિયે ક્યાં થકી, અહો કામિની;
તો સુતને કેમ હોય ક્ષેમ, સાંભળ ભામિની.

વળણ.

સુતને કુશળ ક્યાં થકી, જે હરિ નવ ધર્યા હૃદેરે;
એવાં વચન સાંભળી ભૂપના, મેધાવિની વાણી વદેરે.

કડવું ૨૦ મું.—રાગ કાફી.

મેધાવિની એમ ઉચ્ચરે, સાંભળો મારા સ્વામ;
આ દુષ્ટ કષ્ટ દેઇ લેઇ જશે, પાપી પોતાને ગામ.
ત્યાં સુત સુઓ કેશે, મન કયમ રેશે, દાઝશે મારૂં તન;
કાંઇક મિષ ધરિયે, ભેદ કરિયે, વાટ વિષે સ્વામીન.

ઢાળ.

એમ રોતાં નરને નારરે, જાય વાટને મોઝારરે.
સેવકે બાંધી ઝાલ્યાંરે, બન્યો જણ જોડે ચાલ્યાંરે.
એવે આવ્યું ગામરે, પાપીનો જ્યાં ઠામરે.
જાતાં જાતાં વાટરે, સામા મળિયા ભાટરે;
પ્રધાનને જોઇરે, આવ્યા છે સર્વ કોઇરે.
વાણી એવી બોલેરે, નથી કો સુતને તોલેરે;
પછે પુરોહિત એમ પૂછેરે, વખાણો તે શું છેરે.
ક્યાં થકી તમો આવ્યારે, ધન ક્યાં થકી લાવ્યારે;
બોલિયા બંદીજનરે, રાજા તુને છે ધનરે.
મદન તમારો અંશરે, તેણે દિપાવ્યો કુળ વંશરે;
ધન તેણે આપ્યાંરે, દારિદ્ર અમારા કાપ્યાંરે.

ભિક્ષુક સર્વે કોયરે, ભૂપતિ સરખા હોયરે;
મદન મન શું ખોળ્યોરે, વિવાહ સુંદર શોધ્યોરે.
તમે જોયું સત્પાત્રરે, ચંદ્રહાસ સરખો જામાત્રરે;
ધન્ય તમારી કમાઇરે, જે આવો મોકલ્યો જમાઇરે.
રૂપે ન જાય વરણિયોરે, તે વિષયાને પરણિયોરે;
એવી સાંભળી વાત કર્ણેરે, પાપી પડિયો તત્ક્ષણ ધર્ણેરે.
મૂર્છા તેણે ખાધીરે, વચને આંતરડી દાધીરે;
ઘણું થયો મહા દુઃખીરે, એટલે આવ્યા ગાલવ રૂખિરે.
રૂષિ મનમાં આલ્હાદરે, દેતા આવ્યા આશીર્વાદરે;
પુરોહિત તમને ધન્યરે, જે આવો તમારો તનરે.
જે વિષયા કુમારીરે, તે તો પુત્રી તમારીરે;
જેને ઘટે જેવોરે, તેને સ્વામી મળિયો તેવોરે.
તમો મોકલ્યો તે આવ્યોરે, એક પત્ર તમારું લાવ્યોરે;
તે તો સર્વેને મન ભાવ્યોરે, તેને મદને લેઇ પરણાવ્યોરે.
એતો કર્યું શ્રેય કાર્યરે, રૂષિ ગાલવ થયા આચાર્યરે;
એવે આવ્યા ગાંધર્વ ગુણવાનરે, કરતા સંગીત ગાનરે.
તે દેખીને લોચનરે, રૂદે લાગ્યો હુતાશનરે;
ચટકો લાગ્યો બહુ શિશરે, ત્યારે ચઢી છે બહુ રીસરે.
વાટમાં આવી રહેતોરે, ધન્ય ધન્ય મુખે કહેતોરે;
જાચકને કાંઇ મનરે, પુરોહિત આપશો ધનરે.
વડું માંડ્યું તેણે વખાણરે, તવ વાગ્યાં કારી બાણરે;
સેવકને કીધી સાનરે, આપો પાડુ મુષ્ટિ દાનરે.
ગાંધર્વના મૃદંગ ફોડયાંરે, આંતરડાં તાણીને ત્રોડયાંરે;
ભાગી ભેર ને નફેરીરે, તાલ કાંસી નાખ્યાં વેરીરે.
ભાટને દીધી શિક્ષારે, બ્રાહ્મણ મંગાવ્યા ભિક્ષારે;
વેદ પુસ્તકને તરભાણીરે, તેના ઝોળિયા લીધા તાણીરે.
રૂષિ વેદિયા બહુ મોટારે, તેના માથામાં માર્યા સોટારે;
ભાટ બ્રાહ્મણ નાઠા જાયરે, અખડાઇ પડે ને બેઠા થાયરે.
રૂષિ કહે દુષ્ટ થયો તુષ્ટમાનરે, વધામણીમાં બુધાનાં દાનરે;
કેટલા સાહી બંધન કીધારે, આગળ દોરીને લીધારે.

પછે કુલિંદ મૂક્યો છોડીરે, પાપી બોલ્યો કરજોડીરે;
સુણો કુલિંદ રાજાયરે, એતો મારોછે અન્યાયરે.
પાછા ફરી ઘેર જાઓરે, તમો વળી રાજા થાઓરે;
જે ચંદ્રહાસ તમારોરે, તેતો પૂજ્ય થયો છે અમારોરે.
મેં તમને દુઃખ દીધુંરે, તમારૂં નગ્ર લૂટીને લીધુંરે;
તે સહી કેમ રહેશોરે, પણ પુત્રને કંઇ ના કહેશોરે.
જો જાણશે મુજને પાપીરે, રાય મસ્તક નાખશે કાપીરે;
મુને આપજો પ્રાણનું દાનરે, ક્ષમા કરી રહેજો રાજાનરે.
જે કુંવરછે તમારો કાલોરે, તે મદનપેં મુને ઘણું વહાલોરે;
હું વિષયાને સાથે લાવીશરે, એને કાસે બોલાવીને આવીશરે.
સાંભળી ઉપન્યો આનંદરે, બોલ્યો રાજા કુલિંદરે;
જો પુત્રી તમો આપીરે, તો એવા અમો નથી પાપીરે.
દુઃખ સઘળું સમાવી રહેશુંરે, પણ પુત્રને કંઇનહિં કહેશુંરે;
પછે નરનારી પાછાં વળિયાંરે, પુત્રના દુઃખથી ટળવળિયાંરે.

વળણ.

દુઃખ ટળ્યું કુંવર કુશળો, કુલિંદ તે સુખિયો થયો;
પછે પાપીએ શું કીધું જે, પોતાને મંદિર ગયો.

કડવું ૨૧ મું-રાગ કાહાલેરો.

નારદજી એમ વાણી વદે, સુણ્ય અતલિબળ અર્જુન;
પાપી પુરોહિત પુરમાં આવ્યો, રીશે ભર્યાં લોચન.
મારામાર કરતો પુરમાં પેઠો ને, લોક સામા આવે;
શુદ્ધ નહિ શરીર પોતાને, મિત્રને નવ બોલાવે.
પ્રજા સર્વે વિસ્મે પામી, સેનાપતિને ચઢિયો કોપ;
કાગળે લખ્યું તેટલું ના ખચ્યું, મદને મર્યાદા કીધી લોપ.
જોવા આવે તે ત્યમ નાસે, ઉભા સેવકને મારે;
ધુંધવાતો ફુંફવાતો આવ્યો, પાપી રાજદ્વારે.
પ્રતિહારે જઇ કહ્યું અંતઃપુરમાં, મદનને નામી શિશ;
ધૃષ્ટબુદ્ધિ આવ્યા એ પેલા, ચઢી છે કાંઇક રીશ.
પાળે પાગે અતિ અનુરાગે, પીતામ્બર પલવટ વાળી;
પિતાજી સામો સંચરિયો, કરે ગ્રહી પૂજાની થાળી.

અષ્ટમાસિદ્ધ નવનિધ મેં ખર્ચી, થયું હશે પિતાને જાણ;
મદને જાણ્યું જે મુને પિતાજી, કાંઇક આપશે લ્હાણ.
ગાલવ રૂષિયે ગમન કીધું, ત્યાંથી રીશે ચઢયો મહારાજ;
પિતા પુત્ર વઢીને મરશે, અહીં રહ્યાનું નહિ કાજ.
ઓઢી ચુંદડી મિંઢળ હાથે, પીળું પીતામ્બર પેહેરી;
વિષયા વેગે આવી મળવા, તાત ન જાણ્યો વેરી.
દાસ દાસી ઘરના બ્રાહ્મણ, આવ્યા સર્વે મળવા;
પીળું કુસુંબ કેશરિયે વાગે, અદેખો લાગ્યો બળવા.
પુત્ર પ્રત્યે ક્રોધ કરીને બોલ્યો, પછાડયું પૂજાનું પાત્ર;
કહે કુંવર મૂઢ મૂર્ખ મારા તેં, શત્રુ કીધો જામાત્ર.
તેં કીધું તે રિપુ સંગાથે, તુને લેઇ પૃથ્વીમાં દાટું;
એવું કહી પાસે જઇ પાપીએ, પુત્રને મારી પાટું.
જેમ ચંદ્ર પડે વ્યોમથી ભોમ, રાહુ ગ્રહી લે જેવો;
તેમ મદન કુંવર મુર્છાગત કીધો, પિતા પ્રહારે તેવો.
હાહાકાર થયો મંદિરમાં, દાસ દાસી ત્રાસે નાસે;
ખળભળાટ થયો ખડકી લગે, મંત્રી કાળ સરખો ભાસે.
ધીર ધરી ઉઠયો સુત સાધુ, પાયે લાગી ઉભો કરજોડ;
તમો વિષ્ણું વિરંચી જેવા મારે, પણ કાઢો કુંવરની ખોડ.
ગુરૂ જેષ્ટ ભ્રાત ને પિતામહ, તેનું વચન લોપે તે મહાપાપી;
મેં તો તમે લખ્યું તેટલું ખર્ચ્યું, જે કાગળમાં આજ્ઞા આપી.
પછે પુત્રે પત્ર આપ્યું શોધીને, ખડખડ કરતાં લીધું;
સર્વે દેખતાં શોક સહિત, ઉકેલી અવલોકન કીધું.
વિષની વિષયાનો અક્ષર દીઠો, શું અજાણે લખાયો;
કોમળ કુંવરને કઠિણ માર્યો, શું લખતાં કર ન કપાયો.

વળણ.

કર કપાયો વાંક જાણી, પુત્ર શું ભેટયો મળ્યોરે;
પણ અરે એ દિકરીને પરણ્યાથકી, દુઃખે રૂદયાં શું બળ્યોરે.

## કડવું ૨૨ મું—રાગ મારૂ.

પછે પુત્ર પ્રત્યે પિતા કહે, તું સાંભળ સાચી વાત;
લખ્યુંતું કંઇ ને થયું કંઇ, એ દીઠી વિપરીત વાત

જે પત્ર લખ્યું મેં ખપ કરી, સાધુ સંગાથે કાવ્યું;
તે કાગળ ફાડી કટકા કીધા, તુજને મન ન આવ્યું.
એવું સાંભળી તે વેળાનો, કોપ મુજને ચઢિયો;
તે માટે અણપ્રિછ્યો આવી, તુજ સંગાથે વઢિયો.
ક્યાં છે કુંવર કુલિંદ કેરો, આપણો રે જમાઇ;
મળવાને મારૂં મન ઇચ્છેછે, કાં જે અંતરની સગાઇ.
એવા સગા સ્વપ્ને ક્યાંથી, વૈષ્ણવ ને વળી ડાહ્યા;
કષ્ટ પડે આપણને ઉગારે, એતો મોટા પુરૂષની છાયા.
મદને જાણ્યું બહુ પ્રકારે, અમ પિતાએ ઇચ્છયો;
તેડવા ધાયો શીઘ્રશું પણ, કપટ કાંઇ નવ પ્રિછયો.
ચંદ્રહાસને ચરણે લાગી, મદને કહી એક વાત;
મળ્યા વિના નથી પાણી પીતા, સાધુ તે મુજ તાત.
જો શીઘ્ર થઇને તમ સંગાથે, વિષયાનું લગ્ન સાધ્યું;
તો તે પેહલાં પિતાજીનું, મન હું ઉપર ઘણું વાધ્યું.
હરિભકત હરખીને ઉઠયો, સાળા સાથે ચાલ્યો;
વાટમાં વાતો કરતાં કરતાં, અન્યોઅન્ય કર ઝાલ્યો.
બાંહે બેરખા પાંચે પોંચી, બન્યો બેલડિયે વળગ્યા;
જાણે અશ્વિનીકુમાર યુગ્મ જોડું, એ નથી થતા અળગા.
પુરોહિતે આવતા દીઠા, બેહુ બત્રીસ લક્ષણા વીર;
યામાત્રનાં યુગ્મ લોચન તે, સસરાને મન તીર.
ગતે કરીને પવન સરખો, ગંભીરતાએ સમુદ્ર;
દેહ જાણે અનળ સરખો, શીતળતાએ ચંદ્ર.
સંગ્રામે સુરપતિ સરખો, ગણેશ સરખો ગુણવાન;
મહિમાએ મહાદેવ સરખો, તેજે કરીને ભાણ.
મસ્તકે મુકુટ કાને કુંડળ, નીલમણી ઉજવળ મોતી;
કંઠે કંઠી ને હાર હેમનો, દુગદુગી રહી છે દ્યોતી.
શોભે સૂક્ષ્મ કટિ કંદોરો, ક્ષુદ્રિ કરે કમલનો વાગો.
ધૃષ્ટબુદ્ધી ક્રોધી દૃષ્ટે જોતો, જમાઇ જમ સરખો લાગો;
પુષ્પ પરિમળ ચંપક ચંદન, અંગ અરગજાના રોળ.
મિંઢળ કરે બાંધ્યું વરે, રંગિત અધર તંબોળ;

જેમ નેહ ભર્યાં જાગરણે, આવર્યો છે વિષયા નાર;
સસરા પાસે આવ્યો સાધુ, જયમ શાર્દૂલ નિહાળે ચાર.
પુરોહિતે પ્રેમ જણાવી, લોક લાજ ત્યાં માંડી;
મુખે હસતો વાતો કરતો, રૂદેની રીશ ન છાંડી.
આવો સાધુ પૂજ્ય કહીને, પાપી કપટે ભેટયો ક્રૂર;
કો શૂર જાણી સ્નેહ આણી, જેમ રાહુએ ભેટયો સૂર.

વળણ.

સૂર સરખો શોભતો સાધુ, મળ્યો સસરાને મને કરીશે,
નારદ કહે પછે કુલિંદ કુંવરને, કેઇ પેરે રાખ્યો શ્રી હરિરે.

## કડવું ૨૩ મું.—રાગ મારૂ

નારદ કહે સાંભળ અર્જુન, ધૃષ્ટબુદ્ધિ વિચારે મન;
જામાત્ર તે મને મળિયો, સસરાનો સ્નેહ નવ કળિયો.
ધૃષ્ટબુદ્ધે વાત વિચારી, આ પુત્રીને પરણ્યો ભિખારી;
કહો શત્રુને દેખી કેમ રાચું, ગાલવિયાનું વચન થયું સાચું.
એ જમાત્રને જુગતે મરાવું, વિષયાને તે વિધવા કરાવું;
એ યુદ્ધે નહીં ઝીતાય, કરૂં કપટ કે બીજો ઉપાય.
યદ્યપિ જો છે મુને પાપ, પુત્રીને વિધવા કરે છે બાપ;
પૂજ્ય મારે હત્યારો થાઉં, પેરે અડસઠ તીરથ નાઉં.
એવી વાત વિચારી છે જેવે, રૂષિ ગાલવ પધાર્યા તેવે;
સભા સર્વે માનજ દીધું, શામ મૂખ પ્રધાને કીધું.
પ્રધાન બોલે છે રે વચન, સાંભળો ચંદ્રહાસ રાજન;
કહોજી વિપ્ર દેખીતા મોટા, પણ પ્રશ્ને પડે છે ખોટા.
પૂર્વે કોઈ એક હુતો અધિકારી, તેને પુત્રી એક કુંવારી;
એક જુગમાં જાણીતો પુર્ખ, વણ વિચારે બોલ્યો મૂર્ખ.
અધિકારી પુત્રી આ જે તારી, તેને પરણશે રંક ભિખારી;
તે વેળા હુતો હુતો પાસે, મેં તો નિશ્ચે જાણ્યો વિશ્વાસે.
તે ભિક્ષુક રઝવડી મુઓ જોજો, તે કન્યાને પરણ્યો બીજો;
એમ સાચુ બ્રાહ્મણ બોલે, જાણે નથી જાણતા એમ તોલે.
પણ કહ્યું જેનું નવ થાય, તે દેશ ત્યાગી કહીં શે ન જાય;

એમ ગર્જી બોલ્યો વાણી, જમાઇને નથી ઓળખતો જાણી.
ત્યારે જામાત્રે નીચું નિહાળ્યું, પણ ગાલવે પાછું વાળ્યું;
પોતાનો હાથ ઉંચો કીધો, પ્રધાનને લટપટમાં લીધો.
અલ્યા એમ શું બોલે હો ત્રાડે, બ્રાહ્મણનું ખોટું કોણ પાડે;
મિથ્યા થાય રામનું બાણ, પણ વિપ્રનું વચન પ્રમાણ.
કદાપિ પડે આકાશના તારા, તોયે બ્રાહ્મણ ન હોય ખોટારા;
રવિ ચંદ્ર મંડળ ધ્રુવ ચળે, પણ ઋષિનાં કહ્યાં નવ ટળે.
ડગે શેષ નાગ ને મેર, તોયે ના પડે કહ્યામાં ફેર;
સાત સાગર મર્યાદા મૂકે, પણ વિપ્ર વચન કંઇ નવ ચૂકે.
જો એક થાયે ચૌદલોક, બ્રાહ્મણ બોલે તે ન હોય ફોક;
વિપ્રથી વાજ આવ્યો વિધાતા, મઘવા મહાદેવ વિષ્ણુથી માતા.
તો કોણ માત્ર તું રંક, જે કાઢે છે વાડવનો વંક;
તેં જે કહ્યો અધિકારી, તેની પુત્રીને પરણ્યો ભિખારી.
તેણે મારવાનો ઉપાય કીધો, ત્યાં કૃષ્ણે ઉગારી લીધો;
તેને કોઇએ ન શકે ગાંજી, પરણ્યો સસરાના હાથ ભાંજી.
ગાલવે વિકાર્યું રૂપ, ત્યારે થરથર ધ્રુજ્યો દુષ્ટ;
જાણ્યું શાપે બાળશે વળી, પછે પ્રધાન બોલ્યો મળી.
બનાર હોય તે થાઓ આ ઘડિયે, પારકી વાતમાં શિદ પડિયે;
પછે ઉઠી ગયો અજાણ, ઋષિનાં વાક્યો થઇ વાગ્યાં બાણ.
સહી ના શકાય હવે આવું, એ જામાત્રને કપટે મરાવું;
ઋષિને વચને થયો પરિતાપ, માર્યાનું મુને ન લાગે પાપ.
પાછલો દિવસ ઘટિકા ચાર, તે વેળા તેડયો કુલિંદ કુમાર;
દેખી મુખડું હસતું કીધું, મનવાણું માનજ દીધું.
તમને હું બોલાવું છું લાડે, જે સગપણ સિંધ્યા આડે;
સાંભળો કુલિંદજીના કાલા, મુને મદન પેં અદકા વાહાલા.
સગા તે સોનાનું ઠીમ, આંખ્ય થાય છે ટાઢી હીમ;
પણ એક કામ ભૂલ્યા છો તમો, હિત માટે કહું છું અમો.
બીજા ગુહ્ય મનાવે શાનું, વાહાલા હોય તે કહેશે છાનું;
એક ભુત પૂર્વજે જે સેવી, અમારી કાળકા છે કુળદેવી.
જે કોઈ નવો જમાઈ થાય, તે કરે દેવીની પૂજાય;

આયુધ વિના એકલો જાતે, પણ પુનમની મધરાતે.
જો શક્તિ સંતોષ થાયે, તો વિઘ્ન માત્ર તે જાયે;
દેહેરૂં નગ્રથી ઓતાડું, વાટ તેની; એધાણી દેખાડું.
છેક પૂરની પૂઠે ફરજો, પવિત્રપણે પૂજા કરજો;
સાંભળી હરખ્યો હરિનો દાસ, જાઉં કરી ઉઠયો ચંદ્રહાસ.
આઇની પૂજા વિધ વિધ અણાવી, તે મદનને વાત ન જણાવી;
ધૃષ્ટબુદ્ધે કર્યો વિચાર, ત્યાં ચાંડાળ તેડાવ્યા ચાર.
છાની વાત એક તેને કહી, પેહેલાંની પેઠે કરવું નહીં;
પૂર્વે કામ મારૂં નવ કીધું, છેતરી ધન મારૂં લીધું.
એક તમને દેઉં છું કાજ, જોઉં કેવું કરો છો આજ;
પૂર્વમાં અવડ જુનું છે દેહરૂં, ત્યાં તમને મોકલું છું હેરૂં.
પૂજાનું પાત્ર જેને હાથે, એકલો બીજો નહિ કો સાથે;
તમો રહેજો દેહેરા પૂઠે, તે જ્યારે પૂજા કરી ઉઠે.
દ્વારે ખડગ સામાં ધરજો, નિસરતાં તેના કટકા કરજો;
જો કરશો એટલું કામ, તો આપીશ એકેકું ગામ.
ચાંડાળ કહે શિર નામી, એ કાર્ય અમારૂં સ્વામી;
હરખીને ચારે ચાલ્યા, ખાંડા પાણીવાળાં ઝાલ્યાં.
દેહેરે સંતાઈ ચારે રહ્યા, પણ ચંદ્રહાસ નવ ગયા;
જેના હરિજીયે ગ્રહ્યા છે હાથ, શાલિગ્રામ બાંધ્યા કંઠ સાથ.
તેને કોણ કપટે મારે, જેને અવિનાશી ઉગારે;

વળણ.

ઉગારે અવિનાશી તેને તે, કોઈ ગાંજે નહીરે;
નારદ કહે સાંભળો અર્જુન, એ કથા એટલેથી રહીરે,

કડવું ૨૪ મું-રાગ મેવાડો.

હવે જૈમિનિજી એમ કહે, તું સાંભળ જનમેજય રાયજી;
તે નગ્ર માહે કુંતલ રાજા, તેને એક કન્યાયજી.
ચંપકમાલિની નામ તેનું, વિષયાની સહિયારીજી;
કષ્ટ પામી તે કલેવરમાં, પોતે રહી કુંવારીજી.
ચંપકમાલિની મન વિમાસે, વિષયાના વરને વરૂંજી;
એથી અધિકું મુને કોણ મળશે, તે સાથે વિવાહ કરૂંજી.

પણ વૃદ્ધ પિતાને કેહેવાય નહિ, જે છત્રપતિ મહારાજજી;
કન્યાએ મદનને કહ્યું, મૂકી મનની લાજજી.
મદન મંત્રી મારાજ પાસે નિત્યે, સેવા કરવા રહેતોજી;
કુંતલ રાજા મનની વાત તે, મદનને માંડી કહેતોજી.
ત્યાં પૈર્ણમાસિની પહોર રાતે, આવ્યું રાયને સ્વપનજી;
તે વેળાએ ભડકી ઉઠયો, પાસે દીઠો મદનજી.
અરે મદન કોઇ બ્રાહ્મણ છે જે, જાણે ત્રિકાળનું જ્ઞાનજી;
તે વેળા મદને તેડાવ્યા, ગાલવ મુનિ ભગવાનજી.
કરજોડીને પ્રશ્ન પૂછ્યું જે, આવ્યું ઘોર સ્વપનજી;
ઉંટ ચઢી દક્ષિણ ગયો હું, કરતા રૂધિર પ્રાશનજી.
કાળ પુરૂષ વાટમાં મળ્યો તે, ગ્રસવા પૂઠે ધાયોજી;
ગળીના કુંડ વિષે હું પડિયો, કંપે કરી લેપાયોજી.
એવું સાંભળી ગાલવ બોલ્યા, વિચારી અંતઃકર્ણજી.
મહારાજ આજથી છઠે માસે, આવ્યું તમારૂં મર્ણજી.
કહેતાં માંહે કુંતલ ઉઠયો, મદનને સોંપ્યો રાજભારજી;
હું તપ કરીને સ્વર્ગે જાઇશ, તું મારો કુંમારજી.
પણ દાઝ રહી એક મોટી મનમાં, કુંવરી નવ દેવાઇજી;
મેં દશ વર્ષ લગી પુત્રીને, ન ખોળિયો જમાઈજી.
હવે તમે પરણાવો કુંવરીને, એ બેન છે તારીજી;
ત્યારે કરજોડીને મદન કહેછે, સાંભળો વિનતિ મારીજી.
મેં વિષયા બેનને પરણાવી, ચંદ્રહાસ રાજનજી;
કુળે ગુણે બળે પૂરો, સાધુ ને સુજનજી.
ચૌદ વિદ્યા સંપૂર્ણ જાણે, નર્ખે હર્ખે મનજી;
આજ્ઞા હોયજો તમારી તો, તેડી લાવું રાજનજી;
ત્યારે ગાલવ કહે એ વર કેરૂં, લગ્ન કરો થઈ મગનજી;
વિવાહ કરોતો આજ મધરાતે, છે ઘડિયાંળા લગ્નજી.
હે મદન જાઓ તો સાધુને, શીઘ્રે તેડી લાવોજી;
હું દેખતાં હરિભક્તને, પુત્રી મારી પરણાવોજી.
મદન ચાલ્યો ચંદ્રહાસ તેડવા, અશ્વે થઇ અસ્વારજી;
એવે વાટમાં સામો મળ્યો, કુલિંદ તણો કુમારજી.

પીતામ્બરની પલવટ વાળી, પૂજાની થાળી લીધીજી;
સોમ સરખું વદન વિરાજે, કેશરની અરચા કીધીજી.
હરિભક્તને દેખી અચર્યો, મદન કુંવર ઉતરિયોજી;
વિસ્મે થઈને આવ્યો પાસે, પાય લાગિ પ્રણામ કરિયોજી.
અરે મહારાજા આ મધરાતે, સેવક રહીત ઉઘાડું ગાત્રજી;
શસ્ત્ર વસ્ત્ર વિના સ્વામી છો, કર શું પૂજાનું પાત્રજી.
ચંદ્રહાસ કહે પિતા તમારે, મુજને આજ્ઞા આપીજી;
શ્વશુર તે પિતાને સ્થાનક, વચન લોપે તે મહા પાપીજી.
તેણે કહ્યું કુળદેવી પૂજે, જે થાય નવો પૂજનિકજી;
મધ્યરાત્રે કાલકા જાઉં છું, કોની ન ધરશો બીકજી.
થરથર ધ્રુજે કાંઈ ન સુઝે, મદને તે વાત જાણીજી;
પિતા મારો મહા પાપી છે, રખે લેતો પૂજ્યના પ્રાણીજી.
અરે સુરખિ પ્રાતઃકાળે, કુળદેવીનું પૂજન કરવુંજી;
રાજપુત્રી વરજો રાજ કરજો, મહારાજ નિર્મ્યું છત્ર ધરવુંજી.
જો મેરુ આપે કનકનો તોયે, ના હું જાતો મૂકુંજી;
સસરાનું વચન લોપી, સાધુ થઈ કેમ ચૂકુંજી.
મદન કહે તમને પ્રાણ સોંપ્યોછે, સાટે હું કરૂં પૂજાયજી;
તમે પધારો રાજભવનમાં, કાંજે લગ્ન વેળા જાયજી.
શસ્ત્ર વસ્ત્ર અશ્વ આપીને, વળાવ્યો બનેવીજી;
પૂજા સામગ્રી પોતે લીધી, ચાલ્યો જ્યાં કુળદેવીજી.
મદનને માર્ગમાં જાતાં, મંડાયા માનશુકનજી;
વામાંગ તે ફરકવા લાગ્યું, ફરકે વામલોચનજી.
માર્ગમાં જાતાં જમણે પાસે, બે સર્પ ઉતર્યા આડાજી;
વળી વઢતાં પગે અફળાયા, વાટમાં રાનિ બિલાડાજી.
નિશાચર જે ઘુવડ પક્ષી, તે મદનને મસ્તક બેઠોજી;
રખે ચંદ્રહાસને વિઘ્ન થાતું, તે ખરખરો મનમાં પેઠોજી.
અરે પરમેશ્વર એટલું માગું છું, સાધુને હજો કલ્યાણજી;
વિઘ્ન ઓલવજો વિષ્ણુ ભક્તનું, સાટે મારા જાજો પ્રાણજી.
એમ દુઃખને ધરતો દેહેરે પોહોતો, પૂજા આદરે કીધીજી;
આ સેવાનું ફળ હજો ચંદ્રહાસને, આશિશ એવી દીધીજી.

પછે દેહરામાંથી બાર નિસરતાં, ભર્યા ઉતાવળાં ડગજી;
મુખ નિસરતાં મદનને મસ્તકે, ચાર પડિયા ખડ્ગજી.
ચાર કટકા કાપી કીધા, સચવાયું નહિ એંધાણજી;
હે ચંદ્રહાસ હે ચંદ્રહાસ, એમ કહેતાં નિસર્યા પ્રાણજી.

વળણ.

એમ કહેતાં પ્રાણ ગયા, સુણ પાર્થ બળવાનરે;
મરણ થકી ઉગર્યો રાજા, જેને માથે શ્રી ભગવાનરે.

કડવું ૨૫ મું–રાગ સામેરી.

નારદજી એમ ઉચ્ચરે, સુણ પાર્થ બળવંતજી;
મર્ણથી ઉગર્યો રાજા, જેને માથે શ્રી ભગવંતજી.
હવે ચંપકમાલિની કેમ પરણી, તે કહું કથાયજી;
ચંદ્રહાસ કુંતલને મંદીર, હરિ ભજતો જાયજી.
પોંકી પૂજીને ઘરમાં લીધા, ગાલવ દેખી પ્રસન્ન થાયજી;
રાજાને કહે ઉતાવળ કીજે, લગ્ન વેળા જાયજી.
માહેરામાં ગોત્રોચ્ચાર કીધા, ચોરીમાં તેડી લાવ્યાજી;
કન્યાદાન કુંતલે દીધું, દેવ ગગને જોવા આવ્યાજી.
મંગળ ફેરા પહેલાં ફરિયા, આપ્યાં હસ્તી મૂક્યું પાણીજી;
ગાલવ રૂષિ વખાણ કરેછે, હરખ હૈયામાં આણીજી.
બીજા મંગળ ફેરામાં આપ્યા, કનક સહિત સપ્ત ધાતુજી;
એમ રાજાયે માંડ્યું દાનજ, મન રાખ્યું ત્યાંહાં માતુજી.
ત્રિજા મંગળના ફેરામાં આપી, વસ્તુ રાજયાસન માંયજી;
રથ સુખપાલ ને વસ્ત્ર નાનાવિધ, મન મૂકીને આપે ત્યાંયજી.
ચોથે મંગળ ફેરો ફરિયાં, આપ્યું રાજયાસનજી;
ચંદ્રહાસને પાગે પડિયા, રાયજી બોલ્યા વચનજી.
અમો અપરાધી વનમાં જાશું, પુત્રીને છેહ ન દેશોજી;
વિષયા તો ઘણું રૂપવાન છે, રૂડું ભુંડું કાંઈ ન કેશોજી;
પછે કંસાર જમ્યાં વરકન્યા, હૈયે હર્ષ ન માયજી;
પુત્રીને શીખામણ દીધી, આળસ ન સેવા કરતાંયજી.
ચંદ્રહાસ વળાવી વળિયો, જળે આંખ્ય ભરીજી;
ચંદ્રહાસે શાતા દીધી, રોશો મા સુંદરીજી.

સહ્યાસન કુંવર બેઠા, શાળિગ્રામપર છત્ર ધરાયજી;
બે સ્ત્રીઓ અર્ધાંગે રહેતી, સુંદર શોભે શોભાયજી.
આવ્યા ગાલવ ઋષિ કહેતા, ચંદ્રહાસ યોગ રાજ્યાસનજી;
ચંદ્રહાસે પુજન કીધું, સંતોષિયા ભગવાનજી.
અરે ગુરૂજી કોણ એવો છે, સસરાને લાવે તેડીજી;
આપણા રાજમાં શું ખાઇ ગયોછે, તે સર્વે લીજે ઝંઝેડીજી.
ત્યારે ઋષિ કહે એ કાર્ય મારૂં, કહી ઉતાવળો ચાલ્યોજી;
સવારે શૈયાથી ઉઠતાં, પાપી પુરોહિત ઝાલ્યોજી.
કુલિંદ કુંવરને રાજ્ય આપ્યું, કુંતલ પધાર્યો વનજી;
નામું લેખું ચોખું કરવા, તેડે ચંદ્રહાસ રાજનજી.
સાંભળતાં હુતાશન લાગ્યો, જમાઇ જીવ્યો તે જુઓજી;
કુંવરી સાથે રાજ્ય પામ્યો, મેં મરાવ્યો નવ મુઓજી.
દંત કરડતો ને મૂછ મરડતો, આવ્યો રાજ્ય સભામોઝારજી;
ચંદ્રહાસે માનજ દીધું, કરજોડી કીધો નમસ્કારજી.
ધુણાવી શિશ ચડાવી રીશ, મુખે બોલ્યો મર્મ માંયજી;
અરે સાધુ મોકલ્યાતા કરવા, દેવી તણી પૂજાયજી.
જમાઇ કહે જ્યારે ગયાની વેળા, ત્યારે હતું લગનજી;
મારે સાટે મોકલ્યા છે, પૂજા કરવા મદનજી:

વલણ.

મોકલ્યો મદન પૂજાને,એવી વાત દુષ્ટે સાંભળીરે;
ઉડી ગયું મુખને પામ્યો દુ:ખ, મૂર્ખને મૂર્છા વળીરે.

### કડવું ૨૬ મું—રાગ મેવાડો.

પુરોહિત પડિયો હો, મૂર્છા ખાઇજી;
મદન શું મુવોહો, ન મુઓ જમાઇજી,
ચાંડાળ ચારે હો, તેડાવ્યા પાસજી;
પૂછ્યું તેનેહો, શાને ન કીધો નાશજી.
અત્યંજ કહેછે હો, અર્થેજ સીધ્યોજી;
શત્રુને મારી હો, કટકા કીધોજી.
અડાણુ પાગે હો, ધાયો તાતજી;

પુત્રને રાખજો હો, ભવાની માતજી.
વદન વીલે હીંડે હો, દીલે પ્રસ્વેદજી;
લોચન ભરતો હો, પામ્યો અતિ ખેદજી.
અખડાયે વાટે હો, બેઠો થાતોજી;
પાળે પાયે હો, દેવી ભણી ધાતોજી.
પડિયો દીઠો હો, જ્યારે કુમારજી;
જુજવા પડયાછે હો, કટકા ચારજી.
અગ્નિ જ્વાળા હો, અંગે લાગીજી;
શ્રૃંગ જેમ મેરૂનું હો, પડે જેમ ભાગીજી.
એમ પુત્રને દેખી હો, પિતા પડિયોજી;
આરત નાદે હો, આરડી રડિયોજી.
કટકા ચાર હો, એકઠા કીધાજી;
લોહિયે ખરડયા હો, ખોળે લીધાજી.
બોલો દિકરા હો, મદન ગુણવંતાજી;
મુને અતિશે હો, થઇ છે ચિંતાજી.
સેજ્યાયે સરખાં હો, હસતાં રોમજી;
વાંકી વસમી હો, ખુંચશે ભોમજી.
કૃપા કરીને હો, કહો કાંઈ કાલાજી;
વાંક તજીને હો, ઉઠો સુત વાહાલાજી.
તમો મુઆ તેરે હો, મારી કમાઇજી;
મેં મારવા માંડયો હો, સાધુ જમાઇજી.
ગુણવરાં મેં'રે હો, ખપને કીધોજી;
દિનાનાથે હો, ઉગારી લીધોજી.
કીધી કરણીરે હો, કેઇ પેરે મૂકેજી;
દેવ ને ડાહ્યારે હો, કંઇએ નવ ચૂકેજી.
મદન મૂઓરે હો, મન કેમ વાળુંજી;
કેમ જાઉં પુરમાંરે હો, મુખ લેઇ કાળુંજી.
પછે મસ્તક ફોડયુંરે હો, કુટિયા પાહાણજી;
હા હા કહેતાંરે હો, ગયા ત્યાં પ્રાણજી.

વળણ.

પ્રાણ ગયા સસરાના જાણી, જે ચંદ્રહાસ જમાઇરે;
ભડકી ઉઠયો આસનથી, દેહેરે આવ્યો ધાઇરે.

કડવું ૨૭મું-રાગ રામગ્રી.

ધાઇ આવ્યો છે જે ચંદ્રહાસજી, કાંઇ ન સુઝે મૂકે નિશ્વાસજી;
થરથર ધ્રુજે મહા ઉચાટજી, આ બે મુઆ તે હું યજ માટજી.

ઢાળ.

હું માટે બન્નો મુઆ તેણે, તિલક થયું શાંમ;
યુગ કહેશે જમાઇને પગલે, શ્વશુર સાળાનો ફેડયો ઠામ.
હવે આદ્યશક્તિને હત્યા આપું, પછે પ્રગટયો હુતાસન;
ખડ્ગે કાપી દેહ પોતાની, હરિભકતે માંડયો હવન.
પાદ પૃષ્ઠ ને સ્કંધ છેદી, હોમ્યું પાવક જ્વાળ;
મસ્તક હોમ્યાનું મન કીધું, ત્યારે ધાઇ આવ્યા ગોપાળ.
હાં હાં કહી હેલામાં હરિયે, હરિભકતનો ઝાલ્યો હાથ;
ખપ કરીને ખડ્ગો ખેંચી, લીધો વૈકુંઠ નાથ.
માગ્ય માગ્ય ભકત મુજતણા, કેહે તો આપું ઇંદ્રાસન;
એવે હલહલાટ કરતાં આવી, બોલ્યાં આદ્યશક્તિ વચન.
ભગવંતજી વેગળા રહો, ભકત ભવાનિનો એહ;
મારે સ્થાનક મદન માટે, હોમી પોતાની દેહ.
ચંદ્રહાસ કહે કરો જીવતા, બે સુભટ પામ્યા મર્ણ;
હે વિષ્ણુજી મુને વૈકુંઠ તેડો, હું સેવું તમારા ચર્ણ.
શિર હાથ મૂકી સેવક પ્રત્યે, ઉચ્ચરે અવિનાશ;
જા દાસ મારા હું સદા લગી, રહીશ તારે પાસ.
તવ સર્વ દેખતાં આદ્યશક્તિએ, ઉઠાડયા બે યોદ્ધ;
કરે ગ્રહી કહેતા ગયા, પ્રગટ થઇ પ્રતિબોધ.
પછે દેવ દેવી દેખતાં, હવા તે અંતર્ધ્યાન;
ચંદ્રહાસને ચર્ણે લાગી, પિતા પુત્ર માગે માન.
પ્રધાન કહે મેં કપટ કીધું, ત્રણ વરાં હું ચૂકયો;
પણ સાધુ પુરુષે મન ન આણ્યું, સ્વભાવ પોતાનો ન મૂકયો.

પછે વાજતે ગાજતે આવ્યા નગ્રમાં, તેડાવ્યો કુલિંદ બાપ;
મેધાવિની મા મોહને પામી, દેખી પુત્રનો પ્રતાપ.
કેટલે કાળે બે વેવાઇ, ગયા ઉઠીને વન;
મંદન સાથે ચંદ્રહાસે, ચલાવ્યું રાજયાસન.
ચંદ્રહાસથી વિષયાને, પદ્માક્ષ નામે કુમાર;
ચંપકમાલિનીનો મકરધ્વજ, જે લેઇ ગયા તોખાર.
અર્જુન પ્રત્યે કહે નારદ, તું સાંભળ સાચું રાય;
અમે તુને માંડી કહ્યો, સાધુ તણો મહિમાય.
શાળિગ્રામનો મોટો મહિમા, સાંભળે પૂજે ને ગાય;
પૂર્વજ તેના ઓધરે, કોટિક હત્યા જાય.
કાંઇ ઓછું હશે તે કૃષ્ણ કેહેશે, નારદ હવા અંતર્ધ્યાન;
અર્જુન આહલાદ પામ્યા, પછે વિનવ્યા ભગવાન.
સ્વામી સાધુ સાથે યુદ્ધ કરતા, આપણુને લાગે ખોડ;
હરી કહે હવડાં આવશે, કુંવર લઇ તુરી જોડ.
વાત કરતાં વેગળેથી, આવતો દીઠો ચંદ્રહાસ;
સભા માંહેથી સામા ચાલ્યા, અર્જુન ને અવિનાશ.
શ્રી કૃષ્ણ ચર્ણરજ માંગતો, હરિયે ગ્રહિ બેઠો કીધો;
ભક્તવત્સલ શ્રી કૃષ્ણજીએ, રૂદયા સાથે લીધો.
ખભે હાથ મૂકી હરિ કહેછે, સાંભળ રાય મૂજ વચન;
હું સવ્યસાચી સાથે આવ્યા, કરવા તારૂં દર્શન.
શુણી વાકય ભગવાનજીનું, ભકત વળતો રોય;
આંખના આંસુ અવિનાશી, પટકુળ પોતાથી લોય.
અર્જુન સાથે સેન સહુએ, તેડી સાથ ચંદ્રહાસ;
પ્રાહુણા પધાર્યા પુર વિષે, કૃપા કીધી અવિનાશ.
ત્રણ દિવસ પ્રાહુણા રહ્યા, હરિ ને અર્જુન;
બીજાં વસ્ત્ર અશ્વ આપ્યાં, આપ્યા અશ્વ મેધના વાજીન.
ચંદ્રહાસ રાજા શાથે તેડયો, ત્યાંથી સંચર્યો પાર્થ;
કુલિંદ કુંવરને કિરટી બેઠા, કૃષ્ણે હાંકયો રથ.
હવે જૈમિનિ એમ ઉચ્ચરે, સુણ અતલિબલ પરિક્ષત તન;

અહીં થકી પૂરણ થયું, ચંદ્રહાસનું આખ્યાન.
સત્તાવિશ કડવા એહનાં, પદ છસે ને પાંત્રીશ;
રાગ આઠ એના જુજવા, કૃપા કીધી શ્રી જુગદીશ.
સંવત સત્તર સતાવિશ વર્ષે, સિહસ્થ વર્ષની સંધ;
જેષ્ટ શુદી સાતમ સોમવારે, પુર્ણ પાવન કથા પદબંધ.
વટપત્ર વાશી ચાતુર્વિશી, ભટ પ્રેમાનંદન નામ;
કથા કહી ચદ્રંહાસની, કૃપા કીધી શાળિગ્રામ.

વલણ.

કીધી કૃપા શાળિગ્રામે, રૂડી પેરે રક્ષા કરીરે;
એમાં કાંઈ સંદેહ નહી, શ્રોતા બોલો શ્રી હરીરે.

---

ચંદ્રહાસ આખ્યાન સંપૂર્ણ.

---

# અભિમન્યુ આખ્યાન.

### કડવું ૧ લું-રાગ કેદારો.

પ્રથમ લંબોદર ગુણસ્તવું, બેહુ કર જોડીને વિનવું;
અનુભવું આખ્યાન અભિમુન્યતણું રે.
એકદંત દુંદાળો દેવ, સુરીનર કરતા તમારી સેવ;
વાગેશ્વરી વિદ્યા તુજ વડે જડે રે.

ઢાળ.

જડે વિદ્યા મુખ નિર્મળ વાણી, જો સરસ્વતિ હોય તુષ્ટમાન;
પદબંધન કરવા ઇચ્છુંછું, અભિમન્યુનું આખ્યાન.
વૈશમપાયન વાણી વદે, સુણ જન્મેજય રાય;
દ્રોણપર્વની નિર્મળ કથા છે, તેહનો કહું મહિમાય.
કુરૂક્ષેત્રમાં રાજને અર્થે, કૌરવ પાંડવ વઢયા;
દસમે દિવસે બાણસેજ્યાએ, ભીષ્મ પિતામહ પડયા.
પાંડવના પ્રાક્રમ દેખીને, કૌરવ માત્ર મન બીધા;
પછે શકુનિ સર્વે જોદ્ધા મળીને, દ્રોણ સેન્યાપતિ કીધા.
મહા અતુળ ત્યાં જુદ્ધ હવું, ને વહી ગયા બે દિન્ન;
અન્યુમન્યુના મારથી, હાર્યા દ્રોણાચાર્ય મુન્ન.
સુભટ સર્વે મળી સાન્જે, દુરજોધનને દ્વારે;
કોને બોલવા શક્તિ નહિરે,ક્ષોભ પામ્યા અભિમન્યુને મારે.
પછે કૌરવપતિએ બેઉ કરજોડીને, વિનવ્યા રૂષિદ્રોણ;
સ્વામિ અભિમન્યુરૂપીઆ સાગરમાંથી,તમવિના તારે કોણ.
અરજુનીએ હાથી સાથે, સહયો હેલાંએ ભગદત્ત;
મુનિ તમો મુર્છા પમાડયા, અભિમન્યુ ઉનમત્ત.
એવું કહીને મુગટ ઉતારી, રૂષિને ચરણે ધરયો;
ગુરૂ બંધાવો તો બાંધુ શિરપર, એમ વાણિ ઓચરયો.

ત્યારે રૂષિ રીસ કરી બોલ્યા, ઉદક અંજળી લીધી;
અભિમન્યુને મારવાની, પ્રતિજ્ઞા ત્યાં કીધી.
કીરીટી કુંવરને કાલે મારવો, ગુરૂના વચન શ્રવણે ધરયાં;
હરખ્યો હસ્તિનાપુરનો રાજા, દુંદુભિ સર્વ ગડગડયાં.
કૃષ્ણ ગયા અર્જુનને તેડી, સંસપ્તકને માંહે;
ભગવંતે ભાણેજ પોતાનો, નાશ કરાવવો છે તાંહે.
વૈશંપાયનના વચન સુણીને, રાયે જનમેજય પૂછે;
અભિમન્યુ મરાવ્યો મામે, તે કહોની કારણ શું છે.

વળણ.

શું છે કારણ શ્રી કૃષ્ણનું, જે કીધો મોટો કેરરે;
ધૃષ્ટરાષ્ટ પુછે સંજયને, કહો મામા ભાણેજનું વેરરે.

કડવું ૨જું–રાગ કેદારો.

સંજયના વાયક સુણી, બોલ્યો હસ્તિનાપૂરનો ધણી;
અતિ ધણી સંદેની વારતારે, હરિનું હેત હતું અતિ ઘણું.
શુભ ઇચ્છે જે પાંડવતણું, નવ ગણ્યો ભાણેજ પ્રભુએ મરાવતારે.

ઢાળ.

મરાવવો અભિમન્યું કેમ ગમ્યું, ગોવિંદને શું વેર;
પ્રધુમનની સાથે ઉછેર્યો, રાખી પોતાને ઘેર.
પ્રશ્ન શુણી પ્રજાપતિતણું, સંજય કહે કથાએ;
વૈર ભાવ ધૃતરાષ્ટ્ર જે પૂર્વેતણું, સાંભળ રાએ.
એક અયદાનવ દૈત્યનો રાજા, તેણે મહાતપ કીધું;
થોડે દહાડે મહાદેવે, આવીને દર્શણ દીધું.
આદર કરી શંભુજી બોલ્યા, માગ દાનવ વરદાન;
તારૂં તપ અતિ નિર્મળ દેખી, હું હવો તુષ્ટમાન.
અયદાનવ બને કરજોડી, લાગ્યો શિવને ચર્ણે;
સ્વામિ હું માગુંછું જે, કો કાળે ન પામું મર્ણે.
અષ્ટોતર સત વ્યાધિ ન વ્યાપે, શરીરે પંચ વદન;
ચૌદ લોકમાં ગત ગયાની, હું જાઉં બ્રહ્મ સદન.

દેવ દાનવ જક્ષ વિદ્યાધર, તે હુંથી જુદ્ધે હારે;
બ્રહ્મ ક્ષત્રિ વૈશ્ય શુદ્ર સ્વામિ, મુને કો નવ મારે.
સર્પ ડંસે તો વીષ ચઢે નહી, પશુ પંખી માહરે અહાર;
લોહ કાષ્ટ માહરે અંગ અડે નહી, વશ વરતે સંસાર.
મહાદેવ કહે તું સર્વને જીતીશ, ચૌદ લોકની માંય;
વૈકુંઠવાસી આદ અવિનાશી, તેહેને તે નવ જીતાય.
અંતર ધ્યાન ઇશ્વર હવા, એવું કહીને વચંન;
અયદાનવ આવ્યો નિજ ગ્રામે, માડયું રાજ આસંન.
દસો દિશા જીતી વશ કીધી, વધારયો અધર્મ;
મુનિ માત્ર મારીને કાઢયા, મુકાવ્યા ખટકર્મ.
ગુરુ શુક્રાચાર્યને આપીઓ, રાજ્યનો તહાં ભાર;
અમરાપુરી મુકાવી ઇંદ્રને, લીધો પોતે અધિકાર.
પછે દેવ માત્ર ટોળે મળ્યાં, આવ્યાં દ્વારિકા ગામ;
અંત્રિક્ષમાં રહીને સ્તુતિ કીધી, વિનવ્યા કેશવરામ.

વળણ.

વિનવ્યા કેશવરામરે, સંજય વાણી ઓચરે;
દેવના પ્રેર્યા દીનાનાથને, વેરીનો વધ કેઈ પેરે કરે.

કડવું ૩ જું—રાગ આશાવરી.

સંજય વાણી ઓચરે, ધૃતરાષ્ટ્ર તે શ્રવણે ધરે;
શું કરે હરિ તે કહું રે,

ઢાળ.

તે કહું તે સાંભળ રાજા, દેવ મળ્યા તેત્રીસ કોડ;
દ્વારામતિમાં કૃષ્ણજીને, વીનવ્યા કરજોડ.
દેવકીનંદન વિશ્વવંદન, અઘનિકંદન રામ:
દુખ ટાળો દેવતાનું, દૈત્યનો ફેડો ઠામ.
અયદાનવે અવની વિશે, વધાર્યો અધર્મ;
તે તમારે હાથે મરે, મહાદેવે કહ્યો મર્મ.
તમો અસુરને સંહારવાને, લીધો છે અવતાર;
અયદાનવને સંહારીને, ઉતારો ભુનો ભાર.

ઉઠયા હરજી શંખ લીધો, શબ્દ કીધો પ્રૌઢ;
ગદા સાંરગપાણુ લીધી, પલાણ્યો ગરૂડ.
શંકર્ષણ સાથે થયાને, જાદવ કોટી છપ્પંન;
શ્રોણીતપૂર ભણી સર્વે, ચાલ્યા દેવના હરખ્યા મંન.
અયદાનવ આવ્યો ત્યાં સામો,ને રોપીઓ રણસ્થંભ;
રથિયે રથિ આવીને આથડ્યા,પ્રથમે દીવશે આરંભ.
ખડગ ખેડાં ને વળી ફરશી, ઝળકતી તરવાર;
જુગદીશના પ્રેર્યા જાદવ સર્વે, કરે મારોમાર
અયદાનવને અવિનાશી, મુખે આવી મળિયા;
કોઈ કોઈથી હઠે નહી, તે સમાન શોભે બળિયા.
દાનવે દિનાનાથને, ઠકયાં શર જાળ;
ગરૂડ ઊપરથકી બાણ પ્રહારે, પાડીઆ ગોપાળ.
જીવરખીને ટોપ કવચ. શ્રી કૃષ્ણના નાખ્યા કાપી;
બળિભદ્ર નાઠા રણ વિષેથી, પછે ગડગડયો પાપી.
સૈન્યા નીરખી નાહાસતી, ને જાગ્યા તે જદુનાથ;
કોપ કરીને શ્રી કૃષ્ણજીએ, ચક્ર લીધું હાથ.
સુદર્શણને દેખી સામું, અદૃશ્ય હવો અજાણ;
માયા કીધી અંત્રિક્ષ માર્ગે, ને વરશાતો પાષાણ.
કરે કોરણ કાટકાને, અંત્રિક્ષ અંધારૂં ઘોર;
ન જાય જાદવ જીવનો, કહે મારો માંખણ ચોર.
કરદમ કાંટા ને કાષ્ટ સુકાં,અંતરિક્ષ લોહીનો વરસાદ;
બ્રહ્માંડ લાગ્યું ડોલવા, ને ઉપન્યો ઉત્પાત.
સારંગ લીધું હાથમાં, ને શર ચઢાવ્યું ગોપાળ;
વિદ્યુત અ બાણે હણી માયા,કીધું અતિ અજવાળ.
નિરાળો કીધો દાનવ હરિએ, મુકયું સુદર્શણ;
ચતુર્ભુજનું ચક્ર વાગ્યું, થયું મસ્તક છેદન.
દેવતાનું દુઃખ ભાગ્યું, પછે પડયા પૂરમાં ટૂટી;
શ્રોણિતાક્ષ નગરજે, દૈતનું તે લીધું દેવે લૂટી.

વળણ.

લુટયું નગર ને નાઠું સર્વેકો, એક અયદાનવની નારરે;
તેના ઉદરમાં ગર્ભ હતો તે, નાઠી પીહેરમાં જારરે.

## કડવું ૪ થું-રાગ આસાવરી.

સંજય બોલ્યા વાણીરે, એક આદાનવની રાણીરે;
નવ જાણી દેવે જાતિ પિહેર વિખેરે.
તે કરતી અશ્રુપાતરે, દેખી રોયા માતને તાતરે;
સર્વે વાત માંડીને કહી છે મૂખેરે.
તેના પિતા પુંડરીકે વહાલેરે, રાખી કુંવરી આપ કાળેરે.
એક બાળક પુરે માસે પ્રસવ હુવોરે;
તે જણતામાં કુવર રોયોરે; જાણે પ્રલે કાળશું હુંવોરે;
આવી જોયો સર્વે નાગેણે દીકરો.
વડુવાનું મન ઠર્યુંરે, જાત કર્મ કુંવરનું કર્યુંરે;
ધર્યુંરે અહીલોચન નામજ જાણજોરે.
કુંવર દિન દિન મોટો થાયરે, મે શાળ સાથમાં રમવા જાયરે;
રમવા ગયો નાગના બાળ માંરે.
માંહો માંહો બાળક બહુ વઢિયારે, અહીલોચન પર તુટી પડિયારે;
કંઈ ચઢિયા રે વાંસા પર ઉભા રહ્યારે.
અહીલોચન મહાબળિયોરે, તે આકાશ લગી ઉછળિયોરે;
વળિયોરે પાછો સર્પ કંઠે ગ્રહ્યા રે.
બાળક પાડે બરકારે, અહીલોચન આપણે સરખારે;
જેમ વરસાદ વરશે એમ આસુંડા ભરેરે.
ત્યારે સરપ સૌ ક્રોધાયારે, અહીલોચનના કર સાહ્યારે;
કેહે બાઇ તું કોના નગ્રમાં ઉછરેરે.
કોણ જાણે તારો બાપરે, કોણે જણ્યો ને કોને સંતાપરે;
એમ સર્પ મેહેણું દીધું અતિઘણુંરે.
થયો ઓશિયાળો અહીલોચનરે, હેવે લાગ્યો હુંતાસંનરે,
સુણો ધૃતરાષ્ટ્ર તન કાંપ્યું પોતાતણુંરે.

### વળણ.

પોતાતણું તન કાંપ્યું તે, આવ્યો જ્યાં છે માતરે;
દીન દીઠો દીકરો, પછે પૂછે જનુની વાતરે.

## કડવું ૫ મું-રાગ રામગ્રી.

પુત્ર કાંઇ દીઠો અતિશે રોતોજી, રૂદયા ફાટેરે આંસુ લોહતોજી;
અરે અહીલોચનરે મારા બાળાજી, કોણે કષ્ટ દીધુંરે કુંવરજી કાળાજી.

ઢાળ.

કાળા કહેની કષ્ટ મુજને, કોણે પીડયો તુંય;
આંખડિરે આસું ખરેછે, અનમનો છે શુંય.
પુત્ર વળતું બોલિયો, તમો માતાજી અવિધારો;
સર્પ સર્વે મેહેણું દીધું, મૂને કહ્યો નઠારો.
કોણ સ્થાનક આપણું, ને કોણ મારો બાપ;
ઉદર ભરવા હયાં રહયા, જે મેહણું દેછે સાપ.
વચન સાંભળી કુંવર કેરાં, ગળગળી થઇ નાર;
સુખ સાંભર્યું સ્વામીતણું, પછે નેણે ભરતી વાર.
પુત્ર મુજને શું પૂછે એ, કહ્યું કઇ પેરે જાય;
પેટ ભરો પરવશ થકી જે, લખ્યું છેદન ન થાય.
બાપ તારો મહાબળિયો, અયદાનવ એનું નામ;
તેણે ચૌદ લોક જીતિ વશ કરયાં, પણ કષ્ણે ફેડયો ઠામ.
એવું સાંભળીને સુત બોલ્યો. મેં આજ જાણી પેર;
શ્રી કષ્ણના કટકા કરૂં, પછિ વસુ બાપને ઘેર.
જનુની કહે જુગદીશ મોટો, તું ન હોય તેહની જોડ;
તું જાતે એખલો. હરીને જાદવ છપ્પન કોડ.
તાત તાહરો જીતતો, તે મહાદેવનું વરદાન;
તુંને કો ઓળખે નહી, બેસી રહો સ્વસ્થાન.
વળતું અહિલોચન બોચરે, જઇ ઈશ્વરને આરાધું;
અમર થઇને સંધારૂ હું, જાદવનું કૂળ બાધું.
એહવું કહીને ઉતપત્યો, માતા મુકી મામાં પાસ;
વાર્યું કોઇનું કીધું નહી, તે પરવરયો કૈલાશ.
નવે દ્વાર રૂંધન કીધા, બાંધ્યો શ્વાસોશ્વાસ;
જમણે પગને અંગુઠે, ઉભો રહ્યો. ખટમાસ.
પછે પંચવદન પધારયા. હવા અતિ તુષમાન.

માગરે માગરે બાળકા, મહાદેવ કહે વરદાન.
અહીલોચન આવી નમ્યો, સદાશિવને ચર્ણે.
વરદાન આપો એટલું, હુંથી કૃષ્ણ પામે મર્ણે.
મહાદેવે મન વિચારયું જે, મરે નહી જુગદીશ;
પછે વિચારીને વજ્રપંજર, આપતા હવા ત્યાં ઈશ.
પીપીલીકા પેસી નવ શકે, સંચરે નહી પવન;
એહવી પેટી આપીને, પછે વળ્યા પંચવદન.
જેકો પેસશે પંજરમાં, કહે પીનાકપાણ;
તાળું દેતાં તેના તે, સદ્ય જાયે પ્રાણ.
ઇશ્વર કહે ઓ અહીલોચન, જો હોય તુજમાં હાય;
ઝાલી મરડી કૃષ્ણને, ઘાલજે પેટીમાંય,
એવું કહીને અવિનાશી, હવા તે અંતર્ધ્યાન.
પુત્રે પેટી લીધી મસ્તક, આવ્યો તે સ્વસ્થાન;

વલણ.

નીજ સ્થાનક માતાતણું, પાતાળમાં મોશાળરે;
પેટી મુકી માતા આગળ, પછે પાગે લાગ્યો બાળરે.

કડવું ૬–રાગ ગોડી.

પાયે લાગી પુત્ર બોલ્યો, હો માયરે,
મુને મળ્યા શ્રી મહાદેવ, લાગું પાયરે.
પેટી આપી પ્રપંચની, હો માયરે,
એથી કૃષ્ણ મરે અશ્વમેવ, લાગું પાયરે.
હવે જાઉં છઉં દ્વારકા, હો માયરે.
વાળવા પિતાનું વેર, લાગું પાયરે.
પછે રાજ કરૂં શ્રોણીતાક્ષનું, હો માયરે.
તમો આવી વસો આપણે ઘેર, લાગું પાયરે.
એવા સુખના દહાડા આવિયા, હો માયરે,
જ્યારે હું સરખો તમને પુત્ર, લાગું પાયરે.
દ્વારિકા લાવું ઊચળી, હો માયરે.
સોનાનું કરૂં ઘરસુત્ર. લાગું પાયરે.

તત્પર તમો થઇ રહેજો, હો માયરે,
કંઇ જાવાને નિજગામ, લાગું પાયરે.
જાદવ છપ્પન ક્રોડ શું, હો માયરે,
આવું કૃષ્ણને મારી આ ઠામ, લાગું પાયરે,
વચન શુણી માતા ઓચરી. વિરા વહાલારે.
તમે બોલો વિચારી બોલ, કુંવરજી કાલારે,
ખદ્યોત ખીજ્યો શું કરે, હો વહાલારે.
ન હોય સૂર્યની સમતોલ, કુંવરજી કાલારે.
બળિયા શું બકીએ નહી, વિરા વહાલારે,
પરવત શું ભીડે બાથ, કુંવરજી કાલારે.
તે તને ન મૂકે જીવતો, હો વહાલારે,
કૃષ્ણ ચૌદ ભુવનનો નાથ, કુંવરજી કાલારે.
કાળીનાગનાથ્યો કરમાં ગ્રહ્યો, વિરા વહાલારે,
તેને તું કેમ જીતીશ તન, કુંવરજી કાલારે.
તેણે કેશી કંસ પછાડયો, હો વહાલારે,
તેણે ઉચલ્યો ગોવરધન, કુંવરજી કાલારે.
તે રૂપ ધરે નાનાવિધના, વિરા વહાલારે,
તજી જોબન ઘરડો થાય, કુંવરજી કાલારે.
એની માયામાં ભમ્યા બ્રહ્મ, હો વહાલારે,
એને નિગમ નેતિ ગાય કુવરજી કાલારે.
તાહારો તાત તેણે મારયો, હો વહાલારે,
વળી વિડારયો જરાસંઘ, કુંવરજી કાલારે.
તે પેટીમાં પેસે નહી, વિરા વહાલારે,
તું કેમ કરીશતેને બંધ, કુંવરજી કાલરે.
જો તું ત્યાં રહે જીવતો, હો વહાલારે.
અહીં માતામહને ઘેર, કુંવરજી કાલારે;
તો રાજપામું ત્રિલોકનું, વિરા વહાલારે,
મુવો કૃષ્ણને વળ્યું વેર, કુંવરજી કાલારે.

વળણ.

વેર આપણું કેમ વળે, જો દુબળા હૈયે કર્યા;
તેવો ઉઠિ ચાલ્યો અહિલોચન, માતાના વચન શ્રવણે નવ ધર્યાં

## કડવું ૭ મું–રાગ ગોડીની ચાલ લેહેકણી.

અહિલોચન ઉઠીને ચાલ્યો, નર રગો ઝાલ્યો હથે;
સજ્યા તોપ કવચ ને બખતર, સેન્યા પેટી લીધી માથે.
સર્પ સાથ વારીને રખે, વણુ ખુટે મરે છે શાને;
આવ્યો કાળ બાળકને લેવા, કોનું કહ્યું નવ માને.
આંસું ભરતી આંખડી રાતી, માતા આગળ પડતી;
ઉન્મત્ત અહિલોચન ચાલ્યો, મુકી જનુનીને રડતી.
ભેદી ભોમને બહાર નીસરયો, ચાલ્યો પશ્ચિમ દીશ;
દ્વારિકાની વાટ પૂછતો, હણવાને જુગદીશ.
ઉજમ સહીત ધાયો અહંકારી, ગ્રહેવાને ગોપાળ.
કુંવરે કેશવને નવ જાણ્યા, જે કાળ તણો છે કાળ;
હિંડતા પગને પ્રહારે કરીને, ધરા ધમધમ થાયે;
ટીબાં ટેકરા ગીરી તરૂવર તે, ઠેસે ઉડી જાયે.
કમાર્ગે સમાર્ગ કીધો, વાધે મુકયા વંન;
જાણે પૂર્વ દીશાથી પશ્ચિમ પાસે, ગાજીને ચાલ્યો ઘન.
રાતા ડોળા અગ્નિના ગોળા, ભ્રગુટી તાણી કોડંડ;
તાડ પ્રમાણે કાયા જેની, દેખાઇતો પ્રચંડ.
શકે પ્રૌઢ પારધી પંજર લઇને, ગ્રહેવા ચાલ્યો કાર;
તે અંતરમાંહે દ્વારામતિથી, જાણ્યું શ્રી જદુવીર.
જે અહિલોચન આવેછે બળિયો, તેતો જુધ્ધે નહી જીતાય;
પેટીમાં પેસે એ પાપી, એવો કરૂં ઉપાય.
જુગતે મારૂં પ્રપંચ કરીને, એ ખીજવ્યો નવ મરે;
એ કોપ્યો થકો રે વ્યોમ વસુધા, બંને એકઠાં કરે.

### વલણ.

કરે એકઠાં વ્યોમ વસુધા, ઉજાડે ચૌદ લોકરે;
કહે કૃષ્ણ કપટ વિના, એને જીત્યાની આશા ફોકરે.

## કડવું ૮ મું–રાગ ગોડી.

સંજય કહે સાંભળની રાય, દેવકીનંદનનો મહિમાય;
મારવા દાનવ કેરો ભૂપ, ભગવાને ધર્યું બ્રહ્મ સ્વરૂપ

શત્રુ હણવા સારવા કાર્ય, શ્રી કૃષ્ણ થયા શુક્રાચાર્ય;
વૃદ્ધ વેશકર ગ્રહી લાકડી, વાગે ઠેસ પડે આખડી.
જલજલાં નેત્ર જુવે અરૂપરૂ,માંથે બાંધ્યું ફાટું ચીથરૂં;
થર થર દેહડી ધ્રુજે જદુરાય, કાયામાં પ્રગટયો કંપવાય.
મુખ નાશિકાયે લાળો ચૂવે, કર કપાળે દઈ આડા જુવે;
પેટે વળી છે કરચલી, દીનબંધુ દુબળા જાણે પેપલી.
ઉધરસનો ઠાંસોને ચઢે શ્વાસ, ખઈ રે ગિયા થયા અવિનાશ;
નીસરી ખુંધ કટી બેવડ વળી,પગે વાયુ ને માથે પલી.
ખોડાંગતો ચાલે કાનુવો, વાંકું ઘુંટણ પગે જાનુવો;
વળગે જીભ બોલતાં આવે શૂળ,ઓઢયો કામળો પેહર્યું વનફૂળ.
એહવે રૂપે પરમેશ્વર પળ્યા, અહિલોચનને સામા મળ્યા;
આંખ ઉપર દઈ આડા હાથ, દાનવ પ્રત્યે બોલ્યા દીનોનાથ.
અલ્યા ભાર ઉંચલી હીંડે શું પાપ,પેટીમાં છે કાળ કે સાપ;
સજ્યાં ટોપ કવચ હથિયાર,દીસે ભાગ્યવાન કાં ઉંચલે ભાર.
ભરયાં માણેક કે રત્ન ઝવેર, કોહને આપવા ચાલ્યો ઘેર;
રખે તું જાતો દ્વારિકાભણી,શ્રી કૃષ્ણ લેશે પેટી તુજ તણી.
તે પાપીને દયા નથી, મારગુને મારે તે સર્વથી;
જેણે મામાના લીધા પ્રાણ,મારયો અઘદાનવ મુજ જજમાન.
તેને માગતો ફીરો ભીખ, નથી દુષ્ટને કો દેતું શીખ.

વળણ.

શીખ દેનારો કો નથી, એમ કહીને રોયા શ્રીભગવાનરે;
મુને સાલે છે પેટવિશે, મારયો અઘદાનવ જજમાનરે.

કડવું ૯ મું–રાગ ગોડી.

વાયક સાંભળી અહિલોચનતે, અંતર પામ્યો આણંદરે;
પુછવાને પાસે ગયો પણ, ન ઓળખ્યા ગોવિંદ–માયા મોટીજી.
પરમેશ્વર શું પ્રીત માંડી, મોહને મુળથી ખોટીરે;
ન સમજે દાનવ અલ્પમતિરે, હરીની માયા મોટી. માયા.
કહો રૂષિજી તમો કયાંથી આવ્યા, કોણ તમારૂં ગામરે;
મહારા પિતાને તમે શું સંભારો, કોણ વસ્યાનો ઠામ. માયા.

તમો તે મને શું જાણોછો, હું અયદાનવનો તનરે;
એવું જાણી હરખ્યા હરજી, ધાઈ દીધું આલીંગન. માયા૦
હાથે ઝાલી હડપચીને, બોલ્યા શ્રી ભગવાનરે;
ભાઇ સાચો અયદાનવનો દીકરો, હું ગુરુ તું જજમાન. માયા૦
જેમ ગયા નેત્ર આવે અંધને આપે, વંજ્યા પ્રશવે તનજી;
તેહવું સુખ મહારે થયું, આ સાચું કે સ્વપંન. માયા૦
તું સરખો ભડ મોટો ભાઇ, બેસી કેમ રહ્યો ઘેરરે;
પાપી કૃષ્ણને ન માર્યો તેં, ન વાળ્યું બાપનું વેર. માયા૦
પૂર્વે પિતાયે જીત્યા તારે, જીત્યા સુર પરીવારજી;
સજીવન વિદ્યા મુજ પાસે, મારે માથે રાજનો ભાર. માયા૦
શુક્રાચાર્ય તે નામજ મહારૂં, હુંથી કાળ પામતો બીહીકજી;
જીવું થયો જજમાનજ મરતાં, આજ ઘેર ઘેર માંગું ભીખ. માયા૦
કો જનુનીએ નથી જન્મ્યો, જે પેલા કૃષ્ણીયાને પછાડેજી;
દાઝ ઓલવી અયદાનવની, મુને આનંદ પમાડે. માયા૦
કહે કુંવર તું કેમ અવતર્યો, મુને હરીએ હાથે સાહ્યોજી;
વજ્રપિંજર ક્યાંથી પામ્યો, આણે મારગ કયમ ચાલ્યો. માયા૦
એક વૃક્ષની છાંયાં હેઠળ, બેઠા બંને એકાંતજી;
અહિલોચને વાત માંડી, આવ્યો ન જાણ્યો અંત. માયા૦
વાહલો ગુરૂ જાણીને બાળક, કરજોડી ઓચરિયેજી;
હું પાતાળમાં પ્રસવ્યો, માતાએ મોશાળમાં ઉછરિયો. માયા૦
પછે ઇશ્વર આરાધીને પીંજર પામ્યો, એથી કારજ સરશેજી;
કૃષ્ણને ઘાલીશ પીંજર માંહે, અકળાઇ આફૂણીએ મરશે. માયા૦
એવું સાંભળી હરખ્યા હરજી, એ કાંમ કઈ પેરે થાશેજી;
પેટી દ્વાર શંકીર્ણું દીસેછે, કાળો તે કેમ સમાશે. માયા૦
એ કામ કાચું નવ કીજે, જ્ઞાનચક્ષુયે નીરખોજી;
પેંસી જૂવો પરમાણું પેટીનું, કૃષ્ણ છે તુંજ સરખો માયા૦
પાસે મુક્યા બદલાયા જાય બન્યો, જુજવા નવ એ ળખાઓજી;
માટે પેટીમાં પેસી નીકળો, પછે તે ભણી જાઓ. માયા૦

વલણ.

જાઓ પછે પેટીમાં પેશી, એમ બોલ્યા શ્રી ગોવીંદરે;
અયદાનવ પછે શું કરે, તે કહે ભટ પ્રેમાનંદરે.

કડવું ૧૦ મું—રાગ વેરાડીની ચાલ ટુંકડી.

સંજય ભણે સાંભળ તું રાયે, પ્રપંચ પ્રભુનો નવ પ્રીછાયે;
મોહને નાખ્યો માયાનો ફંદ, તેથી અહિલોચન પામ્યો આનંદ.
ધન્ય ધન્ય ગુરૂજી મારા ચતુરસુજાણ, હું પેસી જોઉં પેટીનું પ્રમાણ;
મ્હારૂં શરીર જો માંય હરેફરે, તો જાણીએ જે જદુપતિ મરે.
પછે રાજ્ય હું સુખે કરૂં, ભાર સઘળો તમ મસ્તક ધરૂં;
ગુરૂજી કહે રેહો ગુણવંત, હવે મારૂં માન્યું ચંત.
શત્રુ કૃષ્ણ સર્વથા મુઓ, પુત્ર પ્રમાણું પેટીમાં જુવો;
બળિયા બે વસુદેવના તન, તેહને તું વિના કોણ કરે નિધન.
એકના પેટીમાં રેહેશે પ્રાણ, બીજાને તું હણજે બાણ;
મુકયો ટોપ કવચ ને અસ્ત્ર, કાછડો વાળ્યો એકે વસ્ત્ર.
શત્રુએ કૈયમનો મર્મ ન લહયો, પુત્ર પેશવા તત્પર થયો;
દ્વાર ઉઘાડયું હાથે કરી, ત્યારે શિખામણ માની સાંભરી.
મારી માએ વાયક કહ્યાં અનુપ, જે જદુપતિ ધરશે જુજવાં રૂપ;
એ શુક્રાચાર્ય સાચો ગુરૂ નથી, કપટી કૃષ્ણ આવ્યો સર્વથી.
ઉતાવળો થઇ પ્રવેશજ કરૂં, એ દે તાળું તો નિશ્ચે મરૂં;
એવો ભય રૂદયામાં ધરયો, પેટીથી પાછો નીસરયો.
હો ગુરૂ તમારી કારમી પ્રીત, પેસતાં ન માને મારૂં ચિત;
મોંહો રાખી નવ કીજે વાત, ન હોય વિપ્ર વેરી સાક્ષાત.
અહિલોચનના વાયક સાંભળી, પછે પડયા કૃષ્ણ ને મૂર્છાવળી;
જાગ્યા જદુપતિ કરે આંસુપાત, નેણે નીર જાણે વરસાદ.
નીસાસો મૂકયો ગોપાળ, હું અભાગીઓ ફુટયું કપાળ;
ભાઇ કર્મ કરે તે કો નવ કરે, વહાલા કહીએછે તે વેરી થઇ ફરે.
એમ આક્રંદ કરતાં દીઠા હરી, તવ અહિલોચને વાણી ઓચરી;
હવે વહાલ જાણ્યું તમતણું, હું મારે તમો રોયા ઘણું.
કેડ લગી પેઠો પેટી માંહે તંન, વળી સાંભર્યું જનુનીનું વચંન;
રખે માયા કરી કૃષ્ણીઓ રડે, બ્રહ્માને ભેદ કેમે નવ જડે.
બાહાર નીસર્યો વળી અહિલોચન, હો મુની મારૂં નવ માન્યું મંન;
મુની કહે સુને કૃષ્ણનું પાપ, જે દુષ્ટે મારયા તુંજ બાપ.

માની બેહેન મારવાની હત્યાય, જે નહોઊં બ્રાહ્મણુ કેરી કાય;
આમો મારવાનો અધર્મ, નહોઊં ગુરૂ તો તે લાગે કર્મ.
કરી ફરસરામે નક્ષત્રી એકવીશ વાર, જુઠું બોલું તો તે મુજને ભાર;
હવે તુંને નહી આવે વિશ્વાસ, તો હું કરૂં છઊં કંઠપાસ.
એવું કહીને રોયા પરીબ્રહ્મ, અહીલોચને નવ પ્રીછયો મર્મ;
અધિક અધરી પ્રતિજ્ઞા ગોરે કરી, એ શુક્રાચાર્ય સાચો, નહીં હરી.
વહ વાયો વિઠલ સાથે ગયો, મુરખ મરવા તત્પર થયો.
જેમ તીત્તરને તેડે વાગ્રરી, તેમ કાળે પેટી આગળ ધરી;
જેમ કોશ વિશે પેસે તરવાર, તેમ દૈત્ય પેઠો પેટી મોઝાર.
ગારૂડી જેમ સર્પને સુંધાડે જડી, તેમ કાળે પેટી આગળ ધરી:
ગોવિંદ ગારૂડી અહીલોચન સર્પ, ભેદ ભાંગવા કીધો દર્પ.
જ્યારે પેઠો પીંજરમાં કુમાર, ત્યારે હરીએ આવીને દીધું દ્વાર;
પ્રભુ કહે પ્રમાણું રૂડી પેરે જુવો, ચારે ખુણે લાંબા થઇ સુવો.
જો બાર દેતાં અડકે નહીં, તો કૃષ્ણજી સમાય સહી;
હે માહારા ગુરૂજી મનભાવતા, રખે તમો તાળું સપડાવતા.
કૃષ્ણ કહે કેમ કીજે કેર, એણી વાતે વાધે વેર;
કુંવર સુતો એમ પેટી તળે, તવ તાળું દીધું વીઠલે.
વાયુ તણો તવ થયો વિરોધ, અકળાયો અંધારે જોધ;
શરીરથી ચાલ્યો પ્રસ્વેદ, નીસરવા નવ પામ્યો ભેદ.
ચોહો દીસાએ ખંખોળે કુમાર, નવ જડે પેટી કેરૂં દ્વાર;
અકળાયો અતિસે જ્યારે પ્રાણ, તવ ગુરૂજી કહી બોલ્યો વાણ.
મહારા રૂષીજી ઉઘાડો દ્વાર, જાશે જીવને લાગશે વાર;
શા માટે સાંભળતા નથી, હવે મારો પ્રાણ જાય સર્વેથી.
ચોહો દીશા લાગ્યો હુતાસંન, બહાર ભીતર બળે છે તંન;
કાઢો બાહાર મન કરૂણા ધરો, જોયું પરમાણું કૃષ્ણ સમાસે ખરો.
કૃષ્ણ બોલ્યા કૃષ્ણ તેહ હુંય, કોને ગુરૂ કહે છે તુંય;
મેં મોટો કીધો પ્રપંચ, તુંને મારવા કેરો સંચ.

વળણ.

સંચ તને મારવા તણો, મેં તો કીધો મૂઢ;
એવું કહીને ગાજીઆ, મુખે ગરૂડારૂઢરે.

### કડવું ૧૦ મું.-રાગ ગોડીમલ્હાર.

પેટીમાંથી કહે કુંવર, શું બોલો છો બ્યંગ; ગુરૂજી.
તમોને હસવું થાય છે, મૂને અગ્નિ લાગ્યો અંગ. ગુરૂજી.
બીજે ઠામે કૌતિક કીજે, જ્યાં હોય હસ્યાનો ઠાર; ગુરૂજી.
વિલંબ થાશે એક પલકનો, મારો જીવ જાશે નિરધાર ગુરૂજી.
વૃદ્ધપણું શું હવડાં આવ્યું, મુખે નથી બોલતા શુક્રાચાર્ય; ગુરૂજી
વહાલા થઇને વેર વાટો છો, રખે કરતા કૃષ્ણનું કાર્ય. ગુરૂજી
તમને સમ છે બ્રહ્મા ભ્રગુના, જો ન ઉઘાડો દ્વાર; ગુરૂજી.
તમારા સમજો અંત આવશે, હવે હું મુવો નિરધાર. ગુરૂજી.
બહીરપણું શું હવડાં આવ્યું, જે નથી સાંભળતા વાણ; ગુરૂજી.
જો ન કાઢો મુજને આ શંકટથી, તમને માતપિતા નીઆણ. ગુરૂજી.
શિત વ્યાપું શરીરે મહારે, કંઠે પડિયો શોષ; ગુરૂજી.
મનના મનોરથ મનમાં રહ્યા, હવે જાવું પડયું જમલોક. ગુરૂજી.
અંબુજ માંહે બંધાય મધુકર, પેસે જાણી વિસાસ; ગુરૂજી.
તેમ પેટીમાં હું પેઠો છું, આણી તમપર આસ. ગુરૂજી.
ઘરમાં આણી ઘાત ન કીજે, જ્યારે બેઠો મુકયુ શીશ; ગુરૂજી.
જે પોતાના તેને દુઃખ દેતાં વળી, દુભાશે જુગદીશ ગુરૂજી.
ભ્રગુપિતામહ હું પુત્ર તમારો, હવે નિશ્ચય જાશે પ્રાણ; ગુરૂજી.
મારી માતા ટળવળીને મરશે, ભેદશે દુખના બાણ ગુરૂજી.

વલણ.

ભેદશે બાણ ને પ્રાણ તજશે, માતા તે નિશ્ચય મરેરે;
અકળાયો અહિલોચન પછે, અવિનાસિ વાણી ઓચરેરે.

### કડવું ૧૧ મું.-રાગ સોમરી-મારૂં.

દુરીજનની દીનત્વ વાણી સુણી, વળતા બોલ્યા ત્રિભોવન ધણી;
મુકો બહાર નીસરચાનો કોડ, હું તે જદુપતિ શ્રી રણછોડ.
તારી માએ રાખ્યો હતો વારી, તોય શેં ન લહી માયા મહારી;
મેં તો રૂપ રૂષીનું લીધું, તુને મારવાનું કારણ કીધું.
પેહેલા જાણ્યો મેં તું બળીઓ, માટે મારગમાં આવી મળીઓ;
જો હોય પૂર્વ જન્મનું પાપ, તો મુકીએ સાંણુસે સાહયો સાપ.

હાવે તો તમે તે મને શું કરશો, અકળાઇ આફણીએ મરશો;
હું તો વેરી છઉંરે તાહરો, મેં અરથ સારયોરે મારો.

ઢાળ.

મારો અર્થ સારયો સર્વેથા, આશા તે મુકો જીવની;
એ વેરણ તારી તું જાણે, પેટી લાવ્યો શીવની.
હું બ્રહ્મા ને વળી ભોળો, એ ત્રણ તું જાણ એક,
એમ વરદાનવાળા વિદારયા, મેં તું સરખા અનેક.
એવા વાયક સાંભળી વિશ્વંભરના, હૈડે લાગ્યો હુતાસંન;
ક્રોધ કરી કુંવર બોલ્યો, કૃષ્ણ પ્રત્યે વચન.
ધિક્કાર જાદવ કુળને, જ્યાં તું સરખા ઉત્પંન;
પણ કુળનો વાંક કશો નથી, ભુંડું ભરવાડાનું અંન.
હાથ લાકડી ખાંધ કામળી, વૃંદાવન ચારી ગાય,
ગતિ ક્યાંથી ગોવાળીઆને, રૂદે નહીં દયાય.
પશુપાળજ પાપીએ, કપટ કરી વહાયો મૂને;
અભિંતંર જો હણયો અલ્યા, નરકવાસ હજો તૂને.
ગોવર્ધનને કર ધરયો, ઉતારયો ભૂતળ ભાર;
કેશી કંસ પછાડયો તે, તુજ બળને છે ધિક્કાર.
રૂક્ષમણીનું હરણ કીધું, દીધો દુષ્ટજનને માર;
જરાસંધને જીત્યો તે, તુજ બળને છે ધિક્કાર.
નરકાસૂરને મારીને, પરણ્યો પેમદા સોળ હજાર;
પારીજાતિક પુષ્પને લાવ્યો, તે તુજ પ્રાક્રમને ધિક્કાર.
પ્રહ્લાદની તેં પીડા ટાળી, ધરી નૃસિંહ અવતાર;
નખે નિપાત્યો હીરણ્યાકસ્યપ, તે તુજ પ્રાક્રમને ધિક્કાર.
વપું કીધું માનનું ને, વેદ વાલ્યા ચાર;
શંખાસૂરને સમાવ્યો, તે પ્રાક્રમને ધિક્કાર.
વારાહરૂપ વિઠ્ઠલ થયો, ને ધરયો ભૂતળ ભાર;
નક્ષત્રી ભ્રગુરૂપેએ કરી, તે બળને પડો ધિક્કાર.
પાહાણ તારયા પાણી વિશે, ને સેન્યા ઉતારી પાર;
રાવણ રોળ્યો રણ વિશે, તે તુજ પાક્રમને ધિક્કાર.

બળજો મારા હાથનું, જો હોય દેવકી કુમાર;
સંગ્રામ કરે નહીં મુજસાથે, તો તુજને છે ધિક્કાર.
કાઢ જાદવ જીવતો, યુદ્ધ કીજીએ એકવાર;
મળ વિદ્યા એમ છે નહી, તે તારા બળને ધિક્કાર:

વળણ.

ધિક્કાર જાદવના પતિ, કપટ કરી મુને મારીઓરે;
ગુરૂ થઇ આવી મળ્યો,ને પ્રાણ પોતાનો ઉગારીઓરે.

કડવું ૧૩ મું.—રાગ સામેરી સોરઠ.

સાંભળી અસુરની વાણી, એમ બોલીઆ સારંગપાણી;
શક્તિ હોય જો શરીરમોઝાર,તો પેટી ભાંજીને નીસરો બહાર.

ઢાળ.

બહાર નીસર શક્તિ હોય તો, અહિલોચન શું બેસી રહ્યો:
અગ્નિ લાગ્યો અસુરને જ્યારે, કઠણ બોલ કૃષ્ણે કહ્યો.
હાંક મારી બોલ્યો ઉછળ્યો, વાણી વિશ્વંભરની સાંભળી;
પાટુ મારી પેટી ઉછાળી, આકાશે જઇ આફળી.
ચળ્યો ચંદ્ર ને સૂર્ય નાઠો, ઉડગણ તે ઊંચા ગયા;
અમર સર્વે એ સ્થાનક મુકયાં, ભયભીત બ્રહ્માજી થયા.
પડી પેટી પૃથ્વિ ઉપર, ત્યારે ખળભળ્યા સાત પાતાળ;
એક ગફા દીઠી સમીપે, ત્યાં સંતાયા ગોપાળ.
થાય કારણ કાટકા, રેણું ઉડે ત્યાં અતિ ઘણી;
સૂર્ય ઝાંખો થઇ રહ્યો, ત્યારે બીહીના દ્વારીકાં ધણી.
બ્રહ્માંડ લાગ્યું ડોલવા, ને અવળી સવળી નદી વહી;
મારો માખણ ચોરટા ને, એમ ઉછળતાં વાણી કહી.
સાત વાર આકાશે આફળી, તોએ પેટી ન ભંગ;
પછે રેધ હવો પવન તણો, ને શિતળ થયું તેનુ અંગ.
કંઠે તે બાંધી કાચકી ને, બોલી ન શકયો વાણ;
ત્રાહે ત્રાહે ત્રીકમ ન મુઓ, એમ કરતાં નીસાર્યા પ્રાણ.
જગન્નાથે જોયું પછે, જે શત્રુ પામ્યો નાશ;
જોઉં મુઓ કે નથી મુઓ, એમ આવ્યા પેટી પાસ.

પછે વજ્ર પીંજર લીધું મસ્તક કો, મોહન મંદીર સંચર્યા;
સમાચાર સર્વે પુછીયો, પણ મુખથી તે નવ ઓચર્યો.
વીચાર કીધો વીઠલે, એહના પ્રાણ રહ્યા પેટી વિખે;
જો અવતરશે અવની વિશે, તો કો નહી રહેશે સુખે.
પડપુછ એની નવ કરે, મુકું સુભદ્રાને ઘેર;
મનની વાત કોને નવ કહી, આગળ વાધવું છે વેર.
સોળ સહસ્ત્ર નારી જોવા રહી, શું લાવ્યા અવિનાશ;
કોઈ કને થોભ્યા નહી, આવ્યા સુભદ્રાને અવાશ.

વળણ.

અવાસ આવ્યા મર્મ સાથે, બેહેન શું છાના મળ્યારે;
કો ઉઘાડી જોશો નહી, એવું કહી વિઠલ વળ્યારે.

### કડવું ૧૪ મું.–રાગ દેશાખ.

માતાને ઘેર ગયા મોરારીરે, ત્યારે ટોળે મળી સર્વે નારીરે;
સોળ સેહેસ્ત્રે વાત વિચારીરે, શું લાવ્યા ગીરીવર ધારીરે.
આવ્યા સુભદ્રાની પાસેરે, જ્યારે બહાર પધાર્યા અવિનાશરે;
ત્યારે નણુંદ થયા પ્રસન્નરે, આપ્યાં સોળ સેહેસ્ત્રને આસનરે.
પછે સુભદ્રા હરખે પુછેરે, ભાભી સર્વે આવ્યાં તે શું છેરે;
સુણી સુભદ્રાની વાણીરે, ત્યારે બોલ્યાં રૂક્ષ્મણી રાણીરે.
આવ્યાનું સ્થાનક અમારૂંરે, તે તો બાઇ ભોવન તમારૂંરે;
અમો ભાભી જે સોળ હજારરે, તેને તમારો છે આધારરે.
જ્યારે તમે જાશો સાસરડેરે, નહિ કદી અપાય વસુદેવ ઘરરે,
સાસરવાસો સર્વે ભોજાઇરે, કરવા ઇચ્છે છે તમને બાઇરે.
અમ સરખું કાંઇ કામ દેજોરે, મન ગમે તે માગીને લેજોરે;
જ્યારે એમ કહ્યું વડી વામારે, ત્યારે બોલ્યાં છે સતભામારે.
આપણુ એથિ અધિક કંઇ નહિયેરે, દુધછે તોય એને એ છે દહીયેરે.
આપ્યાનો તે શો છે ઉધારોરે, બાઇજી આ લોની હાર અમારો રે;
આપણુ ક્યાં ખર્ચિશું ગર્થરે, સાસુ નણુંદ એ મોટું તિર્થરે.
આપ્યો હાર તે સતભામા સતીરે, ત્યાર ઉઠિયા જાંબુવંતીરે;
આ પેહેરો સુભદ્રાજી ચીરરે, ચિત્ર વિચિત્રે ભર્યું છે હીરરે.

રૂક્ષ્મણીએ કીધું મન બાહોળું રે, આપ્યું પહેરવાનું પટોળું રે;
એક કહે લ્યો સુભદ્રા બેહેન રે, આ માળા લ્યો મોટી મોહન રે.
કેણે આપ્યાં કંકણ ને ચૂડી રે, નણદી કહે ભાભીઓ રૂડી રે;
ઘોળા સાળુ છાટયાં કેશર રે, મોટાં મોતી નકે વેશર રે;
કો જોડ આપે અણવટની રે, કો છોડે કટીમેખલા કટની રે.
કલ્લાં કાંબી ને ઝાંઝરીઆં રે, નણંદને અર્પણ કરીઆં રે;
એમ આભ્રણ આપ્યાં સર્વે રે, ત્યારે બોલ્યા સુભદ્રા ગર્વે રે.
આજ ભાભી પરોણા રહીએ રે, વળી કામ અમ સરખું કહીએ રે;
સુણી સુભદ્રાની વાણી રે, ત્યારે બોલ્યા તે રૂક્ષ્મણી રાણી રે.
જેવાં કરશો તેવાં થઇશું રે, વહાલી વાત તે તમને કહીશું રે;
કહું છું કહો સુભદ્રા બઇ રે, આજ આવ્યા હુતા તમારા ભાઇ રે.
પેટી હતી તે ભીયા કને રે, આવીને તે આપી છે તમને રે;
તે પંજરમાં શું છે રે, ભાભી સાથ સૌકો પુછે રે.
આપણે બોલવું ચાલવું શાનું રે, એહને જોઇ જાવું છે છાનું રે.
માટે ઉઘાડો પંજરનું તાળું રે, અમો વેગળી રહીને નિહાળું રે;
નણંદે જીભ કરડી ત્યાં દંત રે, ભાભી ક્રોધી તમારો કંથ રે.
જાણોછો ત્રિકમની ટેવ રે, અગ્નિ કટકો છે કૃષ્ણ દેવ રે;
એ તાળાંની કૂંચી રે, મોહને મૂકી છે ઊંચી રે.
શું જાણીએ કે ઘો છે કે સાપ રે, તેને દેજો તમે જબાપ રે;
ત્યારે સતભામા ત્યાં પૂછે રે, બાઈ આવડું બીહો તે શું છે રે.
જો તમ ઉપર કોપે શ્યામ રે, ત્યારે મારૂં તમો લેજો નામ રે;
જો હરી દેખાડે મુને બળ રે, રૂડી પેરે ઉતારૂં ઝાકળ રે.
ત્યારે બોલ્યા તે જાંબુવંતી રે, એક મેં વિચારી છે મતી રે;
આપણ અધરી પ્રતિજ્ઞા કીજે રે, જે કોઇ બહાર જૈ વાત ન કીજે રે

વલણ.

ન કીજે વાત વિઠલની ચોરી, જાંબુવતી એમ ઉચરે;
સંજય કહે સાંભળ ધૃતરાષ્ટ્ર, પછે સામા સમ કહેવા કરે રે.

કડવું ૧૪ મું.—રાગ મારૂ.

જાંબુવતી કહે બહાર જઈને, કરે પીંજરની વાત;
તેને માથે ભાર એટલો, નહીં પીતાની જાત.

પછે સુભદ્રાના હાથમાં તે, આપ્યાં સત વચન;
વસ્ત્ર આભુષણ રહ્યાં જોઇને, માન્યું માતુની મન.
ચાલી સુભદ્રા પંજર પાસે, કુંચી કરમાં સહાઇ;
એકલીએ તાળું ઉઘાડીયું, જુવે વેગળી સર્વ ભોજાઇ.
દ્વાર બંને જુજવાં કીધાં, જુવે છે સર્વે સાર;
માંહે મૃત્યક મોટું દીઠું, ત્યારે હશી રાજકુમાર.
અહીલોચનનો પ્રાણ રહોતો, વળગી પેટીના પાસ માંહે;
હસતાં હાસ કરી હંસ પેઠો, હરીભગિનીના નાક માંહે.
અબલાને ગર્ભ છે અરજુન કેરો, થયા છે પંચમાસ,
તે પીંડ માંહે પાપી પ્રાણે, સઘ પૂરયો વાસ.
તે જીવ વિચારે અહીલોચનનો, હું આવ્યો હરીને ઘેર;
ન થાઊં પ્રશવ મારૂં સુભદ્રાને, વાળું પિતાનું વેર.
ત્યારે કૃષ્ણની કામનીએ કૌતક કીધું, મરકલડે મુખ તાણ્યું;
કમઇ જુવો આપણા કંથની, મુવું મુડદું મશાણથી આણ્યું.
તાળી દઈ હસ્યા માંહો માંહે, સર્વમાં સતભામા ડાહ્યા;
ભાઇએ હેત કીધું ભગનીને. અવીલોકે અભડાવ્યાં.
પીતાંબરની પાલવ ઢાંકી, પ્રભુએ પીંજર આણ્યું;
મારે મંદીરે ન આવ્યા, મેં ત્યાર થકી કૌતક જાણ્યું.
મુખ મરકીને તાણે સરકડા, કરવા લાગી ઠંઠોળી;
સુભદ્રાને વીંટીવળી ભાભી, સોળ સેહેસ્રની ટોળી.
રૂક્ષમણી કહે બાઇ મહારે મંદીરે, ટમકલી છીંટ છે આછી;
તે તમને હું આપીશ બાઈ, પટોળી આપોની પાછી.
જાંબુવંતી કહે બતરીશ લક્ષણો, બાઈ તમારો વીર;
તે જાણે તો મુને ઠાર મારે, માટે આપો માહારૂં ચીર.
હાંસતાં રહી સતભામા બોલ્યાં, હાથ દઇને ગાલે;
આજતો હાર લાવોની પાછો, જોઇએતો આવજો કાલે.
એક કહે નહીં સખે આપણું, નહિ અમેયા ભીખારી;
હસ્તિનાપુરમાં કેમ જાશે, અંગુઠી પેહેરી માહારી.
એક કહે એ બેઆને આપતાં, આપણું હૈડું હીસે;
પીછું લઇએ છે એટલા માટે, જે પીહેરમા વરણાગી દીસે.

માન દઇ ઉપમાન માંડયું, જ્યારે વસ્તુ પેટીની જાણી;
મુળકું વસ્ત્ર જે સુભદ્રાનું, ભાભીએ લીધું તાણી.
ત્યારે બડબડતાં સુભદ્રા બોલ્યાં, જે ધણી હું માનમોહતી;
હવે સાલ્લા સોતી જવાદો, ભાભીઓ ભાવજ પોહતી.

વળણ.

પોહોતી ભાવના ભાભીઓ, એમ નણંદે ટચકો ટોડીઓ;
લટપટ કરીને વસ્ત્ર હર્યાં, પછે આપ આપને મંદીર દોડીઓ.

## કડવું ૧૬ મું.—રાગ રામગ્રી.

સંજય કહે રાય સાંભળો, જે અટપટિ વાત;
મર્મ કો પ્રીછે નહી, એ જાણે જુગતાત. સંજય૦
તે સમે અર્જુન ત્યાં હતા, સાસરડામાં મહાલે;
સાત માસ ત્યાં રાખ્યા, વિઠલજીએ વહાલે. સંજય૦
સુભદ્રાને સીમંત આવ્યું, ભાવ્યું સર્વ સાથ;
પ્રારથ પ્રત્યે બોલ્યા, કુશસ્થળિનો નાથ. સંજય૦
ઇન્દ્રપ્રસ્થ જાઓ ઉતાવળા, અર્જુનજી તમો;
મોસાળું લઇને આવું છું, પુઠળથી તે હમો. સંજય૦
શિવસાંચી પછે સંચર્યા, સાથે સુભદ્રા નારી;
નીકુળ સહેદેવ સામાં આવ્યા, મળ્યા ગાંજીવપાણી. સંજય૦
જય જયકાર વરતી રહ્યોરે, હરખ્યા રાય ધર્મ;
શાસ્ત્રે ઘટે તેવાં સીમંતના, તે તે કીધાં કર્મ. સંજય૦
મોહન મોસાળું લઈ આવ્યા, સાથે છે રામ;
જેને ઘટે તેવું આપીયું, ખરચ્યાં બહુ દામ. સંજય૦
દુશળ્યાએ બાંધી રાખડી, થયો નીકુળ બુશેટિયો;
વહેવાઈ થઇને માંગતો, વ્રકોદર તે હઠિયો. સંજય૦
કહે જાદવજી તમો આવીઆ, લઇને મોસાળું;
પુરૂં પડેતો હયાં રેહેજો, નવ કરશો કૌતક વાળું: સંજય૦
કૃપા કરીને કહે કૃષ્ણજી, રામ પાડશે પૂરૂં;
તમ સરખા સગા છો તો, શાને રહેશે અધુરૂં. સંજય૦

વળણ.

અધુરૂં કાંઇ રહેશે નહી, રામ આપશે તે લઇ નવ શકો;
બળિભદ્ર કહે ઊભા રહો, જે જોઈએ તે કાગળમાં લખો.

### કડવું ૧૭ મું-રાગ ગોડી મલ્હાર.

ભીમ કહે તમો પ્રથમ લખો, તેમાં હાથી પંચ હજાર; હલધર.
પાણી પંથા આજ સંધાથે, દશ સહસ્ત્ર તોખાર. હલધર.
મુને તો લોભ ગમે નહી, તે માટે લખાવું સેહેલ; હલધર.
પાંચ ભાઇને પાંચસો તમો, લખો અનોપમ વેહેલ. હલધર.
છેલકડાં લાંખેક લખો, તેનો ન્હાંશો અંક; હલધર.
ગાયો ભેસું સૈકો આપે, જે હોય દરિદ્ર રંક; હલધર.
માતાનું મનતો વહુ મનાવશે, લુગડાં ચીથરાં જેહ; હલધર.
સો મણ જોઇએ સોનું રૂપું, પારથને પૂછો તેહ. હલધર.
કાંઇ ગાંમ ધરે મામેરાં મધ્યે, તો હાથ જોડે ધર્મરાય; હલધર.
સત ગામ આપવાં કરીને, નમો નરપતિને પાય. હલધર.
સો કુંડી તો લખો સાલુની, પીછોડી પામે દાસ; હલધર.
જાડાં છાયલ લાખેક જોઇએ, કીંકરીઓ કરે આસ. હલધર.
ભાર કનક લખો ભગનીને, બાંધી છે રક્ષાય; હલધર.
એ ભાર બુશોટીયાને આપે તો, કામ ચાલતું થાય. હલધર.
ગુરૂ પિતામહ ને કાકાજી, વળી કાકાના કુમાર; હલધર.
વેહવાઇવળું જો લખાવું, તમને મુકવો પડે આ ઠાર. હલધર.
બુરશી દક્ષણા લખો બ્રાહ્મણને, જે મળ્યા છે વીશ સહસ્ત્ર; હલધર.
એકેકાને સવા શેર સુનું, અબોટીયું ને વસ્ત્ર. હલધર.
એટલું તો આશરે લખાવ્યું, જો તમો આપશો આજ; હલધર.
એ લખ્યાથી અધિક આપશો તો, તમારા ઘરની લાજ. હલધર.

વળણ.

લાજ વાધશેહરજી તમથી તણી, એટલાથી અધિક કરો;
હાથ ન પોંચે હલધરજી તો, અમારા લઇ છાબે ભરો.

### કડવું ૧૮ મું.-રાગ ધનાશ્રી.

જે જે લખાવ્યું પવન પુત્રે, તે સર્વે આપ્યું અવિનાશજી;
વિવેક કીધો વિશ્વંભરે, સરવેની પોતી આશજી.

પેહેરામણી કરી પરઞરચાંરે, પાંડવને ત્યાં વનમાળીજી;
ત્યાર પેહલાં વીસરી ગયાં, હળધર જે પાંચાળીજી.
ક્રોધ કરીને બોલ્યાં પટરાણી, સુભદ્રાની પ્રત્યેજી;
બાઈ હરિ તો બાંધ છે તમારો, પણ ટચકો તોડ્યો સરતેજી.
એહવું કહીને અંતઃપુરમાં, અર્જુનને દેતી આળજી;
સુભદ્રા ગઇ કૃષ્ણની પાંસે, પડી પૈઠડિયામાં ફાળજી.
સાન કરીને કહ્યું કૃષ્ણને, જે વીસરીયા પટરાણીજી;
એક સ્વાસે ધાઇ આવ્યા, ઘરમાં સારંગપાંણીજી.
દ્રુપદીએ કર અંજળી લીધી, શ્રાપ અરજુનને દેવાજી;
એહવે હરી આવી ઊભા રહ્યા, અને વંચન ન દીધું કહેવાજી.
આસનથી ઉભી થઇ અબળા, મનમાં લજ્યા પામીજી;
બેસો બેસો મારા સમ છે, નરહરી બોલ્યા શિર નામીજી.
કહે દ્રુપદી હું ભલે ટાળી, સુભદ્રાએ ભગવંતજી;
હું તો શ્રાપત નરનારીને, પણ તમો દુભાઓ અંતજી.
મન કલ્પી ટળે નહી માઈ, મને ભરચાં કુટુંબમાં ઉવેખીજી;
હવે સુભદ્રા ને સવ્ય સાચી, વહુનું સીમંત નવ દેખેજી.
તમ ઉપર દુખ નથીરે મુજને, પધારો જદુવીરજી;
આજને આપે શું થશે, દુખ વેળાએ પૂરજો ચીરજી.
મન મનાવીને વળ્યા મોહન, ભાણેજને દેવરાવી શ્રાપજી;
અભિમન્યુ મુઓ ધૃતરાષ્ટ્ર, તે દ્રુપદીનો પ્રતાપજી.
વાત રાખી વિશ્વભરે, ત્યાંથી પાછા વળિયાજી;
નવસેં નવ્વાણું પુરૂષા સભામાં તે, મોસાળામા લાડ પલિયાજી.
આજ્ઞા માગી પાંડવ કેરી, ગયા કૃષ્ણ ને ઠામેજી;
સુભદ્રાજી સાથે તેડી, આવ્યાં દ્વારીકા ગામેજી.
દેવકી રોહીણી આવીને મળ્યાં, આદરે આલિંગન દીધુંજી;
સોળ સેહેસ્ર ભાભી પાય લાગી, આગત સ્વાગત કીધુંજી.

વલણ.

સ્વાગત કીધું [illegible] દીનાઈ દીસે [illegible] નવનવો;
જન પ્રેમાનંદ કહે કરજોડી, મહોત્સવ [illegible] હવો.

કડવું ૧૯ મું—રાગ વેરાડી.

સંજય ભણે સાંભળ હો રાજા, સુભદ્રાનું દુઃખજી;
ઉંઘ નહી ને ભુખ નહીં રે, કહેતાં ન આવડે મુખજી.
સુખે રમતાં જમતાં તેહને, વહી ગયા દસ માસજી;
અગિયારમે તે અકળાઇ અબળા, પાપીએ પુર્યો પાસજી.
અહીલોચન અંશ ઉદરમાં, ઉપજ્યો મહાક્રોધીજી;
સ્થુળ શરીર પોતાનું કીધું, રહ્યો પેટમાં વિરોધીજી.
ત્વચા તણાયે ને તાપ ઉપન્યો, શરીરે વાપ્યું શીતજી;
થરથર ધ્રુજે તે કાંઇ ન સુજે, ભમવા લાગ્યું ચીતજી.
પાધરૂં બોલાય નહીને, ટુંકડી થઈ રસનાયજી;
નસ નીસરી કરપદ કેરી, ઊભાં નવ થવાયજી;
હળક હેડકી ને શુળ આવે, સામાને શરીરજી;
જગંજળાં લોચન કાચ સરીખાં, નીસ દીન વેહતું નીરજી;
હાલક હુલક હરીને મંદીર, વસુદેવે જાણી વાતજી;
પુત્રીની પીડા દેખીને, રોવા લાગ્યા માત તાતજી;
રૂડું થાવા રોહીણીજીએ, ઊગ્ર આખડી લીધીજી;
સાત દિવસ લગી સુતાને અર્થે, જળ અંજળી નવ પીધીજી.
ત્રાહે ત્રાહે કરે તારૂણી, તેટલે મળ્યો સર્વે સાથજી;
રોહીણી દેવકી રોતાં બોલ્યાં, સાંભળો વસુદેવ નાથજી.
સ્વામી સુભદ્રા મર્ણ પામે છે, દુઃખસેં નથી ધરતાજી;
સાંકડી વેળાએ લજ્જા શેંની, ધાઉપતો કાં નથી કરતાજી.
એ મુવાનું દુઃખ મુને નથી, મરે છે મનુષ્ય માત્રજી;
ફરી ફરીને એમ સાલે છે, જે ક્યાંથી અર્જુન જામાત્રજી.
નાનપણેથી ગઇ હોત તો, દુઃખ નોતું કેમેજી;
આજ મોટી થઇને મુકી જાય છે, વહાલાં સુભદ્રા બેનેજી.
બાળપણ માંહે લાડ કુંવરી, મરવું જીવવું નવ લેહતાંજી;
જાણતાં પ્રીછતાં થઇ જમલોક જાય, વય થઇછે વેહેતાંજી.
પરમેશ્વર પૃથ્વિ પછાડયાં, આપણને સાહી ચર્ણજી;
કહો કેમજી કોણ માપે, દીકરી પામે છે મર્ણજી.

વસુદેવ બોલ્યા આંસુ ભરતા, દીકરી હું દેખીને લાજેજી;
તમો સંકર્ષણને સંભળાવજો, સાજે પાળ બાંધેજી.
વાત સાંભળીને આવ્યા વીરો, સુભદ્રા તે જ્યારે;
ભુવા પાંચાક્ષરીઆ તેડાવ્યા, આવ્યા વૈદ તેવારે.
તંત્ર જંત્ર ને મંત્ર પાણી, પાઇને દેતા ધૂણીજી;
ઉતારો જોશીએ મેલાવ્યો, ત્રવટિયે છાંણું ને પૂણીજી.
રાજવૈદ નવનવા આવે, ઝોહતા તારૂણીની નાડીજી;
ત્રણ સંવત્સર વહી ગયા પણ, કોઇએ ન વ્યાધિ કહાડીજી.
પાપી રહ્યો પ્રાણ લેવા, પેટમાંથી હાલેજી;
સ્થુલ શરીર નવ રહે સખણો, તે સુભદ્રાને સાલેજી.

વળણ.

સાલે દુઃખ સુભદ્રાને, પડી પામવા મર્ણરે;
સામા સર્વે રોતી સાંભળી, પછે આવ્યા અશર્ણાશર્ણરે.

કડવું ૨૦ મું-રાગ મેવાડો.

સંજય ભણે સાંભળ હો રાજા, વૈદ થયા વિશ્વનાથજી;
નાડ ગ્રહી બેઠા નર હરી, ગ્રહ્યો ભગનીનો હાથજી.
ત્રાહે ત્રાહે કરી કેશવ કહે છે, તમે સર્વે નીસરો બહારજી;
તાત ભ્રાતને આગ્ના આપી, વળાવી સર્વે નારજી.
ચક્રાવો ચીતર્યો ચતુર્ભૂજે, ભગની શું બોલ્યા ચંતજી;
સુભદ્રાજી સન્મુખ થાઓ, સાંભળો એક ચીત્તજી.
એ જન્મ પામવાનો જંત્ર છે, કહું તે ધરો કાનજી;
ચક્રાવ્યુહ એવું તે નામ છે, એમ વદે શ્રી ભગવાનજી.
પેહલે કોઠે એક બારણું, વંક વળામણ ત્રણજી;
મધલે વંકે જે પેસે જોદ્ધો, તે સુભટ ન પામે મર્ણજી.
નવ બારણાં બીજે કોઠે, તેનો કહું ભગિન ભેદજી;
છેલે દ્વારે પેસવું ઉતરને, એમ વદે ધનુર્વેદજી.
ત્રીજે ગુલ્મે ત્રણ મારગ છે, મહાદેવને દોહેલો મર્મજી;
દક્ષિણનું દ્વાર અતિસેંવાકું, ત્યાં તે ભણવું કર્મજી.
ચોથે ચક્રે બતરીસ બારી, એક મધ્યે મોટું દ્વારજી;
તે માંહે જાય જો જોદ્ધો, જીવે તે નીર્ધારજી.

પંચમે ગુલમે બેરે બારણાં, અને આઠ અવળાઈજી;
વેગળેથી દોટ મુકવી, માંહે પેસવું ધાઇજી.
છઠે કોઠે છાસેટ નાકા, એ ભુલવણીનો ઠામજી;
પંચ ને સાઠ મધે પેસવું, એમ કહે સુંદર શ્યામજી.
જે જે મર્મ કહ્યા યદુપતિ તે, ગર્ભે ગોખ્યા મૂળજી;
હાલતો ચાલતો રહ્યો પેટમાં, ત્યારે સુભદ્રા પામી સુખજી.
શાતા થઇ સામાને શરીરે, તતક્ષણ નિદ્રા આવીજી;
ભગવાને ભણાવવું મુકી છાંડયું, બેહેનને ન બોલાવીજી.
ત્યારે પેટમાંથી પુત્ર બોલ્યો, હરિને દઇ હોકારેજી;
છ કોઠા હું શિખ્યો મામા, સાતમો વિસ્તારોજી.
અકસ્માત એવું સાંભળીને, મર્મ ન કહ્યો મોરારજી;
એસુજો અધિકે ભણાવું, જો તું નીસરે બહારજી.
કહેતાં માંહે પ્રશવ થયો, વળી વિદ્યા ભણવાનું કોડજી;
વેરી જાણી ચક્રવ્યુહ ભાંજ્યો, ઉઠ્યા શ્રી રણછોડજી.
પુત્ર પ્રશવ્યો પુત્ર પ્રશવ્યો, વાત સાંભળી ચોફેરીજી;
હાથા તોરણ હરિને મંદીર, વાજે વાજીત્રા ને ભેરીજી;
રોહીણી દેવકી આનંદ પામ્યા, આનંદ વસુદેવ રામજી.
જાચક જંન સર્વે સંતોષ્યા, બલીભદ્રે ખર્ચ્યાં દામજી.
વધામણી મોકલી ઇંદ્રપ્રસ્થમાં, હર્ખ્યા રાજા ધર્મજી;
વિપ્રને બહુ દાન આપ્યાં, અર્જુને કીધું જાત કર્મજી.

વળણ.

કર્મ કીધા કારજ સિધ્યાં, વહી ગયા 'માસ સાતરે;
પછે આણું કરવા સુભદ્રાને, મોકલ્યા નિકુળ ભ્રાતરે.

કડવું ૨૧ મું-રાગ ચંડોલ ખમાચી.

સ્વામી નીકુળ તે આણે આવ્યારે, કંઇ ભાવ્યો ભુદરને મનરે;
સુભદ્રાને, હૈડે હરખરે, વરશ ઉઠનો થયો બાળે તંનરે.

ઢાળ.

ઉઠ વરસનો બાળકો તે, પિતાપેં રૂપવંત;
તે માટે સમોતી સાસરે, જાવા માન્યું માનુનીનું ચંત.

નારાયણને નીકુળ ભેટ્યા, કહી કુશળની વાત;
સાસરવાસો સુભદ્રાને, કીધો સંકર્ષન ભ્રાત.
ઉગ્રસેન રાજા વસુદેવજી, સંકર્ષન શ્રી રણછોડ;
સાસરવાસો સરવે કીધો, પોતા માજીની મનના કોડ.
ભાભીઓને ભેટ્યા ને, મળ્યા માને કુમારી;
વળાવી પાછા વળ્યા, બળિભદ્ર શ્રીમોરારી.
નીકુળ જતાં બોલીઓ, સાંભળો શ્રી પરીબ્રહ્મ;
માસ એક પુઠળથી આવજો, મળવા ઇચ્છે રાયધરમ.
એવું કહી ઇંદ્રપ્રસ્થ આવ્યા, વહુ નમ્યા સાસુને પાગ;
પગે લાગણું ધણું એક કીધું, જે પીહેરની છે શોભાગ.
પાંડવને અભિમાન વાધ્યું, થયો જોડો ધામ;
તે માટે સ્વાં પુત્રનું, અભિમન્યું ધરયું છે નામ.
પછે બે સંવત્સર સર્વે ત્યાંયે વહી ગયા, આવ્યા મહેરાણા;
બેઠા મળ્યા ભગવાનને, ફરી બેઠા જદુરાય.
દીકરી લાવી કુંવરને, અદ્ભુત તેનું તેજ;
અવિનાશીએ ઓછંગે લીધો, જાણી પોતાને ભાણેજ.
સભા સઘળી દેખતાં, રમાડ્યો ભગવંતે બાળ;
પછે અભિમન્યુએ મુછ ઝલી, તાણી આ ગોપાળ.
પારથ પુત્રે પ્રાહાર માંડ્યો, પાટુનો પેટમાંહ;
તે વજ્ર થઇને વાગવા લાગ્યુ, હરી કહે હાય હાય.
મુકાવ્યો મુકે નહી, મોહન મુછના બાળ;
કૃષ્ણજીએ કુંવર દીઠો, મહા કતાંતજ કાળ.
હસતાં હરી એમ ઓચરે, અલ્યા શું કરે સમજ્યો પૂત;
મામાને મારીએ નહી, તું ભગની કેરો સૂત.
કુંવર કહે કૃષ્ણજી, તમો ભુલાવ્યો પંથ;
કંશ મામો મારીયે તમો, ભાણેજ થઇ ભગવંત.
તમો કીધું તે મારેજ કરવું, રખે રહેતા ઢીલાઢ.
અમો તે લોપું નહી, મામા મારયાના ચીલા.

વલણ.

ચીલો તો લોપું નહી, વળી કુંવર એવું વદે;
સભા સઘળીયે હાસ્ય કીધું, પણ હરિયે વાત રાખી રૂદે.

### કડવું ૨૨ મું—રાગ દેશાખ ચાલ ઢુંકડી.

સંજય ભણે સાંભળની રાય, અભિમન્યુનો કહું મહીમાય;
જે અભિમન્યું બોલ્યો વિપરીત,તે વેણ વિઠલે રાખ્યું ચિત્ત.
કુંતાને ભેટયા કમળાપતિ, પછે પધારયા દ્વારામતિ;
એકવાર પાંડવે કીધું આકુત, દુર્યોધનસું રમ્યા દ્યુત.
હારયારે રાજ હારયા ભંડાર, વસવુંરે વન સંવત્સર બાર;
પાંચાળીસું ગયા વનવાસ, ત્યાં મળ્યા આવિ અવિનાશ.
પાંડવને ભેટયા જદુવીર, કહ્યું કષ્ટ નેણે ભરી નીર;
અભિમન્યુ સુભદ્રાને આણું કરી, દ્વારામતિમાં ગયા નરહરી.
ભાણેજ ભાવ ભગવંતે ગણ્યો, પ્રદ્યુમન સાથે વિદ્યા ભણ્યો;
તેર વરશ મોશાળે રહ્યો, સત્તરનો સુભદ્રે થયો.
પાંડવના દીન પુરણ થયા, એવે મચ્છ દેશમાં પ્રગટ થયા;
રાયે વૈરાટે સેવા કરી, પાંડવશું વાણી ઓચરી.
મેં કીધું મહા કુડું કર્મ, પાસા પ્રહારે પીડયા ધર્મ;
આ દ્રુપદી સતી સુંદરી, તેને મેં કહી કીંકરી.
દુખે નીરગમ્યા છે દસ માસ, પૃથ્વિપતિને મેં કહ્યા દાસ;
તેહ ભાર ઓસંકળ કરો, ઉત્તરા કુંવરી અમારી વરો.
ભણાવી કીધી અટપટી, માટે પરણાવવા ઘટે કીરટી;
કન્યાદાન લ્યો ગાંડીવપાણ, વળતા બોલ્યા ગાંડીવવાણ.
જે ભણાવી મેં પુત્રી કરી, તેને કયમ કહું સુંદરી;
જો ગુરૂ ઇચ્છે એથી સંતાન, તો ઉદયાચલ ન ઉગે ભાણ.
પણ અભિમન્યું છે માહરો બાળ, જેનો મામો શ્રીગોપાળ;
તેને પુત્રી આપો તમો, સગા વેવાઇ અર્જુન થયા હમો.
સુણી પારથનું એવું વચન, મચ્છપતિનું તવ હરખ્યું મન;
પછે યુધિષ્ટર કાગળ લખે, મોકલવાને દ્વારિકા વિખે.
સ્વસ્તિ શ્રી પુરી દ્વારામતી, લક્ષણ પુરણ કમળાપતિ;
ત્રીકમજી ત્રિભોવન ધણી, કૃપા કરોછો તેથી કરજો ઘણી.
લખીતંગ પત્ર ધર્મ નરેશ, અમો ઉદયા છઉં મચ્છને દેશ;
તમારી કરૂણાની છે લેહેર, વરસ ઉતરયાં વૈરાટને ઘેર.

મચ્છપતિને છે દીકરી, તે અભિમન્યુને પરણાવવા કરી;
જો તમને ગમે ગોપાળ, તો કીજિયે એ વેવીશાળ.
ઘટે તેવું કહાવજો ગોપાળ, જાન લઇ આવજો પ્રતિપાળ;
આખું ગામ તેડી કુસસ્થળી, જે હોય જાદવની મંડળી.
અભિમન્યુ છે તમારી પાસ, તેને પરણાવવા આવો અવિનાશ;
હમો બેસી રહ્યા છું તમ માટે, ત્યાં આવો તો વાત ઘાલીએ ઘાટે;
પત્ર આપીને વોળાવ્યો દાસ, તે ગયો જ્યાં હતા અવિનાશ.
સભામાં જઈ ઉભો રહ્યો, બોલ એક કરજોડી કહ્યો.
હું આવ્યો છું પાંડવની વતી, આ કાગળ લીજે કમળાપતી;
એવું સાંભળીને હરખ્યા હરી, લેઇ પત્રીકા મસ્તક ધરી.
ઉકેલી પત્રિકા સામળે, વાંચી જોઈ સર્વે સાંભળે;
જે લખ્યા વાએક પાંડવતણા, વાહલા જાદવને અતિ ઘણા.
સમાચાર સારો સાંભળ્યો, જે અભિમન્યુનો વિવાહ મળ્યો;
આનંદયું દ્વારીકા કામ, પણ મનમાં દુઃખ પામ્યાં રામ.
જો પાંડવ થયા કુશળ છતાં, તો કૌરવ માત્રે ખાધી ખતા;
પણ એટલો હર્ષ હૈડામાં હળ્યો, જે અભિમન્યુંનો વિવાહ મળ્યો.
પછે ઘરમાં ઘાઇ સેવકી, વિનવ્યાં રોહણી ને દેવકી;
માતાજી એક સાંભળો વાત, તે કુશળ છે પાંચે ભ્રાત.
મછને મંદિર નિર્લે કરી, પ્રગટ હવા તે પુરમાં ફરી;
વૈરાટ ને ઓતરા દીકરી, તે અભિમન્યુંને પરણાવા કરી.
એવે આવ્યા હલધર ને હરી, માતા પ્રત્યે વાણી ઓચરી.
જનુની કહે છે જે કિંકરી, તે વારતા એ નિશ્ચે ખરી.
તમો વધુ માત્ર કરો સાંતરી, ઓ બારણે વેહલો ઓતરી.
એવું કહી વળ્યા ભગવાન, બહાર તત્પર કીધી જાન;
કરે જાદરણી મોડા મોડ, લેખે થાતી છપન ક્રોડ઼
અભિમન્યુને પીઠી ચોળાયે, મામી માત્ર મળી મંગળ ગાયે.
દુંદુભી શબ્દ તે બહુ વીધ હોય,સાંતરાં થઇ ચાલ્યા સર્વે કોય;
ઉગ્રસેન વસુદેવ જેહ, નગ્ર રાખવા મુકયા એહ.
કોટી જોદ્ધા મુકયા રખેવાળ, જાન લેઇ ચાલ્યા પ્રતિપાળ;
ઘોડે દાહાડે મચ્છને દેશ, વાતપૂરમાં થઇ પ્રવેશ.

વલણ.

પૂરમા સમાચાર આવ્યા જે, જાન લાવ્યા હળધર ને હરી.
યુધિષ્ટર અતિ હર્ષ પામ્યા, પછે સામા ગયાની સામગ્રિ કરી;

### કડવું ૨૩ મું. રાગ આંદોલ.

આજ રૂડું ને રઢીઆળુંરે. ટેક.
જાન લાવ્યા શ્રીજદુપતિરે, પ્રજા તે સર્વ સામી જંતીરે. આજ૦
હર્ષ હવો પાંચે વીરનેરે, આવો મળીએરે શ્યાંમ શરીરને; આજ૦
નીકુળ સેહેદેવ સાહમાં ગયારે, પરમેશ્વર પાળા થયારે. આજ૦
અન્યો અન્ય આવી મળ્યારે, દીઠે તાપ તે તનના ટળ્યારે. આજ૦
કહી કુશળની વારતારે, દુઃખ તે મનના વિસારતાંરે; આજ૦
ઉત્તરા કુંવર સામો આવિયોરે, સામૈયું શ્રી શુભ લાવિયોરે. આજ૦
પછે તે જાન ચાલી પૂર ભણીરે, જાદરણી ગીત ગાય ઘણીરે; આજ૦
જુવે નાર નગરતણીરે, અડકદડક બોંએ ચીકણીરે. આજ૦
સુંદર અતિ શોભા ઘણીરે, હયાં આવ્યા ત્રિભુવન ધણીરે; આજ૦
જાદવના પુત્ર સાબેલડારે, અશ્વે ચડયા અલબેલડારે. આજ૦
મલપતાં મેઘળ આગળેરે, જાય શ્વસતાં ને ભાગોળેરે; આજ૦
શોભે અંબાડી ને ધ્વજારે, ઘણી વેહેલે જોડયા અજારે. આજ૦
વસ્ત્ર કેશરમાં ઝબકોળીયાંરે, માથે તે નવરંગ મોળીયારે; આજ૦
રાતાં ને રૂપે ખાંકડાંરે, મોટા તે મુછના આંકડ રે. આજ૦
વરજી ચડીઆ ઘોડલેરે, પ્રદ્યુમન જેની જોડલેરે; આજ૦
મામા કાકાના સાથમાંરે, નાળીયેર લીધું વરે હાથમાંરે. આજ૦
અંબુજ વરણી આંખડીરે, જાણે પંકજ પાંપડીરે; આજ૦
આટોડા ઉપર મોહીએરે, ગાલે ટબકલું સોહીયેરે. આજ૦
કંઠે માલા મોતીતણીરે, તે મધ્યે મોટા મણીરે; આજ૦
શ્રવણે કુંડળ લટકતાંરે, મુગટે માણેક ઝળકતારે. આજ૦
હાથે મીંઢળ હળકતાંરે, અંગે આભુશણ મલકતાંરે; આજ૦
નેણે રેખ કાજળતણીરે, દંતમાં મેખ સુના તણીરે. આજ૦
છે ચિત્રાના જેવી કટીરે, બાંધી સોનેરી પટીરે; આજ૦
ચમરે ચોપાસે ઢળેરે, મહાસતિ જોતામાં ચળેરે. આજ૦

નાગરની નારી નરખતીરે, વરનું વદન જોઇ હરખતીરે; આજ૦
કોયનું રાયઠ મછજેરે, તેજ રૂપે હરખે ભજેરે. આજ૦
ધન્ય ધન્ય એની માવડીરે, જેના પુત્રની શોભા આવડીરે; આજ૦
ઓત્તરા ભાગ્યવાન ઘણીરે, જેહને માથે આવો ધણીરે. આજ૦
ધન ધન ગોકુળ ગામનેરે, જે જુવે છે સુંદર શ્યામનેરે; આજ૦
ગાજતે વાજતે મંડપે આવ્યારે, વળતા સાસુએ વર વધાવ્યારે. આજ૦
માંહેરાં માંહે વરતે લીધલારે, ગોત્ર ઉચ્ચાર ત્યાં કીધલારે; આજ૦
કન્યાદાન વૈરાટે દીધલુંરે, શરીર શંકલ્પ કીધલુંરે. આજ૦
હથેવાળો હેલાંમાં મળ્યોરે, વૈરાટનો સદેહ ટળ્યોરે; આજ૦
કોમળ હાથની હથેલડીરે, ગ્રહી અબળા અબેલડીરે. આજ૦
તે રૂપે ન જાય વરણીરે, વર કન્યા ઉઠયા પરણીરે; આજ૦
રીતભાત આપી ઘણીરે, પાંડવને આપી પેહેરામણીરે. આજ૦

વળણ.

પેહેરાંમણી આપી સર્વેને, ઉલટ અંગ ન માયરે;
આંખે પાટા બાંધ્યાં તે, લોક ખોટું ગાયરે.

## કડવું ૨૪ મું.—રાગ દેશાખ

અભિમન્યુનો વેહવા કીધો, પછે વળ્યા વૈકુંઠ રાય;
જાનનો ગઇ દ્વારિકા, એક રહ્યો સોભદ્રાય.
માસ એક પુઠળથી કૃષ્ણને, તેડવા આવ્યા અર્જુન;
સૈન્ય મેળવી સાત ક્ષોહીણી, લેવાને રાજ આસંન.
કુરૂક્ષેત્રમાં આવી ઉતરયા, પાંડવ હવા હુશિયાર;
કૌરવ સામાં આવ્યા તે, લાવ્યા ક્ષોણી અગિયાર.
દસમે દિવશે ભીષ્મ પડયા, શીખંડીને હાથ;
પછે સેનાપતિ તે દ્રોણ કીધાં, મળી કૌરવને સાથ
બીજે દિવસે અર્જુને રણમાં, મારીઓ ભગદત્ત;
મુનિ દ્રોણ મુર્છા પમાડયા, અભિમન્યું ઉનમત્ત.
નાઠી સૈન્યા દુર્યોધનની તે, સુભદ્રે કરે માર;
તેહમાં કોઇ રહેવા નવ પામ્યું, કર્ણે તે ખાધી હાર.

શિબિર જઇને સાથ મળીઓ, ઋષી બોલ્યા વાક;
કાલે અભિમન્યુને ન મારૂં તો, હું પડું કુંભીપાક.
સુભટ સર્વે હરખ્યાને, હવો તે જયજયકાર;
તેણી વેળા ત્યાં હતા ભાઇ, પાંડવના અનુચર.
શીઘ્રે સેવક આવ્યો, જ્યાં હતા પાંચે ભ્રાત;
દ્રોણે પ્રતિજ્ઞા કીધી તે, કહી માંડી વાત.
કુંતી કુંવર નવ કંપ્યા ને, ગયું ઉડી મૂખ;
દીગમુઢ થઇને રહ્યા સર્વે, સભા પામી દુઃખ.
એવે એક ત્યાંથી આવ્યો, પાંડવનો અનુચર;
મહાશોક સહિત તે બોલ્યો, કરીને નમસ્કાર.
સ્વામિ ચક્રવ્યૂહ તે કાલ રચશે, કૌરવે કીધું કપટ;
અર્જુનને અળગા તેડશે, સંસપ્તક સુભટ.
અર્જુન કહે તમે સાંભળોરે, કુંવરને મારે દ્રોણ;
મારો સંગ્રામ આપવો સુશર્માને, પડ્યું જોઇએ પોણ.
અભિમન્યુને જીવવાની તે, નથી મુજને આશ;
ભીમને જઈ સંભળાવીએ, કંઇએક એહનો છે વિશ્વાશ.
એવું કહીને ઉઠ્યા અર્જુન, સાથે શ્યામ શરીર;
સુભટ સર્વે સંચર્યા, આપ આપને મંદીર.
અભિમન્યુ ત્યાં આવિયોરે, સુભદ્રાને પાસ;
માતા દ્રોણે પ્રતિજ્ઞા કીધી, મુજનો કરવા નાશ.
બ્રાહ્મણના બીહાવ્યા બીહીના સર્વે, પિતા પામ્યા દુઃખ;
ચક્રાવો લેતા મુને આવડે છે, પણ મેં મુન્ય કીધું સુખ.
સાત્યકી ને કાકા વળીએ, છઠો ધૃષ્ટદ્યુમ્ન;
જોઉં પારથ પાખે કોણ કરે છે, વ્યૂહ લીધાનું મન
અંતે હારવા હું ન દેઉં, પણ જોઉં સુભટના શણગાર;
મારે તે કૌરવ જીવતા, વ્યૂહના કરૂં ત્રતાર.

વળણ.

કરૂં કટકા વ્યૂહતણા, કુંવર ત્યાં પ્રતિજ્ઞા કરે;
સુભદ્રાને તેણી વેળા, ત્યાં વહુ ઉત્તરા સાંભરે.

## કડવું ૨૫ મું—રાગ મેવાડો.

બોલતા સાંભળ્યો રે અભિમન્યુ બાળજી, સુભદ્રા કાંપી પડી પેટમાં ફાળજી;
હવે શું થાશે વિધાતાજી, રખે કુંવર રણમાં જાતાજી.
હઠી અબળા મૂકી નિશ્વાસજી, આવી રોઇ દ્રૌપદી પાસજી;
રૂદયા ફાટે નવ બોલાયજી, વડી રાણીને પડયાં પાયજી.
શું છે સુભદ્રા પૂછે પાંચાળીજી, કાં રૂઓ છો આંસુડા ઢાળીજી;
બોલ્યા સુભદ્રા રૂદયા ફાટેજી, હું આવીછું અતિ ઉચાટેજી;
દુઃખ લાગ્યું છે અતિશે ઊંડુંજી, કીરટી કુવરને કંઈએક કૂડુંજી.
દ્રોણે પ્રતિજ્ઞા કપરી કીધીજી, અભિમન્યુ મારવા તેણે હું બીધીજી;
સાલ કરેતું કેમ સહી રહુંજી, કુંવર સાથે ન દીઠી વહુજી.
આવે વહૂ તો પુત્ર લોભાયજી, જુદ્ધ કરવાને રણ નવ જાયજી;
મેં માગ્યું તે વચન સંભારોજી, જો વંશ તમારૂં રાખશે મારોજી.
વધુ આવે તો રહીએ બળતાંજી, હાથ ઘસીશું આપણા વળતાંજી;
રાખ્યો ન રહે કોનો પુત્રજી, આપણું દ્રોણ ભાંગશે ઘરસૂત્રજી.
કહો રાજાને એવું જાણીજી, એવું સાંભળી ઉઠયાં પટરાણીજી;
ધર્મની પાસે દ્રૌપદી આવ્યાજી, આદરે આવી રાય વિનવ્યાજી.
હોહો સ્વામિ ધર્મ નરેશજી, આણું મોકલો મચ્છને દેશજી;
તમારા વંશને રાખનો જાણોજી, ઉત્તરાવધુને કુરૂક્ષેત્રમાં આણોજી.
જો કંઇ અવળી આજની રાતજી, કાલને દિવસે થશે ઉત્પાતજી.
મોકલો સાંઢને લઇ રબારીજી, વહાણે આવે વૈરાટ કુંવરીજી.

### વળણ.

કુંવરી તેડાવો સુજ્ઞ સ્વામી, જો મળે આપણા પુત્રને;
વિલંબ ન કરશો કંથજી, જો વધારવા ઇચ્છા ઘરસુત્રને.

## કડવું ૨૬ મું—રાગ કાલેહરો.

એવું કહી વળ્યાં પાંચાળી, સમાચાર કહી છાનો;
મહીપાળક તેડાવ્યો રાય, ભૂપતને લાગ્યો તાનો.
દ્રુપદ તનયા જુઠું નવ બોલે, જે બોલે તે સાચું;
માટે વધુને તેડાવીએ, જે કંઇ કામ ન કીજે કાચું.
પછી સેવકને મોકલી તેડાવ્યા, આવ્યા રાય પાસે રબારી;
અમો હલકી જાતને મહારાજે તે, કાણું કારણ સંભારી.

એઉ કરજોડીને ઉભા રહેતા, નમાવીને શીર;
યુધિષ્ઠીરે એક પાસે તેડયો, સોમો નામે આહીર.
કહેરે સોમા તારે સાંઢે છે કેટલી, ઉતાવળી જે ચાલે;
મચ્છદેશથી વધુને તેડાને, આવે સવારે કાલે.
હા સ્વામી સાંઢ છે મારે, ત્યાં વહાણા ઓરી જાય;
ઉત્તરાને તેડીને આવતાં તે, કાલ સંધ્યાકાળ થાય.
વળી રબારી બીજો તેડયો, દેવો એનું નામ;
તે આવી ઉભો રહ્યો, કહે કરૂં ઉતાવળું કામ.
દેવો કહે હું પળું સ્વાનિ, સોએક સાંઢ તમારી;
કાલ મધ્યાને આણી આપું, વૈરાટ રાજકુમારી.
ત્રીજો રબારી ગાંગો નામે, તેને પુછ્યું તેડી;
અલ્યા તારે સાંઢ છે સબલી, જોઇ છે કે'દી ખેડી.
સ્વામી સહસ્ર એક છે મારે, કેશરી નામે કહાવે;
ઉત્તરાને ઉતાવળી કાલે, પોહોર દિવસમાં લાવે.
વળી એક આહીર ચોથો તેડયો, રાયકો એવું નામ;
તે આવી ઉભો રહ્યોને, કર્યો દંડ પ્રણામ.
કહે રાઇકા સાંઢ તારે છે, હીંડે વેહેલી વેહેલી;
મચ્છ સુતા અહીં આણી જોઇએ, વહણું વાતા પેહેલી.
ત્રણ સહસ્ર સાંઢ રાખું છું, રાયકો બોલ્યો વાણી;
મનવેગી ને પવનવેગી, કંઇ તમને નથી અજાણી.
પૂર્વથી જો પશ્ચિમ મૂકું, એક દિવસમાં જાય;
ચાલતો ચિત્રાના સરખી, તેનો પૃથ્વી ન અડકે પાય.
મનવેગીની સાથે કહેતો, ઐરાવત જે હાથી;
પવનવેગીની સાથે કહેતો સૂર્ય અશ્વ અનુરાગી.
અહીંઆં આણું ઉત્તરા વધુને, રાત પાછલી પોહોર;
જુઓ કારજ કેવું કરૂં છઉં, નહી પ્રકટે સુરજ કોર.
એવું કહીને વળ્યો રબારી, રાયની શિક્ષા લીધી;
મનવેગીને ઘેર જઇને, શીઘ્ર સાંતરી કીધી.
પાખર નાખી પલાણ માંડયું, જડીત દંતની જાળી;
હીરા રત્ન ઝવેર જડયા, કમખાની કોર વાળી.

મણી મોરડો મુખ વિષેને, ખમકે મોટાં મોતી;
ઝુમતા લેહેકે કંઠ વિષે, દુગદુગી રહી છે દોતી.
નીલધ્વજા ઉપર બિરાજે, ઘંટા ઘમઘમ કોટ;
સ્વાર થઇને રાયકો ચાલ્યો, ટચકારે દીધે દોટ.
એક દ્રુપદી ને સુભદ્રા, વળી રાય યુધિષ્ટિર જાણે;
બાકી કો જાણે નહીં જે, ગયો રબારી આણે.
સાંઢ ગઈ સવા પોહોર રાતે, મછતણે ભોવન;
એવે ઉત્તરાને સુતા માંહે, આવ્યું ઘોર સ્વપન.

વળણ.

સ્વપન ઘોર આવ્યું શામાને, અકસ્માત ઉઠી જાગી;
થરથર ધ્રુજે કંઇ નવ સૂઝે, ઝાળ અભ્યંતર લાગી.

### કડવું ૨૭ મું—રાગ સોરઠી મારૂ.

સ્વપન મુને લાધ્યુંરે હો, કે કાળજ દાઝયુંજી;
રૂદયા દાઝયુંરે હો, કે સ્વપન મુને લાધ્યુંજી. ટેક.
સાભળો સુદ્રષ્ણા માવડીરે, મેં દીઠી કૌત વાતરે;
સ્વપનમાંહે એવું દીઠું જે, થાશે મહા ઉતપાત; સ્વપ૦
શું કરૂં મારી માવડીરે, મુને હઇડે લાગ્યો ચોળોરે;
જનમ તો એળે ગયોરે, કાંઇ નવ પોહોતો સોહલો. સ્વપ૦
ધીક ધીક મારાં કર્મડાંરે, કંઇ દીઠું નહીં નઠોરરે;
જનમતો એળે ગયો જેમ, સુકું વગડાનું બોર. સ્વપ૦
અતિ આદરે ઉછેરે માળી, પાણી સીંચી વેલીરે;
જ્યારે કળી પ્રગટી પુષ્પનીરે, ત્યારે ભોગી ચાલ્યો મેલી. સ્વપ૦
મારી કાજળ વેણી આંખડીરે, કેશવિના કાંઇ માથરે;
નલવટ નહીં મારે ચાંદલો, મારા ચુડલા વેહેણા હાથ. સ્વપ૦
જાણે ઊંટ ઉપર બેસીને, ચાલ્યા મારો કંથરે;
એક શામ વસ્ત્ર પેહેરી ઓઢીને, પૂર્વથી આવ્યા દક્ષિણપંથ. સ્વપ૦
લોહાનું વાસણુ ખીરનું ભોજન, માંહે તેલની ધારરે;
સુભદ્રાનો જાયો જમતો દીઠો તો, કોટે કરેણનો હાર. સ્વપ૦
પૃથ્વી પડયો મારો ચાંદલોરે, મેં ખાંડો દીઠો સૂરરે;
સરોવર ભર્યા લોહીએરે, કાંઇ સૂકાં સાગર પૂર. સ્વપ૦

તે શું હશે મારી માવડીરે, એવાં કૌતક દીઠાં કોડરે;
પછી સુદ્રષ્ણાજી બોલ્યાં, કાંઇ જમાઇજીને ખોડ. સ્વ૫૦
એવી વાત કરેછે જેટલે, એવે આણું આવ્યું બહારરે;
રાયકા કહે છે રાણીજીને, હવે મોકલો રાજકુમાર. સ્વ૫૦
ચક્રાવો તે રચી રહ્યો છે, કૌરવ પ્રાણી માત્ર;
અર્જુન પધારશે સંસપ્તકમાં, ગઢ લેશે તમ જામાત્ર. સ્વ૫૦

વળણ.

જામાત્ર ચઢશે જુદ્ધ કરવાને, મોકલો મહારાજરે;
પાછલી રાતે પોહોંચ્યું જોઇયે, મ કરો સાસરવાસાનો સાજરે.

કડવું ૨૮ મું-રાગ રામગ્રી સલુણી.

રાયકાનાં વચન સુણીને, રોતા બોલ્યા રાણીરે,
સ્વપ્ન તો સાચા થયા, વાત આગળથી જાણીરે. મારી ઉત્તરાબાઇ.
ઉતાવળાં સાસરડે પધારો, સારો જો સર્વ શણગારરે;
કરમે લખ્યું .તે ક્યાંથી ટળશે, મળશે તુજ ભરથારરે. મારી૦
રાતડી માહે ધરમરાયે, આણું મોકલ્યું કરી ખપરે;
શંખશે હરજી ને જીતશે વરજી, જો ચાંદલે તારે તપરે. મારી૦
દુખડાં સહેજો ને ડાહ્યાં રહેજો, કેહરાવજો કાંઇ રૂડુંરે;
સુભદ્રા પંચાળી સામા ઉત્તરના દેશો, રખે કહાવતી કુડુંરે. મારી૦
બારણે રહીને જીજી કહીએ, સાસુ કરે જ્યારે સાદરે;
સુભદ્રા કહીને તરછોડી નાખે, સામો ન કીજે વાદરે. મારી૦
વેહલાં થાઓ ને ઉતાવળાં જાઓ, પહોંચો જેમ સવારાંરે;
કંથજીને ક્ષેમજ વાધશે, પર્મે સૌભાગ્ય તમારાંરે. મારી૦
રૂદન કરતી ને આંખડી ભરતી, બોલી રાજકુમારીરે;
પતિનું આણું રે ને મૂકીએ ભાણું રે, કેમ રહું કેહેની વારીરે. મારી૦
સાસરવાસો લાવોને ખાસો, જવાં મોટાંને ઘરેરે;
માને મળીઆં ને આંસુડા ઢળીઆં, સર્વને આંસુ ખરેરે. મારી૦
ઉત્તરા લીધીને ઉતાવળ કીધી, રાયકો વાટે નીસર્યોરે;
સાંઢને બેઠી ને વહુને તેડી, પણ ગવાળો ઘેર વીસર્યોરે. મારી૦

### વળણ.

વીસર્યો ગવાળો ઘેર રહ્યો ભર્યો, ઉત્તરા જવા જ્યારે સાંતરીરે;
અરે રાયકા પટકુળ ક્યાં પડયાં, હવે સાસરે જઈ હું શું કરીશરે.

### કડવું ૨૯ મું.–રાગશોક રામગ્રી.

હરીહાંરેહાં, પટકુળ પડયાં છે પંથમાં, હરી૦ ઉત્તરાનું મન ગયું છે કંથમાં.
હરી૦ સાસરડે કેમ સંચરૂં, હરી૦ પાગે લાગણું જઇ હું શું કરૂં.
હરી૦ હું છું પીયરની સોભાગણી, હરી૦ મુને તો લોક કહેશે અભાગણી.
હરી૦ રાયકાજી પાછા વળો, હરી૦ વસ્ત્ર જુઓને વાટે પળો.
હરી૦ પછી સાંઢને પાછી વાળતો, હરી૦ જાય છે પંથડાને નીહાળતો.
હરી૦ બંનો જણુ સાથે પળ્યાં, હરી૦ તે તો પીહેરને પંથે વળ્યાં.
હરી૦ સુદ્રષ્ણાએ સાંઢ એક મોકલી, હરી૦ તે તો મારગમાંહે આવી મળી.
હરી૦ ગવાળો જે તેણે વિસર્યો, હરી૦ ઉત્તરાને લઇ આગળ ધર્યો.
હરી૦ માતાએ તે વેળા સાચવી, હરી૦ વસ્ત્ર મોકલ્યાં છે જાળવી.
હરી૦ પટકુળ લીધાં છે હાથમાં, હરી૦ જાવું સાસરીયાના સાથમાં.
હરી૦ પછી ઉતરા ચાલી હરખશું, હરી૦ આજ કંથને નયણે નરખશું.
હરી૦ રાયકા સાંઢ હાંકોને ઉતાવળી, હરી૦ જેમ નાથ જાએ મુજને મળી.
હરી૦ અધઘડી દાહાડો ઉગીયો, હરી૦ ત્યારે રબારી રણુમાં ગયો.
હરી૦ સંજયે વાણી તો એમ કહી, હરી૦ એ કથા તો એટલેથી રહી.
હરી૦ ઉત્તરાને ત્યાં આણું ગયું, હરી૦ એટલે સેન્યા માંહે શું થયું.

### વળણ.

સેન્યા માંહે શું થયું, સંજય વાણી ઓચરેરે;
અભિમન્યુ સંગ્રામે ચડે, તે સામગ્રી કેવી કરેરે.

### કડવું ૩૦ મું–રાગ ગોડી.

સંજય કહેરે ભૂપતજી સુણો, મહીમા કહું રે સોભદ્રેતણો;
અભિમન્યુના સખા છે સાર, તે સર્વે ઉઠયા તેણીવાર.
મનમાંહે સમરીયા મોરાર, રણમાં જાવા કીધો નિરધાર;
પાછલી રજની હવી ઘટિકા ચાર, ત્યારે ઉઠયા સર્વે ક્ષત્રીકુમાર.
દંતધાવન ને કીધાં સ્નાન, જાચક જનને દીધાં દાન;

રાય યુધિષ્ટીર જોતા વાટ, વહુ ન આવી તે થાય ઉચાટ.
સુભદ્રા માર્ગને જૂએ, વહુ ન આવી તે દુઃખે રૂએ;
જાગ્યો અભિમન્યુ ઉતાવળ ઘણી, સાચવી વેળા ખટકર્મ તણી.
લાવો માતા કવચ ને ટોપ, મારે છે કૈરવ ઉપર કોપ;
એક એકને આજ રણમાંહે હણું, દુઃખ ટાળું માતા દ્રૈપદીતણું.
છે આળસ યુધિષ્ટીરને બહૂ, ઉદ્યમ કીજે મળીને સહૂ;
જઈ કાકાને આપું આધાર, ચક્રાવો જીત્યાનો લઉં શીરભાર.
કેહ જનુની પુત્ર લોની આયુદ્ધ, ગઈ ઘરમાં નહીં શરીરે શુદ્ધ;
અરે દૈવ હવે શું થશે, વહુ ન આવી તે વીઘ્નજ હશે.
સંતાડી આયુદ્ધને ખોળવા જાય, જેમ તેમ વાર લગાડે માય;
અભિમન્યુ કહે સુણ માવડી, શે વાર લાગે છે આવડી.
સંગ્રામ કરવાને થાય છે અસૂર, કૈતીક કરશે મારૂં સૂર;
કહેશે કાલ સૌભદ્રે સભામાં બકયો, બીહીનો તે આવી નવ શકયો.
એવું રે કહીને આઘો પળ્યો, લઇ ધનૂષને પાછો વળ્યો;
પેહેર્યું કવચ સજી જીવરખી, થાનાર વાત જે લલાટે લખી.
નીલા અસ્ત્ર ને નીલી ધ્વજ, સારથીએ રથ કીધો સજ;
ખડગ તોમર બાંધ્યાં કેડ કશી, ચડયો રથ ઉપર જેમ મૃગપરશશી.
જેવે પ્રગટયાં ભાસ્કરનાં કીર્ણ, તે વેળા નમ્યો રાય ધર્મને ચર્ણ;
શું ધર્મ ધુરંધર બેસી રહ્યા, ઓ શત્રુ સામા તત્પર થયા.
રાય કહે રૂડા છો દીકરા, તમે કૈરવને જીતો ખરા;
વારૂ વેહેલા થાઓ સર્વે યોધ, એવું કહી કીધો સેન્યાનો રોધ.
જાઓ કુંવર કુંતાંને પગે લાગવા, અને સંગ્રામની આજ્ઞા માગવા;
એવું કહી મોકલ્યો કુમાર, વધૂ અર્થે લગાડી વાર.
યુધિષ્ટીરને મન બે વાત, લાગે વાર રક્ષા કરે માત;
જો આશીષ વચન કહે સતી, તો કુંવર ન મરે કોની વતી.
અભિમન્યુ કુંતા કને ગયો, પાય લાગીને ઉભો રહ્યો;
ચક્રાવો વ્યૂહ લેવાને કાજ, મુને આજ્ઞા આપો આજ.
દ્રોણે પ્રતિજ્ઞા કીધી ઘણી, માતા મુજને મારવા તણી;
એ ભિક્ષુક મુજને કરશે શું ય, તે થકી નવ બીનો હું ય.
એવુ જ્યારે બોલ્યો બાળ, ત્યારે કુંતાના પેટમાં પડી ફાળ;

જ્યારે આદર્યો છે દ્રોણ, ત્યારે કુંવરને રાખશે કોણ.
નરનારાયણ બે અહીંઆં નથી, કૌરવે કપટ કીધું સર્વેથી;
જો ગયા મૂકી જદુરાય, તો હું કરૂં એની રક્ષાય.
કૌરવ ચૌદ લોક એકઠાં કરે, તોય કૌરવનો માર્યો ન મરે;
સતિએ તેડયો પોતા કને, આવ રક્ષા હું બાંધુ તુને.

વળણ.

તુને રક્ષા હું કરૂં, પણ રાખનારો શ્રી હરીરે;
ભટ પ્રેમાનંદ એમ કહે,પછી રક્ષા કોણ રીતે કરીરે.

## કડવું ૩૧ મું.—રાગ મેવાડો.

કુંતા કહે કુંવર મારા, રણમાં રણદેવી સહાયજી;
મસ્તકે મહાદેવજી રાખો, ભ્રગુટીએ બ્રહ્માયજી.
કપોળે કાળીકાની રક્ષા, નાસાએ નારાયણજી;
અંબીકા આંખડીએ ઉભાં, શ્રવણે સારીગપાણજી.
દંતે દીનોનાથ રખવાળો, રસનાએ રણછોડજી;
કંઠે તે કમળાનો સ્વામિ, સ્કંધે તેત્રીશકોડજી.
પેટે રાખ્યા પાંચ કન્યાને, વાંસે વાસવધીશજી;
કટિએ કૌશીક રૂષીની રક્ષા, જંઘાએ જળધીશજી.
ચરણે ચાર દિશા રખવાળી, અજવાળે અમરઇશજી;
અંધારે શેષનાગની રક્ષા, એડું ધરજો શીશજી.
સર્વાંગે શોમની રક્ષા, દિવસે દિવાકરજી;
આયુદ્ધ સર્વે અંગત અડકે, ક્ષમા કરે અમરજી.
લોહકાષ્ટ ઉદક ને અગ્ની, નહીં ભેદે તારે અંગજી;
ધ્યાન ધરજો ધરણીધરનું, સદા રહેશે તારે સંગજી.
મેદ રૂધિર ને સાહેર રાખો, નાશાએ નવકુળ નાગજી;
માર્ગે ગણપતિ તુને રાખો, યુદ્ધે રાખો વાગજી.
સાત તાંતણા સુત્રના બાંધીને, વેગાવ્યો કુમારજી;
પછી બ્રાહ્મણને રૂપે કરીને, સામા મળ્યા વિશ્વાધારજી,
હાથ લાકડી ઝાલી જદુપતિ, કાયા કીધી ધરડીજી;
કડકડાટ હાડકાંવાગે, ભીડતા દાંતજ કરડીજી.

અભિમન્યુને મારગ માંહે, મોહન આવી મળીયાજી;
હાથ ઝાલીને હરી કહે છે, ક્યાં પધારશો બળીયાજી.
આ દોરડો કોણે બાંધ્યો છે, શું આવેછે તાવની ઝરેળીજી;
તું સરખો યોધ્ધો થયો રોગીઓ, દેખી મુને ચઢે કરેલીજી.
અભિમન્યુ કહેરે હો સ્વામિ, એ શું બોલ્યા રૂષિરાયજી.
હું જાઊં છું યુદ્ધ કરવાને, બાંધી છે રક્ષાયજી;
વચન સાંભળી કુંવરકેરાં, કૃષ્ણે મુર્છા ખાધીજી.
અરે પાપી એ શું બોલ્યો, વચને આંતરડી દાધીજી;
પિતાએ તારે ત્રણ લોકને, ધનુષે ધંધોળ્યુંજી.
અરે અભિમનિયા અર્જુનનું, તેં નામ આજથી બોળ્યુંજી;
મછ વેધને ખાંડવ વન દહન, વળી જીત્યા શ્રી ત્રિપુરાયજી;
તે વેળા તો અર્જુને, નહોતી બંધાવી રક્ષાયજી;
કપુત પેટ પડયો પારથને, જ્યારે જીતશો ડોસી સારૂજી.
અમો તો પરમારથ કહુંછું પણ, કુળ લાજશે તારૂંજી;
કુંતાથી શત્રુ મરતા હોય તો,રક્ષા બંધાવે નિકુળ સહદેવજી.
તારો વાંક નથી એ તો છે, છોકરવાદીની ટેવજી;
મામો તારો જાણુશે તો, દુભાશે જુગદીશજી.
અર્જુન તો અદકું નહી કરશે, છેદશે તારૂં શીશજી;
કદાચિત કૌરવને જીતીશ, રણ કરીશ સંગ્રામજી.
તો તુને કોઇ નહીં વખાણે, થશે ડોશીનું નામજી.
એવું સાંભળી સૌભદ્રેએ, તોડી નાખ્યા તંતજી;
ધન્ય ધન્ય કહી હેલાંમાંહે, અદ્રશ્ય થયા ભગવંતજી.
આનંદ પામ્યા અવિનાશી, રક્ષા કીધી ફોકજી;
બાલાનો માર્યો મરત નહીં ને, હવે જાશે જમલોકજી.
અભિમન્યુ ચાલ્યો સંગ્રામે, નવ પ્રીછયું કપટજી;
બ્રાહ્મણ તે ભગવંત નવ જાણ્યા, સાચું માન્યું સુભટજી.

વળણ.

સાચું માન્યું સુભટે, પુત્ર તે રણભણી પળેરે;
જન પ્રેમાનંદ એમ ભણેજે, ઊત્તરા ની સામી મળેરે.

### કડવું ૩૨ મું.—રાગ શોક રામગ્રી.

સાસુ જુએ છે વાટડી, ઉત્તરા શે નવ આવીજી;
રખારી વેરી થયો, વાત કંઇ એક ભાવી. સાસુ૰
વાયદો વહ્યો નીશાતણો, આ ઊગ્યો ભાણુજી;
હવે પુત્ર તે રાખ્યો નવ રહે, શું કરૂં ભગવાન. સાસુ૰
યુધિષ્ટીર દુઃખ મનમાં ધરે, શે લાગી આવડી વારજી;
એવે કુંતા પાસેથી આવ્યો, અભિમન્યુ કુમાર. સાસુ૰
હાં કાકા કાં ઉભા રહયા, ધરોની આયુદ્ધજી;
હસ્તિનાપુર ધણીશું બેશી રહયા, કરવુ છે મહા યુદ્ધ. સાસુ૰
લાવ સારથી રથ માહરો, કેહતાં માહે લાવ્યોજી;
ધૃષ્ટદ્યુમ્ન સેન્યા સહેશું, શીઘ્રે થઈ આવ્યો. સાસુ૰
રાય યુધિષ્ટીર રણે ચડયા, જ્ઞાન વાત વિચારોજી;
વહુ ન આવી ને વાટ જુએ, મારો વંશ વધારો. સાસુ૰
નીર્દોષ નીશાન ગડગડે, ધજા ફરફર થાયજી;
શરણાઇ નફેરી નવનવા, નોબત ઝણુઝણુાય સાસુ૰
ફુંકો ઘોસ મુખ ગાજતા, હુંકારા રણતુરજી;
લોહમય બખતર પેહેરીયાં, સોઢા છે રણશૂર. સાસુ૰
હંસલા અરબી ને હરણીયા, હય કરે હણુહણુાટજી;
કાબર કચ્છી તે હરણીયા, ચાલે છે સણુસણુાટ. સાસુ૰
વાયુ વેગીને વાનરીયા, ભલા નાદે નાચંતાજી;
પીળા પાખરીયા ને પોપટીયા, પારેવા પાણી પંથા. સાસુ૰
ઘુટ ઘોડા ને ગંગાજળા, ગોરડા ને ઘેહલાજી;
ઊંચા ઉંટ મુખ ને અરબી, ચાલે જળના રેલા. સાસુ૰
હાથી બહુ આગળ કર્યા, ઉપર શોભે છે અંબાડીજી;
તે જોઇ જોઈને આંસુ ભરે, સુભદ્રા જે માડી. સાસુ૰
શા માટે વહુ આવ્યા નહીં, જાય છે કંથ તમારોજી;
મળીને વંશ વધારીએ, માતુની આજ અમારો. સાસુ૰
નીકુળ સહદેવ સામા આવ્યા, તેડયા સુભદ્રા નારીજી;
મારા પુત્રની સાથે કો નહી, છે આશ તમારી. સાસુ૰

મોરારી મૂકી ગયા, દીસે છે કાંઇ ગમતુંજી;
પુત્રનું પરાક્રમ વાધીયું, તે કયમે નથી સમતું. સાસુ૦
દીયર તમારે આસરે છે, એવું કહીને રોઈજી;
નીકુળ સહદેવ સાંચર્યા, આંસુડાં તે લોહી. સાસુ૦
સાસુ જુએ સેન્ય ચડયું પાંડવનું, બહુ પેરે વિર વિરાજેજી;
એ બ્રહ્માંડ લાગ્યું ડોળવા, એ દુંદુભી વાજે. સાસુ૦
ભીમ યુધિષ્ટીર ને સાત્યકી, વળી ધૃષ્ટધુમ્નજી;
ચાર રથીના જુથ આગળ, ચાલ્યો અભિમન્યુ. સાસુ૦
વૈરાટ દ્રુપદ કાશીપતી, પુઠે કુંતીભોજજી;
પંચપુત્ર દ્રૌપદીતણા, ચાલ્યા આગલી ફોજ. સાસુ૦
નીકુળ સહદેવ મોડે રહ્યા, સુભટને કર ભાળાજી;
એક કોટી ત્યાં દરબડે, આગળથી તે પાળા. સાસુ૦

વળણ.

પાળા ને અસ્વાર સર્વે, સેન્યા તે પંથે પળીરે;
દિવસ ઘટિકા ચાર ચડતે, માર્ગમાં ઉતરા સામી મળીરે.

કડવું ૩૩ મું.—રાગ નટની ચાલ.

મળી મહિલાં મારગમાંહે, વાહન વિનાં પાળી;
સકળ સેન્યાને જોવા લાગી, જેમ જૂએ મૃગલી બાળી.
હણુ હણુ કરતી હય હસ્તીની, હીંડતી દીઠી હાર;
તેના અસ્વાર અચરજ પામ્યા, નયણે નીરખી નાર.
જોધ માત્ર જોતાંમાં મોહ્યા, થયો પ્રદીપન કામ;
ચળ્યાં ચિત્ત ને ચાબુક પડયા, વછુટી ગઈ લગામ.
વ્યાકુળ વીર થયા વ્રેહે પ્રહારે, પ્રાક્રમ પામ્યા નાશ;
મોહ્યા સારથી શીતળ થયાને, પડયાં પરોણા ને રાશ.
વાજીંત્ર સર્વે રહ્યાં બોલતાં, શબ્દ બોલે છાના;
વગાડનારા અશુદ્ધ કરીને, ફુંકે પ્રાણે નહાના.
વિપરીત ધ્વજા ગ્રહી સેવકે, લાકડીઓ ઉંચી કીધી;
પાળા મોહ પામીને પડીયા, જાણે મદિરા પીધી.
કોતલ અશ્વ સેવકે મૂકયા, હસ્તિથી માહાવત પડિયા;
માંહો માંહે હસ્તી ઘોડા, સામા સામાં વઢિયા.

સાત ક્ષોહીણી સેન્ય મોહ્યું, દેખી ઉતરાનું અંગ;
વાહન છુટયાં કરે કીકીયારી, પડયો સૈન્યામાંહે ભંગ.
જોધ ઉપર જોધ થઇ જાય, અશ્વ હીંડે ત્યાં તાણી;
અવળા સવળું સેન્ય મંડાયું, વાત કોઇએ નવજાણી.
રાય યુધિષ્ટીર થયા ઝાંખા, જાણ્યું આવ્યા પીતરાઈ;
ભીમ સાત્યકી સેનાપતી, બેઉ સામા આવ્યા ધાઇ.
શરમાયા સુભટ સજ થઇ ચાલ્યા, કહ્યું જે વાહન વઢયા;
એવે અભિમન્યુ ને ઉતરા નારી, જાતાં દ્રષ્ટે પડયાં.
અન્યોઅન્ય દ્રષ્ટ મળી પણ, ઓળખે નહી કો કોને;
અભિમન્યુએ ઓત્તરાને નરખી, ઓત્તરાએ નરખ્યો અભિમનને;
નરનારી બેહુ રૂપ વખાણે, બ્રહ્મા છે તુંને ધન્ય.
જોતાં જોતાં તૃપ્ત ન પામે, ચંદ્રકળા તે અંન્ય.
ઓત્તરાએ અભિમન્યુને નીરખી, નયણે ભરયાં આંસુ;
આવા નાથનો હાથ નવ ઝાલ્યો, અવતાર લીધો કાંસું.
હરીહર હીરણ્યગર્ભ મળીને, એ પુરૂષને ઘડીયો;
ચંપકવર્ણું શરીર વિરાજે, જાણે કનકની ખોળે મઢીયો.
ધન્ય કુખ જનેતા કેરી, ધન્ય કુટુંબ પરિવાર;
ધન્ય નારી વ્રતની કરનારી, જેને આવો હશે ભરથાર;
મેં પાપણીએ કંઇ પુન્ય નવ કીધું, તો ક્યાંથી આવો સ્વામી.
એમ ઓત્તરા ત્યાં દુખને ધરતી, સામો મોહયો છે સ્વામી;
અભિમન્યુ મનમાં વિમાસે, કોણ હશે એ નારી.
એના રૂપ આગળ ઈંદ્રાણી, કમળા રતિ જાય હારી;
મહા મોટા જોગેશ્વર સરખા, એ આગળ થાય આધીન.
મૃગનયની ચપળ આંખ અંજન, અથવા જાણે મીન;
કેશ વેશ વામાનો વર્ણો, વિષધર જોતાં થાકે.
સમાચાર કેમ એને પૂછું હું, ચોદિશ વિંટયો કાકે;

વળણ.

વીંટયો કાકે ચારે પાસે, કેમ બોલાવું એ નારીરે;
પછી યુધિષ્ઠીરને પૂછયો સમાચાર, લજ્જા મૂકી વિસારીરે.

કડવું ૩૪ મું–રાગ કેદારો.

અભિમન્યુ વળતી ઓચરે, ધર્મરાજશું વિનય કરે;
કોણ પ્રભવે શોભતી પ્રેમદારે.
કાકા કપટ ભાવ મુજને નથી, અબળા આવી કયાં થકી;
જેથી સરીખારે મન પામ્યું મુદારે.

ઢાળ.

મુદા પામ્યા મનવિષે, તે તો દેખી રમાનું રૂપ;
અભિમન્યુનાં વચન સુણીને, બોલ્યા યુધિષ્ટીર ભૂપ.
ભૂપતિ કહે છે ભાત્રજા એ, ભામની છે તાહારી;
ઉતરા એવું નામ છે એનું, વૈરાટ રાજકુમારી.
એ પણ તુજને નથી ઓળખતી, રહી છે મીટ માંડી;
ચાલ રાતમાં તેડાવી, મેં મોકલીને સાંઢી,
વાત સાંભળીને હવો વિસ્મય, નયણે ચાલ્યાં જળપૂર;
કાંતી દેખી કાંતા કેરી, કંથ થયો કામાતુર.
સેન્યા સર્વે ચાલતી કીધી, રણવાસ રચ્યો ધૃષ્ટદ્યુમ્ન;
યુધિષ્ટીરે એક માર્ગ વચ્ચે, તણાવ્યું શીબીર ભુવન.
ધરમરાય ચાલ્યા પુંઠળથી, રચ્યો જઇ સંગ્રામ;
અભિમન્યુએ લજ્જા મૂકી, જે વૃદ્ધ પામ્યો છે કામ.
ઉત્તરા આવ્યાં અંતઃપુરમાં, દીઠો સુંદર સ્વામી;
મેં કોણ પુણ્ય પૂર્વે કીધાં જે, ભરથાર આવો પામી.
હર્ષે આંસુ હવા બેઉને, મળવા હઇડું ફાટે;
અરે દૈવ તેં આ શું કીધું, વિયોગ રચ્યો શામાટે.
સંજય ભણે સાંભળ હો રાજા, ધૃતરાષ્ટ્ર ગજન;
પછી અભિમન્યુએ ઉત્તરાને, આપ્યું તે રીતુ દાન.
જુગમ ઘટિકા ત્યાં રહ્યાં બન્ને, કરી સ્નાન સજ્યા આયુદ્ધ;
કહે અબળા છે તારી આજ્ઞા, હું જાઉં કરવાને જુદ્ધ:
ભુંડી કન્યા ભુંડી કન્યા, પરણ્યા તારે કહું શ્રી હરી;
તેટલા માટેરે પ્રેમદા, મેં તમોને મુકયા પરહરી.
વિધાતાએ જે લખ્યુ તે, આગળ આગળથી થાય;
આજ મેળાપ હવો આપણો, ને કરતાં કલોલ ના જાય.

હું તમને જાણું આવી તો, કાં રહે વિયોગ;
સુખ પ્રાપ્તી હવડાં હવી, જ્યારે ટળ્યા કર્મના ભોગ.

વળણ.

ટળ્યા કર્મના ભોગરે મહિલાં, એવું કહીને આલિંગેરે;
ઉત્તરાએ ખસીને ત્યાં પછી, અભિમન્યુનો છેડો ઝાલિયોરે.

કડવું ૩૫ મું.—રાગ કેદારાની ચાલ ઢુકડી.

એમ બોલિયાં ઉત્તરા નારી, સ્વામી સાંભળોની વાત હમારી;
મારા પ્રગટ્યા કર્મના કૃત્ય, જૈ હું રાંકડી ને તમો આજુત્ય.
અવતાર નિરગમ્યો આળે, સમાગમ સરજ્યો આ કાળે.
પાતળીઆ પિયુજી મારા, તમો જોગ નથી હું દારા.
આપણે કેઠને દહાડે મલિયા, દુઃખ આ ભિતરના તળિયા.
હવે પ્રીતડી લાગી થાવા, તો હું તમને કેમ દેઉં જાવા.
નારીને તે નાથ જીવન, સુખપાલે ને આપે અન્ન.
ભરથાર એ તે સુખ મોટું, ભરથાર વિના સર્વે ખોટું.
બાઇ બાપ મામા ને જે માડી, ઘણું કરે તો પેહેરાવે સાડી.
સાસુ સસરો તે સહુ ધણી માટે, બાકી નહી કો સાસરીયાની વાટે.
થાનાર હોશે તે દઇશું થાવા, પણ નહી દેઉં તમને હું જાવા.
શું જુદ્ધ કરીને થાકયા, રાજ્ય કરશો પરભારા કાકા.
તો તમને શું છે વઢવું, બાંધી બાકરી કૈરવપર ચઢવું.
જ્યારે એમ કહ્યું શીરનામી, ત્યારે બોલ્યો અભિમન્યુ સ્વામી.
મિથ્યા કરવી મન અભિલેષા, નહી ટળે હો કરમની રેષા.
જો કદી પેસે કુંજરના દંત, તોએ જુદ્ધ ન મૂકે બળવંત.
શરીર થાય તે ચૂરેચૂર, તોએ રણ નવ મૂકે શૂર.
મહિલાં એકવાર છે મરવું, તો રણથી પાછું શું ઓસરવું.
માટે પ્રેમદા પાલવ મુકો, તમો ચતુર થઇ કાં ચુકો.

વળણ.

ચુકો મા તમે ચતુર થઇને, એમ કહી ચાલ્યો નાથરે;
ત્યારે મચ્છસુતા એમ ઊચરે, ઝાલી અભિમન્યુનો હાથરે.

### કડવું ૩૬ મું–રાગ ધન્યાશ્રી.

પીયુ શું થાશેરે, મારા પીયુજી શું થાશેરે;
આજની રજની કેઇ પેરે જાશેરે, મારા પીયુંજી શું થાશેરે. ટેક.
કોણુ સારૂ વઢવાને વકરો, ચક્રાવેગઢ જીતવો કપરો;
તે મોટા ને તમો બાળ, માટે પડે પેટડીઆમાં ફાળ. પીયુ.
વ્યૂહને મોઢે ઉભા છે દ્રોણુ, તમને જીતવાનું કીધું પોણુ;
પ્રાતગ્યા પાળશે પ્રતિપાળ, માટે પડે પેટડીયામાં ફાળ. પીયુ.
શકુની કૈરવ પાપી કહ્યું, જેને દેખતાં પામીએ મર્ણું;
મારા સ્વામી છો સકોમળ, માટે પડે પેટડીયામાં ફાળ. પીયુ.
જયદ્રથ સરખા જોદ્ધા છે નવ, મહાભયંકર ભૂરિશ્રવ;
ઋતવરમા કૃતાંત કાળ, માટે પડે પેટડીયામાં ફાળ. પીયુ.
કૈરવ સાથે દુર્યોધન, મનનો મેલો દુશાસન;
વરૂવા મોટાં જેવા વ્યાળ, માટે પડે પેટડીયામાં ફાળ. પીયુ.
અશ્વત્થ મા જોધ્ધો મહાબળ, સિંહ સરખો સામો શલ્ય;
નાખશે તમપર સરની જાળ, માટે પડે પેટડીયામાં ફાળ. પીયુ.
બાણુકેરો વરસશે વરસાદ, અંત્રિક્ષ અંધારૂં ને ઊલ્કાપાત;
અગ્ની અગ્નની ઉડશે જ્વાળ, માટે પડે પેટડીયામાં ફાળ. પીયુ.
આયુધ ધારા રહેશે વરશી, ભોગળ ગદા ને ભાલા ફરશી;
તે વેળા શી કરશો ચાળ, માટે પડે પેટડીયામાં ફાળ. પીયુ.
કાકાકેરી અલ્પસગાઇ, અર્જુન હોય તો આવે ધાઇ;
નથી મામો શ્રીગોપાળ, માટે પડે પેટડીયામાં ફાળ. પીયુ.
આંખડી મારી જમણી હાલે, દુઃખ રૂદેમાં ઊંડુ સાલે;
કેવો દેખીશ સંધ્યાકાળ, માટે પડે પેટડીયામાં ફાળ. પીયુ.

#### વળણ.

સંધ્યાકાળ હું કેવો દેખીશ, ઘડી જુગ સરખી થશેરે;
નિમેષ નહીં મળે આંખડીએ, હું જોઈ રહીશ એણી દીશેરે.

### કડવું ૩૭ મું–રાગ સામેરી.

ઉત્તરાનાંરે વાક્ય સાંભળી, અભિમન્યુ બોલ્યો ત્યારે વળી;
હો પ્રિયા આંખડલી રાતી કરો, મારા સમજો આંસુડાં ભરો.

તમો ચતુરાં છો સ્યાણી, પ્રેમદા આપો મુને પાણી;
રણ ચઢીરે જે ઓસરવું, તે જીવ્યાપેં ભલું હોય મરવું.
તમે આજ્ઞા કરો એવું જાણી, ત્યરે બોલ્યાં ઉતરાસ્યાણી;
મન છે તો કંથજી પધારો, સામાં શત્રુને બળ કરી મારો.
માતાજીનેરે ભાગ્યે ફરજો, સામા શત્રુ હોય તેરે મરજો;
તમે જુદ્ધ કરવાને જાજો, જેવા અહિં છો તેવા ત્યાં થાજો.
મારા કંથજી કુલ દીપાવો, જશ ઉપરાજીને લાવો;
એવું કહીને પાગે લાગી, પીયુ ચાલ્યો તે આજ્ઞા માગી.
પતિવ્રતા પુંઠલ જોતી, ખરે આંસુડા જાણે મોતી;
વાલાજીનો વરાંસો નખમાય, ફરી જુએ તો વરૂરે થાય.
એમ ટળવળી ટળવળ કરતી, પાછી શીબિર ભણી તે ફરતી;
નેત્રે નીર મૂકયું છેરે રેડી, પછી સુભદ્રાએ લીધી તેડી.
ભેટયાં સુભદ્રા ને પાંચાળી, વહુજી નમીયાં છે કેડને વાળી;
હવે અભિમન્યુ રણે ચાલ્યો, રથ પ્રહારે મહીધર હાલ્યો.
ત્યાર પેહેલી સેન્યા આથડે, સામા સામા કટક બે લડે;
દુદુંભી શબ્દ બહુ ગડગડે, જેમ મેઘ અષાડે ધડહડે.

વળણ,

ધડહડે સેન્યા મેઘની પેરે, રેણું જઇ પોંતી ગગનરે;
એવે કૌરવને કંપાવતો, આવતો દિઠો અભિમન્યુરે.

## કડવું ૩૮ મું-રાગ મારૂની દેશી.

કૌરવમાં થયું કેહેવાણુરે, અભિમન્યું આવ્યોરે;
સુભટ સુભટ સર્વનાં ઓસાણુરે, અભિમન્યું આવ્યોરે.
જો રણસ્થંભ મુકાવ્યો, અભિમન્યું આવ્યોરે;
સંગે ભીમસેન ભડને લાવ્યો, અભિમન્યું આવ્યોરે.
એ તો ગતે કરી પવનરે, અભિમન્યું આવ્યોરે;
જાણે દેહ તે હુતાશનરે. અભિમન્યું આવ્યોરે.
જુધ્ધે કરીને જેહવો ઈંદ્રરે, અભિમન્યું આવ્યોરે;
શીતળતાએ જેવા ચંદ્રરે, અભિમન્યું આવ્યોરે.
મહિમાએ જેવો હરીહરરે, અભિમન્યું આવ્યોરે;
ગંભીરપણે જેવો સાગરરે, અભિમન્યું આવ્યોરે.

બાહા રમામાની જાણે છે પેરરે, અભિમન્યું આવ્યોરે;
સ્થીર થાય તે જેવો મેર, અભિમન્યું આવ્યોરે.
નિર્મળતાએ તે ગંગાજળરે, અભિમન્યું આવ્યોરે;
રૂપે જાણે બીજો નળરે, અભિમન્યું આવ્યોરે.
તેજે કરીને જેહવો ભાણુરે, અભિમન્યું આવ્યોરે;
ક્ષમાએ તે ક્ષીતી સમાનરે, અભિમન્યું આવ્યોરે.
ધસવે તો શાર્દૂલની ફાળરે, અભિમન્યું આવ્યોરે;
જાણે કૈરવ દળનો કાળરે, અભિમન્યું આવ્યોરે.
એ ચાંપ ચડાવ્યું હાથરે, અભિમન્યું આવ્યોરે;
નિલાઅશ્વ જોતર્યાની છાપરે, અભિમન્યું આવ્યોરે.
એ લીલી ધ્વજા ફરકેરે, અભિમન્યું આવ્યોરે;
આપણુથી દૃષ્ટિના મુકેરે, અભિમન્યું આવ્યોરે.
એણે ભૂષણ પેહેર્યાં ભવ્યરે, અભિમન્યું આવ્યોરે;
ભાથા બીડયા સવ્ય અપસવ્યરે, અભિમન્યું આવ્યોરે.
આપણુને પમાડશે જમ લોકરે, અભિમન્યું આવ્યોરે;
હવે મંદિર જાવું તે ફોકરે, અભિમન્યું આવ્યોરે.
દ્રોણે કીધો શંખનો નાદરે, અભિમન્યું આવ્યોરે;
સામો અભિમન્યુ કરે સંવાદરે, અભિમન્યું આવ્યોરે.

વળણ.

સંગ્રામ સર્વે સુભટતણો, રણ યુદ્ધ માંડ્યું દ્વંદ્વરે;
હવે અભિમન્યુ કેમ આથડે, તે કહે ભટ પ્રેમાનંદરે.

## કડવું ૩૮ મું–સવૈયા.

કુરક્ષેત્ર બડા કૈરવકમળ, મર્દન આયો અભિમન્યુ હાથી.
અધકે તનકે તંનકંપત સરપપે, નસબ જ્યું છોડેરે સાથી;
ગીરે હથિયાર શીરે તલવાર, કહોઝત નહિ એસા બાલકાથી;
ભાગે દ્વાદશભાટ, હુવો ખળભળાટ, કીરાટી કુંવર કાળભાથી.
ગુરુ દ્રોન કે આગે આયો દુર્યોધન, પૂછત એકબાત પાય લાગી;
પ્રભુ અપને ઉપર એ કૌ ન આવત હે, જાકે આયેસે સબ સેના ભાગી.
નરનારાયણ હોનુમે કો નહી, તો તીસરો કોણ ઉઠયોરે જાગી;
સ્વામિધરમસે સુરસામા સોહંત, તો આપેહી મોત લીયોરે માગી.

મુનિ કહેરે શુણો હો મહિપતિ, જાકે રથપર નીલીહેરે ધ્વજા;
નીલાહી ટોપટાટર, નીલાહી પાખર, નીલાહી બાગા અંગ સજા.
ક્રોધાંહી કાળ ગોપાળકો ભાણેજ એ, આવત કીરીટીકો કુંવર બજા;
કહે ગુરૂ દ્રોન બિના ઇનકે મુખ આગે, અપને સુભટ સબકી અજા.

રાગ સામેરી—સાખી.

સજ થાઓ સર્વ સુરધીર, એણીપેરે બોલ્યો દ્રોણ;
રથો ચઢી વ્યૂહને મુખે, જોઉં નીસર્યો કોણ.
કોણહી નાસે રણ વિષે, વિર જોતા છે મર્ણ;
આ માર્યો અભિમન્યુ મુઓ, એણી પેરે બોલ્યો કર્ણ.
છઈયું હૈયું ઉંધરી આવિયો, એમ કહે દુશાસન શૂર;
આપણ વાયુથી ઉડશે, અભિમન્યુ આકનું તૂર.
એ અંશ છે અર્જૂનનો, એમ વદે કૃપાચાર્ય;
નાસશો સર્વ પ્રહારથી, ન હોય વસ્ત્ર તાણ્યાનું કાર્ય.
વિપ્રરાજ રથો વ્યૂહને મુખે, અને કીધો શંખનો નાદ;
અરે આત્ર સુભદ્રે સુરધીર, શત્રુએ દીધો સાદ.

રાગ સામેરી—પદ.

આવ્યો આવ્યો અભિમન્યુ આગળે.ચાપ ચડાવ્યું હાથરે;
જાણે ઉદયાચળ ઉડીને આવ્યો, એવો ભીમસેનછે સાથરે. આવ્યો.
અગ્ની સરખો સર્વ ભક્ષી, એવો ધૃષ્ટદ્યુમ્નરે.
મૃગરજ સરખો સાત્યકી, કૌરવકુંજરનો નિંકંદરે. આવ્યો.
પંચપુત્ર દ્રુપદ સુતાના, તે શાર્દૂલની સમાનરે;
ધર્મ સુત સાગર સરખો શોભે,પિત્રાઇ નદીજળ સમાનરે. આવ્યો.
તુર્ય તન છે જુગ્મના, તે જાણે ચંદ્ર સવિત્રરે;
રૂપે નળ ને તેજે સુરજ, એવો શોભે પારથનો પુત્રરે. આવ્યો.
ક્ષાર ક્ષીર બેઉ ઉલટીઓ, એમ સેન્ય આવ્યાં દંદરે;
ચક્રાવો કેમ ચુરણ કીધો, તે કહે વિપ્ર પ્રેમાનંદરે. આવ્યો.

સાખી.

દ્રોણ કહે મા દોડરે, બોલ માને તું મારા;
જોઇને આવજે બાળકા, છે કાળ કૌરવ તારા.

કુલણુ મૂકો મહામુની, અભિમન્યુને શી શીખ;
બ્રાહ્મણને યુદ્ધ ઘટે નહી, ઘરઘર માંગોરે ભીખ.
(અશ્વા)ભીખ માગે ભુડું નથી, બ્રાહ્મણનો એ અભ્યાસ;
ભીખ મંગાવું તારા તાતને, તુને મોકલું જમવાસ.
અભિમાન મુકો મહામુનિ, અશુદ્ધ ભાખો છો શુંય;
પેહલા તમને આગળ કરી, ને પછી જઇશ તે હુંય.
એવું કહીને ઉતપત્યો, ધનુષ કરી ટંકાર;
ત્રાસે દળ કૈરવતણું, કરે નાઠાનો વિચાર.

## કડવું ૪૭ મું-રાગ સવૈયા.

આયો આયો અભિમન્યુ અર્જુનકો નંદન, કૈરવકોરે નીકંદન કારી;
સાથેરે હાથી ભીમસેન ભૂપતિ, રૂધીર રંગીત ગદાહેરે ધારી. આ
હુલક હલકાર પડીરે પોકાર, ફીરી રાય રૂપીકે શરણ આવ્યો;
દીનકે દીન હોય કે દુર્યોધન, સેનાપતિકું શીરનાયો, આ.
પ્રભુ તેરી ઓથથે, મેં રાજ્ય કરૂ, આસન અચળ અભે કરી પાયો;
તેરે દીખેકું ભેન માહામુની, ઉમંગી અભીમન્યુ ધાયો. આ.
બ્રદેવી પ્રસન્ન મહારાજ તે કયાં ડરે, કહાં કરે બાળ એ વીર ઠાઠી;
(શુલ્ય) હો મુહમન ધીરધર, પ્રૌઢ પ્રાક્રમ કર, કયાં તુમેરી બગીમાંરે નાઠી. આ.
બોલે રૂપી વચન, ભાગ અર્જુનકે તન, કાહા આવત તું મેરી ડાઢે;
હો પ્રાંદલકે સુત, કાહાં તુંલઢી જાણે, મોકુ દયા ઉપજ તેરે શીર વાઢે. આ
અરે અંનકે જાચક, મત ખીજીયો તુમ, મેં રહયા હુંરે દંત કરડી;
આ ભીમસેન ભડકુ, દેઉ હુલકારકે, અબહી દાર તેરો કંઠ મરડી. આ.
દેખે કૌરવ ભૂર, નાસત સબ સૂર, હીડત તેજ જેસે ફૂકરડી;
બાણુકી ઓરમેં, લોટ સબકુ કરૂં, ચીરી દારૂ ચકાનો ચકરડી. આ.
અરે કરણુ સુભટકુ કહાં તું જાનત, અવની આકાશકુ એક કરે;
શલ્ય સુભટ ઉલટમે લેનેકુ, ત્રિલોક આગે પીછા તે ફરે. આ.
દુશાસન દુર્યોધન દુરમુખ, પડને આભકુ થોભ ધરે;
એસે સુભટકુ સુરખ તેં કહાં જાનત, છેડે તે બીન મોતહી મરે. આ.
બુજ્જો બામન, પ્રભુ બોલ સંભાળક, મારો જાયગો હો ભીખારી;
કરણુકી કહાં કીરત બંત્રાવત, નહી જાન હે ન્યાત બહારી. આ.

એસેહી બોલકે ધાયો ધરનુરધર, દ્રોનકુ કહે આયો વીઆરી;
કહે પ્રેમાનંદ અભિમન્યુ દીપતો, આભ અવનીયે બીજલી એક તારી. આ.*

---

* અભિમન્યુ આખ્યાનની ચાર પ્રત મેળવીને આ કાવ્ય પ્રગટ કીધું છે, તેમા વડોદરાવાસી ભાઇ ઇચ્છાલાલ પરમાનંદદાસ મુનસીએ મોકલાવેલી પ્રત વધારે જુની ને શુદ્ધ છે, તેપર મુખ્ય આધાર રાખ્યોછે. બીજી ત્રણ પ્રતોમાં નિચેના કડવા નથી, એટલે કાવ્યના સંબંધમાંજ દાખલ કરતાં અમ અચકાયા છિયે. એ કડવા વધારે ઉત્તમ જણાવાથી અત્રે દાખલ કીધાછે. પ્રેમાનંદે કોઇપણ સ્થળે હિંદી ભાષામાં કાંઇ લખ્યું હોય તેવું જોવામાં આવતું નથી, પણ કડવાં ૩૯ માં જે સવૈયા છે ને કડવું ૪૦ મું, તે ચારે પ્રતમાં હોવાથી રાખ્યા છે, છતાં તે પ્રેમાનંદનાજ છે એમ કહેવાને અમે સશક્ત નથી. ભાઈ ઇચ્છાલાલવાળી પ્રતમા ૪૦—૪૧ કડવાં આ પ્રમાણે છેઃ—

### કડવું ૪૦ મુ.—રાગ મારૂ—ચાલ ત્રઝુઆરી.

આવ્યા દલબેહુ, ઉનમાયાં જમેહુ, ચક્રધટ કૌરવે સાંજ્યો;
અગળ રહ્યાં દ્રોણ, તાંકીને બાણ, સુરજ સરખો રૂપીરે બિરાજ્યો.
જમરાજશો કરણ, શલ્ય વાઘને વરણ, અચળ જાણે શુ ધ્રુવ તારા;
અશ્વત્થામા ચંદ્ર, દુર્જોધન ઇંદ્ર, કૃપાચારજ બ્રહસ્પતિજ ધારો;
કૃતવર્મા ધન, મંગળ દુશાસન, બિજલી સરખો લક્ષમણો પ્રમાણો,
બહાલીક માલબાહુ, ભુરીશ્રવા રાહુ, શકુની ને શનીશ્વર જાણો.
દેખાડે આયુધ, કરવા જુધ, ઠેકવી અશ્વને આગળ થાતા;
વિકાળ મોહોડાં, હણહણે ઘોડાં, ધરણી ધ્રુજાવતા વીર ધૂતા,
સાંતરા સમોતા, છાંહીયાને જોતા, વાંકા મુકટ ઝલકેરે તોરા;
સોંધે મસમસતા, મ્હોડે ઘણું બકતા, છટકી અગળ થાયે અધછેરા.
કૈરવ કલા. ઉછાળે રે ભાલા, વળી અડકાડે માંહો માહે ભાલા અણી;
ઉછાળેરે ખેડાં, કરે માંહો માંહે તેડાં, આડા ઉતરે દુર્જોધન ભણી,
ખલકે સાંકળ, મોહોટા મદગળ, ફડકે ધ્વજા ચગાકે અખાડી;
રંગીલા સચ લોભે, સેના માંહે શોભે, વોહો વીરાજે જેહવીરે વાડી.
પાંડવના સૂર, આવ્યા બલપૂર, ગરૂડ વ્યૂહ કીધોરે વીર;
કુંતીકુંવર જાણે, અમર પ્રમાણે, શોભા સરવ અભિમન્યુશરીર
બહા બેઠો ધર્મ, ભયાનક કર્મ, બીચ બાસે શ્રી રૂદરાયો;
વાયુની વૈશાનર, નિકુલ તે ભાસ્કર, તેનો કૌરવ કેમ સેહસે ઘાઓ.

## કડવું ૪૧ મું—રાગ સામેરી.

ધસ્યો દ્રોણ ઉપર અભિમન્યુ, મુખે કરી શંખનાદ;
સેન્યાપતિ સૌભદ્રેનો, પ્રથમે હવો સંવાદ.

સહદેવ સાગર સાર, મુકાવે પલમાં પાર, પંચાલીના પુત્ર કૃતાંત કાલ;
મદારે મંડી, ગ્રહી છે શીખંડી, મધે ધૃષ્ટધૃમ્ન વાસુકીરે બાલ.
કુંતીજભોજ, રહા આવી ફોજ, વૈરાટ દ્રુપદ મધેરે ભૂપ;
અભિમાન તે આગળે, વ્યૂહની ભાગળે, વિરાજે જેહવો વિષ્ટસુરૂપ.
ધસે ધસમછ, રાહુ સરખો ગટોરગછ, તેતો કૌરવનો છેજ આહારી;
બોલે કરીને ગરવ, આ ખાધા જાણો સરવ, વ્રકોદર સાને રાખે છે વારી.

### વલણ.

વારી રાખે વીરને, જેમ અંકુશે માતંગરે;
કેહે પ્રેમાનંદ કેમ થયો, પછી ચક્રાવાનો ભંગરે.

## કડવું ૪૧ મું.—રાગ એનો એજ.

મુખે રહ્યા ગુરૂ, પુઠે સહુ સુર, ઊરા ઊર જોર અભિમાન આયો;
ઉલટયો અરૂણ પૂર, બોલે રણતૂર, ચૂર ચક્રાવો કરવારે ધાયો.
ગાજે સાગર જલ, એહવા બે દળ, કલ ના પડે કીકીયારે;
રેદાણ થયું રણ, વીર વ્યાલને વરણ, ધરણ ધ્રુજે ભીમને ત્રાડે.
આચારજ અભિમન્યું, આવ્યા બે વદન, ધન ધન દેવતારે બોલે;
ભિમસેન ને શલ્ય, જાણે બેહુ મલ, અટલ ઉછલે સેષ ડોલે.
કુંતીભોજ ને કૃપ, ખીજ્યા હોય જેમ સર્પ, દર્પ અન્યોઅન્ય હઠે હણે;
અશ્વત્થામા વીર, સાત્યકી રણધીર, શરીર ભેદાય દુઃખ નવ ગણે.
સેનાપતિ રાધે, આવીને રે વાધે, સાધેરે વિદ્યા ધનુરધારી;
વૈરાટ મહાબાહાલીક, જુવેછે અધિક, નીક રૂધિરતણીરે કારી.
શકુનીરે મામો, સહદેવ સામો, પામ્યો પુરણ પ્રહાર માદ્રેનેરે મારે;
ભુરીશ્રવા નીકુલ, જેહવા શાર્દુળ, મુળગા લેશકો નવ્ય હારે.
સોમદત્ત ને દ્રુપદ, જેહવા માતંગ મદ, હાથરે વાહી આવ્યારે ધસ્યા;
દુર્યોધન ને ધરમ, કરે બહુ શ્રમ, ચરમ ભેદયાં સર વડેરે કસ્યા.
દુશાસન સાહમા, દ્રૌપડી તન જામ્યા, ગગન છાયુંરે બાણ જાલે;
ટુંકડી તલવાર, કરે મારા માર, હાર ન પામે અંતકાલે.;
બહુ બાણ છૂટે, પણછ ન ત્રૂટે, માંથા ખુટયા ભડતણા;
સર શીઘ્ર મૂકે, ચોટ નવ ચૂકે, હુકે વાઘની પેરે વીર ઘણા.

ભાગ્યું દળ કૌરવતણું, ગટોરચ્છને માર;
તેમાં કોઈ રહેવા ન શક્યું, કીધું તે આંધી હાર.

વીર રહયા વરસી, ફરે બહુ ફરસી, આકરસીને તીર ઝાડો;
હઇડે હામ ધાલી, સામારે ચાલી, ઝાલી કેશ ને શીશ વઢાડે.
ગદા મુદગળ, પડેરે ભોગળ, કુળાહળ મોટુંરે થાયે;
ધસી મારે ઢીક, આવે હઇયે હીંક, છીંક ખાતા કોના જીવ જાયે.
રોળાયારે રોળ્યા, વાયુએ અફાળ્યા, જોળીયે ધાલ્યા વીર જાયે;
ભલારે ભડ, માથા વીના ધડ, ફડાફડ ધણા શિર ફુટાયે.
સાંગ્ય લોહ તણી, બહુ ભાલા અણી, ધણા ભોગળના થાય ભડાકા;
રથના ધડધડાટ, રણતુર સણસણાટ, ભડાક તલવારના થાય જડાકા.
સાથીએરે સાથી, હાથીએરે હાથી, કાલભાથી ઉતર્યારે કુડે;
તુટે બખતર, પડે પાખર, નરના રૂધીરની છેડ ઉડે.
ભીમરે ભડ, ધાયો દડબડ, ધડ માથા વોહોણારે કીધાં;
ધાયો માદ્રરાય, પાળોરે પાય, સમુદાય દેખીને સરવ બીધા.
શું કાળમા કાળ, મહા વિકાળ, ફાલ દઇ સેંનમાંહે ધસ્યાં હાડાં;
કોઇ આયુધ કાહાડે, મુખેરે ત્રાડે, ધણાક યોદ્ધાના મસ્તક પાડયાં.
ભીમરે ધાયે, મારી ગદાયે, ત્યારે માદ્રરાય મનમાંરે હસ્યો;
ફટ રે બળધારી, સોટી શી મારી, આમ ગદા મારીયે કહી ધસ્યો.
એમ ના ત્રાડીયે, આમ વજાડીયે, મારી વેગે પર્વત પ્રહારે;
ગદારે વાગી, ભીમની કેડ ભાગી, લાગી લેહેર ભીમ પડયોરે બાહારે.
કુંડાળાની કોરે, પેલે મોરે, ઠોર મુકાવી કુંતેરે કાહાડયો;
પછડાયુ શરીર, ઢળી પડયો ધીર, વીર નાઠા મુકીનેરે રાડો.
લાગ્યારે ધાવા, ભીમને મુકાવા, જાવા ન પામે કો માદ્રનેરે મુખે;
પડયો દેખી ભાંય, રોયા ધરમ રાય, ધાવો ગટોરગછ તાતનેરે દુઃખે.
ચઢીરે ભ્રગુટી, માયા રે પ્રગટી, પટકાનેરે વીર મારયારે ધણા;
અંધારૂંરે ધોર, થાય શોહોરાશોહોર, ઠોર મુકે સુત અંધતણા.
વરસે ચાપભલ, પાષાણુ ને સલ્ય, અંગ વાગે ને ફરી ના ઊઠે;
કરદમ કાટાં, રૂધીરના રે છાંટા, નાસે ઉફરાંટા પડે માર પૂઠે.
ગ્રહી કુમદંડ, ધસીઓરે પ્રચંડ, પાડયા ચીરા બહુ નખ ઝીણે;
દુર્જોધન નાસે, નહી કો પાસે, સાંસે ભરાયો વેવણાં તે વીણે.
મરડો માદ્રરાય, ઝાલીને બે પાય, કાયા પછાડી ભીમનેરે તને;
પડયોરે ઢળી, મુર્છારે વળી, બળે કરી બુમ પાડી દુર્યોધને.

દ્રોણ કહે તમે સુભટ સર્વે, થઇ રહ્યા બળવંત;
એક કપિધ્વજના કુંવર આગળ, કાં થયા તૃણવંત.

---

ધાઓરે ક્રોધ, તપાસોરે જોધ, ઓશલ ખાધો રાક્ષસેરે કરડી;
અંધારૂ તીમીર, પડે બહુ ગીર, વીર સલ્યને મારેરે મરડી.
આળસ મોડી, ઉઠો થવા જોડી, લપડાક મારીને સામોરે થોભે;
પછે બળ કરી ગટોરગચ્છ, મારી મુકકી ભચ્ચ, કર્યું કવચ કટકા મલવત શોભે.
આવ્યા બાથોબાથ, વાવરેછે પદ મુખને હાથ, માથા મારે પડેરે ફરી;
હેડંબ માટી, ગ્રહીછેરે ધાટી, ભરાવી આંટી પાડયો કળ કરી.
મનમાં બહુ કઢી, રૂદીયાપર ચઢી, મુક્કીઓ મારી દશવીશ હૈયે;
ઢીંકેરે ધપોયો, સારી પેઠે ધોયો, સાહયો બાથે ભીમનેરે છઇયે.
મુકાવારે જોધ, ધાયા કરી ક્રોધ, રોધ કીધો હેડંબ હાથી;
મોટા મદગળ, ભારેરે ભોગળ, સરવ સુકાવ્યોરે સાથી.
છુંદો કરી દેહ, પુરવ ચઢયો મેહ, ષેહ વરસે જેમ ધુમ્રધારા;
હેડંબ હાંકી, ધસ્યોરે ડાકી, ભડાકીક ઉર વકરયા તારે તારા.
કોને લપડાક, કોને થપડાક, પડાક માથાં ફાટીરે જાયે;
કોને આચકા, કોને બાચકા, કાચકાં આંખના કરડી ખાયે.
નાસેરાં નોરાન, કૈરવ કરે કાન, ધાણુ ગટોરગછેરે વાળ્યો;
કો મારેરે મરડી, કો ખાધારે કરડી, નરડી ચુસીને દામ ઢાળ્યો.
વતરડીને વાઢયા, દળી પાય તળે કાઢયા, પાડયા આડા સુતારે સારાં;
સુચવતારે આવ્યા, ભક્ષે રૂડા ભાવ્યા, આધા નાઠા થયા તારે તારા.
દેતો પુંઠે દોટ, સોઢેરે સાસોટ, કોટ કોની લીધીરે ચુંટી.
ચકાવો ચઢયો ચાક, હેડંબની હાક, નાક કોના લીધારે ખુંટી;
કોહોણીરે વાગી, તેની કેડ ભાગી, લાગી અડઓટ તે અડઓટો;
કો વીર અડબડયો, કેડેથી ભાગી પડયો, નાખે ચીસની તરફડતો.
ચીરાઇ હુટી, કોની આંખફુટી, ત્રુટી ઝાંઘેથી પાય પડયા;
ફુટયા કપોળ, રૂધીરની છોળ, રોળ થયો બ્યૂહ ચાક ચઢયા.
હેડંબ હાંકે, હણુતો નવ થાકે, તેહની ધાકે કૈરવ નાસે;
દેખી નિકંદન, કાંપતોરે મન, દુર્જોધન ગુરૂ દ્રોણ પાસે.

એવું કહીને હાંકીયો, અભિમન્યુને ઋષીરાય;
અલ્યા ઇંદ્રે અહિંયાં અવાય નહીં, ત્યાં તેં કેમ પેસાય.

---

મુસ્તકરે નામી, વિનવ્યારે સ્વામી, પામી દુખ સેના સઘળીરે મોઈ;
ગટોરગચ્છ પાપી, નાંખે છે હે કાપી, સંતાપી સકળ સેનાજ સોઇ.
અમોને ઉગારો, આયુધને ધારો, મારો હેડંબને રથ ખેડો;
ધસ્યા ગુરૂદેવ, કરૂં એહની સેવ, અસ્વમેવ તેહનોજ લીધો કેડો.
મુકયા બાણુ હજાર, બીધો ભીમકુમાર, અત્યુપાય મુર્છા પમાડયો;
પાંડવરે હાર્યા, મુનીયે તે માર્યા, ત્યારે અભિમને શંખ વજાડયો.

વળણ.

શંખ વજાડયો અભિમને, પાંડવ સરવે સજ થયારે,
કહે પ્રેમાનંદ હેડંબહાથે, ચૌદ સહસ્ત્ર સુભટ માર્યા ગયારે.

આ કડવું વળી એક પાંચમી પ્રતમાં છે, જે પ્રત થોડી ઘણી સાહેતામાં લીધી છે.

## કડવું ૪૧ મું–રાગ સામેરી.

દ્રોણ કહે મહારાજ, મન તમ રાખજો બહુ ધીર;
એ બાળકનો શો આશરો, આપણ ઉભા વીર.
ગોઢ કરીને હાંકતા, અભિમન્યુને ત્યાં દ્રોણ;
કયાં આવે છે મૂઢ, સેન્ય ગુઢમાં તું કોણ.
વાઘ કેરી દાઢમાં, તું કયાં પડે મૃગ રૂપ;
શીખંડીના સુત શું જાણે, સંગ્રામ લીધું સ્વરૂપ.
અન્નના યાચક ગુરૂ તમો, શું બીહાવોછો અત્ય;
હવડાં કાળજ આણશે, અભિમન્યુ પાંડવ પ્રત્ય.
એ ભૂર કૈરવ શૂર આગળ, વિપ્રે કહેતાં માત્ર;
એકલો કાકો ભીમ, ભુકો કરે સર્વનાં ગાત્ર.
મારા બાણકેરી ચોટમાં, તમે લોટ થાશો સર્વ;
વિપ્ર બેઠા કરો અધ્યયન, રણ વિશે શો ગર્વ.
ચકાવો ચકચુર કચરડી કરૂં, ક્ષણ એક માંહે;
મારા બાણકેરી ધારમાં, તમ ભાર જાશે કયાંહે.
અરે કર્ણ સરખો સુભટ, અવની કરે એક આકાશ;
આળસ ન કરે રણ વિશે, ત્રિલોકકો ન રહે પાસ.

એ ચક્રાવાના ચક્ર આગળ, વિષ્ણુ એ તે નવ ઓઝાય;
એવું જાણી તું વળજે પાછો, જીવતા નહી જવાય.
ધનુર્વિદ્યાના મંત્ર આગળ, એવો છેરે ધાટો;
લેવો કપરો જાણીને, તારો અર્જુન પિતા નાઠો.
કુંવર કહેરે ગુરૂજી, તમો તે ભણાવ્યો;
વિદ્યા રહિત ગુરૂનો શીખવ્યો, તે માટે અહીં નવ આવ્યો.
હું ભણાવ્યોછું ભૂધરે, બીજા તે ગર્ગાચાર્ય;
તે માટે તૃણવંત ગુરૂજી, તમો જીત્યાનું કાર્ય.
એવું કહીને ઉછળ્યો, પેહેલાં બાણ મૂકયાં ત્રણ;
એક ભેધું રૂદે ઋષીને, જુગ્મ પડીયાં ચર્ણ.
તે પુંઠેથી તેર મૂકયાં, મુની કીધો વિરથ;
કર્ણને પંચવિશ માર્યા, કોપ્યો પુત્ર પારથ.
દશે દુશાસનને ભેદ્યો, સત્તરે દુર્યોધન;
અગીઆરે અશ્વત્થામા અકળાવ્યો, સતાવીશમે શકુન.
મુર્છા પમાડયો શલ્યને, વળી ભાગ્યો ભૂરીશ્રવા;
જોધ ઉભા નવહવા, અભિમન્યુ આગળ જુધ કરવા.
ભીમે દળ પાડયું ઘણું, સાત્યકીએ વાળ્યો સંહાર;
દ્વિજરાજ ઉઠયા સજ થઈને, નવ સેહેવાયો માર.
દ્વિજરાજ ઉભો ધનુષ લઇને, સજ થયો જેમનો તેમ;
સુભદ્રે લીધો લટપટી, સોમને રાહુ એમ.

---

દુર્યોધન મહારાજ, દુશાસન દુર્મુખ જેહ;
બ્રહ્માંડ પડતું થોભવે, જેની વજ્ર સરખી દેહ.
અરે બાળકડાં મરે, વણ ખૂટે ભૂંડા અજાણ;
દૂખ શું ફોડે છે હવડાં, સઘ જાશે પ્રાણ.
અભિમન્યુ કહેરે દ્વિજ ભિક્ષુક, શું લવેછે એમ;
કર્ણ કેરી કીર્તી તમથી, વધે નહી એમ તેમ.
કયા રણમાં સુભટ જીત્યા, કોણ જશવંત કર્ણ;
ક્ષત્રીવટ એ શું જાણે, કો ન જાણે એનો વર્ણ.
અંધકેરા પુત્રથી, નવ ઓસરૂં આનંદ;
માંજીવધરનો સુત વદે, એમ કહે પ્રેમાનંદ.

આકુળ કીધો જોતાં માંહે, હાક્યો સર બાળ;
બીક પડી બત્રીજાને, ત્યારે ધાયા ધર્મભૂપાળ.
મહિમતિ કહે હો મુની, સ્વામી રાખો સોમ દ્રષ્ટ;
પ્રભુ આંખ બંન્યો પોતાતણી, તો એમ ન દીજે કષ્ટ.
અભિમન્યુ બાળકની સામાં, તમે ક્રોધ કરીને થોભ્યા.
સવ્યસાચી સુત સામાં, વઢતાં વધે નવ શોભા.
ત્યારે કુંવર કહેરે કાલાવાલા, કાં કરો છો કાકા;
બીક બહુ ધરતા દીસોછે, એમ થોડામાં શું થાક્યા.
જુઓ તમાસો તાતજી મારા, સમજો થાઓ મતિઆ;
એ દ્રોણ કર્ણ ને અશ્વત્થામા, તે શું વઢે કણસિયા.
અર્જુન લાજે ઓસરે, હું નમાવ્યો નહીં નમું;
એવું કહીને દ્રોણના, બાણનું કાપ્યું કાગમું.
સત બાણે પૃથ્વી પાડયો, મુની મુર્છાગત કીધો;
અભિમન્યુ પેઠો ચક્રાવામાં, પેહેલો કોઠો લીધો.

વળણ.

લીધો કોઠો ને દ્રોણ હાર્યા, પાંડવ સાથ પુંઠળ ગયો રે;
કહે પ્રેમાનંદ પછી શું થયું, પછી બીજે ગુલ્મે રાધે રહ્યો રે.

કડવું ૪૨ મું.—રાગ રામગ્રી.

બ્યૂહમાં પેઠો અભિમન્યુ વીરજી, ધરા ધ્રુજાવી ધાતો ધીરજી;
કૌરવે પાછા ચલાવ્યા ચર્ણજી, બીજે કોઠે રહ્યો છે કર્ણજી.

ઢાળ.

કર્ણ રહ્યો છે બીજે કોઠે, હઠીલો મહાશૂર;
જોઈને આવે અર્જુનીયા, રખે ભાગતો ભૂર.
કર્ણ કાને સાંભળ્યો હશે, ને દીઠો હશે કધવાર;
આ સમો છે દોહેલો, જે સહેવો શત્રુ કેરો માર.
હું ગર્ભવતીના ગર્ભ ગાળું, ધનુષના ટંકાર;
સર ચોટ કાઢું સોંસરી, મેરૂ પર્વતને પાર.
આદિત ઈંદુને અહિંથી વીંધું, તારાને વીંધું તાકી;
અસ્યા એક બાણે એકલો, પૃથ્વી ચડાવું ચાકી.

અભિમન્યુ વળતું બોલિયો, તું કાં કરે અભિમાન;
શું ભાર મસ્તક લીયે તાણી, જેમ શકટ હેઠળ શ્વાન.
વચન સુણી વીરના, કર્ણને તે ચડીયો કાળ;
પછી ક્રોધ કરીને મોકલ્યો, વૃક્ષસેન નામે બાળ.
પિતા કહેરે પુત્ર પરાક્રમી, સોંડીયે બળવંત;
મુને મારવો ઘટે નહીં, તું આણુ એનો અંત.
કર્ણનો કુંવર કહેજી, એ તે છે કેટલું કામ;
અભિમન્યુ સામો સાંચર્યો, કરી તાતને પ્રણામ.
શૂર હોય સોભદ્રે તું તો, રથ સામો ખેડ;
અન્યો અન્યે આવિયા,. કરે બાણુ કેરી રેડ.
વૃક્ષસેનના અગણીત બાણે, વળ્યા ધરણી ઢગ;
અભિમન્યુને ઢાંકીયો, જેમ ચંદ્રને ધાંકે મેઘ.
હાંકતો મુકતો તાડતો, શીઘ્રતાએ બાણુ;
વીર વિરાજે વિજળી સરખો, કૌરવ કરે વખાણુ.
રથ સારથી ભાંગ્યા અભિમન્યુના, અને પાડયો શીર ટોપ;
કવચ છેદી કાયા ભેદી, ત્યારે કુંવરને ચડયો કોપ.
રીસે થયો રાતડો ને, અરૂણોદયને સમાન;
આપ રૂપ તે પોતે થયો, આંચ્યો વૃક્ષરાજન.
કર્ણકુંવર અકળાઠ્યોરે, ઢાંકીયો તે સર જાળ;
વીરથ કીધો વીરને, કરે નાઠાકેરી ચાલ.
ચર્ણ ચલાવી નવ શકયો, બાણે કીધો વિરોધ;
ધનુષ ભાંગી ધજા છેદી, ગ્રહી ગદા કરીને ક્રોધ.
કર્ણકુંવર કેસરી સરખો, ધસ્યો મુકી દોટ;
પછી અભિમન્યુના બાણુ સામી, મુકી દોટ સાસોટ.
ગદા કાપી કરી કડકા, ગાજ્યો ઉતરાનાથ;
પછી ખભા માંહેથી છેદ્યા, વૃક્ષસેનકેરા હાથ.
કર વિના બીરાજતો, પણ શોભતો કાળભાથી;
તે જુમતો સેન વિશે, જેમ દંત વિનાનો હાથી.
એક પૈડું પડયું રથનું તે, પગ માંહે બસાવી;
અભિમન્યુ ઉપર ઉછાળ્યું, તે રૂદેમાં વાગ્યું આવી.

કીરીટી કુંવરે બાણ મૂકયાં, રીસ અંતર વ્યાપી;
કુંડળ મુકુટ સહિત વૃક્ષસેનનું, મસ્તક નાંખ્યું કાપી.

વળણ.

કાપ્યું મસ્તક કુંવરનું ને, ધડ તે ધરણી ઢળ્યું રે;
શીર પડયું રાધેને ખોળે, દેખી કર્ણ ને મુર્છા વળીરે.

કડવું ૪૩ મું–રાગ ધનાશ્રી.

કર્ણ તે પડયો મુર્છા ખાઇજી, કૈરવ પાસે આવ્યા ધાઇજી;
આંસુડાં લોહી શોક સમાવ્યોજી,એવે અભિમન્યુ ઉપર આવ્યોજી.

ઢાળ.

આવ્યો અભિમન્યુ ઉપર, બોલતો મુખવાણ;
ઉભો રહે રાધે-પુત્ર સાથે, કરાવું તારી કાણ.
ત્યારે કર્ણ ધસ્યો ક્રોધ કરીને, આણી પુત્રની દાઝે;
પાંડવ સેનાને ભરડતો, જેમ કુંજર કમળને ભાજે.
ભીમ ધર્મ ને નીકુળ સહદેવ, આવતા કીધા વીરથ;
ગ્લાની પામ્યા કાકા દેખીને, કોપ્યો પુત્ર પારથ.
શું છેડે છે સૈન્યને તું, રથ ઓરો ખેડ;
પછી સામા સામા આથડયા, કરે બાણ રેડારેડ.
એવું કહીને દશ બાણ મૂકી, રીશ અંતર વ્યાપી;
પછી પળક માંહે તે આવતાં, અભિમન્યુએ નાખ્યા કાપી.
વેર વાળવા પુત્રનું, કર્ણે મૂકયું અગ્ન્યાસ્ત્ર;
પાંડવ સેનાને પાવક બાળે, વળી વાહન વસ્ત્ર.
જવાળ ધુમ્ર ધુમે ઘણું, ને થાય ઉલ્કાપાત;
ત્યારે મેઘાસ્ત્ર મૂકયું અભિમન્યુએ, આણીઓ વરસાદ.
પર્જન્યે કૈરવ તણાયા, કર્ણે પ્રગટયો વાય;
મેઘ તે મીથ્યા કર્યા, પાંડવ સેન્ય ઉડી જાય.
ત્યારે અભિમન્યુએ સર્પ કીધા, ઉડે લક્ષો લક્ષ;
વાહન વીરને વ્યાલ વળગ્યા, વાયુનો કીધો ભક્ષ.
સર્પ સર્વે સમાવ્યા પછી, કર્ણે પ્રગટયા ગરૂડ;
પછી અભિમન્યે ગરૂડ માર્યા, પાહાણ પ્રગટયા પ્રૌઢ.

કાળચંદ્ર બાણુ કાઢો, અંતર આણી રીશ;
ક્રોધેના સારથીનું, કર્ણે તે છેદ્યું શીશ.
ધજા કાપી ધનુષ છેદયું, અશ્વ માર્યા ઠાર;
કર્ણ લાગ્યો ગાજવા, અભિમન્યુએ ખાધી હાર.
ભાગ્યો તે જાણી ભત્રીજો, ને ભીમસેને મુકી દોટ;
ત્યારે કર્ણ નાઠો રથ મુકીને, ન સહેવાઇ ચોટ.
નાસે દુર્યોધન ભાઇ સાથે, આગળ અશ્વત્થામા;
ત્યારે ચૌદ સહસ્ત્ર અભિમન્યે માર્યા, કોઇ નાસતા કો સામા.
આઘો જઇ પાછો વળ્યો, બોલ્યો દુર્યોધન રાય;
ભાઇ છે કોઇ મારા સેન્યમાં, જે ભીમ સામો થાય.
એવું સાંભળીને ભીમભણી, ગયો ગાજી શલ્ય;
બેઉ ગદાધરને શોભતા, જાણે જયમ મોટા મલ્લ.
એવે અભિમન્યુને મુર્છાવળી, ને ઉઠયો પુત્ર પારથ;
શલ્યનો પુત્ર સામો ધસ્યો, તેનું નામ રૂકમ્નરથ.
મહારાજ પુત્ર મહાપરાક્રમી, આવ્યો કરી અહંકાર;
તેણે અભિમન્યુના રૂદેમાંહે, બાણ માર્યાં બાર.
આઠ આઠ બાણે વિંધીયા, નીકુળ સહદેવ સુભટ;
ગજ ઉપરથી ધર્મ પાડયા, બાણ માર્યાં ખટ.
સાઠ કુંજર ચીરીયા, માર્યા ચૌદસેં તોખાર;
નવ સહસ્ત્ર સુભટ હણ્યા, ગાજયો તે શલ્યનો કુમાર.
ત્યારે ક્રોધે કરીને અભિમન્યે, બાણ માર્યા વીશ;
રથવિના રૂકમ્ન કીધો, છેદ્યું સારથીનું શીશ.
ખડગ કાઢીને ધસ્યો કુંવર, ખેડું ધરી હાથવાસી;
ત્યારે અભિમન્યુ હેઠો ઉતરીને, કહ્યું આવજે તપાસી.
બેઉ બેડા આથડયાંતે, સામ સામાં મળી;
સાચવે ઘા ખડગના, ચળકતાં જાણે વીજળી.
એડાં પ્રહારે અભિમન્યે, છેદીયા બે હાથ;
મુગટ પાડી કેશ ઝાલી, છેદીયું પછી માથ.

વળણ.

છેદ્યું મસ્તક રૂકમ્નરથનું, શલ્યની પાસે જઇ પડયું રે;
નાઠા કૌરવ કોઠા મુકી, પાંડવનું દળ કોપે ચડયું રે.

### કડવું ૪૪ મું.—રાગ સારંગ.

નાઠા કૌરવ ચો દિશાએ, દુર્યોધન અતિ ખીજે;
કાકા સાથે કીરીટ કુંવર, આવ્યો કોઠે ત્રીજે.
છે કો હાથી આ સમે, શત્રુને આવતો હાંકે;
બે ઘડી ખોટી કરે, કો જઇને એને રાખે.
ત્યારે અયોધ્યાનો મહારાજા, ઈંદ્રાક્ષ એવું નામ;
દશ સહસ્ત્ર સુભટ સાથે, ચાલ્યો રાયને કરી પ્રણામ.
સર્વ સાથી ગજ ઉપર બેઠા, પોતે હાથીપર ચઢયો;
અભિમન્યુ શું આથડયો, તે વાઘની પેરે વઢયો.
એકીવારે સર્વ સંગાથે, દશ સહસ્ત્ર બાણ છૂટે;
એકધા શતધા સહસ્ત્રધા લક્ષધા, ધારયા આયુધ ન ખુટે.
આકાશ અરધું આવીર્યું, થયું તે અંધકાર;
આયુદ્ધધા અભિમન્યુ ઉપર, જેમ ગીરી ઉપર મેઘ ધાર;
અમરે એમ વિચાર્યું જે, અભિમન્યુ કીધો નાશ.
ભીમાદિક કૌરવે બાવ્યા, કો નવ જઇ શકે પાસ;
દશ સહસ્ત્ર બાણ મૂક્યાં અભિમન્યે, અંતર આણી રીશ.
અયૂત યોદ્ધા અભેદ્ધાનાં, તે સર્વનાં છેદ્યાં શીશ.
ક્ષીતી ઉપર ઇંદ્રાક્ષ પડયો, ચોટલે ઝાલ્યો સુભટ;
ખડગ ઘાયે મસ્તક છેદ્યું, કૌરવનાં રૂદયા ગયાં ફૂટ.
ભાગ્યું દળ અભિમન્યુ પ્રહારે, કૌરવ નવ સહેવાય;
ત્રાહે ત્રાહે ભાઇઓ નાસતાં, એ માર નવ સહેવાય.

વળણ.

કહે ત્રાહે ત્રાહે મુખે, પાંડવ કરે કલોલરે;
અભિમન્યુ આવ્યો ચોથે કોઠે, રીસે રાતોચોળરે.

### કડવું ૪૫ મું-રાગ સારંગ.

ઋષી વૈશંપાયન વાણી વદે, રાય જન્મેજય ધરતા રૂદે;
નાઠા કૌરવ વ્યૂહ મોઢે, પાંડવ ધસીને પેઠા ચોથે કોઠે.
ઉભો રહી કહે દુર્યોધન, છે ક્ષત્રાણીનો તન;
ગયું રાજ મારૂં પાછું વાળે, પાડું પુત્રને આવતા ખાળે.

તાત તણાં વાક્ય સાંભળી, લક્ષ્મણ કુંવર બોલ્યો વળી;
આવી કર્યો પિતાને પ્રણામ, હાં હું ફેડીશ એનો ઠામ.
અભિમન્યુનું પ્રાક્રમ શુંય, એક પલકમાં મારૂં હુંય;
જ્યારે કોપ્યો તમારો દીકરો, તારે પાંડવનો શો આશરો.
દુર્યોધન કહે સુત શાર્દુલ, તમે અજવાળ્યું કૌરવનું કૂળ;
સરખે સરખા ક્ષત્રી કુમાર, સાથે લીધા સોળ હજાર.
સમાન વય ને સમાન કાય, સરખા રૂપ કો નવ ઓળખાય;
તેવી શોભા લક્ષ્મણતણી, ચઢી ચાલ્યો અભિમન્યુ ભણી.
સુભટ સાથ સર્વે ઘેરીયો, સૌભદ્ર આવતો પ્રેરીઓ;
જેમ શશીને ઢાંકે ઘન, તેમ સર્વે કીધો આછાદન.
સોળ સહસ્ર સાથે તૂટીયા, જાણે ધનુષથી બાણ વછુટયાં;
શક્તિ મુસળ ગદા અતુલ્ય, તોમર ભોગળ પડે ત્રિશુળ.
કુંજર કીકીઆરા તવ કરે, ખડગ સાંકળ લઇ મોઢે ફરે;
કુંભસ્થળે મદીરા ઝરે, આવે આગળ તે મસળાઇ મરે.
કૌરવ પાંડવનો થયો રોળ, ઉડે રણમાં રૂધીરની છોળ;
લક્ષ્મણ વીરને વકારતો, હાથે શત્રુને સંહારતો.
એમ કૌરવના જોદ્ધા ફર્યાં, પાંડવ સર્વે પાછા ઓસર્યાં;
ભીમ શલ્ય દુર્યોધન ધર્મ, વઢે બહુ કરીને શ્રમ.
એવે કર્ણ કરતો આવ્યો માર, ત્યારે પાંડવે ખાધી હાર;
મહારથીની પેરે વીંટી વળ્યા, ભીમસેન ઉપર તૂટી પડયા.
ધર્મ કહે અભિમન્યુ પાછા વળો, એ ભીમ કીધો આકળો;
કાકાનાં વાક્યો સાંભળી, ચાલ્યો અભિમન્યુ પાછો વળી.
કૌરવ મુખ કરતાં મરકલાં, તે નાઠો જેમ નાચે ચર્કલાં;
સરધારા અભિમન્યુ તણી, માર્યાકૌરવ તે ત્યાં ગણી ગણી.
ત્રણ બાણે પાડયો કર્ણ, થયો અચેતન જાણે મર્ણ;
નાઠી કૌરવ સેન્યા જાય, વાઘ ભયથી નાસે જેમ ગાય.
દુશાસન લીધો સર એણી, નાસે પડે ને વેવલા વીણી;
ધજા છત્ર કાપ્યાં વેગે કરી, નાઠો દુર્યોધન રથથી ઉતરી.
એમ સૈન્ય ભાગ્યું સર્વે કોય, આપ રૂપ જવ અભિમન્યુ હોય;
દેખી લક્ષ્મણને રીશ ચડી, અભિમન્યુ ઉપર દીધી હડી.

સોળ સહસ્ર જોદ્ધા સહંત, સાથે જુદ્ધ કીધું અનંત;
રથ સારથી ને પાડી ધ્વજા, અશ્વ અભિમન્યુનાં કીધાં પ્રજા.
સુભદ્રે કીધો પાળો.પાય, બીજો રથ મોકલ્યો યદુરાય;
તે ઉપર થયો આરૂઢ, પછી પ્રાક્રમ કીધું પ્રૌઢ.
એકે વારે સોળહજાર, બાણ મૂક્યાં કીરીટી કુમાર;
લક્ષ્મણના સંગી જે ધીશ, સોળ સહસ્રનાં છેદ્યાં શીશ.
વીરથ કીધો લક્ષમણ વીર, તેનું બાણે પરોવ્યું શીર;
ચાલ્યો શ્રાણીતકેરો પ્રવાહ, દેખી દુર્યોધન કહે ત્રાહે ત્રાહ.
લક્ષમણ પડવાને લડથડ્યો, ત્યારે અભિમન્યુઉપર દડબડ્યો;
જોતાં ક્ષત્રી સર્વે નરેશ, પાડી મુગટ ને ઝાલ્યો કેશ.
વિજળી સરખો ખડગ કાઢીયો, ઉંચે હાથે અભિમને ત્રાડીયો;
જેને જોબનનો ઉન્માદ, દુર્યોધનને દીધો સાદ.
અરે અહંકારી ઓરો આવ, તારા કુંવરને મુકાવ;
લક્ષ્મણ બોલ્યો ટળવળી, મુખમાં ઘાલી દસ આંગળી.
ચતુર થઇ ભાઇ તું માં ચૂક, પડ પીતરાઇ તું મુજને મૂક;
એમ કુંવર અતિશે રૂવે, ન ચાલ્યે કૈરવ સામુ જુવે.
વદન કળા રહી છે હસી, મુખ જાણે પુનમનો શશી;
અદ્ભુત શોભા મુખપર વશી, એવું મસ્તક છેદ્યું લશી.
જ્યાં ઉભો દુર્યોધન રાય, માર્યું મસ્તક હૃદયામાંય;
કૈરવનાં ભાગ્યાં ઓશાણ, પાંડવનાં વાગ્યાં નીશાન.
કૈરવપતિ કરેરે વિલાપ, કોણ પ્રગટયાં પૂર્વના પાપ;
લક્ષણવંતા હો લક્ષ્મણ, કાં ઉતારી ગયો સગપણ.
દીકરા ન દીજે દુઃખડાં, હું કેનાં જોઉં મુખડાં;
ચડતે જોબન થયા હટપટા, પુત્ર પધારો ઘેર લટકંતા.
એમ આંખે આંસુડાં ભરે, દ્રોણાદિક આસનાવાસના કરે;
રોયે સુખ ન આવે રજ, તો શોક મુકી થાઓ સજ.
દુર્યોધન કહે હું નથીરે મરતો, હું જીવ્યામાં નથી જીવતો;
પુત્ર વિના શું ભોગવું ભોગ, હવે ઘટેછે લેવો જોગ.
અભિમુને વાળી છે નીક, એ રાજને માથે છે ધીક;
પછી કરણ શકુનીએ દીધો પ્રતિબોધ, રથ ઉપર બેસાડ્યો જોધ

વલણ.

એમ આવ્યો રણ વિષે, સુણ ધૃતરાષ્ટ્ર રાયરે;
લક્ષ્મણનો વધ સાંભળી, પછી ભૂપને મુર્છા થાયરે.

કડવું ૪૯ મું.—રાગ દેશાખ.

વાક્ય સંજયતણારે, સુણ ધૃતરાષ્ટ્ર રાય;
લક્ષ્મણ નાસનોરે, વાગ્યો હૃદયામાંહે ઘાય.
હો મારા પુત્રજીરે, એમ ન કીજે નાટ;
આલીંગન દીજીએરે, આવો જોઉં તારી વાટ.
સંજય બાપડારે, કાં પીડે તું બેસી પાસ;
જશ પાંડવતણીરે, તો મારાનો કહે છે નાશ.
પછી શું થયુંરે, કેમ કરી જીત્યો દુર્યોધન;
કોણે પછે મારીઓરે, અર્જુન બ્યંડલ કેરો તન.
સંજય ઓચરેરે, રાજા કાં પામો વ્યથાય;
શોકને મૂકજોરે, હું આગલી કહું કથાય.
કુંવર તમતણોરે, જે પાટોધર બળવંત;
રીસે રાતડોરે, બોલ્યો અધર ડંસી મુખદંત.
સુભટો સાંભળોરે, એમ કહે દુર્યોધન રાય;
હવે જુધ બાહરરે, પાંચમા કોઠા માંય.
બહું હાંકે કરીરે, કરૂં પાંડવનો વિનાશ;
ભક્ષ કાચો કરૂંરે, જો અભિમન્યુ આવે મારી પાસ.
એવે આવિયારે, પાંડવના સઘળા યોધ;
સામો આરડયોરે, કૈરવે કીધો ક્રોધ.
અભિમુન આગળેરે, એમ ભણી મુખકો રંગ;
દીઠો આવતોરે, કાંપ્યું અધર્મીનું અંગ.
થરથર ધ્રુજતોરે, જાણે હમણાં કીધો નાશ;
રખે મને મોકલેરે, મારા પુત્ર કેરી પાસ.

વળણ.

રખે પુત્ર પાસે મોકલે, એમ કાંપ્યો દુર્યોધનરે;
હવે જુઓ વ્યૂહમાં પેસતો, અર્જુન કેરો તનરે.

## કડવું ૪૭ મું.–રાગ મારૂ.

શું કરતો અભિમન્યુ હસ્તી, જેને ભીમસેન ઉપસ્તી;
કૌરવ છે પાંચમે કોઠે, રહ્યા દાંત ડંસીને હોઠે.
શણુશણુતા સર બહુ છૂટે, અને બાથા ભડના ખૂટે;
ગણુગણુતા ગાજેરે ગોળા, તડા તડ પડે ભૂપનાં ટોળાં.
ભડાભડ ભોગળના ભડાકા, જડાજડ ખડગના જડાકા;
કૌરવે બાંધ્યોરે બંધ, વાધી રહાડ મંડાયો દ્વંદ.
નાસે રથ પડા સારથી, કોના મર્ણ પામ્યા મહારથી;
એમ ઘણાનો આવરફૂટો, સેના સર્વનો આયુષ ખૂટયો.
કોના પડયાં ટોપ કવચ, કોનાં મસ્તક છેદાયા ટચ.
કોને ભાલા વાગ્યા ભચ, કોનાં નાક કપાયાં ટચ;
જ્યારે ભીમ તે જુધ્ધે લાગ્યો, માદ્રપતી તે રણુથી ભાગ્યો.
અશ્વ ખેડયા સારથીએ સામા, ત્યારે નાઠા અશ્વસ્થામા;
પંચાળે તાકયા બાણુ, ત્યારે મોહ પમાડયા દ્રોણુ.
કેહેડ બાંધી રાય વૈરાટે, વ્યૂહ કીધો દ્વાદશ વાટે;
નીકુળ સહદેવ તે ચાલ્યા, શોભે રણુ માંહે મોહીમાળા.
પાંડવે વ્યૂહ જ્યારે લોપ્યો, દુર્યોધન ત્યારે કોપ્યો;
પિતાંબરે કટીબંધ ન કીધી, વજ્રગદા કરમાં લીધી.
સુભટ પાડયા ગદાએ આડા, ઝુમતો તે કરે ઝૂમાડા;
વિકૂર્યું અંગ વપુ વિકાળ, પાંડવ ઉપર દેતો ફાળ.
રથે રથ દીધા ફ્ગાવી, કાઢયા ગજદંત હચહચાવી;
કેશવાળી ગ્રહી તોખાર, નાખ્યા ઉંધે મસ્તક અશ્વાર.
નાઠા જીવ લઈ જે જેના, એમ પરાજય કીધી છે સેના;
ગજથી ધર્મ પાડયો ઢોળી, કાયા નિકુળની રગદોળી.
સહદેવ પાડયો પગને પ્રહારે, દેખી અભિમન્યુ ભરાયો ખારે;
એક સાંગ હાથમાં લીધી, દુર્યોધન સામી તે કીધી.
દેખી શકતી જાજુલમાન, નાઠો દુર્યોધન અજ્ઞાન;
નાઠા કૌરવ સર્પના ભારા, કીધો ચક્રવો તારે ભારા.
એમ જય પાંડવે કીધો, પ્રાક્રમે કોઠો પાંચમો લીધો;
કૌરવ ખટમે કોઠ થરયા, ત્યાં પાંડવના ભડ પરવરીયા.

દુર્યોધન તે કકળતો, અભિમન્યુને દેખીને બળતો;
સુભટ પ્રત્યે એમ ઓચરતો, ભાઇઓ બત્રીજે નથી મરતો.
વળતો વાણી વદતો એવી, જયદ્રથ જે કૌરવનો બનેવી;
મારૂં વચન સાંભળો નિત્ય, એમ આપણી થાયે જીત્ય.
આપણ કપટ કંઈએક કીજે, જો પાપ થકી બીહીજે;
પાછી સેન્યા સૌએ વાળો, પાંડવ સેન્યને આવતું ખાળો.
ભીમસેનને ન આવવા દઉં, સાતમે કોઠે તાણી લઉં;
વીંટી વળજો ખટ મહારથી, એને રાખનારો કો નથી.
સેન્યા મુજને સોંપો સઘળી, પાંડવ નહીં શકે એને મળી;
સુણી કૌરવનાં હરખ્યાં મન, કહેતાં જયદ્રથને ધન્ય ધન્ય.
હવે ખટરથી તે કોણ કોણ, શલ્ય કર્ણ અશ્વત્થામા દ્રોણ;
દુર્યોધન ને ભૂરિશ્રવા, ખટરથી એટલા રહ્યા.

વળણ.

ખટરથી એટલા મળ્યા, ને કૌરવે કીધું કપટરે;
કહે સંજય રાજા સાંભળો, પછી કેમ વઢે સુભટરે.

### કડવું ૪૮ મું-રાગ પરજ.

વૈશંપાયન વદે વળતું, સુણ જન્મેજય ભૂપાળરે;
કેમ ખટરથીએ કપટ કરીને, માર્યો અર્જુન કેરો બાલરે.

ઢાળ.

બાળક જે સવ્યસાચી તણો, સુભદ્રાનો જાયો;
ખટમે કોઠે થાપ કરીને, કૌરવ ઉપર ધાયો.
ત્રિંયપહરને સમે પાંડવે, જુધ્ધ માંડયું પુનરપે;
અભિમન્યુ શોભવા લાગ્યો, ચોદીશાએ વિંધ્યો નૃપે.
પાંડવ પાંચાળ ને સાત્યિકી, વૈરાટ ને દ્રુપદ;
અડગેડી પેઠા છઠે કોઠે, જેને બળનો મદ.
ત્રાહે ત્રાહે કહી દુર્યોધન બોલ્યો, હાથ બેઉએ ઘસીયા;
પાંડવ ધાયા કૌરવ ઉપર, કહેતાં માંહે ધશીયા.
કૃપ દ્રોણ ને કર્ણ કૌરવ, શકુનિ અશ્વત્થામા;
દુશાસન દુર્મુખ ને જયદ્રથ, તે સર્વે ચાલ્યા સામા.
બાહ્લીક શલ્ય ને દુર્યોધન, ભોજ ને ભૂરિશ્રવા;
છઠે કોઠે સુભટ સર્વે, સેળભેળ ત્યાં હવા.

રથશું રથ ને અશ્વશું અશ્વ, વઢે હાથીએ હાથી;
એડાં ખપવાં તોમર ફરસી, ત્રિશુળ સબળ વાથરે સાથી.
ટોપ કવચ ને સેન્યા બખતર, પાખર તે ક્યાતી;
શામ રૂધીરની નદી ભયાનક, ખલકે વહેતી જાતી.
કુંજરનાં મસ્તક કાચબા સરખાં, મીન વીરનાં લોચન;
ભડના ભુજ ભુંજગ સરખા, મગર માથા વિનાના તન.
સેવાળવાળ વીટના છોલ, રૂધીરના છાંટા;
પડે પાળા પ્રાક્રમી, અંટવાયે આંતરડાના આંટા.
માંસ પાળ બાંધી બેઉ પાસે, એવી ભયાનક નદી;
શું કહું જનમેજય રાજા, મુખે વાણી નવ જાય વદી.
કુરૂક્ષેત્ર દીસે લોહીયાળું, જાણે ફાલ્ગુન ફુલ્યો પલાસ;
સૌભદ્રેના યુદ્ધ આગળ, કરે કૌરવ નાશાનાશ.
અમરનર અંત્રીક્ષ રહયા, કરે પુષ્પકેરી ધાર;
પેઠે અભિમન્યુ વ્યૂહ વિષે, કરયું સેન્ય તારેતાર.
નાઠા કૌરવ કોઠો મુકી, તે ગયા સાતમે વંક;
ચાર પાંડવ તે જયદ્રથને દેખી, રહ્યા રણુ આશંક.
સદાશીવની વાણી સફળ, જયદ્રથને થઈ;
પછી અભિમન્યુની પુઠે તે, કો કાકો ન શકયો જઈ.
સરિતાની પેઠે ધાયો સૌભદ્રે, બાણુ મુકી એકે મૂઠે;
મનમાં એવો વિચાર છે જે, સર્વ આવે છે મારી પૂઠે.
અભિમન્યુએ પુઠે ફરીને જોયું તો, ન દીઠો કાકાનો જોડો;
અરે કૌરવે કપટ કીધું છે, આગળ બાંધ્યો છે ઓડો.
દ્રોણુ ને ભૂરિશ્રવા, શલ્ય કર્ણું વળીયા વીંટી;
અંતરમાંહે અભિમન્યે વિચાર્યું, જીવવાની આશા ખોટી.
એવે પુઠેથી બહુ સેન્ય લઇને, આવ્યો દુર્યોધન;
શત્રુ સાગર માંહે બુડયોરે, સવ્યસાચીનો તંન.
કહે દુર્યોધન ખટરથીને, ભાઈઓ શું વિચારો;
આવો પાછો નહીં મળે એ, સર્વે મળીને મારો.
કહેતાં બાણુ ધારા છુટી, કુંવર લીધો ઢાંકી
ભાઇઓ અભિમન્યુને કોણુ ઉગારે, પડી વેળા વાંકી;

એકધા દસધા સહસ્ત્રધા, લક્ષ કોટિધા આયુધ;
અંધકાર હાહાકારમય, ત્યાં માર કપટે કીધ.
તેણી વેળા અભિમન્યું,આપ રૂપે હો તો;
કૌરવ રૂપી સાવજને, અભિમન્યુ આવ્યો પાહતો.
સુભટ વિદ્યા પ્રકટ કરતો ને, રીશ અંતર વ્યાપી;
નિમિષ માંહે અનેકને, કૌરવ નાંખ્યા કાપી.
કાઢે ત્રાડે ચૂકવે. શર ફરીને મૂકે શરત;
રથ ઉપર કરવા લાગ્યો, જાણે માંડયું તાંડવ નૃત્ય.
પાવક જેમ તરૂવરને બાળે, સુકાં કાષ્ટ ને દર્ભ;
ઇંદુ જેમ અળગો નીસરે, ભેદી વાયુને અભ્ર.
તેમ છ સહસ્ત્ર છાયાછેદી, અભિમન્યુ નીસર્યો નીરાળો;
પછી સોસો બાણે પૃથ્વી પાડયા, દ્રોણ ને દ્રોણનો સાળો.
રથ ઉરાડયો અશ્વત્થામાનો, જેમ વાયુથી સૂકું પત્ર;
દુર્યોધન કીધો લૂટયાં સરખો. છેદી ધ્વજા ને છત્ર.
સારથી માર્યો શલ્યનોને, કરણનું છેદ્યું કપાળ;
મુર્છા ખાધી દુશાસને, કર્યા કૌરવ કાંગારોળ.
ઋતવર્મા યાદવ સોમદત્ત, ત સર્વ ગયા રણ છાંડી;
શું કહું જન્મેજય રાજા તે. જુદ્ધને હું માંડી.
પછી પ્રદ્યુમ્નને સંભારીને, મુક્યું અગ્ન્યાસ્ત્ર બાણ;
રતિપતિની પાસે ભણ્યોતો. ધનુર્વિદ્યા સુજાણ.
તેણી વેળા પાલક પ્રગટયો, ઊઠી ભયંકર જવાળા;
અશ્વ ગજ રથ પાલખી બાળ્યાં. કૌરવ કીધા પાળા.
બળે અંબાડી ધ્વજાકોની, નાસતાં દેહ જળાઈ;
કોના મુગટ ને કેસ બળતા, કોની મૂંછ ને દાઢી.
બૂમ પાડે ને ફુંક મારે, શરીરે થાય ભંબોલા;
તરફડે સૈન્યા રણ વિષે, જેમ દવે દાઝયાં હોલાં.
પછી ખટરથીએ રણ રાખ્યું,બાણે આણ્યો પર્જન્ય;
અભિમન્યુનો રથ તાણ્યોને, ઓલવ્યો હુતાશન.
પવન પ્રેર્યો પાર્થ પુત્રે, નાઠા ને ઘેઘટ થયું ધુળકાટ;
વેરી ઉરાડયા વાયુ વંટોળીએ. ઉરાડયો દોહોવટ.

દ્રોણુ કર્ણે સર્પ મૂકયા, વાયુ ભક્ષ કરી વળગ્યા;
અભિમન્યે ગરૂડ મૂકયા, સર્પ થયા સર્વે અળગા.
દ્રોણે પરવતાસ્ત્ર મુકયું, પડે પહાણુ પ્રચંડ;
અભિમન્યે વજ્ર વેગે મુકયું, શલ્યા થઇ સતખંડ.

વળણ.

વજ્ર વેગે મુકયું, શલ્યા થઇ સતખંડરે;
ત્યારે કૌરવ સર્વે કોપે ચડયા, કહે સંજય તું સુણ રાજનરે.

કડવું ૪૯ મું.—રાગ ધન્યાશ્રી. (ચાલ શોકની)

કષ્ટસેન કર્ણનો કુંવર તે, આવ્યો કરીને રીશ;
હલ્લાં માહે અભિમન્યે, છેદ્યું તેનું શીશ.
છ સહસ્ત્ર રથ ત્રણસેં હાથી, ચઊદસે તોખાર;
એમ અભિમન્યે મારયાં વળી, સાત લાખ અસ્વાર.
પછવાડેથી કર્ણ આવ્યો, કપટ કરીને પાપી;
અભિમન્યુના સારથીનું, મસ્તક નાખ્યું કાપી.
દુષ્ટ કર્મ દ્રોણે કીધું, છેદી ધનુષની પ્રતિંચાય;
ભુરિશ્રવાએ ઘોડા માર્યા, શલ્યે ભેદી કાય.
કૃતવર્માએ કવચ કાપ્યું, અશ્વત્થામાએ મુગટ;
એમ વિરથ કીધો સર્વે મળીને, સુભટે સુભટ.
સો સો બાણ ખટરથીએ માર્યા, શરીર કીધું ચારણી;
કરમાં ગદા ને ઘાય સૂરો, કૌરવ ઉપર કીધી વારૂણી.
જેવો ખાખર ફૂલ્યો ફાગણ માસે, એવી કીધી દેહી;
નાના પ્રકારનાં બાણ વાગ્યાં, પડયાં સોંસરાં વહી.
જેમ પારધીયે પોપટ વીંધ્યો, તરફડે વન માંહે;
તેમ કુંવર ત્યાં કષ્ટ પામ્યો, ત્યાં કોણ આવે સહાયે.
કૃષ્ણ અર્જુન ત્યાં સંભાર્યા ને, પિતા માતુલ કો ધાય;
વાઘે વિંટયો મૃગલો, શી જીવ્યાની આશાય.
કાકા કહીને સાદ દીધો, કો ન સાંભળે મારો બોલ;
ભીમને કર્ણે પડે નહીં, માટે કૌરવ વગાડે ઢોલ.

અભિમન્યુએ એમ વિચાર્યું જે,દોહલી વેળા ન હોય કોઇ સાથ;
આણી વેળા ઉગારે તો, મુજને મારા હાથ.
એવું વિચારી દોટ દીધી, કર્ણ ભણી કર્યું મુખ;
ગદા પ્રહારે રાધેને પાડી ને, ઝુંટી લીધું ધનુષ.
કર્ણને ચાંપે ટંકાર કીધો, ધ્રુજ્યા ચૌદ લોક;
દ્રોણને કર્ણ કહે ભાઇ નાસો, એને જીતવો તે ફોક.
પડયાં બાણુવિના મહાવીરે, મુખે કીધો હુંકાર;
રખે ભાણેજ નવમરે, કૃષ્ણે કીધો વિચાર.
કપટ કરીને કૃષ્ણ આવ્યા, રૂપ ઉંદરનું ધરી;
અભિમન્યુના ધનુષની, પ્રતિંચા કટકા કરી.
ત્રાહે ત્રાહે દેવતાએ કીધું, એમ નવ ઘટે ગોપાળ;
ભાંગ્યું ધનુષ તે કૌરવે જાણ્યું, વિંટી લીધો બાળ.
ઉપરા ઉપરી ઘા પડયા ને, છુંદો કીધી કાય;
તેહવે દીસે ગદા હાથમાં લઇને, કૌરવ ઉપર ધાય.
પડયો પૃથ્વી થયો બેઠો, મુખ પાડયો વાદ;
આવો કૌરવ છે કોઇ જોદ્ધા, કરે જુદ્ધનો સાદ.
છ રથીને એકેકી ગદા મારી, અભિમને મસ્તક માંય;
પાડુ પ્રહારે પૃથ્વી પાડયો, માની દુર્યોધન રાય.
નાસતા પુરૂષ ચર્ણે ઝાલી, ઝીંકયા ધરણી સાથ;
બાવીશ સહસ્ત્ર પ્રાક્રમી, માર્યા અભિમન્યે હાથ.
કોથી ઢુંકડા જવાય નહીં, સેહવાય નહીં સંગ્રામ;
દુશાસનનો પુત્ર ચાલ્યો, કાળકેતુ એવું નામ.
તેના હાથમાં ગદા મોટી, અભિમન્યુના ઉપર નાંખી;
ત્યારે ત્યાંથી ઊડી પડીને, દેહ પોતાની રાખી.
એવે એક શલ્યરાયે, મૂકી મોટી સાંગ;
સર્પણિ સરખી આવી પેઠી, અભિમન્યુને અંગ.
ચૌદ બાણ ત્યાં કર્ણે માર્યાં, ભુરિશ્રવાએ ભોગળ;
એવે ત્રણ ગદા કાળકેતુએ મારી, જાણે કુંવરનો આવ્યો કાળ.
દ્રોણ કૃપ ને કૃતવર્માએ, બાણ મૂકયાં વળી;
મહા પ્રહારથી પારથ પુત્ર. પડયો ધરણે ઢળી.

રૂપવંત ગુણવંત કુળવંત, પાતળો કટિનો મોડ;
અકળાઇ પૃથ્વી પડયો, જાણે ભાગ્યો ચંપાનો છોડ.
વસુધાએ અડકયો નહીં, જાણે વિંધાઇ રહ્યો અંત્રક્ષ;
શકતી ભાગી શરીરની, જાઇ જૂએ ટગટગ ચક્ષ.
નીશાન વાગ્યાં કૌરવનાં, બોલ્યા દુર્યોધન ધીશ;
જા કાળકેતુ તું પુરો કરની, પડયાનું છેદની શીશ.
ત્રાહે ત્રાહે દેવતાએ કીધું. દ્રોણ લાગ્યો કહેવા;
આપ્રણીએ એ મરશે રાજન, તું એને દેની રહેવા.
ભૂપ કહેજો કદાપી જીવે તો, આપણે નહીં જીવાય;
એવું કહી કાળકેતું મોકલ્યો, ખડગ ગ્રહી કરમાંય.
મસ્તક છેદવા આવતો દીઠો, આઘેથી પડ પીતરાઈ;
પડયાં પડયાં ત્યાં અભિમન્યુને, ક્રોધ આવ્યો ભરાઇ.
બકતો વાણી આવતો જાણી,સુતાં સુતાં ગદાનાખી નિરવાણ;
કાળકેતુનું મસ્તક છેદ્યું. ગયા નીસરી પ્રાણ.
અભિમન્યે મન જાણિયું જે, પ્રાણ ગયા શ તણા;
પછી મામો કૃષ્ણ સંભાર્યા, જેના ગુણ છે અતિ ઘણા.
શાતા થઈ સુતની કાયાએ, જ્યારે સ્મર્યા શ્રી ભગવાન;
એવે સ્વર્ગથી આવી અપસરા, લેઇને દિવ્ય વિમાન.
પ્રાણ નીસર્યા અભિમન્યુના, દેહ તે દેવની ધરી;
વૈમાને બેસી સ્વરગે ગયો, શ્રોતાજન બોલો શ્રી હરી.

વળણ.

શ્રી હરી મુખ કહોરે શ્રોતા, એમ પડયો અભિમન્યુરે;
પછી પાંડવે શું કીધું, કૃષ્ણ અરજુન આવે ભુવનરે.

## કડવું ૫૦મું.—રાગ મેવાડો.

અભિમન્યુ પડયો હો, પાંડવે સાંભળ્યું;
સેન્ય સઘળું હો, શોક કરી ધરણે ઢળ્યું.
કાકા ચારે હો, આવ્યા ધાઇજી;
પડયો દીઠો હો, અભિમન્યુ ભાઈજી.
ચંદ્ર વદન હો, અંબુજ નયણજી;
પ્રાણ પોખી હો, કીધું શયનજી.

આક્રંદ કરતા હો, કાકા ચારજી;
હાથે કરતા હો, રૂદયા પ્રહારજી.
ઓ બાળકડા હો, હો બાડુવા રૂડાજી;
અમો ન જાણ્યુ હો, કોરવ કુંડાજી.
રડે જુધિષ્ટિર હો, ઉઠો બાપજી;
હું અર્જુનને હો, શો દઇશ જબાપજી.
સુભદ્રા કુંતા હો, અને પાંચાળીજી;
તેઓની દેહડી હો, દીકરા તેં બાળીજી.
કોમળ જેવી હો, કમલની પાંખડીજી;
તે કેમ જીવશે હો, ઉતરા રાંકડીજી.
રૂવે ભીમસેન હો, વેળા કોપીજી;
પાર્થ ગયાછે હો, મુજને સોંપીજી.
વળતી પાડી હો, ભીમે ચીશજી;
નાઠા કૌરવ હો, દીશો દીશજી.
પાંડવ ફર્યા હો, સર્વે સીબીર ભણી;
વાટ જુએછે હો, માતા કુંવરતણી.
સુભદ્રા ઉત્તરા હો, ને પાંચાળીજી;
અભિમન્યુ ન દીઠો હો,સેન્યા ભાળીજી.
વાજીંત્ર વાજે હો, સેન્યનાં શોક ભર્યાજી;
મૈનેમૈને હો, સાથે પરવર્યાજી.
અભિમન્યુ કેરી હો, વાર્તા સાંભળીજી;
નારી સર્વે હો, શોકે મુર્છા વળીજી.
જળવિના મીનજહો,એણીપેરે તલપતીજી;
વિરને સંભારી હો, વામા વિલપતીજી.
સુભદ્રાનો હો, શોક સમાવીયોજી;
એવે સમે હો, અર્જુન આવીયોજી.
થાયે વાટમાં હો, માન શુકનજી;
સુકે કંઠ હો, ફરકે લોચનજી.
પુછ્યું શ્રીકૃષ્ણને હો,હો ત્રીભુવન ધણીજી;
શોકભરી સેન્યા હો, દીસેછે આપણીજી.

માણુસ હીંડે છે હો, હુંથી લાજતાંજી,
દયાળજી હો, દુંદુભિ કાં નથી વાજતાંજી.
મારા મનમાંહે હો, મેં કળ્યું સર્વેથીજી;
ભાણેજ તમારો હો, તે જીવતો નથીજી.
હવે શું થશે હો, જો સાચું હશેજી;
દીકરો જાતાં હો, જે સર્વે જશ જશેજી.
કૃષ્ણજી બોલ્યા હો, એમ ન કીજીએજી;
રોવું વળતું હો, તપાસી લીજીએજી.
આવ્યા સભામાંહે હો, બેહુ એ દરબડાજી;
પાર્થને જોઇને હો, પાંડવ રોઇ પડયાજી.
યુધિષ્ટીર બોલ્યો હો, શું આવ્યા તમોજી;
સૌભદ્રેરૂપી હો, સૂરજ આથમ્યોજી.

વળણ.

આથમ્યો સુરજ સાંભળી, નરનારાયણ મુર્છા પડયારે;
અભિમન્યુના ગુણ સંભારીને, પિતા ને માતુલ રડયારે.

કડવું ૫૧ મું—રાગ વેરાડી.

અર્જુન પુત્રને ઘણું ટળવળે, તેથી ત્રિકમ બમણું વળેવળે;
દ્રુપદરાયે આસનાવાસના કરી, રોયે રોયે પુત્ર નવ આવે ફરી.

ઢાળ.

ફરી ન આવે રૂદન કીધે, અર્જુન વિશ્વાધાર;
પછી સજ થઇને સવ્યસાચી પુછે, ભીમને સમાચાર.
કેમ પડયો એ પુત્ર મારો, કુળ બોળ્યું કે તારિયો;
નાસતાં મુઓ કે નીમક ખોયું, શકે કોણે મારિયો.
ભીમ કહે ભત્રીજો પડયો, વાણીએ આવે નહી;
કૌરવ કુંજર મર્દીયા, એ સુભદ્રે મોટો સિંહી.
દશસહસ્ર સુભટ સંહાર્યા, માર્યો અયોધ્યાનો રાજંન;
સોળસહસ્ર સુભટ સંગાથે, માર્યો લક્ષ્મણ તંન.
શલ્ય સુત રૂકમ્નરથ માર્યો, વળી કર્ણ સુત વ્રક્ષસેન;
કૌરવ સેન્યા નાસતી, જેમ વાઘ ભયથી ધેન.

સવા ક્ષોહીણી સૈન્ય માર્યું, એણે રાડ કીધી એવી;
પછી કૌરવે કપટ કીધું, મોકલ્યો જયદ્રથ બનેવી.
તેણે અમો સો ખાળ્યા ભાઇ, ગયો એકલો સુભટ;
સાતમે કોઠે બાણુ સાંધી, રહ્યા ત્યાં ખટરથ.
સર્વે મળી અકળાવ્યો, જાણું કેમ કીધો નાશ;
અમો જોવા ગયા તો, કાળકેતુ પડયો દીઠો પાસ.
સાંભળી તે બોલ્યો અર્જુન, મુખે તે ખોંખારીઓ;
મસ્તક છેદ્યા વિના એને, વેગળેથી મારીઓ.
જયદ્રથે અનર્થ કીધો, ખાળ્યા ભાઈ તમો;
એ પાપીને વિદારવાની, પ્રતિજ્ઞા કરૂંછઉં અમો.
સ્નાન સંધ્યા ખટકર્મ, બ્રાહ્મણ થઈ મુકે જેહ;
કાલે જયદ્રથને ન મારૂં તો, પાપ મુજ શીર તેહ.
ક્ષત્રી જે કોઇ રણ તજે, ને ગૌ બ્રાહ્મણને ઉથાપે;
કાલે જયદ્રથને ન મારૂં તો, બેસે શીર મુજ પાપે.
પરનારીને ભોગવી, ગર્ભપાત કરાવે જેહ;
કાલે જયદ્રથને ન મારૂં તો, પાપ મુજને તેહ.
કાલે સાંઝે મુસ્તક એનું, છેદું નહિ નિશ્ચે તાક;
એકોતરશત પૂર્વજ મારા, પડે કુંભીપાક.
સાંજઓરો નવ હણું, સૂર્ય અસ્તાંગત થાય;
તો કાષ્ટ સીંચી તેહમાં, હું હોમું મારી કાય.
એમ જયારે પ્રતિજ્ઞા કીધી, ગાજીઆ ગાંજીવપાણ;
સુભટ સર્વે સંખનાદ કીધા, ધાવળ્યા નીશાન.
દુર્યોધનને સેવકે જઇ, કહયો સમાચાર;
સ્વામિ પાર્થે પ્રતિજ્ઞા કીધી, જયદ્રથ મારવા વિચાર.
ચિંતા થઇ કૌરવને પછે, રાતે સકટવ્યૂહ ઠાઠીયો;
સેન્યાને અંતે ભોમમાં જીવતો, જયદ્રથને દાટીયો.
વહાણું વાતાં જુધમાંહે, દાઝ આણી અર્જુન;
જયદ્રથ તો જડયો નહીં, પછિ કૃષ્ણે વિચાર્યું મન.
ચક્ર સુદર્શન મુકીયું, લોપીયું અજવાળ;
ઘટિકા ચાર તે દિવસ છે પણ, છબીલે કીધો સંધ્યાકાળ.

અર્જુને આયુધ છોડયાં, પડયો રથથી ઉતરી;
બાણ સાધી અગ્ની મૂકયો, ભાગ્યા રથ એકઠા કરી.
નમસ્કાર કર્યો સર્વને, રૂવે પાંડવ ને મોરાર;
કૌરવે અનર્થ કીધો, જયદ્રથ કાઢયો બહાર.
એવે અંતરમાંહે વિચારી કૃષ્ણે, સુદર્શન અળગું કર્યું;
અર્જુનને ત્યાં સાન કીધી, પારથે ધનુષ કર ધર્યું.
કાળચંદ્ર એક બાણ મૂકી, અંતર આણી રીશ;
કુંડળ મુકુટ સહિત છેદ્યું, જયદ્રથનું શીશ.
અર્જુન પ્રત્યે બોલીઆ, અભયે અશર્ણશર્ણ;
એનું મસ્તક જો હેઠું પડશે તો, તારૂં પડશે ઘર્ણું.
પારથે મસ્તક ઉરાડયું ને, ગયું ગંગામાંય;
શ્રાધ સારતો પિતા જયદ્રથનો, નામ વ્રેહદ્રથ રાય.
દીકરાનું મસ્તક દેખીને, બાણ રૂદયાસું વાગ્યું;
હાથે હેઠું મુકતા, પોતાનું સાથે ભાંગ્યુ.
રાય ધૃતરાષ્ટ્ર સાંભલી, સંજય પ્રત્યે પુછે;
એ મુસ્તક પડયા સાથે હેઠાં, કહોને કારણ શું છે.
વરદાન માંગ્યુંતું દેવ પાસે, તે પોતાને આવી નડયું;
સંજય કહે સાંભળ રાજા, પાંડવનો ઈદુ ચઢયું.
જીત્યા પાંડવ વળ્યા વેગે, અંતે માર્યો દુર્યોધન;
કુંતા કુંવર જીતીયા, સુણ ધૃતરાષ્ટ્ર રાજંન.
વૈશંપાયન બોલીયા, સુણ જનમેજય રાજન;
અહીં થકી પુરૂં થયું, અભિમન્યુનું આખ્યાન.
યુગ્મ છંદ એકાવન કડવાં, એકપદ ત્રણ સવાય;
પંચ સાખી એક કડખો, એક પંચ દુહાય.
રાગ સતર બીજી ચાલ છે, ચોવિશે એ સંક્ષેપ સાર;
અગિયારસે ચોપાઈ એની, જાણજો નિરધાર.
સંવત સતરસેં સતાવીશમાં, કવ્યા છે ગદબંધ;
શ્રાવણ સુદી પંચમીએ, પુર્ણ કીધું પ્રેમાનંદ.
કરતાં કવિતા કૃષ્ણજીની, નિમિત માત્ર તે હુંય;
આશરો અવિનાશનો, કવિજન બોલે શુંય.

મહિમા મોટો કૃષ્ણજીનો, અભિમન્યુનું ચરિત્ર;
સાંભળતામાં પાપજાયે, શ્રોતા થાય પવિત્ર.
જે કો ગાએ સાંભળે, તેના બળે તે કુડાં કર્મ;
મહાભારત દ્રોણ પર્વમાં, અભિમન્યુ પ્રાક્રમ.

વળણ.

પ્રાકૃત કથાં અભિમન્યુની, કવી છે પ્રેમે કરીરે;
ભટ પ્રેમાનંદ કહે કરજોડી, શ્રોતાજન બોલે શ્રી હરીરે

# મદાલસા.

## કડવું ૧ લું.–રાગ કેદારો.

પ્રથમે પ્રણમૂં ગણપતી, જેથિ ટળે મહા દુરમતી;
સાર કરો મુને સરસ્વતી, હું મૂઢમતિ લ્હેતો નથી.

ઢાળ.

સેવક જાણી તમતણો, કલ્યાણિ કરો કૃપાય;
કમળભૂકુંવરીને આરાધું, મનોર્થ પૂરણ થાય.
દાસ જાણી દયા મન આણી, દેવી થજો તૃષ્ટમાન;
ગત આપો પદબંધ કરવા, મદાલસા આખ્યાન.
વૈશંપાયન વાણિ વદે, સુંણ જનમે રાજન્ન;
એક વાર યુધિષ્ટર રાજા, હસ્તિનાપુરમાંહે રતન્ન.
ભોવન સર્વે શૂન્ય ભાસે, કૌરવ ગયા સુરલોક;
તેથી યુધિષ્ટર રાજ કરંતે, અંતર ઉપન્યો શોક.
અરર આ પાપી પેટમાટે, સર્વ જંન પમાડયા મર્ણ;
સુખને માથે શૈલ પડો, આ રાજ છે લોહિવર્ણ.
પોતે કરેછે કલ્પના, એવે આવ્યા નારદમુન્ય;
પાન્ડવ અલ્પજોયા વળિ જોતે, સભા દિઠી છે શૂન્ય.

મહિપતી ગળવા ધસ્યા, મળી દીધું મુનીને માન;
દિવ્યાસને બેસાડી ભૂપે, પૂજ્યા શ્રી ભગવાન.
વિસ્મય થૈને દેવ રૂષિ એમ, પાન્ડવ પ્રત્યે પૂછે;
સુભટ કો ભાસતા નથી, કારણ કહોની શું છે.
શાખા શત્રુકેરિ ટાળી, રહયા ન કો ત્યાં રાય;
પ્હોંચે પાન્ડવ ક્ષેમ કુશળે, શ્રીહરી જેને સ્હાય.
નીશ કટક પૃથ્વિયે પડ્યું, દીઠું સ્વર્ગનું સુખ;
તે તમ મનશાથી જુવો એ, કોણુ પ્રગટયું દુ:ખ.
ધર્મ કહેરે શામજી, મ્હેં માર્યા સહુ જન્ન;
ફરી મ્હેં દીઠું નહી એ, એકો વાર સ્વપન્ન.
પિત્રાઇ ભાઇ પિતામહ ગુરૂજી, તેહ પમાડયા મર્ણુ;
અભિમન્યુ સરખો પુત્ર પડિયો, સગો બાંન્ધવ કર્ણુ.
ગહનગત સંસારનિ એ છે, માયાનું આવર્ણુ;
કહો નારદજી એ શું હશે, કોણુ પામે છે મર્ણુ.
મર્ણ પામયાનેં દહન દિઠું, ફરી જીવેછે બીજિવાર;
યમલોકથી પાછું ફર્યું હોય, તે કહો બ્રહ્મકુમાર.
દેવરુષિ એમ બોલિયા, સુંણો યુધિષ્ટર રાજન્ન;
મદાલસા મરીને જિવી છે, તેનું કહું આખ્યાન.
કથા એહ ઇતિહાસની, મહા માર્કન્ડ પુરાણુ;
ધર્મ કહેરે સ્વામિજી તે, કહોની યથાર્થવાણુ.

વળણ.

કહિયે વેણાપાણુ મુજને, પ્રેમ ધરી ઇતિહાસરે;
પુનરપિ જીવી પ્રેમદા, તે કવણુ કારણુ હાસરે.

**કડવું ૨ જું.—રાગ આશાવરી.**

નારદજી એમ ઓચરેરે, સાંભળ પાન્ડુકુમાર;
રૂષિ માર્કંડ તપ કરતા હતું, જાન્હવી તટ મોઝાર.
માધવને મન ચિંતા ઉપની, રખે લેતો ઇંદ્રાસન્ન;
મેનકા છળવા મોકલી, જેમ તપ થાયે નિર્ધન્ન.
સાંચરી સાંતરી થૈને, સજી શુભ શૃંગાર;
મુનિમુખ આગળ આવિને, કરતી હવી ધિકાર.

અકિક્ષ કંઠે કરીને, ગાતિ સંગિત ગીત;
પંચબાણુ માર્યા મકરધ્વજના, તેથિ જાગ્યો અતિત.
અનંગ થકો આકુળવ્યાકુળ, તવ થયો તપનો ભંગ;
ઉઠિ ચાલ્યા અબળા પુઠે, દેખી શરિર સુરંગ.
ઉડિ મેનકા અંતરિક્ષ માર્ગે, રૂષિનું હવું વિવ્હળ મન્ન;
કામપૂરણુ કાંઇ ન સૂઝે, પછે દોડતા તે વન્ન.
વીર્ય પડિયું તટ ઉપર જ્યાં, રૂષિ ગયા ગંગાતિર;
એક ઘટિકાયે અશુદ્ધિ ટળિ, વળિ શુદ્ધ થયુંજ શરીર.
એવે એક ત્યાં બગલી આવી, મચ્છનૂં ધારિ ભોજન્ન;
તહું વીર્ય અતી ઉજ્વળ દીઠું, કીધૂં તે પ્રાશન્ન.
ગર્ભ રહ્યો તે પક્ષિણીને, પ્રસવ્યા સત્તકુમાર;
પાંખો પરમ મનોહર રતન, પણ પુરૂપતણો આકાર.
બગલી મન આનંદ પામી, પ્રેમ ધરીને પાળે;
ઉઠીને જવ બેસવા લાગા, તવ ભાર ન ઝીલ્યો માળે.
ભક્ષ કરે પોતાનિ મેળે, વ્હેંચી આપતિ માત;
એવે તપશા કરતો જે કહું, આવ્યો તેહનો તાત.
તાપસને આવતો દેખી, ગયા તેહની પાસે;
પુજા કિધી પક્ષિયે મુનીની, તવ હરખ્યા અતિ ઉલ્હાસે.
માર્કંડ મન્ન વિમાસતા,ભૂત ભવિષ્ય વર્તમાન;
પક્ષિણીથી પ્રસવ પામ્યા, પણ મ્હારાં એ સંતાન.
સગાઈ જણાવી સૂતને, વળિ ભેટિ મનવ્યો ઉદ્વેશ;
આસને તેડયા પોતાને પછિ, આપિયો ઉપદેશ
નિગમ શાસ્ત્ર ભણાવિયાં, અને આપ્યું આતમજ્ઞાન;
સંસારનૂં સૂખ તે દુઃખ કરિને, ઓળખાવ્યા ભગવાન.

વળણ.

ઓળખાવ્યા શ્રી ભગવાનને, બ્રહ્મજ્ઞાની સત કર્યારે;
પછિ પુત્રને નિજજ્ઞાન આપી, પિતા અદર્શ ત્યાંથી થયારે.

કડવું ૩ જું.—રાગ કેદારો.

નારદજી એમ ઓચરેરે, ધર્મસુત શ્રવણે ધરે;
શું કરે સહૂ રૂષિ વન વિખે, ખાઇ કંદ મુળ વિધા શિખે.

એક શુભજડ નામે મુનિ ભગવાન, તે ઇચ્છે આતમજ્ઞાન;
તે સ્થાનક આવી કહે શુભ મુખે, કહો પક્ષી બેઠા તમો સુખે.

ઢાળ.

શુભજડ મુખ બોલિયો, પક્ષિને કરી પ્રણામ;
ગુરૂ થૈ મુને જ્ઞાન આપો, પહોંચાડો શ્રીધામ.
તવ પક્ષિએ શિષ્ય કરી રાખ્યો, આપ્યો બ્રહ્મઉપદેશ;
મોહજાળથી મુને મુકાવ્યો, કહી ટાળ્યો કર્મ કલેશ.
સતગુરૂ કહે સાંભળ શુભજડ, હરિ ભક્તિથી મુક્તિ મળે;
એવું જાણી ભજો ભાવે, આવાગમન ફેરો ટળે.
શિષ્ય કહે સાંભળિયે સ્વામી, કોણ મૃત્યુ થઈ જીવિયું;
ભસ્મ થઇ યમલોકથી મુની, કહોની કોણ પાછું ફરિયું.
ગુરૂ કહે ઇતિહાસ છે એક, તેહ કહું વિસ્તારી;
પુર્વે મૃત્યુ થઇ જીવી છે, મદાલસા એક નારી.
ગાલ્લવ નામે રૂષીશ્વર મ્હોટો, તેણે આરંભ્યો છે યજ્ઞ;
ગંગાતટ તપ કીધો બહુ, પધરાવ્યા મુનિ સુજ્ઞ.
બ્રહ્મચારી, ગૃહસ્થ વાનપ્રસ્થ ત્રિપાત સન્યાસી;
સપ્ત રૂષી આદે સહુ આવ્યા, મુનિ સહસ્ત્ર અઠયાશી.
વેદિયાનિ વરૂણિ કીધી, કળશ કિધા સ્થાપન;
ઘૃતદ્રવ્ય હોમે નિવેદી માંહે, ધુમ્રે છાયો ગગન.
ધ્વજકેતુ દાનવના કુંવર, માહામાયાવૈપાપી;
પાતાલકેતુ ને તાલકેતુ તેણે પ્રજા સર્વે સંતાપી.
તે પાંચમે પાતાળ વસિયા, નાદ સાદ ન જાણી;
તે ઘેર વેણુધીશ ગયા, મહા હર્ખે મનમાં આણી.
આરોપિ પુષ્પનિ માળ કંઠે, પુજ્યા પછે મુનિરાય;
દૈત કહે ભલે સ્વામી આવ્યા, પણ કોણે કિધી પૂજાય.
નારદ કહે તમો ટળ્યા, આજે, છે ગાલ્લવને ઘેર જાગ;
દેવે માહોમાંહ્ય વહિંને, કહાડયો તમારો ભાગ.
શક્તિ હોયતો જઇ જૂવો, પડો જ્ઞાનમાં ત્રૂટી;
સામગ્રી અનંત જે છે ત્યાં, તે લઈ આવો લુટી.

વળણ.

હવી સોહો કહિ વળ્યા નારદ, આસુર સામગ્રી કરેરે;
ભટ પ્રેમાનંદ એમ કહે, પછે શું પુન્ય પ્રતાપરે.

કડવું ૪ થું.—રાગ કહાલેરો.

દાનવ એહુવે માયા કીધી, યજ્ઞ કરવા ભંગરે;
પૃથ્વી ભેદીબહાર નીસર્યા, પ્રગટ્યું, પ્રૌઢ મ્હોટું અંગરે. દાન. ટેક.
નારદને નોતરૂં રૂષી વિસરયા, તે થકિ રિસ અંતર આવીરે;
યજ્ઞ ભાગવા બ્રહ્મસુતે આ, દૈત મુક્યા હુલકાવીરે. દાન.
કરતા ગરજના ગંગાતટ પર, મુખે પાડતા રહોરરે;
બન્યો વેરી રહિત અંતરિક્ષે, કરે અંધારૂં ઘોરરે. દાન.
કરે કોરણુ નેં કડકડાટા, વરસે માસ રૂધીરરે;
દશો દિશા આવરિને લીધી, પાપી પાડે ચીસરે. દાન.
ગિરિ તરુવર વરસે પરજન્ય, ઉઠિ ન્હાઠા બ્રાહ્મણુ માત્રરે;
જે જેમ તે તેમ સરવ રહ્યું રે, વસ્ત્ર પુસ્તક પાણી પાત્રરે. દાન.
ગૌતમઋષિને ગર્ગાચાર્ય, વશિષ્ટ ને વામદેવરે;
અત્રિ અગસ્ત ને દુર્વાસા, નાઠા સહુ તતક્ષેવરે. દાન.
મિત્ર વરુણુ વાયૂ ને વાલ્મિક, રાજરષિ વિશ્વામિત્રરે;
સરવ ગયા ન રહ્યા એકીમાં, પછે ગાલવે મૂકી ભિત્તરે, દાન.
રૂષી દુખી થૈ ચોગમ નાઠા, પાપિષ્ટ પડિયા તુટીરે;
યજ્ઞ સામગ્રી નાનાવિધની, તે સહુ લીધું લુટીરે. દાન.
પાકશાકના પાત્રજ મ્હોટાં, માંહી ભર્યાં સહુ અન્નરે;
તે સહુ પાતાળે જઇ નાખ્યું, લિધું દક્ષણાનું ધનરે. દાન.
મન્ડપ ઉરાડિ નાખ્યો તે પછિ, ગયા ઠામ પાતાળરે;
ગાલવ મન અતિ શોકજ પામ્યો, ચાલ્યું નહીં તે કાળરે. દાન.

વળણ.

તે સમયે સમર્થ કો નહી, જે, અસુર વર્ગને હણેરે;
પુછે આંસુપાત રુશિયે કર્યું, ભટ પ્રેમાનંદ એ ભણેરે.

કડવું ૫ મું.—રાગ દેશાખ.

બ્રાહ્મણ સહુ ન્હાસી ગયારે, જેમ તેમ બારેવાટ;
થઇ ગયા અતી ગરગળારે, ગાલ્લવ મન માંહે ઉચાટ.

સામગ્રી જે માહરીરે, સહુ લઇ ગયા પાત્તાળ;
મ્હેણું એ મ્હોટું થયૂંરે, રૂષિ મ્હાઠા અંતરિયાળ.
પુસ્તક આ કરમે પડયાંરે, કૈં ફુટાં પાણીપાત્ર;
બાઇયો મુજ ભુખ્યા ગયારે, મમ કાર્યથી મુનિ માત્ર.
મેં જન્મ શાને ધર્યો રે, કહાં પ્રસવ કીધો માત;
ઉછરી હું ગુણુથી મળ્યો રે, આ તે શો ઉતપાત.
જે જે અતઃપર નીપજે રે, તે તો મ્હારા કર્મનો વાંક;
યજ્ઞતો આરંભિયો રે, કેમ કરી શકું હું રાંક.
જો તજૂ પ્રાણુ આ માહરોરે, અવર નથી કો ઉપાય;
કાષ્ટ તો ટોળે કર્યોરે, ગાલ્લવ ગંગાતટ લઇ જાય.
પાવક પ્રકટિયોરે, ઉઠિ આકાશ પ્રમાણે ઝાળ;
ગાલ્લવે ત્યાં ઉભા રહીરે, ભજિયા શ્રીગોપાળ.
સાર કરોની શાંમળારે, તૂં વિણુ નથિ બીજો કોય;
રૂદયા ફાટતે રે, રૂશિ નેત્ર ભરીને રોય.
દેહ પાડવા તે તત્પર થયોરે, કાષ્ટ ઉપર ધરિયો હાથ;
એવે આવિયા રે, અંતરિક્ષથી વૈકુઠનાથ.
કહો કાં મરો મહામુનીરે, એણીપેર બોલ્યા શ્રીભગવાન;
કૃપાળ છો કહે મુનીરે, હા માગી લ્યો વરદાન.
ગાલવ બોલિયા રે, શ્વામી આપો અગણિત ધન્ન;
હું તેણે કરીને પ્રભૂ રે, આરંભૂ ફરિ યજ્ઞ.
જા ધન આપિયૂં રે, એણિપેર બોલ્યા શ્રી જુગદીશ;
રળિઆત રૂષિ તવ ત્યાં થયારે, નામ્યું શ્રી હરીને શીશ.
પછે પૃથ્વી માંહ્યથી રે, રૂષિને જડયું અગણિત ધન;
તેથી યજ્ઞ આરંભિયો રે, ફરિ તેડયા તે મુનિજન.
દ્રવ્ય ઘણૂં ખરચ્યાથકી રે, ગાલવ મન વાધ્યો ગર્વ;
વાડવ છે કાં જેટલા રે, તે તો હું થકિ હેઠા સર્વ.

વળણ.

હું થકિ હેઠા સર્વથા, વિચાર કરે મન જેટલેરે;
એવે પાતાળકેતુ ને તાલકેતૂ, અંતરિક્ષથી આવ્યા તેટલેરે.

## કડવું ૬ ઠું–રાગ ભીમપળાસી.

સતગુરુ બોલ્યા હો, વાણિ સુખદાયજી,
સુણજો શુભજન હો, કહું કથાયજી.
ફરી કરિ મંડપની હો, રૂડિ રચનાયજી;
રૂષિયજ્ઞનો હો, કહું મહિમાયજી.

### ઢાળ.

અંધકાર દીઠો અંતરિક્ષે, અસૂર બન્ને આવીયા;
ગીરી તરૂવર માંસશોણિત, માયા કરીને લાવીયા.
કરી કોરણુ કડકડાટા, રેણુ ઉડે ભયભીત ઘણી;
વાપિ લીધિ દસો દિશા, માયા કિધી પોતાતણી.
જેમ તેમ ઉઠી ગયા, રૂષિસાથ સૌ ન્હાસી ગયો;
દીક્ષા મૂકી ગાલ્લવ, યજ્ઞ વળી અમથો રહ્યો.
માગિત્રાગી ધન લાવ્યા, બ્રાહ્મણુ તેડયા ત્રિજિ વારરે;
મુનિમાત્ર સહૂ મળી બેઠા, કીધો એક વિચારરે.
દિક્ષિત કહે ભાઇ સાંભળો, કાંઇ ફરી તપાસો આપ;
આ વાર અધર્મિ તો, સુખરૂપ દેજો શાપ.
વશિષ્ઠ વળતું બોલીયા, એણે ઈશ્વર આરાધ્યા સહી;
વરદાન માહાદેવનું, તેથિ શાપ તો લાગે નહીં.
પછે વિધાયે ધન ગુપ્ત રાખ્યું, ચાલતો કીધો હોમ;
દેવતા અતિ હર્ષ પામ્યા, જવ ધુમ્ર આવ્યો વ્યોમ;
પાતાલકેતુ ને તાલકેતૂ, આવ્યા અંધારૂં કરી;
ભય પામ્યા બ્રાહ્મણુ નાઠા, યજ્ઞભંગ હવો ફરી.
વળિ સર્વે લૂંટી ગયા પાપી, ગાલ્લવ અતિશે કળકળ્યો;
એક વાર પાધરૂં નવ ફર્યૂં, ત્રણુ વાર તો દૂં આફળ્યો.
દેવને અર્થે યજ્ઞ માંડયો, જયમ સુર સંતોષાય;
ત્રણુવાર તો રેવણિ થયો, અમરે ન કીધી સહાય.
પછે ઉદક અંજળિ કર લિધી,ચઢી રૂષિને રીસ;
બોલ ટાળું અમરગણુની, શાપું કોટિ તેત્રીસ.

આકાશ ભખ્યું અવિલોકિયું, ક્રોધ કરિ મૂનિજન;
દેવતાઓને દુઃખ પમાડૂં, નેં લઊં ઇંદ્રાસન.
અમરગણ અંતરિક્ષ આવ્યા, રૂષિ હમારો શો વાંક;
દૈત દમે તો તેહને શાપો, અમર શું કરે રાંક.
ગાલ્લવ કહે સૌ સાંભળો, કરો યજ્ઞની સ્હાય;
ભંગ થાશે તો હું શાપિશ, આવિ કરો રક્ષાય.
સાંભળીને સુર રહ્યા, તે અંતરમાંહ્ય થયા દુખી;
એક અશ્વ આપી પોતાનો, કહ્યું નારદ થાઓ તમો સુખી.
કહેવું ઘટે તે કહાવીયૂં, નારદ સ્વર્ગથિ ઉતર્યા;
અરે દ્વિજ દુઃખ મુકો મનનૂં, વેણુપાણી ઉચર્યા.
અશ્વ મોકલ્યો ઇંદ્રરાયે, લઈ જાઓ અયોધ્યામાંહ્ય;
શત્રૂજિત મહા પ્રબલ રાજા, રાજ કરે છે ત્યાંહ્ય.
તેહને ઋતુધ્વજકુંવર બળિયો, પરાક્રમી જોદ્ધા ઘણો;
તેહને તુરિ આ આપજો, તવ યજ્ઞ થાશે તમતણો.

વળણ.

પછે અશ્વ આપી નારદ વળિયા, તમતણો યજ્ઞ રાખશેરે;
ગાલ્લવ અતિ આનંદ પામ્યા, હવે અયોધ્યા તે જશેરે.

## કડવું ૭ મું.—રાગ રામગ્રી.

ગાલ્લવ ચાલ્યા અયોધ્યા ગામજી, શીઘ્રે પ્હોંચ્યા રાયને ધામજી;
શત્રૂજિતે દિધું અતિ માનજી, આસન આપ્યૂં પરમનિધાનજી.

ઢાળ.

આસન આપિને પૂજન કીધૂં, પછે પુછયો સમાચાર;
કહો સ્વામીજી કેમ પધાર્યા, સાથે શો છે તોખાર.
મૂનિ કહે હો મહિપતી, છે તુજસાથે કાજ;
અશ્વ લઇ હૂં આવિયો, દેવે મોકલ્યો છે મહારાજ.
મેં ભિક્ષા માગિને યજ્ઞ માંડયો, મૂનિ તેડયા સૌ મંદીર;
પાતાળકેતુ ને તાળકેતૂ, રાક્ષસ બન્ને વીર.
આગ્ના કરિ તે આવિયા, યજ્ઞનો કીધો ભંગ;
પછે મુને એવી ઇચ્છા થૈ કે, દેહ કરૂં આ ભંગ.

એવે અમરે નારદ મોકલ્યા, આપ્યો સાથે અશ્વ;
કહાવ્યું કે શત્રૂજીતને આપજો, તેથી થાશે સર્વ.
માટે કહૂં તમો મહીપતી, જે ઋતુધ્વજ આપ કુમાર;
આપો તેહને તેડી જાઊં, અશ્વે થશે અસ્વાર.
ક્ષેમકુશળ ફરિ આણિ આપિશ, પાછો ત્હારે ઘેર;
ના ન કહેશો મહિપતી, થાય, ચાલતિ પુન્યની સેર.
વચન સુણી તવ વિપ્રકેરાં, રાજાને લાગી ઝાળ;
અતિસે મનમાં ખેદ પામ્યો, ગાલ્લવ મળિયો કાળ.
પછે સૂત સામું નિહાળ્યૂં, બોલી ઉઠયા મહારાજ;
આ રૂષિજી શું કહે છે તે સુણુ, કરિ શકશો કાંઇ કાજ.
ઋતુધ્વજ તવ બેઠો થયો, શું જાણે ક્ષત્રીનામ;
ભાગ્ય હોય તો આ અંગ મ્હારૂં, રૂષિને આવે કામ.
ચિંતા ન કરશો તાતજી, મહા પૂર્ણ છે એ અધ્યાયન;
અસૂરને ઉરાડિ નાખૂં, કરાવૂં વળતો યજ્ઞ.
પાયે લાગ્યો તાતને, તવ મસ્તક મુકયો પાણ;
મહીપતી કહે છે મૂની, મ્હારા લૈ જાઓછો પ્રાણ.
રક્ષા કરજો એહની, છો તમો શ્રી રૂષિરાજ;
વિવાહકર્મ કીધૂં નથી, એટલી છે મૂને દહાઝ.
અનંત માગાં આવિયાં, પણ ન લીધું કન્યાદાન;
પુત્ર કહે પર્ણું પ્રેમદા, જો હોય મૂજ સમાન.
એવી તો કો નાં મળી, રૂપ કળા ગુણ સંપન્ન;
તમો શિખામણ એવી દેજો જે, વિવાહનૂં કરે મન્ન.
વળાવિને વળ્યો ભૂપતી, નીરતો નેણે ઢાળી;
ઉભા રહી સૌ કો જૂવે, રાજપુત્રને વાળી વાળી.
ગાલ્લવ પંથે પરવર્યા, આગળ રાજકુમાર;
આશ્રમે બન્યો આવિયા, અશ્વે થૈ અસ્વાર.
ફરી યજ્ઞ આરંભિયો, હરખ્યું અંતઃકરણ;
દસો દિશાએ મોકલ્યાં, રૂષિઓને નિમંત્રણ.
બ્રાહ્મણ સર્વે આવિયા, રાજપુત્રે કર્યો નમસ્કાર;
મુનિ મન બહુ આનંદિયા, ત્યાં વરત્યો જયજયકાર.

વળણ,

વરત્યો જયજયકાર ને, ૠષિ સર્વે સાથે ભણેરે;
સાદ સાંભળિ આવિયા બે, ઋતુધ્વજ તેને ક્યમ હણેરે.

## કડવું ૮ મું-રાગ રામગ્રીની દેશી.

વેદાધ્યયન ધ્વનિ મચી ૠષિથી, શબ્દ થાય અઘોરરે;
સ્વાહા શબ્દે આવિયા તે, કરયું અંધારૂં ઘોરરે.
અંધકાર ઉપન્યો અંતરિક્ષે, તવ ખળભળ્યા ૠષિજન;
જેમ હતા તે તેમ ન્હાઠા, રહ્યા રાંધ્યાં અન્ન.
સાદ કરિ સૌ બોલાવ્યાને, કહ્યું પછે ઋતુધ્વજ;
બિહિશોમાં આ ૠષિ ઉભો થયો, ધનુંષ કર્યું મમ સજ્જ.
ગાલ્લવ કહે તમે પ્હોંચી શકશો, મુને થાય છે ઉચાટ;
મિથ્યા ૠષિયોને શિદ રાખો, સકાળા લાગે વાટ.
રાજપુત્ર કહે સ્વામિજી, જો રાક્ષસ આવે લક્ષ;
એકલો હું સૌને મારૂં, ન માગું કોઇનો પક્ષ.
તો એ બેનો શો આશરો, જો આપૂં ગૂંદીપાક;
ઉરાડું અંતરિક્ષ માર્ગે, અવનિ ચડાવૂં ચાક.
એવું કહિ ગરજના કીધી, અશ્વે થઇ અસ્વાર;
હાથ માંહે ચાપ લીધૂં, દિધૂં મંડળાકાર.
અમરે વાજી મોકલ્યો, અંગ અતિ ઉજવળ;
તે ઉપર આરૂઢ થયો, તવ આવ્યું ઇંદ્રનૂં બળ.
ઋતુધ્વજ થયા રક્તવર્ણો, ભ્રગુટિ ચઢાવી ભાળ;
બાણનું કીધૂં છાપરૂં, ને બાંધી ફરતી પાળ.
ગિરિ તરૂવર માંસ શોણિત, વર્સાવે કરિ માયા;
જે જે નાંખે આદરી તે, હેઠાં ગડગડિ પાડયાં.
ચારે ગમ ચોકી ફરે, રાય પાડતો હાંક;
વાજ આવ્યા પાષાણ નાખી, ચડયો બેહુને થાક.
આદર આણી ભણે બ્રાહ્મણ, ભડકી રહ્યાં છે મન;
શૈલ્યા પડે શર જાળ ઉપર, તેથિ ઉધરકે મુનિજન.
સામગ્રી સહુ હાથ માંહે, મુનિ ન્હાસાન્હાસ;
ટોળે ટોળાં રહ્યાં ઉભાં, મૂકતાં નિસ્વાસ.

પાષાણુ પડે મન્ડપ મધ્યે, જ્યાં હોય આછાં બાણુ;
ભરકા પાડી ઉઠે બ્રાહ્મણુ, થરથર ધ્રૂજે પ્રાણુ.
પંરવતનો વરસાદ વરસે, સર્પડાની ડોટ;
થયું અંધારૂં અતિઘણું, જ્યાં ધુમ્ર ગોટાગોટ.
બ્રાહ્મણુ સરવે પડ્યા ભૂલા, કરે માંહોમાંહ પુકાર;
હાંક સાંભળિ નવ શકે, કાને પડ્યા ધાકાર.
કો કહે શિક્ષા રાયને, વીર સાંભળ કહું ખરૂં;
કાંકરો વાગવે થશે કાણૂં, નીર નવ રહેશે ભર્યું.
એક કહે શૂં રાખશે, રાજ ઋતૂધ્વજ;
છાપરામાંહ છિદ્ર દીસે, મ્હારા આંખમાં પડિ રજ.
પાષાણુને પ્રહારે બાંણુ ભાગે, નીસરે મોટા ગર્કા;
જવ રૂષિના માથામાં વાગે, તવ પંપ[illegible] પાડે ભર્કા.
રાખની ઋતૂધ્વજ હમને, નહિ તો દેશૂં શાપ;
અધર્મિ સાથે ચાલે નહિં ને, રાંકને દાખવે તાપ.

વળણ.

વચન સાંભળિ રૂષિકેરાં, ક્રોધે ચહડયો ભૂપાળરે;
સતગુરૂ કહે શુભજડ સુણો, પછે શું વરત્યૂં તે કાળરે.

કડવું ૯ મું–રાગ સામેરીની દેશી.

ઋતુધ્વજ રણુમાં ગાજ્યોરે, વાસવની પેર વિરાજ્યોરે,
આ ધનુષ લઇ આકરષ્યુંરે. તે રૂપ અમરે નરખ્યુંરે.

ઢાળ.

દેખિ રૂપ તે શૂરકેરૂં, પાપિ મુખે ગડગડયા;
માયાવૈ મન્ડપ ઉપર, આકાશથી આવી પડયા.
શરજાળ સર્વે સ્થળ કિધી, કડકડયા મન્ડપરથંભ;
દશો દિશા પછે આવરી, સ્હોરાસ્હોર કરે પ્રહ્લ.
રાજકુંવરે ક્રોધ કીધો, લિધાં મ્હોટાં બાણુ;
ન્હાનો રાક્ષસ તાલકેતૂ, તે ઉપર કિધૂં સંધાણુ.
અસુર આવ્યો રાય સામો, ચઢાવીને ચક્ષ;
સ્થુળ શરિર પોતાનું કીધૂં. હાથમાં લીધું વૃક્ષ.

અસુરે આકાશ [illegible] તાક્યું, પૂંઠે પડી [illegible]
ઋતુધ્વજે તવ બાણ મારી, કિધા કટકા બીજા
વળિ અગ્નિમાં ઉછળ્યો, આવ્યો એક [illegible];
તિલ પ્રમાણે કિધી કટકા, તવ ગાલ્લવ ગલકાય.
અસુર જ્યારે ઓસરે, વિર બાણ વેધે ગાત્ર;
હોકાર કરિ હરખે રૂષિજી, વગાડિ તુંબીપાત્ર.
શ્રી રામજીનિ કૃપાથકી, કકડાટ ગગનનિ માંહે;
તવ મુનિયો મરડે ત્રાટી, ન્હાસાન્હાસ કરે માંહો માંહે.
પત્ર રાખી શૂં ભણે, ગાલ્લવે આણ્યું ન્હાનું છેયું;
સામગ્રી લેવાને આવ્યા, રૂષિ કુટે શીશ ને હૈયું.
રાખ રાજા રાખ રાજા, શું રહ્યો ચઢાવી ચાપ;
જો જાન થાશે એક કોડીનું, તો તુંને દેશું શાપ.
રિસે ઋતુધ્વજ રાતડો, ભૃગુટી ચઢાવી ભાળ;
શતસહસ્ર બાણો મૂકિયાં, પૂર્ણ આણી કાળ.
અર્ધચંદ્ર સમ મૂકિયૂં, રાજ પ્રતાપી બાણ;
તે તાલકેતુનેં રૂદયે વાગ્યૂં, તતક્ષણ નિસર્યો પ્રાણ.
પડ્યો પૃથ્વીયે પ્રાણહોણો, બાણે કરી વ્યાકુળ થયો;
તવ પાતાળકેતુ વ્યગ્ર થઇ, રણ તજી ન્હાસી ગયો.
રણ મૂકી અંતરિયાળ નાઠો, રૂષિ કરે જયજયકાર;
ઋતુધ્વજે તવ પૂઠ લીધી, પ્રેરિયો તોખાર.
આગળ જાતાં અસુર થાકયો, પામ્યો અંતરધાન;
ઋતુધ્વજ તવ ફરી આવ્યો, મળ્યા મુનિ ભગવાન.
રૂષિ કહે બિજાને મારિને, શું ઋતૂધ્વજ આવ્યો અહીં;
કુંવર કહે હૂં ઘણું ધાયો, પણ જાતાં દીઠો મ્હેં નહીં.
ગાલ્લવ વળતૂં બોલિયા, તારે દિઠાનૂં શૂં કામ;
આપ્રણિયે એ અશ્વ તારો, ખોળિ કહાડશે ઠામ.
ચૌદલોક વિશે એ જાવા, સમર્થ છે તોખાર;
કુંવર કહે હૂં પુઠળ ઉભો જોઉં, કેમ આવે બિજિવાર.
એવૂં કહિ ને જાગ માંડયો, એ કથા એટલેથી રહી;
પાતાળકેતૂ ગયો ન્હાસી, વળતિ શું કરતો તે સહી.

મનમાં આવ્યો ને વ્યાસ ચઢિયો, તેણે નીર નિરધાર;
વિલાપ કરતો વીરના, કહે ક્યાં, મળશું બંધુ કરનાર;
હિમાચળે આવી અટક્યો; કરતો રુદનનો નાદ,
એવે અશોક વન ત્યાં દિઠું, સાંભળ્યો સ્ત્રીનો સાદ.

વલણ.

સાંભળ્યો સાદ સુંદરીકેરો, થાય સંગિત ગાનરે;
વિલાપ વિસરી વીરનો, વાડી ભણી દિધ કાનરે.

કડવું ૧૦ મું.—છંદ હરિગિતની ચાલ.

વિધુમુખા ગાંધર્વ કુંવરિ, મદાલસા શુભ નામરે;
રૂપ લલિત વિલક્ષણી, માનુંની તેજનું ધામરે.
અલબેલિ તે સાહેલી સાથે, ચાલતી ગ્રહિ હાથરે;
અશોક વાડિમાંહ્ય નિત્યે, ગાય સ્ત્રિનો સાથરે.
શોભિત વન પવન શીતળ, વાયુ વાઈ મંદનો;
ધુમ્રવેલિ નથી બેલી, ત્રુરિ ખુએ દિન દુઃખનો.
દરાક્ષના છે લક્ષ છોડો, છોડ નિચા અંપાતણા;
મોગરા મલિયાગરા શુભ, ભાતિભાતિ વૃક્ષો ઘણા.
થાય અતિ આનંદ ત્યાં તો, સબળ સ્ત્રીનો સાદરે;
કોયેલ મોરને બુલબુલોથી, થતા મધુરા નાદરે.
પેકાર થનથન અપસરા, પગ ઉચલિ ઘુઘર વજાડતી;
ગાય હરિગિત હરી લઇ ચિત, અંગ અનંગ જગાવતી.
મધુરિ વાણી સૂર તાણી, તાનમાન જણાવતી;
કો એક રસના સ્વાદ લેતી, હાવભાવ વખાણતી.
મૃદંગ અંગ ઉપંગ રંગો, નવિન નીત જમાવતી;
રાણિ રીઝે રસે ભીંજે, ગાન કરતી ભાવતી.
કો હાર ગૂંથી ત્રિણે તારે, કંઠમાં આરોપતી;
કોઈ બાળિ વેશે છુટે કેશે, કટિ મેખળે શોભાવતી.
અમૃતવેણી મૃગાનેણી, અંજન આંજી કામની;
નાચતાં આનંદ આણી, નિરમળં ચિર નવનિદ્દની.
સંધાણુ બાણુ કટાક્ષ કરતાં, અમર જોઈ મોહરે;
વદન ઇંદુ ભાલ બિંદુ, શૃંગાર શુભ રતિ સોહરે.

મખળ મઝું તે ધણું ધરતાં, આવિ લાવે ફળહારને;
હથિઆર બાંધિ ફરે હજારો, સબળ લાવી જોરને.
જસ બોલ બોલે ઢોલ વાગે, નિસાણ આણ્યુ રૂડિ ફરે;
હાથમાં ખેડા કરે તેડાં, વનમાંહ્ય ભય કો નવ ધરે.

વલણ.

ફરતી એમ મદાલસા, સાથે વનમાં સુંદરીરે;
મદાલસાને નિરખતાં, ભાઈને ગયો વીસરીરે.

કડવું ૧૧ મું-રાગ મારૂની ચોપાઇ.

મોહ્યો મોહ્યો અદ્દભૂત રંગે, જ્યારે અનંગ વ્યાપ્યો અંગે;
મોહ્યો મોહ્યો નૌતમ નાદે, દીઠી નાર તે કરતાં વાદે.
આગળ મરડે અંગ અલબેલી, રાણી એક છે સૌ સાહેલી;
ગયો દાનવ પ્રેમદા પાસે, જોવા લાગ્યો અતિ ઉલ્હાસે.
જયારે જુથ જુવંતીનૂં જોયું, ત્યારે મોહબાણે મન પ્રોયું;
દ્રુમવેલીને ઓથે રેતો, દેખી દેખી દાનવ મ્હોતો.
મદાલસા ભરી મદની, અલોકીક છે શશીવદની;
ઇંદ્ર આદિત્ય બે રહ્યા ઝળકે, અળગી રહિછે ગોરે ધાટ લ્હેકે.
જેમાં જડયાં માણેક ને મોતી, નાકે મોરથી શામા સ્હોતી;
છે અધરબિમ્બ પરવાળી, તે ઉપર વેસરવાળી.
દાંત કાળે રંગે રંગ્યા વળી, શોભા એવી નૌતમ મળી;
જેવો ચતુર્થિનો ચંદ્રમાય, તેવી કપાળની શોભાય.
હાર હૈડે હિંચે મોતીનો, ખળકાવ નવલ ત્રોટીનો;
સેંથે ગુંજારવ કરે ભમર, સોવણકોર નિલું અંબર.
કાળા કેશતણો અંબોડો, જાડી ઘુંઘટ તેજી ઘોડો;
આંખ ઉપર અલકાવળી, જુગ્મ સ્તન જાણે ફુલકળી.
અતી અણિઆળી આંખડલી, પંકજની પાંખડલી;
શર શુરી સમૂં અંજમ, કોમળ ગાલે પડયા ખંજમ.
રાતી રેખને કીકી કાળી, જૂવેછે જેમ મૃગલી બાળી;
ભૃકુટી બન્યો ભમર ઉડ સરખી, રહી નેત્રકમળને નરખી.
કંઠ કપોતને આકારે, શોભિ રહ્યો શૃંગારે;
કટી પાતળી મેખળે શોભે, જોતાં મહા મુનિના મન લોભે.

કંકણી કર માંહે પ્હેરી, પ્હોંચે મણી રહ્યો ઝળહળી;
હથેલી છે અંબુજ વરણી, ફેરવે તન ઊપર તરૂણી.
ચર્ણે ઝાંજરકેરો ઝણુકો, નેપુર અણુવટકેરો ઠણુકો;
છે પંકજવરણી પ્હાની, રાતી રેખા ન્હાની ન્હાની.
મ્હોટા માજમ મગની ફળી, તેવી બાળાની આંગળી;
કરે વાતો નવ નવી મીઠી, તેવી દૈતે નારી દીઠી.
પોતિકો કર અડકાવે ગાલે, હસ્તાં મોરનાં મોતી હાલે;
ઓઢણિ ઓઢી અંબરપર આછી, તે તો પવને ઉડે છે પાછી.
એવી પૂર્ણ રૂપ જોબન, હરનીશ રહે છે વન;
તારા માંહે જેહવો શશી, તેવું વદન રહ્યું છે વસી.
આસન પાથર્યાં રંગી, તકિયે બેઠી બાળા અંગી;
ચિત્રવત દૈત ત્યાંતો અટકિયો, સામૂં ભાળી નવ તે શકિયો.
અસુર અંતર માંહ્ય વિચારે, સૂર વર્ગ કો એને સ્વીકારે;
જેણે પુજ્યા સારંગપાણી, તેને હોસે એ ધણિયાણી.
શેષ જીવ્હાયે ન જાય વરણી, પૂછૂં કુમારી કે પરણી;
એતો અબલા હોયે માહરી, પરપંચથી લઈ જાઉં હરી.
પર્ણિને ઝટ ગૃહસ્થ હું થાઊં, વેગે લઇ સ્થાનેક જાઉં;
એવી દુષ્ટની દુર્મતી ધાઈ, વિસર્યો મર્ણ જે પામ્યો ભાઇ.
ધર્યો ભમરાકેરો વેશ, થયો નીપટ ન્હાનો નેશ;
અબળા કંઠે કુસુમનો હાર, તે પર માંડયો અતી ગુંજાર.
ઊર ઉપર આવીને બેસે, અને કંચુકિ માંહે પેસે;
ગણગણે ને મોઢું મલકાયે, મદાલસા બ્હિને ઊભી થાયે.
સખિને કહે કૌતિક જૂઓ, ભમરો ખ્યાલે પડયો છે મૂઓ;
મુખ ગળસ્થળ ઊપર ભમે, દૈત રાજકુંવરિને દમે.
પંચ પંચ આયૂધ ધારી, રક્ષા કરે પાંચસો નારી;
નહીં છોડી રાજાની કુંવરી, નવ પામે જાવાને હરી.
ત્યારે આસન હેઠા આવી રહ્યા, સ્થૂળ શરિરે ત્યાં તે થયો;
પછે સહસા કર્મ ત્યાં કીધૂં, પ્રૌઢ કાયા દૈતપણું લીધૂં.
શરિર પોતિકૂં તે વધારી, આસન સહિત ઊંચલી નારી;
લઇ ઉડયો પછે આકાશ, ધાઈ પૂઠળ પાંચસો દાસ.

મારો મારો એમ કહેતી વળી, પણ પાપીને પ્હોંચી ન વળી;
કહાડી ઝળકતી તરવાર, નારી કરેછે મારામાર.
કો ધનૂષે કરે સંધાણ, મૂકે તીવ્ર તાણિને બાંણ;
અરે રાજકુંવરિને કાણે લીધ, હરીવદનીનૂં હરણજકીધ.
ચાલો ગાન્ધર્વ લોકમાં જૈયે, એહના માતપીતાને કહિયે;
નહીં દીસે ગયાનૂં સ્થાન, દેખતાં પાંમ્યો અંતરધાન.
ખોવાઈ કન્યા કાલી, ઘેર કહેવા સરવે ચાલી;
અબળા થૈ ઓશિયાળી, આપણને સોંપી હતિ સંભાળી.
હવે ઉત્તર શો દેવાશે, સમાચાર કેમ કહેવાશે;
ઉચાટે ભર્યાં આવ્યાં ઘેર, પણ કહેવાય નહીં તે પેર.
પછી માતાજી એમ પૂછે, તમો અનમાન્યા એ શું છે;
કહાં ગઇ કુંવરી મ્હારી, જે પર ચંદ્રમાં નાંખૂં ઓવારી.
દહાડી આગળ તે આવે, મ્હારૂં આગણિયૂં તે સોહાવે;
મારા પ્રાણતણો આધાર, તેને તે શી લાગી વાર.
કેકો કુંવરી ગયૂં મુજ હરી, અથવા ગઈ તે સત મરી;
રોતો બોલ્યો સખીનો સાથ, ભાંય પડિયા હમારા હાથ.
હમોએ કાંઇ નવ લહ્યું, કો કન્યાને હરી ગયૂં;
વજ્ર વચન એવાં સાંભળી, માબાપને મુરછા વળી.
પછે રોતાં નરને નારી, દીકરીના ગુણ સંભારી;
રોતાં માતપિતા જોઇ સાથ, સર્વ નેણે કરે અશ્રુપાત.
વિશ્વસુધા શોધન કરતો, પિતા ઠામેઠામ સાંચતો.

વળણ.

સાંચર્યો તે શોધ કરતો, પણ પુત્રી ખોળી નવ જડીરે;
એ કથા એટલેથી રહી, હાવે, કન્યા કષ્ટે કે પેર પડીરે.

કડવું ૧૨ મું-રાગ સોરઠની દેશી.

આસન લીધું ઉચલીરે, દૈત છે મહા વિકાળ;
ચમકી તવ તે મદાલસા, પડી પેટડિયાંમાં ફાળ.
મુક મુને તૂં રાક્ષસા, હૂં લાગું તારે પાય;
પિતાજી જોશે વાટડીરે, મરશે મ્હારી માય.

બાપ તમારી બાળકીરે, આજ લુટાઈ અંતરિયાળ;
આ પાપી હાથ ચ્હડી ખરેરે, દઉં કરમડાને ગાળ.
સખી માતાને જઇ કહોરે, મુજ દુખ ન ધરશો લેષ;
ભાવિ પદારથ ટળે નહીરે, મુજ કર્મતણી જે રેષ.
એમ ટળવળતી તારૂણીરે, ક્યાંથી દુષ્ટ રૂદેમાં હાય;
વિકાળ વદન કેશ મોકળારે, કૈં નેણે નીર પ્રવાહ.
મુગલિને મુખમાં ધરીરે, જેમ વ્યાઘ્ર ન્હાસે વન્ન;
તેમ તે લીધી મદાલસારે, આરત ભર કરતિ રૂદન.
જેમ પ્રસવતાં પોપટીરે, ગ્રહી ચાલે મંઝાર;
તેમ લીધી તે મદાલસારે, નવ પ્હોંચી બુમ કે વ્હાર.
અંતરિક્ષ ચાલ્યો મન ધરીરે, અતિ ઘણો અહંમેવ;
એવે વાટ મધ્યે મળ્યારે, ઉમયાસહિત મહાદેવ.
પાર્વતીયે સાંભળ્યુંરે, કો બાળકી પડી બંધન;
મૂકાવો મહાદેવજીરે, જેથિ બાળા થાય પ્રસન્ન.
વળતૂં વધા મહાદેવજીરે, નારી નારીની કરે વ્હાર;
દયા આવે તો મારિ દૈતનેરે, આપો અબળાને આધાર.
તવ ઉમયાજી એમ ઓચર્યાંરે, એ કન્યાનો હરનાર;
રે એ પાપીને મારશેરે, તે હશે તુજ ભરથાર.
રોઈશ ના તું મદાલસારે, એમ માતા બોલ્યા વાણ;
અમર રોન્ય સુત ખરેરે, ગ્રહેશે તારો પાણ.
કામની તે પ્રાછી ગઈરે, નવ પાપી પ્રીછ્યો પેર;
પાતાળ પાંચમે લઈ ગયોરે, જ્યાં હતું પોતાનૂં ઘેર.

વળણ.

આવ્યો ઘેર પોતાતણે, લાવ્યો નારી રતનરે;
અન્ય કો ત્યાં નવ મળે, કેમ ઉગરે તે સ્ત્રી જન્નરે.

**કડવું ૧૩ મું.—રાગ રામગ્રીની દેશી.**

વૈશમપાયન બોલ્યા વાણીજી, અબળા હણે કરી આણીજી;
મંદિરમાં છે શૂન્યકારજી, ન મળે ત્રિજૂં તેણે ઠારજી.

ઢાળ.

તે હાર ત્રીજું નવ મળે, જે કરે આવી વાત;
મદાલસા એકલી ઘરમાં, કરે અશ્રુપાત.
અરે કરમડાં શું કરૂં, મેં કોણ કીધાં પાપ;
આ સ્થાનક આવી પડી, મુક્યાં મા ને બાપ.
તવ દૈત વળતૂં બોલિયો, કહો શિદ કરો રૂદન;
સુખ નાનાવિધ ભોગવો, ભાવતાં કરો ભોજન્ન.
પટકુળ પ્હેરો, પદ્મની, વળિ શોભિતાં શૃંગાર;
પુર્વ જન્મ પુન્યે કરી, હૂં સાંપડયો ભરથાર.
શોક મૂકો સુંદરી, કરમાં ગ્રહી વરમાળ;
હાથ ઝાલી માહરા ને, કરો ઝાકઝમાળ.
સ્વર્ગસુખથી અધિક છે, જો જાણશો વીવેક;
ભોગ ભોગવશો ભામની, મ્હારિ સંગ રંગ અનેક.
જરા ન આવે તૂજને, નાગરસ કરાવૂં પાન;
જોબન રહેશે સદા લગી, વાધશે અતિશે વાન.
આ ભુવન જુવો ભામની, ભાસ્કર કરતા ભાસ;
ધન્ય ભાયગ જે વસે, જેણે પુજ્યા હોય અવિનાશ.
અનમાન્યા શા કારણે છો, બોલો મુકીને લાજ;
પરણો મુજને પ્રેમદા, જે સરે સઘળાં કાજ.
મદાલસા એમ ઓચરે, મનમાં કરીને વીચાર;
પરણ્યાનો પરપંચ કરૂ જેમ, તેમ લગાડી વાર.
વચન ફરે પાર્વતીકેરૂં, તેણે આપ્યું છે વરદાન;
પાપીને મારનારો, કો આવે બળવાન.
એવી રિતે મન વિચારી, મુખ કર્યું આનંદ;
હસતિ દીઠિ મદાલસા, તવ પડયો માયાફંદ.
વિનયયુક્ત તે ઓચરી, નહિં ઉતાવળનું કાજ;
ઠામિ ઠેકિ વિવાહ કરો, કહૂં કર ઝાલીશ આજ.
કુટુમ્બ તેડો તમતણૂં, કોઈએ મુને નથિ દીઠી;
ગીત ગાયે કામની, આપણે ચોળી પીઠી.

સજ્જનકેરૂં નામ લીધું, સાંભર્યો ત્યારે ભાઈ;
ડુસ્કાં ભરીને આવિયો, જળથકી આંખ ભરાઈ.
ધ્યાન વિચારે તેહનું, દુખ લાગ્યું અતિ ક્રૂર;
ઋતુધ્વજ મારે મારવો, વાળવું બાપનું વેર.
ગાલ્લવનો જઈ યજ્ઞ ભાગું, ઋતુધ્વજને નાખું મારી;
દહાજ ભાગે મનતણી, પછે પરણું નૌતમ નારી.
એક કુન્ડલાની દીકરી, વિકુન્ડલા છે નામ;
ધ્યાન ધરિયૂં તેહનું, તવ આવિ તેણે ઠામ.
કરજોડીને વીનવે, કન્યા કહે મહારાજ;
આ વેળા મુને કેમ સંભારી, શું છે સ્વામી કાજ.
અસુર કહે તું મદાલસાને, સાચવ રહિને પાસ;
એટલે હું ઋતુધ્વજનો, કરતો આવૂં નાશ.
બાઇ પડયો ભોમી ઉપર, નથી દિધૂં તેહને દહેંન;
કહો કેમ પરણૂં પ્રેમદા, તૂં સાંભળ મ્હારી બ્હેન.
મદાલસા કહે સુખે જાઓ, વેગે પધારો સ્વામિન્ન;
હું તમથી નથિ વેગળી, હવે થઈ છું તમ આધિન્ન.

વલણ.

આધિન થઇ છૂં તમતણે, તવ પાપી ત્યાંથી પરવરેરે;
વિપ્ર પ્રેમાનંદ એમ ભણે, પછે યજ્ઞ રૂષી કઇ પેર કરેરે.

## કડવું ૧૪ મું.—રાગ ધવળધન્યાસીની દેશી.

નારદજી મુખ એમ ઓચરે, સુણો યુધિષ્ટર રાયજી;
રાજા ઋતુધ્વજ ત્યાં ઉભો છે, યજ્ઞ કઈ પેર થાયજી.
ધનુષ ટનકારવ કુંવર કરે છે, નીગમના નીજ ઘોષજી;
ભણે બ્રાહ્મણ બાઇ પડયો જોઇ, પાપિને ચઢિયો કોપજી.
ભોજન કરવા વિપ્રો આવ્યા, ગંગાત્રટેથી અંઘોળીજી;
હતૂં તેમનું તેમ દેખિને, દૈતને લાગી હોળીજી.
ઋતુધ્વજે તાલકેતુને માર્યો, વિપ્ર કરતા વિખાણજી;
કુંવર કહે બીજાને હણવા, સુકયું ચઢાવી બાણજી.

વચન સુણિને દાનવ બોલ્યો, મુખે કરી હોકારજી;
યજ્ઞ વિષે આવીને પડિયો, આવરિયૂં અંધકારજી,
ઉઠયા બ્રાંહ્મણ ભોજન કરતા, ભર્યાં મુકી ભોજનજી;
ઋતુધ્વજ વારીને રાખે, બેઠા રહ્યા મુનિજનજી.
વિધુતાસ્ત્ર જે બાણજ મુકી, માયા સઘળી કાપીજી;
અંધારે અજવાળું કીધું, ને નિરાશ કીધો પાપીજી.
એક શાલજાતનું વૃક્ષજ મ્હોટું, તે દૈત લાવ્યા ઉપાડીજી;
ઋતુધ્વજ ઉપર તે નાખ્યું, માથા ઉપર ભમાડીજી.
રાજકુંવરે તવ બાણજ મેલ્યૂં, વૃક્ષ કિધો તિલમાત્રજી:
પછે સતશર તાણિને મુકયાં. વિંધ્યૂં દૈતનું ગાત્રજી.
ટોપ પડયોને બખતર ફાટયું, પડયાં સરવ આયૂધજી;
ન્હાઠો દાનવ રણ મૂકીને, ન સ્હેવાયૂં યુદ્ધજી.
શર ચઢાવ્યૂં ધનુષ ઉપર ને, મારવા એકી મૂકેજી;
પગલું તે પાપીનૂં દેખી, અશ્વ હાંકયો પૂઠેજી.
પાખરીયો જે પવનવેગી, દેવતણો આપેલોજી;
પાતાલકેતૂનિ પૂઠે ધાયો, જાણે પાણીનો રેલોજી.
માયાવે મરડાતો ચાલે, જ્યાં હોય અઘોર પંથજી;
જ્યાં અસૂર ત્યાં અશ્વ હિંડે છે, આથડે નહિ અંધજી.
થરથર ધ્રુજે કાંઇ નવ સૂઝે, મુખે સ્વાસ ન માયજી;
જુવે વળીને પડે ઢળીને, ઉઝરડઇ ઉભો થાયજી.
મારો હાવે એમ વિમાસે, દેખિ બાણ ને કાયા કાંપેજી;
થાકો શરીરે સ્થુળ થયોરે. રખે ઘોડો હ્યાં આવેજી.
ઋતુધ્વજ હોકારા કરતો, થાય અસ્ત્ર ઉપરથી બેઠોજી;
એવે પૃથવિ ભેદી પાડુ પ્રહારે, પાપી પાતાળે પેઠોજી.
આગળ જળ અગાધ આવ્યું, માંહ્યે દૈત પરવરિયોજી;
તવ ઝંપાપાત કર્યું ઘોડાયે, રાયને લૈને તરિયોજી.
પ્હાણ પૂઠળ ગયા ગહેવર, અનંત નદિને નાળાંજી;
તેમાં ઋતુધ્વજ ધાનો હીંડે,જ્યાં મનુષ ન હીંડે પાળાજી.
અવતવિતળ તળાતળ સુતળ, આવ્યો ચોથે પાતાળજી;
દૈતે જાણ્યું જે ઘેર જઇશ તો, કન્યા લેશે ભૂપાળજી.

### વળણ.

ભૂપાળ લેશે ભામનીને, તે ચિંતા ચિતમાં થઇરે;
અંતરધાન થયો તે ત્યાંથી, રસાતળ બેઠો જઇરે.

### કડવું ૧૫ મું.—રાગ વેરાડીની દેશી.

અંતરધાન થયો અસુર તે, જઇ બેઠો રસાતળ;
ઋતુધ્વજ મનમાં વીમાસે, ને અસ્વ ચાલ્યો સુતળ.
ભૂલ્યો વાટ ઉચાટ થયો, ભુલાંમણે પડ્યો ભ્રંમ;
જળમાં વાટ નહીં વાળીને, જાવાનો નહીં અનુક્રમ.
દશોદિશા જુવે વ્હેબાકળો, તવ ગભરાયો રાય;
એટલે અસ્વને જ્ઞાન થયું, તે મદાલસા ભણિ જાય.
રાય ઘોડાને ઘણું એક ખાંચે, મંદિર ભણિ મરડાય;
રીસ કરીને ચાબક મારે, તવ લોચન રાતા થાય.
અસ્વ કહ્યું તો કરે નહીં, મન જાવા દૈત્યને ઘેર;
રાયે જાણ્યું જે ક્યાં જાય જોઉં, શી થાય છે પેર.
મન પોતાનું દૃઢ કરીને, છુટી મુકી વાજિની વાઘ;
અસ્વ ચાલ્યો દાનવને મંદિર, ચપળ ચલાવી પાગ.
એવે જળ રહિત એક સ્થાન આવ્યુ, દેખઈતૂં અતિ રમ્ય:
તે મધ્યે પાધરો જઇ પેઠો, ઘોડાને તે છે ગમ્ય.
ધુમ્રવેલીનું અશોક વન છે, તેની શોભા છે ઘણી;
ઠામઠામ અજવાળાં દેખે, મુક્યા છે નાગતણા મણી.
તે મધ્યે એક સરોવર સુંદર, નિરમળ જળ ત્યાં લ્હેકે;
પાળેપાળે તરૂવર રોપ્યાં, બાવનાચન્દ મ્હેકે.
રાજકુંવર અતિ હર્ષ પામ્યો, પીધૂં શીતળ જળ;
તે મૂકીને આગળ ચાલ્યો, એક આવ્યું દારૂણ સ્થળ.
તે દેખી ભૂપત ભય પામ્યો, પડ્યા દિઠા છે સહુ બંધ;
કીટ પતંગ ને માંસ શોણિત, ત્યાં વાયૂ આવે દુર્ગંધ.
ત્વચા ચરમ ને પદ મસ્તક, અર્ધ કરડેલાં પડયાં;
ઋતુધ્વજ વિસ્મે થયો, શું પ્રલયકાળ થયો હવાં.

દારૂણુ ઘાટ દિસે હરી કો, દેતકેરો વાસ;
અસ્વબુદ્ધિએ હું અહીં આવ્યો, હવે જિવ્યાની શી આશ.
રે જિવ શિવ તું જ રાખણહારો, આવ્યું અંતરજ્ઞાન;
એવું કરીને ઘોડો ખેડયો, સમર્યા શ્રીભગવાન.
આગળ જાતાં મંદિર આવ્યૂં, કનકતણો છે કોટ;
મહા મનોહર દેખિને, અશ્વને મરાવી ડોટ.
માળિયાં શુભ જાળિયાં, અટારી ત્યાં શોભે;
સુંદર ચોક પરશાળ પટમહા, જોતાંમાં મનડૂં લોભે.
જાતકાર ઝરૂખે જાળી, રાવટિ રમણીક દીસે;
હિરા ને માણેક મોતી, જોતાં મનડું હીસે.

વળણ.

હીસે મનડૂં અવિલોકતાં, ભુવનની શોભા ઘણીરે;
રાજકૂંવર પરવર્યો, જ્યાં છે કન્યા ગાંધર્વતણીરે.

કડવું ૧૯ મું-રાગ કેદારો.

જ્યારે આવ્યો રાજદ્વાર, બારણે મુકીને તોખાર;
રાજકૂંવર હરે ફરે, મંદિરમાં કયમ પરવરે.
મનમાં તે કરે ડગમગ, ભયયુકત થૈ માંડે પગ;
ખડગ-ખેડું કરમાં ધરી, સમર્યા મનથી શ્રીનરહરી.

ઢાળ.

ધર્યૂં ખડગ મન દ્રઢ કરીને, મનમાં જિવ ખોવા;
થાનાર હોસે તે થશે, પણ જાવૂં અંતઃપુર જોવા.
માયાવૈએ શું માયા કીધી, મુજને મોહવામાટે;
એ પ્રપંચ હોય ન પાપિનો, શું મંદિરમાં મુને વાટે.
સુરપતિના ભુવન સરખૂં, શામાટે છે શૂન્ય;
કનકકોલથિ કામ કીધું, નાણાની નથિ ન્યૂન.
નારી નપુંસક કે પુરૂષ, કો નથી પક્ષી ને પશુ:
કરનારે ઘણો ખરચ કીધો,તો શામાટે નથિ વસ્યૂં.
એમ કરતો આઘેરો ચાલ્યો, રાય શત્રુજિતનો તન;
વિકુન્ડળા દાસી દિઠી ત્યાં, કરતી અંગમરજન.

સુંદર રૂપને મદનપૂરણ, દિઠો આવતો રાય;
સાદ કરતી સ્ત્રૈલેંદ્રી તે, અંતઃપુરમાં જાય.
મદાલસા પ્રત્યે દાસી બોલી, બેહુ કરી કરજોડ;
રાણિજી રાજ કો આવે છે તે પર, કામ ઓવારૂં ક્રોડ.
સાંભળી તે શામા હરખી, પાર્વતિ વચન થયું સાચું;
પાપિને વધ કરિ મુને વરે, એવું જઇને જાચું.
આગળ અંતરપટ કિધું, લજ્જા મનમાં આણી;
પછે સ્ત્રૈલેંદ્રી સાંમિ મોકલિ, પાત્ર ભરિને પાણી.
હાવ ભાવ કરિ મોકલી, બોલી વિકુન્ડલા વાણી;
આઘા પધારો શોક મૂકી, તમને તેડે મુજ રાણી.
વાચક સાંભળિ શામા કેરાં, વિસ્મય પામ્યો ભૂપ;
દાસિ જેની અહાવી છે તો, રાણિનું કેવૂં રૂપ.

વળણ.

રૂપ જોવા ગયો ગુણવંત, આપ હૈડૂં દૃઢ કરીરે;
વિપ્ર પ્રેમાનંદ એમ ભણે, પછિ કેમ મળી તે સૂંદરીરે.

## કડવું ૧૭ મું.—રાગ બેહાગડાની ચોપાઈ.

રાજકુંવર ગયો ઉલ્હાસે, દાસિ આવિ મદાલસા પાસે;
રાણિ કને આજ્ઞા લીધી, આપિ આસન પૂજા કીધી.
જોઇ પાતાલકેતુનું ઘર, જાણે વાસ વસે વિશ્વંભર;
દ્વાર શાખા હારો હારે, લીપિ ભીત કનકની ગારે.
મધ્યે સ્ફાટિકમણિના સ્થંભ, સામસામી દિસે પ્રતિબિમ્બ;
ચિત્રાંમણુ ચો પાસે ચળકે, મુકતાફળના તોરણ લળકે.
એવું સદન મુકયુંછે સમારી, ઋતુધ્વજજ રહ્યોછે વિચારી;
પછે બોલ્યો રાજકુમાર, દાસીને પુછયો સમાચાર.
તમો જાતે દિસોછો એક, આતો ઓરડી દીસે અનેક;
એ કોણે સમાર્યૂં ધામ, એના વરનારનું શૂં નામ.
જુવન શા માટે છે શનકાર, કહો વાત માંડીને નાર;
ત્યારે કહેછે વિકુન્ડલા નારી, સત વાત કહુંછું વિચારી.

ઘડિ વિશ્વ કરમાયે અશ્વમેવ, અહીં પૂર્વે વસ્તા વિશ્વદેવ,
એક દૈત હતો કંઠલધાર, ઈંદ્રે સોંપ્યું તેને ઘરબાર.
ત્યાંથી દેવ થયા વીદાય, કંઠલધાર વશે ત્યાં રાય;
તે રાજાની કુમારી, ન્હાનપણુમાં હું અંગે સારી.
પીતા માર્યો મ્હારો આ ઠામ, તાલ પાતાલ એવાં નામ;
એછે વૃક્ષકેતુના બાળ, જેનાં રૂપ મહા વિકાળ.
તેણે ઘર રિદ્ધિ લૂટિ લીધી, બન્નેએ દાસી મુજને કીધી;
દૃષ્ટ દમે છે ત્રણ ભોવન, સર્વ લૂટિ ભર્યૂં ત્યાં ધન.
મૂને રાખિ છે વળતી વારી, કોણ જાણે ત્યાં પીડા મ્હારી;
એક ગાલ્લવ નામે ઋષિજન, તેનો ત્રણવાર ભાગો યજ્ઞ.
રાજા ઋતુધ્વજછે બળવંત, તેણે આણ્યો એકનો અંત;
પાતાલકેતુ ગયો ન્હાસી, ઋતુધ્વજના યુદ્ધથિ ત્રાસી.
એક મદાલસા નામે નારી, વિશ્વાવસુ ગાંધર્વકુમારી;
તેનું રૂપ મનોહર નરખી, હરી લાવ્યો પાપિ તે હરખી.
આવ્યો કન્યા હરીને કાલે, પાપિ લે આવ્યો પાતાળે;
પરણવાની કીધિ સગાઇ, તવ સાંભર્યો પોતાનો ભાઇ.
મૂને મુકી સાચવવા ઘેર, તે તો ગયો વાળવા વેર;
જાણીએ તે બિયા કોણે માર્યા, પણ ભાગ્યેગે તમો પધાર્યા.
એ કન્યા હવે તમને ફાવી, કો વાત દિસે છે ભાવી;
તમે પ્રેમે પ્રેમદાને પરણો, આ મ્હોલ સબળ છે ઘણો.
એ ઇશ્વરે તમને આપી, વ્હેલા થાઓ આવશે પાપી;
ત્યારે ઋતુધ્વજ બોલ્યો વાણી, દેખાડો મદાલસા રાણી.
હું છઉં અયોધ્યાનો રાજન્ન, તાલકેતુ કિધો પાતન્ન;
પછે પાતાલકેતુ પૂઠે ધાયો, ત્યાં આવ્યો ને કયાં સંતાયો.
ત્યારે જાણ્યું છે મહા સુભટ, આરણિયે ફાટયું અંતરપટ;
પડે અભ્રથી ઈંદુ બ્હાર, એવી નેણે નિરખી નાર.
મીટમીટ બન્યોની મળી, દુઃખ વાત રૂદેથી ટળી;
હર્ષે નેણે નેણે રસ પીધો, પીતાં મુર્છિત નરને કીધો.

વળણ.

ચિત્રામણ બન્યો થયાં, પછે મહાલસા શું વદેરે;
વિપ્ર પ્રેમાનંદ કહે, શ્રોતાજન્ન ધરો રૂદેરે.

### કડવું ૧૮ મું-રાગ બિહાગડો.

બોલો બોલો લટકાળા રાય, મુખને મરકલડે;
હું તો લાગું તમારે પાય, મુખને મરકલડે.
તમો અનમાન્યા તેશું આ, મુખને મરકલડે;
કાંઇ મન્ન ન આવી હું આ, મુખને મરકલડે.
હાવે જાગીને આપ સંભાળિયે, મુખને મરકલડે;
પેચ પાઘડિનો છૂટો વાળિયે, મુખને મરકલડે.
હેઠું ખડગ પડે છે ગળી, મુખને મરકલડે;
વાગશે તો ખોશો સૌ રળી, મુખને મરકલડે.
આંખ શું કરો અદપડિયાળિ, મુખને મરકલડે;
પાઘડી દીસે છે રઢિયાળિ, મુખને મરકલડે.
દ્રષ્ટ તો કાંઇ રાખીયે સાહિ, મુખને મરકલડે;
એમ ન કીજે છોકરવાહિ, મુખને મરકલડે.
પૂછા પૂછ કસો મેં મહારાજ, મુખને મરકલડે;
કરો વિવાહનો તમો સાજ, મુખને મરકલડે.
મૂને કાંલ ગયા ઉમયાદેવ, મુખને મરકલડે;
લાજ ધરો નહીં દેવ, મુખને મરકલડે.
નથી બીજૂં ત્રીજૂં કોય, મુખને મરકલડે;
હવે વિકલ્પ મન શું હોય, મુખને મરકલડે.
હવે શું જણાવો છો પ્રીત, મુખને મરકલડે;
હમો પ્રીછૂં પુરૂષની રીત, મુખને મરકલડે.
તમો મનમાં ધરો નવ કો ધીર, મુખને મરકલડે;
મારે તમોછો મનના હીર, મુખને મરકલડે.

વળણ.

સુરત રિત જાણું પુરૂષની, તવ રાજા બોલ્યો હે રતીરે;
ચાલ દેખી ચતુર નરની, પછે મહાલસા બોલી યતીરે.

### કડવું ૧૯ મું.–રાગ કેદારની ચાલ ટુંકડી.

દેખિ ચાલ તે ચતૂર નરની, માયા લાગી રાજકુંવરની;
કાંઈ મોઘેરી તે થાતી, મૂખકળા કરે મદમાતી.
પછી મુન્ય થઇ રહિ મ્હોડે, પાછી ઓસરિ આધું હોડે;
તેમ તેમ રાય આઘો આવે, પ્રીતે પ્રેમ કરીને બોલાવે.
હાવે લાજ કહોની ધરોછો, શામાટે લજ્જા કરોછો;
મુખવદન કળા દેખાડો, સુખ સ્વર્ગનું પામી પમાડો.
મોહ્યો મોહ્યો તમારે લટકે, તો શેં ન બોલો મુખમટકે;
કાં મુન્ય થયાં હો નારી, નવ બોલો પ્રથમ મુંને મારી.
આ અંબર પ્હેર્યૂં છે આડૂં, મુખ ઉપરથી કરો તે પાછૂં;
હૂં મોહ્યો છું અદભુત એ જે, હરીવદની તે તારે તેજે.
મૂખ દેખાય છે ઘૂંઘટમાં, લાજ મૂકી વદો ઉલ્લટમાં;
ત્યારે ઘૂંઘટને પરો લીધો, ઋતુધ્વજને ઘેરો કીધો.
શામાનો ભાવ લહિ કહું બાળા, મુખ જાણે ચંદ્રની કળા;
રહ્યો રાજા પાસે આવી, બોલે નવ અબળા બોલાવી.
ભરાયો માયાને પાશે, જેમ ભ્રમર અંબૂજ નિવાસે;
તેને રૂપે તે મેરૂ ડોલે, તો મનુષ્ય તે કોણ તોલે.
પાસે આવી બેઠો તે રાય, પામરિયે ઢોળે છે વાય;
કચરો વળગ્યો તે દેછે નાખી, મદાલસાનિ ઉરાડે માખી.
મૂખ જૂવેછે ફરી ફરી, મારા સમ બોલો સૂંદરી;
મેં મુકયાં છે તમને વરી, તો શું લાજ ધરો ઓસરી.
હ્યાં તો છે એક કિંકરી, જૂવો પ્રેમે નૈણા ભરી;
આવો સાથે કરૂણા કરી, ઇશ્વર આપશે બાજરી.
તમો ગાંધર્વની કુંવરી, પાપિ લાવ્યો તમને હરી;
હું તો તેહને નાખિશ મારી, તું તો શેં નવ સમઝે નારી.
અમો કહુંછું પ્રણિપત કરી, નવ બોલો તો જઇશ હું મરી;
ત્યારે પરો કર્યો ઘુંઘટ, બોલો પાય ધરૂં મુગટ.
પાથરૂં હું પામરીનો પટ, વદો વાણી આણી ઉલટ;
એ મિથ્યા શિ કરવી ચટ, સંધું પ્રીછું નથી હું જટ.

પાપિ હરિ લાવ્યો છે તુજને,તે તો ઘણું દહાઝે છે મુજને;
વ્હાલી તુજકાજે ધરૂં વદ, વેરિનું શિર કાપીશ સદ.
ટાળો દેહતણી ખટપદ, ઉઠી નારી આણી ઉલ્લટ;
મન મેળવવાનો કોડ, વ્હાલી તું છે મારી જોડ.

વલણ.

પછિ ઉલ્લટ આણી બન્યો માળિયાં, કહે ભટ પ્રેમાનંદરે;
પછે પાણીગ્રહણ કયમ હવું, તેનું કહું પદબંધરે.

કડવું ૨૦ મું.—રાગ દેશાખની ચોપાઈ.

નારદ કહે સાભળોને ધર્મ, પછિ કેમ થયું વિવાહનું કર્મ;
મદાલસા રાજાને મળી, આકાશે વિજળી સમભળી,
તવ રાજાયે વાણી ઓચરી, અશ્વ ઉપર બેસો સુંદરી;
દાસીને કહ્યું થૈયે વિદાય, એટલે આવ્યા નારદ રૂષિરાય.
રૂષિ તણું કીધું પુજન્ન, સમાચાર કહ્યો રાજન્ન;
ભલું થયું આવ્યા મહારાજ, મુજ સરખું કંઈ કહિયે કાજ.
નારદ કહે સારો શીઘ્રે કાર્ય, આવ્યોછું હું થવા આચાર્ય;
પરણી થાઓ અશ્વે અસ્વાર, ચોરિ રચી તવ બ્રહ્મકુમાર.
વગતા બોલ્યા મુની ભગવાન, વિકુન્ડલા દે તું કન્યાદાન;
આરોપી કંઠે વરમાળ, ગાંધર્વવિવાહ કિધો તતકાળ.
નારદ અંતરધાન તવ થયા, તત્પર થૈ નરનારી રીજિયા;
દાસી એમ બોલી મુખ વાણ, તમો બન્યોને હજો કલ્યાણ.
રાય અશ્વે બેઠા નેહ ધરી, ઓછંગે બેઠી સુંદરી;
દેવતાયે આપેલો તુરી, જેમ આવ્યો તેમ ચાલ્યો ફરી.
ગાલ્લવ આદે રૂષી જુવે વાટ, ન આવ્યો કુંવર તેથી ઉચાટ;
ગયા ઘોડાને પગલે પળ્યા, કુંવર કન્યાને લઈ વાટે મળ્યા.
ઉતરી હેઠાં કર્યો નમસ્કાર, અથઈતી કહ્યો સમાચાર;
રૂષિ ગાલ્લવ તો હરખ્યા ઘણું, માનજ વાધ્યું પોતાતણું.
એના પિતાને લગાડું પાય, રતન સરીખી લૈ કન્યાય;
પછે અયોધ્યા આવ્યા રૂષિરાય, વધામણી પુર મધ્યે જાય.
સેવક આવ્યા શત્રુજિતભણી, સ્વામિ સાંભળિયે વધામણી;
પુત્ર લાવ્યો પરણી પ્રેમદા, હરખ્યો રાજા મનમાં અતિ મુદા.

ઋષિને પાયે શત્રુજિત પડ્યો, આજ પુત્ર મને પાછો જડ્યો.
સાથે શામાની કીધી જોડ, મુનિ તમે પ્હોંચાડ્યા કોડ.
નગ્રજન મળવા આવિયા, યોગ્ય રીતે ભેટ લાવિયા;
પાંચ દીવસ મુનિ પ્રહોણા રહ્યા, પછે પોતાને સ્થાનક ગયા.
રાજાએ ઉમંગજ ધરી, પુત્રનો વિવાહ માંડ્યો ફરી;
મદાલસાને પુછી વાત, કોણ તમારાં માને તાત.
કુટુંબ સર્વનું લીધું નામ, સસરે ઓળખ્યો સારો ઠામ;
પછે લખ્યો પત્રે સમાચાર, ગાંધર્વ લોક ગયો સરદાર.
મોકલ્યો સેવક આવ્યો કોડશું, આ કાગળ લોની વિશ્વાવસુ;
સ્વસ્તશ્રી ગાંધર્વનો દેશ, વિશ્વાવસુ નામે જે નરેશ.
લખિતંગ શત્રુજિત મહિપતી, અમો રહ્યા છઉં તમારી વતી;
બીજી એક જે છે વધામણી, ખોવાઇ દીકરિ જે તમતણી.
પાતાલકેતુ ગયો તો હરી, તે કન્યા મુજ પુત્રશું વરી;
નારદજીયે કરાવ્યો વિવાહ, મુને ફરી ઉપની છે ઇચ્છાહ.
માટે મળવાને આવજો, રીત ઘટે જે તે લાવજો;
સેવકને શિવનું છે વચન, આહીં લગિ આવ્યો રાજન્ન.
આકિ હમો આવી પ્હોંચિયા આહીં, પણ શું કરીએ અમ ગતી નહી;
વાંચ્યું પત્ર તે વેગે કરી, બોલ્યો રાજા નેણે જળ ભરી.
એ શું સાચું કે છે સ્વપન્ન, જીવી દીકરી રૂપરતન્ન;
ચાલો સર્વકો વેગે કરી, વિધીએ પરણાવું દીકરી.
ગાંધર્વ સર્વ થયા સાવધાન, લીધાં ધન ભરી વૈમાન;
ગામમાં વરત્યો જયજયકાર, અયોધ્યા આવ્યો પરિવાર.
ભેટયાં સર્વે વેગે કરી, માતતાતને મળિ દીકરી;
અથઇતી પછે કહી જવ વાત, હર્ષ પામ્યા તવ માત ને તાત.
આપી કન્યાદાન લાગો પાય, વિશ્વાવસુ આદે થૈ વિદાય;
પુત્રિ કહે પિતાજી પરવરો, છે ઇંદ્રપેં અધિકો સસરો.

વળણ.

સસરાનું સુખ છે ઘણું, તવ કુટુંબ સર્વ પાછું ફર્યુંરે;
નારદ કહે સુણો ધર્મરાજા, પછે મદાલસાએ શું કર્યુંરે.

## કડવું ૨૧ મું—રાગ ચોપાઇની દેશી.

સસુર વાણી ઓચરે, સાંભળો શુભનંદ કન્ય;
સુખ પામ્યાં ઘણું પ્રેમદા, સસરાતણે ભોવન્ન.
પ્રીત વાધે નવનવી, શામાને સ્વામી સાથ;
મદાલસાના હાથનો મણિ, બાંધ્યો પતિને હાથ.
સતી એણીપેર ઓચરે, સાંભળો મારા શામ;
મણિ દેખિશ તમથી વેગળો, હું મરીશ આણે ઠામ.
કોને ધિરશો ન નાથજી, આપણે છે દુશમન્ન;
પાતાળકેતુ ફરે શોધતો, તજી ઉદક ને અન્ન.
જુઠી વાત ઉરાડશે તે, જ્યાં તમો જાશો ગામ;
મણી જોઈશ એકલો તો, મરિશ આણે ઠામ.
તે વેળાથી બાંધિયો, જે મણી ઝગમઘાટે;
મૃગયા રમવા નીસર્યો, તે રાય વનની વાટે.
એક સરોવર આવ્યું, ત્યાં ઉતર્યો રાજકુમાર;
શીતળ જળ પીવા સાંચર્યો, વૃક્ષે બાંધિ તોખાર.
પોસભરી પાણીતણી, જળમાંહ ધરિને પાગ;
તેજ મણિનૂં માંહે પડેયું, દેખિ નિકળ્યા બે નાગ.
ઋતુધ્વજ પાછો ઓસરી, ને ધનુષ લીધું તાણી;
મારવા માંડે જેટલે, તવ સર્પ બોલ્યા વાણી.
હમો આવ્યા છઉં હર્ષમાં, તારો મણિ દિઠો ઝાતકાર;
મનુષ્યમાં તું અધિક છે, માટે કિજે મિત્રાચાર.
અન્યોઅન્ય આવી મળ્યા, ને અધરા ખાધા સમ;
રૂપે ત્રણ જણ શોભતા, બ્રહ્મા વિષ્ણુ રૂદ્ર જયમ.
ઋતુધ્વજે માંડી કહ્યો જે, અથઇતી સમાચાર;
તમો કહોના છો દીકરા, તવ બોલ્યા નાગકુમાર.
ન્યાત હમારી નાગની છે, પાતાળ હમારૂં ગામ;
અરજકનાગના દીકરા હમો, ચંદ્ર સુડામણિ નામ.
હમો મ્હોટા પુરૂષ રહિયે નમ્યા, થયો આપણે મિત્રાચાર;
ઋતુધ્વજરાજા આવજો, તમો નિત્ય આણે ઠાર.

સુખ દેખાડીશ સ્વર્ગનું, તમે રાખ્યો આસ્થાવનો યાગ;
યાગવિશેથી પામિયો, ભોજનવિશે તું ભાગ્ય.
તું વ્હાલો અતિ દેવને, માટે મિત્ર તું યોગ્ય;
હવે હમો નવ સહી સકું, ભાઈ, તમારો વીયોગ.
જે દહાડે આવશો નહીં, તે દહાડે અપવાસ;
પછી તે પાછા ફર્યા, અંતરે અતિ ઉલ્હાસ.
ત્રણ જણ નિત્ય આવી મળે, મેવા લાવે અમુલ્ય;
ખાયપિયે આનંદમાં રહિ, સૂખભોગ અતુલ્ય.
અયોધ્યાપતિ આવતો, જ્યાં વસે નાગકુમાર;
વળાવને વળે નાગ તે, કરિને પ્રોહોણાચાર.
પિતા પૂછે પુત્રને, ક્યાં જાઓછો નિત તન્ન;
ઉત્તર પાછો વાળે નહિં તે, કેમ, કહેવાય મનુશ્યમળન્ન.

વલણ.

કેમ કહે મળવું મનુષ્યનું, એ કથા એટલેથી રહીરે;
વિપ્ર પ્રેમાનંદ એમ કહે, તાલકેતૂ કરતો શું ત્યાં સહીરે.

કડવું ૨૨ મું—રાગ ધવળ ધન્યાસીની દેશી.

શ્રીસતગુરૂ એમ વાણિ બોલે, સાંભળો શુભજડ રાયજી;
પાતાલકેતૂએ શું કીધું, તેહોને કહું છઉં કથાયજી.
રસાતાળથી પાછો આવ્યો, જ્યાં છે પોતનૂં ધામજી;
દુષ્ટ આવતો જોઇ દાસી, રોઇ દઈ છોડી હામજી.
દાન્નવ તો વિસ્મય થયોરે, એ કેમ રૂવે છે દાસજી;
ઉચાટ અતિ છે અનંગિ અંગે, રખે સ્ત્રી પામી હોય નાસજી.
ધાઇને મંદિરમાં પેઠો, મદાલસાને જોવાજી;
આસન તેનું સૂનું જોતાં, પાપિ લાગ્યો રોવાજી.
કહેરે દાસી ક્યાં ગઇ અબળા, મારા પ્રાણતણો આધારજી;
વિકુન્ડલા કહે કો આવ્યો, સૂભટ રાજકુમારજી
મદાલસાનો કરગ્રહીને, વાત કંઈએક ભાખીજી;
મ્હારૂં કાંઇ ત્યાં નહિં ચાલ્યું, ભડાક દોળી નાંખીજી.

પવનવેગી કો દેવનો વાજી, તે ઉપર બેઠાં નરનારજી;
એવી વાત સુણી પાપીયે, બ્રેહબ ણુનો ખાઇ મારજી.
ઘણું મૂઝે કાંઇ ન સૂઝે, ખોળાખોળ અતિ માંડિજી;
વણુવાંકે મુને મદાલસારે, ગઈ ક્યાંથકિ છાંડિજી.
અન્નજળ હૂં કયારે લઉંજો, મદાલસા મળે રાણીજી;
લઈજનારો જો નિરખાયતો, લાવું તેનો અંત આણીજી.
રખે ઋતુધ્વજ હાથ ચઢી હોય, તો તેને ન જિતાયજી;
એવું વિચારીને પૃથ્વીપર, ધરિ જોગીની કાયજી.
ગુફા ગહેવર ને નદી નાળાં, જોઈ ઉત્તર ભણી પળિયોજી;
એવે સમાચાર કહેવા આવ્યા, વટે નારદને મળિયોજી.
કરજોડીને દાનવ બોલ્યો, કહો રૂષી કરૂણાળજી;
મારી મદાલસા ખોવાઇ, તેની કહો કાંઈ ભાળજી.
નારદ કહે તૂંછે મુને વ્હાલો, કહૂં તુને એ પેરજી;
ગાંધાર્વકન્યા દેશવર્જિત, તે શત્રુજિતને ઘેરજી.
એમ કહીને નારદ વળિયા, થયા અંતરધાનજી;
દાનવ આવ્યો અયોધ્યા માંહ્ય, જ્યાં ઋતુધ્વજનું નિધાનજી.
ભિક્ષુકરૂપે ભિક્ષા માગે, પુછે સઘળી વાતજી;
મંદિર આવ્યો મદાલસાને, થઇ રંક વિપનિ જાતજી.
છજે છબિલી બેઠી દીઠી, ખખરો મનમાં પેઠોજી;
અસૂર જઈ ઝરૂખાની સામો, ધુણી ઘાલી બેઠોજી.
ઉદક અન્ન લઊં હૂં કયારે, અબળા દે દરશનજી;
ભજન કરે તે ભામનિકેરૂં, હણુ કરવાનિજ મનજી.
પણ હરિવદની હાથ ન આવે, સત્ય પોતાનું પાળેજી;
અસુર વિચારે બળ કરૂંતો, સતી શાપ દઈ બાળેજી.
હું ન ભોગવું રાજા ન ભોગવે, મદાલસા પામે મર્ણજી;
ત્યારે દહાજ હુલવાયે મનની, ઠરે મુજ અંતઃકર્ણજી.
એક દિવસ મળિયો ઋતુધ્વજને, પાપી બોલ્યો વાણીજી;
કહો કુંવર આ મણિ મોંઘો છે,કેમ બાંધ્યો હાથે તાણીજી.
એ બાંધવો તો ઘટે નહિં તમને, દિસે નારીનો શૃંગારજી;
એવાણ બાંધ્યું મદાલસાએ, મહંત કરોનિ વિચારજી.

મારે માથે શત્રુ અનંત છે, મુને મુવો કહે તે લોક;
આ મણિ વિના નારી નહિ માને, દેખીને જાય સુરલોક.

વલણ.

સુરલોક જાયે મણિ દેખતો, પણ મુવે મુકું એહને નહીં રે;
જોગી કહે મહારાજ છો, તમો ચતુર મોટા છો સહી રે.

કડવું ૨૩ મું—રાગ મેવાડાની દેશી.

એવું કહિને કુંવર પળિયો, હૈયે વિચાર્યું અંતઃકર્ણું;
મણિ લઈ હું કપટ કરીતો, મદાલસા પાંમે મર્ણું.
મદાલસા મરે કે એ મરે, એમાંથી એક વાનું થાય;
પછી ઋતુધ્વજની પુઠ લીધી, છાનોમાનો જાય.
પેલા સરોવરે આવ્યો કુંવર ને, મળ્યા પેલા બે નાગ;
પાતાલકેતૂએ જોયું આવી, છે ત્યાં મ્હારો લાગ.
દિવસ કેટલા વચ્ચે જવા દઈ, ધર્યું વિપ્રનું રૂપ;
તે દિવસે થયું અસુર નાગને, સ્હવારો આવ્યો ભૂપ.
ઋતુધ્વજ ત્યાં ન્હાવા બેઠો, એક બેઠો દીઠો રૂખીજી;
વદ રૂપ પોતાનું કીધું, ને તે કહે હું દુખીજી.
રાય પુછેછે પ્રેમ ધરીને, કેમ બેઠા મુનિજન્ન;
નિશ્વાસ મુકો છો ઘડીઘડી, જળપૂર્ણ ભર્યાં લોચન્ન.
કર કપાળે બે દઈને, બોલ્યો પાતાલકેતૂ;
ઘણું દુઃખ છે મ્હારા કર્મે, જો પૂછો ધારી હેતૂ.
વરૂણ લોક મહી હું વસું છું, અતિ તેજી મ્હારૂં નાંમ;
એક બ્રાહ્મણને ઘેર કન્યા, રૂપે જોબનધામ.
તે સાથે વિવાહ મળ્યો પુત્રનો, તેના બાપને ઇચ્છા ઘણી;
કન્યા કહે મુજ પોણ છે, જોઊં મદાલસાનો મણી.
તે અયોધ્યામાં પરણી છે, ઋતુધ્વજ તેનો કંથ;
તે લેવા હું આવીઓ છું, દેખાડો ગામનો પંથ.
સત્યવાદી શત્રુજિત રાજા, સત્ય પાળે તેનો કુમાર;
હું રંક રૂષિનું કાર્ય કરતાં, મુખથી ન નિકળે નકાર.

કહો તમે કોણ દેશ વસોછો, કેમ આવ્યા આ સરોવર ઘાટ;
જો જાણતા હોવ તો દેખાડો. અયોધ્યાકેરી વાટ.
વાયક સુણિ તે વિપ્રકેરાં, કુવરે કીધો દંડપ્રણામ;
પ્રભુ જેને જોવા જાઓ છો, તેતો મારૂં નામ.
તે મણિ મ્હારી પાસ છે, પણ કોને નવ્ય અપાય;
મદાલસા એ જો જાણે તો, વાત વિપરિત થાય.
દૈત કહે સાંભળરે રાજા, એ અર્થ સરસે મ્હારો;
તો કાલે મણિ આણિ આપિશ, ભૂપતિ પાછો એ તારો.
સત્ય વચન આપ્યું પાવિયે, વળી એમ બોલ્યો વચન્ન;
આવતાં મુને વાટે મળ્યા હતા, નાગતણા જે બે તન્ન.
તેણે કહાવ્યું જેને કહેજો, અમને થાશે સંધ્યાકાળ;
વસ્તુ અનોપમ લાવવી છે, પાછા ન જાશો ભુપાળ.
પછે રાજાએ મણિ છોડિ આપ્યો, પાપી પાછો વળિયો;
પાતાળમાંહે પાછો આવી, નાગકુંવરને મળિયો.
આવું ઋતુધ્વજે કહાવ્યું છે, આજ છે મ્હારે કામ;
મૃગયા રમવા નવ આવશો, રહેજો તમારે ધામ.
નાગપુત્ર પાછા વળ્યા, જાણ્યું મિત્રે આજ્ઞા આપી;
પછે અયોધ્યા નાગણ રૂપે, દોડતો આવ્યો પાપી.

વળણ.

પાપી પ્રંપચ કરી રોતો આવ્યો, પાલવ દીધો મૂખરે;
રાજસભામાં આવી મળિયો, સાંભળ શુભજડ રૂખરે.

કડવું ૨૪ મું.—રાગ વેરાડીની ચોપાઈ.

દૈત આવ્યો અયોધ્યા ગામ, રૂવે ઋતુધ્વજનૂં લઇ નામ;
પ્રજા સરવે વિસ્મય હોય, બ્રહ્મણ કોણ કારણ રોય.
રાજ સભામા આવી પડયો, હાયહાય કુંવર કહી રડયો;
ચેષ્ટા દૈતે માંડી ફોક, હૈડે મારી ઢિક મુકે પોક.
રાય શત્રુજિત વિસ્મય થયો, સમાચાર પુછવા પાસે ગયો;
કહો રૂષિરાજ કયાંથી આવિયા, એ વિપરિત વાત ક્યાંથી લાવિયા.
૩૦

બ્રાહ્મણ કહે સાંભળ રાજન, નિશ્ચે નાશ પામ્યો તુજ તન :
સરોવરમાંથી મગરે ગળ્યો, હું હતો પાસે ને તે ટળ્યો.
એવું કહી બેઠો ૠષિરાય, રાજા પડયો પ્રથવી માંય;
પુત્રનું સંભારી હેત, અયોધ્યાપતિ થયો છે અચેત.
બેઠો થૈ માંડયો ટળવળાટ, હો કુંવર કયાં જોવડાવો વાટ;
શત્રુજિતને વારે સૌ કોય, પ્રથવિ પછાડો ખાઇ તે રોય.
મારો કુંવર કયાં ગયો પરહરી, વિધવા વહુ શી માટે કરી;
આખું નગ્ર કરે છે રૂદન, ન રૂવે મદાલસાસ્ત્રિજન.
એ ખોટું નથી મર્ણ વત્ત, સાચુ હોય તો મુને મ્હઢે સત્ત;
સજન.સર્વેને વારે સુંદરી, નિશ્ચે વાત નથી એ ખરી.
જુઠા બોલો એ બ્રાહ્મણ હશે, એ કહે તેનાથી શું વધ થશે;
મદાલસાયે તેડયો ૠષિદેવ, પાતાલકેતુ આવ્યો તતક્ષેવ.
શું જુઠો મુને તૂં કેહે પાપણી, સાધવિ હોય જવ પાસે ધણી;
મદાલસાએ તવ વાણી ભણી, શું દેખાડો મ્હોટમ આપણી.
ન શકે કો સ્વામીને હણી, એક બેધાણિ બાંધી મુજતણી;
ત્યારે ૠષિયે છોડી નાંખ્યો મણી, જાણ્યું તવ મર્ણ પામ્યો ધણી.
તુર્ત તાળવું ફાટું આફણી, જિવ ચાલ્યો સુરલોકજ ભણી;
ત્યારે દૈત રિજ પામ્યો અતિ ઘણી, મ્હેં મારી નારી શત્રુતણી.
જો મુને મુકિ આવી પાપણી, તો સુખે કેમ રહે એ ધણી;
મરશે ઋતુધ્વજ આવી ઘેર, મ્હારા તાલકેતુનું વળિયું વેર.
એવું કહી પાંમ્યો અંતરધાન, પછે સસરોજી આવ્યા તે ઠામ;
મોઇ જે વારે દીઠી વધુ, તવ રોવા લાગ્યું નગ્ર બંધુ.
ઉઠયો રોતો શત્રુજિતરાય, મદાલસાની લીધી કાય;
સર્વે મળીને દીધું દહેન, સ્નાન કરયું તોય નહિ ચ્હેન.
પુત્ર વધુ બન્યો પરવર્યાં, હમો માતપિતાને દુખિયારાં કર્યાં;
એમ રૂદન કરતા અશ્રુભેર, એવે રાજકુંવર આવે છે ઘેર.
થાય માન શુકન અતિ ચિત, અયોધ્યામાં દિઠું વિપ્રીત;
ઘોર શબ્દો શ્રવણે પડે, ત્રાહે ત્રાહે કહી ભૂપ રડે.
શું નગ્ર વિશે ઉપન્યો ઉતપાત, કૂવરે મન્ન વિચારી વાત;
ઉચાટે પેઠો પુરમાંય, પ્રજા જોઇને વિસ્મય થાય.

લોક દોડયા ભૂપતિ ભણી, મહારાજ આપોનિ વધામણી;
દુઃખ નવ મન ધરશો રંજ,એ આવે છે અહીં ઋતુધ્વજ.
એવી સુણિ પ્રજાની વીનતી, ઉધડકયો ત્યાં અયોધ્યાપતી;
અરે એ તે શું સાચું હશે.મુવો પુત્ર કયમ જિવતો થશે.
હર્ષ અશ્રુભરી પંથે પળ્યો, એવે આવતો પુત્ર સામો મળ્યો;
ગળે લપટાયો જઈ તાત, કોણે જિવાડયો કહેની વાત.
આકાશ માર્ગે બ્રાહ્મણ આવિયો, સમાચાર અશુભ લાવિયો;
તેણે પુત્રને મૂવો કહ્યો, ફરી પુત્ર કેમ જિવનો થયો.
તાતજી મુને કાંઈ થયું નથી,જુઠો કો બ્રાહ્મણ છે સરવથી;
મદાલસાની પુછી વાત, પછિ કરતો ત્યાં આંસુપાત.
મારૂં મરણ કેમ પામે પ્રેમદા, સાધવિ સત પાળેછે સદા;
ત્યારે પિતાયે વાણી ભણી, તે બ્રાહ્મણ લાવ્યો તો મણી.
તે મણિનું વધુને દરશણ થયું, તત્કાળ તાળવું ફાટી ગયું;
દેહ પડી તે ઠેકાણે કરી, માયા તેની ધરજો પરી.

વળણ.

તાળવું ફાટી પ્રાણ ગયો, એ વાત કુંવરે સાંભળીરે;
મદાલસાના મર્ણથકી, પડયો ધર્ણે ને મુરછા વળીરે.

## કડવું ૨૫ મું.—રાગ પરજીયાની દેશી.

પિતાજીકેરાં વચન સુણિને, પુત્ર પડિયો ભોમ;
કુંવર પાસે અશ્વ હતો, તે ઉડી ચાલ્યો વ્યોમ.
અચેતન થયો ઋતુધ્વજ, શરીરે વાધ્યું સીત;
કાષ્ટવત કાયા થઈરે, બ્રહ્માંન્ડ ચહડિયું ચિત.
ચિતભ્રમ થયો કુંવર, ભીંતર જ્વાળા લાગી;
હાં હાં નારી કરતો ઉઠયો, મુરછા હતી તે ભાગી.
મુગટ વ્હોણા મસ્તકે, રેંણુથિ ભરાતા કેશ;
કામની કામની કરતો ધાયે, ઘરમાં કરતો પ્રવેશ.
મેડી અટારિ ને ગોખ જોતાં, સૂની દીઠી સેજ;
શું હાસ્ય કરિ સંતાયાં નારી, બોલો માગું એજ.

એમ ન કીજે હો એમ ન કીજે, મદાલસા મુજ સંમ;
જેમ ચલાવો તેમ ચાલૂં, જે પડે મુજને ગંમ.
કંથને કાં કકળાવો કામની, તમો મુને ઘણું વ્હાલાં;
એમ કહીને રોવા લાગ્યો, વળી જુવે ખુણા ખંચાળા.
દાસી કહે સ્વામી શું બોલો, એપર રૂઠ્યા શ્રીભગવાન;
આપણું ઘર ઉદવસ્ત કરી, રાણિયે વસાવ્યું સ્મશાન.
તે તો હાથ કદિ ન આવે, જો ઉપાય કીજે લાખ;
કનકવરણી કાયા જેની, બાળીને કીધી રાખ.
એવો બોલ તે દાસીકેરા, સ્વામિથી કેમ સંખાય;
તેમનો તેમ ઉઘાડે મસ્તક, સ્મશાન ભણી તે જાય.
આવીને ઉભો રહ્યો જ્યાં, રામાની રાખોડી;
પ્રદક્ષિણા તે પુંઠે કરતો, પોતાના બેઉ કરજોડી.
શું ભામનીજી ભરમ થયા છે, સમ વિસરજો ડંડ;
મ્હારા સમ જો બોલો નહી તો, દેહ કરિશ શતખંડ.
દહાડી સાદ કરૂં હું તમને, તમો શાં મુને નથી કરતા;
હો કોકીલાનાદી વિચારજે, હું મુવો છઉં તૂં મરતા.
એમ શું કરોછો છોકરવાદી, પાણિ પાઓ પ્રેમદા;
ઉઠો વ્હેલાં ઉઠો વ્હેલા, પતીની જાણી આપદા.
મન વ્યાકુળ તે કાંઇ ન જાણે, બોલે ઘેલાંઘેલાં;
તારૂં મૃત્યુ કેમ થયું રે, હું થયો ન તુંથી પ્હેલાં.
બન્યો હાથથી ઓસરડીને, રાખોડિનો ઢગલો કીધો;
પામરીમાં ગાંસડો બાંધી, મસ્તક ઉપર લીધો.
પછે દેશમાં તે ફરવા લાગ્યો, અમથો બારેવાટ;
રખે વળિ કો એને મારે, રાજા મન્ન ઉચાટ.
માતપીતા એ પુંઠે દોડયાં, કહે કુંવર પાછા આવ;
કારણ વનમાં પરવર્યા જોતાં, પરવત ગુફાને વાવ.
વિકટ વાટે ચાલતાં, પુંઠે ધાતા રાજા રાણી;
ઋતુધ્વજ પછિ નવ દીઠો, જેનો પ્રેમદામાં છે પ્રાણી.
તટ આવ્યું ત્યાં ગંગા કેરૂં, બેઠો રાજકુમાર,
ભજન મુખે ભામનીનૂં, નેણ તે જળની ધાર.

વળણ.

ભરે નૈણે અશ્રુ ઘણાં, ધ્યાન નારીનૂં તે ધરેરે;
પછે માતપિતા ત્યાં આવી મળ્યાં.ને કાલાવાલા કઇ પેર કરેરે.

કડવું ૨૬ મું.–રાગ અોલ ગોડી.

માતપિતા એમ ઓચરે, હો વ્હાલારે;
તમે મૂકો મનનો શોક, કુંવર કાલારે.
પાછૂં કોઇ ફર્યું નથી, હો વ્હાલારે;
જે ગયૂં હોય સૂરલોક, કુંવર કાલારે.
કાલે કન્યાને આણશૂં, હો વ્હાલારે;
એ થકી રૂપ રતન્ન, કુંવર કાલારે.
તે માટે મંદિર આવિયે, હો વ્હાલારે;
રખે લોપો હમારાં વચન્ન, કુંવર કાલારે.
વન વસવૂં છે દોહલૂં, હો વ્હાલારે;
ત્યાં તો વિઘ્નો મ્હોટાં થાય, કુંવર કાલારે.
આ ફજેતી લોકોમાં થશે, હો વ્હાલારે;
સ્ત્રીને માટે વસવૂં વન્ન, કુંવર કાલારે.
એવું આપણા કુળમાં થયું નથી, હો વ્હાલારે;
તે માટે મુકો પરિતાપ, કુંવર કાલારે.
માગાં પરણ્યાનાં આવશે, હો વ્હાલારે;
કંઇ કરશૂં મ્હોટા ખર્ચ, કુંવર કાલારે.
ઘેર ઉષ્ણોદક ઉકાળતાં, હો વ્હાલારે;
તેલ ચોળે નિત્ય શરીર, કુંવર કાલારે.
ત્યાં પોતાની મેળે અંગ ધુઓ, હો વ્હાલારે;
કૈં ટાઢૂં ન્હાવણ નીર, કુંવર કાલારે.
ત્યાં ચુવા ચંદન નેં અર્ગજા, હો વ્હાલારે;
કસ્તુરી નિત્ય ચોળાય, કુંવર કાલારે.
જેથિ અંગે અનુપમ વાસના, હો વ્હાલારે;
ત્યાં ભસ્મ ચોળવી કાય, કુંવર કાલારે.

ત્યાં મેડી અટારીએ બેસવૂં, હો વ્હાલારે;
પ્હોડવા પલંગ તળાઇ, કુંવર કાલારે.
ત્યાં સૂવૂં શૈલ્યા ઉપરે, હો વ્હાલારે;
કંઇ કાંકરા ખૂંચે કાય, કુંવર કાલારે.
ત્યાં કલ્લોલ કિર્તન થૈ રહે, હો વ્હાલારે;
જાગવૂં પ્રાતઃકાળ, કુંવર કાલારે.
ત્યાં વાઘ વરૂ બોલે ઘણા, હો વ્હાલારે;
ભય પમાડે ફાલુ શિયાળ, કુંવર કાલારે.
ત્યાં ચાતૂર માસ છે દોહલા, હો વ્હાલારે;
તેમ સીતકાળની ટહાડ, કુંવર કાલારે.
તાપ ઘણો ઉષ્ણકાળમાં, હો વ્હાલારે;
નવ થોભે દેહમાં પ્રાણ, કુંવર કાલારે.
આગ્ના માતપિતાની પાળિયે, હો વ્હાલારે;
એમ વદે શાસ્ત્ર ને ન્યાય, કુંવર કાલારે.
માત પિતાની આગ્ના વિના, હો વ્હાલારે;
તપ આચરે ફળ નવ થાય, કુંવર કાલારે.

વળણ.

તપ હોમખંડનાં પામતા, માત પિતાનિ આગ્ના વિન અઘોરે;
વિપ્ર પ્રેમાનંદ ભણે, હવે પુત્ર વચન શાંશાં કરેરે.

## કડવું ૨૭ મું.-રાગ મારૂ સોરઠીની ચોપાઈ.

ઋતુધ્વજ તે બોલ્યો વાણી, આંખડિયે ભરીને પાણી;
ઘેર આવું શૂં સુખ જાણી, હ ય મોઇ મદાલસા રાણી.
કહેશો શિ સગાઇ વખાણી, આવું અબળાને આપજો આણી;
જો દઢ હોય પુરૂષ પુરાણી, તોયે ન મળે મદાલસા રાણી.
તેનૂં મૂખ જુવે જે પ્રાણી, કેમ વિખાણું મમ ધણિયાણી;
માયા કેમ જાયે ભૂલાણી, પીલાય છે દુઃખનિ ઘાણી.
માટે આશા મેં લોહમારી, મ્હારી શિ સગાઈ સંભારી;
ત્યાંથી ઉઠિશ વાત નિરધારી, જ્યારે બોલે મદાલસા નારી.

મેંતો પૂજ્યા નથી મોરારી, તે વાત તો મન્ન વિચારી;
જો સેવ્યા હોય ઉમયાધારી, કેમ મરે ગાંધર્વકુમારી.
માતપિતા ન રાખો વારી, હમો જોગી તમો સંસારી;
જો આવે ઉઠાડવા ત્રિપુરારી, તોયે હૂં નવ જાઊં હારી.
તમો મનમાને તે કરજો, મેંતો ગૃહસ્થાશ્રમને વરજ્યો;
અભાગિયો હું તમો પેટ સરજ્યો, એવું જાણીને પાછા ફરજો.
નિશ્ચે હું થયો જોગટ્ટ, કયાં ખપ કરોછો ફોકટ્ટ;
જે વાટે હું લુંટાયો, તે વાટનો શોધ કયમ પાયો.
સર્વે થયું મ્હારે નિકંદ, હૂં તો છઊં ભાયેગમંદ;
મેંતો સગાઈ તમારી તોડી, તે માટે ચોળી મેં રાખોડી.
ત્યારે બોલ્યાં છે માવડી, મૂને ક્યાં સેકે છે આવડી;
વહુઆરૂ સરવની મરે, પણ તારી પેઠે કોઇ નાં કરે.
મ્હારૂં કહ્યું કૂંવરજી કરો, મ્હારા સમ તમે પાછા ફરો;
ભાવ સગાઇ તો કઇ રાખો, એમ તરછોડી શેં નાંખો.
કહ્યું નવ માન્યું લવલેશ, કૂંવરને મન વાધ્યો કલેશ;
એવો વિચાર માત તાતે કહ્યો, તવ કુંવર ત્યાંથી ન્હાસી ગયો.
વૃદ્ધ પડયાં પૃથવીએ ટળવળી, અયોધ્યા ચલ્યાં કળકળી;
વહુ દિકરાનૂં દુઃખજ છાંડિયું, શત્રુજિતે રાજાસન માંડયું.
એ કથા તો એટલેથી રહી, ઋતુધ્વજની શી ગત થઇ;
માબાપની માયા તે છાંડી, બેઠો ગંગાત્રટે તપ માંડી.
નારીની ભસ્મ હેઠાં પાંથરી, મુખે મદાલસા સુંદરી;
માથે જટા તડકે બળતો, નાથ નારીસારૂં ટળવળતો.
મુખ વીકાસી કરે બહુ નાદ, કરતો મદાલસાને સાદ;
રોઈ રોઇ કર્યા રાતાં ચક્ષ, થયો દુરબળ નવ પામે ભક્ષ.
મુખે મોટું ડહાડું વાધીયું, તરૂણિકાજે તનસંતાપીયું;
મનમાં મદાલસાતણો છે સાંસો, કાયા થઇ શામ જપ તપ ત્યાં વાસો.

વળણ.

મદાલસાનૂં સ્મરણ હવું, એ કથા એટલેથી રહીરે;
વાર લાગી વીરને, પછે નાગને ચિંતા થઇ સહીરે.

કડવું ૨૮ મું.—રાગ વેરાડીની દેશી.

રૂષી નારદ વદે વળતૂં, સાંભળ યુધીષ્ટર રાય;
પ્રાત કાળે નાગ આવ્યા, તેને ઉલટ અંગ ન માય.
મેવા સુંદર સાથે લાવ્યા, બન્યો બાલક સ્હોતા;
સરોવર પાળે આવિને, ઋતુધ્વજની વાટડિ જોતા.
વાર લાગિ ન આવિયો, ત્યારે ગયા અયોધ્યા માંહ્ય;
પૂછી વાત જે ભ્રાત હમારો, કહો ગયો તે ક્યાંહ્ય.
પ્રજા સરવ રાતિ કહેછે, રોતો શત્રૂજિત રાજન;
તે જે તમારો વહાલો હતો એ, જઇ વસ્યોછે વન.
કો બ્રાહ્મણ મણિ લાવિયો, કહ્યું મર્ણ ઋતુધ્વજનું થયું;
તે મદાલસાએ સાંભળ્યું, તવ તાળવું ફાટી ગયું.
પછે ઋતુધ્વજ ઘેર આવ્યો. સુણ્યું મોઇ મદાલસા મારી;
તેમનો તેમ તે ગયો વનમા, અમો થાક્યાં વારી વારી.
બન્યો પડયા ભોમી પરે, વૃદ્ધનાં વાયક સાંભળી;
થરથર ધ્રુજે કાંઇ ન સુઝે, પડતા તો મુરછા વળી.
બે ઘટિકાયે ઉઠયા બન્યો, શરિરે આવી શાન;
રોતા રોતા જોતા જોતા, ચાલ્યા તેહ સ્મશાન.
જઈ જુએ તે ભસ્મને. વળિ વનમાં આથડતા;
હોહો બાંધવ હોહો કરતા, આરતથી આરડતા.
પર્વત જોયા દિશા જોઇ, પછિ થાકયા બન્યો જાય;
એવે અઘોર વન માય બેઠા, દિઠા ઋતુધ્વજ રાય.
ધાઈ પાસે આવ્યા બન્યો, નૈણે ભરિયાં પાણી;
રાજકુંવરે ઉઠિ આલિંગન દિધું, ગદગદ કંઠે વાણી.
અરે ભાઇ ભલે પધાર્યા, વનમા પણ જોવા આવ્યા;
હર્ષઅશ્રુ ખરે મ્હારે, શું મદાલસાને લાવ્યા.
નાગ કહે કયાં થકી આવે, ભાઇ જેણે સ્મસાન નિવાસ્યું;
માતપિતા તજિ રાજ મૂકયું, વિરા એ તેં આ શું.

વળણ.

વિરા આ શી વિપત તુજને, ઉઠો રાજકુમારરે;
મદાલસા સરખી માનુની, લાવું સહુ આ ઠારરે.

## કડવું ૨૯ મું.–રાગ મેવડાની દેશી.

રૂષી નારદ વદે વળતું, સુણો યુધિષ્ટર રાજન્નજી;
સ્નેહવચન સુણિ નાગકેરાં, બોલ્યો ઋતુધ્વજ તન્નજી.
ખોટી વાત જાત તે ન મળે, મદાલસાની કાયજી;
હરિ હર બ્રહ્મા મળિને ઘડે તોયે, એવી ન નીપજ થાયજી.
તમો મંદિર પધારો તમારે, ભોગવો નાનાવિધ ભોગજી;
મદાલસા આવી કહે પધારો, મારો ત્યારે ઉતરશે જોગજી.
એવું કહીને આસન વાળ્યું, ભસ્મ ગાસડિ બોલેજી;
ઉઠ મદાલસા ઘેર જૈયે, એવાં ઘેલાં ઘેલાં બોલેજી.
નાગપુત્રે ઉપાયો કીધા, પણ કહ્યું ન ધરે કાનજી;
પછે મદાલસાની શોધને અર્થે, ભમિ જોયાં ત્રણ ભોવન્નજી.
યમસભા ને બ્રહ્મસભારે, વળિ જોયૂં વૈકુંઠજી;
શૈવલોક ફરી ફરી જોયૂં, આણ્યો પૃથ્વીનો અંતજી.
ચપળ રૂપે જોઈને આવે, વળિ ઋતુધ્વજ પાસે રેહજી;
નિસાયે જાયે મંદિરે, પણ તાતને વાત ન કેહજી.
અન્ન ઉદક મિત્રો નવ રૂચે, આખો દિવસ ઉદાસજી;
શરીરે કષિત થઇ બન્યો, ગાળ્યા એમ ખટ માસજી.
એક દિવસ પિતાયે પૂછ્યું, દુબળાં દિસે તમ તન્નજી;
શોકસાગરમાં બુડયા છો, નથી રહેવાતું ભુવન્નજી.
વાયેક સાંભળી તાતતણા, પછિ બોલ્યા ભરિને ચક્ષજી;
મૈત્રિ કરશે આજ પુઠે, તેને માથે છે દુઃખના વૃક્ષજી.
પૂર્વકથા સાંભળિયે પિતાજી, અયોધ્યાનો ભુપાળજી;
તેની સાથે મૈત્રિ હમારે, પ્રાણપે અતિ વ્હાલજી.
તેહને મદાલસા જે નારી, હમે ભાભી કહિ બોલાવીજી;
પ્રેમદા તે મૃત્યુ પામી, વાત થઇ ગઈ ભાવીજી.
વિનતા વિયોગથિ વૈરાગ ઉપન્યો, ભેખ સન્યસ્તનો લીધોજી;
ફરિ એ કન્યાને નવ પરણ્યો, ઉપાય એક ન સીધ્યોજી.
મદાલસા આવે તો ઉઠે, બીજો નહીં ઉપાયજી;
તે જોગી તો હમો પણ જોગી, દુબળી તેથકિ કાયજી.

તાત કહે તન આજે કહો છો, એટલું એકજ કામજી;
મદાલસા આણીને આપૂ, ખરચ પડે નવ દામજી.
ચાલો જંયે ઇશ્વર પાસે, સેવિયે શ્રીત્રિપુરારજી;
ભક્તી કીજે શંભૂકેરી, તે આપશે એ નારજી.

વળણ.

નારને તે જીવાડશે, સુણી પુત્ર પ્રસન થયારે;
અપ્સરાઓ અનંત લઇને, ભોળાને ભોવન ગયારે.

કડવું ૩૭ મું.–રાગ વસંતના દેશી સજની.

શિવને રિઝવવા, નૃત્ય આદે સંગિત નાદ; શિવ–ટેક
કૈલાસ શિખરે આવ્યા ત્રણજણ, સાથે આપ્સરા અનંત;
ભોળાને ભુવને નૃત્ય માંડયું, લૂવ્યો કામ વસંત. શિવ.
તાલ મૃદંગ ઉપંગ ને વેણા, બોલે ઝમઝમ પાગ ઘુંઘર;
અરજ કરે ભોળાની આગળ, પૂઠે પુરે પુત્ર સુસ્વર. શિવ.
તાલ સુર ચુકે નહી ને, નાચે કટિને મરડી;
ફેર ફુદડી ફરે પ્રેમદા, અન્યોઅન્ય ભૂજ ભરડી. શિવ.
નૃત્ય સુંદર નાગે માંડયો, થૈ રહ્યો થૈથૈકાર;
શૃંગાર સજ્યા સહુ કામની, કંઠે કમળના હાર. શિવ.
હાવભાવ જોઇને શંકર, મંદિરમાંથી ડોલ્યા;
બ્હાર નીકળી નાચવા લાગ્ય, થૈથૈ મુખે બોલ્યા.

શિવજી વિરાજે છે, નૃત્ય આદે સંગિત નાદ. શિવ–ટેક
શિંગી તુરના સ્વર અતિશે, વિખેરી ત્યાં જટાય;
નાગ અબીલ ગુલાલ ઉરાડે, શંકરને ભસ્મ સુહાય. શિવ.
કંઠે હાર સર્પના સળકે, વાગે ડમરૂ ને ડાક;
આવોરે ઉમયાવર કહે છે, પ્રેમે મારે હાંક. શિવ.
નીલકંઠજી નાચે ઝમઝમ, સર્વે સાધ્યું સંગીત;
નાગનો નૃત્ય સુંદર દેખી, હરખ્યું શંકરનૂં ચિત્ત. શિવ.
નાગો નાગ જે જોઇયે તે, હૂં હવો તુષ્ટિમાન,
અરે શિવ મદાલસા જીવે, એ માગું વરદાન. શિવ.

શત્રૂજિતનો ઋતૂધ્વજ કુંવર, તેની મોહ્ય છે નાર;
મૃત્ય સજીવન થાયે નારી, છે પ્રિતવડે સંસાર. શિવ.
તમો પરને અર્થે આ યશ કીધો, હું હરખ્યો કહે હરહર;
એ મોઈ મદાલસા જીવશે, એવો આપૂં એક વર. શિવ.
જમુનાતીરે જાઓ તમો, કહું એક અનુપાન;
શ્રાધ કરજો પિતુકેરૂં, કે આપજો ત્રિપિંડ દાન. શિવ.
મધ્યેનો પિન્ડ ભાગી જો જો, ત્રણ ફેણનો તે ખગધારિ;
તેની મધ્યમાં ફેણ ફાડયે, જડશે મદાલસા જે નારિ. શિવ.

વળણ.

નિકળશે મદાલસા નારી, એવું કહિને હર વળ્યારે;
વર જવ પામ્યા પન્નગ ત્રણ તે, જમુનાને મારગ પળ્યારે.

## કડવું ૩૧ મું.—રાગ ગોડીની ચોપઈ.

પન્નગ ત્રણ જણ હરષિત થયાં, ગંગાને ઉપકંઠે ગયા;
પિતાયે તવ વળાવ્યા તન્ન, જાઓ જ્યાં ઋતુધ્વજ રાજન્ન.
કહેતા ન વર પામ્યાની પેર, પણ તેડી લાવજો તેને ઘેર;
હું આવુંછું શ્રાધજ કરી, જોઉં જડે છે એ સુંદરી.
તમને લાગશે આવતાં વાર, તો તે ત્યાં મરશે નિરધાર;
એવું કહિ વોળાવ્યા બાળ, નાગ શ્રાધને બેઠા તતકાળ.
દર્ભશાખા પૃથ્વી પ્રચન્ડ, જવ તલ પિસ્ટના મૂકયા પિન્ડ;
મધ્યનો પિન્ડ વિડારણ કર્યો, ત્રણ ફેણનો મણિધર નીસર્યો.
તેનિ મધ્યમાં ફેણ વિડારણ કરી, તેમાંથી નીકળી સુંદરી;
વિશ્વાવસુતણી તે દીકરી, ફરી ફેણથકી અવતરી.
મુખે જપતી પતિનૂં નામ, કહે કયાં આવી છઉં આ ઠામ;
અરજકે તે દીઠિ કુમાર, અથઈતી કહ્યો સમાચાર.
ત્યારે પાયે પડી મદાલસા, તમો પિતા સત્ય દિલે મુજ વસ્યં;
મુને દાખવો વનનો પંથ, કયાં બેઠો છે જોગી થઇ કંથ.
નાગ કહે તું આવ પાતાળ, મળશે સ્વામી સંશય ટાળ;
પછે આવ્યો લાવ્યો નાગ તે ઘેર, પ્રહોણાચાર કર્યો બહુ પેર.

એકાન્તે હતી એક ઓરડી, ત્યાં રાખિ મદાલસા ગોરડી
સકળ વસ્તુ તે માંહે ભરી, દ્વાર ભીડી રાખી સુંદરી.
એ કથા એટલેથી રહી, પેલા કુંવર મિત્રને મળીયા સહી;
આવતા દીઠા બન્યો વીર, ઋતુધ્વજે નેણે ભરીયાં નીર.
ભલે ભાઇઓ કીધો વ્હેવાર, માણે માણે મુક્યો મિત્રાચાર;
મદાલસાયે મુને પરહર્યો, તો તમો પેન ખા માટે ધરો.
હેવે કીધો મુને દુર્ખ, મન મૂકી તમો શને મળો;
આટલે દહાડે શાને આવિયા, શે મદાલસાને લાવિયા.
સર્પ કહે રે મહિપતિ સાંભ, અરજક પિતાજી છે અમ તણા;
તેને સમાચાર હમથી ગયો વૃદ્ધ નાગ તણે દુઃખ થયો;
તેના મોકલ્યા આવ્યા આમ, કહ્યું પ્રહોણા તેડી લાવો ધામ.
તે આવે તો જમૂં હું અન્ન, માટે ચાલ બાન્ધવ જન્ન;
ઋતુધ્વજ કહે સાંભળો જોગ તો લાવે શા પ્રહોણા ભોગ.
મદાલસા જો પ્રીમે અન્ન, ત્યારે આ મુખ કરે ભોજન્ન;
તે ભૂખી ને હું કેમ જમં, આમનો આગ ક્ષુધા દુઃખ ખમૂં;
મૈત્ર કહે રૂડું થાય દેવ વાત, મદલસા આપે હમ તાત.
એવો બોલ તે બાન્ધવે કહ્યો, ઋતુધ્વજ ઉઠે બેઠો થયો;
નારીને નામે થયો વ્હેવળ, ચાલો જૈયે યે ઉતાવળ.
પાતાળ વિશે ત્રણ જણ પરવર્યા, અગાધ જળમાંહે ઉતર્યા;
નાગની વિદ્યા શીખવી, તેથી તે રાયને જળગતી હવી.
અરજકનિ પાસે આવ્યા બાપ, શંભુ તણો જેપર છે પ્રતાપ;
વિવિધ પેર કરી પ્રોહોણાચાર, પણ ન કહ્યો પેલો સમાચાર.
સ્વાગતા કીધી સર્પ સર્વે મળી, રાજકુંવરને જોયો નેણે વળી;
પણ તે નહી લેતો કો સ્વાદ, કો સાથે ન કરતો સંવાદ.

વળણ.

વાદ ન કરે અવરકો સાથે, મુખે મદાલસા નામરે;
વિદાય થાયે ઋતુધ્વજ ત્યાંથી, કાકાને કરી પ્રણામરે.

કડવુ ૩૨ મું. રાગ ગામઠીની દેશી.

કરજોડી કૂંવર વદે, મુને વિદાયે કીજે;
અમો જોગિને ભોગ ઘટે નહી, તે માટે આજ્ઞા દીજે.

અરજક વળતૂં બોલીયા, મનગમી વસ્તૂ માગો;
લજ્જા મનથી પરહરી, જ્ઞાનમાંહેથિ જાગો.
ઋતુધ્વજ વળતું બોલિયો, તમો સાંભળોની રાય;
મ્હારે જે કાંઇ માગવું, તે ઇદ્રથી ન અપાય.
રાજસુખ સહુ પરહર્યું, ને થયો વિયોગે વેરાગી;
જોગીને શું માગવું રે, લક્ષ્મી પરિત્યાગી.
નાગ કહે એમનાં કીજે, મુજ ઘેરથી પાછા જાઓ;
ઘટીત હોય તે માગિયે, રાય જેયકી સુખિ થાઓ.
ત્યારે મન ભીન્યું ભૂપતીનૂં, માગું હાવે પ્રાણી;
ખચીત વાત એ આપશે, મદાલસા મુજ રાણી.
બોલ બોલી ગળે પાછો, ખરે નૈંણે અશ્રુધાર;
શ્રાવણની સાંકળ જેવી, નાખવી પૂર વાર.
તે માગ કહેતા રહે નહી, બોલ્યો તે તો વળતો;
કોણે જોયું કોણે સાંભળ્યું, પછે બોલ્યો તે ગળગળતો.
અણઘટતૂં માગું છઉં, જો કહો છો સહુ કોઇ;
જિવતી કરી આપો મુંનેરે, મદાલસા જે મોઇ,
નાગ કહે શું માગીયું, એક મદાલસા નાર;
નવીનવી કન્યા કોમળી, આણિ આપું હજાર.
ઓ પેલી ઓરડિ વિશે, કે ભણો નૌત્તમ નેક;
પ્રેમ હશે તો બોલશે, મદાલસા વાયેક.
સુણિ રાય આવ્યો ડગમગતો, ઓરડા લગિ ચાલી;
હાંક મારી હો પ્રેમદા, બેઠો કમાડ તે ઝાલી.
અન્યોઅન્ય નૌતમ વિલાસો, વાણી થકી અતિ લાડો;
અન્યોઅન્ય પ્રિત બ્હાર પડતાં, ફાટયાં બેહુ કમાડો.
ઓરડી ઉઘડી ગઇ નેં, ભરાયાં લોચન;
સામા સામી વધ્યાં બન્યો, થયાં મન પ્રસન.
વળગ્યો તે વછુટે નહીં, સ્નેહની અતિ કહાણી;
નાગ સરવે હરખીયા, પ્રિત સ્નેહ પરસપર જાણી.

વળણ.

વાદે વધા તે વાદ સહુ, નેં મળ્યાં નર ને નારરે;
સુખ પામ્યા સંસારનૂં, હવે જાય અયોધ્યા કુમારરે.

## કડવું ૩૩ મું.-રાગ શ્રીની દેશી લટકની.

મદાલસા ને મહિપતી, મળે પ્રેમ નદિને પૂરરે;
નેત્ર તુરિ અસ્વાર થઇને, મળ્યાં બન્યો શૂરરે.
વ્યોમ મારગ વિજળિ ચમકે, ત્યમ કંથે લીધી કામની;
સંતોષ્યો સ્વામી પોતિકો, પછે બોલી ભામની.
મંદર પધારો મહિપતી, સર્વને દેવા સુખરે;
તાપ ટળે તેહનાં તનનો, જોતાં તમારૂં મુખરે.
વચન સુણિ સુંદરીકેરૂં, ગયો નાગ સભાની માંહ્યરે;
મુખકળા મન હર્ષ અધિકો, મન મોહથી મલકાયરે.
જેનિ કમળ સરખી હથેળી, નેત્ર બે અંબૂજરે;
હીંડતો મદમાતંગ જેવો, સુંઢ સરખા ભૂજરે.
સર્વ જનોયે માન દીધૂં, આપિયુ દિવ્ય સન્નરે;
પાંચ દિવસ પ્રહોણા રાખિયા, સતિ સાથે રાજનરે.
મૂહૂર્ત જોયૂં જોશિયે, શુભ તિથી શુભ વારરે;
ગાંધર્વિ સાથે ચાલિયાં, બન્યો તે નર ને નારરે.
સહસ્ત્ર સર્પ સાથે થયા, સજી શુભ શૃંગારરે;
વાજિત્ર ન્હાનાંવાધનાં, થૈ રહ્યો જયજયકારરે.
વિદાય માગીને વળ્યા, આવ્યા અયોધ્યા ગામરે;
નરનાર બન્નો શોભતાં, રવ તેજે રતિ ને કામરે,
વસ્ત્ર વહન નાગનાં, તેણે શોભીત કાંતિરે,
શકે લક્ષ્મી સાથ આવ્યા, હરિ હરની પડે ભ્રાંતિરે.
રણતૂર નફેરી ઘેરી વાગે, શોભિત છત્ર નિસાણુરે;
શત્રૂંજતની સભામાં જઇ, સેવકે કીધૂં જાણુરે.
નગર સઘળું ઉલટ્યૂંરે, ઉલટ અંગ ન માયરે;
આ સ્વપન સરખૂં રાંભળીને, દોડયા શત્રુજિત રાયરે.
દરબડે હસ્તિ અંબબેલડા, સાબેલા અસ્વારરે;
છાંટણાં છાંટયાં ચોક ચઉટે, પટકુળ બાંધ્યાં દ્વારરે.
માતપીતા આવી મળ્યાં, કે ટળ્યા તનનાં દુઃખરે;
માતા મોતિયે વધાવી, મુખ જોઇ પામી સુખરે

ન્હોતૂં સાંભળ્યું તે દિઠૂં, જે જીવ પામી મોઇરે;
ગાજતે મંદીર આવ્યાં, પ્રજા મોહી જોઇરે.
નાગનંદન આવિ મળિયા, શત્રૂજિતને લાગ્યા પાયરે;
એશિંકળ તમને થયાં તે, શિવતણી કીપાયરે.
અથઈતિ માંડી કહ્યો, સર્વ તે સમાચારરે;
વાત ચરચઇ ચૌદ લોકે, મોઇ જિવી બિજિવારરે.
માન વાધ્યૂં માનનીનૂં, સહુ પુછે મૃત્યુનિ વાતરે;
સમાચાર સુણિ નારના મગવા, આવ્યાં માત ને તાતરે.

વળણ.

આવી મળી ગયાં માત તાત, તે આનંદ અતિ રૂદેરે;
પછિ મદાલસા શું કરે, તે ભટ પ્રેમાનંદ વદેરે.

## કડવું ૩૬ મું.—રાગ ધવળ ધન્યસીની દેશી.

નારદજી વાણી વદેરે, સુણો યુધિષ્ટર રાયજી;
નરનારી સંયોગે, દિવસો, હાસ્ય વિનોદે જાયજી.
પાતાલકેતૂ ફરિને આવ્યો, અતિતનૂં ધરિ રૂપજી;
તેની માયા નાગે ઓળખ, શિખ્યો ઋતુધ્વજ ભૂપજી.
મદાલસાનો મારનારો, આવ્યો છે બીજિ વારજી;
રાજાયે ઓળખિ શિખ્યોને મૂકયો, નવ કિધો તેને પ્રહારજી.
એક દિવસ સૌ અતિતને તેડયા, ભોજનને ભાવંમજી;
તે મળતો પેલો દૈત આવ્યો, સઘળું ખાધૂં અન્નજી.
દૈતે માયા પ્રગટ કરી તે, જુવે ઋતૂધ્વજ ધિસજી;
ખડ્ગ ગ્રહિને કેશ ઝાલ્યા, દુષ્ટનું છેદ્યું શીસજી.
જયજયકાર થયો પુર મધ્યે, કહે ધન ધન ઋતુધ્વજ રાયજી;
સુખ વૃતિ સૌ પામવા લાગ્યા, કૃષ્ણ સમો મહિમાયજી.
પછિ શત્રૂજિત ગયો તપ કરવા, રાજ પુત્રને આપીજી;
સત્ય ધર્મ આણ ઋતુધ્વજની, રહી દશોદિશ વ્યાપીજી.
કેટલે વરસે મદાલસાએ, પુત્ર પ્રસવ્યા ચારજી;
રૂપકળા ગુણ સુંદર દેખી, પુત્રે શોભ્યૂં દ્વારજી.

સત્યજિતને સત્યકરમી, શત્રૂદંત ને વર્ક નામજી;
મહાજ્ઞાની પુત્ર થયા તે, કેવળ આત્મારામજી.
મદાલસાએ ભણુવ્યા બાળક, સૃષ્ટિકર્તા રસ ઉદ્ધારજી;
પારણામાંથી હાલરૂં ગાતાં, તજ્યો તેણે સંસારજી.
મ્હોટા થઇ વન મધ્યે ચાલ્યા, માતનો લઇ ઉપદેશજી;
ચારે કુંવર ગંગાતીરે જઇ, તજ્યા કર્મના કલેશજી.
ઋતુધ્વજ દુખિ થયો અતીશે, કોણ ભોગવશે રાજયાસનજી;
અરે અબળા તેં ભોગ મુકાવી, જોગી કીધા તનજી.
નારી કહે હો નાથજીરે, એ વારતા છે સત્તજી;
જો તમો ધરસુત્ર માંડયું, તો શીશી પડી વીપતજી.
એવું સાંભળ્યું જવ સ્વામીયે, તવ થયું બ્રહ્મજ્ઞાનજી;
ઉઠોની અબળા વન જૈયે, ભજિયે શ્રીભગવાનજી.
કામનિ કહેરે સ્વામી મ્હારા, ઉદરમાં છે પુત્રજી;
તે પ્રસવે કે આપણ જૈશૂં, સોંપી તેને ધરસુત્રજી;
પુરે માસે પૂત્ર પ્રસવ્યો, અલરક નામ તો ધરિયૂંજી;
મોટો થયોને રાજ સોપ્યું, માબાપનું કહ્યું ચિત ધરિયૂંજી.
માત તાત કહે જૈયે તપ કરવા, તમો પ્રજાને પાળોજી;
માત તાતના વચન સુણીને, પુત્રે ઉત્તર પાછો વાળ્યોજી.
જોગી થૈને જટા વધારે, તો વડ દૃઢ જ્ઞાની નાથજી;
ઘણું નિર વિશે શું નાહે નિરમળ, તો નાહે છે મચ્છનો સાથજી.

વળણ.

સાથ મિનનો રહે જળમાં, પણ પરમેશ્વરને નવ મળેરે;
ગૃહસ્તાશ્રમમાં પ્રભુ મળે, તે મુકી વન કો ટળવળેરે.

### કડવું ૩૫ મું.—રાગ ધન્યાસીની દેશી.

વાદે હાર્યો માત પિતાયજી, ભાઇઓને તેડવા જાયજી;
તે જ્ઞાનથી છંડાવ્યાજી, પાછા ગૃહસ્તાશ્રમ મંડાવ્યાજી.

ઢાળ.

ગૃહસ્તાશ્રમને વર્ણવ્યો, ખંડિયો સન્યાસ;
મન સ્થીર છે પોતાતણૂં, તો, સમિપ છે અવિનાશ.

હરિ વિના બીજું કો નથી, મન કલ્પિત આ સંસાર;
મન સમ્યૂં તવ જાણવું જે, જગતનો નિસ્તાર.
બ્રહ્માત્રિગુણી એક છે, આદ્ય અંત ને મધ્યમ સાર;
બ્રહ્મભાવ ત્રિગુણે રાખ્યો, તો ઉતરસો ભવપાર.
જ્ઞાન અલૌકિક એ કહ્યું, આનંદ સરવે પામિયાં;
માત પિતાને પુત્ર પાંચે, સંકષ્ટ સગળાં વામિયાં.
કેટલેએક વરસે મદાલસા, તે સ્વામિને તેડિ કરી;
રાજ સોપ્યું પુત્રને, ગાંધર્વ લોક તે પરવરી.
સતગુરૂ કહે શુભજડને, કહ્યો મેં ઇતિહાસ;
નારદે કહ્યું યુધિષ્ટરને, તવ ઉપન્યો ઉલ્હાસ.
પવિત્ર કથા માર્કન્ડ પુરાણે, તેનું વિસ્તાર્યું આખ્યાન;
સકળ પદારથ પામિયે, જો સાંભળિયે વ્યાખ્યાન.
એ કથા અદભૂત રસની, જે મોઇ જીવી પ્રેમદા;
એ કથા પ્રેમે સાંભળે, તે સુખી હોયે સર્વદા.
ગાંધર્વકન્યા ક્ષત્રિસ્વામિ, રૂષિગાલ્લવનું ચરિત્ર;
નારદધર્મ સંવાદ સાંભળિ, દેહ થાય પવિત્ર.
ગાય શિખે કે સાંભળે, ભાવ સુંદર મન ધરે;
મહિમા સુણે મદાલસાનો, ભવસાગર સ્હેજે તરે.
સંવત સતર અઠ્ઠાવિસ, ચૈત્રવદિ પાંચમ રવી;
સુંદર પ્રતાપ હું નથી લ્હેતો, કથા એ પૂરણ હવી.
સંવાદ ધર્મ નારદજીતણો, સાંભળે શ્રોતા સુખ લહે;
અભ્યાસ સર્વજનોયે કરવો, વિપ્ર પ્રેમાનંદ કહે.

વળણ.

વિપ્ર પ્રેમાનંદ કહે, આ કવિતા છે વૈખરીરે;
આખ્યાન એ પૂરણ થયુ, શ્રોતાજન બોલો શ્રીહરીરે.

---

મદાલસા સંપૂર્ણ.

---

# વામન ચરિત્ર.

## કડવું ૧ લું.—રાગ આશાવરી.

અપરીમીત કવિ હુતા આગે, તુજ શર્ણે આવ્યા જેહરે;
કૃપા કીધી ને બુદ્ધિ દીધી, સિદ્ધ કીધા તેહરે.
અજાતનયા ભાવથી. રાવ સુણીએ માતરે;
દિન દુર્બળ દાસ તારો, તું મેહેલ મુસ્તક હાથરે
હંસવાહેની હાસ્યવદની, સ્વેત અંબર શોહેરે;
કમળભુનીક, કમળનયની, તું કૃપા દ્રષ્ટે જોયરે.
એકહસ્તે કનકકલશ, સુધા પુર્ણ પ્રમાણરે;
એકહસ્તે અક્ષયમાલા, સ્ફટીક મણીની જાણરે.
એકહસ્તે ધરે વિણા, એકે પુસ્તક હાથરે;
મુગટમાળા મનોહર, વરદાયેની વિક્ષાતરે.
વર્ણન માતા તુજ તણું, એક મુખે કેમ કેહેવાયરે.
સહસ્ર જીવ્હા શેષને, મુખ કેહેતાં પાર ન થાયરે;
મુરખ મન ઇચ્છા ધરે, ચતુરાનન ચારે વેદરે;
તુજ કીપા વિણ કોણ ગત, કોઇ પાર ન જાણે ભેદરે.
જેમ મીન ઇચ્છે ચંદ્રમંડળ, જેમ પતિતવાંછે ગંગરે;
નિરધન ચિંતામણી ઇચ્છે, તેમ મને હરી જન સંગરે.
શ્રી ગણપતિ સરસસ્વતિ, નિશ્ચળ કરુણા સર્વરે;
દયા કરજો દાસને, જેમ ટળે મનને ગર્વરે.
હરીદાસ કેરો સંગ મુજને, સદા વલ્લભ જેહરે;
જેહ તણે સંગે કરીને, થાય નિર્મળ દેહરે.
કથા એક કહું અતિ ઉત્તમ, વરાહ પુરાણે જેહરે;
ભાગવત અષ્ટમ સ્કંધ મધ્યે, કહુ વિસ્તારી તેહરે.

### વલણ.

વિસ્તારપુર્વક કહુ કથા, શ્રી વામન ચરીત્રરે;
ભટ પ્રેમાનંદ કહે કથા, ભક્તિ ભાવે થાય પવિત્રરે.

### કડવું ૨ જું.—રાગ રામગ્રી.

વરણવું કથા વામન તણી, અષ્ટમ સ્કંધની માંહે;
પરીક્ષિત કહે સુકદેવજી, તે પે ચૌદમે અધ્યાએ,
વિને કરી શુકદેવજીને, પુછે પરિક્ષત ભૂપ;
બલી માટે કેમ ધર્યું, શ્રી નાથે વામન રૂપ.
ધર્મનો કેમ લોપ કીધે, અચરજ મોટું એહ;
ભક્તિમાન પાતાળ ચાંપ્યો, એહ નીવારો સંદેહ.
શુકદેવજી કહે ધન્ય રાજા, સાધુની એ રીત;
ગુણ સાંભળવા સંતના, મન ઘણું ઇચ્છે પ્રીત.
વૈવસ્વ મનવંતરે, વામને ધર્યો અવતાર;
ઇંદ્ર બલિના યુદ્ધનો, પ્રથમ કહું વિસ્તાર.
સ્વર્ગમાંહી ઇંદ્રનો, મહા દીઠો અધિકાર;
અદિષ્યા થઇ બલી રાજને, અમો કશ્યપનો પરિવાર.
જગત તો પુજે ઇંદ્રને, અમોને ન પુજે કોય;
હું પદવી લઉં ઇંદ્રની, એ કારણ યુદ્ધનું હોય.
બહોતેર કોટી યોદ્ધા સાથે, યુધ્ધે ચઢિયો બલિરાય;
તેત્રીસ કોટી લઈ ઇંદ્ર આવ્યો, નર્મદા તટ જાય.
દેવ અસુરનો સંગ્રામ મોટો, થયો શત વરસ પર્યંત;
હાર પડી ને બલિ નાઠો, પડયો દૈત અનંત.
સહસ્રાક્ષનો ત્યાં જય થયો, અમરેશ અમરાપુરી ગયો;
બલિરાય અંતરે પરજળ્યો, મનભંગ મનમાં થયો.
બલિ કહે સુક્રાચાર્યને, અમો સબલ પામ્યા કષ્ટ;
તમો સરખા ગુરૂ અમો હાર્યા, એહવાં અમારાં અદ્રષ્ટ.
ઉપાય કાંઇએક કરો ગુરૂજી, હું જીતું સઘળા દેવ;
ઇંદ્ર નાસે રણ વિષે, હું ઉતારૂં અહમેવ.

એહવાં વચન સુણી ગુરૂજીએ, મંડાવ્યો એક જાગ;
યજ્ઞ પુરૂષ સંતુષ્ટ કીધો, લોપ્યો ઇંદ્રનો ભાગ.
શત્રુજયનો મંત્ર ભણાવી, યજ્ઞ પુરણ ત્યાં કરીઓ;
સૂર્ય કાંતિ સરખો રથ એક, કુંડ માંહેથી નીસરીઓ.
ચપળ અશ્વ જોડયા તે રથે, મણિ માણેકે જડીઓ
વન્હિ જવાળ સરખી ધ્વજા ફરકે, મેઘનાદે ગડગડીઓ
યુગમ્ ભાથા બાણ ભરીઆ, કવચ તોપ ને ચાપ;
તે દેખી શત્રું દલ નાસે, એવો રથનો પ્રબલ પરિતાપ.
આયુધ ધરી બલિ રથે બેઠો, ગુરૂને કરી પ્રણામ;
અસુરે જઇ સ્વર્ગ ઘેર્યું, માંડયો મહાસંગ્રામ.

વળણ.

સંગ્રામ કારણ સ્વર્ગ ઘેર્યું, થયું ઇંદ્ર ગયને જાણરે;
તેત્રીસ કોટી તતબર કીધા, પછે ગગડીઆં નીશાનરે.

કડવું ૩ જું.—રાગ સામેરી.

સમાચાર પહોંચ્યો શક્રને, જે આવ્યું દાનવ દળ;
વિચાર કીધો વાસવે, કાંઇ બલિને વાધ્યું બળ.
ખુંખાણુ વર્ત્યું સ્વર્ગનાં, અમર ભરે ઉચાળાં;
પુત્ર બલિને કરચકી, દેવતા નાસે પાળાં.
ત્યારે ઇંદ્રને કહે બ્રહસ્પતિ, બલિએ કીધો છે જાગ;
આ વાર આપણ હારશું, નથી યુદ્ધ કર્યાનો લાગ.
ત્યારે ઇંદ્ર વળતું બોલીઓ, ગુરૂને કરી પ્રણામ;
હું કેમ નાસું મામ મુકી, માંડુ જઇ સંગ્રામ.
મહાયુદ્ધ અમરે આદર્યું, ગાજયો તે વાસવ વિક્રાળ;
ઐરાવત ચઢી શંખ પૂર્યો, ત્યાં આવ્યા દસે દિગપાળ.
અંતરીક્ષ માર્ગે યુદ્ધ કરતા, આવ્યા અવનીમાંય;
નર્મદાના ત્રટ વિષે આવી, રણસ્થંભ રોપ્યો ત્યાંય.
વાજીત્ર વાજે ધનગાજે, વીર જે મહાવીર;
ભય દેખાડે આંખ ત્રાડે, પાડે જોદ્ધનાં શરીર.

મહાભય દેખાડે ખડ્ગ કાઢે, મહાવિષ ટોપ શિરે ધરે;
મહાત ભમણી ફાળથી, ધમકારથી પૃથ્વી ચળે.
મુખ મરડે ને આંખ તરડે, ક્રોધે કરડે દંત;
વાહન ચઢી મુખે ગરગડે, આવી મળ્યા મહા બલવંત.
આપ વખાણે ને ધનુષ તાણે, મનમાં તે ન આણે મર્ણ;
કાળા તે ટોપ શીર ધરી, દીસે ભયાનક કર્મ.
ધ્વજા પતાકા શીરફરે, ગડગડે રથનાં ચક્ર;
બલિ વિકારે અસુરને, સુરને વિકારે શક્ર.
જલ ભર્યા જેવાં આભલાં, ચલતાં માતંગ
શબ્દ કરતા પુઠે ફરતા, શોભે પાખર તુરંગ.
દશે દીશા ડોલતી, ચઢયું મંડલ ચાક;
વીર યુદ્ધે પડયા ઘણા, માંહો માંહે મારે હાક.
શુક્રચર્યે સામા બ્રહસ્પતિ, સામો સંગ્રામ થાય;
બલિરાય સામો આવિયો, સંગ્રામે સુરરાય.
બાણાસુર ને જયંત વળગ્યા, અનેક બળ ભંડાર;
વીરૂપાક્ષ સામા આવિયા, આધ અશ્વની કુમાર.
શુપાક્ષને જમરાય વળગ્યા, કરી ક્રોધ અપાર;
કાળનેમીને મુખ આવ્યા, ગડગડયા ધનબાર.
બીડાલાક્ષ ને કુબેર વળગ્યા, રાહુ ને રવી રાય;
ધુમકેતુ ને જયંત વળગ્યા, અડતાળીસ અગ્નિ જાય.
જાનક્રોપ ને ચંદ્રમા, આવી જુદ્ધે બાઝયા બેહ;
ધર્મલોપ ને વાયુ વળગ્યા, ક્રોધે બોલે તેહ.
મયદાનવ ને વિશ્વકર્મા, બન્યો આવી અડીયા;
રથે રથ ને અશ્વે અશ્વ, એમ ગજે ગજ આથડીયા.
અતિરથી ને મહારથી, પાળા તણો નહીં પાર;
તેત્રીસ કોટી ને બોતેર કોટી, થયા તે એકાકાર.
ભાલા ચળકે ને ખડગ ઝળકે, શોભે ભાથા ચર્મ;
શબ્દ ઉઠે ને બાણ છુટે, સામા સામી પર્મ.
ભાથા ખુટે ને કવચ ત્રુટે, ઉઠે અગ્ની જવાળ;
રથ ચુર્ણ થાય વૈમાન ભાગે, વઢે વીર વીક્રાળ.

શુક્રાચાર્યની વિદ્યાથી, સઉ દાનવ બેઠા થાય;
બળ દેખી બલિ રાયનું, નાશી ગયો સુરરાય.

વળણ.

નાસી ગયો સુરરાયરે, પછે અસુર ગાજ્યો બળ ધરીરે;
જય કરી બળી આવ્યો, શોણીતપુર પાછો ફરીરે.

કડવું ૪ થું-રાગ સામગ્રી.

શુકજી કહે સાંભળ રાયજી, બળી ઘેર આવ્યો અતિ ઉચ્છાહેજી.

ઢાળ.

ઉચ્છાહ અંતર અતિ ઘણે, ત્રૈલોક્ય વર્તી આણ;
શુક્રાચાર્યને પગે લાગીને, બોલ્યો જોડી પાણ.
ગુરૂ પ્રતાપે જગ પુરૂષ, કીધી તે મારી વાહાર;
હું પદવી લેઉ ઈંદ્રની, અશ્વમેધ કરૂં આ વાર.
ત્યારે રૂષિ કહે રાયસાભળો, તમો આરંભો અશ્વમેધ;
અવિચળ પદવી પામશો, શક્રને પમાડશો ખેદ.
પછે નર્મદા તટને વિષે, મંડપ રચ્યા વિશાળ;
મુખ માગ્યું આપ્યુ વિપ્રને, દીક્ષા લીધી ભૂપાળ.
નવ્વાણું અશ્વમેધ કીધા, રહ્યો છેલ્લો એક;
ઈંદ્રને ચિંતા હવી, વિચાર કરીરે વિશેખ.
એ જુધ્ધે જીત્યો જાય નહી, કરૂં બુદ્ધિ વિચાર;
સર્વે દેવ સાથે ઈંદ્ર આવ્યો, કશ્યપ રૂષિને દ્વાર.
સમસ્ત સુર એકાંત આવ્યા, જ્યાં અદિતિ માત;
પ્રસુતાને પગે લાગી, ઇંદ્રે કર્યો અશ્રુપાત.
પ્રબળ દુઃખ અમને પડયું મા, નથી તમને દાઝ;
બલિએ સામો અશ્વ મૂકયો, લેવા મારૂ રાજ.
ઓછંગ લીધો ઇંદ્રને, આસુંડા લોતી માત;
રૂદે ધર્યો બુચકાર કરીને, મસ્તકે ફેરવ્યો હાથ.
એ ચિંતા છે જુગદીશને, કહું ઘેર જાઓ સૌ સુર;
સત્યના બાંધ્યા હરી સદા, દુઃખ પામશે અસુર.

એ ઈંદ્રાસનના રોચનો, અમો આરંભ્યું ઉપાય;
ગોવિંદજીને ધર્મ વાહાલો, નહીં રાજ તમારૂં જાય.
આનંદ પામી અમર વળીયા, વન વિષે કરે વાસ;
અદિતિને દુઃખ વ્યાપ્યું, મૂકે મુખે નિશ્વાસ.
ચોધાર નેત્રે નીર ચાલે, દ્વાદશ મેઘ સમાન;
સતિ ચિંતાતૂર હવી, મન ધર્યા શ્રી ભગવાન.
ગોવિંદ સાથે ગોષ્ટ કરતી, ધરે મન આનંદ;
પણ કળા પાડી દેવની, એકે ઇંદ્રીમાં નવ ફંદ.
નવધા ભક્તિએ ધ્યાન ધરતી, સતી જાય સ્વામી પાસ;
દંડવત્ કરીને પાગે લાગી, મુખ જપે શ્રી અવિનાશ.
મુખ દામણું અરૂણુ સમાનું, કળા તે અભ્ર સમાન;
કશ્યપની પાસે સતિ આવી, કરી જીરણ પટ પરીધન.

વળણ.

પરિધાન પટ જીરણ કર્યા, શોકે ભરીછે સુંદરીરે;
જોઇ કશ્યપજી વિસ્મય થયા, બોલાવ્યા પ્રીતે કરીરે.

કડવું ૫ મું.–રાગ વેરાડી.

કશ્યપ કહે શું છે સતી, આવડું દુઃખ પામી શા વતી;
વિપ્રીત થઈ કંઈ કર્મની ગતિ, ભૂલી ભક્તિ દુભા જદુપતિ.
કંઇ એક દુઃખ પામી છે નેહ, શું રસે ઇમા થઇ આભડછેટ;
નિંદિત અન્ન ગયુ શું પેટ, કે થઇ નીચ સંગ કંઇ ભેટ.
કાંણે કહ્યું છે કંઇ વજ્ર વચન, કે ચોરી મારગે ખોયું ધન;
કે પુત્રે સેવ્યું દારૂણ વંન, સાચુ કહેની મને શ્રી જંન.
બોલી વિનયયુકત મસ્તક નામી, શું પૂછો સર્વે જાણો સ્વામી;
મારા પુત્રે પીડા બહુ પામી, એથી નાથ તમોને છે ખામી.
હું દિતિનું ભાગ્ય શું વખાણું, બલિનું બળ શું મુખે આણું;
એણે અશ્વમેધ કીધા નવ્વાણુ, આગળ શું કરશે તે ન જાણું.
ઈંદ્રાદિક દેવ વન વસે, નાના ખેદ દાનવ બહુ કસે;
સ્વામી ઈંદ્રાસન જોવારે જશે, તંત્રાસ કોટીની શી વલે થશે.

છો કૃપાનાથ તમો રૂષિરાય, અમર દુઃખનો કરો ઉપાય;
જીતે દેવ પદવી નવ જાય, એવું કહીને લાગી પાય.
કશ્યપ કહે સાંભળ સુંદરી, નહિ જીતે બલિ બળ કરી;
ઇંદ્રાસન લેવા દિક્ષા ધરી, ધરનીની પાસે છે શ્રી હરી.
એક ઉપાય કહું તે રૂદે ધરો, વિષ્ણુવ્રત અબલા આચરો;
ખટ માસ હાર પયનો કરો, તો કરૂણરૂપ પામશો દીકરો.
વિષ્ણુ મંત્ર આપ્યો હેત કરી, અદિતિ આશ્રમે આવી ફરી;
પ્રિય વ્રત અબલા આચરી, પ્રગટ હવા ચતુર્ભુજ હરી.
પ્રગટ થઇ બોલ્યા ભગવાન, સતી માગ્ય આપું વરદાન;
એક અંજળી કીધું પયપાત, પલ માત્ર ન ચુકી ધ્યાન.
સતીએ દીઠા જુગજીવન, હર્ષે આંસુ ચાલ્યાં લોચન;
અર્ધ્ય પાદ્ય કીધું પુંજન, કરજોડીને બોલી દીન વચન.
અંતરજામી છોજી તાત, અમર ઉપર વર્ત્યો ઉત્પાત;
તમને શીછે અજાણી વાત, એવું કહીને રોયાં સુર માત.
કૃપા કરીને કહે જુગદાધાર, ઇંદ્રાદીકની કરવા સહાર;
ઉતારવા બલિ અહંકાર, હું તારે પટ લઇશ અવતાર.
સતીને કરૂણા કીધી ઘણી, અંતરધ્યાન થયા વિશ્વધણી;
પ્રભુને કહેવા વધામણી, અદિતિ આવ્યા કશ્યપ ભણી.
પ્રફુલ દીઠી મુખની કલા, આનંદ જુગત દીઠી અબલા;
ખંજન નેત્ર શોભે ચંચલા, છૂટી વેણુ કેશ મોકળા.
કહો કેમ આવ્યાં રૂષિ પુછે, અમો વધામણી ખાવા આવ્યાં મુખે;
પ્રસન થઇ કહ્યું વિષ્ણું મુખે, અમો અવતાર લઇશું તુજ કુખે.
કશ્યપજી કહે ધન તુજ સતી, વ્રતે વશ કીધા ત્રિભોવન પતિ;
ઘેર જાઓ શાબા સરસ્વતી, વીઘ્ન વિશ્વને કંઇએ નથી.
અદિતિ નીજ આશ્રમ ગઇ, પ્રભુ કીપાએ સગર્ભા થઇ;
દશ માસ ગયા જવ વહી, તે વાત તો બ્રહ્માએ લહી.
અદિતિના આશ્રમ ઊપરે, દેવતા આવી ગર્ભની સ્તુતી કરે;
તમારે ગર્ભ શું એમ ઓચરે, તમારે નામે જન્મ મરણ નિસ્તરે.
દેવને દુઃખ જે વેળા થાય, પ્રજા પીડે આવી વિષ્ણુ ને ગાય;
સકળ ધર્મ લય પામી જાય, તાં તમો અવતરો વૈકુંઠરાય.

### વળણ.

વૈકુંઠનાથની સ્તુતી કરી, બ્રહ્મા સુર રાજંનરે;
આદથીએ પ્રગટ હુવા તે, વામન શ્રી ભગવંનરે.

### કડવું ૬ ઠું.—રાગ આશાવરી.

શુકજી કહે સાંભળ રાય, દેવનું દુઃખ જાણી;
અદિતિના ઉદર થકી, પ્રગટયા સારંગપાણી.
દેવનાં દુંદભી ગડગડયાં, વરસ્યો તે પરજંન,
ગીત નાદ મંગળ ઘણા, શેં ઉત્પન્ન થયા વામન.
રૂપ જુપર્યું વર્ણવું, કહે ગજ સંન્યાશી;
વામન રૂપ કોડામણા, પ્રગટયા શ્રી અવિનાશી.
શોભે કમંડળ એખલા, કર ડંડ પુસ્તક પર્મ;
શિખા શ્રુત્ર શીશ જટા, પેરણે મૃગ ચર્મ.
કેશર તીલક કપાળે વિરાજે, શોભતું વિદ્યોત;
કોટી ચંદ્ર કળા ઉપમા છે, પર્મધર્મ ઉદ્યોત.
કુસુમ પટકુળ ઓઢીયું, શોભીતું ઉધ્યોત;
ચંદ્રબિંબ વદન કળા, ન મળે તુલ્ય જોત.
પાદ પા'ની છે ટુકડાં, આંગળી નાની નાની;
તળવે તેજ છે પદ્મનું, કુમકુમ વરણી પા'ની.
વેદ ધુની મુખે કરે, સ્વર સુધાપેં મીઠો;
કોટીક કામ છબી રૂડી, અદિતિએ પુત્ર દીઠો.
અમર મુની સ્તુતી કરે, પૂજ્યા તે પરીબ્રંહ્મ;
કશ્યપજીએ પુત્રનું, કીધું તે જાતકર્મ.
આશીર્વાદ બ્રાહ્મણ ભણે, તે પામ્યા બહુ વિત;
કશ્યપજીએ આપીયું, પુત્રને પછે ઉપવિત.
પ્રદક્ષણા કીધી તાતની, કરી વિનય પ્રણામ;
વામનજી કહે તાતને, મુજ સરખું દો કાંઇ કામ.
તમારે કુળ હું અવતર્યો, શુભ કારજ કરવા;
સફળ જનમ થાય માહરો, કરૂં માતતાતની સેવા.

માત પીતાની આજ્ઞા, પુત્ર જે પ્રતિપાળે;
તેને અડસટ તીર્થ ઘર વિષે, કહ્યુ દિનદયાળે.
માત પીતા પછે બોલિયાં, જો આજ્ઞા પ્રતિપાળો;
તમો યજ્ઞ ભંગ બલિનો કરો, ગયું ઇંદ્રાસનવાળો.
નવ્વાણું યજ્ઞ પુરા થયા, આવી રહ્યો એક જાગ;
ત્યાં પૂર્ણાહુતી થાયછે, રેવાને ઉત્તર ભાગ.
વામનજી તવ બોલીઆ, રેજો વિશ્વાસે;
અમો જાઉછું શોણિતપુર વિષે, ધાર્યું હશે તે થાશે.
આજ્ઞા માગી તાતની, હવા હરિ અંતરધ્યાન;
જ્યાં બલિનો યજ્ઞ થાયછે, આવ્યા શ્રી ભગવાન.
મંડપ જોજન ચારનો, બહુ રચના કીધી;
જાચક નીરમુખ નવ વળે, એવી રાયે દીક્ષા લીધી.
વાજીંત્ર નાના વિધતણા, શુભ શબ્દે વાગે;
વેદ ધૂની બ્રાહ્મણ ભણે, યજ્ઞ ભોગ વિરાજે.
શુક્રાચાર્ય કહે ભુપને, આજ યજ્ઞ છે છેલ્લો;
કો નવો વિપ્ર આવે નહિ, દ્વારે સેવક મેલો.

વળણ.

મેહેલો સેવક મંડપ દ્વારે, કો સભા માંહી નવ સંચરેરે;
પ્રેમાનંદ પ્રભુ પરમેશ્વર, પછી વામનજી ત્યાં શું કરેરે.

કડવું ૭ મું.—રાગ મારૂ.

ઇંદ્રતણા ભય કારણેરે, સજી સેવક મેલ્યા બારણેરે;
દ્વારપાળને દીધી શીક્ષારે, કોઇ આવે તો માગે દીક્ષારે.
તમો આજ્ઞા બલિની લેજોરે, કોઇને આવવા નવ દેજોરે;
આજ્ઞા દીધી શુક્રાચાર્યેરે, કેવું કરોછો રાજનું કાર્યેરે.
કીધું વામને રેવા સ્નાનરે, ઘણું રુડું શોભે વાનરે;
બટુકરૂપે શોભે સારે વેષરે, કીધો નગરી મધ્યે પ્રવેશરે.
ઓળખાયા અશરણશર્ણરે, મળી જોવા ચારે વર્ણરે;
જોઈ વિસ્મે થઇ પુરની નારીરે, એ ઉપર કંઇ નાંખીયે વારીરે.

એની કેવી દીસેછે ભાડીરે, ભીક્ષા માગવા મૂક્યો કાઢીરે;
પગલાં ભરેછે હળવાં હળવાંરે, એનાં દાઝેછે કોમળ તળવાંરે.
છે દંડ કમળ અરીરે, નીચું જોઇ ચાલે બ્રહ્મચારીરે;
બાળક બહુ થયાં છે કેડેરે, વામનજીને રમવા તેડેરે.
જેહને વેદ નિત્ય વખાણેરે, તેહને લોક બાળક જાણેરે;
રૂપ વામનજીનું જોઇરે, અસુર અંગના સર્વે મોહીરે.
રૂપીપલિ જોવાને આવેરે, પુષ્પ થાલી પ્રભુને વધાવેરે;
આવ્યા વામન બળિને દ્વારેરે, પેસવા ના દીધા પ્રતિહારેરે.
તીષ્ટ તીષ્ટ કહે દ્વારપાળરે, હસી બોલ્યા દીનદયાળરે;
હું પાંચ વર્ષનું બાળરે, હુંથી શું બીહીશે ભૂપાળરે.
બળિરાયે લીધી છે દીક્ષારે, અમો માગવા આવ્યાછું બીક્ષારે;
પ્રતિહાર કહે શીર નામીરે, ક્ષણુ એક બેસો અહીં સ્વામીરે;
વામનજી બેઠા દ્વારેરે, કહ્યું બળિને જઇ પ્રતિહારેરે;
સેવક બોલ્યા જઇ શીર નામીરે, એક દીજ આવ્યો કોઇ સ્વામીરે.
છે પાંચ વર્ષનું બાળરે, તેની વાણી પ્રેમ રસાળરે;
તવ બોલ્યા શુક્રાચાર્યરે, નથી બ્રાહ્મણનું અહીં કાર્યરે.
પ્રતિહાર તે પાછો ફરીઓરે, વામનજી પ્રત્યે ઓચરીઓરે;
પૂર્ણાહુતી પૂરણ થાયરે, પછે જાજો મંડપ માંહેરે.
શુક્રે કીધો માર્ગનો રોધરે, ચડયો વામનજીને ક્રોધરે;
મૃગચર્મ ત્યાં પાથરિયુંરે, તે ઉપર આસન દ્રઢ કરીયુંરે.
પ્રભુ બેઠા બળિની પોળેરે, મળ્યા લોક જોવાને ટોળેરે;
નાના પ્રકની પલાંઠી વાળીરે, રક્તલોચન કીધી કાળીરે.
મૂક્યું દંડ કમંડળ પાસેરે, માંડયું ધ્યાન શ્રી અવિનાશેરે.
આવ્યા વેદ ને સરસ્વતી માતરે, પાસે ઉભાં જોડીને હાથરે.
અમર અંત્રીક્ષ જોવાને આવેરે, દવાંગના પુષ્પે વધાવેરે;
સ્વરસોષ વામનજીને ચડીઓરે, જાણે પ્રલયનો ઘન ગડગડીઓરે.
વેદ ધ્વનીએ ગગન ભરાયુંરે, આચાર્જનું મન ચોરાયુંરે;
નદી સાગર જળ ઉછળ્યારે પાતાળ સાતે ખળભળ્યારે.
ભુલી વિધાતા લખતાં લેખરે, તે શબ્દે સળક્યો શેષરે;
ડોલ્યા વરૂણ ગાંધર્વ કુબેરરે, ડોલ્યા પરવત ફરી મેરરે.

અલ્યું વામનજીનું ગાત્રરે, જુવે પુરનાં માણસ માત્રરે;
થયાં રકતલોચન સારે વેશરે, થયા ઉભા મસ્તકના કેશરે.
પ્રતિહાર ઉભા ભય પામીરે, ઉભા રહી ચિંતવે શીર નામીરે;
ડોલ્યું બલિનું સિંહાસનરે, રાંધ્યાં રહ્યાં બ્રાહ્મણનાં ધાનરે.
આ ચર્ચા ભયાનક જોતારે, નાઠા બ્રહ્મણો પાછળ જોતારે;
યજ્ઞ પાવક જવાળા છાંડીરે, થઇ વ્રતની જવાળા ખાંડીરે.
મંડપના સ્થંભ ગડગડીઆરે, કરશ્રુવા શરવા ગુરૂ પડીઆરે;

વળણ.

પડીઆ શરૂવા હાથથી, યજ્ઞનુકર્મ અમથું રહ્યુંરે;
બળિ પુછે ગુરૂ શુક્રને, આ વિઘ્ન યજ્ઞમાં શું થયુંરે.

## કડવું ૮ મું.-રાગ રામગ્રી.

શુક્રજી બોલ્યા સાંભળ રાયજી, વિઘ્ન યજ્ઞમાં નિશ્ચય થાયજી;
મંત્ર ન સુઝે વપુબળભાગ્યુંજી, બારણે ભણવે જઇ મન લાગ્યુંજી.

ઢાળ.

મન લાગ્યું જઇ મહાવિદ્યામાં, કો ભણેછે નિર્દોષ;
તો કારજ ચાલે યજ્ઞનું, જો શાંતી પામે ઘોષ.
સહસ્ર અઠાશી રૂષીશ્વર, તે બેઠા મંડપ માંય;
બ્રહ્માએ શું બીજા નિર્મ્યા, પુછેછે બળિરાય.
ધૂત લક્ષ રહે નહીં, છે કોટીનો સમુદાય;
સાતે સ્વરે અધ્યયન કરે, એવો શબ્દ અપરીમીત થાય.
પ્રતિહાર કહે પ્રભુ સાંભળો, છે પાંચ વર્ષનું બાળ;
અધ્યયન કરે છે એકલો, વિસ્મય થયો ભૂપાળ.
જાઓ તેડી લાવો બટુકને, આજ્ઞા આપી રાય;
વામનજીને કહે સેવક, પધારો ઘર માંય.
સમસ્યા કરી તેણે કરતણી, થયો વિસ્મય સેવકજન;
જઇ કહ્યું બલિરાયને, નથી આવતા વામન.
રાયે મન વિચારીયું, મોકલ્યો વૃદ્ધ પ્રધાન;
પાયે લાગી કહે મંત્રી, પધારો શ્રી ભગવાન.
નેત્ર સમસ્યામાં ના કહી, મંત્રી ગયો જ્યાં રાય;
વામનજી આવે નહીં, જેનું મન અધ્યયન માંય.

છે રૂપ તેનું અલૌકીક, આવી લોક તો આશ્ચર્ય થાય;
વાણીના કલ્લોલ ઉઠે, સામ ગાન ક્થાય.
એ સાંભળીને રાય રીઝ્યો, મોકલ્યો સુત બાણ;
અસુર જઇને પાય લાગ્યો, બોલ્યો જોડી પાણ.
હે વિપ્ર વામન વેદપાઠી, કૃપા કરો સ્વામીન;
દર્શન તમારૂં પામવા, ઘણું ઇચ્છે છે રાજંન.
વામન વળતું બોલીઆ, સાંભળો રાજકુમાર;
દીક્ષા લઈ પ્રતિહાર મૂકયા, ધન્ય ધન્ય બલિ દાતાર.
આચારજને ભય ભણ્યાનો, રખે આવે પંડીત કોય;
તે તાત તારો નવ પ્રોછે, દાનવને બુદ્ધ શી હોય.
આ પરાયણ પૂરૂં કરી, ફરી અમો જાશું વનવાસ;
ભય પામી બાણાસુર, આવ્યો પીતાજી કેરી પાસ.
મારી વતી આવે નહિ, બ્રાહ્મણ બ્રહ્મ સ્વરૂપ;
પછે વામનજીને તેડવા, આસનથી ઉઠયો ભૂપ.
શુક્રાચાર્યે વારી રાખ્યો, યજ્ઞ ભાગ્યો આજ;
કહ્યું કાન ધર્યું નહીં, વેહેલો ગયો મહારાજ.
રૂપ દેખી ભૂપ હરખ્યો, હું આજ થયો સનાથ;
પગે પડતા વામનજીને, મસ્તક મૂકયો હાથ.

વળણ.

હાથ મૂકયો શીર ઉપર, રાય આનંદયો ઘણું રે;
ઉભો રહીને બળિરાયે, સ્તવન કીધું વામનજી તણું રે

કડવું ૯ મું.—રાગ ગોડી.

કર જોડી બળિ બોલીઓ, રૂષી વામનરે;
આજ સફળ થયા સતયાગ, કીધો મુને પાવનરે.
કઠ મુજી ભણતા રેહો, રૂષી વામનરે;
હું પુજુ તમારા પાગ, કીધો મુને પાવનરે.
મંડપ મારો શોભાવીઓ, રૂષી વામનરે;
ભલે પધાર્યા સ્વામીન, કીધો મુને પાવનરે.
હું ખાંધે કરીને ઉંચલું, રૂષી વામનરે;
મંગાવું નરવાહન, કીધો મુને પાવનરે.

કૃપા કરી રૂષી ઉઠિયા, રૂષી વામનરે;
ભરે નાના નાના પાય, ચાલ્યો મુનિ પાવનરે.
પાછળથી બલિ સ્તવન કરે, રૂષી વામનરે;
આગળ ચાલે શ્રી પરીબ્રહ્મ, ચાલ્યા મુની પાવનરે.
મંડપમાં આવીઆ હરી, રૂષી વામનરે;
ઉઠયા બ્રાહ્મણ ક્ષત્રી ભૂપ, થયા સૌ પાવનરે.
સભા સહુ વિસ્મે થઈ, નિરખી વામનરે;
દીઠું શોભા સાગર રૂપ, થયા સૌ પાવનરે.
કો કહે વીષ્ણુ પધારીઆ, નિરખી વામનરે;
કો કહે માનવ બાળ, થયા સૌ પાવનરે.
જોઈ વિપ્ર વાતો કરે, નિરખી વામનરે;
છે વામન ઘણું વાચાળ, કીધા સૌને પાવનરે.
રાજાએ આસન આપીયું, મુનિ વામનરે;
બેઠા વૈકુંઠ ભુપ, કીધા સૌ પાવનરે.
ઈંદ્રાસન આવ્યું ગયું, જોઇ વામનરે;
શુક્રાચાર્યે ઘસીઆ હાથ, કીધા સૌ પાવનરે.
કરજોડી પુછે બળી, રૂષી વામનરે;
હવે કહો જથારથ વાત, કીધા મુને પાવનરે.
કવણ દેશ ને ગામ તમો તણું, રૂષી વામનરે;
શું છે તમારૂં નામ, કીધો મુને પાવનરે.
કવણ ઇચ્છાથી પધારીઆ, રૂષી વામનરે;
કહો અમ સરખું કાંઇ કામ, કીધો મુને પાવનરે.
વામન વળતું બોલિયા, સુણ રાયરે;
અમોએ જાણ્યો તને ઉદાર, જાણ્યો મહીમાયરે.
તારી જોડ મળે બીજો નહી, સુણ રાયરે;
જોતાં ત્રણ બ્રહ્માંડ, જાણ્યો મહીમાયરે.
મારો નિવાસ આખા જગતમાં, સુણ રાયરે;
બ્રહ્મચારીને શું ધામ, જાણ્યો મહીમાયરે.
બ્રહ્મકુળ છે માહેરૂં, સુણ રાયરે;
મારૂ વામનજી છે નામ, જાણ્યો મહીમાયરે.

માતાપિતા જાણુતો નથી, સુણ રાયરે;
પ્રભુવશે માગ્યાં નામ, જાણ્યો મહીમાયરે.
વળતી શ્રી પ્રભુ બોલિયા, સુણ રાયરે;
મારે જોઈએ ભોમી ત્રણ ડગ, જાણ્યો મહીમાયરે.
દાતાર તું જાણીને આવિયો, સુણ રાયરે;
કાંઇ જાચવા તારી પાસ, જાણ્યો મહીમાયરે.

વળણ.

તારી પાસ આવ્યો જાચવા,જાણી મહાદાતા તુજરે;
પ્રતાપ તારો શું વખાણું, અસુર કુળના સુરજરે.

કડવું ૧૦ મું-રાગ મારૂ.

રૂષી વામન બોલ્યા વાણી, રાય બળીનો વંશ વખાણી;
કશ્યપ કુળ ઉજળું કીધું, આજ દીક્ષાપણું તેં લીધું.
હીરણ્યાકશ્યપથી તું વાધ્યો, વેદાંત મારગ તેં સાધ્યો;
હવે આશા મુજ મન વારી, ધન્ય ધન્ય જનેતા તારી.
કલ્પવૃક્ષ હોએ નવનીદ્ધ, ઉજ્વળ ઉજ્વળ તારી બુદ્ધ;
અગ્નીથી દીપકની જયોતી, હોય સ્વાતી બુંદનાં મોતી.
વાઘના વાઘ સિંહના સિંહિ, પ્રલ્હાદ પુત્ર ભુલે નહીં;
સંસારમાં હેલી હવાલી, કોણ યજ્ઞ કરે તુજ ટાળી.
જાચક ના જાએ નિરમુખ ફરી,હું આવ્યો એવું સાંભળી;
કરજોડી કહે બળિરાય, સૌ બ્રાહ્મણનો ચરણ પસાય.
વામનજી તમે પધાર્યા, કોટી જગ્ન થયા આજ મારા;
ભરી શીતળ જળની ઝારી,સભામાં આવી બલિની નારી.
પુજવા વામનજીના પાય, નરનારી તત્પર થાય;
વિચાર્યું શુક્ર મનમાંય, તેડતો સાન કરી બળિરાય.
આચાર્ય કહે સુણ ભૂપ, છે વામન કપટ સ્વરૂપ;
નહિ બ્રાહ્મણ ભીખવાવાળો,એવું જાણીને પાગ પખાળો.
કરવા ઇંદ્રરાયનું કાજ, ધર્યો વેશ તે શ્રી મહારાજ;
જુઓ જ્ઞાનદ્રષ્ટે વિચારી, એ છે વામન દેવ મોરારી.
એતો માગશે કંઈ તુજ પાસે,ભંગ યજ્ઞનો નિશ્ચય થાશે;
આપવાની વાત-નવ કીજે, દેવ છળ યકી રાય રીઝે.

હીરણ્યાક્ષને હણવા કાજ, શુકરૂપ ધર્યું મહારાજ;
ધરીને નરસિંહ રૂપ, માર્યો હીરણ્યકશ્યપ ભૂપ.
દાનવ રૂપે સર્વેને મૂકયા વાહી, મોહની રૂપે વારૂણી પાઇ;
સદા કરે દેવની સાહ્ય, એ વામન વિષ્ણુરાય.
રખે રાયજી પાય પખાળો, વામનજીને પાછા વાળો;
સાંભળી ગુરૂ ગર્વ વચંન, હસી બોલ્યા બલિ રાજંન.
તમો સાચા છો ગુરૂ સ્વામી, ઓળખાવ્યા અંતરજામી;
હવે વિશેષ પાય પખાળું, પરિબ્રહ્મ કેમ પાછા વાળું.
જેને નારદ શંકર ધાય, જેને નીગમ નેતિ કરી ગાય;
પ્રભુ ચૌદલોકના નાથ, મુજ આગળ ઓડે છે હાથ.
મારૂં પુર્વ ભાગ્ય જો જાગે, તો માધવ દક્ષણા માગે;
પ્રભુ બેઠા આવીને પાટે, હરી વામન થયા મુજ માટે.
ગુરૂ બુદ્ધિ તમારી નાઠી, મુને શીખ આપોછો માઠી;
જે નીરમ્યું હશે તે થાશે, બલિ આવ્યા વામનજીની પાસે.
મંગાવી કંચનની થાળી, જળ લેવું છે પાગ પખાળી;
માનુભાવ મુની એમ બોલે, નહી ભાગ્ય કો બલિને તોલે.
વૃદ્ધાવળી બલીની રાણી, હરીચરણુ ઉપર રેડે પાણી;
શુક્રાચાર્યે વાત વિચારી, રાય ના માને શિક્ષા મારી.
વામનજી રીસાવી જાય, એવો કાંઇ કીજે ઉપાય;
થઇ ભ્રમર ઝારીમાં પેઠો, રૂંધી જળને નાળુએ બેઠો.
નવ પડે બીંદુ ઝારી નામે, જોઈ સભા સહુ આશ્ચર્ય પામે;
બીજું પાત્ર લાવો કહે બલી, કપટ વાત વામનજીએ કળી.
દર્ભ સલેખા હાથમાં લીધી, વજ્રપેં કઠણ તે કીધી;
જળપાત્રને લઘુ દ્વારે, આરોપી દેવમોરારે.
વામનજી કે કાંઇ ભરાયું, તેણે આવતું જળ ઘેરાયું;
થયો શુક્રને નેત્રમાં પ્રહાર, તવ ચાલી શ્રોણીતની ધાર.
ગુરૂ નાઠા ને લોચન ફુટયું, તવ ઝારીનું જળ વછુટયું;
પ્રભુની માયા મહા ગંભીર, કોણે નવ દીઠું રૂધીર.

વળણ.

નવ દીઠું દાનવ માનવે, સાંભળ પરીક્ષત રાયરે;
એ કથા વામન પુરાણમાં, નથી ભાગવત માંહ્યરે.

કડવું ૧૧ મું.–રાગ મારૂ.

એ કાક્ષ થયા આચાર્ય, કોપ અતિશે કીધોરે;
બળિ રાજાને શ્રાપ, રૂષીએ તવ દીધોરે.
ગુરૂ લોપ્યા તે પાપી, રાયતો શીખ ન માનીરે;
તારો જગ્ન થાજો ભંગ, જજો રાજધાનીરે.
તું બંધાજો બહુ પાસ, બોલ ઉથાપ્યોરે;
ફોડી વામનજીએ આંખ, રાજાને શ્રાપ્યોરે.
રંક ઉપર સઉ સુર, બળીયા શું બીહેરે;
ફરી કેમ આવે લોચન, લીધું નાથજીએરે.
એ નેત્ર કથાનો પ્રસંગ, ભાગવતમાં નથીરે;
કહ્યુંછે વામનપુરાણ, બોલ્યા શુકજી જતીરે.
બળિરાય પખાળે પાય, નારી નીર નામેરે;
ભણે બ્રાહ્મણ આશિર્વાદ, સભા સુખ પામેરે.
જે પાદામ્બુજની રેણ, જોગેશ્વરને નવ જડેરે;
તે ચરણ પખાળે રાય, પોતાના કરવડેરે.
પખાળીને લોહ્યા ચરણ, ચીરોદક છેડેરે;
હૈડામાં હર્ષ ન માય, નયણે જળ રેડેરે.
કીધું ચરણામૃતનું પાન, પીતા નવ પોત્યુંરે;
આવાગમન કેરૂં દુઃખ, દંપતિનું ગયું સહેતુંરે.
કીધું અર્ધ્ય પાદ પુજન, પ્રગટયો ધૂપરે;
કાંઇ દક્ષણા માગો દેવ, કહે બળિ ભૂપરે.

વળણ.

ભુપ કહે ભુદેવને શું, માગોછો રૂપી રાયરે;
બટુક મુની શું માગશે, સૌ સભા આશ્ચર્ય થાયરે.

કડવું ૧૨ મું.–રાગ રામગ્રી.

બળી કહે રૂષીરાયને, જે જોઇયે તે માગો;
એ બ્રાહ્મણ કુળનું કર્મછે, તમે લજ્યા પરીત્યાગો. બળી કહે.

વામન વળતું બોલીયા, આવી બેઠો હું પાટે;
ભજ્યા શાની ભીક્ષાતણી, આવ્યો માગવા માટે. રૂષી કહે રાયનેરે.
હય હસ્તી નથી માગવા, નહી રાજ નહી ગામ;
લોભ નથી તિલ જેટલો, મુને આશ્રમનું છે કામ. રૂષી.
પર્ણકુટી રેવા જેટલી, બીજી વસ્તે નહી રાચું;
ત્રણ ડગલાં મારાં ધરૂં, એટલી મહી જાચું, રૂષી.
વચન સુણીને સભા હસી, હશીઆ બળિરાય;
બાળકે માગી જાણ્યું નહી, વય ઉપર જાય. બળી.
એ સ્વલ્પ દાન શું માગીયું, માગો કાંઇ મોટું;
રાજ ગજ રથ ધન વિના, જીવવું તે ખોટું. બળી.
વાંક નહી રૂષી તમતણો, લઘુ વય બ્રહ્મચારી;
રાજ્ય લ્યો એક દેશનું, પરણો સુંદર નારી. બળી.
વામન વળતું બોલીયા, અમારે શી માયા;
ધન સાંચીને શું કીજીયે, છે અસ્થીર કાયા. રૂષી.
તૃષ્ણા લોભ ને લઘુતા, ઘણી માયા ને મમતા;
તે શ્વાનવત્ નર જાણવા, મોહે હીંડે ભમતા. રૂષી.
કો કોણ પૃથ્વીપર થઇ ગયા, ને વળી થઇ જાશે;
રાજા રંક ને છત્રપતિ, કાળને વશ થાશે. રૂષી.
ત્રણ કદમ અવની વિશે, બાંધું એક મઢી;
દિવસે ભણાવું વિદ્યાર્થી, ને રાતે રહું પડી. રૂષી.
બળિ કહે સંસારમાં, મોટું ધન વા મન;
જાત્રા જગ્ન થાય ધન વડે, ધને આપીએ દાંન. બળી.
નીર્ધન સુકૃત શું કરે, જુઓ આપ વિચારી;
વિશ્વ માને ધનવંતને, માને છત્રધારી. બળી.
વામન કહે સુણ ભુપતી, ધને થાય અહંકાર;
દરિદ્રના લીજે દુઃખડાં, સંભારે વિશ્વાધાર. રૂષી.
જો પાળે તું દીક્ષાપણું, રાય મુક વિવાદ;
એ રાજ દાન આપવાપણું, કરે અતિ ઉન્માદ. રૂષી.
કો મત્રી મંત્ર માળા જપે, તું શીક્ષા તેની માને;
જો મન ચળે માગ્યું આપતાં, તો મુને પુજે શાને. રૂષી.

ક્રોધ જાણી વામનજી તણો, બળી લાગ્યો પાય;
તુલશી લીધી દાન આપવા, શુક્રે કહ્યું કાન માંય, શુક્ર કહે રાયચેતજે.
આચાર્ય કહે રાય ચેતજે, વામન દુઃખ દેશે;
એ રાજ તારૂં ત્રીભેવનતણું, ત્રણ પદમાં લેશે. શુક્ર.
ઠામ નહી રેહે રેહેવાતણો, પછી ભટકશો ભૂપ;
તજશે વેષ વામનતણો, લેશે વિશ્વરૂપ. શુક્ર.
નહોય બ્રાહ્મણ એ જુગદીશ છે, બંધાજે એવું જાણી;
વેરી થાશે એ વામણો, જ્યારે મુકશો પાણી. શુક્ર.
હું તારો શત્રુ નથી, દેઊંછું શીખ દાઝે;
એ પરમેશ્વર વામન થયા, તુંને છળવા કાજે. શુક્ર.
હાસ્ય કરી બળી બોલીયો, શું દેઊ મેલી દીક્ષા;
સફળ જન્મ થયો માહરો, હરી માગેછે ભીક્ષા. બળી.
એ પરમેશ્વર પધારીઆ, કરવા મહારી પરીક્ષા;
લાજે જનેતા માહરી, જો ભાગે દીક્ષા. બળી.
એવું કહી અંજળી ભરી, દાન લ્યો વિશ્વનાથ;
સભા સરવ કો દેખતાં, ધર્યો હરીએ હાથ. બળી.

વળણ.

હસ્ત ધર્યો શ્રી વામને, રાયે આપ્યું દાનરે;
ત્રય પદ મહી લેવા પછી, વાધ્યા શ્રી ભગવાનરે,

## કડવું ૧૩ મું.—રાગ કેદારો.

વાધ્યા વામન વિશ્વ રૂપે, દશેદીશા જુગદીશરે;
પાતાળે પગ જઇ પહોંચ્યા, બ્રહ્માંડે ગયું શીશરે. વાધ્યા.
કોટી આદીત શું થયા ઉદય, સભામાં પ્રગટયો તાપરે;
ભગતજનને તાપ ન લાગે, હરિભજન પુણ્ય પ્રતાપરે. વાધ્યા.
ગાજ્યા ગોવીંદ શબ્દ ગડગડયો, ખળભળ્યા સાત પાતાળરે;
ઉલટયો સાગર મેરૂં ચળીઓ, સળકયો વાસુકી ગરવાળરે. વાધ્યા.
આદિત ઉડગણ ઇંદુ ઢંકાયા, અજ ઇશને પડી ફાળરે;
દેવ દાનવ ને માનવ કાંપ્યા, ડગ્યા દશ દીગપાળરે. વાધ્યા.
સ્થંભ કકડીઓ મંડપ પડીઓ, ગડગડયા ગોવીંદરાયરે;
વિપરીત વહી સરવે સરીતા, ગર્ભપાત અસુરીના થાયરે. વાધ્યા.

પાતાળ પૃથ્વી લીધા એકપદે, ક્રોધે લોચન રાતાં ચોળરે;
ઉર્ધ્વ પદ ભરતા નખ વાગ્યો, તેણે ફાડયું બ્રહ્માંડનું ગોળરે. વાધ્યા.
શ્વેત ચંદન ચરચ્યું બળીરાયે, પુંજ્યા શામ શરીરરે;
તે ચંદન ગંગાએ ધોવાયું, ઉજ્વળ થયું ગંગા નીરરે. વાધ્યા.
વાધ્યો પદ ત્રીજું ક્રમ ભરતા, કરવા સુરનું કામરે;
વામન કેહે છે બળિરાજાને, ત્રીજા પદનું આપો ઠામરે. વાધ્યા.
અસુર બળિઆ બળી રાજાના, ઉઠ્યા કરી વદન હોકારરે;
કેટલાએક વામનને વળગ્યા, આયુધના કરતા પ્રહારરે. વાધ્યા.
આયુધ ભાગ્યાં કર રહ્યાં, શીથીલ થયા સઉ જોધરે;
વિશ્વનાથના પ્રતાપથી, સરવેએ મુકયા ક્રોધરે. વાધ્યા.
પરમેશ્વરની પક્ષે આવ્યા, નંદ સુનંદન બળવાનરે;
અસુરને મારી અળગા કીધા, તાણી બાંધ્યા બળિ રાજનરે. વાધ્યા.

વળણ.

બળિને બાંધ્યો વરૂણ પાસે, આજ્ઞા ત્રિકમતણીરે;
ત્રિજા પદનું આપ સ્થાનક, એમ કેહેતા હવા ત્રિભુવન ધણીરે.

## કડવું ૧૪ મું.—રાગ પરજ.

બળિને બાંધીઓ વરૂણ પાસે, પ્રજા જુએ સકળરે;
બેપદ આપ્યા દાનમાં, ત્રીજાનું નહીં સ્થળરે; હરી હર બંધાયો બળીરે. ટેક
દાનવ સર્વે નાસી ગયા, વર્ત્યો છે હાહાકારરે;
ધાઇ આવી રાણી વદ્ધાવળી, બાંધ્યો જાણી ભરથારરે. હરી.
જોઈ વિસ્મય પામી સુંદરી, વામન હવા વિરાટરે;
પુંજા કરતાં મુજ નાથને, બંધન થયું શા માટરે. હરી.
બંધન છુટે સંસારમાં, લીધે નારાયણનું નામરે;
પ્રત્યક્ષ હરિને પુજતાં, કેમ નાથ બંધાયા આમરે. હરી.
અશ્વમેધ આરંભીઓ, પુજવા યજ્ઞ પુરૂષરે;
તે યજ્ઞ દેવ શત્રૂ થયા, હવે યજ્ઞ કરે કો મૂરખરે. હરી.
નિષ્કપટી સ્વામી માહેરો, વૈષ્ણવ ધરીયું નામરે;
ભક્તિ ફળી પરીબ્રહ્મની, ગયું રાજ લુટાયું ગામરે. હરી.
શામ દ્રષ્ટે સામું જુઓ, કમલાવર કરૂણા નીધંનરે;
દયા કરો દીનાનાથજી, છોડો બળિના બંધનરે. હરી.

બાંધ્યો થકો બળિ બોલીઓ, કૃપા કરો સુંદીર સ્યામરે;
શ્રી દામોદર મુને છોડીએ, ત્રીજા પદનો આપું ઠામરે. હરી.
સ્વર્ગમાંથી બ્રહ્મા પધાર્યા, આવ્યા દશે દીગપાળરે;
સ્તુતી કરે બળી છોડવા, પ્રાણનાથ કૃપાળરે. હરી.
દેવની સ્તુતી માની નહીં, કીધો બળિએ આરત નાદરે;
તે શબ્દ પુત્રનો સાંભળી, ધ્યાન મુકી ધાયા પ્રલ્હાદરે. હરી.
પ્રલ્હાદ દીઠા આવતા, ત્યારે લાજ્યા શ્રી જુગદીશરે;
મેં બળીને દુઃખ દીધું ઘણું, રખે ચડે વૈષ્ણવને રીશરે. હરી.
તુળશી માળા સમરણી હાથમાં, ચંદને ચરચ્યું શરીરરે;
પિતામહ દીઠા આવતા, ચાલ્યું બળિ નયને નીરરે. હરી.
આસનાવાસના પુત્રની કરી, બોલ્યા શ્રી પ્રલ્હાદરે;
નથી આ સમો રોવાતણો, આણો અંતરમાં અલ્હાદરે. હરી.
સ્તુતી કરી વામનતણી, વૈષ્ણવ લાગ્યા પાયરે;
સ્તુતી કરે ઉભા રહી, જય જય વૈકુંઠ રાયરે. હરી.

### વળણ.

જય જય શબ્દ વરશી રહ્યો, ઉભા જોડી હાથરે;
પ્રલ્હાદ બળી મન નીરખી, સ્તવન કરે શ્રી નાથરે.

### કડવું ૧૫ મું.—રાગ કેદારો.

જય જય દેવ વિશ્વરૂપ વિશ્વાત્મા, વિશ્વંભર વિશ્વનાથ વિષ્ણું;
કૃપાળ દયાળ કેશવ કમળાપતી, કમળનેણ કલ્યાણ કૃષ્ણ. જય.
જય જય દેવ સરવેશ તું કેશવ, વામન વેશ વૈરાટ સ્વામી;
પ્રાણપતી જગપતી શ્રીપતી શ્રીહરિ, અવીગત નાથ અંતરજામી. જય.
તારૂ આદી અંત મધ્ય કો નહીં જાણે, શેષ મહેશ સુરેરે બ્રહ્મા;
વાણી પાછી વળી નિગમ અગમ કહી, કાળનો કાળ તેં જગત નીરમ્યાં. જય.
જય પરીબ્રહ્મની કર્મ શ્રીનાથજી, જોગેશ્વર તારી જુગત જાણે;
બળીવત્ જીવ ત્યાં કોટી અન્ય ભર્યા, એ ઉપર બાપ શું ક્રોધ આણે. જય.
કદળી ઉપર કુહાડો ધરે નહીં, કરવત ધાર તે કેમ શેહેશે;
જળચર જીવ નહીં જળવિના જીવ, કૃષ્ણ ઉપાશીએ કષ્ણ લેલે. જય.

વિરાટરૂપ નરસિંહ તું વામન, અમ માટે અવતાર લીધા;
ભકતવત્સલ કેરૂં બીરદ તમે પાળીયું, અધરમી તોયે ઊંચ કીધા. જય.
કઠણ કરમ પાસ છેદાય નહીં વજ્રથી, તે સઘ તુટે તારૂં નામ લેતાં:
ભગત પ્રલ્હાદની ભકતી સુણી, પ્રેમનાં વાયક તે જુગતે કહેતાં. જય.
મોટું આશ્ચર્ય પ્રભૂને પ્રત્યક્ષ પુજતાં, બાંધીઆ બળિને દાન દેતાં;
હરખ આંસુ ખરે સાવન હેને કરે, પ્રેમે પ્રતાત પ્રભુ ત્યાંહ્ય જોતાં. જય.
પ્રેમ જાણી હાર પ્રીત દ્રષ્ટી કરી, ઉતર્યા ક્રોધ વામન દોડયા;
કૃપા પ્રલ્હાદની વામને ઘણી કરી, બળિરાય બંધન નાથે છોડયા. જય.

વલણ.

બંધન છોડયાં ભગતનાં, બળિરાયને કરૂણા કરીરે;
દયાકરી કરી કૃપા દ્રષ્ટી, લીધા રૂદયા શ્રી હરીરે.

### કડવું ૧૬ મું.—રાગ ધન્યાશ્રી.

બળિરાય છુટયો તુટ્યા પાસજી, વામન રૂપ થયા અવિનાશજી;
પ્રલ્હાદને ભેટયા કરી મૂખ હાસ્યજી, બળિને તેડયો શ્રી હરિએ પાસજી.

ઢાળ.

પાસ તેડી રૂદે લીનો, મસ્તક મુકયો પાણ;
તળ ત્રીજાનું તુને રાજ આપ્યું, બોલ્યા પુરૂષ પુરાણ.
બળી કહે પ્રભૂ સાંભળો, આપ્યું તે કયમ લઊં ફરી;
મારા રૂદે ઉપર પાય મુકો, ત્રીજું પદ લ્યો શ્રી હરી.
વામનજી કહે ધન્ય રાજા, તેં સત્ય રાખ્યું સર્વદા.
તેં મૂને આપ્યુ મેં તુને આપ્યું, બ્રહ્માસ્ત દોષ નહીતદા;
જેમ દક્ષિણ હાથે બીજ પૃથ્વી, મૂકીએ પ્રેમે કરી;
ક્ષેત્રનો ગુણ જાણ એહવો, લાવીએ દ્વીગુણ ભરી.
દેહથાંહી દાદમા ત્યાં, આશ્ચર્ય શું હોય;
દાતા ભૂગતા શ્રી હરી, ઊભય દ્રષ્ટે તે જોય.
એક મન્વંતરનું રાજ કરજે, બહોતેર ચોકડી પ્રમાણે;
પ્રતિહાર થઇ જેષ્ટીકાગ્રહી, હું રહિશ તારે આંગણે.
ત્યાર પછી ઇંદ્ર પદવી પામીશ, રાખજે વિશ્વાસ;
નાના પ્રકારે સુખ ભોગવી, ભજજે તું અવિનાશ.

એમ કહી બળિરાયને, મોકલ્યો પાતાળ;
લોક કહે બળિ બંધાયો, પણ બંધાયા ગોપાળ.
ઇંદ્રાસન સોંપ્યું ઇંદ્રનું, દેવ સરવ સુખીયા થયા;
બળિને દ્વાર ભગતવત્સળ પોળીઆ થઇને રહ્યા.
એવા ભગતવત્સળ શ્રી હરી, કરૂણાનીધી કૃપાળ;
ગર્ભવેદના વામીએ, ટળે જગતની જંજાળ.
એ કથા શ્રી વામન તણી, જે ભણે પ્રીતે સાંભળે;
થાય ફળ સઉ તીરથનું, કોટી પાતક પરજળે.
પ્રલ્હાદ બળીને કૃપા કીધી, ભગતની રક્ષા કરી;
જો ઇચ્છો હરિ પદ પામવા, તો મુખે જપો શ્રી હરી.
સુતાં બેઠાં કારજ કરતાં, લીજે હરીનું નામ;
પ્રેમાનંદ પ્રભૂ ભક્તી આપે, પામે વૈકુંઠ ધામ.

---

વામન ચરિત્ર સંપૂર્ણ.

---

# વિવેક વણઝારો.

રાગ પરજ.

સંત સાધુને હું નમું, વણઝારારે:
સંત ગુરૂને લાગું પાય, સમજ મન મારારે;
સમરણ કરિયે શ્રી રામનું, વણ; પદબંધ મનોહર થાય, સમજ.
કાયા નગર સોહામણું, વણ; ત્યાં વસવા કીધું ગામ, સમજ.
આણ ફરે ત્યાં તાહરી, વણ; પુરનાયક એવું નામ, સમજ.
નવ દશ બે ત્રણ સુંદરી, વણ; વણઝારી મળી ચોવીશ, સમજ.
તે સાથે તું ક્રીડા કરે, વણ; તેં વિસાર્યા શ્રી જગદીશ, સમજ.
પટરાણી બે પ્રેમદા, વણ; તેનાં પ્રવૃત્તિ નિવૃત્તિ નામ, સમજ.
પ્રવૃત્તિ વખાણે ભોગને, વણ; નિવૃત્તિ વખાણે રામ, સમજ.
સંતાન થયા બેઉ નારને, વણ; માંડયાં જુજવાં બે ઘરસૂત્ર, સમજ.
પ્રવૃત્તિને પાંચ પુત્રી થઈ, વણ; વળી સાત થયા છે પુત્ર, સમજ.
આશા, તૃષ્ણા, હિંસા, દીકરી, વણ; વળી ભ્રાંતિ, અરીસ્યા નામ, સમજ.
લોભ, ક્રોધ, મદ, દીકરા, વણ; ગર્વ, મત્સર, મોહ, ને કામ, સમજ.
પરિવાર પ્રવૃત્તિનો વધ્યો, વણ; હવે કહું નિવૃત્તિનાં સંતાન, સમજ.
પુત્રી ચાર ચતુર ઘણી, વણ; થયા પુત્ર પાંચ ગુણવાન, સમજ.
શાંતિ, ભક્તિ, દયા દીકરી, વણ; વળી મૈત્રિ મળી થઈ ચાર, સમજ.
સંતોષ ને ધર્મ દીકરા, વણ; વૈરાગ્ય, વિવેક, વિચાર, સમજ.
નવ સંતાન નિવૃત્તિના, વણ; હવે પ્રવૃત્તિનો વિસ્તાર, સમજ.
સંતાન જોઇને શાતા થઇ, વણ; પતિ રીઝયા જોઈ પરિવાર, સમજ.
બાવીસ નાર દાસી થઈ, વણ; કરે પ્રવૃત્તિ રાણિનિ સેવ, સમજ.
નાયક અભિમાને ભર્યો, વણ; એના મનમાં ઘણો અહમેવ, સમજ.
નિવૃતિ કહે મારા નાથજી, વણ; તમે મૂકો ભોગ વિલાસ, સમજ.
કાયા નગર છે કારમું, વણ; તે જૂઠાની શી આશ, સમજ.

બંધ બાંધ્યાં છે જંતુતણા, વણ; માંહે હાડ ને માંસ રૂધિર, સમજ.
શરીર એવું જાણવું, વણ; માટે સમરિયે શ્રી રઘુવીર, સમજ.
માત પિતા સુત સુંદરી, વણ; વળિ મિત્ર સહોદર બંધ, સમજ.
એ અંતે કો તારૂં નથી, વણ; છે જીવતાનો સંબંધ, સમજ.
ગોખ જરૂખા માળીયાં, વણ; સાત ભૂમિના સરસ નિવાસ, સમજ.
એક દિવસ મેલી ચાલવું, વણ; સમશાને કરવો વાસ, સમજ.
માલ મતા વાસણ ઘણા, વણ; મણી માણક મોતી અનેક, સમજ.
જમ કિંકર ગ્રહી ચાલશે, વણ; સાથે કોટી ન આવે એક, સમજ.
કર્મ કમાય જે આપણું, વણ; તે જાય છે જીવને સાથ, સમજ.
વૈતરણીમાં બૂડતાં, વણ; નકી મૂકાવે શ્રી રઘુનાથ, સમજ.
એવું જાણીને જાળવો, વણ; તમે પ્રવૃત્તિ રાણિના ભોગ, સમજ.
નહિ તો પસ્તાશો નાથજી, વણ; તે તો જાણજો કેવળ રોગ, સમજ.
એવું જાણીને મારા નાથજી, વણ; રખે શોકયનો કરતા સંગ, સમજ.
શીખ મારી શ્રવણે ધરો, વણ; તમે સમરોને શ્રીરંગ, સમજ.
પ્રવૃત્તિ રહેશે વેગળી, વણ; જ્યારે આવશે જમના દૂત, સમજ.
પંડ મૂકી પ્રાણી ચાલશે, વણ; ભૂતમાં મળશે પંચભૂત, સમજ.
જમરાય લેખું પૂછશે, વણ; તેં તો શો કીધો વેપાર, સમજ.
તે વેળા છે ઘણી દોહલી, વણ; તમે ચેતજો કુલ ભરથાર, સમજ.
હીણું કોઈનું નવ કીજિયે, વણ; પછી કોણે દીઠી છે કાલ, સમજ.
નિવૃત્તિનાં વાકય સાંભળી, વણ; કંઈક આવ્યો ઉર વૈરાગ, સમજ.
પ્રવૃત્તિ રાણિયે જાણિયું, વણ; એણે ભોગ કીધો છે ત્યાગ, સમજ.
શણગાર સોળે અંગે ધર્યા, વણ; તેડવા મોકલ્યા પંચદાસ, સમજ.
કઇ લટપટ કરી લાવિયા, વણ; પિયુ આણ્યો રાણીની પાસ, સમજ.
પેહેરી પટોળી પ્રેમદા, વણ; છે ચોળીમાં ચૌદ રંગ, સમજ.
શણગાર શુભ સુંદરીતણા, વણ; જોઈ વૈરાગ્ય પામ્યો ભંગ, સમજ.
પ્રવૃત્તિ રાણી બોલિયા, વણ; હેતે નાખી ગળામાં હાથ, સમજ.
ત્યાગી વૈરાગી ક્યમ થયા, વણ; કંઇક ઉધમ કીજે નાથ, સમજ.
બાળક સૌ પરણાવવાં, વણ; જેમ લોકમાં વાધે લાજ, સમજ.
ઘર ઉંચાં કરાવિયે, વણ; પૂર નાયકમાં કિજે રાજ, સમજ.
હસ્તિ ઘોડા સંપડાવિયે, વણ; ત્યારે જીવ્યું તે સફળજ થાય, સમજ.

દધિ દૂધના સુખ લીજિયે, વણુ; ત્યારે જીવ્યું તે સફળજ થાય, સમજ.
શય્યા સિંહાસન પાલખી, વણુ; આગળ બહુ દાસી દ.સ, સમજ.
બે બે દીપક પ્રગટાવિયે, વણુ; ભલા કીજે ભોગ વિલાસ, સમજ.
ધંધો કરી ધન લાવિયે, વણુ; તો અંતે આવે કામ, સમજ.
ઠગ બ્રાહ્મણ વસે ઘણા, વણુ; નવ ખરચિયે કોડી દામ, સમજ.
બેન બનેવી ભાણજાં, વણુ; દીકરી દોહીત્ર જમાઇ, સમજ.
દ્વાર કેને ન દેખાડિયે, વણુ; એ તો વસ્તુ સારી જાયે ખાઇ, સમજ.
સંવત્સરી શ્રાદ્ધ ન સારિયે, વણુ; એ તો સર્વ છે આળપંપાળ, સમજ.
દીકરાને જુજવા કેરો, વણુ; મને ગમતી નથી જંજાળ, સમજ.
આપણે સુખે ખાઇ પીયે, વણુ; રૂડા રમતા દહાડા જાય, સમજ.
વેપાર કરી ધન લાવિયે, વણુ; તો લખેશરિના તન કહેવાય, સમજ.
પીતાંબર શુભ પેરિયે, વણુ; ખાઇયે નાનાવિધ પકવાન, સમજ.
ખાધું પીધું તે આપણું, વણુ; નવ કીજીએ કોડીનું દાન, સમજ.
લાણાં લાહિયે નાતમાં, વણુ; થાય દેશ વિદેશે નામ, સમજ.
દહાડા ભોગ કમાઇના, વણુ; પછી અંતે જપશું રામ, સમજ.
પ્રવૃત્તિ શિખામણ સુણી, વણુ; પછે રીઝયો મૂઢ અજાણ, સમજ.
નિવૃત્તિ થઈ અળખામણી, વણુ; પ્રવૃત્તિ વહાલી પ્રાણ, સમજ.
એકાંત બેસી નરનારીયે, વણુ; ભલી માંડી કીધી ગોઠ, સમજ.
સંકલ્પ વિકલ્પ બે પોઠિયા, વણુ; પછી ચલાવે કર્મની પોઠ, સમજ.
લોભ પુત્ર સાથે ગયો, વણુ; ગર્વ મત્સર કામ ને ક્રોધ, સમજ.
દાસી દશ સાથે થઇ, વણુ; કરી ધર્મતણો વિરોધ, સમજ.
મન ઘોડે નાયક ચઢયો, વણુ; ગ્રહી આશા હાથ લગામ, સમજ.
મમતા ચાલ્યો વહોરવા, વણુ; અંહકાર નગારૂં નામ, સમજ.
છળ ભેદનાં બે ત્રાજવાં, વણુ; તોળે પ્રપંચ વાણોતર, સમજ.
કૂડ કપટનાં બે કાટલાં, વણુ; મોટી માયા દાંડી બરાબર, સમજ.
ઠામ ઠામ દુંદુભી ગડગડે, વણુ; પુરનાયક મોટું નામ, સમજ.
લાભ લેવાને દોડિયો, વણુ; જોયા લક્ષ ચોરાશી ગામ, સમજ.
સંસાર દેશ સોહામણો, વણુ; તેનો જોતાં ન આવે પાર, સમજ.
શ્રી ફળ સોપારી એલચી, વણુ; તેમાં નવ દીઠું કાંઇ સાર, સમજ.
ગોળ ખાંડ સાકર નહિ, વણુ; નવ લીધાં ઘૃત ને ધર્ક, સમજ.

શાક દાળ વહોરી નહિ, વણ; એની અવગણના કરિ બહુ, સમજ.
માણક મોતી સોનું નહિ, વણ; નવ વહોર્યાં પટોળાં ચીર, સમજ.
લાલચ લોઢું વહોરીયું, વણ; કોડે લીધું કપટ કથિર, સમજ.
હિંસાહીંગ વહોરી ઘણી, વણ; સંગ સીસું લીધું અપાર, સમજ.
ત્રપંચ પીતળ વહોરિયું, વણ; સંસારમાં દીઠું સાર, સમજ.
મમતા મીઠું વહોરિયું, વણ; અને વહોરિયું માયામીણ, સમજ.
કુરૂપ સોમલ વહોરિયો, વણ; અતિ વહોર્યું વિષય અફીણ, સમજ.
અનાચાર વહોર્યો એળીયો, વણ; વહોર્યો આળસ્ય ટંકણખાર, સમજ.
ભ્રાંતિ ભાંગ લિધી ઘણી, વણ; વછનાગ વહોર્યો વ્યભિચાર, સમજ.
વહોરી અરીસ્યા આમલી, વણ; કુલક્ષણી વહોરી લાખ, સમજ.
કપટ કાપડ તે વહોરિયું, વણ; જેનો રંગ ઘણો અભિલાખ, સમજ.
ભલુતા વહોરી લીંબડી, વણ; વહોરી કાંબલી કાળે રંગ, સમજ.
છળ છાયલ વહોર્યાં ઘણાં, વણ; લોભ પુત્રને રાખી સંગ, સમજ.
નિંદા ગળી વહોરી ઘણી, વણ; અતિ વહોર્યું મધ અજ્ઞાન, સમજ.
ચાડિ તાડી વહોરી ઘણી, વણ; ભર્યું પાત્ર તે કંઠ સમાન, સમજ.
ખુનસ ખાદી વહોરી ઘણી, વણ; વળી વહોર્યા અવગુણ ટાટ, સમજ.
શીવી ગુણ્ય અવગુણે ભરી, વણ; હાંકિ પોઠ તે વસમી વાટ, સમજ.
મન ચિતવન બે વેઠિયા, વણ; સંકલ્પ વિકલ્પ વેપાર, સમજ.
અભિમાન ઊંટે નાયક ચઢયો, વણ; તેને દેખે સૌ સંસાર, સમજ.
પ્રવૃત્તિને માન દીધું ઘણું, વણ; પ્યારી તું મારા પ્રાણ સમાન, સમજ.
નિવૃત્તિ આવિ પૂંઠે પડી, વણ; એને કીધું ઘણું અપમાન, સમજ.
પ્રવૃત્તિ આભૂષણે ભરી, વણ; ખોઇ નાયકે સુધ બુધ સાન, સમજ.
જશ શણગાર નિવૃત્તિનો, વણ; વળી વસ્ત્ર બિરાજે જ્ઞાન, સમજ.
સાથે લઇ બાળક બાળકી, વણ; ચાલે પ્રવૃત્તિ પિયુને સાથ, સમજ.
નવ સંતાન નિવૃત્તિનાં, વણ; પિયુ પોઢે પ્રવૃત્તિનિ પાસ, સમજ.
નિવૃત્તિ આવી ના શકે, વણ; દ્વારે ઊભા છે પંચદાસ, સમજ.
પ્રવૃત્તિ કહે પિયુ સાંભળો, વણ; રખે શોકયનો કરતા સંગ, સમજ.
પળ એક પાસે જો બેસશો, વણ; કરશે ઘર વેપારનો ભંગ, સમજ.
ભેખ એના ભિખારીતણા, વણ; જોગી કીધાનો અભિલાખ, સમજ.
એની શીખામણ માનશો, વણ; તો તે તમને ચોળાવશે રાખ, સમજ.

દેખીતી મંદભાગણી, વણ; જ્ઞાન વૈરાગ જેના તન, સમજ.
વેષ સર્વે વિધવાતણા, વણ; કરે તમને માન શુકન. સમજ.
નાયક કહે સૂંણ સૂંદરી, વણઝારીરે;
તારાં વચન તે સુધા સમાન, સતિ સુખકારીરે.
તારી શીખામણ શુભગણું, વણ; મેં તો તને કિધી ભગવાન, સતિ.
નિવૃત્તિ દીઠી નવ ગમે, વણ; તુજ સાથે બાંધ્યો પ્રેમ, સતિ.
નિવૃત્તિ સાથે બોલું નહિ, વણ; મેં આજથી લીધો નેમ, સતિ.
કોલબંધ એવો કર્યો, વણઝારારે;
પ્રવૃત્તિનો વાધ્યો ગર્વ, સમજ મનમારારે.
નિવૃત્તિ દામી થઈ રહી, વણ; એનિ શોકયે કિધું વશ સર્વ, સમજ.
ટાડું ચાલવા ચોદિશે, વણ; જોયો દેશ સરવ સંસાર, સમજ.
આગળ લાભ દિઠો ઘણો, વણ; આવિ અંતે ખોટ અપાર, સમજ.
કાળધણી આવિ લાગિયો, વણ; એણે રોક્યા છે સઘળી પોઠ, સમજ.
વસ્તુનું મૂલ આવ્યું નહિ, વણ; થઇ લાખ કરોડનિ ખોટ, સમજ.
જમકિંકરે આવી બાંધિયો, વણ; ત્યારે નાસી ગયો પરિવાર, સમજ.
પ્રવૃત્તિ પણ વેગળી રહિ, વણ; નહિ કોઇ પાણી પાનાર, સમજ.
જમનગરમાં કને બાંધિ આણ્યો, વણ; વેપારિએ કીધી રાવ, સમજ.
કેક ખાતાં ખોટાં નિકળ્યાં, વણ; જ્યારે જોયા મેળ હિસાબ, સમજ.
બાંધ્યો માર્યો બહુ ભાતથી, વણ; વળી નાંખ્યો નરક કુંડમાંય, સમજ.
ઘણીવાર દેવાલું કાઢિયું, વણ; નહિ લાજ્યો કરતાં અન્યાય, સમજ.
કારાગ્રહનું દુઃખ ઘણું, વણ; કોણ કાઢે ત્યાંથી બહાર, સમજ.
પેરી સાડી સુધબુધની, વણ; પાસે આવી નિવૃત્તિ નાર, સમજ.
નાયક જોઇને રોયો ઘણો, વણ; દેખી સતિનું તે સમે મુખ, સમજ.
નીચું જોઇને કહે સાધવી, વણ; તેં પાપે ભોગવ્યું દુઃખ, સમજ.
આંસુ લોહ્યાં નાથનાં, વણ; વળી બોલી નિવૃતિ નાર, સમજ.
પ્રવૃતિ તારી કયાં ગઇ, વણ; સાત પુત્રી કયાં પંચકુમાર, સમજ.
નાયક કહે સૂણ સુંદરી, વણઝારીરે;
મેં નહિ માનિ તારી શીખ, સતી સુખકારીરે.
વ્હાલિ થઇ પ્રવૃત્તિ પાપણી, વણ; ભૂંડી રાંડે મગાવી ભીખ, સતિ સુખ.
દુખ વેળા નાશી ગઇ, વણ; મને પાણી કોઇ નવ પાય, સતિ સુખ.

મૂકીવ મુજને સુંદરી, વણ; હું રહીશ તારી આગ્નાય, સતિ સુજ.
નિવૃત્તિ કહે પિયુ સાંભળો, વણઝારારે:
ઘણા ડાહ્યા છો ભરથાર, સ્વામીજી મારારે.
ઘણે ઠામથી મૂકાવિયા, વણ; લેખે લાખ ચોરાશીવાર, સ્વામીજી.
ધર્મ કને તેડી ગઇ, વણ; ત્યાં કીધો કોલકરાર, સમજ.
ધર્મ લેણું કરી લાવજો, વણ; જઇ રૂડો કરજો વેપાર, સમજ.
ફરી સંસારમાં અવતર્યો, વણ; મળ્યા સદગુરૂ એક દલાલ, સમજ.
રામનામ વસાણું વોહોરિયું, વણ; લાભ આવ્યો વસ્તુ રસાળ, સમજ.
વિવેક વાણોતર થયા, વણ; તત્વ વિચાર ત્રાજવાં સાથ, સમજ.
ધર્મ કર્મ બેઉ કાટલાં, વણ; ક્ષમા દાંડી ઝાલી હાથ, સમજ.
નાયક વહોરે વસ્તુને, વણ; જે જે નિવૃત્તિ કહેતિ જાય, સમજ.
નિર્ગુણ ગોળ લીધો ઘણો, વણ; ગુણ્ય સત્ય મરમ કહેવાય, સમજ.
સદ્વિદ્યા સાકર વહોરે ઘણી, વણ; વહોર્યાં જાયફળ જોગાભ્યાસ, સમજ.
શ્રીફળ નામ શ્રીરામનું, વણ; મળ્યા ગાંધી હરિના દાસ, સમજ.
બ્રહ્મવિદ્યા ખાંડ વહોરી, વણ; શુભ લક્ષણ વહોર્યા લવિંગ, સમજ.
ચતુરાઇ ચંદન વહોરિયું, વણ; વહોર્યો કરૂણા કેસર રંગ, સમજ.
ગ્નાન ઘૃત કૂપે ભર્યું, વણ; સિદ્ધતા તે દધિ નિર્દોષ, સમજ.
પ્રીત પટોળી વહોરી ઘણી, વણ; લીધા સાળુ શિળ સંતોષ, સમજ.
વિશ્રામ પીતાંબર વહોરિયાં, વણ; વહોરી દયા દધી દરિયાઇ, સમજ.
લખતો જાય ચિત્ત ચોપડે, વણ; લેખણ સુધિબુધિ રૂશનાઈ, સમજ.
નવધા ભકિત મણી વહોરિયા, વણ; વળિ મુકિત મુકતામાળ, સમજ.
શ્રી હરિ હીરો હાથે ચઢયો, વણ; થયું ઘરમાં ઝાકઝમાળ, સમજ.
સદગુણે ગુણ્ય શિવી ભરી, વણ; કરે વસ્તુનું દેવ વખાણ, સમજ.
મોહ મેહેવાસી મારીઆ, વણ; હવે કોય ન માગે દાણ, સમજ.
નાદ બિંદુ બેઉ બળદિયા, વણ; વાજે નગારૂં ઓંકાર, સમજ.
ગ્નાન પોઠે નાયક ચઢયો, વણ; જીતિ ચાલ્યો સર્વ સંસાર, સમજ.
જમરાયને લેખું આપિયું, વણ; ચિત્ર વિચિત્રે જોડયા હાથ, સમજ.
સનમાન આસન આપિયું, વણ; જમરાય થયા રળિયાત, સમજ.
લાભ થયો શુભ માલમાં, વણ; ગયો મૂળ પોતાને ગામ, સમજ.
ફરિ ભવમાં ભટક્યો નહિ, વણ; થયો શુદ્ધ તે આત્મારામ, સમજ.

પ્રવૃત્તિને જે કોઇ પરહરે, વણ; કરે નિવૃત્તિ અંગિકાર, સમજ.
એ મુક્તિ ફળ પામે સહી, વણ; નવ દેખે દુઃખ લગાર, સમજ.
ગુજરાત દેશ સોહામણો, વણ; વીરક્ષેત્ર વડોદરૂં ગામ, સમજ.
વિપ્ર ચતુરવંશી નાતમાં, વણ; કૃષ્ણ પુત્ર પ્રેમાનંદ નામ, સમજ.
વિવેક વણઝારો તે આતમાં, વણ; આછે અધ્યાત્મનો ઉપદેશ, સમજ.
વણઝારો ગાય ને સાંભળે, વણ; ટળે જન્મ મરણનો ક્લેશ, સમજ.
જે કોઇ પ્રભુને અનુભવે, વણ; થાય મનવાંચ્છિત ફળ કામ, સમજ.
શ્રોતા સજ્જન સાંભળી, વણ, તમે સમરો સર્વે શ્રી રામ, સમજ.

---

વિવેક વણઝારો સંપૂર્ણ.

---

નરસિંહ મેહેતાની

# હુંડી

---

કડવું ૧ લું–રાગ રામગ્રી.

શ્રીગુરૂ ગોવીંદને ચરણે લાગુંજી, સુધબુધ સારદા વાણી માગુંજી;
અંતરગતમાં ઇચ્છા છે ઘણીજી, માટે માખું હુંડી શ્રી મેહેતાતણીજી.

ઢાળ.

હુંડી શ્રી મેહેતાજી તણી, અને વર્ણવું બુદ્ધિમાન;
ધન ધન નાગર નરસૈંઓ, જેનું જુનાગઢ સ્વસ્થાન.
ક્રિપા તે શીવશંકરતણી, ઉપનો તે ભક્તિ ભાવ;
ભવસાગર નરસૈ તરયો, તે નાથ નામે નાવ.
શ્રી કૃષ્ણ ધાયા ગુણ ગાયા, તજી માયા મમતા;
રાસ મંડળ નીરખ્યો, તે પામીઓ છે વસ્તા.
વિશ્વાસ તે ઇશ્વંભરતણો, એ દાસનું લક્ષણ;
સંસારમાં સરસો રહે, કરે હરીકથા કીરતંન.
લોકાચારી નવ ગણે, નવ ગણે નાગરી નાત;
જેને પ્રભુ સાથે પ્રીત બાંધી, જેમ પટોળે ભાત.
મંડલીક વેલા નામ રાખ્યું, શ્રી હરીએ આપ્યો હાર;
ઉષ્ણ જળમાં મેઘ વરસ્યા, જયારે ગાયો રાગ મલાર.
મનગમતું કીધું કુંવરબાઇનું, મોસાળું લાવ્યા મોરારી;
સેવક જાણી સામળાએ, હુંડી તે શીઘ્રે શીકારી.
વરણવું વીસ્તાર તેનો, બુદ્ધીને અનુસાર;
હરખે જે હુંડી સાંભળે, તે તરે નર ને નાર.
ચરિત્ર જે નરસૈંયા તણાં, તેથી પવીત્ર થાયે પીંડ;
જે સુણે ભણે ને અનુભવે, અવતાર તેનો ધંન.

તિરથવાસી કોઇ વટેમાર્ગુ, આવીઆ પુર માંહે.
દુવારકાની હુંડી લખે, એવો સરાફ છે નાણાવટે કોયે;
ત્યાં બેઠા હતા નાગર બ્રાહ્મણ, જેને જુઠું બોળ્યાનું પોણુ;
તેને તીરથવાસીએ પુછ્યું, અહીં હુંડી લખે છે કોણ.
વિપ્ર વીચારીને બોલીઆ, અહા ઠગના તે ઠગ;
હુંડી તે લખે નરસૈંયો, જેને રૂપૈઆના ઢગ.
વૈષ્ણવજન વેહેવારીઓ, સરવે શિરોમણ સ્વામ;
આડત ચાલે તેહની, કરે તેતો મોટા કામ.
હરીભગતને હુંડી કશી, નાગરે કીધી હાંસી;
નરસૈંયાનું ઘર દેખાડયું, પ્રીછ્યા નહી તે તીરથવાસી.
નીચાં મંદીર નિપટ જુના ને, માંહે ચરકલાના માળા;
વૈષ્ણવ આવી ઉતર્યા, મેહેતાતણી ધરમશાળા.
ત્યાં તીલક તુલસી ને ચંગ બોલે,શબ્દ ધૂન રહી મૃદંગ;
પામે પ્રસાદ મેહેતાને મંદીર, સાધુ ગયે બહુ રંગ.
લુલા ભુલા અટુલા, અપંગ અંધ ને બધીર;
પડયા તે ખાયે રામદાસિયા, મેહેતાતણે મંદીર.
ગોપીચંદન તીલક તુલસી, શ્રીરામકૃષ્ણને ગાયે;
શબ્દ ઉઠે શોહામણા, શ્રીરામ લીલા ભણાયે.
એ ચરીત્ર દશ અવતારનાં, ચોકમાં તે તુલસીના વંન;
એક દેરૂં દીસે દામોદરતણું, ત્યાં નરસૈંયો કરે કીરતન.
ત્યાં તીરથવાસીએ વિચાર્યું, નહીં હોય એ કોઠીવાલ;
નામુ લેખું હરીનામનું, લેખણ શાટે તાલ.
કોથળી દીસે તે વાજીંત્ર કેરી, તેમાં તે નવ મળે દામ;
દીસે ચોપડા કીરતન કેરા, વ્યાપાર તો હરીનું નામ.
ત્યારે મેતાજી બેઠા થયા, આવો તમારૂં ધામ;
પરદેશી અમને પવિત્ર કીધા, અમ સરખું શું છે કામ.
ત્યારે તીરથવાસી બોલીઆ, અમારે જવું છે દ્વારકા ગામ;
ત્યાંની હુંડી કરાવાને આવીઆ,મેહેતા જાણી તમારૂં નામ.
અમને ભલે નાગરે ભાલ દીધી, તે મેતાજી સારશે અરથ;
એટલું તે સ્વામી કામ કીજે, ગણી લીજે ગરથ.

રૂપૈયા સો આલશે છે, તે થારે જાણવું ખંત;
[illegible] જાયગું [illegible] દ્વારકામાં, તે મેહેતા તમારૂં પુજન.

વલણ.

પુજા તમારી [illegible] થઈ, બોલ્યા તે તિરથવાસીરે;
હાંસી જાણી ભાતની, મેહેતે તે રમ્યો, શ્રી અવિનાશીરે.

કડવું ૨ જું.—રાગ માલવી ગોડી.

આજ કૃતારથ અમને કીધા, તિરથવાસી મલ્યારે;
તેહ બ્રાહ્મણને હું ચરણે લાગું, જેણે તે અહીં મોકલ્યારે. આજ.
આપી આસન ને મેહેતે પુજા કીધી, મુક્યો તે હરી પરસાદરે;
એકેકી માળા મેહેતે કંઠ આરોપી, મેહેતે કીધો શંખનાદરે. આજ.
સમરણ કીધું મેહેતે સામળીઆનું, શું થાશે પ્રભુ મારારે;
હૃદે ઉભરાણું મેહેતાજીનું, નયણે વેહે જળધારારે. આજ.
તિરથવાસી એ કઉતક દીઠું, શંખ તાલ ને માલારે;
વૈષ્ણવના ચાળા ને દીસે કંગાળા, બેઠા ગાયે ટોપીવાળારે. આજ.
હરીશું રંગ ને વાગે ચંગ, ઢંગ રૂડી વખારરે;
બેઠા થાઓ ને ચૌટે જાવો, તિરથવાસી કરે વિચારરે. આજ.
જોઈ રહ્યા નિચું ન થાય ઉચું, મિછ્યું પારેખપણુંરે;
આપવા લેવા હરીની સેવા, દેવા દર્શન ઘણુંરે, આજ.
પ્રેમાનંદ પ્રભુ કૃષ્ણ કૃપાનીધ, મેહેતે વારતા જાણીરે;
શું કરવાને આભરા થાઓ, શમરોને શારંગપાણીરે. આજ.

કડવું ૩ જું.—રાગ ગોડી.

તિરથવાસીને દુખીઆરે જાણી, મેહેતા બોલ્યા વલતી તે વાણી;
કાંઇ મન ચિંતા ન રાખશો તમો, હુંડી લખી આપશું અમો.
તમારૂં અમારૂં કામજ પડ્યું, પરમેશ્વર નહીં રાખે અડયું;
શીઘ્ર કામ થાશે તમતણું, મોકલનારા ડાહ્યા છે ઘણું.
સેવક તમારો હુંડી કરે, જયાં લખે ત્યાં પાછી નવ ફરે;
જઈ બેસો બજારમાં તેહ, જઈ પુછજો સામળશાહ શેઠ.
તિરથવાસી બોલ્યા તેહ, રૂપૈઆરે લ્યો સાતસેંહ;
[illegible] વિચારીને લીધો, હુંડીપત્ર ધરે તે દીધો

મેહતાજી કહે કરશું કામ, હું ઠામઠામ હરીનું નામ;
ચલતના ગણી લીધાં રોક, સાતસેં રૂપૈયા લીધા રોક.
મેહતે મુકયા ઘરમાં ધર્યા, વૈષ્ણવ તેડી કૃષ્ણાર્પણ કરયા.
નાણાવટી તે કોઇ નવ ઓળખે, હઇયાં ખાંતે તે હુંડી લખે.
કહે નરસૈંયો કરજોડ, લજ્જા રાખજો શ્રી રણછોડ;
જણાશે હરી અદ્દારકું, સેવક સ્વામીનું પારખું.
નષ્ટ નાગરે કીધા ઠગ, પ્રભુ માહારે છે તમારી વગ;
રૂપીઆ સાતસેં મેં ગણીને લીધા, મેં તો કૃષ્ણાર્પણ તમને કીધા.
વેહવાર મારોરે વધારજો, સામળીઆજી હુંડી શીકારજો;
ભાંડભજન શ્રીપરબ્રહ્મ, આડતની છે તમને શરમ.
મેહતે કરમા તે લીધી તાલ, સ્તુતી કરે ને સમરે ગોપાલ;
ખરેખરાં નૈણે આંસુ ઝરે, નરસૈયો હરીની વીનતી કરે.
રખે તિરથવાસી પાછા ફરે, તે દુઃખે જીવડો નીસરે;
તાલ વાગે ને હરીગુણ ગાય, સામલીયાજી કરજો સહાય.
પ્રભુ પ્રલ્હાદની વારે ધસ્યા, લક્ષ્મીવર તમો લોહમાં વસ્યા;
અપરમાનો ઉતાર્યો મદ, ધ્રુવને આપ્યું તે અવિચલ પદ.
ચંદ્રહાસને રાખ્યો તેં હરી, વીખ ટાળીને વીખયા તેં કરી;
અમરીખનો ઉતાર્યો ભાર, પ્રભુ લીધા તેં દશ અવતાર.
અજામેલ નામે ઓધાર્યો, તેલ કઢામાંથી સુધનવા તાર્યો;
ગજેંદ્ર રાખ્યો મગરે ગ્રહો, મેં મહિમા તમારો લહો.
ગુણકા તારી કરમે અઘોર, પ્રભુ ભીલડીનાં ચાખ્યાં બોર;
બલતા રાખ્યા તેં પાંડવ વીર, પંચાલીનાં પુર્યાં ચીર.
રૂખમાગંદને કરૂણા કરી, પ્રભુ ચંદ્રહાસને આપી વૈકુંઠ પુરી;
ગોપીનું પાલન તેં કર્યું, સુદામાનું દારિદ્ર તેં હર્યું.
કુબજા સાથે રંગે રમ્યાં, પીદુરને ઘેર ભાજી જમ્યાં;
કબીરને તમે કીધી સાય, નામદેવની જીવાડી ગાય.
જલ વહું ત્રીલોચનને ઘેર, મીરાંબાઇના પ્રભુ પીધા ઝેર;
જેદેવને આપી પદમાવતી, શા શા ગુણ ગાંઉ ગોવીંદપતી.
ત્રીકમ તાત ને માધવ માત, કુટુંબ કેશવ ને સુધર ભ્રાત;
સેષનાગના છો તમે સખા, પ્રભુ તમો કરોની રખા.

તમો ભગવંત વચ્છલ કાહવો, માટે દાસ કરે છે હાંવો,
માહરે પાસું છે તમતણું, પ્રભુ પાલજો પોતાપણું.
આ સમો આવીને અડયો, શોકસાગરમાં નરસૈંયો પડયો;
પોણ જાશે જો મુજ તણો, વેવાર છે કાચો તાંતણો.
જો રાખશે નહિ વિશ્વધાર, વલતી મહારે કુણ કરે વહાર;
મનસાવાચા કેહે નરસંહી, તુજવીના કોઇને જાચું નહી.
જો હુંડી શિકારશો નહી શ્યામા, ફરીને હું સાથે છે કામ;
વહાલા વધારજો માહારા કાર, હું નહીં રાખું તમારો ભાર.
જો પાછી ફરશે આ ચીઠી, તો આપણી વારતા પડશે દિઠી;
એવી સ્તુતી કરીને મુખે, પછે મેહેતાજી હુંડી લખે.
દુવારકાં સાગર પુરણ બેટ, સર્વે ઉપમા જોગ શામળશાહ શેઠ;
તિરથવાસી છે ધનના ધણી, સાતસેં રૂપૈઆ આપજો ગણી.
કાંટે ચડાવીને કેહજો ખરા, આપજો કોરા ને કરકરા;
ઉજલા તાતા ને તાપે ચડયા, આપજો ખરા બપોરના પડયા.
આપજો ચઉટાની છાપના, હોણુંકી ને નવી ચાલના;
બજાર મધે દેજોરે ગણી, જેમ ચાલે આડત આપણી.
એંધાણી હુંડીમાં લખી, ચતુર છો તમો લેજો ઓળખી;
લખે પાછી ફરેરે હુંડી, પ્રભુ માહારી ટેવ છે ભુંડી.
લોકમાં તમને લાગશે લાજ, જાણશે નરસૈંના સ્વામી આજ;
દુકાને દેવાશે તાળું, તેમાં નહિ કંઇ હોય અજવાળું.
લાજશો પ્રભુ થાશો વાજ, મુજ વાણોતરને શાની લાજ;
બીડી હુંડી ને સમરા શ્યામ, શિરનામે શામળશાહ નામ.

વળણ.

નામ શામળશાહતણું, મેહેતે કરમાં લીધી તાળરે;
હુંડી મુકી મુર્તિ આગળ, મેહેતે સમર્યા શ્રી ગોપાળરે.

કડવું ૪ થું.—રાગ કાલેરો.

શિકારજો શામળ સેવકની હુંડી, શામળશાહ સુજાણરે.
જો રશો નકાર જાશે નરસૈંનો, તો પેં જાજો પ્રાણરે; શિકારજો.

લખ્યાથી [illegible] ભય થશે, પ્રભુ ટાળજો ઉચાટરે;
છે ભાવ અંગની કાછડી, હરી મંદિર મારૂં હાટરે; શિકારજો.
ખરા ખોટા ને કરકરા, ગણી આપજો રૂપૈઆ સાટરે;
જો નકાર કરશો કાનજી, તો હસશે દુર્જન લોકરે; શિકારજો.
છે વચ્છુજ મારો નમાળજો, જેમ ચાંદરની ફાળરે;
વશાત મારે એટલી, છે માળા તીલક ને તાળરે; શિકારજો.
નરસૈંયો નાણાવટી, લોક જાણે કોઠીવાળારે;
જો હુંડી પાછી ફરશે તો, સેવક ઓટશે સાલરે; શિકારજો.
માત પીતા તું માવજી, લજ્જા રાખજો આણી ચોટરે;
આપતાં રૂપૈઆ સાતસેં, નહી આવે ખજાને ખોટરે; શિકારજો.
ન કાર કરશો કૃષ્ણજી, તો છે નાગર સાથે કામરે;
પ્રેમાનંદ પ્રભુ પ્રીછજો, મહીમા રાખજો શામરે; શિકારજો.

## કડવું ૫ મું—રાગ મેવાડો.

હુંડી આપીને લાગ્યારે પાયરે, તિરથવાસીને કીધા વીદાયરે;
રૂપૈઆ મળશે તત ઘડીરે, ન જડે તો આવજો પાછા ફરીરે
વ્યાજ સુધાં આપશું ગણીરે, તમો રૂપીઆના છો ધણીરે;
શેઠને ઓળખે છે આખું ગામરે, નીકર લેજો અમારૂં નામરે.
તિરથવાસી ચાલતા થયારે, ઘોડે હડાડે દ્વારકાં ગયારે;
જાતરાળુનાં પુર્યાં કોડરે, જઈ નિરખ્યા તે શ્રીરણછોડરે.
મોટા ભાગ્ય જે નાહ્યા ગોમતીરે, પ્રેમે પુજ્યા તે જાદવપતીરે;
સુંદર દરશણ શ્રી ભગવાનરે, સામળીઓજી શીનેવાનરે.
ભ્રુગુલાંછન શોભે હાથરે, પાયણુ ઉપર દીઠી જાયરે;
મુક્તામાળા તે નાભી લગીરે, હૃદે ઉપર ઝલકે ડુગડુગીરે.
પ્રભુનો વાગો ઝીણો કેશરીરે, સુંદર રૂપ તે શ્રી પ્રેમેશ્વરીરે;
તિરથવાસી પામ્યા ઉલ્લાસરે, ગુગળીએ આપ્યો હરી પ્રસાદરે.
પછે પુછે ચહુટામાં વાતરે, ક્યાં છે શામળસાહનું હાટરે;
નાણાવટીમાં પુછ્યું જઈરે, હુંડી કોઈ શિકારે નહીરે.
ફરી ફરીને જોયું તે આખું ગામરે, ન મળે શામળશાહ શેઠનું નામરે;
જોયો સકળ પુરમાં ફરીરે, શામળશાહ જુગમાં નવ જડીઓરે.

દુઃખીઆ તિરથવાસી થયારે, હવે દાઝ્યા રૂપીયા ગયારે;
એક વણીકને પુછી વાતરે, વૈષ્ણવ દીસે છે વીખ્યાતરે.
સાચું કેહે ભાઇ દીસે દયાળરે, કહો શામળશાહની ભાળરે;
નાણાવટી નરસૈંયો સુખીરે, તેણે હુંડી હમારી લખીરે.
ત્યારે વણીક બોલ્યો વિનંતીરે, શામળશાહ નગરમાં નથીરે;
ખત્રી વઇશ વીપ્ર ને વાણીઓરે, તે શામળશાહ નથી જાણ્યોરે.
પનોતીએ રવડાવ્યા પગરે, લખનારો દીસે કોઇ ઠગરે;
ખાળની હુંડી નહોય ખરીરે, જુનાગડમાં જાઓ પાછા ફરીરે.
જ્યારે વણીકની સાંભળી વાણીરે, નીસાસા મેલ્યા ત્યાં તાણીરે;
ઢીલાં મુખ ને ધુણે શીશરે, હવે શું થાશે જુગદીશરે.
નરસૈંને મલતાં ન મળ્યો સાપરે, લાગ્યા પુરવ જનમનાં પાપરે;
દુખી તો દિસે દકાળીયોરે, જાતે વેવલો ને નહી વાણીયોરે.
માળા ઘાલે કોટે ગુંછળેરે, વળી નાચે ને ઘણું ઊછળેરે;
છાપ ભરી ભરી સહુને છાપેરે, વળી બીએ તેને પાણું ન આપેરે.
હાથમાં સમરણી ફેરવેરે, તિરથવાસીના મનને ફેરવેરે;
રાંક થઇ બોલે મુખ પાળીરે, નઠ નાગર તે ન હોય દીઆળીરે.
આપણા મુળગા રૂપૈઆ ગયારે, નાગરને નહોયે દયારે;
પછે તિરથવાસી બોલે એકરે, ભાઇ મનમાં આણો વિવેકરે.
મનમાં દીયો ને નવ થાઓ નીરાશરે, નરસૈંયો દીસે છે શાધરે;
એણે નારાયણશું પુરણ નેહરે, વિરલો વૈષ્ણવ દીસે છે એહરે.
એણે રાખ્યો પોતાનો ધરમરે, ભાઇઓ આપણાં તે જેવા કરમરે;
આપણે હજારનું થયું હરસાણુરે, એ મોટું નરસૈંઆનું પુન્યરે.
હવે લીજીએ જુનાગડની વાટરે, આપણે નીરખી હરી રઢઆટરે;
આતુર તીરથવાસી થઇ નીરાશરે, પ્રભુ જાણે લાગ્યો ભારો ત્રાસરે.
વાહાલે ધાર્યું તે જાદવભૂપરે, લીધું શામળશાહનું રૂપરે.

વલણ.

રૂપ શામળશાહ તણું, લીધું દીન દયાળરે;
ભટ પ્રેમાનંદ કહે હવે, જેમ વર્ણવું રૂપ શ્રીગોપાળરે.

### કડવું ૬ ઠું.–રાગ મારૂ.

જેને વેદ પુરાણે વખાણીઓરે, માદારો વાહાલોજી થયોછે વાંણીઓરે;
એને આગમની ગત છે ઉલટીરે, મારો નાથ થયો નાણાવટીરે.
વહાલો ગોમતીજીના ઘાટમાંરે, મળ્યા તીરથવાસીને વાટમાંરે;
વેશ પુરો આણ્યો મારે વાહાલેરે, નાથ ગણ્ડટાની ચાલે ચાલેરે.
છે અવળાં આંટાની પાઘડીરે, વાલાજીને કેમ બાંધતા આવડીરે;
દીસે વાણીઆ બીનેવાનરે, એક લેખણ ખોસી છે કાનરે.
હસતાં ખાડા પડે બહુ ગાલરે, મોટું કપાલ જાણીએ વેતાલરે;
અધર બલ જાણ્યા પરવાળીરે, મોટી આખ દીશે અણીઆળીરે.
બે કાને કુંડળ ઝળકેરે, નાસિકા દીવાની શળકેરે;
દીસે દાંત રૂડા હસતારે, હીરા તેજ કરે છે કશતારે.
ત્રીકમજી વણીકની તોલેરે, નાથ ઉતાવળું ને બોબડું બોલેરે;
સોનાની સાંકળી ને કંઠે દોરોરે, કેડે પાટીઆનો કંદોરોરે.
ઝળકે ધનરેખ હથેલીઆંરે, આંગલીએ વીંટી ને વેલીઆંરે;
સાદી એકતાઈ પેહેરી છે હરજીરે, એનો શીવનારો કોણ દરજીરે.
છે ટુંકડા બંધન બેવડારે, ગુણ ક્યાંથી શીખ્યા પ્રભુ એવડારે;
કરે આડે હાથે લટકોરે, સાદી દોરીનો કેડે પટકોરે;
પટકે લટકે ફુમતડા જોતરે, કેડે ખોસી પીતળની દોતરે.
ફીઆં ફીઆં તે કૌતક ભાળીએરે, ઠાલી ગાંઠવાલી બેચાર ફાળીએરે;
એક ઓઢી પછેડી ખાંધરે, નાથ દુંદાલો ને મોટી ફાંદરે.
વસ્ત્ર પેહેર્યાં તે પાંચે સાજારે, પાએ પેહેર્યા તે સાદા મોજારે;
કાંઇ વાગો બીરાજે કેશરરે, બન્યા મોટા પારેખ પરમેશ્વરરે.
મારો નાથજી નીચે ખાંમણેરે, ભટ પ્રેમાનંદ જાએ તેને ભામણેરે;
સાથે વાણોતર છે શાતરે, ઓધવ ને અક્રુર ભાતરે.
હનુંમાન કપીળ અર્જુનરે, ભક્ત સુદામો દિસે દીનરે;
પારથ થઇ ઉપમાનરે, આગળ જયેષ્ટિકદાર હનુમાનરે.
છેલારકી સુદામાએ અહીરે, છે વીદુરનાં હાથમાં ગ્રહીરે;
ઓધવને ખાંધે કોથળારે, તેતો પારસી બોલે તોતડીરે.

એમ, આણ્યા, શામળા, અવીનાશીરે, તે જોઇ રહ્યા તિરથવાસીરે;
એતો કોઇ પારખ્યા દીસે નવોરે, આપણો અરથ સરસે હવોરે.
કાંઇક ભારે માણસ ભાસે રે, ભલા વાણોતર છે પાસેરે;
હીંડે સહુને શિશ નમાવતારે, દીસે પૈસાદાર કોઇ પામતારે.
એતો કારણરૂપ કોઇ મલીયુંરે, એને દરશને દુખડું ટળયુંરે;
હુંડીવાળા એમ વદે વાણીયોરે, મળ્યું શામળે અંગે એધાણીઓરે.
આઘા આવીને પાછા શાણીરે, તેના મનની વારતા જાણીરે;
બોલ્યા પોતે તે સારંગપાણીરે, કાંઇક ઓછી લજા આણીરે.
તિરથવાસી બોલ્યા શિરનામીરે, જુનેગઢથી આવ્યા છીયે સ્વામીરે;
અમે જુનેગઢથી આવ્યારે, નરસૈયાની હુંડી લાવ્યારે,
જ્યારે સાંભળયું નરસૈનું નામરે, ત્યારે ધાયા શ્રી ભગવાનરે;
નેત્રે ભર્યાં આંસુ અંબુજરે, હુંડી લીવી તે ચતુરભુજરે.
જ્યારે અક્ષર ઓળખ્યા નાથેરે, હુંડી ચાંપી તે હઇડા સાથેરે;
હુંડી વાંચી તે વેહલી વેહલીરે, શ્રીહરીએ તે હુંડી ઉકેલીરે.
શુભ નગર દુવારામતીરે, જ્યાં વસે છે જાદવપતીરે;
પેર કરજો દીનદયાળરે, છો ગૌ બ્રાહ્મણ પ્રતિપાળરે.
સરવે ઉપમા જોગ શામરે, નાથ નાણાવટીમાં નામરે;
પરમારથ કરો તતખેવરે, શેઠ શામળશાહ વાસુદેવરે.
છે જુનાગઢમાં વાસરે, તે તો પ્રભુજી તમારો દાસરે;
લખી હુંડી નરસૈંયો સેવક નામરે, હુંડી શિકારજો તમે શામરે.
એક ઘડીનો કરશો ઉધારોરે, તો જાશે કાર અમારોરે;
છે મોટા શેઠનું ધામરે, રાખો વાણોતરનો વિશ્રામરે.
લખી હુંડીમાં એંધાણીરે, નાથ આપીને પીજો પાણીરે;
ધનનાં તિરથવાસી ધણીરે, વીનતી થોડામાં છે ઘણીરે.
એવડું લખવું પડતું શાનેરે, મુસ્તક ધુણાવ્યું શ્રી ભગવાનેરે;
હમે નરસૈંયાના કેહેવાઇએરે, જ્યાં નરસૈયો વેચે ત્યાં વેચાઇએરે.
આવું લખવું નોહોતું લેશેરે, રૂપૈઆ આપત હું સંદેશેરે;
કેહે જાતરાળુને અવીનાશરે, રૂપૈઆ આવ્યા મુજ પાસરે.
તમે શોધતા ફરો તે સુંયરે, આઇ શામળદાસ તે હુંયરે;
નરસૈંયો વાણોતર મુજ જાણોરે, આ નગરમાં રહું છું છાનોરે.

કહે વૈષ્ણવ જનની સેવારે, મુને ભાળપે છે નરસૈંયાના ભાવારે;
મેતો બીજી વીધી છાંડીરે, મેહેતાની તે ઝપલી માંડીરે.
વળીવાર જોવે શામળશાહનેરે, તે તો આશરો નરસૈંયાનોરે;
ભાડી હાથલી કરૂણા કરીરે, કાડયા રૂપૈયા તે મુઠી ભરીરે.
મેવા ભખ્યા ચહુટાના લોકરે, ગણી આપ્યા રૂપૈઆના થોકરે;
સો ઉપેર આપ્યા મહારાજરે, તે તો ખરચ ખુટાને કાજેરે;
નરસૈંયાને વીનતી કેહેજો મારીરે, કાગળ લખતા કહે દેવ મોરારીરે.

વળણ.

હરીએ કાગળ લખ્યો, અંતરમાં છે આનંદરે;
કેહેશો વીવેક કરે વાહેલો, કેહે વીપ્ર પ્રેમાનંદરે.

કડવું ૭ મું.—રાગ ધનાશ્રી.

લેખણ લીધી શ્રી લખમીવરેરે, મેહેતાની શ્રી કૃષ્ણ વીનતી કરેરે;
કાગળ ભીંજે નેણે આંસુ ઝરેરે, ઓધવ આવી હાથ હેઠો ધરેરે.

ઢાળ.

ધરે હાથ ને આંસુ ઝરે, તે અમર અંત્રીક્ષથી જોયજી;
ભુતલ માંહે ભગત મોટા, નરસૈં સમો નહી કોયજી.
સ્વસ્તિ શ્રી જુનાગઢ સુભસ્થાને, મેહેતા શ્રી નરસહિજી;
ચિંતા તે નવ કરશો તમો, તે હુંડી શિકારી છે અહિંજી.
નગર દુવારીકાંથી લખીતંગ, શામળશાહ વાણોતરજી;
આપણ બંને એક છઇએ, રૂપે જાણુતાં અંતરજી.
તમારા વતીનો દુવારામતીમાં, કેહેજો સેવું છું ધામજી;
તમ અરથે આળસ નહીં કરૂં, અમે કરશું મોટા કામજી.
આડત તમારી મોચશે, તે પત્રની જોઉં છું વાટજી;
શુદ્ધ કામ [illegible] લખશો, વિશ્વાસ મારૂં [illegible]જી.
હવે વારૂં છું જે વિશ્વાસ મુકો, રૂપે બોલે કોઇ ગાલજી;
[illegible] મન [illegible] મારે [illegible] જાણું નરસૈંના [illegible]જી.
તમને [illegible] કરવા આવશે, [illegible] તે [illegible]જી;
ના ન [illegible]જી.

તિરથવાસીને પત્ર આપી, એમ કહી ભગવાનજી;
જાતરાળુ ત્યાં વિસ્મય પામ્યાં, હરી થયા અંતરધ્યાનજી.
તિરથવાસી કર ઘસે ને, વળી ધુણાવે શીશજી;
આપણે તે રૂપૈયા દીધા, તેણે ન ઓળખ્યા જુગદીશજી.
નરસૈંયાનો શેઠ વેહવારીઓ ને, આપ્યા રૂપૈઆ રોકજી;
શામળશાહ શું નગરમાં, જાણે તે ઘેલા લોકજી.
એક માસ દુવારકામાં રહી, તેનાં કારજ પુરાં થાયજી;
તિરથવાસી આવ્યા ફરી, જુનાગઢની માંહજી.
નરસૈંયાને પાયે જઇ પડે, ને કેહે સાચો તારો શેઠજી;
વાણોતર તે તું ખરો, બીજા તે દૈવની વેઠજી.
શકળ કારજ શીઘ્ર પામ્યા, હવે કાંઇક કહો સમાચારજી;
મેતાજીને પત્ર આપ્યું, જે લખ્યું જુગદાધારજી.
મેહેતાજી આનંદ પામ્યા, નાગરા થયા ત્યાં નિરાશજી;
હુંડી શિકારી શામળે, સૌ આશ્ચર્ય પામ્યો સાથજી.
જે સુણે ભણે અનુભવે, તેને કૃપા કરે તે શ્રીગોવિંદજી;
હુંડી ભણતાં હરી મળે, કહે ભટ પ્રેમાનંદજી.
સંવત સતર ત્રીસના વરસે, ઉત્તમ માસ વૈસાખજી;
વદ સાતેમે પદબંધ કીધો, અંતરમાં ઉલ્હાસજી.
નૌત્તમ નગર ગુજરાત મધે, વડોદરૂં વિરક્ષેત્રજી;
તેમાં કવિ મોટા ઉપના, તેને કૃપા કમળા નેત્રજી.
રંક વીપ્ર ચાતુરવેદી, કૃષ્ણ સુત પ્રેમાનંદજી;
હરીપ્રસાદે હુંડી હવી, સંબંધ એક પદબંધજી.
હરી કૃપાથી હુંડી કીધી, પાતિક દુર પળાયજી;
શ્રોતાજન શ્રી કૃષ્ણ કહો, વૈકુંઠ પ્રાપ્ત થાયજી.

---

હુંડી સંપૂર્ણ.

---

# અ ખો.

અમદાવાદનો વેદાંતિ—જ્ઞાની સોની—સંવત ૧૭૦૫-ઇ. સ. ૧૬૪૯ માં તે હૈયાત હતો.

## અખેગીતા.

### કડવું ૧ લું.-રાગ ધન્યાશ્રી.

નમો ત્રિગુણપતિ રાયજી, સર્વે પેહેલો જે પૂજાયજી;
અગમઅગોચર જેને શ્રુતિ ગાયજી,ચરણ ચિંતવી હું લાગું પાયજી.

#### પૂર્વછાયા.

ચરણ ચિંતવીને સ્તુતિ કરૂં, ચિદશક્તિ બ્રહ્માનંદની;
અણછતો અખો અધ્યારોપ કરે, તે કથા નિજ આનંદની.
ગુરૂ ગોવિંદ ગોવિંદ ગુરૂ, નામ યુગલ રૂપ એક;
તેને સ્તવું નીચો નમીને, કરૂં બુદ્ધિમાન વિવેક.
પરાત્પર પરબ્રહ્મ જે, તે મન વાણીને અગમ્ય;
તેનો લક્ષ આપી શકે, તે માટે ગુરૂ તે બ્રહ્મ.
શ્વાન શૂકર બિડાલ ખર, તેનાં ટોળાંનો જે જંત;
તેને મૂકે હરિ કરી, જેને મલે સદગુરૂ સંત.
ગુરૂ મહિમા છે અતિઘણો, કો સમજે સંત સુજાણ;
તે ગુરૂ ગોવિંદ એકતા ભજે, જેને લાગે સદ્‌ગુરૂ બાણ.
જેમ રવિ દેખાડે રવિ ધામને, તેમ ગુરૂ દેખાડે રામ;
તે માટે હરિ તે ગુરૂ, ગુરૂ ગોવિંદ એવું નામ.

ચિન્હ સમ્યું તે સંતનું, જે ગુરૂ ગોવિંદ એકતા ભજે;
જેમ બીબા માંહે રસ ભર્યો, તે વણ ઘડચે રૂપ નીપજે.
જેમ સુવર્ણકેરી મોહરમાંહે, અન્ય મુદ્રા છે અતિઘણી;
તેમ ગુરૂભજનમાં સર્વે આવે, જો મન વળે ગુરૂ ચરણભણી.
જેમ બધિર ન જાણે નાદ સુખને, સ્વાદ નોહે રસના વિના;
તેમ ગુરૂ વિના હરિ નવ મળે, જેમ ભોગ ન પામે નિર્ધના.
કહે અખો સહુ કોએ સુણો, જો ટાળવા હીંડો જંતને;
એ આરત્યશું ઉરમાં ધરો, તો સેવો હરિ ગુરૂ સંતને.

## કડવું ૨ જું.

કવિજને આગે ગ્રંથ બહુ કર્યાજી, વિધવિધકેરા જુગતે વિસ્તર્યાજી;
ષટદરશનના મત બહુ ઓચર્યાજી, પૂર્વના કવિયો નામે ઉધ્ધર્યાજી.

## પૂર્વછાયા.

ઊધરચા બહુ સ્તુતિ કરીને, એવી ગ્રંથકારની રીત છે;
સૂર્ય આગળ ખદ્યોત કશો, મુજ એવી બોલ્યાની નીત છે.
જાન્હવી આગળ જેમ વોહોકલો, સુરતરૂ બદરી યથા;
પારિજાતક પાસે અરણી, મહાકવિ આગળ હૂં તથા.
ગરૂડ આગળ યથા કુરરી, સાગર આગળ કૂપ;
મેઘ આગળ યથા ઝાકળ, ક્યાં તેલ ને ક્યાં તૂપ.
બાવના ચંદન બેહેક આગળ, કશો શોભે કરીર;
કશું નીર નવાણનું, કિહાં રસકૂપિકાનું નીર.
પારસના પરતાપ આગળ, અન્ય વિદ્યા કેછ માત્ર;
કિહાં ક્ષુદ્ર દેવ ઉપાસના, જેને કરે અક્ષય પાત્ર.
એવા કવિજન ગ્રંથ આદે, ગલિત વચન બોલતા હવા;
કહું કોપ ક્રોધ કરો રખે, હીંડીશ બાળક બુદ્ધિ બોલવા.
તેણે ગ્રંથ પેહલું એમ જાણવું, અમો મગણજગણ નથિ જાણતા;
તુક ચોઝ ચાતુરી ઝડઝમકો, અમો લહ્યા વિના નથિ આણતા.
એમ ગલિતપણે ગરૂઆ થયા, કરૂણા ઉપજાવી કવિજને;
હું એટલુંજ કહી તો સ્તવું, જો કવિ જાણું મુજને.

હું તો જેમ દારૂક કેરી પૂતળી, ચાળા કરે અપાર;
પણ કાષ્ટમાંહે કાંઈ નથી, એ તો કલ ચાંપે સૂત્રધાર.
કહે અખો સહુકો સુણો, એ સમજો નિજ જંતને;
ઈચ્છો પરમપદને પામવા, તમો સેવો હરિ ગુરૂ સંતને.

## કડવું ૩ જું.

અણછતો આત્મા તે શૂં ઓચરેજી, આપનું વર્ણન આપે કરેજી;
જીવતણું પદ તે જોતાં નહી સરેજી, સાંખ્યયોગ જોતાં જે હરિ ઉગરેજી.

## પૂર્વછાયા.

ઉગરે જે વિચાર કરતાં, બ્રહ્માદિક જે ગૃહિ રહ્યા:
તે હરિને તમો ઓળખો, જે આદ્ય પુરૂષે અજને કહ્યા.
જે પદ શિવના તનપ્રત્યે, દત્તે કહ્યું વિશદ કરી;
આકાશવત કેરી કથા, કહી ષડાનનને ઉરમાં ધરી.
વિધિ વશિષ્ટે કહી કથા, રઘુનંદન આગળ જેહ;
અર્ણવ બ્રહ્મ વિદ્યાતણો, ભાઈ દેખાડયો છે તેહ.
અનંત પ્રકારે અચ્યુતે, કહ્યું ભારતને જ્ઞાન;
ગીતા ગાઈ ગોવિંદે, કર્મ યોગ નિદાન.
સમઝાવ્યા સાનેં કરી, જનકેં જે શુકદેવને;
મહામુક્ત થઈને પરવર્યા, જ્યારે પ્રીછ્યા અંતર ભેવને.
ભીષ્મે ભગવાન સાનિધ્ય, પાંડવ પ્રત્યે જે કહ્યું;
શાંતિપર્વે શાતા કીધી, હત્યાનું હારદ ગયું.
વેદવ્યાસે વેદ વેંહેંચ્યા, કર્મ ધર્મ પોષ્યા જીવને;
તેની દાઝે લાગો દાઝવા, જો જાણ્યો નહિં નિજ શિવને.
પછી નારદે નારાયણ કેરૂં, નિજ જ્ઞાન કહ્યું માહાદ્વિજને;
ત્યારે દ્વૈપાયનની દાઝ ભાગી, જ્યારે કૃપા કીધી સંતજને.
શિવે કહ્યું શિવા પ્રત્યે, નિરાલંબ નિજધામ;
અમર કીધો આત્મા, અદ્યાપિ સહસ્ત્ર નામ.
કહે અખો વસ્તુ જ્ઞાન વિના, કુશળ ન હોય જંતને;
નિજ ધામ દીઠો જાણવા, તો સેવો હરિ ગુરૂ સંતને.

## કડવું ૪ થું.

જંતે ન જાણ્યો જેણે નિજ આતમાજી, તે ભટકયો ભર્મ્યો માયાના સાથમાંજી;
રયણીનો ભૂલો ઘર પામે પ્રાતમાંજી,પણ દિવસે દિશ મોડયો ઘણું ભમે રાતમાંજી.

### પૂર્વછાયા.

રાત્યમાંહે રડવડે, અજ્ઞાને આવર્યો હતો;
તે નિજ આતમ થયો ટળીને, વિચરતો માયાવતો.
જેમ સુતો નર નિદ્રાવિષે, માયા બહુ બીજી રચે;
કારજ કારણ પોતે થઇને, નીદ્રાવશ માંહે પચે.
આપથી ઓતજેથકે, અસંભાવના ઉપજે;
પછે તે વિપરીતભાવના આચરે, ને દુઃખ પામે થોડે ગજે.
પંચ પર્વા માયા અવિદ્યા, હું માહરૂં આદે સહી;
તે ફરે ફેરા ભવવિષે, જયમ મણિ નિગમે આંધલો અહિ.
તે ભોગ દેખી ભૂર થાયે, લડાવા ઇંદ્રિ વિષે;
સંસારનાં સુખ સત્ય જાણી, કર્મ મોદક નિત્ય ભખે.
કર્મ જડને કર્મ વાહાલાં, મર્મ ન સમજે બ્રહ્મનો;
ફરી ફરી તે આચરે, પણ ટળે નહી દેહ ચર્મનો.
પરમાત્માને પુંઠ દઇ, આત્મા ઇંદ્રિ જુવે;
ઇંદ્રિની દૃષ્ટિવિષે સાહામી, એમ આપોપૂં નર ખુવે.
વિષય વ્યક્ત કરે હરીથી, નીચપણું દે જીવને;
અજ્ઞાને અવળો ફરે, તે સનમુખ ના હોય શિવને.
સંસારનાં સુખ અધિક દેખી, કૃપા માને ઇશ્વરી;
અંતરમાંહેનું જ્યાંન ન જાણે,જે પ્રાણપતિ ગયો વિસરી.
કહે આખો સહુકો શુણો, જો આણો જીવના અંતને;
હીંડો પરમપદને પામવા, તમો સેવો હરિ ગુરૂ સંતને.

### પદ ૧ લુ—રાગ સામેરી.

જીવની આદ્ય વિચારો રે પંડિતો, આદ્ય જોતાં તે અનાદ્ય દિશે;
દેહતણી છાયા સમાયે દેહવિષે, જયારે મધ્ય આવે સૂર શિશે. જી.
તનમનને ઓલખ્યા વિના આફલે,જેમ સૂત્રધાર નિજ નાવ નિરમે;
તેજ સૂત્રધાર તે નાવે બેઠો થકો, પછે પરવશ પડયો પંથ કર્મે. જી.

તનમન નૌકા જીવ ગણે માહરૂં, પણ ભવસાગર મધ્ય કાલખેડે;
કર્મના વાયુને વશપડયો લાગો ડોલવા, જ્યારે હાથથી વાત વછકીજ તેડે. ૭.
કામનાએ ભટકે ઘણા ભવવિષે, ગુરૂ ગોવિંદને શરણ પાખે;
માયા રૂપણી માજ વાહાલી અખા,તે જાણીને જનની ભેદ રાખે. ૭.

કડવું ૫ મું-રાગ ધન્યાશ્રી.

મર્મ ન સમજે જે માયાતણોજી, તે નર જાણે હું ઘણું બોલણોજી;
તેહને જાણે જનની આપણોજી, તે ભવભટકે સહુથી અતિ ઘણોજી.

પૂર્વછાયા.

ભવમાંહે ઘણું, પોતાનો કરીને ઠગે;
જયમ વિશ્વાસીને વધે વેરી, દીન થઇ મારે દગે.
જેમ પાલે ખેરીને ખાટકી,તેને ભક્ષ્ય ભોજ્ય આપે ઘણું;
પછિ વધ કરે વારૂ કરીને, એ લક્ષણ અજા તણું.
તે મેંઢો જાણે માહરો, પાલક પોષક છે ઘણી;
તેને આપ જાય અરપવા,મોટમ મનમાં અતિઘણી.
વાત્સલ્ય જાણી વામ દક્ષિણ, વણ દોર્યો કેડે ફરે;
તેને મહાજન મૂકાવી કરે,તોય તે જવન કેડે સંચરે.
હાથ ફેરવે તે થકે મનમાંહી, હેતુ જાણે તેહને;
પણ સુનાને મન વાત અલગી,તે ભારે બાલે દેહને.
અલગા આશય બેઉતણા, લોભે લાગો અજ હલે;
તે યવન જાણે ભક્ષ કરૂ, જો ઘણેરૂં વપુએ વલે.
પછે ચરણ ઊંચે અધો મુખે, ને નેટ તે રાખે શિરે;
માયા કેરી રીત એહવી, અંતે જીવને એમ કરે.
વિષે દેખાડે વિશ્વના, ચિત્ર વિચિત્ર તે ચિત્ત ધરે;
પછે પંડિતને પૂછે પ્રભુ, મહા ભોગ કેમ પામીશ શિરે.
ત્યારે પંડિત રૂપે બોલે માયા, કર્મની કીરત ઘણી;
વિત્ત હરિને વાટ દેખાડે, નાનાવિધ કહે ભણિભણી.
કહે અખો રૂચિ ઉપજે, જો એવું પોષે જંતને;
જો ગહન હીંડો વામવા તો, સેવો હરિ ગુરૂ સંતને.

### કડવું ६ ठुं.

એમ માયા વેષ નાના ધરેજી, કર્મ ધર્મના શબ્દ નાના ઓચરેજી;
જીવ કેરા મનને અતિ ઘણું આવરેજી, તેણે પુરંજન ભવ ફેરા ફરેજી.

પૂર્વછાયા.

ફરે ફેરા બહુ ભવવિષે, વિષયનો તાણ્યો વહે;
પ્રત્યક્ષ ભોગ દેખે ભલા, વલિ પંડિતને પોષતો રહે.
કર્મનાં ફલ લખે માયા, વલિ માયા બેઠી તે રચે;
શબ્દકેરે બાંધણે ભાઈ, બાંધી જીવ રાખે પચે.
અંતરમાંહેથી મન રૂપે, સંકલ્પ વિકલ્પ સુત જણે;
નિમેષ માંહે નવા નવા, જ્યમ ઇંદ્રજાળ ગુટિકા ગણે.
કર્મ ફલ ને જીવ કેરો, જોગ માયા મેળવે;
વિષય તૃષ્ણામાંહે મૂકી, એમ જગતને ભેડવે.
માયા સ્વર્ગના ભોગ વખાણે, બીક દેખાડે નર્કની;
તે કામનાયે લાગો ફરે, ભાઇ ગતિ જેવી કૂપ ચક્રની.
કામ ધામ ને ધન દારા, માત પિતા સુત બાંધવા;
વર્ણ વેષ ને રૂપ મુદ્રા, નમણુ ઠમણુ દેવ વંદવા.
ચાલ્ય ચાતુરી ચૌદ વિદ્યા, અવિદ્યા સર્વ સાધના;
પંડિત કવિ ને ગુણિ જાણ દાતા, સર્વ માયા કેરિ આરાધના.
રમે રમાડે આપ માયા, નીચો ઊંચો લઇ ચડે;
જેમ મર્કટ હીંડે માગતો, પેલા ભિક્ષુક કેડે રડવડે.
એમ ભમે બહુ ભવવિષે, પણ ભેદ કોયે લહે નહી;
દોરિ સંચારો માંહિ માયાતણો ભૂલવણુ મોટી એ સહી.
કહે અખો સહુકો સુણો, તમે જુઓ અંતરના તંતને;
એ જાળમાંહેથી તો નિસરો, જો સેવો હરિગુરૂ સંતને.

### કડવું ૭ મું.

માયા મોટી જગમાંહે નટીજી, તે આગળ કોઇ ન શકે ખટીજી;
હરિ હર અજથી આગળ પટીજી, સમઝી ન જાય એવી માયા અટપટીજી.

પુર્વિછાયા.

સમઝી ને જાય એવી માયા, દીસે નહી ને બલવતી;
ચૌદ લોકની આદિ માતા, ઓંકારથી પેહેલી હતી.
ત્રિગુણ પેહલી શૂન્ય સ્વામિની, તેણે ગુણ જનમી ઉભા કયા;
પછે જનની થૈ યોપિતા, બલ પામિ પોતે વર્યા.
ચિદશક્તિ ચતુરા ચરાચર, ગુણ સાથે ભજે વલી;
દેવ દાનવ નાગ માનવ, રમે રમાડે એકલી.
ઉર્ણનાભ જેમ ઉર્ણા મૂકી, તે મૂકીને પાછી ભખે;
તેમ માયા ચિદ્શક્તિ માટે, મોહોટું સામર્થ્ય એ વિષે.
ત્રિગુણ થઇ ચોવીસ રૂપે, તેહનો ભેદ કહૂં કથી;
જયમ જલ જમાય શીત યોગે, તેહને જડતા પ્રગટે માંહેથી.
સત્વ રજ તમ રૂપે થઇ માયા, પછે એકએકના બહુ થયા;
પંચભૂતને પંચ માત્રા, તામસના નિપજી રહ્યા.
રાજસનાં ઇંદ્રિ દશે, અને દશે તેના દેવતા;
ઇંદ્રિયે ઇંદ્રિયે તે વશ્યા, આપ આપણું સ્થલ સેવતા.
મન બુદ્ધિ ચિત્ત અહંકાર જે, તે સત્વગુણથી ઉપના;
એ સૃષ્ટિનાં ચોવીશ કારણ, માયા સમલિત રૂપના.
પ્રકૃતિ તે પંચવીશમી, પરિવાર સર્વે તેહેનો કહ્યો;
પણ છવીશમો પરમાતમા, તે યથારથ જયમ ત્યમ રહ્યો.
કહે અખો સહુ કો સુણો, એ કહ્યું છે ધીમંતને;
એ સમઝે તો કામ સરે નરનું, જો સેવો હરિ ગુરૂ સંતને.

કડવું ૮ મું.

એણે અનુક્રમે જગતને જાણીયેજી, ત્રણભુવનમાંહે માયા પ્રમાણીયેજી;
સ્થૂલ સૂક્ષ્મ જે કહ્યું જાય વાણીયેજી, તેટલું સર્વે માયા વખાણીયેજી.

પૂર્વિછાયા.

માયા વખાણીએ માટ એણે, દૃષ્ય પદારથ જેટલો;
દૃષ્ય પદારથ જે જે કહાવે, પાછો વણસશે તેટલો.
ઉપનું તે અક્ષય નહિ, બ્રહ્મા આદે કીટ જે;
જે જાયો તે જાય જાણો, અમર સંશય મેટજે.

અમર દાનવ ધ્રૂવ તારા, ચંદ્ર સૂરજ જાએ વલે;
જાય જોગ અષ્ટાંગ સિદ્ધ સાધક, તો પ્રાકૃત જીવ કેટલે ભલે.
લીલા વપુ જો ધરે નિર્ગુણ, તોય નેઠ પાછો વલે;
કાલ માયાનું નાટક એહવું, જે ઉપજાવી અહર્નિશ ગલે.
જેમ કરસણી ઉછેરે કરસણ, તે કાચું પાકું સર્વ ભખે;
તેમ જગત કરસણ કાલ માયાનું, તેન મૂકે ખાધા પખે.
જેમ મેઘના બિંદુ નાના મોટાં, રેલાઈ પૃથ્વીએ પડયા;
તેમ માયાને મન સહુજ સરખૂં, જે પ્રાય પોતાના ઘડયા.
જેમ અર્ણવ ન જાયે ઉછલી, નવશેં નવાણું નદી ભલે;
સિંધુ થયો સરિતા સરૂપે, તે માટે આધિ ગલે.
તેમ માયાનું આ જગત નિરમ્યું, કાલ યોગે સર્વથા;
પરમાત્માને વતરેક કારણ, તેની કલ્પામાં નાવે કથા.
માહાલે માયા અનંત રૂપે, પણ અપત્યને ભાસે ભલી;
જેમ બાલકીનાં ઘોલીયાં, રમે રમાડે એકલી.
કહે અખો સહુકો સુણો, જો આણો માયાના અંતને;
તો અપોપું ઓલખો, જે સેવો હરિ ગુરૂ સંતને.

## પદ ૨ જું.—રાગ આશાવરી.

માયા પીડતી જાણી પરબ્રહ્મને આરાધીયે, સાધીયે સ્વામીને ચિત્ત પૂરે;
સદ્‌ગુરૂ કેરડાં ચરણ આદર કરી, માર્ગ ઝાલીયે મનસૂરે. મા૦
મન ક્રમ વચને ગુરૂ તે ગોવિંદ ખરા, ભિન્ન ન જાણીયે ભાવ બીજે;
જાતને અધ્યયન આશ્રમતણું, માન મૂકી બ્રહ્મદ્રવ્ય પીજે. મા૦
જેમ અગ્નિસંગે શીત વ્યાપે નહી, જ્યોતિ દેખાડે ને તિમિર ત્રાસે;
તેમ ગુરૂ પ્રતાપે પરબ્રહ્મ ભેટીયે, માયારૂપીયું ગેહેન નાશે. મા૦
જયમ કાષ્ટ આવી પડે વન્હિ જ્વાલાવિષે, તે દારૂ ફીટીને અનલ થાયે;
તેમ અનન્ય આરાધના જે કો કરશે અખા, તેહના માયા ફરી ચરણ સહાયે. મા૦

## કડવું ૯ મું.—રાગ ધન્યાશ્રી.

નરને ઉપજે દ્રઢ વૈરાગજી, તેહેના ટલે દ્વેષ ને રાગજી;
આરત્યે કેરી મનવિષે આગ્યજી, નહી આતુરતા કેહેવા લાગજી.

## પૂર્વછાયા.

આતુરતા મન અતિઘણી, જેમ મીન વિછર્યું નીરથી;
એ જ્ઞાન શિંચાણો લેઇ ચઢ્યો, તેણે દૂર નાખ્યું તીરથી,
તડફડે તલપે અતિઘણું, વિરહ સૂરજ શિર તપે;
સંસાર રૂપી ભૂમિ તાતી, નીર નીર અહર્નિશિ જપે.
કાલ શિંચાણો શિરે ભમે, તે તેહની દ્રષ્ટ પડે;
નીર વોહોણું વપુ દાઝે, ઝાલ લાગે ને તડફડે.
નયણે તે નીર દેખે નહી, કળકળે કાલજ બળે;
પેટ પૂંઠે પાસું વાલે, જેમ પડે તેમ દાઝે જળે.
કામધેનુંના પયવિષે, જો કોઇ મૂકે તેહને;
તોયે આપદા ન ટળે મકરને, વારી વાહાલું જેહને.
વૈરાગ ઘણો ઉપનો શરીરે, તેણે કાલજ કોર્યું માહેથી;
સ્નેહતણો તાપ તપે તનમાં, તે નર જીવે કયાંહેથી.
નાનાવિધના ભક્ષ ભોજન, તેને દીઠાં નવ ગમે;
સંસારરૂપી ભૂખ લાગી, ઉભા થાતાં તન ભમે.
નિર્વેદ ઉપનો નર. વિષે, તે જીવપણે જીવે નહી;
તે મરી જીવે મનવડે, જેમ કીટ ભમરી હોયે સહી.
જેમ ઉધઇ આયે કાષ્ટને, તેનુ કૃષ્ણાગર થૈ પરવરે;
તેમ વિરહ વૈરાગ્ય જેહને ભખે, તે નર હરિ થાએ શિરે.
કહે અખો સહુકો સુણો, નિર્વેદ ટાલે જંતને;
જે નરને ઉપજે ચેતના, તે સેવે હરિ ગુરૂ સંતને.

## કડવું ૧૦ મું.

વિરહ વૈરાગે જેહનું મન તપેજી, તે રૂંરૂંમાંહે હરિ હરિ જપેજી;
સદ્‌ગુરૂ ચરણે આપોપું અરપેજી, પરબ્રહ્મ રહે ને પોતે ખપેજી.

## પૂર્વછાયા.

પરબ્રહ્મ રહેને પોતે ખપે, તેહનો ભેદ કહું તે સુણો;
તે વચન માને ગુરૂતણું, ને ભાવ ભરૂંસો અતિઘણો.
ગુરૂ કહે રામ રમે સકલમાં, સર્વાવાસ સ્વામી ભર્યો;
એવું સાંભલતાં મહાવચન માન્યું, ભક્તિ ઉપર આદર કર્યો.

તે હરિ હરિ દેખે સકલમાં,જેહનેજીવ જીવકરી દેખતો;
હરિ જાણી હેત કરે સકલમાં, પેહેલાં જે ઉવેખતો.
હરિ જાણ્યેથકે ભક્તિ થાએ, તેજ ભક્તિ જાણો ખરી;
અજાણે જે આચરે, તેને દ્રોહ થાએ પાછો ફરી.
સદ્‌ગુરૂનાં વચન સુણીને, ભકિત જેહને ઉપજે;
અચિરકાલે તે પામે આત્મા, સદ્‌ગુરૂ વચને જો ભજે.
બાઇ ભક્તિ જેવી પંખણી,જેહને જ્ઞાન વૈરાગ્ય બેઉ પાંખ છે;
ચિદાકાશ માંહે તેજ ઉડે, જેને સદ્‌ગુરૂ રૂપી આંખ્ય છે.
દેખે નેત્ર પરબ્રહ્મનાં, પરબ્રહ્મનો કર્ણ માત્ર;
પાદ પાણી પરબ્રહ્મનાં, પરબ્રહ્મ દાતાને પાત્ર.
જલે પરબ્રહ્મ સ્થલે પરબ્રહ્મ, સ્વર્ગ મૃત્યુ પાતાલે;
ગિરિ ગહ્વર વનવાટિકા, પરબ્રહ્મ જાલે ને માલે:
પરબ્રહ્મ વિના નહિ ઠામ ઠાલું, એમ દેખે ભરપૂર;
જિહાં તિહાં દેખે હરિ બાઇ, જેનાં પડળ થયાં છે દૂર.
કહે અખો સહુકો સુણો, ભકિત આવીને જંતને;
એવા શુદ્ધ ભજનને પામવાં, તમે સેવો હરિ ગુરૂ સંતને.

કડવું ૧૧ મું.

વળિ વળિ કહુંછું ભક્તિ વિશેષજી, જેહ ન દેખે હરિ વિના શેષજી;
પેખે સઘળા હરિના વેષજી, તે જન ન કરે કેહેનો ઉવેખજી,

પૂર્વછાયા.

ઉવેખ ન કરે કોયનો, આત્મા વિલાસી રહ્યો;
જેહને શ્રીભાગવત ગાયે ગીતા, ઉપનીષદે જેને કહ્યો.
બાઈ ભક્તિ તે જે એમ જાણે, જાણીને હૃદયે ધરે;
સ્વામી માહારો રહ્યો સઘળે,અહર્નિશ ચિંતન એમ કરે.
ભુવન ત્રણ્યમાં રહ્યા પૂરી, પૂરણ સ્વે પરમાતમા;
પોતે તો પીયુજી નિરંતર, પણ ભેદ દેખે ભાતમાં.
માહરો રામ રમે છે સર્વે વિષે, એમ હેતે હીસે મન;
હરિ કહે એ સાંભલે હરિ, હરિને સોંપે તન.
બિલ રાસ નારાયણકેરો, દેખે તે અનંત અપાર;
જિહાં જેહવો તિહાં તેહવો, નારાયણ નર નાર-

ગદ્દગદ કંઠે ગાતે થકે, રોમાંચિત હોયે ગાત્ર;
હર્ષ આંશુ બહુ હેત હૃદય, પ્રેમકેરૂં તે પાત્ર.
ખાતો પીતો બોલતો, દેખતો તે સઘલે રામ;
વેધ્યું મન રહે તેહનું, શીથલ સંસારી કામ.
નવનીત સરખું હૃદે કોમલ, કહ્યું ન જાયે હેત;
આંખમાંહે અમૃત ભરિયું, હરિભક્તિ કેરૂં ક્ષેત્ર.
જેમ જારે લુબધી યુવતી, તેનું મન રહે પ્રિતમ પાસ,
અહર્નિશ રહે અલોચતી,ભાઇ એહવૂં મન હરિદાસ.
કહે અખો સહુકો શુણો, હરિ લક્ષ લાગો ચિંતને;
મનન તેહને માહાવનું, તે સેવે હરિ ગુરૂ સંતને.

### કડવું ૧૨ મું–રાગ ધન્યાશ્રી.

હૃદય ઉજાલો દે જેમ ચંદ્રમાજી,કિરણ તેહનાં પસરે વન વિથિ મંદ્રમાંજી;
તેમ સરખો આત્મ ભાસ કોટ ઈંદ્રમાંજી, એહવો પ્રકટયો હૃદયા કંદ્રમાંજી.

### પૂર્વછાયા.

હૃદે ગુહામાં રામ પ્રગટયો, તેણે પાલટો મનનો થયો;
માયાને ઠામે બ્રહ્મ ભાસે, સંસારનો સંભવ ગયો.
જેમ રવિને તેજે ઓગલે, પાલો તે પાણી થૈ વહે;
તેમ જેહને પ્રગટે આતમા,તે માયા દોષ સહેજે દહે.
ભાઈ માયાનું બલ તિહાં લગે,જિહાં આતમા જાણ્યોનહીં;
જેમ ગત યૌવન થઇ યુવતી,તે પ્રસવ લગિ વાધી રહી.
જેમ ગોરસમાંથી આજ્ય કાઢે,તે જેમ તક્ર થયું દહીં;
આત્મા જાણે એમ મારા, વિચારે દીશે નહીં
ભાઇ કર્મ ગહન તે તિહાં લગે,જિહાં સદ્દવિચાર નથી ઉપનો;
નવનીત ત્યાં લગે વણસતૂં,જિહાં ભેદ ન જાણ્યો તૂપનો.
તાવ્યું માંખણ ઘૃત થયું, પછી તે વણસે નહિં કિમે;
તેમ આતમા જાણે નોહે પરાભવ,અણજાણે માયા દમે.
અંધારૂં દુઃખ દે ઘણૂં, અર્ક વિહોણું જેમ ચક્ષુને;
તેમ આત્મા ઉદયે ગહન પલાયે,માયા દમે નહીં પુરૂષને.
નિદ્રાવાનને સ્વપ્ન હોયે, ભોગ નાના ભોગવે;
અણછતાં આણુત કરે ઉભા, ગહન માયા જોગવે.

જાગ્યો તાં થઇ ચેતના, નિદ્રા સાથે સર્વ પલ્યું;
ત્યમ તુરિયાવડે તિમિર ત્રાસે,ચિત્ત ચમક્યું હુંતું ને ટળ્યું.
કહે અખો સહુકો સુણો, જેમ દારિદ્ર નથી શ્રીમંતને;
જો મહાધન હીંડો પામવા,તો સેવો હરિ ગુરૂ સંતને.

પદ ૩ જું.-રાગ રામગ્રી.

ગુરૂ ભેવ પામ્યો ગુરૂ ભેવ પામ્યો, તે નર માયાનું જાલ વામ્યો (ટેક)
જેમ પારસ પરસે જઇ ધાતુને, આપ ટલીને થાય સોનું;
તેમ ગુરૂ પારસવડે નર નીપના, કારણ પ્રીછ્યુ જેણે ગુરૂતણું. ગુરૂ.
શબ્દરૂપી વંટોલ છે વાયુના, તેમાં પડયાથકા જીવ ભરમે;
રાજસ તામસતણી રજ પડે નેત્રમાં, સદ્ગુરૂ બાલ તે દુર વિરમે. ગુરૂ.
આપ વિના ઉદ્દેશ કેહેનો કરે, જો ઇશ અજાતણો માંહે દીઠો;
સદ્ગુરૂ કલા તે નાવે કહ્યાવિષે, મુખવિના સ્વાદ કહે ખાટો મીઠો. ગુરૂ;
જાણે કોઇ જન જે આપ ટાલી રમે, પ્રેમે પ્રીછે જે વાત ગુરૂની;
જે જેમ તે તેમ લહેજ અખા, જો પરનાલિકા પ્રીછે ઘરની. ગુરૂ.

કડવું ૧૩ મું.-રાગ ધનાશ્રી.

જે નર સમજ્યા તેણે તાં એમ લહ્યુંજી, આપવિષેથી આપોપું ગયુંજી.
બ્રહ્મઅગ્નિ માંહે તે દ્વૈત સર્વે દહ્યુંજી, મરમ સમજ્યાથી હુંતું તેમ થયુંજી.

પુર્વછાયા.

થયું તેમ જેમ હુંતું આગે, જાણણહારો જાણિયો;
જે ઓંકારની આદ્ય હતો, વલિ વેદ પુરાણે વખાણિયો.
કયારે દેખે ધ્યેય ને ધ્યાતા, કયારે ધ્યેય રહે ને ધ્યાતા ટલે;
તટસ્થ ઉપનું જ્ઞાન જેહને, એમ સુરત ચલે વલે.
કયારે ઇંદ્રિ આરામ વરતે, કયારે વર્ત્તવેણી સુત્યે છે;
તટસ્થકેરૂં એજ લક્ષણ, જ્ઞાનકેરી તે મૂર્ત્યે છે.
જીવનમુક્તા તેહજ કહાવે, જેહને એહ વૃત્તિ ઉપની;
આકાશવત્ તે રહે સદા, કયારેક સ્થિતિ તે રૂપની.
જેમ મહાજલમાંહિલો મકર મોટો, અંબુ મધ્યે આઘો વહે;
ઊંચો આવી અલ્પ વરતે, વળિ મહાનિધિ જાતો રહે.
જીવનમુક્તા તે યોગીશ્વર, જે એમ વર્ત્તે દેહ વિષે;
જેમ નાગતે અંગે જરા પાકી, અલગી થઇ રહી નખશિખે.

તે ચલણ હલણ કરે ખરી, પણ અંગથી એકતા ટળી;
તેમ જીવનમુક્તાને દેહ જાણો, જેમ ભૂજંગને કાંચળી.
ઉપની તે સહજ માંહે, અનાયાસે અંગથી;
જ્યારે વિરમીને થયો વેગળો, ત્યારે ભિન્નદીઠી ભૂજંગથી.
એમ જીવનમુક્તાને જાણજો, બાહ્ય દેહનો જે સંગ;
છેને છેતે નથી સરખી, એમ દ્રષ્ટાન્ત ભૃગુંગ.
કહે અખો સહુકો સુણો, એમ જાણો જીવનમુક્તાને;
એ દશાને હીંડો પામવા, તો સેવો હરી ગુરૂ સંતને.

## કડવું ૧૪ મું.

વળિ કહું સાચા સંત સુજાણજી, જેહને ઉદયો અંતર ભાણજી;
હરિને બોલે જેહની વાણજી, જે ઘટ ઉઘડી વસ્તુની ખાણજી.

## પૂર્વછાયા.

ખાણ ઉઘડી વસ્તુકેરી, તેણે ન્યુનતા સઘળી ટળી;
અંતર માંહેલો આશય મોટો, તેણે વસ્તુમાંહે જઇ રહે મળી.
જેમ અગ્નિમાંહે લોહ પેઠું, તે લોહમાં અગ્નિ આવિયો;
ત્યારે શિવ શિવ થયું સર્વે, જયારે શિવમાં જીવ સમાવિયો.
બાઇ છતે અણછતો થઇ રહે, કોઇક જાણે વિરલા સંત.
આપાપરવિના પ્રીછ અલગી, તે મહાનુભાવ મહંત.
ભૌતિક ભાવના ટળી તેહને, ભાસ્યું ચિદ્ આકાશ;
શોધ ન પામે મીન જેમ, તેહને નીરમધ્ય આકાશ.
નેત્ર ઉઘાડે ને ગતિ કરે, ભરે તે શ્વાસોશ્વાસ;
તેને નીર પીટીને નભ થયું, જે આપ રહે અવકાશ.
જેમ હીમના પરવતવિષે, મુષક ચાલે મધ્ય;
તેને ખણ્યા વેહોણી ખાણ થાય, એહવી ઉષ્ણતાની સિદ્ધ.
આદ્રિમાં આકાશ તેહને, મહા કલા મુષકવિષે;
તેમ ભૌતિક ભાવના તિહાં નહીં, જે અણુલિંગી આતમા લખે.
બાઇ લિંગ તિહાં લેખાં ઘણાં, અણુલિંગે લેખું કશું;
એ સહજ કેરી સાધના, સમઝે તે દેખે અસું.
બાહ્ય તત્વદર્શી તત્વમાંહે, દેખે સર્વ સમાસ;
જેમ અરૂપમાંથી રૂપ બંધાએ, પાછું અરૂપ થાય ખરાસ.

કહે અખો સહુકો સુણો, એવી અકલ કળા મહંતને;
એ પદને ઇચ્છો પામવા, તો સેવો હરિ ગુરૂ સંતને.

કડવું ૧૫ મું.

વળિ કહું જીવન્મુક્ત દશાયજી, નિશ્ચે જેનો પ્રત્યક્ષ પ્રાયજી;
જેણે પિછયો વસ્તુ મહિમાયજી, તે અનુભવતાં પાછો ન થાયજી.

પૂર્વછાયા.

અનુભવ જે મોટાતણો, આપાપર નહી જે વિષે;
આપ ગળીયું આપ માંહે, દ્વંદ્વાતીત રહ્યાં સુખે.
તેહની કલા પ્રિછી નવ પડે, મતો તે અગમ અગાધ;
વારિધિ કેરાં વારિ જાતે, ભાઈ નહિ તરવા સાધ્ય.
જેમ સૂર્ય તપે નિદાઘનો તોએ તે ઉષ્મ ન થાય;
તેમ તત્વદર્શી પુરૂષને, ને દોષ ન લાગે કાંય.
જેમ વાયુ વહે બહુ ગંધને, ઉતમ અધમ અપાર;
પણ રહે અસંગી તે થકો, સ્પર્શે નહિં લગાર.
તત્વદર્શી પુરૂષને, એમ જાણો દેહ ભાવ;
વહે પણ વળગે નહી, જે જાણે સહેજ સ્વભાવ.
જેમ વિચિત્ર ભાતિના રંગ મૂકિયે, સ્ફાટિકમણિની પાસ;
તે ભળ્યા સરખા ભાવ દેખાડે, પણ આપે રહે ઉદાસ
જેમ ચશ્માના પડવિષે, રોધ ન પામે દૃષ્ટ;
તેજ અધિક પોષે આંખને, તેમ અણુલિંગી ઉત્કૃષ્ટ.
તેમ અનુભવી પુરૂષને, આપોપું અંતર નથી;
અમલ આશય તેહનો, ભાઈ ભાગી ઉર્મિ ઉરથી.
સંગિને સિદ્ધાંત પોખે, પ્રેમેશું પાવન કરે;
ઉપદેશ આપે આત્મવિદ્યા, સેહજ શબ્દ તે ઉચરે.
કહે અખો સહુને વિષે, જરિ માન ન હોય મહંતને;
એ ઉત્કૃષ્ટ દશાને તેજ પામે, જે સેવે હરિગુરૂ સંતને.

કડવું ૧૬ મું.

વળિ કહું તત્વદર્શી પુરૂષજી, સેહેજ સ્વભાવે જેવા કલ્પવૃક્ષજી;
જેહને અહંતા ગયો અમર્ષજી, કલ્પાંત કાળે સદા સન્મુખજી.

## પૂર્વછાયા.

સન્મુખ રહે કલ્પાંત કાળે, મહાપુરૂષ મોટી દશા;
તે અન્ય દેહની પરે જાણે, જે માંહે પોતે વસ્યા.
પોતાનો દેહ આદ્ય દેઇને, મિથ્યા દેખે સર્વને;
ચૈતન્ય તો સઘળેજ સરખું, તો કોણ ધરે દેહ ગર્વને.
કીટ પતંગ બ્રહ્મા લગે, પૂરણ દેખે આતમા;
દૃષ્ટિ તત્વ ઉપનું જ્ઞાન જેહને, તે ભૂલા ન પડે ભ્રાંતમાં.
જન્મઅંધ જેમ રૂપને, દેખે નહિં નિરધાર;
અધ્યાસ નહિ તેહને દેહ સાથે, સુણે શબ્દના ભણકાર.
તેમ જ્ઞાતાને પિંડજ નહિ, નહિં તાં પરને આપ;
દેહદર્શી જે હોય ભાઇ, તેહ ને તાં પુન્યને પાપ.
જેમ અંજન વિદ્યા હોય જે કને, તે જ્યાં ત્યાં દેખે ધંન.
વિદ્યા વિના ઘર મધ્ય દાટ્યું, ન જાણે કો જંન.
ધનદર્શી જેમ ધન દેખે, પણ મધ્ય ન દેખે ભોમ્ય;
આવણું છે પણ આડય ન કરે, તેને સાવ નિરંતર વ્યોમ.
તેમ મહાકળા છે મહાપુરૂષને, અણુલિંગી અભ્યાસ;
સ્થુલતા દર્શન શરીરે, સેહેજે થયોજ સમાસ.
દેહ અધ્યાસે દોષ સઘળા, દેખે તેજ સંસાર;
દેહ તેને સર્વ સાચું, પાપ પુણ્ય અવતાર.
કહે અખો સહુકો સુણો, કળા મોહોટી મહંતને;
જેણે મનસા વાચા કર્મણાએ, સેવ્યા હરિ ગુરૂ સંતને.

### પદ ૪ થું.—રાગ કાનડો.

અકલ કલા ખેલે નર જ્ઞાની, જૈસેંહિ નાવ હિરે ફિરે દશદિશ;
ધ્રુવ તારે પર રહત નિશાની, અકલ કલા ખેલત નર જ્ઞાની. ટેક.
ચલન હલન અવનીપર વાકો, મનકી સૂરત અકાશ ખેલાની;
તત્વસમાસ ભયો હે સ્વતંતર, જૈસેં હીમ હોત હે પાની. અકલ૦
છુટી આદ્ય અંત નહિ પાયો, જાઇ ન સકત જહાં મન બાની;
તા ઘર સ્થિતિ ભઇ હે જિનકી, કહી ન જાત યહ અકથ કહાની. અ.
અજબ ખેલ અદ્‌ભુત અનુપમ, જાકું હે પિહિચાન પુરાની;
ગગનકી ગેબ ભયા નર બોલે, એહી અખા કોઇ જાણે જ્ઞાની. અ.

## કડવું ૧૭ મુ.–રાગ ધન્યાશ્રી.

વસ્તુ ને વાણી બોલી નવ શકેજી, મનકેરી સુરત જિહાં જાતાં ધ્રુકેજી;
સદ્‌ગુરુ કેરો જો લક્ષ આવે તકેજી, તે નર સ્વે હરિ થાય તેણે પલકેજી.

### પૂર્વછાયા.

હરિ થાય તે હેત સમજે, દેહાતીત તે આતમા;
પરાત્પર પરબ્રહ્મ કેવળ, તે ન આવે વાતમાં.
અમલ આતમા એક પૂરણ, અખંડિત અવિનાશ;
અજર અમર અનામ અવ્યય, પૂરણ જ્યોતિ પ્રકાશ.
તેને આદ્ય અંત ને મધ્ય નહિં, નહિં જેહને દેશ કાળ;
છાયા માયા વપુ વર્જિત, માપ રહિત વિશાળ.
અધો ઉર્ધ્વ મધ્ય નહિ, નહિં દિવસ ને રાત;
બાલ યૌવન વૃદ્ધ નહિં, બાહ્ય તેવડે સર્વે ભાત્ય.
ત્યાં વારિ વાયુ વસુધા નહિં, નહિ અનલ ને આકાશ;
સર્વમાંહી ને સર્વ વર્જિત, નહિં ઉત્પત્તિ નહિં નાશ.
માનવ દાનવ દેવ પન્નગ, નાગ નહિં નર નાર;
સર્વ કેરૂં જીવન સદા, પણ સ્પર્શે નહિં લગાર.
તપ્ત શીતલ સુભગ સુંદર, કહ્યો ન જાયે તેહ;
મૂલ માપ થાપ ન થાયે, નહિં પ્રેહ નિસ્પ્રેહ.
ક્ષાર ખટરસ મધુર મોળું, તીક્ષ્ણ મિષ્ટ ન કહેવાય;
દીર્ઘ લઘુ કે વામ દક્ષિણ, સર્વ વર્જિતને માંય.
નીલ પીત કે શામ ઉજવળ, રહિત અવસ્થા ચાર;
દૂર નિકટ કે મધ્ય છેડે, થાય નહિ નિરધાર.
કહે અખો સહુકો સુણો, તેનો લક્ષ મોટો મહંતને;
એ અવાચ્ય વસ્તુને તેજ પામે, જે સેવે હરિ ગુરુ સંતને.

## કડવું ૧૮ મું.

જે પ્રભુ વાણીયે ન કહ્યો ન જાયજી, પામણહારો સેહેજે પલાયજી;
અગમઅગોચર જેહનું વેદ ગાયજી, અટપટો આશય સેહેજ સમજાયજી.

पूर्वछाया.

सेहेजमां साधन लागे, अणुलिंगी अनुभव एहवो;
वंध्या सुत जेम सुख सराहे, अचव्यो रस पीवो नवो.
मुखविना रसपान करवुं, एहवुं ते ब्रह्मज्ञान;
श्रवणविना ते शब्द सुणवो, नेत्र वोहणुं जेम ध्यान.
वस्तुगते सेवक नहि, अने स्वामीने नहिं रुप;
ग्राह्य ग्राहक भाव नहि, एहवुं ते धाम अनूप.
जेहने वर्ण वेष न रुप मुद्रा, तेहतणा सर्व रंग;
छाया माया नहि जेहने, तेहना जाणो सर्व ढंग.
स्थान मान जेहने नहिं, अकल रुप अपार;
तेवडे ए सर्व शोभे, आपे जाणणहार.
वाणी मांहे जेह न आवे, तेहतणी सर्व वाण्य;
नेति नेति करता रहे जेह, तेहनी जाणे सर्व जाणु.
कूटस्थ आत्मा ब्रह्म कैवल्य, तेहनो सर्व पसार;
जेहने विशेषण एके न लागे, ते विलसी रह्यो संसार.
जे केहेवो ए कहेवाय नहि, अने शब्दातीत सदाय;
अनिर्वचनी वचन बोले, ते नावे वाणी मांय.
ए तो प्रीछणहारविना प्रीछवुं, पदार्थ वोहोणी जे प्रीछ;
आपे आपतुं जे निरीक्षणु, इच्छा वोणी जे इच्छ.
कहे अखो ए वाण्य वर्जित, निजस्फूर्णे महंतने;
ए समस्या तेणे लही, जेणे सेव्या हरि-गुरु संतने.

कडवुं १९ मुं.

वस्तुकेरुं हारद वस्तुज जाणेजी, शुंए जाणीने द्वैत उर आणेजी;
अद्वैतनो द्वैत करे कोइ सजाणेजी, आपकेरुं रुप ते आप वखाणेजी.

पूर्वछाया.

वखाणे ते व्यक्त करीने, आपे कहे आपे सुणे;
जेम गारुडी मोवर विषे, स्वर दीए ने भाषा भणे.

સ્વામિ પીંડમાંહે તે જીવ કયાંથો, અને જીવને ક્યાંથો પીંડ;
એ ચલણ હલણ ચિદ્રૂપ તાહરી, આપ માંહેથી મંડ.
તું તે હું ને હું તે તું, ધ્યેય ધ્યાતા તું રામ;
ઉંડું વિચારી આપ નિરખે, આપે આપનાં કામ.
છો કૈવલ્ય સ્વામી તમો, દિશો ઇશ્વર માયા જીવ;
એ ત્રણ પ્રકારે થયું તદ્ગત, પણ સ્વભાવે તમે શિવ.
અણછતી અજા તમારી, અંગીકૃત સરખી અશી;
તે મધ્ય પડિયું ધાય તમારૂં, ત્યારે ઇશ્વર થઇને વિલસી.
તે ઇશ્વરના ઐશ્વર્યવિષે, અનંત જીવ ઉપજે સમે;
ચૈતન્ય ચાલ્યું આવે તમારૂં, તેમ તેમ માયા પરવરે.
જેમ કાચનું મંદિર રચ્યું, નીલ પીત શુભ્ર શ્યામનું;
તે ઉપર તપ્યો સૂર જ્યારે, ત્યારે વિચિત્ર રૂપ થયું ધામનું.
કૈવલ્ય સૂરજ તપે સદા, માયા તે મંદિર કાચ;
ઇશ્વર નામ તે તેહનું, જીવ થઇ માન્યું સાચ.
અધિષ્ઠાન તે તમે સ્વામિ, તેણે એ ચાલ્યું જાય;
અણછતો જીવ હું હું કરે, પણ ભેદ ન પ્રીછે પ્રાય.
કહે અખો તમે નાથ નિર્ગુણ, થયા સગુણ વેષ જંતને;
એ કલા તમારી પ્રીછવા, જન સેવે હરિ ગુરૂ સંતને.

### કડવું ૨૦ મું.

એમ એ નાટક ચાલ્યું જાયજી, જેહના સ્વામી તમો પ્રભુ રાયજી;
કૈવલ્ય ઇશ્વર ભૌતિક કાયજી, અછતો જીવ મધ્યે ઉભો થાયજી.

### પૂર્વછાયા.

અણછતો જીવ થાય ઉભો, તે જાય હરિને જાણવા;
નરને ઓછાયો કેમ કળે, તે હીંડે બુધ્યમાં આણવા.
જેમ છો તેમ તમે પ્રભુજી, કાયા માયા સ્વે આપ;
બિંબ પ્રતિબિંબ થાયે દર્પણે, તેમ તમારો તે વ્યાપ.
કૈવલ્યપદ તમે નિજ સ્વરૂપે, ઇશ્વરપદ છે અનંત;
મોટું સામર્થ માયા કેરૂં, જ્યાં ઉપજે મિથ્યા જંત.

તે જંતને બહુ કામના, રસના માટે તે જીવ;
દેહ આસક્તિ તેને અતિઘણી, જાણે આયુ વધે ચેયે શિવ.
ને પિંડને બહુ પરભવે, અને કરે તે કર્મ ક્લેશ;
ચિરંજીવી થાવા હીંડે, મોટા મન ઉદ્દેશ.
ભૂત ભવિષ્યની વાત લહેવા, ઘણા માન્ય કે કોડ;
ઈશ થાવાને આશ મોહોટી, સાધે પિંડ મન મોહોડ.
સિદ્ધિકાજે તે કરે, અતિ ઘણા ઉપાય;
તેણે અહંતા વાધે અતિ ઘણી, જીવ જાડેરો થાય.
માયા સાધે મનવડે, જાણે એજ પરમાત્મપદ;
મમતાતણાં તેણે પડલ ચડે, ત્યમ ત્યમ વાધે મદ.
એહવા પ્રકાર અજાતણા, સાધે છે જીવ અપાર;
નાટકમાં નર નાચનાચે, એમ સરાહે સંસાર.
કહે અખો પદ મૂલગે, પહોંચ નહિં એ જંતને;
મર્મ મૂલગો તેજ પામે, જે સેવે હરિ ગુરૂ સંતને.

## પદ ૫ મું.—રાગ ભૈરવ.

મર્મ સમઝરે મનુવા મેરા, તામે સમાસ જબ હોવે તેરા;
મન જગતકા ધારણહારા, મન મુવે મેટીયા સંસારા. મર્મ
લોક ચૌદ રચુયાં હે મનકું, તાતે મન પાવે બંધન કું;
મન મુવા તબ હે સબ રામા, એહ લોક પરલોકકી મેટી કામા. મર્મ
મન મુવે તે રહે જે મનવા, સો હરિરૂપ જાણી જે જનવા;
કહે અખો રહ્યા નહિં બાકી, જબ હિકમત ખુઝી ઘરવાકી. મર્મ

## કડવું ૨૧ મું—રાગ ધન્યાશ્રી.

વળિ કહું પૂરણપદ મહિમાયજી, કોટિ બ્રહ્માંડ જે નવાં રચાયજી;
પણ અધિક ઓછું કાંઈ નવ થાયજી, જોતાં જોતાં તે વિલૈ જાયજી.

### પૂર્વછાયા.

વિલૈ જાતાં વણસે નહીં, અને નવાં થાતાં નવ વધે;
પ્રાય વસ્તુ અરૂપ અણલિંગી, હેતુવિના કારણ નિષેધે.

હેતુ વિના કારણભૂતણું, કહું દૃષ્ટાન્ત વિષે કરી;
આકાશવિષે જેમ અભ્ર નાના, થાય જાય પાછા ફરી.
નીલ પીત ને શ્યામ ઉજ્વલ, રક્ત ભાત અનંત;
વિચિત્ર પેરે વિલસે વળિ, ત્યાંહાંજ આવે અંત.
પણ વ્યોમ તેમનું તેમ થાતે, જાતે તેમનું તેમ;
ત્રારક પ્રેરક નહિં અભ્રને, વસ્તુ જાણવી એમ.
એ તો અરૂપી કેરૂં રૂપ બંધાયે, પાછું રૂપ અરૂપ થઈ જાય;
ઉપના પછી તેહનાં નામ પાડે, પણ થયું શાનું પ્રાય.
એ વિચારી જો તે થકે, જેહવો એ ઘનસાર;
રૂપ બંધાઈ રમે રમાડે, પણ ક્ષણ ક્ષણ ખગાકાર.
આઇ જગતનાં કારણ ઘણાં, પણ થયા પછે ધરે નામ;
કહે પંચભૂતનાં પૂતળાં, એ બ્રહ્મકેરાં કામ.
પણ વિરંચી આદે વિશ્વ સઘળું, ઘડ્યો કેહેનો ઘાટ;
એ વિચારે બુદ્ધિ બુડે, અતિ નિરાળો નાટ.
ભાઈ જે છે તે તો એજ છે, બીજો વિચાર મનનો ઘડ્યો;
કરતા કોણ કહું કેહતણો, જો અન્ય પદાર્થ નવ જડ્યો.
કહે અખો એ કળા મોટી, તોજ ઉપજે જંતને;
રૂપ અરૂપી આપ દેખે, જો સેવે હરિ ગુરૂ સંતને.

### કડવું ૨૨ મું.

અનુભવ મોટો મોટા જાણેજી, બુધ્ય તે બાપડી ચર્યું પ્રમાણેજી;
દીઠું સાંભળ્યું સહુએ વખાણેજી, પણ અચવ્યું કોઇક ઉરમાં આણેજી.

### પૂર્વછાયા.

અણુ નથિ તેનાં ચરિત્ર શેનાં, એ તો આભાસે છે અણછતાં;
અણલિંગી એ અર્થ સમજે, કહું દૃષ્ટાન્ત જે પોહોંચતાં.
અધિષ્ઠાન ઉત્કૃષ્ટ માટે, ચૈતન્યતા ત્યાં અતિ ઘણી.
તેણે અરૂપ ભાસે રૂપસરખું, તેણે અહંતા ઉઠે આપણી.
તે અહંતા થાય અનંતરૂપે, પ્રૌઢી થઇને પાંગરે;
તેનો લક્ષ નરને કહું તે, કોક ધીમંત હૃદયામાં ધરે.

ભાઇ દ્રષ્ટાન્ત આવે બુદ્ધિમાં, તો સિદ્ધાન્ત સમજે સહી;
તે દ્રષ્ટાન્ત સમજી નવ શકે, તેને ઉકેલ હોયે નહીં.
જેમ દર્પણ મૂકિયે સામસામા, ને પ્રતિબિંબ્યે એકએકમાં;
તે અન્યો અન્ય અનંત થાયે, જો દ્રષ્ટ પહોંચે છેકમાં.
તે દર્પણ દર્પણમાંહે રચના, દીસે પ્રગટ પ્રમાણ;
એક એકમાં અલગા અલગા, ચંદ તારા બહુ ભાણ.
અનંત ભાસે સામ સામા, એકના ઉદરમાં એક;
સિદ્ધાંતને તમો એમ જાણો, કહું વસ્તુ વિવેક.
આદર્શ નિર્મળ અતિઘણું, પરબ્રહ્મસ્થાની તેહ;
તેહમાં અજા આછી અણછતી, ભાઇ આવી ભાસે એહ.
તે અજામધ્ય ઉપાધ્ય બોહલી, તે જાણે અહં કૃત્ય;
જેમ મુકુરમાં અનંત દીસે, રૂપની સંસૃત્ય.
કહે અખો સહુકો સુણો, સંસૃત્ય ન ભાસે જંતને;
એ ગીતાનું તે હારદ સમજે, જો સેવે હરિ ગુરૂ સંતને.

## કડવું ૨૩ મું.

વળિ કહું પૂરણપદ નિર્વાણજી, જ્યાંહાં નવ્ય પોંહોચે મનને વાણજી;
ત્યાંહાં નવ હોએ ઉત્પત્ય હાણજી, સ્વસ્વરૂપની જ્યાં છે જાણજી.

### પૂર્વછાયા.

સ્વસ્વરૂપની જાણ એહવી, જીહાં જાણણહારો સ્વે રહે;
અણછતું તે છતું થાય છે, છતો બ્રહ્મ અગ્નિ દહે.
ભાઇ સિદ્ધાંતનું સિદ્ધાંત એહજ,મહાઅનુભવની સ્થિતિ જહાં;
આકાશથી આઘેરૂં જે પદ, તે કહ્યું ન જાએ પરૂં અહાં.
વેત્તા વિણ વેત્ત વિના, પૂરણપદ નિર્વાણ;
જેને ગ્રાહ્ય ગ્રાહક ભાવ નહિ, જાણ્ય વિહોણી જાણ.
તેહને ઉપમા દીજે કશી, જો તેવડે સર્વ કોય;
જે કહીએ તે અણછતું, ભાઇ તે તો તેહ ન હોય.
દ્રષ્ટાંત ઉપમા જે જે દીજે, તેતો સર્વ રહે ઓહરૂં;
શું કરે એ બુધ્ય બાપડી, જો ચાલ્યાથી દશ દગલાં પરૂં.

જેમ વિયતમાં ઉડે વિહંગમ, એકથી એક આઘા વટે;
બલ દેખાડે બહુ પરે, શિરે સામર્થ્યે તે ઘટે.
જેમ અગમ અગાધ અનંત અંબર, તેમ વસ્તુ અનંત અપાર;
તેને શ્યા સરીખો કહે કવિજન, કહેવું બુદ્ધિ અનુસાર.
જેમ મૃતકની ગત જાણે મૃતક, જે જન જીવિત થો ટળ્યો;
તેમ જ્ઞાનીની ગત જાણે જ્ઞાતા, જે અંતરમાં પાછો વળ્યો.
ભાઇ શાને સમજે સંત શૂરા, પણ કર ગ્રહીને નથી આલવા;
એ તો પોતે હુંકારો દે પોતાને, તો જાય કેહને ઝાલવા.
તો કહે અખો સહુકો સુણો, એવી અકલ કલા મહંતને;
મરી જીવ્યાનો મર્મ લેવા, સેવો હરિ ગુરૂ સંતને.

## કડવું ૨૪ મું.

વળિ કહું એક અપૂર્વ સારજી, વણ કર્મે હોયે પંથનું પારજી;
જહાં ન લાગે શબ્દ ઉચ્ચારજી, તે જાણવો બોલણહારજી.

### પૂર્વછાયા.

બોલણહારાનું બોલવું, તે જાણજો જુગતે કરી;
એમ સમજે સિદ્ધાન્ત થાય, જો જૂએ જન પાછો ફરી.
ભાઇ પરાપરથી શબ્દ ઉઠે, તે જુગતે જાડો થાય;
પાર છે પરમાત્મા તે, સ્વે ચૈતન્ય ઘનરાય.
તે મનદ્વારાએ મહાતમ ધરે, તે મનને ઉઠે કલ્પના;
કલ્પનામાં કામના છે, તે કરે બહુ જલ્પના.
પરાતીતથું હોય પોષણ, તે શબ્દરૂપ પરા કરે;
તે પશ્યંતી એ થાય જાડો, અરૂપ પ્રીટી રૂપ ધરે.
મધ્યામાંએ ઘાટ ઘડાએ, અને વૈખરી થઇ વીખરે;
અસંખ્ય વાધે શબ્દ કેરી, અનંત પ્રકારે ઓચરે.
અક્ષર બાવન અનંત રૂપે, વેદ પુરાણ સ્મૃતિ લખે;
મંત્ર યંત્ર ને વિદ્યા અવિદ્યા, કાંઇએ ન હોય વાણી પખે.
ષટદરશનના મત્ત નાના, એ સર્વે મન વાણીતણા;
પશુ પંખી નર નાગ લગે, ભેદ સર્વે એહના ઘણા.

પરાત્પર તે પર રહ્યું, એ સમજ્ય વાણી મનતણી;
મધ્યે માની લીધું જીવડે, અણહુંતો થયો ધણી.
મોટું સામર્થ્ય મહાપ્રભુતું, વણ ચલાવ્યું ચલે વલે;
જેમ સૂર્યવડે સર્વ કામ ચાલે, પણ કિરણ કે માંહે નવ ભલે.
કહે અખો એ મર્મ મોટો, એમ સમજે અનંતને;
એમ સમજેથી સ્વેજ થઇયે, જો સેવો હરિ ગુરૂ સંતને.

## પદ ૬ ઠું.—રાગ મલાર.

મર્મ મોટો પરબ્રહ્મનો, રસનાએ નાવે;
શબ્દ વેધી સુરતા ખરા, તેહને લક્ષે આવે. મર્મ.
જેણે સ્થલ કોઇએ નથી, તેણે સ્થલ તે સ્વામી;
ધ્યાતા ન રહે શેષ જે, તેણે વસ્તૂ પામી. મર્મ.
શબ્દવિના સોહં સદા, વેત્તાવિના વેવું;
જાણે કો સંત સાધી કલા, આકાશ વશીવૂં. મર્મ.
ગુરૂ શિષ્ય વિનાની સંજ્ઞા, જો સૂષો શિષ્ય પ્રીછે;
તે સદગુરૂ કહી શકે, જે ગુરૂપણું નવ ઇંછે. મર્મ
જે વાચા બોલે અવાચ્યને; તે વાચા ન હોય;
સ્વસંવેદ જાણે અખા, જો ગુરૂ ગમ્ય હોય. મર્મ.

## કડવું ૨૫ મું.—રાગ ધન્યાશ્રી.

હવે કહું મોટો પરબ્રહ્મ ભેદજી, જેણે કરી હોય દ્વૈતનો ઉચ્છેદજી;
જેહને કહે અગમ અગોચર વેદજી, તે પદ જાણો સ્વસંવેદજી.

## પૂર્વછાયા.

સ્વસંવેદને પદ સદા, આપે લહે તે આપને;
જેમ ધુંધુતો હોય અગ્નિ અચાનક, થાય શિખા તાપને.
તેહને જોલ જ્વાલા અતિઘણી, દીસે જાજુલ્યમાન;
ફટકીને થયો ફરફરો, તેણે કાઢયું રૂપ નિદાન.
પરબ્રહ્મ વન્હિ એમ જાણો, ઘટઘટ રહ્યો સમાય;
જેમ છે કાષ્ટ પાષણ માય, તે દેહ સાથે થો જાય.

ધુધુતો ધોખે ભરયો, તે શૂન્યવાદીના વાદ;
ધૂમ્ર ભરયો અતિ ધૂખલો, તે ચાલ્યો જાય અનાદ.
તે કાષ્ઠ નોહે કશાનું નોહે, કરે તે ઘોર અંધાર,
દારૂનાં દલથકી ટલ્યો, અને ઝલકયો નહિ ઝાતકાર.
તેમ શૂન્યવાદીને સતા ખરી, પણ આતમ નહિ ઉદ્યોત;
કથે પણ તેહનો કલેશ ન ટલે, જેહવી ચિત્રમણિની જ્યોત.
જેમ ચિત્રદીપ દીસવા લાગે, પણ અજવાળું નવ થાય;
તેમ શૂન્યવાદી સર્વનાશ કહે, પણ મૂળ મેમાં ન પ્રીછાય.
તે પ્રપંચને મિથ્યા કરે, પરમાત્માને કહે નથી;
કર્મ ધર્મને તે પરહે, કહે જગત સર્વે શૂન્યથી.
કહે શૂન્ય ઉપજે શૂન્યે સમાયે, શૂન્ય વિષે સહુ સ્થિતિ કરે;
શૂન્યમાં આશય છે તેહનું, કહે મુઓ ફરી નહીં અવતરે.
કહે અખો શૂન્યવાદી, ન પામે મૂળ તંતને;
પ્રભુ પરમારથ તેહજ પામે, જે સેવે હરિ ગુરૂ સંતને.

## કડવું ૨૬ મું.

હવે કહું અધમ જે શૂન્યવાદીજી, જેણે શૂન્યની સુદ્ધ ન લાધીજી;
પ્રપંચ ન ટલ્યો નિંદા વાધીજી, તેણે મિથ્યા બુદ્ધિ સાધીજી.

### પૂર્વછાયા.

તે પ્રપંચને મિથ્યા કરે, પણ હૃદે જગત સાચું કહી;
અધમ નામ તે માટે એહનું, જે શૂન્યવાદી એ પૂરા નહી.
તે કરતવ્યથી નવ ઓસરે, ઉત્તમ તજે ને મધ્યમ ભજે;
દેહ આશકત રહે સદા, સુખ દુઃખ પામે જય વિજે.
જુગતે જગતના દોષ દેખે, પોતા પ્રતે તે વસે;
અજ્ઞાનને તે જ્ઞાન માને, ઇંદ્રિના સુખને ધસે.
કયારે કહે એ આતમા ને, કયારે કહે એ શૂન્ય છે;
કયારે કહે એ જગત સાચું, કયારે કહે આંહિ મૌન્ય છે.
વાદ કરે એ તે સહુજ સાથે, નિંદે પણ લક્ષ નવ લહે;
બ્રહ્મ વિદ્યાનો ભેદ ન જાણે, વદ વિટળ તેહને કહે.

નાસ્તિ કહે નારાયણને, પણ પ્રપંચ ન છુટે મનથી;
સંસારના સુખ અતિ વલ્લભ, મન ગયું પાપ પુન્યથી.
નમે નહિ મહાપુરૂષને, દોષ દીએ છે અણછતા;
આજ્ઞાનને આગળ કરીને, પ્રબોધે પોતે અહંમતા.
આચાર્ય થઇને અન્યને, વાત કહે તે નારત્નની;
ભાવ ભરોસો નહીજ કેહનો, જુગત ન સમજે આરત્નની.
અધમ શૂન્યવાદીનાં એજ લક્ષણ, તે શૂન્યવાદી પૂરા નહી;
ખરા શૂન્યવાદી તેને કહીએ, વસ્તુ વિશ્વ બે ન કરે સહી.
કહે અખો સહુકો સુણો, એ સમજે સુખ બહુ જંતને;
સમી સમજણ તે સમજે, જે સેવે હરિ ગુરૂ સંતને.

કડવું ૨૭ મુ.

વળિ કહું આઘો અનુભવ જેહજી, જેણે સમજ્યા પુરૂષ વિદેહજી
કોઈક જાણે મર્મ તો એહજી, જે જઈ નીસરે શૂન્યને છેહજી.

પૂર્વછાયા.

શૂન્ય મધ્યે છે વાટ એહવી, પરમાતમ પદ તે સદા;
અગમ અગાધ મત મહા મનોહર, જ્યાં ન મલે દ્વૈતની આપદા.
તેહને જગત નહી તો શૂન્ય શું કહે, ગુણ દોષ તે કેના ગણે;
પરમાર્થ આવ્યું પ્રીછવા, તો આપ વિના અન્ય શું ભણે.
જેમ રતાંબરને રાત્ય મલે, તો દિવસ પરઠે શા વડે;
એ તો કાલ માપે ભુતલવાસી, પણ સૂર્યને કાંઇ નવ અડે.
તેમ વિશ્વ દેખિ મિથ્યા કહે છે, આશ જાણીને જગતની;
નિકાલ તેહને નથી જડતો, તેણે પેર્ય બાંધી મુગતની.
ભાઈ અણલિંગીને આપ ન મળે, તો વ્યાપક પરઠે કેહતણો;
અણુભવ્યું આપ અનાદિ વર્જીત, એવો લક્ષ આઘો ઘણો.
શૂન્યવાદી તે શરીર દેખે, પણ કૃત્ય ન માને દેહનું;
અંધ લક્ષ આઘો ન ચાલે, ન સમજે કારણ છેહનું.
જેમ કાષ્ટ મથત ઉષ્ણતા, પ્રથમ પ્રગટે માંહેથી;
પછે પ્રગટે ધુમ્ર તેહનું, મૂલ અગ્નિને દાહથી.

ઉષ્ણતા તેહજ અગ્નિ જાણીએ, પણ આઘો આદર નવ લહ્યો;
તેમ જગત જગતના કૃત્ય દીઠાં, પણ આત્મા અણુજાણ્યો રહ્યો.
શૂન્યવાદી તે એમ જાણે, દેહ સુધી તેહની દૃષ્ટ છે;
પણ પરમારથમાં પોંચ ન હોય, જેહની પુઠેં પુષ્ટ છે.
કહે અખો જે લક્ષણ સમજે, તેહજ પામે અંતને;
પરપંચ પાર તે રહ્યા બોલે, કલા મોટી સંતને.

## કડવું ૨૮ મું.

વળિ વિદેહીતણાં કહું ચિન્હજી, જ્યાં નવ પોંહોચે વાણી મનજી;
જેને વિષે ન મળે રયણી દિનજી, જે વેત્તા તે તનમય તનજી.

### પુર્વછાયા.

તનમય તન તે માટ એણે, તે કહું દૃષ્ટાંતે કરી;
જેમ ભાસકર ભાસ્યો તોય ભાંડે, પણ ત્યાંનો ત્યાં જાતે ફરી.
તે વારી માંહેથી વાયુ યોગે, ડોલતો દીસે ઘણું;
પણ તરણિ તેમનો તેમ પ્રાએ, અચળ મંડળ આપણું.
તે તપ્ત જલ માંહે તપ્ત ન હોએ, શીતલ ન હોએ શીતથી;
રક્ત જલમાં ન હોએ રાતો, પીળો ન હોય પીતથી.
તે અસૂચી જલમાં ભાસ્યા માટે, અશુદ્ધતા પામે નહી;
વારી વિષધરમાંહે દીઠો, અંતરમાં આમય નહી.
સુરસુરીકેરાં નીરમાંહે, પવિત્ર ન હોએ દિનમણી;
સુધારસમાં ભાસ્યા માટે, અમર ન થાય અહર્ધણી.
પાત્ર માંહે હેઠો દીસે, પાતાલ માંહે નથી પડયો;
અણુલિંગી પદ એમ જાણે, વ્યતિરેક કારણ પરવડયો.
અર્ક ત્યાં ઉપાધ્ય ન મલે, ઉત્તમ અધમ અવનીતણી;
મહાપદનું તાં મહાતમ એહવું, જ્યાં પક્ષ ન મલે અન્ય આપણી.
વિશેષણ જેટલાં કહ્યાં, તે રહ્યા ભૂના ભૂવિષે;
વ્યતિરેક નાવે વાણ્ય માંહે, અન્વય પદમાં એ લખે.
અતિ આઘો લક્ષ વપુવિના, સમજ્યા સરખું સાર છે;
વિદેહકેરી વાત મોટી, શબ્દ કરે તે પાર છે.

કહે અખો સહુકો સુણો, એ સમજ છે મહંતને;
એ અર્થને જે સમજે ધરે, તે રહે પાર વેદાન્તને.

### પદ ૭ મું.—રાગ સારંગ.

સંતો બાત બડી મહાપદકી.
શબ્દ શયાનપ કછુ નહિ લાગત, એસી સ્થિતિ બેહદકી. સંતો.
દ્વંદ્વાતીત દ્વૈત સો ભાસે, કહા કહુંકો બિધકી;
આપ અવાચ્ય વાચ્ય કરી બોલત, અજન કલા મહાનિધકી. સંતો.
જહાં કછુ નાહી તાહિમે તકીઆ, હામ નહિ જ્યાં હદકી;
શબ્દાતીત, સૂર્યકી લગના, ચોજ ગ્રહી ચિદ્ઘનકી. સંતો.
ગ્રાહક ઘ્રાણ્ગ્રાહ્ય નહિ તામેં, વાણ્ય ખુટી જહાં શ્રુત્યકી;
રૂપ અરૂપી આપ અખા હે, બુઝ બડી એ ગધકી. સંતો.

### કડવું ૨૯.—રાગ ધન્યાશ્રી.

જે ઘટ ઉપનુ એવું જ્ઞાનજી, ત્યાં તેહ થયું સર્વ સમાનજી;
જીવ ઇશ્વરનું પામ્યું નિદાનજી, ત્યાંથી ટલીયું પ્રકૃતિનું ભાનજી.

### પુર્વછાયા.

પ્રકૃતિ ભાન ટલ્યું ત્યાંથી, યથારથ જેમ તેમ થયું;
હવે કહું દરશન ખટ જે, અપૂરવ અમથું રહ્યું.
ન્યાય પાતંજલ મીમાંસા, વૈશેષિક સાંખ્ય વેદાંત;
દરશન ઉપદરશન ભેદ કીધા, તે જાણજો તમે સંત.
શૈવ સાંખ્ય ને મીમાંસક, ચાર્વાક બૌદ્ધ ને જૈન;
એ ઉપદરશન ભેદને જાણો, શરીર સંબંધી ચિન્હ.
જટિલ મુંડિત માલા ધારી, કરે ખંચન કેશ;
કાય વાલાં ગરડાં શીશ વીટે, કંઠે લિંગ શિવ ઉપદેશ.
છદરશન તે મૂલગા, ભાઈ શાસ્ત્રકેરાં નામ;
તેહના થયા પાખંડ છનું, તે ચાલ્યા ગામોગામ.
પાખંડના બહુ ફડસુઆ, ગણતાં તે નાવે છેક;
તે મત્ર ભાખે જૂજવા, પણ ચાલ્ય ન મલે એક.

એક એક નિંદે એ માંહોમાંહે, અને પોતાને કહે સાર;
એમ ખટદરશન ખટપટે, પણ ન કરે મૂળ વિચાર.
ભણી ભણીને ભેદ પાડે, અક્ષરતણી લે ઓટ;
સિદ્ધાન્ત નાવે સમજ માંહે, બાંધી રહ્યા ખટકોટ.
છએ કરે વાદ માંહોમાંહે, ત્યારે સહુને પોષે માય;
સમાય માયા આપે સરખો, હારયો કોએ ન જાય.
કહે અખો સહુકો સુણો, મત નોહે માહંતને;
નિરદાવે નારાયણ મળશે, જો સેવો હરિ ગુરૂ સંતને.

## કડવું ૩૦ મું.

શ્રુતિ સ્મૃતિ તે એમ વખાણેજી, જીવને જીવનાં કર્મ પ્રમાણેજી;
કર્મ અનુસારે જીવને જાણેજી, એવું સિદ્ધાંત અઢારે પુરાણેજી.

### પુર્વછાયા.

સિદ્ધાંત કીધું વેદ પુરાણે, કર્મને વળિ જીવનો;
કહે કર્મને જીવ ચાલ્યા જાય, એ ઠાઠ છે સદૈવનો.
જથો પરઠી ચાલે આધા, કર્મને જાડાં કરે;
કર્મ ત્યાં તો જીવ સાચો, એમ જગતજ પરવરે.
વેદે થાપ્યો જીવ સાચો, સ્મૃત્યે પિંડ પરઠયો ખરો;
કર્મ ધર્મ આચરણ લખિયાં, પ્રૌઢો પ્રપંચ પરવરયો.
પણ આદ્ય ન કાઢી જીવની, જે પ્રાય જંત સ્યાંનો ઘડયો;
નિયંતા કોણ ને નિમિત્ત શાથી, એવડો ખપ કરવો પડયો.
એ પરંપરા કોએ નવ જુએ, અને જુએ તે જંત નવ રહે;
જેમ વાયે વાંસ ઘસાય માંહોમાંહે, વન્હિ વન આખું દહે.
નૈયાયિકનો ન્યાયે સાચો, તે ન્યાય જીવ પરઠે ખરો;
તે કૃત્યજ દેખી જીવ દેખે, તે દીઠા માટે ઉચરયો.
દેખે તે તાં કહે સાચું, ન્યાયવાદી નામ એહનું;
હવે પાતંજલી તે પ્રાણ સાધે, કૃત્ય માને દેહનું.
દેહ પ્રાણને કહે સાચા, કહે જીવવિના દેહ કેમ રહે;
પિંડ દેખી જીવ પરઠે, પાતાંજલી તો એમ કહે.

મીમાંસા કહે જો જીવ નોહે, સ્વર્ગભોગ કોણ ભોગવે;
પુરંજન પ્રાયેજ છે, તો સંસારને રહ્યો જોગવે.
કહે અખો શાસ્ત્ર સઘળાં, સત્ય થાયે જંતને;
નિર્વાણ પદ તોજ પ્રગટે, જો સેવે હરિ ગુરૂ સંતને.

## કડવું ૩૧ મું.

વૈશેષિક કહે જંત વિશેષજી, જંતવિના નોહે નાના વેષજી;
એમ તે ગણે ગુણના લેખજી, કોણે ન હોય જીવનો ઉવેખજી.

### પુર્વછાયા.

નોહે ઉવેખ એહનો, સહુજ દેખે દેહને;
હવે કહું સિદ્ધાંત મોટું, સાંખ્ય બોલે તેહને.
સાંખ્ય સંખ્યા કાઢે તત્વની, જીવકેરૂં રૂપ કહે;
કહે માયા એમ લીન બ્રહ્મ છે, કર્મભારને નિત વહે.
માયા કેરો સંગ છુટે, તો પ્રાય શિવ તે છે સદા;
આવર્ણના વિક્ષેપ માટે, ભોગવે છે આપદા.
વેદાંત કહેછે વાત મોટી, એ તો અજા રમે છે અણુછતી;
કર્ત્તા કારયિતા એજ માયા છે, દીસે છે જાતી આવતી.
એ તો માયાને માયા પુરી છે, કર્મજીવને ફલ અજા;
જે જે કર્તવ્ય તે માયાનું, જો ધર્મની બાંધે ધજા.
એ મૂલ મત ખટ દરશનનું, શાસ્ત્રકેરૂં કહિયું રૂદે;
અર્વાચિન તેહના ઉપાસક, તે તો મનના મત બહોલા વદે.
જીવ થાપ્યો મત સઘળે, પછે આચરણ અળગાં આચરયાં;
જીવ રૂપે માનાં ઉદરથી, અલગા કો નવ નીસરયા.
સાંખ્યને આંખ્ય છે પા વસાની, જો ચાલે તો ચાલી શકે;
વેદાંતને વાત સૂજે સુધી, જો માયા મુખથી નવ બકે.
એક એક માંહોમાંહે ખટપટે, હારદ હેત મલે નહી;
મધ્યે બેઠી માયા મોટી, તે અપલને રાખે અહીં.
કહે અખો સહુકો સુણો, એમ સમજ છે મહંતને;
એહનું હારદ તો હાથ આવે, જો સેવે હરિ ગુરૂ સંતને.

### કડવું ૩૨ મું.

સંતનો અતિ મોટો મહિમાયજી, સીજે કારજ સંત પસાયજી;
સંતના જશને ગીતા ગાએજી, સાધુ સેવતાં કારજ થાયજી.

### પુર્વછાયા.

કારજ થાય ને ગહન પલાયે, જ્ઞાન યથાર્થ ઉપજે;
નિર્મલ નેત્ર તે કરે હરિજન, જો ભાવે સંત જનને ભજે.
ભાઈ ભાવ ન ઉપજે જ્યાં લગે, તૃષાવંતને જેમ તોયનો;
ભાવવિના પુંશ્ચલી તન જેવું, કહાવે નહી તે કોયનો.
ભાઇ રતિવિના રામ નવ મલે, ખરી કીધા વિના ખેપ;
જેમ પિપાસા જાયે પાન કીધે, શું હોય કીધે જલ લેપ.
ભાઈ આદરવિણ આવે નહી, સ્વયં આત્માનું જ્ઞાન;
સંતને સેવી કામ સાધો, સુખે પામો નિજધામ.
સંત સંગ કીધાવિના જન, જેહવો વનનો હોય પશુ;
ઉપજે ખપે તે વનનો વનમાં,તેહને વસ્તીનું નહિ સુખ કશું.
સંત સંગે સર્વ સમજે, પશુ ટળી થાય પાત્ર;
સંત કૃપાદૃષ્ટિ કરે તો, નવપલ્લવ થાય ગાત્ર.
કામ ક્રોધ લોભ મોહ તાપે, બળી રહ્યું જે મંન;
તે જીવને ટાઢો થવાને, સંત તે પરજન્ય.
મમતા ધાણીએ જોતર્યા, જીવ ચઢયા કાલને હાથ;
તેહને સંત કૃપાદૃષ્ટિ કરીને, કાપી મૂકે નાથ.
જેમ કેસરીકેરા ગંધથી, ભાઇ કરી પલાયે કોડ;
તેમ સંતકેરા શબ્દ સુણતાં, બંધન જાય બહુ મોડ.
કહે અખો એ ઠામ મહોટો, ઠરવાનો છે જંતને;
ઠરી જીવ ત્યારે ઠામ બેસે, જ્યારે સેવે હરિ ગુરૂ સંતને.

### પદ ૮.—રાગ સિંધુડો.

હરિ હરિજન અલગા કરી રખે ગણો, સંત સેવ્યા તેણે સ્વામી સેવ્યા;
નિર્ગુણ બ્રહ્મને સગુણ સંત જાણવા, જેમ વન્હિ તેજથી થાય દીવા. હરિ.

અગ્નિથી દીપ થાય બહુ આદર કર્યે, દીપથી દીપ તે થાય સેહેલો;
જ્ઞાનિની મૂર્ત્તિ તે જાણો ગોવિંદની, તહાં ભગવાન ભેટેજ વેહેલો. હરિ૦
દૃષ્ટિ ઉપદેશ આપે મોહોટી કળા, જેથકી જંનના કાજ સીજે;
સેવતા સુખ હોય અતિશે ઘણું, જો સદ્ગુરૂકેરૂં મન રીઝે. હરિ૦
પ્રત્યક્ષ રામ તે તત્વવેત્તાવિષે, જેમ કુંડલવિષે કનક દિસે;
મન કર્મ વચને સંત ભજસે અખા, તેનું દ્વૈત દેખી મન નહિજ હીસે. હરિ૦

### કડવું ૩૩મું.—રાગ ધન્યાશ્રી.

સંત સંગ કીજે વળિ વળિ જંનજી, અનુભવ વાધે આધો દિનદિનજી;
માયા ઉપરથી ઉતરે મંનજી, હરિશું ટળશે ભિન્નાભિન્નજી.

### પુર્વછાયા.

ભિન્ન ટળે વસ્તુ મળે, મોટો મહિમા હરિજંનનો;
ચૈતન્ય સાગર માંહે ભેળે, અધ્યાસ કળે એ તંનનો.
શોભે જીવિતવ્ય સંતજનકેરૂં, ભવમાંહે તે અત્ય;
સુખદાયક તેને હોય સહુકો, જેહને સંત હાથે રત્ય.
આપ સરીખો કરી મૂકે, એહવી સંતની પ્રીત;
જેમ વેહેરો ન કરે વરસતાં, એવી છે ઘનની રીત.
સિંચે સરખા સહુજનને, તેણે ફળે ભાર અઢાર;
હરિ હરિ તે કરી મૂકે, એહવી સંત સંગત સાર.
સુકે જવાસો તેણી રતે, તો મેઘનો શો વાંક;
પરજન્ય પાસે પય ઘણું, પણ પી ન શકે એક ટાંક.
તેમઅસંત સંત સંગત કરે, પણ લાગે નહિ તેહને સંગ;
મેળ ન દે એ માયા મધ્યથી, જેમ તેમ થાએ ભંગ.
જેમ તેમ કુસુમેકરી વાસિયે, તેણે સઘળે તે લાગે વાસ;
તે મધ્યે આવે કાંકરી, તેને ન આવે આભાસ,
જેમ શલિલ મધ્યે શિલા રહે, પણ અંતર ન ટળેઆગ્ય;
તો નિર તેહને શું કરે, જો ભેદવા નહિં જાગ્ય.
જેમ ચંદનને ગંધે કરી, થાએ ચંદન આક પલાશ;
પણ ગાંઠ હોએ રૂદે વાંસને, તેહને લાગે નહિ વાસ.

કહે અખો હરિ કૃપા હોએ, તો સમું પડે તે જંતને;
દોષ દરશન નવ હોએ, જે સેવે હરિ ગુરૂ સંતને.

### કડવું ૩૪ મું.

સંતસંગત કરતાં વિલંબ ન કીજેજી, જેમ તેમ કરીને હરિરસ પીજેજી;
મહાજન સંગે કારજ સીજેજી, વસ્તુ રૂપ થઇને તો જીવીજેજી.

### પુર્વછાયા.

વસ્તુ રૂપે થઇ જીવિયે, તે કળા જાણે મહંત;
તરંગ સઘળાં એમ દિસે, જેમ પટરૂપે રહે તંત.
જેમ છીપને રત ખરી ઉપજે, તો ઉપર આવે જલમાંહેથી;
સુરત્યનો તાણ્યો તે પરજન્ય, આવી વરસે કયાંહેથી.
તેહનાં મુખ વિકસી રહે, લેવા કાજે બિંદુને;
તો મુક્તાફળ નીપજે મનોહર, પામે નિજઆનંદને.
જે મેહેશમણુથી બાહાર નાવે, તે તાં ઠાલી રહે ખરી;
તેમ હરિ ગુરૂ સંતને જે ન સેવે, તે ન પામે નિશ્ચે હરી.
તેજ વૃષાના બિંદુ બીજા, પડે અહિના મુખવિષે;
તેહ હલાહલ થઇ નીવડે, તેણે મૃત્યુ પામે જે કો ભખે.
સંત વચન તે કહે યથારથ, જો વાંકુ ગૃહે ખલ બુદ્ધવડે;
પાત્ર યોગે ભલો ભુંડો, ક્ષેત્રનો વેહેરો પડે.
નિર્મલ બુધ્યે સંત સેવિયે, તો ઉપજે નિર્મલ જ્ઞાન;
મનસા વાચા કર્મણાએ, રાખો હરિવિષે ધ્યાન.
જેમ કુંઝી મૂકે ઇંડાને, તે દૂર જઇ ચારો કરે;
તેની સુરત્ય રહે માંહોમાંહે, તો અપત્ય ત્યાંથી ઉછરે.
વણુ સેવે સેવાય બાલક, જેને કૃપા આવે ગુરૂ તણી;
તેમ સુલક્ષણાને મળે શ્રીહરિ, તેનું મન રહે ગુરૂ ચરણભણી.
કહે અખો સહુકો સાંભળો, એ કહ્યું છું બુદ્ધવંતને;
જે સુણતાં માંહે ઝડપે વચનને, તે સેવે હરિ ગુરૂ સંતને,

### કડવું ૩૫ મું.

સંત સેવે તે સર્વ સુખ પામેજી, મન ન લાગે બીજે ઠામેજી;
જનમ મરણને સુખ દુઃખ વામેજી, જેમ જળ ઢળી આવે નીચે ખામેજી.

## પૂર્વછાયો.

જેમ નીચી ભોમે જળ ઢળી આવે, તિહાં ખામા માટે રહે ભર્યું;
તેમ રામ હૃદયમાંહે વસે, ગુરૂ ગોવિંદે ત્યાં ઘર કર્યું.
જેમ ભકતને ભગવાન વાહલા, તેમ ભકત વાહલા ભગવાનને;
અંતર માંહેલો આશય જાણી, શકે ન મૂકી ધામને.
જેવા ભક્તને ભગવાન દુર્લભ, એવા ભક્ત દુર્લભ રામને;
ભક્ત બીજા છે ઘણા, ઇચ્છે ધર્મ અર્થ મોક્ષ કામને.
સકામે સ્વામીને ભજે, આશ્ચર્ય એહનું નહિ કશું;
નિષ્કામ વાલા નાથને, હેત તેહનુ મન વસ્યું.
અણુલિંગીની ભક્તિ ખ્યાસિમી, કોઇક જાણે તે કરી;
ત્યાં ધ્યેય ધાતાનું કારણ ન રહે, તે જાણે જેણે આચરી.
ભાઇ સંત સંગ પ્રતાપ મોટો, રસના તે બાપડી શું કહેઃ
જેહને વિતશે તે જાણશે, અખો તો એટલું કહે.
જેહને કૃપાનિધાન કૃપા કરે, તે સંતને સદ્ગુરૂ મળે;
તે સદ્ગુરૂ મળતે પાર પામે, જીવ બ્રહ્મ માંહે ભળે.
જીવ બ્રહ્મમાં ભળ્યાનો, અખેગીતામાં ભેદ છે;
એ અનુભવતાં અદ્વૈત થઇએ, અવિચલ વાણી વેદ છે.
કાંઇ કલેશ કીધાં વિના, કૃષ્ણમાં તે જન ભળે;
એ ગીતાનો ભેદ સમજે, તે નર જીવ તતક્ષણ ટળે.
કહે અખો એ ગીતા કેરી, ગમ્ય થાય તે જંતને;
તેહને રામ હૃદયમાં રાખે, તે પ્રતાપ હરિ ગુરૂ સંતને.

## કડવું ૩૬ મું.

અદ્વૈત પદ તે વાણીમાં ન આવેજી, જે આવે તે દ્વૈત કહાવેજી,
એ ગીતા તે દ્વૈત સમાવેજી, વાક જાલ વામે ત્યારે લક્ષ આવેજી.

## પૂર્વછાયા.

વાક જાલ તે વિશ્વમાંહે, અણછતું જાણે સહુ;
નાના વિધિની વાણ ચાલી, મનના મત ફાલ્યા બહુ.

વસ્તુ વિચારે વિશ્વ નહિં, તો આચરણ તેહનાં શાં ખરાં;
એ તો વંધ્યાપુત્રે પોતાકેરાં, ચિન્હ લખી સાચાં કર્યા.
સંસાર સુત વંધ્યાતણો, તમે જાણજો નિરધાર;
પોતે કહે ને પોતે સાંભળે, એ વાણ્યનો વિસ્તાર.
ધર્મ અર્થ કામ મોક્ષ લખિયા, ભૂત ભવિષ્ય ને વર્તમાન;
બ્રહ્મચારી ગૃહસ્થ વાનપ્રસ્ત સન્યાસી, એ વંધ્યાસુત નિદાન.
અંડજ, ઉદ્ભિદજ, સ્વેદજ, જરાયુજ, ચાર ખાણ ચોરાસી લક્ષ;
સ્વર્ગ મૃત્યુ પાતાળ દશોદશ, સર્વ વંધ્યાસુતની પક્ષ.
જન્મ મૃત્યુ ને દેહ કર્મ, ગુણ નથી કાંઇ પ્રાય;
મંત્ર યંત્ર ને યજન યાજન, વંધ્યાસુતની કાય.
દાતા ભુક્તા દેશ કાળ, કર્મ ફળ સર્વે જાણો એહ;
થયું નથી તેનું થાય સ્યાનું, એ તો મિથ્યા પુરૂષનો દેહ.
વસ્તુ વિચારે કાંઇ નથિ, તે અણછતું રહે જાય;
શિવ તો તેમનો તેમ સદા, જેહને લિંગ નહિ પ્રાય.
જેને ગ્રાહ્ય ગ્રાહક ભાવ નહિ, અન્યવિના ગ્રહે તે કોણ;
આરોપણ એ વિશ્વ સઘળું, એ તો સ્ફુર્યું છે ત્રણ ગુણ.
કહે અખો એ વસ્તુ વિચારે, ન મળે સ્થળ કાંઇ જંતને;
જેમ છે તેમ એ શિવ સદા, નિજસ્ફુરણ મહંતને.

## પદ ૬ ઠું.—રાગ મારૂ.

એ ચિદ જ્યુંકા ત્યું સદાઇ, જિહાં આપાપર ન મિલે અહર્નિશ;
બેહદ હદ ન કહાંઇ, એ ચિદ જ્યુંકા ત્યું સદાઇ. એ ચિદ
દ્વંદ્વાતીત અસ્પર્શી નિર્ગુણ ગુણ, એ સબ કહત તાંઈ;
આપાપર બિચ રમત નિરંતર, નહિ પંચભૂતન કાંઇ. એ ચિદ.
જાત અજાત નહિ તિહાં રેહેની, માયા સકત નહિં આઇ;
ચૌળ અચૌળ સ્થિર બિન સ્થિરતા, ના ઇચ્છક ના ઇચ્છાઇ. એ ચિદ.
જ્ઞાતા જ્ઞેય જ્ઞાન બિન જા ઘર, જિહાં પહોચત નહિ ગિરાઇ;
લક્ષાલક્ષ અખા જિહાં નાંહી, સદા સદોદિત સાંઇ. એ ચિદ.

## કડવું ૩૭ મું.—રાગ ધન્યાશ્રી.

વસ્તુકેરૂં વક્તવ્ય નવ કીધું જાયજી, જેહનો મહિમા મોટો પ્રાયજી;
જેમ અર્ણવનું નીર જમાયજી, પણ બાંધ્યો સાયર તેમ રહ્યો જાયજી.

### પૂર્વછાયા.

સાયર તેમનો તેમ સદા, તેમ મહાપદની મોટમ ઘણી;
તીરે કહીં એક લવણ જામ્યું, તો શી ઓછવ સાગર ભણી.
જમાવે કાંઇ જાત ન હોયે, નીર નથિ ઓછું થતું;
સેહેજ ઐશ્વર્ય માંહે નીપજે, ન જણાય જાતું આવતું.
તેમ જગત જગદીશમાહે, ઉત્પત્તિ લય દીસે ખરી;
ઓછું અદકું કાંઇ ન થાય, સાગર દૃષ્ટાન્તે કરી.
મહા મોટપ સ્વામી કેરી, રસનાએ નથિ કહિ જતી,
સૂર્યે જે સમઝી શકે છે, તે વાણીમાં નથિ આવતી.
ભાઇ મોટી દીશા જો પ્રગટે, તો કાંઇક મોટમ લહે;
ગોહોટા અનુભવ પાખે, એ બુધ કાંઇનું કાંઇ કહે.
જો અનંત કોટ બ્રહ્માંડ છે, તો તેણી મેલે તિલ નથી;
મહા મોટમ મહારાજકેરી, જો ચાલી શકે બુદ્ધિ હદથી.
રસનાએ કહિઆથી, જાણવામાં ભાર ઓછો ઘણો;
બ્રહ્માંડકેરી ભાવના મૂકી, કરે વિચાર જો એ તણો.
જે પદમાં સ્થિતિ કરીને, પછે જુવે બ્રહ્માંડને;
તો બ્રહ્માંડને ઠામ આણું ન દીસે, તે શું પ્રમાણે પંડને.
જેમ આકાશે કોઇ નર ચઢે, અતિશે તે આઘો જાય;
અવનિના અંકુર નાના, તે ન દેખે પ્રાય.
કહે અખો સહુકો સુણો, આકાશ ફુર્યો મહંતનેં;
પિંડ બ્રહ્માંડ સ્વતંત્ર થઇને, દેખે તેહના અંતને.

### કડવું ૩૮ મું.

એ અનંતને બોલ્યા ન જાયજી, મહતા નાવે વાણી માંહજી;
વચન ન લાગે તો કેમ કહેવાયજી, મહા ચૈતન્ય ઘન નહિ મનકાયજી.

### પૂર્વછાયા.

કાયા મન કોણ કહે તેહને, જિહાં કહણહાર કહેવું નથી;
અધો ઉર્દ્ધ તે શું શાથકી, જિહાં ગ્રહણહારે ગ્રહ્યું નથી.
દુર નિકટ તે શાથકી શું, જો મધ્યે પદારથ નહિં કશું;
સદા નિરંતર છેજ સરખું, વસ્તુ વિચારે એ અશું.

પૂરણ બ્રહ્મ ફરી રહ્યા છે, જગત્ નથિ નિરધાર;
પરઠ્યુંજારે ફરઠ્યું નથી, નહિ વિચાર ને અવિચાર.
અક્ષરાતીત ચિંતવે થકે, ભાઇ રહે તે અદ્ભુત વસ્ત;
અતુલ આશે અનંત મોટો, જિહાં નહિ ઉદે ને અસ્ત.
ઉદે અસ્ત બ્રહ્માંડમાંહે, દિનકરવડે દિન રાત્ય;
દિનરાત્ય કરી કાલ માપના, મરણને જીવ બહુ ભાત્ય.
એ સ્થૂલ ભોગ બ્રહ્માંડમાંહે, ચૌદ લોકકેરી વિસ્ત્ય;
અનિર્વચની તિહાં વાણી ન પહોંચે, નહિ તિહાં સંસ્ત્ય.
સ્વતંત્ર સ્વામી સદા, તિહાં જેમ છે તેમનું તેમ;
થયું ગયું કાંઇએ નથી, સહજેજ એ છે એમ.
આપાપર કોએ નથી, જીવાજીવ વિગ્રહ કશો;
પૂર્વ પશ્ચિમ નથી કહેવા, કાર્ય કારણ વિણ અશો.
જ્ઞાન જ્ઞેય જ્ઞાતા વિના, જેમનું તેમ સદાય;
એ પૂરણની પૂરણતા, વેત્તા વેદ્ય વિનાય.
કહે આખો બ્રહ્મ અનિર્વચની, વચન નહિં અનંતને;
અક્ષરાતીત આનંદ પદની, ગમ્ય છે મહંતને.

## કડવું ૩૯ મું.

સંત સયાણા મહાપદ જાણેજી, તે આપ ન દેખે અન્ય શું વખાણેજી;
આપ અણુચવ્યું તે પ્રમાણેજી, ગુણ નિર્ગુણને ઉરમાં નાણેજી.।

### પૂર્વછાયા.

ગુણ નિર્ગુણ કાંઇએ નથી, સમતત્વ સમજ્યા સહી;
પ્રાયે નહી તેહને પરાભવ શ્યાનો, રજ્જુ નહી તો શ્યો અહી.
એતો અણજાતાને અણછતું, ભાસ્યુંતું ભરમે કરી;
તે યથારથ જેમ તેમ થયો, પ્રાયે જેમ છે તેમ હરી.
પરપંચફેર પેખ્યું, તે મરીચીજલવંત સદા;
તે ઉલેચે ઓછું ન થાય, સમજે શ્રમ ગયું તદા.
સમજે સાધન થાયે સઘળાં; પાર આવે મથને,
જેમ કુંભકવન્હિ વન દહે, તેમ મહા વિચાર મહંતને.

એ અંધ ધંધ ત્યારે ટળે,જ્યારે ગુરૂ ગમ્ય હોએ ખરી;
આહાવેશ મટે જ્યારે, ત્યારેજ મન બેસે ઠરી.
સદ્ગુરૂવિના બહુ મરે કાચા, આપ ઉદ્યોત થયાવિના;
સંત સંગત પ્રતાપ મોટો, અવયવ ફરી જાય જંતના.
જેમ શરદ કાલે અંબર ઓપે,નીર નિર્મલ હોય ઘણું;
સદ્ગુરૂ સંત પ્રતાપ પ્રાયે, એહવું કરે મન જંતતણું.
ભવ દુઃખ વામે મહા સુખ પામે,અંતરથી આમય ટળે;
જીવ શિવ તે એમ હોય, જેમ સરિતા સાગરમાં ભળે.
નરનારાયણ એક વર્ત્તે, વંદનીક તે નર સદા;
દુસ્તર તારક નાવ હરિજન, નિઃકારણ માહે મુદા
કહે અખો સુખે હોય, યોગ ક્ષેમ મહંતને:
દેહ ધારી સરખા દીસે, પણ રહે પદ અનંતને.

કડવું ૪૦ મું.

એ અખેગીતા જે નર ગાયજી, આણુ આયાસે તે નર હરિ થાયજી;
સાંભળતાં મહાગહન પલાએજી, એવો ગ્રંથનો છે મહિમાયજી.

પૂર્વછાયા.

ગ્રંથનો મહિમાય મોટો, સાંભળતાં તે સઘફળે;
મનસા વાચા કર્મણાએ, જે સુરત્ય દઈને સાંભળે.
રામ તારક મંત્ર જે, તે અખેગીતાનો ભાવ;
જન્મ છેહલું હોએ જેહને, તેહને મળે પ્રસ્તાવ.
સંસારરૂપી મોહ નિશાને, નિવૃત્તાવા કાજ;
દિનમણી છે અખેગીતા, પામે સદોદિત રાજ.
એમાં જ્ઞાન ભક્તિ વૈરાગ્ય છે,માંહે માયા નિરીક્ષણ દ્રષ્ટિ;
જીવન્મુક્તને મહામુક્તના, ચેહેન ને વળિ પુષ્ટિ.
પદ દશ ને ચાલીસ કડવાં, છે પરમપદની વાટ;
સંસાર સાગર ઉપરે, એ સેતુ બાંધ્યો ઘાટ.
એવે ઘાટે જે આવી ચડશે, તે સુખે પામશે પાર;
ન બુડે તે બિર બાંધી, કહે અખો નિરધાર.

ખારે ઉણા પાંચશે છે, અખેગીતાના ચરણ;
ચરણે ચરણે આત્મવિદ્યા, અશરણ કેરૂં શરણ.
નાથ નિરંજન ગ્રંથ કરતા, અખો તે નિમિત્ત માત્ર;
જેમ વાજું હીરે વાજતું, પણ વજાડે ગુણ પાત્ર.
જે પુરણ બ્રહ્મ પુરી રહ્યો છે, ઘટઘટ બોલણહાર;
તેણે આપે આપનું વરણુન કીધું, સ્વરૂપ નિરધાર.
સંવત સતર પચલોતરો, શુકલ પક્ષ ચૈત્ર માસ;
સોમવાસર રામનવમી, પૂરણ ગ્રંથ પ્રકાશ.
કહે અખો નિરંજન ગીતા, સ્વસ્વરૂપ નિજ સંતને;
અખાને શિર નિમિત કેવું, ઇચ્છા હુતી અનંતને.

પદ ૧૦ મું.—રાગ ધવલધન્યાશ્રી.

અભિનવો આનંદ આજ, અગોચર ગોચર હવું એ;
પરપંચપાર મહારાજ, તે પુરણ બ્રહ્મ હું રતવું એ.
હરિહર અજ ભુવનેશ, તેતણો ઇશ અજાપતિ એ;
તે જાણો અંગ ઇશ, જેહને ગાય નિત્ય શ્રુતિ એ.
સ્વે ચૈતન્ય ઘનરાય, શુન્યમાં સોહામણો એ;
તે નાવે વાણી માંહે, તે નહિ વિરાટ ને વામનો એ.
તે જાએ ન આવે કયાંહી, સ્થિર પુરણ અવિનાશ છે એ;
લિંગ ભંગ તેમાં નહિ, જેવડે આકાશ છે એ.
એ જાણે જાયે જંજાલ, યથારથ જેમ તેમ થયું એ;
જિહાં કર્મ ન લાગે કાલ, સભર ભરાઇ તે રહ્યું એ.
તિહાં હવું મન લેલીન, જઇ ચૈતન્ય સભર ભર્યું એ;
નહિ કો દાતા દીન, તન મન સહજે સજ થયું એ.
પ્રગટયાં કોટિ કલ્યાણ, આપાપાર વિણસે રહ્યું એ;
સદા સદોદિત ભાણ, ઉદે અસ્ત આ કારણ ગયું એ.
કહે અખો આનંદ, અનુભવને લેહવાતણો એ;
એહવો પૂર્ણ પરમાનંદ, નિત્ય સરાઉં અતિ ઘણો એ.

અખેગીતા સંપૂર્ણ.

# અનુભવબિંદુ.

---

કુંડલિયા.

પરમ ધામ પરમાત્મ હરિ, પ્રથમ કરૂં પરણામ;
પરમ જ્યોતિ પરબ્રહ્મ સદા, જ્યાં નહિ રૂપ ને નામ;
ત્યાં અણછતો થૈ પરણમું, વર્ણવું વાક્ય વિલાસ;
જ્યાં મન વાણી ન્હોંચે નહીં, ત્યાં શું કહિ સ્તવે દાસ;
નિર્ગુણમાં ગુણ અણછતા, આરોપિ અખે ઓચર્યું;
સત્ય સત્ય પરમાતમા, હું નહિ એવી સ્તુતિ કરૂં.

છપ્પય.

નિર્ગુણ ગુણપતિ નામ, ધામ ધર ગુણને આલે;
સ્તુતિ અંબરાતીત, દ્વૈત નિર્લિંગિ નરાળે;
ત્યાં આરોપ્યા ગુણ ઇશ, શિશ ઢળે જેને ચંમર;
નિકટ રહે અષ્ટસિદ્ધિ, નિધિ નવ ને બહુ અંમર;
સુર વિદ્યાધર તે થકે, ચિદશક્તિ મહા સરસ્વતી;
જમલો જાણિ અખો સ્તવે, સર્વાતીત સર્વનો પતી.

અનુક્રમે કહું એહ, જેહ છે પ્રપંચ પારે;
તત્વમસી પદ જેહ, તેહ કહું વાણિ ઉચારે;
કૈવલ્ય ઇશ્વર જીવ, ભેવ કહું વિવિધ વિચારે;
અંબરવત મન થાય, જાય ગુણ તત્વજ ધારે;
જ્ઞાન ભક્તિ વૈરાગધર, બોલે અખો વાણી અમળ;
એ ભાષા બ્રહ્મવિચાર વિધિ, સમજે તો નર જળ કમળ

જાણીને જગદીશ, શીશ સદ્ગુરૂને નામી;
અવસર છે આવાર, સાર શ્રીપતિ ભજ સ્વામી;
તે જાવું નથિ દૂર, ઊર અંતર અવલોકી;
ટાળ અસત અહંકાર, ચાર સ્થળ-રહ્યો ઇ રોકી;

ચરણકમળ ગુરુ દેવનાં, સેવંતાં સઘ હરિ મળે;
જેમ અર્કતણા ઉદ્યોતથી, અખા અંધકાર સેજે ટળે.
મહાપદ તેજ મહંત, સંત શયાણા જાણે;
જ્યાં લઘુ બુધનો નહિ લાગ, વાક્ય વિચિત્ર વખાણે;
મનસા વાચા કાય, પાય વણ પંથ વિચરવો;
સુધરો જાણે સંચ, પંચ પર અનુભવ ધરવો;
લિંગ ચતુષ્ટય વિણ અખા, ચિદયોની ચોદિશ ભર્યો;
નિરાલંબ નર નાગ સુર, અલગ રહ્યો સત આવર્યો.
નહિ તેજ ને તોય, દોય નહિ અવની વાએ;
આકાશથિ આદ્યું જેહ, નિગમ ત્યાં નેતિ ગાએ;
ત્રિગુણ નહીં તે શૂન્ય, પુન્ય નહિ પાપ ન ધારે;
રક્તપીત નહિ શ્વેત, શ્યામ નહિ નીલ વિચારે;
ગતિ અવિગતિ તે ત્યાં નહીં, તો કહો વિચાર કૈ પેર વદે;
અંબરવત તે ઈશને, ઓળખ અખા સદ્ગુરુ રૂદે.
દેશ વિદેશ ન ભાત, જાત નહિ વર્ણ વિચારે;
દશ ષષ્ટ અષ્ટ ને એક, છેક પરપંચનિ પારે;
ભાનુ ભુવન મધ્ય વાસ, ઉજાસ અંબરથો આપે;
એ જગત જાળ જંજાળ, કાળ માયા શિર થાપે;
આપ અંબુ અંબુજ વિધે, અલગ રહ્યો જળથી અકળ;
સ્હેજ વિલાસ શ્રીહરીતણો, સમઝ અખા વરતે સકળ.
મહાપદનો એ મરમ, ચરમ વિણ ચિદમાં દીશે;
અવલોકે બહુ લોક, જેમ મુખવિના અરીશે.
જેમ દીપકનો એક દેહ, તેહથી થાય અનંતા;
તેમ વસ્તુ વિશ્વ ઉત્પન્ન, અન્ય નહિ આપ નિયંતા.
લોક ચૌદ લગી વિસ્તર્યું, અંબર આદ્યું એમ લહ્યું;
અખા આપ વિસ્તાર વિધ, જગત ભેદ જાણી કહ્યું.
હવે અવનીનો કહું અર્થ, વૃથા રખે અવસર ખોતા;
સેહેલે જે સમઝાય, કાય મન સ્થિર કરિ શ્રોતા;
ભૂત ભુવન વૃક્ષ ધાત, સાત વાસ્નાદિક રૂપે;
સ્થાવર જંગમ જાત, ભાત સ્થૂળ સૂક્ષ્મ અનુપે;

સુર નર નાગ વૈકુંઠ લગે, દૃષ્ટે દીશે જે સહુ;
અખા અવનિ એક તેમ, આત્મા વ્યાપિ રહ્યો બહુ.
વળિ કહું એક દૃષ્ટાંત, શાંતિ મન શુણતાં પામે;
પુરૂષે કરિયું શયન, ઘેન જેમ જાગૃત વામે;
વધ્યો સ્વપ્ન સંસાર, પારણે પોઢયો રાજે;
હય હસ્તિ નહિ પાર, ચાર પ્રિય પુત્ર બિરાજે;
લક્ષકોટિ રૂપે અખા, જંત જેમ એક વિસ્તર્યો
સર્વાતીત એમ આત્મા, એ પેરે સભરે ભર્યો
જેમ વારિધિ કેરૂં વારિ, સકળ દિશામાં ચાલે;
પૃથ્વીપર પથરાય, વનરાજી સહુ ફુલે ફાલે;
ઉગરતું રહે અંબુ, સર્વ ઢળિ આવે ઢાળે;
તે નામ નદીંનુ ધરાય, ન્હાય સહુ મહિમા ભાળે;
ગર્વ ભરી ગાજે અખા, સરૂં ન લહે સરિતા સહી,
જેમ સાગર તેમ શ્રીહરિ વચે, જીવ નદી થઈ હૂં વહી.
જીવ થતાં જંજાળ, કાળમાયા વશ પડિયો;
પિતૃ ઋણ ગ્રહ દેવ, સેવની વણજે જડિયો;
ધન દારા સુત માત, તાત જીવિકા વશ વરતે;
અધિક ન્યૂનતા જોઇ, તોય છુટે નહિ મરતે;
અણસમજે અહમેવ વશ, મર્મ ન સમજે મંદ મતિ;
પ્રપંચ માંહિ પચ્યો અખા, જેમ સર્પ પરશે વણશે દધી.
અકસ્માત ઉલ્લાળ, કાળ જાગે દેહ કરણી;
તેમ આત્મા ઉદ્યોત, જ્યોતિ મધ્યે આવરણી;
જ્યારે ઉપજે ભાવ, સાવ સ્વતંતર થાવા;
પ્રગટે ભક્તિ વિરાગ, માગ જડે નિજ ઘર જાવા;
ચરણકમળ ગુરૂદેવને, શરણ જતાં ચિદ ઉપજે;
સદ્‌ગુરૂ પરમ શુધ શોધતાં, અખા પામિલે વર વિજે.
સાન સમી કહે સંત, જંત હરિ દેખે જમલો;
ઉજ્વળતા જેમ થાય, જાય જો કાશળ કમળો;
અહમેવ વર્જીત અંગ, લિંગ લિન થાએ લેખે;
સમિ જાય સકળ વિકાર, પાર મન પામે પેખે;

આલોચે અંબરવિષે, લીન થાય લક્ષે કરી;
જંત જાય નિજ આલયે, અખા જાળ સર્વે પરહરી.
જેમ વર્ષાઋતુ જાય, શરદ ઋતુ રૂડી દીસે;
દામિનિ દોડી પળાય, વાય મન હળવા હીંસે;
ચોદિશ ચમકે ચંદ, દ્વંદ્વ ઔ મનનો ભાંગે;
તેમ ભાંગે ભવભ્રાંતિ, કાંતિ જેમ દ્વિતિયા આગે;
વિમળ વપુ હોય વારિ, ચતુર લિંગ દેખી લહે;
ચિદાકાશ ચિદમય અખા, ધ્યાતા ધ્યેય સમરસ રહે.
જેમ દીપક તે વન્હિ, વન્હિ દીપક નહિ દોએ;
તેમ સેવક સ્વામી જાણ, વાણિ કેવાની હોએ;
જેમ સૂરજ ને કીર્ણ, ચરણ સન્મુખ જેમ દેહે;
તેમ છે આ વ્યવહાર, પાર જડે જુવે તેહે;
જીવન્મુક્ત કેહેવાય અખા, વચન ન લાગે તે સ્થળે;
ગુરૂ ગમ્યે આલોચતાં, સેહેજપણે સર્વે કળે.
ક્યાંથી ક્યાંયે જાય, કાંઈ નહિ કશોજ કેહેવા;
વચન તહાં ન સમાય, જાય કોણ કેને લેહેવા;
ક્યાં છે તે વણ ઠામ, ધામથી દુર કે નેડો;
ક્યાં છે ઉંચ કે નીચ, ક્યાં છે મધ્ય કે છેડો;
પ્રાંઇ અવકાશ નહિ ને વિના, અધિક ન્યુન નહિ શું કરૂં;
ત્યાંથી શું કાઢું અખા, શ્યામા શું લાવી ભરૂં.
કેને કહું હું મત્ત, તત્ત જો જીવત દેખું;
કેને કહું હું સ્થૂળ, મૂળ જે સૂક્ષમ પેખું;
કેને કહું મહાભાગ્ય, લાગ નહિ હીણો કેવા;
કેને કહું હું નીચ, ઉંચ સ્થળ નહિ કોઇ રહેવા;
વેત્તા વિણુ વિજ્ઞાન વિના, કોણ અખા કેને કહે;
જ્યાં નહિ શબ્દ ઉચ્ચાર વિધિ, ચિદાકાશ ચિદમાં લહે.
નહિ લેનારો કોય, દોય નહિ દિલમાં ધરવા;
એવું અચરત એહ, છે નહિ પંથ વિચરવા;
જ્યાં નહીં શબ્દોચ્ચાર, સાર છે ત્યાંહાં સરખા;
ઉપાય ઉપાંતર નહિ, તહાં છે કોઇક શાખા;

આપ મરતાં એ અખા, સેહેજે સહજ શરાઇયે;
લેખે લિંગ લાગે થકે, વણ બોલે શું ગાઇયે.
જેમ રૂદન રણમાંય, કરે ત્યાં કો કોણ વારે;
તેમ જાણવાં કર્મ, ધર્મ સહુ અર્થજ સારે;
તિમિર ભરીને પાત્ર, થકી જન રહ્યો ઉલેચે;
જેમ કુસુમ આકાશ, તાસ લહિ ઘર ઘર વેચે;
તેમ અધ્યાતમ જ્ઞાનવિના, કૃત્ય સકલ જાણે અખા;
મંદમતી માની રહ્યા, કરતા દીશે પખ પખા.
કે કરતા દીશે ગાન, તાન ને સાધન માને;
કે વર્ણાશ્રમ અભિમાન, વાન અસમંજસ ભાને;
કોય સાધે અષ્ટાંગ, સાંગ કાયા કૃત જાણે;
કો કરે પૂર્વજ દેવ, સેવ અધિકતા આણે;
એ સર્વે કાય કલેશ છે, મન મલીનતા એ સહી;
અખા તક્રના પાનથી, અંગ તાપ ઉપજે નહી.
કે ષટ્દર્શનના જ્ઞાન, વાન જિવ્હાની અગ્રે;
કે ઇશ્વર થૈ પૂજાય, ગાય જશ નગ્રે નગ્રે;
કોય કવીશ્વર થાય, પાપ પૃથ્વીપત લાગે;
કોય થાય દાનેશ, ઇશ કર્ણાદિક આગેં;
તહાંલગી જાણો અખા, ન સમી સઘળી વાસના;
લિંગનું ભંગ થયા વિના, સર્વે મનની ઉપાસના.
ભૂત ભવિષ્યની વાત, સાત કોય કૈને આસે;
કો કહાવે ત્રિભુવનનાથ, હાથ મુખ બીડી ધાલે;
કોઇક સુર તેત્રીશ, ઇશને અજ ખાડે;
કો કરે પ્રોઢી કાય, અંડ કટાહજ ફાડે;
તોએ તે જાણો અખા, માયાયે મર્કટ કર્યો;
વાસના દોરી કંઠમાં, કાળ નાટય સાથે ફર્યો.
માટે જન તું જાણ, વાણિ લે વિવિધ વિચારી;
તે ન્હોય કવિત ને ગીત, દ્વૈતનું મૂળ સંસારી;
જે કાપે નિજ અંગ, ભંગ કરે ચતુર દેહનો;
તે છે ખાંડું એહ, છેહ જે જુવે તું તેહનો;

ગુરૂતણિ દૃષ્ટે જોતાં અખા, ઘેન તે સર્વે વામિયે;
આજ્યતણું જે પારખું, તે ખાંડશું ખાતાં પામિયે.
સર્વે માયા જાણુ, આણુ મન મુળગે ઠામે;
આપથિ બીજું તેજ, વિઘન રે છે નિજધામે;
જેમ રાજપુત્રનો ન્યાય,ઉપાય ત્યાં તેમજ કરવો;
જ્યેષ્ઠ કનિષ્ટક ભ્રાત, તાત લગ વાંછે મરવો;
તે માટે અભ્યાસ તું, કરી લે અખા એ વિધે;
દ્વૈતતણો આયાસ છે, તે ટાળે તમ કૈ વિધે.
જો દેખે ત્રિભુવન ઇશ, તોય વિશ વિશ્વા માયા;
જો દેખે સિદ્ધિવંત, અંત નહિ અમર કાયા;
જો તું દેખે સ્વર્ગ, વર્ગ જાણે માયાનું;
ઉત્તમ મધ્યમ વાત, શાંત એ કૃત કાયાનું;
પસર્યું સર્વે સંકેલજે, મને માન્યું મિથ્યા થશે;
અખા એજ આલોચતાં, સૂરત સહજ તનમાં હશે.
મોટા મંદિર બ્હાર, ચાર દિશ કાચો ઢાળ્યા;
નીલ પીત બહુ રંગ, ઢંગના ભેદો ભાળ્યા;
ઉગ્યો શશિ કાં સૂર, દૂરથી અતિશે ઝળકે;
દેખાડે બહુ રૂપ, ધૂપ વિવિધ પેર ચળકે;
અખા ઉપર અવલોકતાં, તહાં તેમનું તેમ છે;
તેમ ત્રિલોકી જાણજે, એક વસ્તુ વડ એમ છે.
નવ ભુલિશ તું ઘાટ, નાટ સૌ જાણે ખોટું;
પિંડ તેવું બ્રહ્માંડ, છાંડ સૌ ન્હાનું મ્હોટું;
સૂક્ષ્મ તેવું થૂળ, થૂળ સૂક્ષ્મ નહિં અંતર;
નારિ કુંજર ચીર, ધીર થૈ જુવે પટંતર;
પૂતળિ જોતાં બહુળતા, પૂતળિકા દૃષ્ટે પડે;
હસતી તેમ વિરાટ અખા, દિસે બહુલતા એ વડે.
એથી આઘો ચાલ, ઘાલ હામ આપજ ખાવા;
છાંડ પિંડ બ્રહ્માંડ, થૂળ નથિ કો ગાવા;
જીવ ને ઇશ્વર હોય, કોય નથિ એણે ઠામે;
સ્ત્રી કુંજર દૃષ્ટાંત, જંત ઇશ્વરને ધામે·

કૈવલ્યતામાં કોઇ અખા, બુદ્ધિ બળ પોહોંચે નહી;
એ સ્થૂળ સૂક્ષ્મ દૃષ્ટાંતને, કોઇ ધીમંત શકે ગ્રહી.
જેમ પર્વતની મોઢ, દિશે તેની તે માટે;
હોય કોશ દશ વીશ, તોય નિકટ એમ નાટે;
તે વડે દીશે તેહ, એહ પરમ પરિબ્રહ્મે;
નહી બોલવા લાગ, પાગ છબે નહિ કર્મે;
તું એવું જાણિ રહે અખા, લિંગ ભંગ સેહેજે હશે;
અન્ય ઉપાય જંજાળ છે, તે ટાળ્યે પ્રૌઢું થશે.
સાધન સર્વ વિચાર, બુદ્ધિથી જોને શોધી;
હું નહિ તું નહિ તેહ, નહી ધર મૂક વિરોધી;
ગુરૂ થા તારો તુંજ, નથી કોઇ બીજો ભજવા;
બાહ્ય સુરતને ટાળ્ય, વાળ્ય અંતરમાં સેવા;
જેમ છે તેમનું તેમ અખા, થયું ગયું કાંઇ નથી;
આપે આપ આનંદ ઘન, સ્વસ્વરૂપ જોયું મથી.
એ અનુભવ પરમાણુ, જાણી જે રાખે રૂદિયે;
સમઝતાં સમઝાય, જાય નિશિ અરકને ઉદિયે;
એ અનૂભવ ભાખ્યો ઇશ, શીશ નમિ પૂછ્યું ઉમિયા;
એ અનૂભવ કહ્યો વશિષ્ટ, તુષ્ટ થઇ રઘુપતિ બનિયા;
એ અનુભવ શુકદેવને, જનક વિદેહે ભાંખિયો;
એ અનુભવ નારદે અખા, વેદવ્યાસ પ્રતિ દાખિયો.
એ અનુભવ કહ્યો હંસ, બ્રહ્મ સનકાદિક પ્રીછ્યા;
એ અનુભવ કહ્યો કપિલ, દિલ દેવહુતિ ઈચ્છા;
એ અનુભવ કહ્યો વેદ, ભેદ જે ચૌદમે કાંડે;
એ અનુભવ કહ્યો શુકદેવ, ભેવ જે શુણ્યો બ્રહ્માંડે;
એ અનુભવ પરિપૂર્ણ છે, ઠામ ન ઠાલું હરિ વિના;
સુર અસુર માનવિ અખા, એ સમઝ્યાવિણુ નિર્ધના.
એ અનુભવ કહ્યો કૃષ્ણ, પ્રશ્ન પુછ્યું જો અર્જુન;
ગીતા અમૃત પાન, જ્ઞાન ગંગાજળ મજ્જન;
એ અનુભવ કહ્યો ભીષ્મ, ધરમ પ્રત્યે પર્વ શાંતે;
એ અનુભવ અવધૂત, શિવસુત પ્રતિ એકાંતે;

અખા એજ અનુભવ ખરો, જેણે મહાજન નીપનાં;
લિંગ ભંગ થયા વિના, સૌ સાધન કાળનિ સેવના.

એક અજાનું દોજ, ભોજ્ય ધૃત નાવે શતથી;
જેમ ફુલીનો આહાર, ફાર દીશે બહુ વતથી;
જેમ બદ્રીનો વેપાર, સાર શું ઉગરે તેહને;
જેમ આકળની વૃષ્ટિ, અર્થ શું આવે મેને;
તેમ અણુલિંગી અનુભવ વિના, સાધન સર્વે જે કહ્યાં;
આકતું ફળ શોભે અખા, પણ તૂળ થઇ ઉડી થયાં.

પારસનો ધનવંત, અંત જેમ ધનનો નાવે;
તેને વસ્તુ નહિ દુઃપ્રાય, ખાય પેરે જ્યમ ભાવે;
જેમ રવિ રથ બેસે કોય, તેહ તો સર્વે દેખે;
જેમ પંખિ મળે લખકોટિ, જોડય નહિં અનળજ લેખે;
તેમ મહાઅનુભવ આગલ અખા, કૃત્ય સકળ લેખો નહી;
પરિબ્રહ્મની પ્રૌઢતા, તે રસના શું શકે કહી.

એજ છપા છતરીશ, ઇશ અજનું છે જીવન;
એજ સુધારસ પાન, દેવ અંશિનું પીવન;
તત્વજ્ઞાન ઉપદેશ, લેશ લહિ તેહજ ધારે;
જે હરિનો અવતાર, સાર ગ્રહિ તેહજ તારે;
જેમ ઘટ મધ્યે આકાશ રે, તેમ સંસારી મધ્યમાં;
એ આરોપિ કહે અખો, જો જાણે તો અવધ્યમાં.

જણ્યો નહી કોય જંત, તંન શું કાળું ગોરૂં;
કેનો કો તાત માત, જનમ જ્યાં ન મળે છોરૂં;
છતે અણછતી વાટ, ઘાટ આવે તો આવે;
વાંઝયતણો સુત જેહ, તેહ જીતી રણ ફાવે;
અખા એજ અકથ કથા, સમજુ નર સમઝી જશે;
મહાઅનુભવ આકાશવત્, પણ ખેતર સરખો ઉગશે.

જે શુણશે નર નાર, સાર વસ્તુ તે શારો;
બ્રહ્મ હેમાળો જેહ, દેહ ગળિ જળમાં જાશે;

જેમ પવને જાય બરાશ, આડય કીધા વણ ઉડે;
તેમજ બ્રહ્મવિચાર, સાર પામે સત ગુઢે;
જે જાણો તે જાણજો, બુદ્ધિ મને એમ ઓચર્યું;
નિમિત્ત માત્ર અખો કહે, જે જાણે તેણે કર્યું.
આદ્ય અંત્ય ને મધ્ય, બુદ્ધિથી જુવો વિચારી;
તે તે કૈવલ્ય બ્રહ્મ, શ્રમ ન લે નર ને નારી;
એ છપ્પા છત્રીશ, દિસેછે મર્મનિ શાંનો;
ચાર કહ્યા ફળ સ્તુતિ, વેપ તે બ્રહ્મ દશાનો;
સર્વે મળી ચાળીશ અખા, સમઝી જે ઉરમાં ધરે;
ચિદાનંદ ચિદરૂપ તે, શ્રીહરિ મુખથી ઉચ્ચરે.

---

અનુભવબિંદું સંપૂર્ણ.

---

# કૈવલ્યગીતા.

## રાગ આશાવરી.

આ તું પૂરણ પુરૂષોત્તમ પરબ્રહ્મ, દેખું છું હાજરા હજૂર રે;
પરાપારથો બોલે પ્રાણપતિ, કેમ કહું નેણથી દૂર રે. તું પૂ૦
આ ઉપમા દીજે તે આરોપણ, દષ્ટાંત દીજે તે દ્વૈત રે;
આપે આપમાં અડયજ શેની, દ્વૈત સહિત અદ્વૈત રે. તું પૂ૦
આ શ્વાસ ઉસાસ સરે ત્યાં તું છે, કળ ભારે તુજ માંય રે;
હું હું કરૂં પણ છે પ્રાયે તું, તું જોતાં હું ક્યાંય રે. તું પ૦
આ નખ શિખ જોતાં તુજ નરોહરિ, અન્ય તે કોણ ને ક્યાંથું રે;
ઇચ્છા બીજ વાવ્યું તુજ માંહે, ઉગી આવ્યું તુજમાંથું રે. તું પૂ૦
આ મૂળ સ્કંધ શાખા પ્રતિશાખા, પલ્લવ પત્ર ફળ ફૂલ રે;
સ્વાદ રંગ ગુણ નામ રૂપ બહુ, બીજ જોતાં નહી ભૂલ રે. તું પૂ૦
આ નિરંજન નિરાકાર નિરમય, એવું સરખું છે આપ રે;
અંજન આકાર ક્યાંથી આવ્યા, આપ માંહેથી સર્વ વ્યાપ રે. તું પૂ૦
આ વસ્તુ નિરંતર કહું હું ધ્યાતા, ધ્યાતા વિના ધ્યેય કયાંય રે;
હું તું તું હું વસ્તુ વિચારે, અંકુર બીજજ પ્રાય રે. તું પૂ૦
આ પરાપારમાં પેશીને જોયું, હુંપણું ન મળે રંચ રે;
પોષણ ત્યાં તું તેમનો તેમ છે, સર્વે તારો સંચ રે. તું પૂ૦
આ તું ચૈતન તુજ માંહે જામ્યો, જોયો ત્યાં તું જીવ રે;
સ્થૂળ નામ ધર્યા જીવેશ્વરના, તેમનું તેમ સદૈવ રે. તું પૂ૦
આ હું નહીં તું નહિ તે નહીં તેહજ, ફાલ્યું ફૂલ્યું ઝાતકાર રે;
અવ્યક્તમાંહી વ્યક્ત સર્વ દીશે, આપ તે જાણણહાર રે. તું પૂ૦
આ ઉપના ફેરી આડય કહે કોય, અંત નહીં કોય કાળ રે;
મધ્ય માંહેથી નામજ નિસરે, એવું ધામ વિશાળ રે. તું પૂ૦

આ ગાજી છું હું ને ગાતો ન તું, અંતર ઉતરિને જોતે રે;
હુંનો હું અને તુંના તું અજ, એમ પોતાનો પોતે રે. તું પૂ૦
આ પિંડ જોતા બ્રહ્માંડ જોવાશું, થાવર જંગમ દેહ રે;
સ્વર્ગ મૃત્યુ પાતાળ દશેદિશ, આપ તું સ્વામી એહ રે. તું પૂ૦
આ કાયા ચલણ નલણ કરે નરની, ગમન ધાન બહુ ભાવે રે;
પુરૂષ વિના પ્રતિબિંબ ન હોયે, ચૈતન સ્હેજ સ્વભાવે રે. તું પૂ૦
આ સ્વે ચૈતન જડ સરખું ભાસે, આપે તે ભૂત આકાર રે;
નૃત્ય નિધાન કરતા કૈવલ્ય, ભાસે ચૈતન્ય જડ સાર રે. તું પૂ૦
આ તું તારી ઈચ્છાએ પ્રાણપતિ, અક્ષર તણિ લે ઓટ રે;
દર્શનમત નાના વિધિ ચાલે, ભેખ ટેક કોટે કોટ રે. તું પૂ૦
આ દેશ દેશ ભાષા ભિન્ન ભિન્ન બોલે, ચાલ ચરિત્ર આચર્ણ રે;
રૂપ રમણ આકાર અનેરાં, પવન તેજ નીર ધર્ણ રે. તું પૂ૦
આ જળચર થળચર ખેચર તુ હરિ, ક્યાંક મિશ્રિત તું હોય રે;
ક્યાંક પંડિત મૂરખ સાધારણ, આપવિ અળગો ન કોય રે. તું પૂ૦
આ જીવ ઇશ્વર તું તુજને ઠરાવે, અળગો કલ્પે આકાર રે;
કલ્પિતમાં પરમેશ્વર નાવે, અકળિત આપ અપાર રે. તું પૂ૦
આ દીશે તેવો તું ત્યાં ન હોયે, છે તે સર્વે ઇશ રે;
તું તુજને જાણું નવ જાણે, દેવ દૈત્ય જગદીશ રે. તું પૂ૦
આ બોલતાં બાજું ચૈને ભાસે, કહેનાં કવતાં ને ગાતે રે;
પોતાનાં પરાક્રમ પોતામાં દીશે, તેટલે નહિં સ્થૂળ જોતે રે. તું પૂ૦
આ વણસતું દીશે પણ નહિં વણશે. રેતું દીશે ન રેવાય રે;
અટપટું દીશે સત્ય સર્વથા, કેતું દીશે ન કેવાય રે. તું પૂ૦
આ નિત્ય અનિત્ય મિત અમિત ન થાય, શબ્દાતીત ચૈતન્ય રે;
અન્ય અભ્યાસે ખાંત્યે ગાયો, વસ્તુ ગત નહિં અન્ય રે. તું પૂ૦
આ કૈવલ્યગીતા નામ સંજ્ઞાયે, આપે તે નિજ આનંદ રે;
સમઝંતા શ્રીપતિ સ્વેચ્છાયે, અખા એ કૈવલ્ય કંદ રે. તું પૂ૦

# સામળભટ.

અમદાવાદ જીલ્લાના ગોમતીપુર—જેને પુર્વમાં વેગણપૂર કેહેતા હતા ત્યાંનો વતની—જ્ઞાતે શ્રીગોડ માળવી બ્રાહ્મણ—સંવત ૧૭૮૦—ઇ. સ. ૧૭૨૫ માં હૈયાત હતો. એની ઘણીક કવિતા દોહરા ચોપાઇ છપામાં છે.

## ઉદ્યમ કર્મ સંવાદ.

દોહરા.

શ્રી શંકર સુતને પરણમું, બુદ્ધિ તણો દાતાર;
અંગે સીંદુર શોભતુ, મોદિક અમૃત અહાર.
બ્રહ્મસુતા તુજને નમું, માગું એક પસાય;
રસનાવાસ કરો સદા, તો બુધ પ્રફુલિત થાય.
નંદ સુત નરહરને નમું, મુરલીધર મહારાજ;
ગ્રંથ કરૂં શુભ શાસ્ત્રનો, રાખે મારી લાજ.
કરજોડી કવીને કહું, કોઈ મા દેશો ખોડ;
ઉદ્યમકર્મ વર્ણવ કરૂં, પહોંચે મનના કોડ.
માત તાત ગુરૂ ઇષ્ટને, ચરણે નામું શીશ;
ચંચળ ચિત્ત છે ગ્રંથમાં, કોએ મા કરશો રીશ.
ઉજ્જેણી નગરી વિષે, ક્ષીપ્રા ત્રટ સુભસ્થાન;
નીર વહે અતિ નિર્મળું, જાણે અમૃત પાન.
મહાકાલેશ્વર શિવ વસે, શકિતમાન હરસીધ;
જે કોઇ સેવે એહને, તે પામે નવનીધ.

વર્ણું અરાડ વસે જહાં, રાજ્ય કુલ છત્રીશ;
નરનારી અતિ શોભતાં, પૂરણ ગુણ બત્રીશ.
વેદજુગત વાડવ વસે, જે પાળે ખટકર્મ;
ગૌ બ્રાહ્મણ રક્ષાકરે, ક્ષત્રી તણો એ ધર્મ.
વેસ્યકરે વ્યાપાર શુભ, શાસ્ત્રતણું પરમાણ;
વૈષ્ણવ સેવા વિપ્રની, શુદ્ર કરે નિરવાણ.
ઘર ઘર ઉત્સવ અતિઘણો, વાજે તાલ મૃદંગ;
પુજા પુરૂષોતમ તણી, નિતનિત નાટારંભ.
વિક્રમકેરા વંશમાં, ભદ્રસેન મહારાજ;
રાજ્ય કર તે નગરમાં, કરતા મોટા કાજ.
મહાભક્ત મહારાજનો, કામતણો અવતાર;
સત્ય વચન બોલે સદા, કર્ણ સમો દાતાર.
અસ્ત્ર શસ્ત્ર વિદ્યાતણા, જાણે મર્મ વિવેક;
મહિપતિ મોટા વશ કર્યા, થયા છત્રપતિ એક.
પટરાણી ઘેર પાંચસ, રૂપતણો ભંડાર;
વનિતા ષોડશ વર્ષની, રંભા રતી અવતાર.
બેઠો રાય સભા ભરી, ભદ્રસેન ભડ ભૂપ;
ચમર ઢોલે ચોપાસથી, અતુલિ તેજ મહારૂપ.
છત્ર ધર્યું શીર કનકનું, ભૂષણ અંગ અપાર;
સિંહાસન સોહામણું, બેઠા મહા જુંજાર.
ચાર વજિર અતિ ચતુરછે, તે આગળ સોહે ચાર;
એક સુબુધિ બીજો સુલક્ષણો, ત્રીજો તત્વ વિચાર.
ચોથો ગુણ ભંડારછે, રાજ્યતણો શીર ભાર;
પંડિત બેઠા પાંચશે, ગુણીજનનો નહીં પાર.
નાટક ચેટક અતીઘણાં, હાસ્યકથા રસ હોય;
નૃત્યકરે વારાંગના, તે દેખી મન મોય.
પોપટ બોલે મનુષ્યસમ, મેનાં ને બહુ મોર;
શબ્દ કરે સોહામણા, રસિયાના ચિત ચોર,

મહીં માગણ મળીયાં બહુ, બંદીજન બહુ આય;
રાજકળા છત્ર શસું, બેઠો માલવરાય.
ભર જોબન વર્ષ સોળમાં, સુંદર ચતુર સુજાણ;
આસને બેઠો અવનવો, જાણે ઊગ્યો ભાણ.
અજીત સભાછે જેહની, શાસ્ત્ર સ્મૃતિ બોલાય;
પંચ પ્રમાણ કરે સદા,(તેમ) ન્યાય અન્યાય તોલાય.

એક સમે ઇંદ્રાસને, બેઠા સુરપતિ રાય;
દેવલોક સભા સહુ, આનંદ ઓછવ થાય.
નૃત્યકરે વારાંગના, મદનમંજરી નામ;
વસુધર દેવને નિર્ખિયો, તત્ક્ષણ પ્રગટયો કામ.
એક એકને નિરખિયા, બેઉએ હરખ્યા આપ;
કોપ ચડયો સુરરાયને, તત્ક્ષણ દીધો શાપ.
જોતાંમાં પૃથ્વી પડયો, દેવ સભા નહિં કામ;
મનુષ્ય થઈ મરશો જદા, તદા સ્વર્ગમાં ઠામ.
દેવ પડયો પૃથ્વી વિષે, શિવશર્મા દ્વિજ રાજ;
ઉજ્જયણી નગરીવિષે, વિદ્યાકેરૂં ઝાઝ.
કરણાટકમાં કામિની, ગુણકા કુલ અવતાર;
નૃત્ય ગીત ગુણચાતુરી, જાણે નાટક સાર.
દેવતણો અભ્યાસ જે, જાણે તેના ભેદ;
રાત દિવસ નવરંગમાં, ક્ષણ નવ પામે ખેદ.
મેહલાએ એમ વિમાસીયું, મૂર્ખ છે મૃત્યુલોક;
જીતું રાજ્યસભા ધણી, મન વિચારી રોક.
પંડિતકો પ્રીછે નહીં, ચતુર ન ઘાલે હામ;
એવું જે દો પ્રશ્ન કહે, કરૂં હારમું કામ.
સહિયર સાથે સાતસેં, સોળ વર્ષ શુભ રૂપ;
કામકળા મન કલપિયું, જીતું ભારે ભૂપ.
જે કોઇ મુજને જીતશે, તે જાણું ઘરદેવ;
પૂરણ પ્રીત કરી રહું, કરૂં બહુ વિધિ સેવ.





કરણાટકથી સંચરી, મન વિચારી મર્મ;
વાદ કરૂં હું પંડિતા, ઉદ્યમ વડું કે કર્મ.
રઢીઆળી રથપર ચઢી, જોયો મહારાષ્ટ દેશ;
જીત્યાપંડિત જામના, કામરૂ કર્યો પ્રવેશ.
નૈષધ આવી નાર તે. જોયો દેશ બંગાલ;
જગન્નાથ તે નીરખવા, આવી છે તતકાલ.
પાટણ નીરખ્યું પ્રેમશું, અવધ કેરો રાય;
ખુરાસાન મુલતાન થઈ, મારૂ દેશ પલાય.
મેદપાટથી કચ્છ નગર, આવી સોરઠ દેશ;
જીતી નાર સલક્ષણી, જોબન બાળે વેશ.
દક્ષિણ જીત્યું દેખતાં, પૂરવ પશ્ચિમ સાર;
કાશી દેશ કાશ્મીરતે, દેશ નિહાળ્યા ચાર.
પંડિત સરવે પારખ્યા, મને ન આવી વાત;
જાણી ખાણ વિદ્યાતણી, આવી છે ગુજરાત.
દેખી ગુર્જર દેશને, મનમાં વિસ્મય થાય;
પંડિતને માને નહીં, પાખંડી પૂજાય.
દ્રવ્યવાળો વિનતા કરે, ગુણીજનને નહી માન;
નાદ ભેદ જાણે નહી, નહી જ્ઞાન, નહી તાન.
તે નિરખી હરખિ સંચરી, ચાલી ચતુર સુજાણ;
માળવ દેશે મોટોરવી, ઉજ્જેણી મેલાણ.
ચતુર નાદ ચંચળ વસે, જાણે સઘળી નાર;
કનક કલશ શિરપર ધરી, વેતી ક્ષિપ્રા તે ઠાર.
નરનારી જોઈ ચાતુરી, જોયાં સુંદર વન;
વિદ્યાવંત બહુ વિપ્ર છે, જોઈ હરખ્યું અંન.
નીરખ્યું નગર સોહામણું, પોહતી મનની આશ;
રાજદ્વારે સંચરી; આણી મન ઉલ્લાસ.
પોળે ઉભો પોળીઓ, તેને કહી એક વાત;
હું આવી પરદેશથી, કહો જઇ રાયને ખ્યાત.

પ્રતિહારે જઇ પ્રેમશું, મુજરો કીધો [illegible];
બેઉ કરજોડી બોલિયો, બેઠી સર્વ સભાય.
કોઇએક આવી કામની, સ્વરૂપ છે અપરંપાર;
માગે હુકમ હજુરનો, ઉભી છે રાજદ્વાર.
સાથ સુણી રળીયાતસું, ઝટકે કીધી સાન;
તેડો રાજદરબારમાં, દઇને ઝાઝાં માન.
તત્ક્ષણ પળ્યો પોળીયો, આવી ઉભો ત્યાંહે;
મહિપત તેડે માનસું, જાઓ સભાછે જ્યાંહે.
આવી ચતુરા ચમકતી, મળવા માલવરાય;
મદભરી મેહેલાં ધસી, થનથન ધરતી પાય.
બીડી મુખમાં પાનની, સજ્યા સોળ શણગાર;
સાહેલી સંગ સાતસેં, રુપતણો ભંડાર.
ઠમઠમ ચાલે ચમકશું, ઝમઝમ વાગે ઝેર;
ઘમઘમ વાગે ઘુઘરા, કામતણી સમશેર.
ચંદ્રવદની મૃગલોચની, સિંહના સરખો લંક;
કામ ધનુષ શોભે ભલું, ભ્રગુટીકેરો વંક.
વરણાગી વેણી સજી, જાણે મણીધર નાગ;
દંત જાણે દાડમ કળી, અધુર પ્રવાલી ત્રાક
સાડી પહેરી શોભતી, ઊર એકાવલ હાર;
કડકડતો છે કંચુવો, કસણ કસ્યાં છે ચાર.
ઊર ઊરોજ બે ઊઠીયાં, બીલીફળ આકાર;
જાણે ટુંકા તીરનાં, બ્રેહેનાં મારણહાર.
ભ્રગુટી કમાન કલોલશું, નેત્ર સુરંગીત બાણ;
કામીજનને મારિયા, તત્ક્ષણ પૂર્ણ પ્રમાણ.
નખ શિખ શોભા નિરખતાં, કહેતાં નાવે છેક;
કહિપેર વર્ણવ કીજીએ, મુખમાં જીભ્હા એક.
નારી નિરખે નેહસું, ધરતાં મન આનંદ;
દ્રષ્ટી ન ચુકે તે થકી, જેમ ચકોર ને ચંદ.

આસનની ઉંચાઇથી, નિરખે રાયજી રૂપ;
નારી આવી નીહાળતી, જ્યાં બેઠો છે ભૂપ.
કરજોડી ઉભી રહી, તોડી મનની લાજ;
મોહો ફોડી મુજરો કર્યો, જય જય જય મહારાજ.
ચતુરાએ ચોદિશ ભાળિયું, નિરખી રાજ સભાય;
સૌનાં મન શીતલ હવાં, ઉલટ અંગ ન માય.
નારીશું નરપતિ વદે, કહો કયાં તમારો દેશ;
કયાંથી આવ્યાં ને કયાં જશો, કયાં કરવો પ્રવેશ.
કોણથકી ઉત્પન હવાં, કોણ તમારૂં નામ;
કોણ તમારો ઘરધણી, અમ સાથે શું કામ.
મહિપતિ શું નારી વદે, સાંભળ ભૂપતિ વાત;
કરણાટકથી આવિયાં, ગુણકા અમારી જાત.
કામકળા મૂજ નામ છે, જન નવ જાણે કોય;
જે પૂછયું કહે માહેરૂં, તે પતિ અમારો હોય.
નગર અનેકજ નિરખતી, આવી તારી પાસ;
પંડિત પણ બોડાવીયા, પુતલાં બાંધ્યાં પચાસ.
નગર અનેકજ નિરખતી, આવી તુજની પાસ;
પંડિત સબળા સાંભળ્યાં, વસતા તારે વાસ.
પંડિત હોયતો પાઠવો, વાર મા લાવો લેશ;
નહિંતો આપો પૂતળું, (તો) જાઉં અમારે દેશ.
બીજું કામ કંઇ એ નહીં, કરૂં વિદ્યાશું વાદ;
નૃપતિ સભા નવખંડમાં, તેના ઉતારૂં નાદ.
નૃપતિ મન ચિંતા થઇ, એતો મોટું કામ;
જો આપીશું પુતલું, તો તો જાશે નામ.
પંડિત પુરા પાચસેં, પૂછું તેને આજ;
કોઇ જીતે આ જુવતીને, રાખે મારી લાજ.
બીડું બાસઠ પાનનું, બેઠા પંડિતરાય;
કર શોપ્યું પરધાનને, ગયો સુબુધિ ત્યાંય

પંડિત સૌ પાછા પડે, કોઈ નવ ઘાલે હામ;
શિવશર્મા સનમુખ થયો, કરવા મોટું કામ.
પાન સુપુષ્પિ કર થકી, લઇ ચડાવ્યાં શીશ;
લખ્યું હશે તે ત્યાં થશે, જે કરશે જુગદીશ.
અતી ઉમેદથી ઉઠીઓ, હરખ્યો હઇડામાંય;
હું જીતું એ નારને, દેખે સર્વ સભાય.
માન ઘણું દીધું મહિપતે, તત્ક્ષણ પૂછ્યું તન;
પ્રિતે પાસે બોલાવ્યો, આપ્યું અર્ધ આસન.
માન ઘણું મહિપત વદે, જીત્યાનો જશ લેશ;
જે પુછે એ પ્રેમદા, તેનો ઉત્તર દેશ.
વાડવ વિનતાને કહે, મુજ સામું શું જોય;
પુછી લે જે પૂછવું, જે મન ઇચ્છા હોય.
છોડી નાંખ એ પુતળાં, શીદ વેંઢારેછ ભાર;
જીતું છું સૌ દેખતાં, ઉતારૂં અહંકાર.
રાખીશ મા કોઇ ઓરતો, પુછે વિપરીત વાત;
સંદેહ ભાગું સર્વદા, પ્રસન્ન સારદા માત.
પ્રશ્ન–પંડિતને કહે પદ્મની, સાંભળ દ્વિજ એક ધર્મ;
પ્રથમ પુછું એટલું, ઉદ્યમ વડું કે કર્મ.
ઉત્તર-દ્વિજ હરખ્યો મનમાં હસે, વસે રૂદેમાં બોલ;
શાસ્ત્ર વચન તેં પુછિયું, હું કરૂં તેનો તોલ.
સાબાશ પદ્મની પુછ્યું ભલું, કોઇથી નવ કહેવાય;
હું કહું તુજને આજ એ, જેથી સંદેહ જાય.
શાબાશું રૂપીજી વદે, ભાંગુ નિઃસંદેહ;
પૂછ બીજું કંઇ પૂછવું, મન ઇચ્છા હોય જેહ.
વચન સુણી હરખી તદા, નિરખી દ્વિજનું રૂપ;
સરખી ભેટ મળી મુજને, વરખીત ભારે ભૂપ.
પ્રશ્ન–કરજોડી કહે કામની, સાંભળજો દ્વિજ રાય;
કોને કહીએ ચતુરનર, તેહ બતાવો ચાંય.

પંડિત તે કોને કહું, મુરખ કોણજ હોય;
ધનપતિ તે કોને કહું, કોણ દરિદ્રિ સોય.
કોણ સુખી કોણ દુખીયા, કોણ કાયર કોણ શૂર;
કોણ મૂવો કોણ જીવતો, કોણ નિકટ કોણ દૂર.
કોણ વાત અચરત કહે, કોણ રાજા કોણ રંક;
ઉત્તર આપો એટલો તો, વાળો આડો અંક.
તખત થયા સુણતાં સહુ, જેમ ચિત્રામણ લેખ;
લક્ષણીએ મહા આગળી, દીસે બુધ વીસેખ.
ઉત્તર–વિપ્ર કહે વનિતા સુણો, રૂદે ધરી બહુ ધ્યાન;
તેં પૂછયું તે હું કહું, શાસ્ત્રતણું જે જ્ઞાન.
ખાટો તુરો ખટરસ, નવરસ ચતુર અનેક;
ખીરનીર કરે જૂજવાં, હંસ ચતુર છે એક.
પય પાણી કરે એકઠાં, મેલે હંસ હજુર;
દૂધ દૂધ પ્રાસન કરે, પાણી મેલે દૂર.
ચતુર પુરૂષ તો એક છે, તેં પૂછયા બહુ ભેદ;
અનુક્રમે ઉત્તર આપિશું, જે વાણી બોલે વેદ.
નિર્ણે શાસ્ત્ર તણો કરે, જાણે સર્વે વિવેક;
એવા પંડિત અતિઘણા, હરીગુણ જાણે એક.
કીર્તિ આપતણી કરે, ધરે વ્રથા શીર ભાર;
મરે પરસ્ત્રીના સ્નેહથી, ડરે નહીં ચિત્ત લગાર.
એવા મૂરખ કેટલા, કહેતાં ન આવે પાર;
પરિબ્રહ્મને પૂજે નહીં, તે મૂરખ અવતાર.
હયપતિ ગજપતિ રથપતી, સિંહાસનપતિ જેહ;
પુત્રદારા પરિવારશું, લક્ષ્મી ને વળી નેહ.
એવા ધનવંત અતી ઘણા, કહેતાં નાવે છેહ;
રામનામ ગાઠે ગર્થ છે, મોટો ધનવંત તેહ.
આસનાવાસના જેમાં નહી,આળસ ઊંઘ હોયઅંગ;
વિપ્રજઇ યાચે યાચના, થાય ઘણું માન ભંગ.

એમ અધિકાર દરિદ્રિનો, એવા અપરંપાર;
ગથં ઘણો દાતા નહીં, તે દરિદ્રનો સરદાર.
સંપ સહોદરમાં ઘણો, દેહ નિરોગી હોય;
નવ જાવું પરદેશમાં, સુખિયો કહિયે સોય.
સંતોષી સબળો સુખી, એવા સુખી હજાર;
જેને માથે રણ નહીં, સુખિયાનો સરદાર.
મુરખ સુત છે જેહનો, વિધવા કન્યા હોય;
ચતુર વસે કુગ્રામમાં, મોટો દુઃખિયો સોય.
દુઃખી કહું હું કેટલાક, સાંભળ શામા વાણ;
ભૂખ દુઃખ કુભારજા, એ દુઃખિઓ પરમાણ.
બ્રાહ્મણ જળથી ઓસરે, ક્ષત્રી રણથી જાય;
વૈસ્ય ડરે વેપારથી, તે કાયર કહેવાય.
કાયર કહેતાં બોલીયે, મોટો કાયર જેહ;
ઘેર અભ્યાગત આવિયો, આદર ન કરે તેહ.
શૂરા જેહો રણ મધે, પરકાજે દે પ્રાણ;
બોલે રાજસભા વિષે, જીત્યા જશ સૂજાણ.
કરે વહાર જે રંકની, ન કરે આપ વખાણ;
થોડું ધન ખરચે ઘણો, તે શૂરો પરમાણ.
મુરખ તે પહેલો મૂવો, બીજો જેને રોગ;
ત્રીજો પરદેશી મૂવો, ચોથો પરવશ ભોગ.
મૃત્યુક એવા અતીઘણાં, તેમાં નહીં કંઈ ભેદ;
મોટું મર્ણું દરિદ્રનું, વાણી બોલે વેદ.
કોઈ દુખી કોઇ સૂખીયા, ચીરંજીવ નહીં કોય;
જેનીજશ કીર્તિ સદા, તેતો જીવ્યો સોય.
દશ ઈંદ્રિ છે દેહમાં, જેણે શોભે તન;
સરવે શોભે વેગળું, સદા સમરપી મન.
દૂર દેશ વસે ઘણા, દૂર સમૂદ્રનું પૂર;
જેશું મન માન્યું સદા, તે પાસેથી દૂર.

દુનિયા દેખે ડૂબતી, ડરે ન દિલ લગાર;
એહ મુવા મરવું નથી, અચરત એહ અપાર.
એક રાય પૃથ્વીપતી, બીજો ધનવંત જેહ,
એવા રાજા અતિઘણા, મોટો રાજા મેહ.
રંકપશું પરવશ પડયું, બીજું બાળ કહેવાય;
રંક શિરોમણિ કન્યકા, જ્યાં આપે ત્યાં જાય.
વચન સુણી વાડવતણાં, વનિતા કહે ધન્ય ધન્ય;
જે મેં પૂછયું તે તમો કહ્યું, માન્યું મારૂં મન.
પ્રશ્ન–વળી વીપ્ર પૂછું તુને, તારી બુધ પવિત્ર;
સાચુ બોલો સુલક્ષણા, કોણ શત્રુ કોણ મિત્ર.
શું રૂડું છે સર્વથી, ભુંડું શું કહેવાય;
સગું સહોદર કોણ છે, વહાલું તે શું થાય.
ઉત્તર–વાણી તે વિપ્ર વદે વળી, વળિ વળિ મન આનંદ;
શત્રુ છે તુજ દેહમાં, તેડ બતાવું ષટ્.
ક્રોધ લોભ મહામોહ છે, મદ મત્સર અહંકાર;
તેથી મોટો કામ છે, શત્રુતણો સરદાર.
અજીત જીતાએ નહી, નાંખે નર્કને ઠામ;
માટે સૌકો જાણજો, મોટો શત્રુ કામ.
આપણશું જે નેહ કરે, કહે મનડાની વાત;
રાજદ્વારે રણ વિષે, જેહ કરે સંગાત.
મિત્ર કહીએ તેહને, જેની બુદ્ધિ પવિત્ર;
વિપત સમે અળગો નહી, તે છે મોટો મિત્ર.
ખાવું પીવું ખર્ચવું, મોટમ પદવી માન;
સૌથી સારૂં ખર્ચવું, પંચે કર્યું પ્રમાણ.
ભુડું કરવું કાસદું, ભુંડો વેહેવો ભાર;
સૌથી ભુડું માગવું, સુમ કેવો દાતાર.
સગો બાપ ને બેટડો, સગો કામની કંથ;
સગો સ્વારથ જાણવો, ચતુરા બિચારો ચંત.

વહાલું બાળક પારણે, વહાલી નારી નેટ;
કરી પરિક્ષા પંડિતે, પૂરણ વહાલું પેટ.
સાબાશ સાબાશ શ્યામા કહે, ઉત્તર આપો એક;
**પ્રશ્ન**—સૌથી મોટો કોણછે, નાનો કોણ વિશેક.
**ઉત્તર**—મોટો શ્રીમંત સૃષ્ટિમાં, મોટો ધનવંત રાય;
મોટો દાતા સર્વેથી, કીર્તિ ન ચિતમાં ન્હાય.
નાનો નિરધન નિર્ગુણી, નાનો દુઃખ સમેત;
સૌથી નાનો નાતે તજ્યો, સાંભળજે ધરિ હેત.
કામકળા કલ્લોલશું, કહે સુણ બ્રહ્મા ગર્મ;
**પ્રશ્ન**—વાત કરો વિસ્તારશું, જે ઉદ્યમ વડું કે કર્મ.
વચન કહે જે વિચારથી, હું નહીં રાખું લાજ;
નહીં રાખું શર્મ સભાવિષે, લાજથી વણસે કાજ.
**ઉત્તર**—શીવશર્મા કહે સુંદરી, સાંભળ ચતુરસુજાણ;
વડું કર્મ ઉદ્યમથકી, બોલે વેદ પુરાણ.
કર્મતણી ગત અવનવી, નીરધનિયાં ધન હોય;
કર્મકરે જે કામને, નકરે બીજો કોય.
મૂર્ખને કર્મ કવિ કરે, રંકને બેસાડે રાજ;
કર્મ કર્મ ને કર્મ એ, ઉદ્યમ તે કુણ કાજ.
કોપ કરી કહે કામની, ઉદ્યમ મોટો થાય;
હું વખાણું તેહને, સાંભળો પંડિત રાય.
ઉદ્યમ કરતાં નિરખીયાં, સૌકો રંકને રાય;
કોણ રહ્યા એવું કહી, જે કર્મ કરે તે થાય.
જો જાણો તો કહો મુને, ન કરો મનમાં ખેદ;
સભા સહુકો દેખતાં, ભાગુ તમારો ભેદ.
ઉદ્યમ ઉદ્યમ ઉદ્યમ વળી, અદકો સૌથી આપ;
કર્મ બિચારૂં બાપડું, ઉદ્યમ પૂર પ્રતાપ.

## ઉદ્યમવાદીનું સિદ્ધાંત.

### ચોપાઇ.

કામકળા કહે સાંભળ બ્રહ્મ, ઉદ્યમથી અદકું નહીં કર્મ;
સઘળા લોક ઉદ્યમવશ હોય, કર્મસારૂં બેસે નહીં કોય.
મથુરાપુર નગરનું નામ, સુરસેન રાજાનું ઠામ;
તેમાં વિપ્ર વસે બે ભ્રાત, સત્યવાદી રૂડા સાક્ષાત.
બુધ વિવેક ને વિદ્યાવંત, સાધુ શિરોમણ રૂડા સંત;
એક નારાયણ બીજો નરહરી, પતિવ્રતા બેને સુંદરી.
નારાયણ કહે મોટું કર્મ, નરહરી લે ઉદ્યમનો મર્મ;
વાદ કરે બે બંધુ ઘણો, સંદે ભાગે નહીં તે તણો.
વાદ કરતાં બેહુ જણ ગયા, રાજસભામાંહે પરવર્યા;
રૂડો પ્રતાપ રાજા તાહરો, ચૂકાવો ન્યાય માહરો.
સભા મધ્યે પંડિત જેટલા, ઊઠીને નમીયા તેટલા;
રાજાએ દીધાં બહુ માન, જાણી વિપ્ર તણા સંતાન.
રાજા કહે સીધ્યાં મુજકાજ, માનુભાવ પધાર્યા આજ;
આગ સરખું કોઇ કારજ કહો, સુખેથી સભામાં રહો.
વિપ્ર કહે રાજા સુણ મર્મ, મોટો ઉદ્યમ કે મોટું કર્મ;
એટલો ન્યાય ચુકાવતું આજ, નહીંતો દેહ કરીશું ત્યાજ.
અસત્યવાદી થાશો આપ, બેસશે બ્રહ્મહત્યાનું પાપ;
રાય સુણીને છાનો રહ્યો, પ્રત્યુત્તર તેમને નવ કહ્યો.
પંડિત પૂછ્યા રાયે ઘણા, સંદે નવ ભાગ્યા તેહ તણા;
ના કહેતાં બ્રાહ્મણ દે શ્રાપ, જૂઠું કહેતાં લાગે પાપ.
રાત દીવસ વિચારજ કરે, કોથી અરથ એકે નવ સરે;
વડોવજીર વનમાળી નામ, ત્યાં કહી ઊઠયો એકે ઠામ.
પંડિતનો કરવાને સંચ, રાજાશું રચિયો પરપંચ;
સુનું મંદિર એક વિશાલ, ઓરડા આઠ ઊંચું ચોમાલ.
અગોચર મેલી સૂખડી, જે ખાધે ભાંગે ભૂખડી;
કોરી ગાગર ઉદકની હતી, અગોચર મેલી અણુછતી.

પછી વિપ્રના તેડયા તન, બંધાવ્યાં તેમનાં લોચન;
નિર્ભય થઇ બાંધ્યા ચોપાસ, નહીં આંખે દેખ્યાની આશ.
કરી મોહોર બાધ્યા બે બંધુ, ઉદ્યમ કર્મ વિદ્યાના સિંધુ;
સુના મંદિરમાં મેલ્યા બેય, શીવશર્માને ગુણકા કહેય.
સંપુટ કીધાં તેનાં બાર, જોઇયે કોણ પામેછે અહાર;
જોઇયે કોને રહેછે ધીર, જોઇયે કોણ પીએછે નીર.
એક દિવસ તે સ્થાનક રહ્યા, ક્ષુધા તૃષાથી દુઃખ્યા થયા;
કર્મવંત તો પોઢી રહ્યો, ઉદ્યમી તે ઉદ્યમઅર્થે ગયો.
કર્મી કહે કોણ ઉદ્યમ કરે, આમાં જે જાએ તે મરે;
ઉદ્યમી કહે ઘેલો તું આજ, ઉદ્યમથી સરશે સૌ કાજ.
માંડી તેણે ખણખોલણ ઘણી, બેસી રહ્યો ત્યાં કર્મનો ધણી;
ભીત ભંડાર મેડીને મેહેલ, ઉદ્યમ આગળ સઘલું સેહેલ.
લીધો પાર તે મંદિરતણો, જેને નેહ ઉદ્યમશું ઘણો;
તેને ત્રુઠયા શ્રી ભગવાન, આપ્યા હાથ્ર મેવા પકવાન.
કોરી ગાગર શીતલ જળ જેહ, આવી હાથ ઉદ્યમીને તેહ;
ગાંઠે બાંધી આવ્યો ત્યાંહાં, ક્ષુધાવંત બેઠો છે જહાં.
પોતે ભક્ષ કર્યું તે ઘણું, તૃપ્ત થયું ઉદર તેતણું;
વળતી મનમાં આવી દયા, પ્રસન બાંધવ ઉપર થયા.
હસી હાથમાં આપ્યો અહાર, કર્મિએ આરોગ્યો તેણે ઠાર;
સુરજ ઉગ્યો ને વીતી રાત, કાઢયા બહાર થયે પરભાત.
છોડયાં નેત્રને પૂછીવાત, તમો સાચું બોલો સાક્ષાત,
રાત દિવસનું કહોને દુઃખ, કેમ વેઠાણી ભુંડી ભૂખ.

દોહરા.

વિપ્રકહે સુણ નરપતી, સાચું કહું તમ સાથ;
દુઃખ નવ આવે ઢુંકડું, ઉદ્યમ મારે હાથ.
ઉદ્યમ કર્યો મેં અતિઘણો, ત્રુઠયા શ્રી ભગવાન;
ક્ષુધાતણું દુઃખ ટાળિયું, ભક્ષ કર્યા પકવાન.
પરમારથ પ્રીતે કરૂં, નારાયણશું નેહ;
સોપ્યું હાથ તે વિપ્રને, સંતોષાણો એહ.

પેટ ભર્યું પેલે કર્મિએ, આખર જોડયા હાથ;
ઉદ્યમ અદકો એ થકી, કર્મ તણો શો સાથ.
કામકળા કહે વિપ્રને, મન વિચારી જોય;
ઉદ્યમથી જે નીપજે, કરે ન બીજો કોય.
શીવશર્મા કહે સાંભળો, કર્મતણી કહું ગત;
ઉદ્યમ કર્યો તો ઉંદરે, કહું તેની ઉતપત.
કામકળા કહે કહો મુને, કર્મતણો વિસ્તાર;
સભા રહી તે સાંભળી, હું પામું તેનો પાર.

## कर्मवादीनुं सिद्धांत.

### ચોપાઈ.

શીવશર્મા કહે સુણ સુંદરી, વાતકહું તુજને વીસ્તરી;
દક્ષિણદેશ જોટીયાલું ગામ, વિપવાદી રહેવાનો ઠામ.
બાજીગર વાદી કહેવાય, મંત્રજંત્રતણો એ રાય;
સર્પ સાહાને ઘરમાં ધરે, જડી બુટીનાં કારજ કરે.
અઘોર વનમાં વાદી ગયો, પહાડપર્વત ઉપર જઇ રહ્યો;
મુરલીનો ત્યાં કીધો નાદ, આવ્યો સર્પ સુણવા તે સાદ.
વાદીયે તેને તત્ક્ષણ ગ્રહ્યો, પોતાને મંદિર જઈ રહ્યો;
લાવ્યો વાંસનો કરંડ આપ, તેમાં ઘાલ્યો મણીધર સાપ.
નવ મેલ્યું ભોજન કે નીર, પામ્યો દુઃખ તે સર્પ શરીર;
ઉદ્યમ સર્પ તે શાનો કરે, કર્મ અનુસારે તે પરવરે.
વિશ્વાસ રાખે કર્મજ તણો, મળશે ભક્ષ મુજને બહુ ઘણો;
કર્મ જોરે લંકા લુટશે, કર્મ બંધનથી છુટશે.
તો તેના ઘરમાં ઉંદરઘણા, વિશ્વાસ રાખે તે ઊદ્યમતણા;
કર્મ તેતો ત્રણવત ગણે, ઉદ્યમ ભાવથી ભારે ભણે.
ઉંદર એક હુતો તે ત્યાંહે, રહેતો વાદીના ઘરમાંહે;
શીર મોટો ચોટો ચાંકડો, મૂછમોટિ છોટો છાંકડો.

કાપે કાપડ કોઠી ઘણી, નવ આણે બીક કોઇ તણી;
ઉદ્યમપર જેને છે મંન, નાંખે ઉઘાડી ઢાંક્યાં અન્ન.

ઘી ગોળ ને વળી ગોરસ ખાય, એ છે ઉદ્યમકેરો રાય;
એક દીન મન કર્યો વિચાર, લાવું આજ અદકેરો અહાર.

દાણા દૂણી કોણુજ ખાય, અદકો ઉદ્યમ કરવા જાય;
એમ ધારી ચાલ્યો પરચંડ, જ્યાં ઢાંકી મેલ્યો તો કરંડ.

દેખી કરંડ રળીયાતજ થાય, ઉલટથી આઘેરો જાય;
એમાં દીસે છે સુખડી, કાઢી ખાઊં ભાગે ભૂખડી.

એમ કરી લાગ્યો કાપવા, વહાલાંને વહેંચી આપવા;
પાડી છીદ્ર ને પેઠો માંહે, કર્મિ સર્પ બેઠો છે જ્યાંહે.

વદન વિકાર્યું તેહજતણું, બેઠો ઉંદર લેવા ઘણું;
ગળ્યો મુષક ને ભાગી ભૂખ, કર્મે તેનાં ટાળ્યાં દુઃખ.

પામ્યો સુખ શરીરે સાર, પાડ્યું છીદ્ર ને આવ્યો બહાર;
પામ્યો સુખ તે ઉંદર ગળ્યો, જઇ સજ્જન સૌકોને મળ્યો.

ઉદ્યમી ઉદ્યમ એળે ગયો, કર્મવંત તે આગળ થયો;
કર્મ કરે તે ન કરે કોય, કામકળા વિચારી જોય.

ઉદ્યમી હંકારે છે વહાણુ, કર્મ બુડે કે ખુવે પ્રાણુ;
ઉદ્યમી વાવવા ખેતર પડે, સૂકે કે ઉભેલો પડે.

ઉદ્યમી ગાડીને ભારે ભરે, વાટે લુટે કે બલદજ મરે;
કરે હજારો ઉદ્યમ મોટ, ભાગે ગરાસ કાં આવે ખોટ.

ઉદ્યમ શું કરશે એ મર્મ, જીતે સર્વેથકી એ કર્મ;
પંડિત બોલ એમ બોલ્યો અતીશ,ચઢી રામાને સબળી રીશ.

અરે પંડિત તું મૂર્ખજ હોય,ઉદ્યમથી મોટું નહીં કોય;
કર્મ નહાનું કેટલુંએક-ઠોર, ઉદ્યમ શાહા ને કર્મજ ચોર.

ઉદ્યમ રાય ને કર્મજ રંક, હારે કર્મ તે આડે અંક;
ને તો એક દેખાડું શાખ, દેખાડું હોયે અભિલાખ

પ્રમાણુ બીજા પંડિતકરે,ઉદ્યમ આગળ કર્મ પાણી ભરે;
ઉદ્યમ સઘળે છે સંમર્થ, બ્રહ્મા વિષ્ણુ જાણે અર્થ.

### દોહરો.

પંડિતને કહે પદ્મની, મનમાં થઇ લેલીન;
વાત કહું ઉદ્યમ તણી, જેમ બગલે ખાધી મીન.
વિપ્ર તો દે હોંકારડો, સાંભળે સર્વ સભાય;
કામકળા મુખઉચરે, ઉદ્યમનો મહિમાય.

## उद्यमवादिनुं बीजुं सिद्धांत.

### ચોપાઇ.

કામકળા કહે જોડી હાથ, એક કહું ઉદ્યમની વાત;
હીમાચળ પાસે એક વન, તે જોતાં હરખાયે મન.
આંબા જાંબુ ને પીપળા, વડ વિવેકી દીસે વડા;
કોયલ મોર ટહુકા કરે, તે સાંભળતાં હઇડું ઠરે.
એક સરીતા કેરે તીર, મોટો વડ છે ઘોર ગંભીર;
વડ ઊંચો છે જોજન એક, શાખા તેની છે વીશેક.
તે ઉપર બગલાનો ઠામ, મોટો બગ એક ધર્મી નામ;
વૃદ્ધ થયો ને થાકયો દેહ, ભક્ષ ભોજન મળે નહીં તેહ.
બીજા બગ સૌ ચરવા જાય, પેલો બેઠો તે નવ ઊઠાય;
સંભાળે પોતાનું કર્મ, ઉદ્યમનો નવ રાખે મર્મ.
સ્ત્રી પુત્ર તો રીસજ કરે, લાવી કષ્ટે ને પેટજ ભરે;
નાંહિ કરે કાંઇ ઉદ્યમ કરો, કર્મ તણો તો નહીં આશરો.
વૃદ્ધ બગ કહે ચિંતાને વાણ,મુરખ સહુ તમો છો અજાણ;
જે લખ્યું હોય કર્મજ માંય, કોટી ઉપાયે પરૂં ન થાય.
સ્ત્રીને આશા ચડી છે ઘણી, કર્મ પરૂં બેસી રહે ધણી;
ખાવા પીવા ન આપ્યો આહાર, કર્મિ દુઃખ પામ્યો તે ઠાર.
કર્મ ઉપર રાખ્યું છે મન, પાંચ દિવસ ન પામ્યો અંન;
પેટ અંગ સહુ ગળી ગયું, ઉદ્યમ ઉપર મનડું થયું.
બગલો કહે સ્ત્રી સાંભળ વાત, તું કહે તે કરૂં સાક્ષાત;
કર્મ ઉપર આવ્યો છે કોપ, તુજ વચન કરૂં નહીં લોપ.

સ્ત્રી કહે સત્ય કહું મહારાજ, ઉધમ કરે તે પામે રાજ;
કર્મી ઉધમ કરવા ગયો, મહા સરોવરપર જઇ રહ્યો.
નીરબળ છે તેનું શરીર, જઈ બેઠો સરોવર તીર;
રંક સરખો થઇ બેસી રહ્યો, એમ કરતાં દિવસ એક ગયો.
સરોવરમાં છે મચ્છ અપાર, મનમાં પોતે કર્યો વિચાર;
બગલો તો મહાજ્ઞાની છે, જાતિસ્વભાવ મૂકે નહિં તે.
પાપનો થાય છે પશ્ચાતાપ, માટે મુક્યો અધર્મ આપ;
મોટા મછ હતા જેટલા, આવ્યા બગ પાસે તેટલા.
કરી પ્રણામ ને ઉભા રહે, કૃપાળ છે એમ મુખથી કહે;
ધર્મિ બગલે ધુણાવ્યું શીશ, પૂછે મછા તેને દીશ.
મચ્છકહે મામા બગ સુણો, મનની વાત અમ આગળ ભણો;
બગ કહે સુણો મચ્છ સહુ, તમારૂં દુઃખ-હૈડે છે બહુ.
મુજને દુઃખ છે તમારૂં ઘણું, દઝે છે હઈડું અમતણું;
પુછે મચ્છ શી છે એ વાત, તે વિસ્તારીને કહો ખ્યાત.
આજ હું ધર્મ લોકમાં ગયો, સાંભળી વાત મહાદુઃખિયો થયો;
બાર વરસ નહીં આવે મેહ, દુઃખ પામશે તમારી દેહ.
શીતળ સરોવર સુકાઇ જશે, શી ગત ભાણેજાની થશે;
સુકાશે સરોવરનું નીર, સરવે મરશો આણે તીર.
કુડું વચન એમ બગલે કહ્યું, મછ બિચારે સાચું લહ્યું;
કહે મચ્છ અમને સુખ થાય, મામાજી એવો કરો ઉપાય.
તમો સમર્થ છો પંખા ધણી, અમ પગ વિનાને ચિંતાઘણી;
બગલો બોલ્યો ક્ષણ એક રહી, મનમાં કપટને રાંકડો થઇ.
આવો અમો વસુંછું જહાં, અખુટ સરોવર છે ત્યાંહાં;
અખુટ સરોવર કેરૂં નીર, સુખે રહો તેને તીર.
મછ મનમાં વિચારજ કરે, ત્યાં જાવાની મનછા ધરે;
પંથ વેગળો કેમ જવાય, ચરણવિના અમે કેમ ચલાય.
કહે બગ બેસો ખાંધે ચડી, પહોંચાડું સરોવર આ ઘડી;
જે ચારેક તે ઉપર ચડે, અદકા ધરડે નહીં ઉપડે.

મછ લઇને ઘેરજ જાય, સર્વેનાં મન રળિયાતજ થાય;
બગ જીવ્યો નારી છોકરાં, સર્વ પરિવાર જીવ્યાં ઉચર્યાં.
ડાહ્યો એક આપે ઊચરે, મનગમે તે પોતાને કરે;
એની સાથે જે કોઇ જાય, તેને બગલો નિશ્ચે ખાય.
એ ઉદ્યમ કરવા આવીયો, ફંદકરી એતો ફાવીયો;
એ કરેછે એની રીત, મચ્છને એને ક્યાંની પ્રીત.
મછ નવ સમજ્યા બીજા મર્મ, જાણે નહિ બગલાનું કર્મ;
લખ્યું હશે જે કર્મજ માંય, એમ કહી બગ સાથે જાય.
નીત્યે ચારો લઇને જાય, આઘો જઈને તેને ખાય;
વળી બીજે દીન આવે ફરી, ચાર મછ લઇ જાયે હરી.
ઘર જઇને કહે સાચો મર્મ, મારો ઉદ્યમ ને તમારૂં કર્મ;
બીજે દીવસે આવી રહે, દીલવારૂ કુશળ છે કહે.
કહે સંદેશો કહાવ્યો છે મચ્છે, અમો અહીંઆં રહુંછું સુખે;
કર્મવંતા મચ્છ આગળથી જાય, જો જો ઉદ્યમનો મહિમાય.
બગલે જઇ સ્ત્રીને કહ્યું, ઉદ્યમ કરતાં દુઃખડું ગયું;
કર્મ સારૂં બેસી રહ્યો નેટ, ત્યારે નહોતું ભરાતું પેટ.
થોડે થોડે સર્વે આવશે, એક વર્ષ સુધી ચાલશે;
કામકળા કહે સાંભળ રૂખી, કર્મી મછ થયા ત્યાં દુઃખી.
ધર્મી બગલાનો એ મર્મ, ઉદ્યમ આગળ હાર્યું કર્મ;
સૌ સભા સાંભળી રહી, રાજાને મન ચિંતા થઇ.
રખે નારી જીતીને જાય, ઉદ્યમનો વાંચી મહિમાય;
શિવશર્મા કહે સાંભળો રાજ, રખે ચિંતા કરતા આજ.
કર્મ માલીએ બેસીને જોય, ઉદ્યમ તે દેખીને રોય;
અમૃત રૂડાં કર્મી ખાય, ઉદ્યમી દેશવિદેશે જાય.
એ વાત તો શાસ્ત્રજ તણી, કહું કથા એ ઉદ્યમજ તણી.

## कर्मनुं सिद्धांत बीजुं.

### દોહરો.

વચન સુણી વીનતા તણું, બોલ્યો વિપ્ર વચન;
વાત કહું છું કર્મની, જેમ માને તારૂં મન.

સૌથી મોટું કર્મ છે, સાચું કહ્યું આ દિશ;
નિરભાગિ એક વરતિયો, ભાગ્યું જેતું શીશ.
કામકળા સુણ કામની, સંદે તારો જાય;
ઉદ્યમ કરવા સંચરે, કર્મહીણો દુખાય.

ચોપાઈ.

શુભ વાણી વિપ્રે ઉચરી, સુણજે તું સલુણી સુંદરી;
મહિથલપુર એક નગ્ર અનૂપ, પદ્મસેન તેનો છે ભૂપ.
છત્રીસ લક્ષણ ને ગુણવંત, સાધુ શીરોમણ રૂડો સંત;
પદ્મકેતુ તેનો પરધાન, તેપર મહિપતનું બહુ માન.
તે રાજાને નહી કંઈ બાળ, મસ્તક વંઝા ફેરી ગાળ;
નારી તેને કનકાવતી, રાત દિવસ ઝુરે છે સતી.
સ્રીને દુઃખે મેલ્યું રાજ, ચાલ્યો રાય પુત્ર માગવા કાજ;
પદ્મકેતુને આપ્યું પાટ, ગયો રાય ગંગાને ઘાટ.
અઘોર વનમાં જઇ ફર્યો ઘણું, રાખ્યું મન દૃઢ પોતાતણું;
નિર્ભય થઇ ગયો તે સંગ, દીઠું ચિંતામણ શીવનું લિંગ.
પ્રદક્ષિણા દઈ લાગ્યો પાય, રંક ઉપર કરો કરૂણાય;
સિદ્ધનાથનું દર્શન થયું, પાતક પાંચ જન્મનું ગયું.
આસનવાળી માંડયું ધ્યાન, સિદ્ધનાથ આપો સંતાન;
અભયવર આપો તમો ઇશ, જગતપિતા છો શ્રીજગદીશ.
ઉનાળે અગ્નિમાં રહે, વરસે ઘનધારા શિર સહે;
શીતકાળ મહાજળશું નેહ, અનેક કષ્ટ કરેછે દેહ.
તપ કરતાં ઝાઝા દિન થયા, ત્યારે પરિબ્રહ્મ પ્રસન હુવા;
માગ માગરે રાજા તુંય, જે માગે તે આપું હુંય.

દોહરો.

સાર કરી સિધ્ધનાથજી, આપો એ વરદાન;
શરણ આવે શર્મે તુજને, માગું સુખ સંતાન.
ઇશ કહે સુણ મહિપતી, આંબે ફળ તું જોય;
એમાંથી ફળ એક લે, પુત્રજ તેનો હોય.

પટરાણીને આપજે, સરવે થાશે પુત્ર;
દેવાંશી દશ માસમાં, પ્રગટશે તારે પૂત્ર.
ઇશ અલોપ તત્એવ થયા, રાજા ચડીયો ઝાડ;
આંબે ફળ દીઠાં ઘણાં, રાજે લાગી રાડ.
જેટલાં ફળ છે વૃક્ષને, તેટલા પૂત્રજ હોય;
ગાંઠે બાંધ્યાં અતીઘણાં, મર્મ ન જાણે કોય.
શત બે શત ને ચાર સા. લીધાં ઘણા વિશેક;
નીચે ઉતરી નિરખ્યુ, રહ્યું બાગમાં એક.
અચરત પામ્યો અતિઘણું, ચઢીયો બીજીવાર;
લીધાં અગણ્યાં તે થકી, સમજ્યો નહી ગમાર.
ઘરમાંહે નિરખિ જુએ, ફળ થયા અલોપ;
દીઠો લોભી અતિઘણો, ચડયો ઇશને કોપ.
લોભી જાય લોભમાં, જાણે પડું વહાણ;
સૌકો સાચું માનજો, ઝાઝે લોભે હાણ.

## ચોપાઇ.

પ્રગટ થઇ શીવ બોલ્યા વાણ, રાજા છે તું ચતુરસુજાણ;
એક પુત્ર મેં આપ્યો તુને, લોભ કીધો ને વેઢયો મુને.

## દોહરો.

જો તું લાલચમાં પડયો, તો ન હોય તારે તન;
જા પાછો મંદિર ફરી, ફોકટ ખોના દન.
લોભે પ્રીત ઘણી ઘટે, લોભે નહીં વહેવાર;
લોભે લાજ રહે નહીં, લોભીનો નહિ કાર.
આ અવનીમાં અવતરે, જે કોઇ નરને નાર;
લક્ષણ થોડું લોભનું, તે જીત્યો સંસાર.

## ચોપાઇ.

રાજા કહે હું તારો રાંક, શિક્ષા કર પ્રભુ મારો વાંક;
લોભી પણ હું છઉં તાહરો, અપરાધ ક્ષમા કરો માહરો.

શીવ કહે મારૂં વચન ન જાય,ત્રણ લોકનો લોપજ થાય;
આપું તુજને બેટી એક ભૂપ,અતુલ તેજ ને અતિશે રુપ.
એવું કહીને ચાલ્યો તેહ, સફળ થયો મુજ મનુષા દેહ;
માગી શીખ મહિપત સંચર્યો, એક ફળ લઈ પુરધર ફર્યો.
વધામણીયા નગરમાં જાય, પ્રજા સૌ રળિયાતજ થાય.
રાણી રાયનો ટળિયો શોક,મળવા આવ્યા મહાજન લોક.
આવી મંદિર આસન ઠરે, રાજરીત રાજા ઉચરે;
શુભ પુરાણનો આવ્યો દીન, મહિપતિયે વિચાર્યું મન.
પધાર્યા રાણીને ઘેર, ફળ આરોગ્યું રૂડી પેર;
અતિ આનંદે દહાડો જાય,અતી ઉલટ અંગ ન માય.

દોહરો.

માસ દશ પૂરણ થયા, રાણી રાય મન હેત;
પુત્રી પ્રગટી પદ્મની, ત્રિલોકમાં નહિ તેજ.
બ્રાહ્મણ ભાટ જાચક બહુ, આપ્યાં અદકાં દાન;
ટળ્યું મેહેણું વાઝનું, માનુની પામી માન.

ચોપાઈ.

દિનદિન કન્યા મોટી થાય, રમત રમે મનની ઇછાય;
સાહેલી રમવા સંચાર, લક્ષણ પુરણ વીશ ને બાર.
સાત વરસ વેગે વહી જાય, રાજાને મન ચિંતા થાય;
કન્યા જોગ કોઇ વર લાવિયે, પ્રીતે પુત્રીને પરણાવિયે.

દોહરો

કન્યા કહે સુણ તાતજી, અમો કરશું શીવ પૂજન;
મનગમતો વર શીવજી, આપશે રૂડું રતન.
અવર બીજો વરૂં નહીં, મારે તેનો ઓપ;
હુકમ થશે શુળપાણનો, શાંત પમાડું શોક.
વાત એવી મનથા કરી, તાતની આજ્ઞા લીધ;
જે સેવે શુળપાણને, તે પામે નવનીધ.

દેશપતી ને છત્રપતી, અનમી જેને આપ;
તે સૌ સાચું માનજો, શીવ પૂજન પ્રતાપ.

## ચોપાઈ.

કનક કચોલાં ચંદન ભાર, વાજે વાજાં અપરંમપાર;
ઢોલ દદામાં વાજે સાર, મનડામાં આનંદ અપાર.
પૂર મધ્યે ઢંઢેરો ફરે, સામો પુરૂષ કો નવ સંચરે;
શીવપારે એમ શોભા થાય, કુંવરી પુજા કરવા જાય.
દેવદત્ત બ્રાહ્મણ એક ગુણી, સેવા કરે નિત્ય શંભુતણી;
દુર્બલ ગાંઠે નહીં કંઈ ધન, પરણ્યા ઉપર એનું મન.
રાત દિવસ કષ્ટે છે કાય, શીવ પાસે માગે કન્યાય;
ભોળો બ્રાહ્મણ વિદ્યા ભણે, કુડ કપટ મનમાં નવધરે.
કુંવરી વર માગે શીવપાસ, વિપ્ર જાચે કન્યાની આશ;
અરૂણુકાલ આવ્યું તું જેહ, નારાયણ ઉપર બહુ નેહ.
તેનો મિત્ર એક વરતિયો, નિરભીષ નિર્મલ જાતે રહ્યો;
કરે મંત્ર જંત્રનાં કામ, જાદુગર જાણે બહુ જ્ઞાન.
સાથે સઘળે રમતા ફરે, સુખદુ:ખની તે વાતો કરે;
બેઉ જણ બેઠા ચૌટા માંય, કુંવરી પુજન કરવા જાય.
વિપ્ર કર્મ અનુસારે રહે, વરતિયો ઉદ્યમ લક્ષે લહે;

## દોહરો.

વરતિયે મન વિચારીયું, ઉદ્યમ કરૂં ઉપાય;
કપટ કરીને લીજીએ, રૂડી રાજકન્યાય.
વિપ્રને કહે વરતિયો, ચિત્ત ધરીને કર્ણ;
હું કહું તે ઉદ્યમ કરે, તો રાયની કન્યા પર્ણ.
વળી વાર ખોટું કરૂં, મનમાં રાખી ઝેર;
બ્રાહ્મણને આગળ કરી, કન્યા લાવું ઘેર.
ઉદ્યમ કરીએ સર્વથા, નાખી જોઇએ ચોટ;
જો મરશે તો બ્રાહ્મણો, મારે શાની ખોટ

ચોપાઇ.

દ્વિજવરને પૂછે બલવાત, તજાવું તારો ઉચાટ;
શીવ પુજી મુવો બહુ ઠામ, તેથી કોઇ સર્યું નહીં કામ.
સાચું બોલે પાળે ધર્મ, નિત્ય ઊઠી વખાણે કર્મ;
ઘરમાં બેઠાં કાંઇ નહીં મળે, ઉદ્યમ કીધા વિના નહી ફળે.
હું કહું તે તમે ઉદ્યમ કરો, રાજકુંવરીને નિશ્ચે વરો;
પુજા કરે છે કુંવરી જહાં, અણચેત્યાં પેસો જઇ તહાં.
પુજન કરી પગે લાગશે, શીવ પાસે સ્વામી માગશે;
કહે ઇશ્વર આપો ભરથાર, ત્યારે તું દેજે હુંકાર.
વિવેક વચન કહેજો બે ત્રણ, તે સાંભળશે કુંવરી કર્ણ;

દોહરો.

કહે એ સ્યામા સાંભળો, હરખ ધરીને જોય;
બત્રીશ લક્ષણ આગળો, તુને આપું વર સોય.
ઉગમણી દિશાએ દેહરું, સુંદર સરોવર પાળ;
માનુની જાજો મલપતાં, ખરે બપોરે કાળ.
તુજ સરખો તુજ જેવડો, ઉત્તમ કુળ મહારૂપ;
બેસારૂં છું બારણે, વર જે ભારે ભૂપ.
સ્યામા સાચું માનશે, તત્ક્ષણ પાછી જાય;
બીજે દીવસે આપણે, રહીશું દેહેરામાંય.
વરમાળ આરોપશે, જાણી ભારે ભર્મ;
એ ઉદ્યમ તુજને ફળે, શું કરે બિચારૂં કર્મ.
વચન કહ્યું જે વરતિયે, વાડવે ધરીયું કાન;
જ્યાં કપટ ત્યાં ચપટ છે, એ વાત તું નિશ્ચે જાણ.
દૈવ કહે સુણ દુરમતી, નથી કર્મમાં અંક;
આગળી ગત ભાખું કહી, એ રાજા હું રંક.
કર્મે લખ્યું જે આપણે, તે ભોગવવું સત્ય;
ઉદ્યમ આદિ નહી કરૂં, મારી નહી એ મત્ય.

નિરંજનને જે જન નમ્યો, મારે તેના પાય;
ઉદ્યમ કરીયે અતિઘણો, તે સૌ એળે જાય.
રાય રંક ઉદ્યમ કરે, કર્મતણો બહુ ફેર;
ઉદ્યમે નવ સિદ્ધિ મળે, કર્મ તણો બહુ ફેર.
મેલ વાત મુરખ મનતણી, કાંકરે ઘેલા ફંદ;
અવળો ઉદ્યમ જે કરે, તે પામે બહુ દંડ.

ચોપાઈ.

મૂઢ કહે સાંભળરે બ્રહ્મ, બેસી રહે વખાણી કર્મ;
ન કરે કર્મ તે ઉદ્યમ કરે, દુઃખ દારીદ્ર તે ઉદ્યમ હરે.
ઉદ્યમનો જોજો મહિમાય, કરૂં ઉદ્યમ પરણું કન્યાય;
ઉદ્યમ કરતાં નૃપતિ હોય, કાર્ય ઉદ્યમથી અતિ હોય.
જો ઉદ્યમ કરિયે તે અમો, કર્મ સારૂ બેસી રહો તમો.

દોહરો.

વિપ્ર કહે તું શું કહે, આ તલમાં નહિ તેલ;
કપટ કરી પરણો તમો, મિથ્યા લવરી મેલ.
ઉદ્યમ આશા નવ કરૂં, કરૂં શીવ પૂજન;
જગંનાથને જે ગમે, સાચું કર્મ પૂજન.
ચડી રીસ ત્યાં મૂઢને, તજ્યો વિપ્રનો સંગ;
જો કર્મહીણા શું કરે, ઉદ્યમકેરો રંગ

ચોપાઇ.

મમતા કરીને મૂઢ ત્યાં ગયો, શીવ પછવાડે જઇને રહ્યો;
જગંનાથજી કેરૂં લીંગ, શિશ મૂઢ જઈ કીધો સંગ.
જળ જાવાનું સ્થાનક જહાં, કરી સાથરો બેઠો ત્યાંહાં;
હઈડામાં હસ્યા મહાદેવ, કપટકારી ઓળખિયો દેવ.
એના હૈયામાં છે ભેદ, કર્યું ભોમવશી બોલે વેદ;
એમ કરતાં ઘટિકા ત્રણ થઈ, કુંવરી પૂજન કરવા ગઇ.
પોતે આપ બેઠી પાલખી, સાથે એક સહજ છે સખી;

ઉરાડે બહુ અબીર ગુલાલ, વાજે મૃંદગ ને વીણા તાળ.
એમ અખિયો ચોદિશ જોય, પુરૂષનામ ન દીસે કોય;

દોહરા.

શિવદેરામાં આવિયાં, રમતાં રમતાં બાળ;
ઠામઠામ દીપક કર્યા, જોતાં ઝાકઝમાળ.
પંચામૃતે પુજાકરી, ચંદન કુમકુમ તેલ;
કપુર કસ્તુરી અરગજા, કરી રંગની રેલ.
બિલ્વિપત્ર તીલ તાંદુલા, પુષ્પ સુગંધી અપાર;
ધુપ દીપ અતિ આરતી, અમૃત મેવા અહાર.
મનમાન્યું મહારૂદ્રનું, કીધીછે કરૂણાય;
ભાનુનીયે તવ માગિયું, મન આણી લજ્જાય.
શિવ પુજન પ્રતાપથી, સરશે મારા કાજ;
તવ વિપ્ર ત્યાં બોલિયો, સાંભળ સલુણી રાજ.
વર આપો વય વીશનો, કરૂંહું રૂડાં કાજ;
મુજ મનમાં જેવો ગમે, તે વર આપું આજ.
કુપાત્ર સુમ કે મુઢવર, આપુ તુજને પ્રચંડ;
આગળો વર એમ મળ્યો, જોતાં ન મળે નવખંડ.
સ્યામાએ સાંભળી વાર્તા, કૌતક દીઠું સર્વ;
કરજોડી નીચી નમી, મેલી મનનો ગર્વ.
વિપ્ર બોલે બીજીવરાં, સાંભળ સુંદરી વાત;
કાલ બપોરે નીસરે, તેડી સહીયર સાથ.
પુર્વે દીશાએ પરવરો, મનમાં રાખી ધીર;
ત્યાં દેરૂં મહાદેવનું, સમીપ સરોવર તીર.
નીરખે થઈને સુખથી, જાજે તેને તીર;
બત્રીશ લક્ષણ આગલો, મળશે કંથ મહાધીર.
ગામમાં પડો વજડાવજો, નર નીસરે નહી કોય;
તે ઠાડે આવી ચડે, પતી તમારો હોય.

જાતભાત પૂછીશમાં, ન જોઈશ કુળ કે રૂપ;
મધ્યાને મળશે તુંને, તેહ પુરૂષ તુજ ભૂપ.
દેખે તેને તું વરે, ખેદ કરે નહીં કોય;
એવું વાયક સાંભળ્યું, સાંભળીને મનમોય.
મનમાં હરખી માનુની, સિધ્યાં સઘળાં કાજ;
ફળ પામી પૂજાતણું, ત્રૂઠયા શીવ મહારાજ.
હરખ ભરી પાછી ફરી, આનંદ અદકું હેત;
મંદિર આવી માનની, અચરત તાતને કહેત.
વાત કહી જે નીપની, માન્યું સત્યાધાર;
માતતાત મન માનિયું, હર્ષ હવો અપાર.
પુરમાં પડો વજડાવિયો, વરત્યો જયજયકાર;
એવી તો બંધી કરી, જે કો નવ નીસરે બહાર.
પૂજા કરવા ઇશની, જાશે બીજે દંન;
પેલા મૂઢકને શું નીપજ્યું, જેનું કપટી મંન.
મન ગમતું મહાદેવને, એની તોડી ભાત્ય;
બીજે દિવસે શું થયું, વીતી જ્યારે રાત્ય.

ચોપાઈ.

સેવા કરવા ગઇ સુંદરી, જેહ વચન હઇડામાં ધરી;
ત્રણ પોહોર જયારે પુરા થાય, બ્રાહ્મણ પાંચ પૂજાને જાય.
કુંવરી વળી આવી જ્યાહરે, વિપ્ર પાંચ પેઠા ત્યાહરે;
વરતીએ નીકળાયું નહીં, આવ્યો સંકટમાં જાએ કહીં.
કોઈ જો જાણે આણે દીશ, તો નીચ પાસ છેદાવે શીશ;
વેદિયા વેદની ધુનીયો કરે, જે સાંભળતાં પાતક હરે.
પૂજા કરતાં વીતી રાત, ઉગ્યો સૂર થયો પ્રભાત;
મૂઢ તો માંહે બેસી રહ્યો, અર્ધ પ્રાણ એમ કરતાં ગયો.
બહાર નીસરવા તફડે તન, પરણ્યા ઉપર જેનું મન;

દોહરા.

પુજા કરી પાછા વળ્યા, પાંચે ભેળા બ્રહ્મ;
ન્હાલ થયો પેલો વરતિયો, ઉઘડયું આપણું કર્મ.

વીચે નીસરવા ગયો, હરખ ધરી મન આપ;
તે સમે પેઠો બારમાં, મોટો મણીધર સાપ.
અકળાયો આખી રાતનો, દરમાં જેનો વાસ;
રાચે પેસી શક્યો નહીં, વિપ્ર બેઠા ત્યાં પાસ.
કર વાગ્યો તે નાગને, જે પૂર્વ જન્મનું વેર;
ડસ્યો હાથ તે મૂઢને, તત્ક્ષણ ચડીયું ઝેર.
તે સમે થયો વાયદો, પુરા જે બે પહોર;
શોધવા કુંવરી નીસરી, જોવા તેને ઠોર.
રૂમઝમ કરે હઇડું ઠરે, બરે સુંગધ અપાર;
મળી સખીઓ સાતસેં, ઉર એકાવળ હાર.
પુરૂપ નામ દીસે નહી, સખીઓ ઠામોઠામ;
શીખ માગીને નીસર્યાં, નારી નીર્મળ નામ.
મૃદંગ તાલ વાજે ઘણાં, વળી નિશાને વાય;
ધમકારે પૃથ્વિ ગડગડે, વરવર વાયું છાય.

શુભ શણગારી હાથણી, ઉપર બેઠી બાળ;
સખી કરે ઓવારણાં, કર ઝાલી વરમાળ

હસી રમી સૌ ઉઠીયાં, કરે હાસ્ય મનમાંય;
અબીર ગુલાલ ઉડે ઘણાં, પૂજા કરવા જાય.

સ્નાન કર્યું સરોવર જઇ, પહેર્યાં પટકુળ અંગ;
પગ પાળે થઇ પરવરી, શીવજી ફેરે સંગ.

અગર ધૂપે ઉવેખીયો, સુગંધ બરાસે સાર;
જાઇ જુઇ ને કેતકી, પ્રેમલ પુષ્પ અપાર.

ધૂપદિપ નૈવેદ્ય શું, તાંબુલ બીડી બરાસ;
માની લ્યો મહારૂદ્રજી, પુરો મનની આશ.

પૂજા પૂરણુ ત્યાં થઇ, સુંદરીમાં બહુ રૂપ;
બોલવા લાગી ભામિની, શીવને કેહે ક્યાં ભૂપ.

પેલો દેહેરામાં પડયો, જૂવે છે બલવાટ;
કન્યા ન આવી હાથમાં, મોટા મન ઉચાટ.

વિચાર કરે મન મૂઢિયો, ઉદ્યમ ઉપર મન;
દેહેરે જાવું શિવેશને, લાવું એક રતન.
કપટે કન્યા પરણીયો, વેગે લાવું ઘેર;
મૂકી મોહોરા સેવશું, ઉતારીશું ઝેર.
હળવે હળવો નીસર્યો, જાવા લાગ્યો પેર;
વેગે જઇ પરણું સહી, રાજકુંવરી વેહેર.
શીર ઉપર સૂરજ તપે, અંગે અગન અપાર;
પગ પાની દાઝે ઘણી, દુઃખ પામ્યો નિર્ધાર.
તોએ મન ઉદ્યમ કરે, મન સંભળાવે ધર્મ;
ઉદ્યમ તો ત્યારે ફળે, જોરાવર હોય કર્મ.
એક વૃક્ષ બિલ્લીતણું, ઊભો તેની છાંય;
ક્ષણએક ઉભો રહ્યું, કન્યા જાશે ક્યાંય.
પાકુંફળ બિલ્લી તણું પડીયું તેને શીષ;
વિપ્ર જોવાને ત્યાં ગયો, શી લીલા કરીછે ઇશ.
જોઉં વરતીક કેમ પરણશે, કપટ તણી જોઉં રીત;
જોઉં ઉદ્યમ કેવો ફળે, પુરણ કર્યો પ્રીત.
શીવને સમરી નીસર્યો, જોવાને ચરચાય;
પોથી હાથમાં પાઠની, ભોળે ભાવે જાય.
સુંદર અરચ્યા કેશરી, કંઠે પુષ્પનો હાર;
બ્રાહ્મણ તો તેજે તપ્યો, વિદ્યા અપરંપાર.
સેવે નિત્ય શુળપાણને, ઉદ્યમની નહી આશ;
કુડ કપટ સમજે નહી, કર્મતણો વિશ્વાસ.
કુંવરી શોધે કંથને, જુવે પતીની વાટ;
આ ઓચિંતો ત્યાં ગયો, ટળ્યો મન ઉચાટ.
સાહેલીયો સાહી લાવિયો, રાજકુંવરીની પાસ;
તમ સરખો સ્વામી મળ્યો, ત્રિપુરેશ્વરે પુરી આશ.
તે મુહુર્ત ને તે ઘડી, તે દિનને તે વાર;
વરમાળ આરોપી કંઠમાં, વરત્યો જયજયકાર.

તે વેળા ને તે ઘડી, ગડગડીયાં નીશાન;
ગજ ઉપર વહાન કર્યું, જાણે ઉગ્યો ભાણ.
મોહોલે આવી માનુની, જાય પિતાની પાસ;
કંથ લાવિ કોડામણો, આપ્યો વૈકુંઠનાથ.
નીરખી હરખી વિપ્રને, મળિ છે સખિયો જોડ;
હાસ્ય સર્વેને ઉપન્યું, પહોંચ્યા મનના કોડ.
હેમકળશ ચોહોરી રચી, પૂરણ રૂડી પેર;
રાજપાટ સોંપ્યું સહી, રાયે રાખ્યો ઘેર.
અધિકાર એ છે કર્મનો, નિર્ધનિયાં ધન હોય;
કર્મ હશે તે પામશે, માનજો સાચું કોય.
ઉદ્યમ કરીએ અતિઘણો, કૂડકપટ કહેવાય;
કર્મ ન હોયે પાધરૂં, તો બારે વાટે જાય.
વર્તીયો પડયો વાટમાં, જે ઉદ્યમ વશ હોય;
રૂપી તે પામ્યો રાજને, કર્મ તણી ગત જોય.
અધસસ્તો થયો ખાળમાં, બીજો કરડયો નાગ;
ત્રીજો દાઝયો તાળવે, ચોથો દાઝયો પાગ.
બીલી હેઠલ બાપડો, નવ સહેવાયો તાપ;
મુકક ચુર કડકા થયો, પ્રગટયાં પાંચે પાપ.
નિર્મળ જેનું કર્મ છે, ઉદ્યમ કરતાં હાણ;
ઘડી પાંચ તે પગ ઘસ્યા, પછી તજ્યા છે પ્રાણ.
શિવશર્મા કહે સાંભળો, કામકેળા સુજાણ;
કર્મે તો કન્યા વરી, ઊધમે લિધા પ્રાણ.
કોઇ કરૂપ કલક્ષણો, કાયર કુડો કહેવાય;
કર્મ જો હોયે પાધરૂં, તેને વશ સહુ થાય.
શુભ સ્વરૂપ વિદ્યા ઘણી, રૂડી શોભે દેહ;
કર્મ આગળ કરગરે, તેમાં નહિં સંદેહ.
ભાથા ત્રણ તલવારો ધરે, હોય શૂર સુજાણ;
ભોગે આકરિ કર્મની, પૂરણ પ્રીત પ્રમાણ.

અગમ નીગમ જ્યોતિષ લહે, વિદ્યા સિદ્ધજ હોય;
તે જાચે જઇ કર્મને, જુગત્ય કરીને જોય.
નાટક ચેટક કર્મમાં, ગુણકા રૂપ સ્વરૂપ;
તે ખોળે જઇ કર્મને, ભારે કર્મનો ભૂપ.
ઉછેરે હાથી ઘોડલા, ઘોળા ઘોરી સમર્થ;
ખરિદદાર ખોળે ખરો, જે કોઇ આપે ગર્થ.
તેથી સૈ.કો માનજો, કર્મ તણો વિશ્વાસ;
કર્મ જોરાવર સૌથકી, કવિ કહે સામળદાસ.

## ઊદ્યમવાદીના દૃષ્ટાંત.

### ચોપાઈ.

કામકળા કહે સાંભળ બ્રહ્મ, ઉદ્યમથી અદકું નહીં કર્મ;
કર્મ જોરાવર કહે જે વાણ, તેનું નામ તો છે અજાણ;
વખાણ કરે કર્મનું જેહ, મુરખ નામનો કહીયે તેહ.
પંડિત પાંચસેં જોડે રાય, ચુકવો કહું તે મારો ન્યાય.
કોઇની પક્ષ કરો જો આપ, તો બ્રહ્મહત્યા કેરૂં પાપ;
કહું વાત તેની કરો સાખ, પ્રત્યક્ષ દેખાડું હું લાખ.
એવા મુરખ વિચારી જોય, ઉદ્યમવિણ નવ દીઠો કોય;
કર્મ બિચારૂં રંકજ થયું, ઉદ્યમ કર્યા વિના કોણુજ રહ્યું.
ચતુર પુરૂષ કે રૂડા કહી, ઉદ્યમ કર્યા વિના કો જાણે નહીં;
રંકરાય ઉદ્યમ વશ હોય, કર્મ સારૂં બેસે નહીં કોય.
રાજસભા મુજને કહો રીઝ, કર્મતણું જે હોયે બીજ;
કર્મ તેતો સાથી થયો, જેને તમો જોરાવર કહ્યો.
કરમ બંધાણું જેને લલાટ, અધકું ઓછું તે શામાટ;
ઉદ્યમ ઉદ્યમ ઊદ્યમ અતી, ઉદ્યમ શ્રેષ્ટ ને કર્મજ રતી.
ઉદ્યમ રાય ને કર્મજ રંક, તેનો કહું તમ આગળ અંક;
કઇડાં ઉઘાડી જો જો સર્વ, મેલી અંતરમાનો ગર્વ.
કર્મ બીજ ઉદ્યમ જે હોય, કુડ કપટ તે તજવા જોય;
પ્રથમ ઇશ્વરે ઘડયાં શરીર, નગન અંગ ને ધીર.

તેની માતા ઉદ્યમવશ થાય, મોઢો થવા ગલથુંથી પાય;
જેના કુળમાં જે અવતરે, તે કુળ તેવો ઉદ્યમ કરે.
બાંધી ધેનું ઘરમાં ઘણી, જોજે રીત કહું ઉદ્યમતણી;
કર્મ બિચારૂં શું લે બુધ, દુહે ઉદ્યમી તેનું દૂધ.
તેનું તો પંચામૃત થાય, ઉદ્યમ વિના કર્મ શું ખાય;
ઇશે સૃષ્ટી કરી જાહરે, નહિ મેડી મંદિર તાહરે.
માટી ચુનો કાષ્ટજ ઘણાં, કર્યાં ઉદ્યમે ઘર તે તણાં.
વાવે કપાસ કે લાવે રૂ, વણી વિવેકે વસ્ત્રજ કર્યું.
જો ઉદ્યમ એવો નવ કરે, તો કર્મી સહુ નાગા ફરે;
પૃથ્વી ખેડી વાવે ધાન, ઉદ્યમતો તરૂ કલ્પ સમાન.
રસ કણકસ પાકે છે દુઃખે, ત્યારે કર્મવંત જીવે સુખે;
પકવે તલ ઘાણી પીલાય, દીપક જોત કરે તો થાય.
ઠામ ઠામ ઉદ્યમનું જોર, એકલે કર્મે અંધારૂં ઘોર;
ભર્યાં અન્ન ઝાઝાં ઘર માંય, રાધ્યા વિના તે કેમ રંધાય.
પાતાળ માંહે જે છે નીર, જાણે છે તે સ્યામ શરીર;
મેળવી દુધ અધ્રકે જેવાર, વલોવતાં ઘૃત નિકળે સાર;
કૂપ ઉદ્યમવંત જો ખોદીયે, તો કર્મવંતા પાણી પીયે.
સુવર્ણ લાવે ગર્વે કરી, ઘરમાં નવ મેલિએ ભરી;
કરે આભૂષણ પહેરે અંગ, ત્યારે કર્મપર આવેછે રંગ.
વસ્ત્ર લાવી મેલે કાપાસ, કોઈ હોય જો ઘરમાંદાસ;
ભઠી જાગ્યોનીચો થાય, ત્યાર વિના તે કેમ પેહેરાય.
સમધાતુ છે બીજી ઘણી, વસ્તુ નીપજે અનેક તે તણી;
કરે ઉદ્યમી તેનાં કામ, ઘડીઘાટ પાડે છે નામ.
હવન હોમ ઉદ્યમથી થાય, સંતોષ પામે વૈકુંઠરાય;
ભારે મેઘ કરેછે વૃષ્ટ, ત્યારે જીવે છે સઘળી સૃષ્ટ.
મહારૂષી તપેસરી સાથ, કરે પુજા ઈશ્વરની હાથ;
કરે ધુમ્રપાન માહાધર્મ, ત્યારે થાય જોરાવર કર્મ.
પુન્ય વિના પામે મહી કોય, કરે કામ તે ઉદ્યમી જોય;

## દોહરા.

પ્રથમ જે કોઇ ઉદ્યમ કરે, જપતપ જેકો ધર્મ;
ત્યાર પછી બીજે ભવે, ફળ થઇ ભોગવે કર્મ.
જેવો આપ ઉદ્યમ કર, ઉગે તેવું કર્મ;
ઉદ્યમનો છે છોકરો, નારી કહે છે મર્મ.
શુકદેવ સરખા તપ કરે, ઉત્તમ ઉદ્યમ નામ;
વાવ્યું બીજ તે ફળ થયું, પામ્યો ઉત્તમ ઠામ.
કરવત મુકાવ્યું કાશીએ, કર્મહીણા જે હોય;
રાજ પામ્યા બીજે ભવે, ઉદ્યમી કર્મજ જોય.
નરનારી પરણે નેહશું, કરે કર્મશું કામ;
મહાલે સદા ઉદ્યમ થકી, જોજો ઠામોઠામ.
સપ્ત લોક આકાશનાં, સપ્ત લોક પાતાળ;
ઉદ્યમ વિણ કોઇ નહી, બોલું સત્ય વિશાળ.
સૂરજ ચંદ્ર નવ ગ્રહે, દેવ દાનવ અનેક;
કર્મ ઉપર કો નવ રહ્યું, જૂઓ કર્મ વિવેક.
મૂંગો તે બોલે નહીં, પાંગળો તે ન પળાય;
બાકી સૌ ઉદ્યમ કરે, કર્મ પરોણા ખાય.

## ચોપાઈ.

વિપ્રને ઘેર આવ્યો છોકરો, કહેશે નિશાળે મોકલે;
ઉદ્યમ કરીને વિદ્યા ભણે, ત્યારે પંડિતમાં કો ગણે.
બીજી જે અષ્ટાદશ વર્ણ, કુળ કુળનાં જેવાં આચર્ણ;
તે જન તેવો ઉદ્યમ કરે, ત્યારે પેટ પોતાનું ભરે.
લોઢું પાણા ને કર્મજ હાડ, મથ્યા વિના નવ પડે અંગાર;
થાળીમાં પિરસે છે અન્ન, જોએ તૃપ્ત ન થાએ મન.
વાસણ ચુલા આગળ અડે, ઊદ્યમ વિણ ઉપર નવ ચડે;
તાંબુલ બીડી હોયે સંગ, આરોગ્યા વિણ નાવે રંગ.
આયુધ જો કરમાંહે ધરે, માર્યા વિના શત્રૂ નવ મરે;
દવાત લેખણ કાગળ હાથ, મુકી છાંડો દિન ને રાત.

લખ્યા વિના તે નવ લખાય, ઉદ્યમવિના તો નવ ભણાય;
કથા પુરાણ ને મોટા વેદ, વ્યાસ સરીખે ભાખ્યા ભેદ.
ત્યારે સહુ જાણીતા થયાં, ઉદ્યમે કરી કથાંતર કહ્યાં.

દોહરા.

પંડિત છો સૌ પાંચસેં, આવ્યા ઉદ્યમ કાજ;
તે વખાણે કર્મને; કરે રાવળું રાજ.
રાય વખાણે કર્મને, તો મેલો સંસાર;
ઉદ્યમવિણ ચાલે નહીં, જેને સરજ્યો આહાર.
નાચેછે અતિ અપ્સરા, ગુણીજન ગાએ ગીત;
કૌતક કરે છે કૌતુકી, તે ઉદ્યમપર પ્રીત.
ચાકર કરે છે ચાકરી, રાય કરે છે રાજ;
પુરાણ વાંચે પંડિતા, તે તો ઉદ્યમ કાજ.
સીવે સાંધે સુવર્ણ ઘડે, ઘણો ઘણાં ને ઘાય;
વેપાર કરે જે વણીકજન, દેખિ વિસ્મય થાય.
તસ્કર તોળે ભુવટે, ભિક્ષા લે શીરભાર;
ન્યાયાન્યાય અધર્મ અતિ, ઉદ્યમ એહ અપાર.
એ તો મોટા માનવી, પણ બીજા પંખી પૂર;
ઉદ્યમ કરી ઉદર ભરે, ઉદ્યમ મોટું નૂર.
જનાવર બાધા જગતમાં, જેને વળગ્યું પેટ;
ઉદ્યમ વિના ભરે નહી, જોજો નિહાળી નેટ.
બ્રહ્મા વિષ્ણુ ઇશ છે, એ સર્વે કહેવાય;
સરજે પાળે સંહાર કરે, ઉદ્યમના ગુણ ગાય.
સુખ તે સર્વ ઉદ્યમ થકી, દુઃખ ઉદ્યમ નવ હોય;
ઉદ્યમ મૂકી બેસી રહ્યો, તે નવ દીઠો કોય.
કોડ ઊપાયો મેં કહ્યા, તેં નવ દીઠા કાય;
કાં છોડાવે પૂતળાં, બ્રહ્મ વિચારી જોય.
મૂકી હોડ હારી કહું, સેહેજે મૂકું શર્મ;
કોઇક મુજને દેખાડજે, જાળવી બેઠો કર્મ.

## कर्मवादिना दृष्टांत.

### ચોપાઈ.

કામકળા એ વાતજ કહી, લખ આગળ જે લક્ષ્મી થઈ;
એતો અમરત અધિકું હોય, શીવશર્મા શું સામું જોય.
કહી વાત મહા મોટી મૂલ, વેદ વાયક છે સમતુલ;
ઘાલી મૂછે પોતાનો હાથ, શીવશર્મા બોલ્યો તે સાથ.
શામા તેં કહ્યું તે સાચ, નામ એક સાંભળ કહું વાચ;
સાંભળજે આણી મન રીજ, પરથમ કર્મતણું હોય બીજ.
તેનું ફળ ઉગ્યું જ્યાહરે, તેવો ઉદ્યમ ઉગ્યો ત્યાહરે;
જેનું કર્મ જોરાવર સાર, તેનો ઉદ્યમ વણજવેપાર.
ઓછે કર્મે લખ્યાણો દીશ, ઉદ્યમ ભાર ઉપાડે શીશ;
કર્મવંત તે પંડિત થાય, કર્મ ઉદ્યમ બે ભણવા જાય.
કરે ચાકરી સેવવું કાંઈ પડે, કર્મવંત તે હાથી ચડે;
એક લગને પરણે છે સૂત્ર, કર્મવંતને છે પંદર પુત્ર.
એક વાંઝીયા મેંણે મરે, તે ઉદ્યમ શું ઓછો કરે!
રાજા શો ઉપાડે ભાર, રાખે છે અદકો અહંકાર.
રાંક બાપડો વાટે પડયો, ભૂખતણે દુઃખે બહુ નડયો;
ઉદ્યમ કરતાં શિર ભાર ભરે, કર્મહીણો તે ભૂખે મરે.
કરે કાસદું ઘેરેઘેર, ભાર ઉપાડે છે બહુ પેર;
ઉદ્યમીને અદકી છે એહ, કર્મવિના ઉદ્યમ નહીં તેહ.
નગરશેઠ વડો પરધાન, માહાજન મહિપત કરૂં માન;
ગાયક પાખર ચાકર પાસ, સદાવર્ત આપે છે વાસ.
કર્મ દુઃખ વેગળા કરે, એ ઉદ્યમ શું અદકો કરે;
રાત અંધારી છે ઘમઘોર, ચિત્ત કરી ચાલે છે ચોર.
રહે છે વનમાં દહાડે દીશ, પાડે ખાતર કપાવે શીશ;
અધિક ઉદ્યમમાંહે ભળે, સાજું વસ્ત્ર કદી નવ મળે.
કર્મ થકી ખટકર્મજ કરે, એવો ઉદ્યમ અદકો કરે;
બીજા ભિક્ષુક માંગે ભીખ, સૌને દેતા ફરે છે શીખ.

પંડિત બેઠા કહે પુરાણ, લીએ છે મનગમતાં દાન;
રીઝવી રાયને લેછે માલ, સભામાં જાય બેસી સુખપાલ.
નાખે ટેલ દીવસ ને રાત, પૂજન અરચન જાણો આપ;
ઉધમી કરે છે બહુ પેર, કર્મહીણ પામે નહીં શેર.
કહું કૌતુક એવાં એક લાખ, સભા પાસ પુરાવું શાખ;
મેલ અહંકાર મનમાંથી મર્મ, ઉધમથી તો જીતે કર્મ.
મોટું કર્મ જાણું છું અમો, શો ઉધમ વખાણો તમો;
છોડો પૂતળાં હારી જાઓ, નહીં તો ઉધમના ગુણ ગાઓ.
પંચ પ્રમાણ કરે જે વાત, તે સાંભળ શામા સાક્ષાત.

### દોહરો.

કામકળા કહે વિપ્ર સુણો, મેલો મન અહંકાર;
ઉધમ અદકો સર્વથા, જાણે સૌ સંસાર.

### ચોપાઈ.

થોડો ઉધમ કરે જ્યાહરે, ઘણું કર્મ ફળે ત્યાહરે;
વિના ઉધમ કર્મ નવ ફળે, ઉધમ કરતાં મોટા મળે.
નથી કર્મ ને ઉધમ હોય, સેહેજે સ્વર્ગ પોહોંચાડે સોય;

### દોહરા.

કર્મવાદિ કોઇક પુરૂષ, પડયો અર્ણવ નીર;
કર્મે પાર પડે નહીં, ઉધમે પામે તીર.
કર્મવંત દુઃખમાં પડયો, વ્યાપ્યો દેહમાં રોગ;
ઉધમથી ઔષધ કરે, પામે સુખ સંજોગ.
અડસઠ ભોગ ઉધમથકી, તે પમાડે તર્ત;
તેટલા ઉધમ કર્મથી, માથે લખીયાં મર્ત.
સભા શું નથી બોલતી, મનમાં કરી વિવેક;
નિશ્ચે કરી નરપતિ કહે, ઉધમ કે કર્મ એક.
કર્મ વખાણે-જે સહુ, તો તજો ઉધમનું કામ;
એક કહો ને બે કરો, તેનું તે શું નામ.

પંડિત હોય તો પરહરો, રાજ સભા તતકાળ;
નિશાળે નવ મૂકશો, જે ઉદરનાં બાળ.
સહુ સભામાં સેવકને, ન દીયો ઉદ્યમ આપ;
ચુકો ચીતથી ચાકરી, કર્મ ઉપર છે છાપ.
દંડ ન દેશો ચોરને, સુંભ ન કહેશો શાહ;
સ્વર્ગ મટામટ રહો, સહુ રાંક અને રાજાહ.
કામ તજો સહુ કુળતણાં, તજો ઉદ્યમ એ જાગ્ય;
કર્મે બેસી રહો તમો, તો હું લાગુ પાગ્ય.
હસ્તી ઘોડા નવ પાખરો, સંભાળો નહિ ગામ;
કર્મ હશે તો પામશો, ઉદ્યમનું શું કામ.
કર્મવિણ ચાલે કોટિભવ, કરો વિચાર સૌકોય;
ઉદ્યમ વિના એકે ઘડી, અર્થ સરે નહીં જોય.
ઉદ્યમ હોય અતિઘણો, કર્મ અલેખે થાય;
ઉદ્યમ વિના આદર કશો, ધનને સૌકો ધાય.
ખાવું પીવું ખરચવું, ભોગવવી જે નાર;
સૂવું બેસવું ઉઠવું, ઉદ્યમનો વેહેવાર.

## निर्णय.

### ચોપાઈ.

રાજસભા ત્યાં બોલી ન્યાંય, ઉદ્યમ કર્મનો ન્યાય તોળાય;
સાંભળ એ સતવાદી જન, ઉદ્યમે કર્મ કર્મે ઉદ્યમ બળવંત.
એકલું કર્મ તે જીતે કોક, જૂઓ વાત વિચારી લોક;
કર્મ વિના ઉદ્યમ નવ મળે, ઉદ્યમ કરતાં કર્મજ ફળે.
એમાં ભેદ કરશોમાં કોય, સમતુલ બે તે જુગતે જોય;
ઉદ્યમનું તો કર્મજ નામ, કર્મનો તે ઉદ્યમ ઠામ.
એ બેઉમાં કંઇ અંતર નથી, જો જો વેદ પુરાણે કથી;
જેવું કર્મ લખાણું તેહ, તેવો ઉદ્યમ ઉદયજ એહ.
જેને જેવો ઉદ્યમ મર્મ, તેને તેવું વળગ્યું કર્મ;
જેને જેવું કર્મજ સાર, તેવો ઉદ્યમ કરે વેપાર.

જેને જેવું કર્મજ ગણે, ઉદ્યમે તેવી વિદ્યા ભણે;
જેને જેવું કર્મજ સૂત્ર, ઉદ્યમે તેવો પ્રગટે પૂત્ર.
જેને જેવું કર્મજ કાજ, ઉદ્યમ તેવી રાખે લાજ;

દોહરા.

કર્મ થકી ઉદ્યમ ફળે, ઉદ્યમથી કર્મ હોય.
ઓછું અદકું એહને, કહી ન શકે કોય.
ન્યાય ચુકાવ્યો નરપતે, વેદ શાસ્ત્ર મહા મૂલ્ય;
ઉદ્યમ કર્મ એ કલ્પીને, શાસ્ત્ર સદા સમતુલ્ય.
ઉદ્યમ વિના ચાલે નહી, કર્મ વિના કુટાય;
કર્મને ઉદ્યમ ફળે, પ્રીછયો પંડિત રાય.
પ્રીત કરીને પંડિતે, જુગતે જોડયા હાથ;
ગયો મેલ મનડા થકી, શીવશર્મા શામા સાથ.
જાતી સ્મરણ તેમને થયાં, ઓળખિયાં બેઉ આપ;
થયા કંથ ને કામિની, પુરણ પ્રીત પ્રતાપ.
છોડી નાંખ્યાં પુતળાં, મેલ્યો મંન અહંકાર;
રાજરીત સુખ ભોગવી, વરત્યો જયજયકાર.
અવસાને ઇંદ્ર લોકે ગયાં, પામી પ્રીત પ્રમાણ;
અનુગ્રહ અવતારનો, શામા વિપ્ર સુજાણ.
શ્રીગોડ માળવી વિપ્રસૂત, કવિ તાસૌનો દાસ;
ભકતબ્રાહ્મણ સર્વનો, વારૂ લીલાવિલાસ.
પાય લાગીને પરણસું, કરગરૂં બેહુ કરજોડ;
શામળભટ કહે બોલજો, જયજય શ્રી રણછોડ.

---

ઉદ્યમ કર્મ સંવાદ સંપૂર્ણ.

---

# પદ્માવતીની વાર્ત્તા.

દોહરા.

પ્રથમ સારદા વરણુવું, માગું એક પસાય;
શિર વર દો વરદાયની, શુભ મતિ આપો માય.
શ્રી ગુરૂને ચરણે નમું, ગણુપત રહું કરજોડ;
સહુ કવિને કરૂં વિનતી, કોઈ મા દેશો ખોડ.
આખ્યાન કહું પદ્માવતી, સતી શિરોમણી જેહ;
પુષ્પસેન સાથે વરી, વર્ણુન હું કહું તેહ.
નગર એક ચંપાવતી, ચંપકસેન રાજન;
પટરાણી પુષ્પાવતી, પુષ્પસેન એક તન.
બત્રિશ લક્ષણુ આગળો, ચૌદ વિદ્યા ગુણુ જાણુ;
રાગ છત્રિશે આળપે, વદન શશી પરમાણુ.
સોળ વરસનો સુત થયો, ધનુર્વિદ્યાનો ધીર;
હયે બેશીને સંચર્યો, જાણે બાવન વીર
પ્રીત ઘણી પરધાનશું, ક્ષણુ અળગો નવ થાય;
બે જણુ રમવા એકઠા, મૃગયા કારણુ જાય.
વસંત રૂતુ ફુલી રહી, સુંદર સરોવર નીર;
મૃગયાથી પાછા વળ્યા, આવ્યા તેને તીર.
સુંદર તટ રળીઆમણું, ઉભા તેને છાંય;
માનુની એક મદે ભરી, જળ ભરવાને જાય.
ભર જોબનમાં ભામનિ, સુલોચના નિજ નામ;
સ્વરૂપ તેનું નિરખતાં, તત્ક્ષણુ પ્રકટે કામ.
કામની કામાતૂર થઇ, નેહનું લાગ્યું બાણુ;
રાય સંગે રંગે રમું, નહિતર છંડું પ્રાણુ.

કુંભ ભરી શિરપર ધર્યો, કટાક્ષ કરતી જાય;
ચાતુરી ઘણી ચાળવી, તોય ન ચેલ્યો રાય.
રીસ કરી રામા વદે, સાંભળ રાજકુમાર;
કોણ કારણ અહ્યું કામઠું, શીદ વેંઢારે ભાર.
રાય સુણી અચરત થયો, સાથી સામું જોય;
શું કહેછે એ કામની, કહી નવ શકે કોય.
કહે રામા તું કોણ છે, કોણ તમારી જાત;
શા કારણ પડ્યું પુછવું, તે કહો મુજને વાત.
નારી વેણુજ ઓચરી, સાંભળ સાચું ધીર;
કશી ભરીને નાખ તું, મારા કુંભપર તીર.
કુંભે તીરજ વાગશે, ચાલશે જળની ધાર;
હોડ આપણે એટલી, આપું એકાવળ હાર.
તિર આવતું હાથે ગ્રહું, ચુકાવું ચોટની ફાળ;
મંદિરે લઇ જાઉં મલપતો, પરણે તું તત્કાળ.
મહિપતિ રિઝયો મનવિશે, એ તો રૂડી વાત;
હું નિશાન ભુલું નહિ, એડું તે કોણ માત્ર.
તાણિ તીરજ નાંખિયો, રાજાયે દઇ દોટ;
આવતો ઝાલ્યો ઝડપશું, ચુકવ્યો પહેલી ચોટ.
સખિયો સાથે હશી પડી, ચડી રાયને રીસ;
કો કાળે ભુલું નહી, જાણે છેદું શીશ.
પ્રધાને વારિ રાખિયો, રીસ ન કીજે રાઓ;
મુખથિ વેણુજ જો ઓચર્યાં, એને મંદીર જાઓ.
પછિ રાય હશિ બોલિયો, કહો આવ્યાની વાટ;
મંદિરનું દે પારખું, આવું પડતી રાત.

**સમશ્યા**—નિતનિત પાવક પરજળે, મૃતક સંજીવન થાય;
તેથિ મોહોલ ઉંચેરડો, એ એધાણી રાય.

**ઉત્તર**—અગ્નિથકી લોઢું ગળે, જીવતી ધમણો સાર;
મંદિર કહ્યું તેં માનતી, લક્ષ વસા લોહાર.

સ—જેને દિઠે જગ મોહે, તેનું છેદે શીશ;
તેને ઘેર થઇ આવજો, રવિ આથમતે દીશ.
ઉ—નિર્મળ વાડી વનસ્પતિ, નિર્મળ નીરશું નેહ;
પુષ્પો વિણે પ્રીતશું, માળી મંદિર તેહ.
સ—જેહ સમારે તુજને, તેને સમારે જેહ;
તેથી મહોલ ઉંચેરડા, સહિ એંધાણી એહ.
ઉ—શોભા દે સઉ લોકને, તેને ઉજ્વળ કામ;
શામા સમજાવ્યું તમે, ધોબી એનું નામ.
સ—જેને ખાધે વિષ ચડે, તેને જે કોઇ ખાય;
તે મેલું મુજ બારણે, એ એંધાણી રાય.
ઉ—ગિરિ શિખરે વાસો વસે, ગાજંતે ઘનઘોર;
પરમેશ્વર મસ્તક ધરે, માનુનિ તે તો મોર.
સ—કુરંગ હેમ સરિખડો, પુછ પિવંતો નીર;
તે મેલુ મુજ બારણે, આવજો આણી ધીર.
ઉ—દિવસે મારે કામની, કુલમાં કરે ઉદ્યોત;
ઘેર ઘેર અજવાળું કરે, જુવતી દીપક જ્યોત.
સ—મુખે મધુરૂં બોલતો, ચાતુર નર વશ હોય;
તેનો શબ્દ સુણી આવજો, જેમ ન જાણે કોય.
ઉ—ભોગી માણે ભૂપતિ, તેને વાલો તંત્ર;
બોલે બેશી જોખથી, જુવતી તે તો જત્ર.
સ—રાંક અઢારે વર્ણમાં, જે વડે તારૂં રાજ;
ધીરજ રાખી આવજો, જાત અમારી આજ.
ઉ—ડાહ્યો અકલે આગળો, સર્વ કળાનો સુત્ર;
નારિ મેં તે ઓળખ્યો, વણીક કેરો પુત્ર.
સ—અમુલક બે જે તમકને, જળમાં નિપજે જેહ;
એ બે કરિયે એકઠાં, તાત અમારો તેહ.
ઉ—અમુલક બે તો નેણ છે, જળમાં કમળ સુધામ;
નારિ તેં મુજને કહ્યું, નેણ કમળશા નામ.

## ચોપાઈ.

એવું કહીને નારિ જાય, મનમાં હરખ્યો પોતે રાય;
આપ આપણે મંદિર ગયાં, સાંજ સમે બે તત્પર થયાં.
પરધાન આજ્ઞા દોજિ તમો, તો સ્ત્રિ ચરીત્ર નિરખિયે અમો;
શિઘ્ર કરો રૂડું કાવજો, પ્રાત:સમે વેલા આવજો.
કહ્યાં એંધાણુ ધરીને ગવૈ, રાજાને મન વશિયાં સર્વ;
પ્રીતથકી રાજા પરવર્યો, સ્ત્રી મહોલ સામો સંચર્યો.
દીઠો કામ સરીખો દેહ, નારીને મન પ્રગટયો નેહ;
ઉઠી અબળાએ કર્યો પ્રણામ, ભલે પધાર્યા રૂડે કામ.
પાંચ પદારથ પામ્યાં અમો, પ્રિતે કરી પધાર્યા તમો;
રાજા બેઠો પાસે જઇ, સ્ત્રી કરજોડી ઉભી રહી.
ભામનિયે નિરખ્યો તે ભૂપ, રાજબિજ રઢિયાળું રૂપ;
રાજાએ રાણિ નિરખિયાં, બેઉજણાં હૈડે હરખિયાં.
નૃપપુત્રે વાણી ઓચરી, કહે અબળા તું કોને વરી;
કંઇ તારાનું શું છે નામ, મારી સાથે શું છે કામ.

## દોહરા.

સુલોચના એમ ઓચરે, સાંભળ રાય સુધીર;
જો વરૂં તો તુજને વરૂં, નહિતો પાડું શરીર.
શીવ પુજન મેંતો કર્યું, ચર્ચિ ગોર અપાર;
દિન થયા બહુ નિરખતાં, પામું તુજ ભરથાર.
રાજા કહે સુણ સુંદરિ, પરનાર અગ્નિઝાળ;
ધર્મ નહી એ આપણો, મુકો આળપંપાળ.
વિનતા વળતી ઓચરી, એ શું બોલ્યા રાય;
ના કહેતાં મરશું અમો, તે તમ શિર હત્યાય.
રાય કહે સુણ સુંદરિ, એમાં અમને ખોડ;
કાલ સવારે પરણશું, આપણ જુવતી જોડ.
હૈડે ધીરજ રાખ તું, જઈ સંભળાવું તાત;
નગર લોક સહ દેખતાં, ઝાલુ જમણો હાથ.

મંડપ રચાવું મોકળો, પરણું રૂડી પેર;
પટરાણી કરૂં પ્રેમશું, રાખું મારે ઘેર.
શામા સંતોખી સુંદરી, સેજે પોઢયો રાય;
એ વાત તો રહી એટલે, બીજું કૌતક થાય.

## ચોપાઈ.

તેણે સમે વળતું શું થાય, સજી સભાને બેઠો રાય;
ચંપકસેન નામ જે તણું, ઢળે છત્રશિર શોભિત ઘણું.
નિશા અંધારિ દીપક બળે, રાજ કુળ છત્રિશે મળે;
રાગ રાગણી છત્રિશ થાય, બહુ મળ્યા રાણા ને રાય.
નાટક ચેટક રમતજ ઘણી, શોભા શી કહું તેહજ તણી;
વિવિધ પ્રકારે થાયે ગાન, એ રીતે બેઠા રાજાન.
વાત ગોષ્ટ ચાતુરિ ચર્ચાય, ગુણકા નાચે મજરા થાય.
પહોર રાત એમ કરતાં ગઈ, નગરમાંહી ત્યાં ઘુમજ થઇ.
ધસમસીને ત્યાં આવ્યા લોક, સઉકોને મન પ્રગટયો શોક;
રાય સભામાં આવી રહ્યા, કારણ રાજા આગળ કહ્યાં.
રાય બચ્યાનો નથી રે લાગ, નગર વિષે આવ્યા બે વાઘ;
રાજાજી સાંભળજો વાત, માણસ ત્રણની કીધી ઘાત.
સુણતાં રાય થયો અસ્વાર, સોંઢયા છે ત્યાં મહા ઝુઝાર;
નગરથકી બહાર નીસર્યા, ઘેરી વાઘ બે આગળ કર્યા.
રાજા સૌથી આગળ રહે, ક્રોધ કરીને વાણિ કહે:

## દોહરા.

નગરપડો વજડાવિયો, વરતાવી છે આણ;
જે નહિ આવે રણવિષે, તેના લેઉં પ્રાણ.
રહે રાયના દેશમાં, અન્ન રાયનું ખાય;
વહેલો આવી આ ઘડી, રણમાં સાથે થાય.
પાંચ થકી પચાશનો, પાળો કે અસ્વાર;
જે નહિ આવે રણ વિષે, તેને મારૂં ઠાર.

વૃદ્ધ પ્રધાન વાણી વદે, એમ ન બોલો તોલ;
કોઇક એવો રહી જશે, ઉતરશે તુજ બોલ.
નહિ શુદરૂં પરધાનને, નહિ બેટા કે બાપ;
પક્ષ કરૂં જો કોઇનો, બ્રહ્મહત્યાદિક પાપ.

ચોપાઇ.

ચંપકસેને કોલજ કર્યો, શિકાર કરવાને સંચર્યો;
અન્યોઅન્ય સેના સંચરે, ઘેરી વાઘને આગળ કરે.
એમ કરતાં વીતી મધ્યરાત, વાઘ બેયની કીધી ઘાત;
રાજા મનમાં હરખ્યો બહુ, વજીર સાથે હરખ્યા સહુ.
રણમાં સભા કરીને રાય, સઉકોને ત્યાં કરે પસાય;
હું તેને આપું શિરપાવ, જેણે વાઘપર કીધા ઘાવ.
રણ મધે સભા કીજીએ, જણ જણનો તશીઓ લીજીએ.

દોહરા.

કર્યું નિરીક્ષણ નરપતિ, જોયાં સઘળાં રૂપ;
દષ્ટે આવી નવ ચડયો, પુષ્પસેન સુત ભૂપ.
ક્રોધપૂર્ણ રાજા થયો, ભમર ચઢાવી શીશ;
જઈ સુતને હાથે હણું, રવિ ઉગંતે દીશ.
હત્યા ન ગણું બાળની, વચન અમારૂં જાય;
રાવત સઉ ઝાંખા થયા, કર્યો માહા અન્યાય.

ચોપાઇ.

રાતે સર્વે રણમાં રહ્યું, ઉગ્યો સૂર્ય ને વહાણું થયું;
પ્રાતઃકાળ થયો જેટલે, પુષ્પસેન જાગ્યો તેટલે.
રવિ ઉગમતે તે ઉઠિયો, પાગ સમારિ બેઠો થયો;
પ્રમદા આવી પાલવ ગ્રહ્યાં, રાજાને એમ વચનજ કહ્યાં.
તમો વિના મેં રહ્યું ન જાય, ઘડી એક વરસની થાય;
તમ દીઠે મુજ ભાગે ભૂખ, અણદીઠે ઉપજે મહાદુઃખ.
રાય કહે ધીર રાખો તમો, વચન મારૂં જે વરશું અમો;
વચન દેઈને મહિપતિ ગયો, મહોલ પોતાને દાખલ થયો.

આવતો માયે નિરખ્યો તન, ઉલટ વધી માતાને મન;
કહો કુંવર કયાંથી આવિયા, સમાચાર શા શા લાવિયા.
કોણે વાઘ હણ્યા કઈ પેર, રાજકુંવર પધાર્યા ઘેર;
જીતી જશ તે કોણે લીધ, કેટલાને સરપાવજ દીધ.
મા શું વાઘ શું કહોછો તમો, વાત કશિ પ્રીછુ નહિ અમો;
રાતે તે શી થઈ છે વાત, ક્યાં ગયા છે મારા તાત.

દોહરા.

રાતે વાઘ બે આવિયા, સેન ગયું રણમાંય;
નગરપડો વજડાવિયો, તું ક્યમ ન ગયો ત્યાંય.
વચન શુણીને માતનું, ચાલ્યો રાજકુમાર;
અશ્વે બેસી એકલો, ગયો નગરથી બહાર.
કટક સર્વે પાછું વળ્યું, જાણે સાગરપૂર;
કુંવર મળિયો વાટમાં, ત્યાં ઉગમતે સૂર.
પિતા સમીપે આવિયો, પાળો થઇ તે વાર;
કરજોડીને કુંવરે, કીધો જઈ જુહાર.

ચોપાઈ.

રાયની કરડી દીઠી દૃષ્ટ, કુંવર મનમાં પામ્યો કષ્ટ;
કુંવર મનમાં ઝાંખો થયો, સૌની પાછળ પાછળ રહ્યો.
રાજા આવ્યો રણમાં જઇ, સેના સૌ સૌને ઘેર ગઇ;
ચંપક બેઠો આસન ચડી, તેડયો કુંવરને તે ઘડી.
નાનું મોટું નગરનું સહુ, મળી ખલક જોવાને બહુ;
સાચું કહો રહ્યા ક્યાં રાત, વળતી આવ્યા ક્યમ પ્રભાત.
વળતી કુંવરે વચનજ કહ્યું, જેમ સરજ્યું હતું તેમજ થયું;
લખ્યા લેખ કોઇના નવ મટે, દો આજ્ઞા જે મુજને ઘટે.
રાજાજી જે કહો તે કરૂં, દો આજ્ઞા તે મસ્તક ધરૂં;
શાને પૂછો રાખણહાર, હું અન્યાઇ ઉભો આ ઠાર.
બોલ્યો રાય ચડાવી રીશ, જાઓ કુંવરનું છેદો શીશ;
એની જે કો કરશે વાર, મારૂં તેને સાથે ઠાર.

ચંપક વાણી એમ બોલિયો, હાહાકાર નગરમાં થયો;
એહ વચન કરિ માનો સત્ય, વાર ન લાગે કહે ભૂપત્ય.
નગરલોક સૌ મનમાં લહે,કોણ એવો જઇ રાયને કહે;
બેઠી હતી રાણીજી જહાં, તે વાત વળતી ગઇ તહાં.
મારા સુતને મારે આજ, તેના ચક્ષુ કરાવું ત્યાજ;
જો કોઇ લહે કુંવરતું નામ, તેનો ફેડું નિશ્ચે ઠામ.
ચઢાવી દૃષ્ટિ છુટે કેશ, ભરજોબનમાં બાળે વેશ;
રાણિયે મન આણી ગર્વ, સોંઢાડી સાહેલી સર્વ.
લાગી વારજ કરતાં વાત, સાહેલિયો મળી સેંસાત;
સઉકો ખડગ ઉઘાડાં કરી, રાજસભામાંહે સંચરી.
જઇ નરપતિને કર્યો પ્રણામ,માગું છું હું એક ઇનામ;
રાય કહે માગોછો તમો, તે હાથથિ નહિ આપું અમો.
તારા મનથી માગ્યો સુત, તું ઉગારવા આવી પુત.

દોહરા.

રાણિ મન વિમાશિયું, જાતનું કશું જતંન;
જીવ્યાથી મરવું ભલું, જો સુત જાય રતંન.
ક્રોધ કરિને કામની, ધરી રાયશું રોષ;
શોક કરિ બેઠી સભા, કોઇ ન દેશો દોષ.
રાજાને કહ્યું રાણિયે, કોઢે ગળશે જાત;
હમણાં તુજને લાગશે, સ્ત્રીહત્યા સેંસાત.
બ્રહ્મહત્યા છુટયા તણો, કોઇક કાળે પાર;
સ્ત્રીહત્યા જેણે કરી, નહિ નર્કમાં ઠાર.

ચોપાઇ.

વચન સુણી માતાજી તણું,કુંવર મન દુઃખ પામ્યો ઘણું;
સુત માને જઇ લાગ્યો પાય, ફોકટ બોલો કાં અન્યાય.
મારા તાતનું વચનજ જાય, શે કામે આવે આ કાય;
જાણું તે જાવાનું સર્વ, ચંદી દેહ તણો શો ગર્વ.

મુજ પિતાથી ઉગારશો, જમકિંકરને ક્યાં વારશો;
એક વચન માટે બળિ છળ્યો,પુરણુ વચન પોતાને પળ્યો.
હરિશ્ચંદ્ર અંત્યેજ ઘેર રહ્યો, વિભીષણુ લંકાપતિ થયો;
વચને પાંડવ વનમાં ગયા, વચને કૌરવ ક્ષય થયા.
અહંકારી અભિમાની હોય,ચિરંજીવી જગમાં નહિ કોય;
જાઓ બેસો તમો રૂડી પેર,પ્રીછવી માને મોકલી ઘેર.
કહ્યું તાતને મૂકી મામ, તમે તમારૂં કરોને કામ.

### દોહરા.

રાયે મન વિમાશિયું, મોટી હત્યા બાળ;
કુંવરને હાથે હણી, આણું મારો કાળ.
કોલ પળે સુત ઉગરે, સ્ત્રીહત્યા નવ થાય;
કહ્યું પ્રધાનને તે કરો, પુછો પંડિત રાય.
તેડયા પંડિત પ્રીતશું, પ્રધાન પુછે જોષ;
કહો કેમ સૌ ઉગરે, દિસે ન કોઇને દોષ.
પોત કરી પંડિત કહે, સુણો રાય એ સૂત્ર;
બોલ તમારો પાળવા, વનમાં કહાડો પૂત્ર.
અમ શિર દોષ ન દિજીયે, સુણો રાય સુજાણ;
જેવી શાસ્ત્રોમાં ઘટે, એવી બોલું વાણ.

### ચોપાઈ.

ક્રોધે બોલ્યો ચંપકરાય, કુંવરને કાઢો વનમાંય;
પછી પંડિતની ભાગી ભૂખ,ટાળ્યું જન્મ બધાનું દુખ.
પુષ્પસેને સજ્યો કેકાણ, અંગે ધર્યાં ધનુષ ને બાણ;
માગી શિખ ચાલ્યો જેટલે, પ્રધાનપુત્ર મળ્યો એટલે.
પરસ્પરે રોયા બેજણા, રોતાં કાંઇ ન રાખિ મણા;
પુછે વિચાર બ્રહ્મણજન, વળતી મુજને કાઢે વન.
વળતી મિત્ર ગયો તે ત્યાંય, રાજસભા બેઠી છે જ્યાંય;
માન દઈ મહિપતિને મળ્યો,એક અરજ મારી સાંભળો.

દોહરા.

વજીરસુત વાણી વદે, સુણો રાયજી સૂત્ર;
એક વચનને કારણે, વનમાં કાઢો પૂત્ર.
એણે વચન તમ પાળિયું, ઉત્તમ કીધો ન્યાય;
વચન જાય તમ પુત્રનું, એ મોટો અન્યાય.

ચોપાઈ.

સુતને તેડીને પુછિયું, સત્ય કહો કાલે કેમ થયું;
ક્યાંહાં રખાતા કેને કાજ, સાચું બોલ તજીને લાજ.
જે તારા મનમાંહિ હોય, મારિ આગળ ભાખો સોય;
સુત કહે સાંભળો મહારાજ, વનમાં જાતાં હર્ખ્યો આજ.
મુજને વહાલી નથી મુજ દેહ, સત્ય કરી માનોજી તેહ;
કાલે મુજને કૌતુક થયું, બીક થકી કોઈને નવ કહ્યું.
આજ તમે તજિયો છે ક્રોધ, તો સાચો બોલું પ્રતિબોધ.

દોહરા.

નેણકમળ વહેવારિયો, નગર તમારા માંય;
બત્રિશ લક્ષણ આગળી, તેને છે કન્યાય.
કર્મસંજોગે તે મળી, નાખ્યો તેણે પાસ;
વચન દીધું વરવાતણું, ભાગિ તેની આશ.
આશા ભંગી જે કરે, કાલ બેકાલી થાય;
મહા નરકમાં માનવી, જરૂર તેતો જાય.
ભૂપ ચિતમાં ચિતવે, સર્વ સુણી વૃત્તાંત;
તરત શેઠ તેડાવિયો, અધિપતિએ એકાંત.
મહાજન આવ્યા મલપતા, જ્યાં બેઠાછે રાય;
ભૂપે માન દિધું ઘણું, આવિ નમિયા પાય.
રાય કહે સુણ શેઠજી, માંગું છું હું માન્ય;
નેણ કમળ તુજ દીકરી, આપો અમને દાન.
વળતા મહાજન બોલિયા, સાંભળરે ભૂપાળ;
કન્યા આપો અમ દિજિયે, બેસે શિરપર ગાળ.

તમો ક્ષત્રિ અમો વાણિયા, તમો રાય અમો રાંક;
વરકન્યા પરણે નહી, વૈશ્યો કાઢે વાંક.

### ચોપાઈ.

નરપતિ કહે નહિ મારો વાંક, એ કન્યાયે વાળ્યો આંક;
મુજ કુંવરને તેડી ગઇ, કિધો કોલ અમારી થઇ.
તેને જઇ પુછો નિરધાર, જે ઘટે તે કરો વિચાર;
શેઠ શુણિ આવ્યા ઘરમાંય, પુત્રીને જઈ પુછ્યું ત્યાંય.
સત્ય વચન તું કહેજે આજ, જેમ કહે તે કરીયે કાજ;
પુત્રિ કહે વરૂં એજ પ્રમાણ, નહિ તો મારા છાંડુ પ્રાણ.
શેઠે વાત ધારી તે ધ્યાન, દેઉં કુંવરને કન્યાદાન;
નવ આપું તો પુત્રિ મરે, વળિ રાજા મન વેરજ ધરે.
કહોછો તો રાજા લિજિયે, કન્યાદાન અમો દીજિયે.

### દોહરો.

મારી પુત્રી લાડકી, તમ સુત બાવન વીર;
જુગતું જોડું પરણશે, જયમ સાકર ને ખીર.

### ચોપાઈ.

રાજા કહે ન લગાડો વાર, સામગ્રી કરજો તૈયાર;
શાને વાર કરો એવડી, જાઓ પરણાવી દો આ ઘડી.
મંદિર આવ્યો વેવારિયો, સમાચાર જઇ સ્ત્રીને કહ્યો;
કુંવરી તો ઇચ્છાવર વરે, ના કહિયે તો નિશ્ચે મરે.
શેઠાણિયે તે શુણિ લહ્યું, જઇ કુંવરિની આગળ કહ્યું.

### દોહરા.

રાજકુંવર તને પરણશે, હવણાં જાશે રાન;
લખ્યું હશે તો આવશે,તું શુણ તારે કાન.
કર્મે મારે જે લખ્યું, તે થાશે મુજ હાલ;
રૂડો ભુંડો મેં વર્યો, આ ઠેકાણે કાલ.

તું જાણે વરૂં રાયને, બેઠી ચાવું પાન;
એતો રહેશે ઓરિયો, સમઝ આણિ સાન.
કાલ સવારે કાઢશે, રઝળી ભરશે પેટ;
તાત કહેછે તાહરો, નહિ સુખ પામે નેટ.
કન્યા માતાને કહે, કરજોડીને વાત;
માનું નહિ હું માવડી, ઘેલો થયો મુજ તાત.
તાત શું બેઠો દીન થઈ, કરો ગણેશ આચાર;
લગન ચોઘડિયું જાય છે, હવે ન કરવી વાર.
આવ્યો રાજા પરણવા, વાગ્યાં વડાં નિશાન;
પાટ બેસારિ પદ્મની, જાણે ઉગ્યો ભાન.
હાથ મેળાવ્યો હાથશું, આરોપી વરમાળ;
મુહર્ત્ત એકમાં ઉઠિયાં, પરણિ તે તત્કાળ.
આશિરવાદ વિપ્રો વદે, વેદ વદીને વાણ;
ચિરંજીવી રહે બે જણાં, બોલે લોક પ્રમાણ.
પરણી ઉઠયા પાટથી, ઉતારી વરમાળ;
મીંઢલ છેડા છુટશે, લખ્યું હશે તે કાળ.
શિખ માગી નારિ કને, હું પરદેશ પળીશ;
હુકમ લઇને હજુરનો, જાતાં તને મળીશ.

## ચોપાઈ.

પુષ્પસેન પરણી પરવર્યો, માતાને જઈ ચર્ણે નમ્યો;
માતાજી અમો વન ચાલશું, લખ્યું હશે ત્યારે આવશું.
મારા સમ જો દુઃખ દિલ ધરો, નયને આંસુ શાને ભરો;
જ્યાં જાઉં ત્યાં સુખજ હોય, મુજને ગાંજી શકે ન કોય.
પ્રસન્ન થઇને શિખ દિજિયે, પ્રણામ લક્ષવરાં લીજીયે;
ચાલો કહેતાં જીવજ જાય, પણ શું કરિયે કોપ્યો રાય.
ચિરંજીવી જોડું ધરતણું, વધે જશ તે બહુ સુખ ભણું;
મા કહે સુત વેહેલા આવજો, પદ્મની પરણી લાવજો.

## દેહરા.

વચન માતનું શિર ધર્યું, ત્યાંથી ચાલ્યો જાય;
સામો જઈ ઉભો રહ્યો, જ્યાં છે રાજ સભાય.
શિર નમાવ્યું તાતને, સભાને કર્યો જુહાર;
રાજા બેઠો ત્યાં જઈ, ચરણે નમ્યો કુમાર.
રાજા મુખથી બોલિયો, જો સુત મારો હોય;
વનમાં જાજે એકલો, સાથે ન લઈશ કોય.
હું ને અશ્વ અમારડો, ન કરૂં કોઇની આશ;
જો કોઇ સાથે સંચરૂં, સુકૃત થાજો નાશ.
સેવક સાથે સંચરે, તે કાયરનું કામ;
જાઉં વનમાં એકલો, પુષ્પસેન મુજ નામ.
એમ કહિ પાછો વળ્યો, ન હોય મન ઉચાટ;
પ્રધાનપુત્રે નિરખિયો, ઉપજ્યો મન ગેંભાટ.
પ્રધાનસુત પાછો વળ્યો, હૈડું ફાટિ જાય;
સાથે આવું ક્યમ કરિ, વારી રાખે રાય.
વળતી નિજ નારિ કને, આવ્યો રાજકુમાર;
નારે નિરખ્યો કંથને, કીધું રુદન અપાર.
નારિ પ્રત્યે નેહનાં, કહ્યાં વચન બે ચાર;
જો જીવશું તો આવશું, નહિ તો કોટી જુહાર.

## ચોપાઇ.

સ્ત્રી કહે અશ્વથકી ઉતરો, મારે હાથે ભોજન કરો;
મુજને સાથે તેડો આજ, સફળ થાય તો મારાં કાજ.
પ્રીતે પાનની બીડિ કરૂં, મારે હાથે મુખમાં ધરૂં.

## દેહરા.

ભોજનનું મને શું કહો, હું નવ પીઉં વાર.
વચન ન પાળું તાતનું, ધિક મારો અવતાર;
જો અશ્વથી ઉતરૂં, લાજે જનની આજ;
હાલ હાલ કરી શિખ ઘો, કીજે રૂડાં કાજ.

## ચોપાઈ

માયા મોહને મમતા તજો, એક મને ઇશ્વરને ભજો;
બુદ્ધિસાગર છે મારો મિત્ર, ઘણો ચતુર ને ઘણો પવિત્ર.
રહેશે ઘણું તમારી પાસ, એથી કાંય ન થાય વિનાશ;
એ મુજ પ્રાણ છે સાક્ષાત, સુખદુઃખની તમ કરજો વાત.

## દોહરા.

રાજાને નારિ કહે, કોલ અમારો એહ;
બારે વર્ષે ન આવિયા, તો પાડું મુજ દેહ.
બાર વરસપર એક દિન, જો વિતિને જાય;
જીવ ધરૂં જો દેહમાં, નહિ મુજ એક પિતાય.
કંથ પાખે જે કામની, ભારે નહિ સુખ ભોગ;
આટલું તમ પાખે તજું, સુખનો નહિં સંજોગ.
સુલોચના વાક્ય–આઠ કટકે નીપજે, એ નર નારી નર ચાર;
તેમાં નપુંસક એવશે, તે મેં તજ્યો આ વાર.
ઉત્તર–ભોગીને મન ભાવતો, રામા સાથે રંગ,
રાજા કેહે મેં પારખ્યો, પ્રેમદા તેહ પલંગ.
સ–મુખનું મંડન સરવથી, જેથી વાધે કામ;
તેહ તજ્યું મેં આજથી, નિર્મળ જેનું નામ.
ઉ–દુર્લભ છે તે દેવને, મહિપત આગળ માન;
કામાતુર થાય દેખતાં, પ્રેમદા તેતો પાન.
સ–સુંદર સરોવર જળે ભર્યું, જયાં ખુડે સૌકોય;
તેને પીઈ કોઇ નવ શકે, તમ વિણુ તજીશ સોય.
ઉ–તેજ વધે તે દેખતાં, કામનિ વાધે કામ;
ભોગીને મન ભાવતું, દર્પણ તેનું નામ.
સ–સોળ સખીશું રંગે રમે, વાહલા ત્રણ્ય કુમાર;
તે તજ્યું મેં આજથી, વાલા અપરંપાર.
ઉ–રાજે સેતા રાજવી, દેખીતા જડ રેહ;
ઘર જીતહોડે કરે કર, શામા સોગઠાં તેહ.

સ—શત આઠ બાંધ્યા સામટાં, નાર કેહેવાણી જેહ;
તુજ સરીખાને કારણે, હાથે ગ્રહી મેં તેહ.
ઉ—ખરે મને તેને ભજે, તો ઈશ્વર આવે આપ;
માનુની તેં માળા કહી, જપતાં છૂટે પાપ.
સ—ચતુર નર ચીતે ધરે, દુરથી મેળવે દેહ;
વિજોગનો સંજોગ કરે, પાઠવજે પતિ તેહ.
ઉ—ઉજવળ ધરતી શામ વરણુ, જળશું રાખે વેર;
કામની એ કાગળ કહો, પ્રીછયો તારી પેર.
સ—નારીએ નારી ગળી, જેથી શોભે કાય;
એ મુને આપી પરવરો, મહિપત મેળાવો થાય.
ઉ—કાયા કનક સરીખડી. લઘુ રૂપ તે નામ;
વિનતા તમે વીંટી કહી, આંગળી કેરે ઠામ.
સ—જેને ખાધે વીખ ચઢે, તેનો શત્રુ થાય;
તે ઉપર વાહન કરે, કરજો તમ રક્ષાય.
ઉ—અહિને ખાધે વિખ ચઢે, ગરૂડ તેને ખાય;
તે ઉપર વાહાન કરે, તેતો જદુપતિ રાય.
સ—પંચામૃત પાવન નકી. તેનો કુંવર કેહેવાય;
તે ઉપર વાહન કરે, કરજો તમ રક્ષાય.
માઘ માસે મ્હાલે ઘણું, ગૌવરી સુત ગણાય;
ભસ્મ લગાવે શરિરપર, શામા તે શીવ રાય.
કુંવરી કેશો કર ગ્રહી, જન્મ સફળ જે થાય;
તાત રક્ષા કરે તેહનો, રાય તમારી કાય.
જળ કમળથી ઉપન્યો, જાણે સઘળો મર્મ;
સારદા તનયા તેહની, ભામની તેતો બ્રહ્મ.
દેવ સકળ શુભ જોગણી, શકળ સિદ્ધિ ઉમિયાય;
તુજને તે રક્ષા કરે, રાણી કહે શુણુ રાય.
ચોરે ચોઉટે ચાવડી, મેદાન ને મસાણુ;
તમ રક્ષા કરે માવડી, સફળ હજો કલ્યાણુ.

વન વાડી તરૂવર વીખે, ક્યાં પરવત ક્યાં પાહાડ;
હું આરાધું ઇશ્વિરી, પુરે તાહરાં લાડ.
પશુ પંખીને માનવી, નર નારી ને રાય;
એ વશ થાજો તાહરે, રક્ષા કરો અંબાય.
પરમૂલક પરદેશડે, પરધરતી પરગામ;
જ્યાં દેખે મુજ જેવડી, ત્યાં ન ઘાલીશ હામ.
ચાલુ કહેતાં ચમકશું, પુંઠ દિઠે જીવ જાય;
નેણા પડશે નીકળી, કાળજું કટકા થાય.
આભ પડે ધરતી ગળે, એવડું મારૂં દુઃખ;
જ્યારે તમને દેખશું, ત્યારે થાશે સુખ.
નરથી નારિ એકલી, પગલે પગલે વંક;
દિશે દિન દિન દામણિ, કામની શિર કલંક.
વેલા વળજો વાહલમા, કરજો રૂડાં કામ;
એક સ્ત્રી પરણી લાવજો, દેજો મુને ઈનામ.
પુજ્ય અમારે એકતમ, અવર ન બિજો કોય;
અવર બિજો જો કરૂં, કુળમાં ખાંપણ હોય.
રાયે નારિને કહી, ચલાવિયો તોખાર;
એ અવસરે પ્રધાન સુત, આવ્યો એણે ઠાર.
વિપ્ર વદન સુખડ ભર્યો, ધેન સવચ્છી જાય;
સુધન તે શ્રીફળ ભર્યો, નિર્ખિ હરખ્યો રાય,
માલણ પુષ્પશું પરવરી, સાથે પુત્ર એક નાર;
કન્યા પરણી પ્રેમશું, આવે રાજકુમાર.
એક ગુણકા ગુણ આગળી, સુંદર કરતી ગાન;
એ પલાણે સંચર્યો, બાહુ હરખ્યો સુજાણ.
મદ ઝરતો ગજ નિર્ખ્યો, મદ પીતો મછરાળ;
શુભ શુકન તે વાટમાં, દેખિ રિઝયો ભૂપાળ.
બિજા શુકન તો રણુ વિખે, તોરણ ઘેર બંધાય;
રાજા જમણો ઉતર્યો, પુરે મનની ઇચ્છાય.

કર્યો પ્રણામ પ્રધાનને, વળો હવે કહ્યું વીર;
જીવ આપણો એક છે, દીસે દોય શરીર.

### ચોપાઈ.

પ્રધાનસુત તે પાછો વાળ્યો, પોતે રાજા પંથે પળ્યો;
વેગે પાણી પંથ પળાય, મનમાં બીક ન આણે રાય.
અનેક દિન એમ રસ્તે થયા, ભમતાં ભમતાં વનમાં ગયા;
રાજા ચાલ્યો વનમાં વળી, મહાવનમાં એક જક્ષણી મળી.
મોટા હાથ ને ભૂરા વાળ, આવીને બીવરાવ્યો બાળ;
કોણ છે ને કેમ આવ્યો અહીં, મુજ આગળથી જાઇશ કહીં.
ઘોડા સાથે તુજને ગળું, ઘણે દિને મુજને ભક્ષ મળ્યું;
ત્યારે વાયક બાળક ભણે, હું શરણે આવ્યો તુજકને.
તમો કહો તે કામજ કરૂં, ઘો આગ્ના તો મસ્તક ધરૂં;
જક્ષણીને મન આવી દયા, પ્રીત વચન રાજાને કહ્યાં.

### દોહરા.

વળતી જક્ષિણી વદે, સાંભળ રાજકુમાર;
ભીડ પડે સંભારજે, હું આવીશ તે ઠાર.
સિદ્ધ વચન તે શિર ધર્યું, વેગે ખેડયો બાજ;
ઘણે દિને જઇ નીસર્યો, કુંતીભોજ જ્યાં રાજ.
નગર સમીપે જઇ રહ્યો, મળ્યો વિપ્ર એક ત્યાંય;
પુછ્યું તેને પ્રેમશું, કોણ નગર કોણ રાય.
વિપ્રજ વાણી બોલિયો, તું શે ન જાણે મન;
ધાર નગર રળિયામણું, કુંતીભોજ રાજન.
વદન નમાવ્યું વિપ્રને, પછિ ખેડયો કેકાણ;
નગર અનુપમ નિરખિયું, જાણે ઉગ્યો ભાણ.
ગઢ દિસે રળિયામણો, દેખિ રિઝયો રાય;
સુવર્ણ કુંભે સુંદરી, જળ ભરવાને જાય.
વડી જુકિત વાડિતણી, પુષ્પો ઝાડ વિશેક;
વર્ણન પુરનું શું કરૂં, કેતાં નાવે છેક.

રાજસભામાં સંચર્યો, ઉત્તમ શોભા હોય;
નૃત્ય કરે વારાંગના, તે દેખી મન મ્હોય.
પંડિત બેઠા પાંચસે, રાજકૂળ છત્રીશ;
બેઠા જુગતે ઓચરે, લક્ષણધર બત્રીશ.
જમણી પાસે જુગતશું, પ્રધાન જે ધનરાજ;
ડાબી પાસે બેટડો, કાન કુંવર મહારાજ.
કળાવંત કળા કરે, ગુણિજન ત્યાં ગુણ ગાય;
ચમર ઢળે ચોપાસથી, કનક સિંહાસન રાય.
રાજસભા મનમાં વશી, હેડે હરખ્યો રાય;
ક્યાં જઇએ આવું તજી, ઉત્તમ આજ સભાય.
રાજસભામાં જઇ રહ્યા, સહુનાં રીઝયાં મન;
માન દઇ બોલાવિયો, મન હરખ્યો રાજન.
પંડિત સૌને પ્રણમિયો, રાયને કર્યો જુહાર;
ભૂપતિ મન આનંદિયો, દેખી રાજકુમાર;
કોણતણા તમ બેટડા, કોણ તમારો દેશ.
ક્યા મુલકથી આવિયા, પુછે વાત નરેશ;
પૃથ્વી દેશ અમારડો, તાત તો સરજનહાર;
ઉમેદવાર ઓળગતણો, જ્યાં ધાર્યું કર્તાર.
રાજસભા શાંત થઇ, બંધાવ્યો તોખાર;
ખાઓ પિવો આનંદ કરો, એમ બોલ્યા દરબાર.
અહીં રહો ઓળગ કરો, સહસ્ર ટકા લ્યો રોક;
કુંવરસાથ નિત્યે રમો, ન હોય મનને શોક.
નિત્ય વાડિયે સંચરે, ચોરે ચૌટે જાય;
જાણીતો થયો નગરમાં, આવ્યા અમુલખ રાય.
વાર્તા સઘળે વિસ્તરી, સુંદર ચતુર સુજાણ;
જ્યાં બેઠી પદ્માવતી, દાસી કરે વિખાણ.
કુંવરિ કુંતીભોજની, પદ્માવતી અભિધાન;
શશિવદની મૃગલોચના, હીરા દંતસમાન.
પાન પ્રમાણે પેટ છે, અધર જાણે પરવાળ;
પોપટ વરણી નાસીકા, નાગણ સરખી ચાલ

નાગ ફેણ અંબોરડો, ભ્રકુટી ધનુષ આકાર;
પાયે પદ્મ શોભતું, સોળ કળા વર્ષ બાર.
ચૌદ વિદ્યા ચોસઠ કળા, ચોરાશી આસન;
સો દાસી રંગે રમે, ક્રીડા કરે અનુદંન.
સાહેલી સોળ વર્ષની, સુલેખા તેનું નામ;
જ્યાં બેઠાં પદ્માવતી, તે આવી તે ઠામ.

## ચોપાઇ.

હસતિ રમતી ને બોલતી, આવી નિકટ દાસિ ડોલતી;
વાત સુણો બાઇ અમતણી, અમને આપો વધામણી.
તમ સરખો દિઠો એક ભૂપ, તમથી અદકું તેનું રૂપ;
કોઇ નગરનો છે રાજિયો, મહા સંકટે અહીં આવિયો.
રૂપ સુરૂપ છે લક્ષણ સાર, કારણ રૂપ તણો અવતાર;
હેત કરિ રાખ્યો છે રાય, તેની શોભા કહી નવ જાય.
અશ્વ અનોપમ ઉપર ચઢયો, કાલ અમારિ દૃષ્ટે પડયો;
ચિત્ર લખેલિ હું તો થઇ, સુધબુધ મારિ સર્વે ગઇ.
વર્ષ સોળ બાઇ મુજને થયાં, એવાં રૂપ મેં નવ નિરખ્યાં;
સહિ માનજો મારૂં કહ્યું, રૂપ અલોકિક મેં તો લહ્યું.

## દોહરા.

પદ્માવતી કહે પ્રેમશું, સાંભળ સહિયર એહ;
વખાણ તું કરે જેહનું, મુજને દાખવ તેહ.
બાઈ બેસો માળિયે, નિરખાવું હું ચાલ;
કરવા સ્નાન સરોવરે, જાશે પ્રાતઃકાળ.
હેત ઘણું હેડા વિષે, જોબનમાં ભરપૂર;
રેણી રાતે વહી ગઇ, રવિ ઉગમિયો સૂર.
નારિ બેઠી નિરખવા, ચોગમ દેખે વાટ;
ચાર ઘડિમાં આવિયો, ભાગ્યા ભવ ઉચાટ.
દુરથી દિઠો આવતો, ભાગી મનની ભ્રાંત;
અશ્વ ડોટાવ્યો પાટિયે, નિરખિયો એકાંત.

## ચોપાઈ.

પદ્માવતી બહુ દુઃખજ ધરે, મનડામાં વીચારજ કરે;
ત્યાંહાં રાજાને લાગી વાર,તોય નારીએ નવ છોડયો ઠાર.
નૃપે નાઇ વસ્રો પેરિયાં, દંડવતો સુરજને કર્યો;
સવાગજી શિર ઉપર કેશ, છુટા મેલ્યા બાળે વેશ.
ઘોડા ઉપર થયો અસ્વાર, છુટી ચાલે રાજકુમાર;
વાંકાં મેલ્યાં છોગાં બહુ, તે દીઠે હરખે છે સહુ.

## દોહરા.

ચાલે આગળ મલપતો, ને નિકળ્યો મેરાણ;
તત્‌ક્ષણ નિરખ્યો નારિએ, વાગ્યું મોહનું બાણ.
કપૂર સરખો ઉજળો, કુંડળ ઝળકે કાન;
રૂપે કામ સરિખડો, દાતા કર્ણ સમાન.
જો પરણું તો એહને, નહિકર બેસે પાપ;
અવર પુરૂષ પૃથ્વીવિષે, સર્વ ભાઇ ને બાપ.

## ચોપાઈ.

કુંવર રાજસભામાં ગયો, નારીને મન શોકજ થયો;
સાહેલીને સાચું કહ્યું, રાય વિના નવ જાએ રહ્યું.
આપું તને સોળ શણગાર, વળિ એક મોતિનો હાર;
ઉપાય કરવો રૂડિ પેર, જેમ તેમ તેડી લાવો ઘેર.
રૂપ રંગ એનું નિરખિયે, નાત જાત એની પૂછિયે;
જોઇયે ચતુરાઇનો રંગ, પછિ પરણું હું તેને સંગ.

## દોહરા.

બિડું ઝડપ્યું માનની, ઉલટ અંગ ન માય;
જો નવ લાવું રાયને, નાવું મોલો માંય.
કળા આહારી જે કરૂં, સમજાવી લાવું ઘેર;
કરૂં બેહુને એકઠા, કુંડે રૂડી પેર.

## ચોપાઈ.

પ્રીત થકી પ્રેમદા પરવરી, રાજ સભામાં તે સંચરી;
બેઠા કુંવર સમારે પાન, દાસીને ત્યાંહાં દીધાં માન.
ક્યારે પધાર્યા નગરની માંય, પ્રીતે અમને કરો પસાય;

## દોહરા.

રાજા રીસે બોલિયો, કેમ આવી આઠામ;
કોણે તેડું મોકલ્યું, શું છે મારૂં કામ.
બોલી રામા રીજશું. કુંતીભોજ જે રાય;
પદ્મની પદ્માવતી, બેટી તેના થાય.
તમને દીઠા વાટમાં, માન્યું તેનું મંન;
રાય તમારે કારણે, તજી બેઠિ જળ અંન.
તમ દીઠે ભોજન કરે, નહીતર છાંડે પ્રાણ;
ચતુર હોય તો ચેતજો, નહી તો થાશે હાણ.
વીંછી કેરી વેદના, જેને વીતી હોય;
તે જાણે તે દુઃખમાં, અવર ન જાણે કોય.
સાંભળતાં વિસમે થયો, મનમાં પ્રગટયો તાપ;
એક કાહાડયો વન વિષે, બીજું વળગ્યું પાપ.
નારી અમો નહીં આવિયે, એ નારી કરી દીશ;
તાત જાણે જો એહનો, છેદે બેહુનાં શીશ.
પરનારી કેરો નેહડો, કરે એ સરવે ફોક;
સુખે કો બેસે નહીં, વેરી સર્વે લોક.
કછયાકિચક સત હણ્યા, રોળ્યો રાવણ રાય;
કૈરવ કુળ નિકંદન થયું, કામનિ નેહે ત્યાંય.
શરીર વાહાલું શું કરો, મરવું એકજ વાર;
તે સાથે હેતજ કરો, બેસે શીરપર ભાર.
નહી માનો માહારૂં કહ્યું, હત્યા બેસે ચાર;
સમ ખાધા છે સામટા, માનો રાજકુમાર.
ત્યારે ગુણ જોઇ રિઝિયો, સુણી વિનતાની વાત;
રાજા મનમાં બોલિયો, પણ છે નારી જાત.
જોઉં ચતુરાઇ એની જે, મોટી ચતુર ગણાય;
કુંવરી કુંતીભોજની, પદ્માવતી કહેવાય.

## ચોપાઈ.

દીધાં વચન વિનતાને હાથ, રાતે આવીશું તુજ સાથ,
કામ હોય તે કેહેજો તમો, સર્વે કબુલ કરશું અમો,

કરઍ દાસી આવી ત્યાં, રાજકુંવરી બેઠી છે જ્યાં;
રાણી જો બોલી પાળીએ, વધામણી મુજને આલીયે.
સાંજે તેડીને આવશું, રાજકુંવરને અહીં લાવશું;
દુખે પાપે તો દીન ગયો, પછે સુરજ અસ્તાંગત થયો.
સખીયો સાથે રંગે રમે, થયો સંધ્યાકાળનો સમે;

## દોહરા.

પદ્મની દાસીને કહે, લગાડીશ નહીં વાર;
પ્રસન કરૂં હું તુંજને, લાવો રાજકુમાર.
દાસિ ચાલી વેગશું, આવી જ્યાં રાજાન;
સમ દેઇ સમજાવિયો, ચાલ્યો ચતુર સુજાન.
આગળ દાસિ સંચરિ, પાછળ ચાલ્યો છેલ;
ધસમસ્તો મોલે ચડયો, થઇ રહી રંગ રેલ.
પદ્માવતી પ્રેમે કરિ, દિધું બહુએક માન;
સફળ જન્મ અમારડો, ઘેર આવ્યા રાજન.
પાટે બેસો ખાંતશું, લ્યો ચાવો આ પાન;
અમ ઉપર કરૂણા કરિ, ત્રુઠયા શ્રી ભગવાન.
આશા પૂરો અમતણી, અમ ઘેર આવ્યા ઇશ;
રાજ પધાર્યા રીઝમાં, સફળ થયો આ દીશ.
રાજા રીઝી બેસિયો, સન્મુખ ઉભી નારિ;
કોણ ધરતી કોણ દેશડો, પુછે રાજકુમારિ.
કોણ રાયના બેટડા, કેમ નિકળ્યા પ્રદેશ;
હું પુછું છું પ્રેમશું, હિસો બાળે વેશ.

## ચોપાઈ.

શે કામે પુછોછો ગામ, શે કામે પુછોછો નામ;
નેહ કરે વિવાની વાત, તે પુછે પિતાની જાત.
જ્યાં વસું ત્યાં મારૂ ગામ, રજક લઇ આવ્યું આ ઠામ;
તારા તાતની ઓળગ કરૂં, મૃગયા રમવા સાથે ફરૂં.
આપ્યા પ્રમાણે રહિશું અમો, તે સત્ય કરીને માનો તમો.

## દોહરા.

સમસ્યા—નારિ બોલી નેહશું, તમો છો ચતુર સુજાણ;
પાંચ "પપા" પ્રિય પુરૂષને, તેનાં કરો વખાણ.
ઉત્તર—પાન પાઘ ને પદ્મણી, પરિમળ ને પોશાગ;
પાંચે પ્યારા પુરૂષને, વળિ પૂછ સદ્‌ભાગ.
સ—ધન ધન તારિ સૂજને, ધન ધન રાજકુમાર;
પાંચ "ક" વહાલા કામની, એહ હવે ઉચ્ચાર.
ઉ—કાજળ કંકુ કંચવો, વળિ કસુંબો કંત;
પાંચ "ક" વાલા પદ્મણી, સુણજે નાર સુચંત.
સ—જુગતું બોલ્યા જાણિતા, લાગી મનશું રાડય;
પાંચ "કકા" નથી તુજકને, તે તું કહી દેખાડય.
ઉ—કુડ કપટ કુલક્ષણો, કુડિ જાત કુનારિ;
એ પાંચે નથી મુજકને, સાંભળ રાજકુમારિ.
સ—કહોછો છૈયે એકલા, તમ સાથે છે સાત;
પ્રગટ દેખુંછું તમકને, તે કહો સાચી વાત.
ઉ—તીર તરકસ તરવાર ને, ભાલો ને તોખાર;
ઢાલ અને વળિ ચાબકો, સાત સાથી છે સાર.
સ—જે મધે ગંગા વસે, જટા ધરાવે શીશ;
નેત્ર ત્રણ તે કોહો મુને, નહી ઉમીયાપતિ ઈશ.
ઉ—વિશ્વામીત્રે સૃષ્ટિ સજી, કરે રૂડાં તે કામ;
શામા તે સમશા કહી, શ્રીફળ તેનું નામ.
સ—એક નરે નરને ગળ્યો, એ સરવેને શોભાવંત;
અધિપતિ અંગે અડયો, કો ચિતવિચારી ચંત.
ઉ—પગ વિનાનો પરવરે, નર બહુ રાખે નેહ;
ઉજ્વળ અંગે ઓપતો, જામો કહીએ તેહ.
સ—પંખી ઉડે જીવ વિના, બેસે જેની ડાળ;
મૃત્યુ પમાડે દેખતાં, કહો મુજને ભૂપાળ.
ઉ—કુંવર કહે સુણ કામની, સૌ હું સમજ્યો એહ;
સમસ્યામાં સમઝાવિયો, તીર કહીને તેહ.

સ—ઉત્તમ કુળથી ઉપની, તાતતણો જે તાત;
તે સાથે વિવા કર્યો, સમજો સજ્જન વાત.
ઉ—મહિપતિ કહે સુણ માનની, ઉત્તર આપું એહ;
એ સમશ્યા હું સમઝીયો, તક કહી જે તેહ.
સ—શીર ઉપર ગંગા વસે, કોટે ફંઢની માળ;
વૃષભ વાહન કોણ કરે, શિવ વિણ કોણ ભૂપાળ.
ઉ—એક ભરે એક ઠાલવે, નિત નિત નિરશું નેહ;
દીન દીન ફરતું દાખવે, રેંટ ચક્રનું જેહ.
સ—એક નર અક્ષર ત્રણનો, અણીઆળું અતી રૂપ;
દુશમન જેથી ગાંજીયે, ઉત્તર આપો ભૂપ,
ઉ—કાયરને શૂરો કરે, શૂરાનો આધાર;
રઢીયાળો રીઝે ઘણું, કામનિ તેહ કટાર.
સ—અણિયાળી અતિ વાંકડી, ભમરાળી ભરપૂર.
નારિ વિના નર જાણિયે, નર નારીનું રૂપ.
ઉ—મુખનું મંડન પુરૂષને, અધિક વહે છે ઊંચ;
માન વધારણ મરદનું, માનુની તે તો મૂછ.
સ—કો રૂડો કોડામણો, તેજોમય નર કોય;
તાલેવંત પાસે વસે, તેના ઘરમાં હોય.
ઉ—જેવણ ખેતી નીપજે, નહીં પાન નહીં ફૂલ;
માનસરોવર માનુની, મોતી મોંઘે મૂલ.
સ—નામ એક પણ નર બહુ, કામની એક બે કંથ;
આયુષ્ય બેનું સરીખડું, ચતુર વિચારો ચંત.
ઉ—ઇંદ્ર વાહનથી ઉપજે, નારી દસને વીશ;
બે કર શોભે કામની, પરમેશ્વર પુજીશ.

ચોપાઈ.

એવાં વચન વનિતાએ કહ્યાં, રાજકુમારે મનમાં લહ્યાં;
પ્રતિ ઉતર એનો આપિયો, ઓને મન ભૂપતિ ભાવિયો.

દોહરા.

રામાને રાજા કહે, છો તમે ચતુર સુજાણ;
અમને ઉતર આપિયે, બોલ્યો રાય પ્રમાણ.

સ—નર બે ગળિયા નારીએ, અમલ કીવાડણુ એહ;
 તે નારી વાહાલી નરને, અમ આગળ કોહો તેહ.
ઉ—ગૌર વરણુ ને શામ મુખ, અમી ઝરંતા વામ;
 સ્વામી તમે સમસ્યા કહી, કંચુકી કેરે કામ.
સ—નારિ ઉપર બે નર ચઢયા, તે હેઠળ બે નાર;
 પારખો એ પદ્માવતી, પુછે રાજકુમાર.
ઉ—જેનું બાંધ્યું જળ રેહે, જળથી નીપજે જેહ;
 એડું ઉઢાણી સોત.એ, પ્રીતે પુછયું તેહ.
સ—સાત બંધે બાંધીઓ, નારીને વાહાલો જેહ;
 રાજા પુછે હેતશું, અમ આગળ કહો તેહ.
ઉ—શોભા કહી વિનતા તણી, શ્યામજ વરણે સાર;
 વેણુ ગુથાવે વિનતા, સાંભળો રાજકુમાર.
સ—તારી માએ જે વર્યો, તે થાશે તુજ કંથ;
 સમસ્યા કોહો સન્મુખ થઈ, પ્રેમ થકી પુછંત.
ઉ—વાહન સુરનાયક તણું, તેથી ઉત્પન નામ;
 ચતુરા તે તો સુડલો, કામની કેરે કામ.
સ—નર એક રૂપે રૂડલો, વરતુળનો આકાર;
 સ્ત્રી કપાળે જઈ રહ્યો, પ્રેમદા પ્રીત અપાર.
ઉ—નેત્ર નીહાળે સર્વેનાં, તે સામું નવ જોય;
 તે મધ્યે તે નર વસે, અવળ ચાંદલો હોય.
સ—એક નરે સ્ત્રી શોભતી, સ્ત્રી વાલી અપાર;
 ગળસ્થળે ચુંબન કરે, તે કહો રાજકુમાર.
ઉ—કુંવરી કહે અકોટડી, તમે પુછિયું તેહ;
 બીજું પુછો રાયજી, ઉત્તર આપું એહ.
સ—સત નર બાંધ્યા બંધને, મળી નરશું થયો એક;
 તે નર તારી પાસ છે, વહાલો સ્ત્રીને વિશેક.
ઉ—કુંવરિ કહે સુણ રાયજી, ઉત્તર આપું એહ;
 હાર નામ છે એહનું, તમે બતાવ્યો તેહ.

સ—નરને નર વીંટી વળ્યો, તે ઉપર એક નાર;
તેતો શોભે સુંદરી, જેને શિર ભરથાર.
ઉ—ભલું પુછ્યું હો રાયજી, હોંશ ધરીને હોડ;
કંકણુ પાસે કંકણી, કર્મવંતીનો કોડ.

ચોપાઈ.

રાજાયે જે પુછિ વસ્ત, સ્ત્રિયે ઉત્તર કર્યા સમસ્ત;
એક એકથી અદકી ચાતુરી, બાંધી ન શકે કોઇ બાકરી.
માંહોમાંહે હરખજ ધરે, ત્યાં વિહંગના સખિ ઉચ્ચરે;
તમો બેઉ છો ચતુર સુજાણ, તમ આગળ મુજમતિ અજાણ.
બાઇ જો મન માને તાહરૂં, રાજા સાથે વાતો કરૂં;
કુંવરિ કહે બોલજે સત્ય, મારા લૂણની રાખે પત્ય.
હરખ ઘણો હઈએ આણિયે, બોલિયે જો બોલી જાણિયે.

દોહરા.

પર પરાક્રમપર ચાતુરી, પરલક્ષ્મી પરનાર;
તેશું વાદ ન કીજિયે, સાંભળ રાજકુમાર.

ચોપાઈ.

વિહંગના વાણિ ઉચરે, હેતે રાજા હઇડે ધરે;
તમો મુખે વદતાં લાજિયે, એક વેણુ ઉત્તર આપિયે.

દોહરા.

સ—ભરે ફાળ પણ મૃગ નહીં, નહીં સસલો કે શ્વાન;
મોં ઊંચું પણ મોર નહીં, સમજો ચતુરસુજાણ.
ઉ—વાહન શુક્રાચાર્યનું, હરનીશ રે' જગ માંય;
જીભ વીના બોલે ઘણું, મેડક તે કહેવાય.
સ—પાળો પણ પોપટ નહીં, કાળો પણ નહીં કાગ;
પાંખો પણ પંખી નહીં, ડસે પણ નહીં નાગ.
ઉ—ખટચરણ છે તેહને, પરિમળ ભોગી હોય;
ભમરો તેતો ભામની, જુવતી તેતો જોય.

સ–નારી પણ નીરબળ નહીં, કાળી પણ નહીં કોલ;
દરમાં રેહે નહીં નાગણી, બુધ વિચારી બોલ.
ઉ–કાયર કર શોભે નહીં, શૂરાને મન સાર;
આ ક્ષણિક દેહની રક્ષણી, તારૂણી તે તલવાર.
સ–પઢતો પણ પંડિત નહીં, પૂર્યો પણ નહીં ચોર;
ચતુર હોય તો ચેતજો, મધુરો પણ નહીં મોર.
ઉ–પવિત્ર પંખીની જાતમાં, વાચા બોલે વીર;
વનવાશી વન નીપજે, કામની તેતો કીર.
સ–શીશ મોટું પણ ગજ નહીં,ઝાઝુ રહે જળમાંય;
પુંછ. મોટું છે તેહનું, વાંદર નહી કહેવાય.
ઉ–નાહાવણ સમીપે નીરખિએ, તોલ નહિ માંહિ તરત;
ઓળખવું શું એહમાં, કોશ વખાણો વરત.
સ–ચાલે છે પણ ચરણ નહિ, ઉડે પણ નહિ પાંખ;
લાખે સાગો નવ રહે, સઉકો દેખે આંખ.
ઉ–ઉડે તે આકાશ ભણી, ઘરમાં રહે ગેંધાટ;
ધુમાડો નિર્ધારિયે, વિચરે વસમી વાટ.
સ–ચંચુ પણ ચકવી નહિ, માંજારી મુખ શામ;
બે જીભો નહિ નાગણી, નરપત કહો તે નામ.
ઉ–ડાહ્યાના દિલમાં વસે, પંડિતને પ્રાય પૂર;
લક્ષણ જોતાં લેખણી, નાણાવટીનું નૂર.
રાજા મન રિઝયો ઘણું, જોઇ ચતુરાઈ એહ;
સાચું બોલ સલક્ષણી, તું નહિ દાસી દેહ.

ચોપાઈ.

રાજા રીઝે બોલે વાણ, સાંભળ ચતુરાં ચતુરસુજાણ;
દીસો છો દાસીની જાત, બોલોછો વિદ્યાવંત વાત.
બોલિ દાસિ નમાવી શીશ, હું સાચું બોલિશ આદિશ;
દાસિ પણ રાણિશુ વસું, એહ વાતનું અચરત કશુ.
કુંવરિ કહે ઉઠોજી રાય, ભોજનની વેળા વહી જાય;
તત્પર થઇ હેઠા ઉતરો, ભોજન મન ભાવંતાં કરો.

આપું પાન હું મારે હાથ, રંગે રહો અમારી સાથ;
રાજા બોલ્યો રીસજ કરી, અરે અબળા એ શું ઓચરી.
પરનારીનો પાલવ જેહ, બેસે દોષ ઝાલતાં તેહ;
પરનારી તે પ્રત્યક્ષ છરી, તે સંગે કોઇ નવ રેહે ઠરી.
ઇજત આબરૂ તરતજ જાય, ક્ષય રોગ પરસ્ત્રી કહેવાય;
તારે શીર કોઇ સ્વામી હશે, પતિવ્રતા ધર્મ તારો જશે.

દોહરા.

હું પરણી છું પેટમાં, દૃષ્ટે ચડિયા આપ;
તમ વિણુ બીજા પુરૂષ જેહ, તે ભાઇ ને બાપ.
જેમ ઘટે તેવું કરો, છોજી ચતુર સુજાણ;
ના કહીને જો નિસરો, તો તમને દઉં પ્રાણ.

ચોપાઇ.

રાજા કહે જાણે તુજ તાત, આપણ બેની કરશે ઘાત;
વાલી નથી મુજને મુજ કાય, મુજને ચિંતા તારિ થાય.
વિનતા એ મૂકી દો વાત, કહો જઇ પરણાવે તમ તાત;
આજ્ઞા લેવાને સંચરો, શામાટે વણ ખુટે મરો.
ચતુરાઇ નહિ ચઉટે વેચાય, એજે જીવ તમારો જાય;
રૂપતણે છાંયડે બેસશો, પાન તજી પૃથ્વી પેસશો.
કુળવંતી કુળ શોધે જેહ, તે પરપુરૂષશું ના કરે નેહ.

દોહરો.

ક્ષત્રિનું એ કર્મ નહિ, કુંવરિ કહે શુણુ કર્ણ;
નાઠાથી છૂટે નહિ, માથે આવ્યું મર્ણ.
ચાટ આળસુને નહી, નિર્ધનને નહી સુખ;
નપુંસકને શૂર નહી, સંતોષિને નહી દુઃખ.

ચોપાઈ.

શુણિ રૂદયામાં રાજા હસ્યો, બોલ તેહનો મનમાં વસ્યો;
એ નારીની ભાગું આશ, જઇ પડીએ જમ કીંકર પાસ.

આશા ભાગી એને નવ વરૂં, મ્હા પાપ તવ મુસ્તક ધરૂં;
જો વરવાનું મનમાં ધરો, વિપ્ર તેડાવિ મુજને વરો.
પુરે સાખ જો બ્રાહ્મણ આપ, એ વાતે નવ બેસે પાપ;
પછિ સંકટ જો આવી પડે, ઈશ્વર આપણી વારે ચડે.
વણ પરણે નવ પાલવ ગ્રહું, સાચી વાત સંક્ષેપે કહું;

## દોહરો.

ગોર પોતાના ઘરતણો, તેડી દિધું માન;
મુજ પરણાવી પરવરો, લ્યો મન ગમતાં દાન.
વિપ્ર પડયો વિચારમાં, વળગ્યું મુજને વ્યંગ;
મૃત્યુ મારૂ બે તરફ, પડિયો વિકટ પ્રસંગ.
જો નૃપ જાણે તો હણે, કુંવરી કેમ દુભાય;
બેહુ પ્રકારે મોત છે, પંડિત મન પસ્તાય.

## ચોપાઈ.

વળતિ વનિતા વાણી વદે, વાડવ દુઃખ નવ ધરશો રૂદે;
જો રાજા ફેડે મુજ ઠામ, તારૂં નહિ લેવા દેવું નામ.
પરણાવિ આણે માળિયે, જનમ તણાં દુખડાં ટાળિયે;
કુંવરી કહે ગુરૂજી શુણો, આશિરવાદ રૂષિજી ભણો.

## દોહરા.

જોડી લાકડે માંકડું, દક્ષણા પામું ક્ષિપ્ર;
વળતી અગીયારા ગણ્યું, એમ વિચાર્યું વિપ્ર.
કર્યું માહિર મલપતું, ચોરિના થંભ ચાર;
મંગળ ફેરા ફેરવી, આરોગાવ્યો કંસાર.
પ્રેમે પરણી ઉઠીયાં, પોતી મનની આશ;
ભાવટ ભાગી ગુરૂ તણી, કહે કવિ સામળદાસ.
જાણ્યા જોષી તેડાવિયે, પંડિત પુરાણી હોય;
અગમ નીગમ સરવે કહે, પણ સ્ત્રી નવ લહે કોય.

## ચોપાઇ.

ત્યાં વિપ્રે વનિતાને કહ્યું, આપો શિખ ન જાયે રહ્યું;
તને અમે રૂડું કહાવિયે, હવે ભણાવા નહિ આવિયે.
સાચું માનો રૂડી પેર, હવે નહિ આવું તુજ ઘેર.

## દોહરા.

બોલી બત્રીસ લક્ષણી, સાંભળ વિપ્રજ વીર;
લાજ અમારી તમકને, સોપ્યું તુજને શીર.
એક તાત જેણે જણ્યાં, બીજો તાત કરતાર;
ત્રિજો તાત તો ગોર છે, ચોથો અનદાતાર.
બ્રાહ્મણ બોળે ભાખિયું, વશ થાશે સઉ લોક;
આશિરવાદ અમારડો, શામા છાંડો શોક.

## ચોપાઈ.

નર નારિ મળી લાગ્યાં પાય,વિપ્ર શિખ લઇ થયો વિદાય;
સોંપ્યું ઘર ઘરણી વાશિયે,પછિ વાડવ ચાલ્યો કાશિયે.
રાણી રાયશું આનંદ કરે, હઇડે હોંસ અદકેરી ધરે;
ખાય પીયે ને દિન નિર્ગમે, કરે ચેન જે મનમાં ગમે.
પ્રાતઃકાળ સમે પરવરે, રાજ સભામાંહિ સંચરે;
કુંતિભોજને હરખ ન માય,જાણે રખે નગરથી જાય.
એમ કરતાં વિત્યા બહુ દિન,રાજાનું માન્યું બહુ મન;
પ્રતિહાર નામે પેથિયો, ચતુરપણે મનમાં ચેતિયો.
તેણે ત્યાં માંડિ પડપૂછ, જેને મુખે નહોતી મૂછ;
રાત દિવસ ખુંખારા કરે, સઘળિ વાત તે દિલમાં ધરે.
આંખે કાણો ને વામણો, ભુરા વાળ ને લજ્જામણો;
કુંવરિ મોલતણો પ્રતિહાર, રાતદિવસ નવ છાંડે ઠાર.
ગયા આવ્યાની તે શુદ્ધ લહે, ખબર જઇ રાજાને કહે;
મોટી વાત મનમાં તે લહી,કો આગળ તેણે નવ કહી.
એમ કરતાં બાગ્યા બહુ દન, ચેત્યો પોળિયો પોતે મંન;
ત્રણ વરસ એમ વિતિ ગયાં,ચોર થઇ નગરીમાં રહ્યાં.

એક દિવસ એક કૌતુક થયું,સેજ વાતમાં લક્ષણુ લહ્યું;
એક સમે બેઠા રાજંન, ગોર પધાર્યા તેણે દંન.
મહિપતિયે દિધાં બહુ માન,આપ્યાં આભૂષણુ ધન દાન;
પૂછે ધર્મધુરંધર ધણી, કહો કુંવરિ કેહવું એક ભણી.
શાશા ગ્રંથનું શીખિ જ્ઞાન, ભાષા કવિત સંગિત તાન;
કાવ્ય કોશ ને નૈષધ ન્યાય,કહો વાત જેથી સુખ થાય.

દોહરા.

બ્રાહ્મણ વાણિ બોલિયો, સાંભળ રાજા કર્ણ;
કુંવરીને મંદિર ગયાં, વર્ષ વિતિયાં ત્રણ.
બાળા બત્રિશ લક્ષણી, અદ્ભુત બુદ્ધિ અપાર;
શિખિ વિદ્યા સર્વ તે, મેં છોડયો તે ઠાર.
બ્રાહ્મણ બોળે ભાંખીઉં, બુદ્ધિમાં નહી બકાત;
સવળાનું અવળું કરે, શાણી થઇ સાક્ષાત.
ત્યાર પછી જાત્રા ગયો, જોયું કાશિ ગામ;
પુછિ જુવો તે પુત્રિને, બોલાવી આ ઠામ.

ચોપાઈ.

એવું કહિને બ્રાહ્મણ જાય, પ્રધાનને તેડાવ્યો રાય;
પ્રધાન આવ્યો તેણે દીશ, આવી રાયનેં નામ્યું શીશ.
જાઓ તમો કુંવરીને દ્વાર, આશિશ કહો અમારી સાર;
કહેજો ચિંતા તજજો તમો, વર રૂડો જોઇયે છિયે અમો.
શિખામણ દઇને આવજો, પ્રતિઉત્તર તેનો લાવજો;
પ્રધાન પધાર્યા રૂડી પેર, તે આવ્યા કુંવરિને ઘેર.
મલપતા મેડિ ઉપર ચડયા, તે કુંવરિની નજરે પડયા;
ભલે પધાર્યા પ્રધાન આજ, ઉભી થઇને કીધિ લાજ.
કિયા દેશના વા વાઇવા, પ્રધાન મુજ મોલે આવિયા;
વાત સર્વ જાણું છું અમો, લેવા ખબર પધાર્યા તમો.
અલખત ઘણી કરૂં છું આપ, તે તો રાય પ્રધાન પ્રતાપ.

દોહરો.

પરધાને જોઇ પદ્મની, મનમાં થયો અચેત;
નવ પલ્લવ થઇને રહી, (જાણે) વરખારૂતુનું ખેત.

શોભે સરોવર જળ ભર્યું, કમળ ઝલ્કે જિમ ક્રોડ;
તે ઉપર ભમરો ભમે, જુવતી દીઠી જોડ.
નેત્ર દીઠા ચપળશું, ગલથલ અતી અનૂપ;
ગૌતમ મુખડું નિરખતાં, વિસ્મે પામ્યો ભૂપ.
ફળ ફળે જેમ વન વીખે, જેમ સાગરનિ લેર;
ફાળી ફળી વનસ્પતી, કામની દિઠિ તે ઘેર.
છે પ્રવેશ કોઇ પુરૂષનો, વૃદ્ધ પામીએ જાત;
જે ખણુસે પડશેજ તે, કહેવી રાયને વાત.
એકતો બેટી રાયની, બીજી જાતે નાર;
જે કરશે તે ભોગવે, મારો એહ વેહેવાર.
છાનું રાખ્યું નવ રહે, રાયની ચલાવું બુધ;
લાકડે માંકડું વળગાડીએ, જેમ રહે દોણી દુધ.

## ચોપાઈ.

વજીર વળતી બોલ્યો વાણુ, સાંભળ કુંવરિ ચતુરસુજાણુ;
રાજાને સાંભરિયાં આજ, મોકલિયો સુદ્ધ લેવા કાજ.
કહ્યું છે ચિંતા તજજો તમો, વર રૂડો જોઇયે છિયે અમો;
દેશ વિદેશવિશે કહાવશું, વર રૂડો ખોળિ લાવશું.
ખાઓ પીઓ ને દિન નિર્ગમો, સખિયો સાથે સ્નેહે રમો.

## દોહરા.

કુંવરી બોલી રીસશું, સાંભળ ડાહ્યા શેઠ;
વાત કરો વરવાતણી, પાળી મારૂં પેટ
વર નથી જોઇતો માહરે, નથી પરણ્યાના કોડ;
વરત કુંવારૂં આચરૂં, વ્રતમાં બેસે ખોડ.
જઇ સંભળાવો તાતને, જેમ ચડે નહિ રીસ;
તાત તુલ્ય તું માહરે, તારે ખોળે શિશ.
રાજાને તો સાન નહિ, રાજાને તો કાન;
માને કહ્યું પ્રધાનનું, માટે માગું માન.
વણિક સમોતો કોઇ નહિ, દીસંતો તે રંક;
વગર વજીરે વાણિયે, ખોઇ રાવણે લંક.

### ચોપાઇ.

પ્રધાન કહે સાંભળરે સતી, એમાં કોઇનું ડાપણુ નથી;
જેવી ઇશ્વરની ઇચ્છાય, તે કોઇથી મિથ્યા નવ થાય.
આજ્ઞા આપો તો સંચરૂં, કામકાજ રાજાનું કરૂં;
શિખ માગીને શેઠજ ગયો, રાજસભામાં આવી રહ્યો.
રાજાએ દીઠો પરધાન, બોલાવીને દીધું માન;
કુંવરિ લાડકવાઇ જેહ, શું બોલી કહો સાચું તેહ.
ત્યારે વજીર મન વિચારજ કરે, સાચું બોલે અર્થ નહી સરે;
વણીક જાતનો ડાહી હોય, તેને કળી શકે નવ કોય.
પ્રધાનને શુણિ ચિંતા થાય, સાચું કહેતાં કોપે રાય;
પ્રધાન બોલ્યો રૂડી પેર, તમને મળવા તેડે ઘેર.
કહ્યું તાત મળવા આવજો, સાથે કોઇને નવ લાવજો;
વળિ કહ્યુંછે બેઉ કરજોડ, નથી મારે પરણ્યાના કોડ.

### દોહરા.

કુંતિભોજ શુણિ કળકળ્યો, એ શું બોલી બાળ;
કુંવરિને મોલે જવા, તે ઉઠયો તત્કાળ.
મોલે બેઠી માનની, કર્યું દાસિયે જાણ;
તમે બાઇજી સાંભળો, આવે છે અહિં રાણ.
શૃંગાર સર્વે તત્ક્ષણ તજ્યા, તજ્યા મુખ તંબોળ;
કેમ કરી જોબન તજું, થઇ રહ્યો રંગરોળ.
સુખ તજ્યું જાએ નહી, તજી ન જાએ જાત;
તજી ન શકું ચાતુરી, જેમ બીબાની ભાત.
રાય પધાર્યા વેગથી, કુંવરિ આગળ જાય;
પ્રત્યક્ષ જઇ ઉભો રહ્યો, આસન બેઠો રાય.
મારી કુંવરિ લાડકી, વહાલી મુજ વીશેશ;
છત્રપતિ વર જોઇશું, દુખ મા ધરશો લેશ:
બેટી મોલી આપશું, શાને ખોળો ગામ;
વ્રત કુવારૂં આચરૂં, પરણ્યાનું શું કામ.

પરણ્યામાં કાંઇ સુખ નથી, નહી કરૂં એ કામ;
માળા કરમાં રાખિશું, જપિશું હરીનું નામ.

## ચોપાઇ.

વાત કરંતાં વલ્યું મૂખ, રાજા મનમાં પામ્યો દુઃખ;
નારી બાળનું નહી એ મૂખ, પ્રવેશ થયોછે કોઇ પુરૂષ.
કોઈ નર સાથે એને તેહ, એ વાતમાં નહી સંદેહ;
જેમ બેઠો તેમ ઉભો થયો, વણુશીખે મહિપતિ ચાલિયો.
ઊદરની કુંવરીને શું કરૂં, માહી વાત હઈડે કેમ ધરૂં;
એકાંતે જઈ આસન કર્યું, પ્રધાનને તેડું મોકલ્યું.
રાજા લક્ષણ છે બત્રીશ, જેને ઘેર તરૂણી છે વીશ;
કામશાસ્ત્ર જે ભાવે ભણે, સ્ત્રીચરીત્ર ગણીતમાં ગણે.
મહા ક્રોધાદિક થયો વિક્રાળ, ક્રતાંત સરીખો દીસે કાળ;
કહે વજીરને સાંભળ વાત, આજ મેં દિઠો એક ઉત્પાત.
તનયાનું મેં નીરખ્યું તન, નથી ધીરજ ધરતું મૂજ મન;
પુરૂષ પ્રવેશ જાણુંછું થયો, નર કોઇ માળીયામાં ગયો.

## દોહરા.

વજીર સુત વાણી વદે, ઘેલું બોલો ભૂપ;
વરસ થયે વય પામીયે, જોબન બીજું રૂપ.
રાતે વનસપતી વધે, નર નારીનો આહાર;
એમ કરતાં માનો નહી, તેડાવો પ્રતિહાર.
તેને પુછો પ્રીતશું, સાચું કહેશે તેહ;
સત્ય હશે તે બોલશે, તેમાં નહી સંદેહ.

## ચોપાઇ.

પ્રતિહાર તેડવા મોકલ્યો, તત્ક્ષણ આવ્યો તે એકલો;
સાચી પુછી છાની વાત, જુઠું બોલે તો થાશે ઘાત.
સાચી વાત ઇશ્વરને ગમે, સાચે સીદ્ધા શોકજ સમે;
કુંવરી મહોલ આવેછે કોણ, સાચું બોલી બતાવો વાણ.

દોહરા.

પ્રતિહાર બોલ્યો પ્રેમશું, સાંભળ રાજા વાત;
જો સત વચન કેહેશું અમો, થાશે મોટી ધાત.
વેર વડાશું ન કિજિયે, વડી નવ કીજે વાત;
વડા તણી વઢવાડમાં, રાંક માણસનિ ધાત.
રાજા કહે પ્રતિહાર શુણ, સાચી વાત તું બોલ;
જે હોય તે બક્ષીશ તને, પાળું મારો કોલ.

ચોપાઇ.

પ્રહિતાર વળતું બોલિયો, મન તણો પડદો ખોલિયો;
એક રાજકુંવર ઉત્તમ આવિયો,ભુપતી તારે મન ભાવીયો.
મહિપતિયે રાખ્યો મંદિરમાંય,તે રંગમહેલમાં નીતે જાય;
કુડ કપટ ભાવે નવ ભાળિયો, જતાં આવતાં નિહાળિયો.
ન્યાય અન્યાય જાણું નવ વિચાર, કરીને સમજો તમો સાર;
તેહતણી વીમાસણ થાય, અવર બીજું જાણે ન કાંય.
સાચી વાત એ કહી તુને, બીજો હોય તો મારો મુને;
એમ કહીને પોળિયો જાય, નૃપને મન ત્યાં ચંતા થાય.

દોહરો.

પ્રતિહારે જે વાત કહી, વિહંગના શુણિ જાય;
ચેતાવી પદ્માવતી, કોપ્યો તુજ શિર રાય.
વેળા વંઠી આપણી, જો ચેતે તો ચેત;
ઉગર્યાંનો ઉપાય નથી, ઉતર્યું બાપનું હેત,
પદ્માવતી બોલી પછી, સાંભળ સખિ સુજાણ;
મુજપતિને ચેતાવ જઇ, નહિતો થાશે હાણ.
લાવ તેડી આ મોલમાં, કરિયે કાંઈ વિચાર;
વિહંગના વળતી ગઇ, તેડી આવિ એ ઠાર.
પદ્માવતી પ્રણમી કહે, ચતુર પુરૂષ તું ચેત;
વેળા વંઠી આપણી, ઉતર્યું રાયનું હેત.
મુજ માટે તને મારશે, મોટી થાશે હાણ;
માટે મારા કંથજી, માનો મારી વાણ.

જીવશો તો નારિ ઘણી, જીવ વિના સૌ શૂન્ય;
પરદેશે ક્યાંઇ પરવરો, શી છે તમારે ન્યૂન.
તાત કહેશે તે શ્રુણિશ, ધારિશ આજ્ઞા શીશ;
તમારો જીવ ઉગારજો, કોપ્યો નૃપ આદીશ.
સ્વામી કહે સુણ સુંદરિ, નવ મુકું આ ઠોર;
લાજે જનુની માહરી, નામ ધરાવું ચોર.
મરવું માથે સર્વને, ચિરંજીવિ નહિ કોય;
નાસું નહિ નિર્બળ થઇ, પ્રભુ કરે તે હોય.

## ચોપાઈ.

તું ક્ષત્રાણિ કેરો તન, આજ અમારૂં માન્યું મન;
મુજ માટે તુજને નૃપ હણે, હત્યા મનમાંહી નવ ગણે.
તમ હાથે હું દેઉં વચન, તમ સાથે પાડું મુજ તન;
એને મન પુત્રીનું ઝેર, વડું વધ્યું છે મનમાં વેર.
સાગવત કરૂં દેહ ઇહાં, વચન વિવેક કામનીએ કહ્યાં;
મારૂં ચાલતાં મુકાવીશ, નહિતો તુજ સાથેજ મરીશ.
પુષ્પક બોલ્યો ત્યારેજ ત્યાંય, વિચરૂં રાજસભાની માંય;
શ્યામા અમને શીખજ દિયો, છેલો જુહાર માની લિયો.
રામા કહે સાંભળરે રાય, ચતુર ન ધરશો મનચિંતાય;
પ્રસન્ન જો પરમેશ્વર હશે, તો કલ્યાણ આપણું થશે.
માગી શિખ ને થયો વિદાય, કુંવર ચાલ્યો રાજ સભાય;
બેઠો સન્મુખ ભૂપતિ ભણી, બિક ન આણી મન કોઇ તણી.

## દોહરા.

રાજા પુછે વજીરને, શો કરવો ઉપાય;
વાત બહાર નવ નીકળે, કામ આપણું થાય.
વજીર વાણી બોલિયો, વાણી મારી શ્રુણ;
જાણો તેમ તમે કરો, ના કહેનારૂં કૂણ.
રાયે તેડું મોકલ્યું, તેડાવ્યા ચંડાળ;
રાત સમે લઇ નિસંસે, આણો એનો કાળ.

નિશાની લાવો નેત્રની, મનની આગ ઓલાય;
કોઇને નહી જણાવશો, એમ ઉચર્યો રાય.

ચોપાઇ.

એવી કીધી છાની વાત,અરૂણ અસ્ત અને થઇ રાત;
તેડાવ્યો ત્યાં રાજકુમાર, પાસે પતીત ઉભા ચાર.
એની સાથ તમો પરવરો, આયુધ સર્વે અહિંયાં ધરો;
પાળા પંથ જાઓ તે સાથ,હવે નવ પુછશો બીજી વાત.
જાઓ રાખી પોતાનો ભાર, રાજા બોલ્યા તેણી વાર;
રાજાએ.મન આણ્યો ગર્વ,તે કુંવર મન સમજ્યો સર્વ.

દોહરા.

રાજકુંવર વળતી વદે, હું ગાંજ્યો નહિં જાઊં;
જે કહો તે હાજર કરૂં, લુણ તમારૂં ખાઊં
લુણહરામી જે કરે, વળિ વિશ્વાસીઘાત;
મિત્ર દ્રોહ વળિ જે કરે, દાસી જેની માત.
પાપ પૃથ્વીમાં છે ઘણાં, કહીયે લાખ કરોડ;
નથી કોઈ ત્રિલોકમાં, લુણહરામી જોડ.
તે માટે હું સંચરૂં, જ્યાં કહો જ્યાં સુજાણ;
જો કહો તો હાજર કરૂં, મુજ હાથે મુજ પ્રાણ.

ચોપાઈ.

ઝાઝી શીદ કરો છો વાત, જાઓ તમો ચંડાળો સાથ;
વળતી છોડીને હથિયાર, રણમાં ચાલ્યો રાજકુમાર.
પાંચે જણ ચાલ્યા જેટલે, જઇ પ્રધાન મળ્યો એટલે;
નિશા એક પહોર ત્યાં ગઇ, કોશ એક પહોત્યા તે જઇ.

દોહરા.

કહે પ્રધાન પતીતને, લઈ જાઓછો વન;
રાજકુંવારિયે જે કહ્યાં, તે તમે સુણો વચન.
જો આ કામ કરો નહિ, કામ તમારૂં થાય;
કુંવરિયે કહ્યું છે સુણો, ઉગારિ લેજો રાય.

ચોપાઇ.

એવું કહીને પાછો ફર્યો, કુંવરિ પાસે તે પરવર્યો;
ચતુરા બેઠી ચિંતા કરે, દુઃખ ઘણું દિલમાં તે ધરે.
એટલે ત્યાં આવ્યો પરધાન, બોલાવી દીધું ઘણું માન;
ખોળા ઉપર મેલ્યું શિશ, પ્રધાન ઉગારો આદિશ.
માત તાત મોશાળજ તમો, તમો થકી ઊગરિયે અમો.

દોહરા.

પ્રધાન કહે પદ્માવતી, વેગે વાર ન થાય;
સખિને ધન દઇ મોકલો, તેડી લાવવા જાય.
પસાય કરીને પતીતની, ભવની ભાવઠ ભાગ્ય;
હું મંદિર જાઉં માહરે, જન મોકલ તે જાગ્ય.
કાઢી મેલ તુજ કંથને, કોઇ નગર મોઝાર;
રાજા જાણે જીવતો, તો મારે તે ઠાર.

ચોપાઈ.

એવું કહીને ગયો પ્રધાન, તવ કુંવરીને આવ્યું ગ્નાન;
કહે કુંવરિ કોને તેડિયે, રાત સમે વનમાં ખેડિયે.
એકાંતે દાસિ તેડિયાં, ગુણિકા ભણી પંથે ખેડિયાં;
ચતુર ગુણકા ચંદ્રાવળિ, દાસિ જઇને તેને મળિ.
તમને તેડે પદ્માવતી, અજર કર્યાનું કારણ નથી;
પછિ દડવડ ગુણકા દડવડી, પદ્માવતીને મોલે ચડી.
શા કામે બાઇ તેડી આજ, મુજ સરખું કંહી દીજે કાજ;
પદ્માવતી તવ લાગી પાગ, ઓલવ આજ અમારિ આગ.
આજ સંકટ મારે અતિ ઘણું, તેથી કામ પડયું તમતણું;
રાજકુંવર મેં છાનો વર્યો, તાત અમારો ક્રોધે ભર્યો.
તેહ તણું છેદાવે શીશ, પતિત પાઠવ્યા આણે દીશ;
વાર નથી લાગી એવડી, હમણા લઈ ગયા આ ઘડી.
છાના ગયા ન જાણે કોય, આવી પ્રધાને પ્રિછવ્યું સોય;
તેને જઇ ઉગારો તમો, દીન થઇ બોલું છું અમો.
રખે રાય નગરથી જાય, તેડી લાવો મોલો માંય.

## દોહરા.

વળતી ચંદ્રાવળી વદે, શામા તું તજ શોક;
જો નવ લાવું રાયને, સુકિ્ત સર્વે ફોક.
તેડી લાવું તુજ કંથને, રાખું મારે ઘેર;
ખબર કાઢવા મોકલે, દાસીને શુભ પેર.
સાંભળ તરૂણિ તું વળી, જો નવ લાવું રાય;
જો પતિત તેને હણે, તું હણજે મુજ કાય.
મનમાં દુઃખ રખે ધરો, છાંડો ઉર ઉચ્ચાટ;
જાણો મહિપતિ મોલમાં, નવ કરજો ગેંગાટ.

## ચોપાઈ.

એવું કહિને ગુણકા જાય, વેગે જઇ પોતી વનમાંય;
પતીત દીઠા તેણે ચાર, આગળ ઉભો રાજકુમાર.
ગુણકા ત્યાં જઈ ઉભી રહી, પતીત આગળ વાણી કહી;
રાત સમે અહીં કેમ આવિયા, રાજકુંવરને કેમ લાવિયા.
રાજકુંવરિને ચડી છે રીશ, તમો ચારનાં છેદે શીશ;
રાજકુંવર કેમ માર્યો જાય, આહ્દગા જેની તે થાય.
રાત સમો છે મૂકી દિયો, જે જોઇયે તે મુજથી લિયો;
વળતી બોલ્યા તે ચંડાળ, અમ શિર શાને ધોાછો આળ.
કુંતીભોજ બોલ્યો જે રાય, કેમ વચન તે મિથ્યા જાય;
લાગ્યું પાપ અમને બે પેર, કાતો જાવા દઈયે ઘેર.
રાજા કોપે જો તે ઠામ, લઇયે અમે તમારૂં નામ;
ત્યારે ગુણુકા તે તો હસી, વાત એહ મારે મન વસી.
કુંવર દેશ વિદેશે જશે, મહિપતિ શી રીતે જાણશે;
એહ વાતની શિ ચિંતાય, જેમ તેમ કામ તમારૂં થાય.
સોનાની મહોરો સેં ચાર, વેંચી આપી તેણે ઠાર;
પતીત તો હઈડે હરખિયા, હેમટકા નયણે નિરખિયા.
વળતી બોલ્યા મધુર વચન, મૃગ મારિ લેશું લોચન.

### દોહરા.

દામ ઉગારે દેહને, જો કોપ્યો હોય દેવ;
હું બલિહારી દામડા, સમર્થ તુંજ સદેવ.
વેરી આવિ સેવા કરે, પરનારી વશ થાય;
જેને દમડો ગાંઠ છે, તેને શી ચંતાય.

ચતૂરાઇને ચપળાઇ, ડાહાપણ સર્વ સુધ;
કામણ મોહન વશીકરણ, દમડે ચાલે બુધ.

દમડો વાલો દેવને, દુર્લભ છે મન સાથ;
દમડાથી મુનીવર ચળે, તરૂણી પસારે હાથ.

અવર વશીકરણ શું કરે, વડું કારણ ગરથ;
એતો મોટો અધિપતી, સહુ વાતે સમરથ.

### ચોપાઇ.

પતીત શિખ માગી પરવર્યા, નગર ભણી ચારે સંચર્યા;
જઇ રાજાને કહ્યાં વચન, લાવ્યા તેહતણાં લોચન.
મૃગતણા દેખાડયાં ચક્ષ, રાજા આગળ ઉભા પ્રત્યક્ષ;
નૃપ કહે ક્યાંઇ ન કરશો વાત, કરશો તો તમને કરૂં ઘાત.
એહ વાત એટલેથી રહી, પુષ્પસેનની શી ગત થઇ;
વનમાં ઉગર્યો રાજકુમાર, તવ ગુણકાને કર્યો જુહાર.
અમો વિચરશું દેશ વિદેશ, પુરમાં તમે કરોજ પ્રવેશ;
પદ્માવતિને કહેજો જઈ, લખ્યું હતું તે વાતજ થઈ.

### દોહરા.

ચંદ્રાવળી વળતી વદે, શોક રૂદયનો ટાળ;
મુજ ઘેર આવો મહિપતી, વાચા મારિ પાળ.

ઉનો વા વાશે નહિ, લે નહિ કોઇ નામ;
પ્રીત ધરીને રાયજી, ચાલો મારે ધામ.

તમ પરદેશી પંખિયા, વળી કોમલ તમ હાડ;
આવો મંદિર મોહરે, માનું તમારો પાડ.

## ચોપાઇ.

પદ્માવતીશું પરઠી હોડ, લાવું પતિ પોચાડું કોડ;
માટે મારો કોલ ન જાય, બીક તજી ચાલો ઘેર રાય.
એવું શુણિ મુખ બોલ્યો વાણ,સુણ ચંદ્રાવળિ ચતુર સુજાણ;
મારો તમે ઉગાર્યો જીવ, તમો અમો વચે છે શીવ.

## દોહરા.

થનાર વસ્તુ જે હશે, તેહ થશે નિર્ધાર;
વચન ના લોપું નારિનું, મનમાં કર્યો વિચાર.
સમ ખાઇ બે ચાલિયાં, આવ્યાં પુરમોઝાર;
જળહળ જ્યોત ઝળકી રહી, ગુણકા કેરે દ્વાર.
દાસિદાસ તેને ઘણાં, થઇ રહ્યો ગેંગાટ;
સુંદર આસન બેસવા, હેમ હીંડોળાખાટ.
પ્રવેશ નહિ ત્યાં પુરૂષનો, દીસે લીલા વિલાસ;
ખાઓ પીઓ દીન નિર્ગમો, રહો અમારી પાસ.
શાક પાક ઘૃત નવનવાં, પાન સોપારી તેલ;
ખાટ તળાઇ ઓશિસાં, થઇ રહી રંગ રેલ.
પદ્માવતીએ મોકલી, દાસી જોવા એક;
પતિ આવ્યો કે આવશે, જુઓ કરી વિવેક.
દાસી ત્યાંથી સંચરી, જ્યાં ગુણકાનો વાસ;
રાજા દીઠો રીઝમાં, પોતી મનની આશ.
ચંદ્રાવળી વળતી વદે, જુવતી જલદી જાય;
મહીપતિ છે મુજ મહેલમાં, વધામણી તું ખાય.
દાસિ દોડતી ત્યાં ગઇ, સુણો બાઇ કહું વાત;
રાજા આવ્યો મોહલમાં, મેં દીઠો સાક્ષાત.
મુક્તાહાર હીરે જડ્યો, જળ જ્યોત અપાર;
કંઠથી આપ્યો કાઢિને, ન્યાલ કરી તે નાર.
ભાવઠ ભાગી દાસિની, બહુવિધ દીધું માન;
મહોચ્છવ કીધો મોલમાં, દઇ જાચકને દાન.

શણુગાર સોળે મોકલ્યા, ચંદ્રાવળીને ઘેર;
તુજ પ્રતાપથી ઉગર્યો, રાખે રૂડી પેર.
ચરણા ચોળી શોભતાં, નારિ કુંજર ચીર;
તુજથી અદકું કાંઇ નહિ, લાવી નણુદી વીર.

ચોપાઇ.

એમ કરતાં વિત્યા બહુ દન, માન્યું રાજકુંવરનું મન;
ચંદાવળીનાં મંદિર માંય, સભા ઇંદ્રના સરખી થાય.
ચંદ્રાવળિયે છાની વીધ, નામ ઠામ પૂછીને લીધ;
એ વાત અહિંયાથી રહી, પદ્માવતીની શિ ગત થઇ.
પદ્માવતીની જ્યાં છે માત, કુંતીભોજ ત્યાં જઇ કહે વાત;
શિખામણુ કુંવરિને દિયો, •સમજાવીને પાસે લિયો.
આજ સુણી મેં વિપરિત વાત,તે સાચી માની સાક્ષાત;
ગોરે મંદિર તજ્યું તે તણું, પ્રતિહારે પણ જાણ્યું ઘણું.
ત્રિજે જોઇ આવ્યો પ્રધાન, તેણે સંભળાવ્યું મુજ કાન;
ચોથો હું જોઇ આવ્યો દૃષ્ટ,કાયા નિરખિ પામ્યો કષ્ટ.
પાંચમું કહ્યું પરણવું નહિ, તે શુણી ચિંતા મુજને થઈ;
મેં મોટો કીધો ઉત્પાત, રાજકુંવરની કીધી ઘાત.
અતિ અલૌકિક એનું રૂપ, એ માટે મેં માર્યો ભૂપ;
સઘળું રાણી સાંભળી રહી, પછિ બોલવા તત્પર થઇ.
મારિ કુંવરિ એવી ન હોય, જુઠ તમે બોલોછો સોય;
નથિ મુજ બેટીનો કાંઇ વાંક, શામાટે માર્યો નર રાંક.
શરણે આવ્યો રાજકુમાર, વણુ અપરાધે માર્યો ઠાર;
કોઇ નગરથી આવ્યો ઘેર, વડા સાથે બંધાશે વેર.
રાય કહે મેં સઘળું લહ્યું, માનો સાચું મારૂં કહ્યું;
કુંવરિને મોલે જઇએ આજ,દો શિખામણ તો રહે લાજ.
એવું વચન કહી ગયો રાય, કુંવરિ પાસે માતા જાય;
ચાંપી કુંવરિ રૂદયા સાથ, ગુંઝ કરવાને બેઠી માત.
મળ્યાં માતા ને દીકરી, અધિક હેત ઉછંગે ધરી;
શા. છે સમાચાર તુજ તણાં,સુણવા મને મનોરથ ઘણાં.

### દોહરા.

માતા બોલી માન દઈ, કેવી ખબર છે તુજ;
મળવા કારણ આવી હું, કહે બેન તું મુજ.
પદ્માવતી થઇ ગળગળી, આંખે આંસુધાર;
શામાટે હું અવતરી, ધિક ધિક મુજ અવતાર.
માર્યો રૂડો મહિપતી, એહું મોટું પાપ;
મુજ માટે હત્યા કરી, મૂરખ મારો બાપ.
વળતી બોલી માવડી, સાંભળ પુત્રી સુજાણ;
કરવા ધાર્યું ઇશ્વરે, નિપજે એજ પ્રમાણ.
ખાઓ પીઓ દિન નિર્ગમો, રમો સૈયરો સાથ;
શિખામણ દઇને વળી, મંદિર આવી માત.

### ચોપાઈ.

શિખામણ દઇને ગઇ માય, રાણિને જઇ પૂછે રાય;
કહો પુત્રિનું જોયું રૂપ, દિલગીર થઇને પૂછે ભૂપ.
રાણી કહે રાજાજી સુણો, ભુંડી વાત મુખ શાને ભણો;
જેવી તેવી પણ બેટી થાય, રૂડે ઘેર પરણાવો રાય.
રાય ગયો સાંભળીને વાત, તેડાવ્યા રાવત સેં સાત;
કુંવરિને મોલે સંચરો, રાત દિવસ ત્યાં ચોકી કરો.
પુરૂષનામ આવે કોઇ વાર, વણ પૂછે હણજો તે ઠાર;
શીખ લઇ રાવત પરવર્યો, કુંવરિને મોલે સંચર્યો.
રાત દિવસ ત્યાં રક્ષા કરે, મહોલ ફરતી ચોકી ફરે;
પછિ રાયે તેડયો પ્રતિહાર, હવે ચુકીશ તો ખાઇશ માર.
એક ગુનો મેં બખશ્યો સહી, બીજો ગુનો તો બખશું નહીં;
કપટ હોય તે કરજે જાણ, નિકર તારા ખોઇશ પ્રાણ.
એવી સાચવી રાખો બાળ, માથે જેમ ન બેસે આળ;
એમ કરતાં દિન ઝાઝા ગયા, આઠ માસ ગુણિકા ઘેર રહ્યા.
રૂદયમાં રાણિ સાંભરે, હાસ્ય વિનોદ હૈડામાં ઠરે;
રાણીને મન ભાવે અન્ન, રાજકુંવરશું માન્યું મન.

## દોહરા.

પુછી પાર ગુણકા લે, ગામ ઠામ શુભ નામ;
રાત દીવસ સુખ ભોગવે, મનવાંછિત કરે કામ.
બોલે મન આનંદશું, કરે નવ નવાં રંગ;
હાસ્યવિનોદ કરે ઘણું, ગુણકા ઘર આનંદ.
એક સમે સજીને સભા, કુંતીભોજ જે રાય;
પંડિત બેઠા પાંચસે, જોશિ જોષ પુછાય.
ક્યાં આ કન્યા દિજીયે, જુઓ પ્રશ્ન વિચાર;
લેણું હોય જે રાયથી, ત્યાં પરણાવું કુમાર.
પંડિત વાણિ ઓચર્યો, એક કરોને કામ;
મળતા વશેક જોઇયે, લ્યો વરકન્યા નામ.
ચંપક દેશથી તે સમે, આવી ગુણિકા નાર;
ભરજોબન વર્ષે સોળમાં, વિચરી રાજદ્વાર.
શત ગાંધર્વ સાથે પળે, સાહેલી સેં સાત;
રૂપ સ્વરૂપે આગળી, સંગિતમાં વિખ્યાત.

## સોરઠા.

જાતે ગુણકા વિખ્યાત, સત ગંધર્વ સાથે ફરે;
સાહેલી સેં સાત, રૂપ સ્વરૂપ આગળી.
સંગીત શાસ્ત્ર સુજાણ, કોકશાસ્ત્રની ચાતુરી;
તેમાં તે પરમાણ, મોહ ઊપજાવ્યો માનુની.
કામ સ્વરૂપી નામ, રાજ સભા રીઝી રહી;
આવી તેણે ઠામ, પ્રણામ કીધો રાયને.
વિપ્રને નામ્યું શીશ, અચળ રાજ નૃપ તુજ રહો;
જીવો કોડ બત્રીશ, માહપત રીઝ્યો મન વિશે.
શુક્ર અજિત સહુ થાય, નારી નેણે નિરખતાં;
તે નિરખી નહી જાય, અન ઉદક લ્યો પાન ફળ.
મન ગમતાં ભોજન, નાચ કરો પછી નૃતથકી;
રીઝી રેહે રાજન, પ્રધાન આદિ પંડિત સહુ.

રાણી ને વળી રાય, નાનું મોટું નગરનું;
સહુકો જોવા જાય, શોભા જોતા રીઝમાં.
સારંગીનો અવાજ, તારકશી ને તંબુરો;
જંત્ર આદ્દ પખવાજ, રંભાની શોભા ઘણી.
માંડયો ગુણકાએ નાચ, વસ્ત્ર પેહર્યાં ચકમાં જઇ;
સુખડ કેરે તાસ, અંગ રંગ કેશ કેશરી.
પ્રીમળ પુષ્પ અપાર, ભમે ભમરા બહુ ભાતના;
ધરતી ન સહે ભાર, લીલાં પીળાં કાર્યમાં.
કીધા અતી ઉપાય, કુદડી ફરતી નીસરી;
શોભે તેની સભાય, સર્વ જણા વિસમે થયા.
જાણી વસ્ત્ર વિવેક, સકળ સભા નિરખે સહુ;
કોઇ ન પામ્યો છેહ, નગ્ન રહીને નૃત્ય કરે.
સહુકો ચુકયા જંન, સવા પોહર ફરી કુદડી;
કોઇ નવ જાણે મન, શુધ બુધ ભુલ્યાં સર્વકો.
જોઇ રામાનો રંગ, વસ્ત્ર ઉતાર્યાં ચકમાં જઇ;
રમત કીધી ત્યાં ભંગ, રાજા મન રીઝયો ઘણું.
આપ્યા બહુ તોખાર, આભ્રણ રથ અતિ આપિયા;
ભારે ગરથ ભંડાર, અશ્વ અને રથ પાલખી.
આપ્યાં અતિસેં સાર, સલામ કરી શિરપર ધરી;
મન માન્યો બહુ ભાર, એક માસ આંહી રહો.
ભુપતી કહે આ દીશ, નારિએ નીચું નિહાલિયું;
સેહજે ધુણાવ્યું શીશ, મહિપતિ મન ઝાંખો થયો.
ક્રોધ કરી મન રીશ, રાજા રામાને કહે;
સાંભળ તું આ દીશ, શાણી સહુથી સુંદરી.
સાંભળ ચતુરસુજાણ, સત ન કહો મુજ આગળે;
તો ઇશ્વરની આણ, પ્રેમદા કહે નવ પુછશો.
પુછે થશે અનર્થ, સુખ લાગે દુઃખ રાયજી;
વાત જાય બધી વ્યર્થ, પછે અધીપ છો આપતો.
હમણાં કોપે તરત, રાંક જાત અમો શું કરૂં;
માથે આણો મરત, જે હોય તે બક્ષીશ ગુનો.

જો તું સમજાવે કાજ, સભા જોઇ મુખ મરડિયું;
શા માટે તેં આજ, શામા કહે શુણુ રાયજી.
દુઃખ લાગે કે સુખ, ચતુર નર આવ્યો અંતમાં;
તેણે મરડિયું મુખ, વસ્ત્ર આભુષણુ મેં તજ્યાં.
કોઇ ન જાણે પેર, ચતુર નરને નિરખિયા,
તે ઓળખવા શેહેર, સોરઠ જોયો સામટો.
મારૂ ને મેવાડ, પશ્ચિમ દેશ મેં પેખિયો;
જેનાં કોમળ હાડ, સાગર ત્રટ ચંપાવતી.
ચંપકસેન રાજંન, બત્રીશ લક્ષણ આગળો;
પુષ્પસેન એક તંન, રૂપ સ્વરૂપે હદ વળી.
જાણે સકળ વિવેક, નર સઘળા મેં નિરખિયા;
દ્રષ્ટે આવ્યો એક, રાજા મન રીઝયો ઘણું.
પોહોતા મનના કોડ, પરણાવું હું દીકરી;
હરીએ મેળવી જોડ, પદ્મની કુંવરી માહરી.

દોહરો.

પદ્મણી પુત્રી માહરિ, બત્રિશ લક્ષણો એહ;
પરણાવું જો પ્રીતશું, દુધે વુઠે મેહ.

ચોપાઈ.

બે દિન તે ત્યાં ગુણિકા રહી, શિખ માગીને મારગ વહી;
રાજાયે તેડાવ્યા ભાટ, ચંપાવતીની ઝાલો વાટ.
વેગે જાઓ ચંપક ભણી, કહેજો જે કુંતલપુરધણી;
તેને પુત્રી પદ્માવતી, રૂપ અનુપમ છે તે અતી.
વિવાહ અર્થે મોકલ્યા પાન, પુષ્પસેનને દેવું દાન;
કામ સિદ્ધ કરીને આવજો, સાથે જાન તેડી લાવજો
એ રીતે ઉચરે છે રાય, ચંદ્રાવળી આવી વળી ત્યાંય;
કુંતિભોજે જે જે કહ્યું, તે ચંદ્રાવળિયે શુણી લહ્યું.
એ રીતે બોલ્યો જે રાય, ચંદ્રાવળીને હરખ ન માય;
મેં રાખ્યો છે પુષ્પકરાય, સકળ મનોરથ પુરા થાય.
ભાટ વાટ ચાલે જેટલે, ચંદ્રાવળી બોલી તેટલે.

### દોહરા.

ગુણકા કહે સુણ રાયજી, કુંતિભોજ સુજાણ;
પુષ્પસેન અહિં પાઠવું, શું દેશો મુજ લાણ.
દુત મોકલવા નવ પડે, દિન ઝાઝા નવ થાય;
તેડાવું હું પાધરો, શું દેશો મુજ રાય.

### ચોપાઈ.

રાજા કહે સાંભળ તું નાર, માગો તે આપું આ ઠાર;
તત્પર થઇને જાઓ તમો, જે કેશો તે દેશું અમો.
ચંદ્રાવળી કહે તે વાર, પુષ્પકરાય હતો આ ઠાર;
રાખ્યો હતો તમે જે રાય, તે તો પુષ્પસેન કહેવાય.
તાત વચનથી તે વન ગયો, નગર આપણે આવી રહ્યો;
હવણાં કહીં ગયો શે કાજ, તે તો તમે જાણો મહારાજ.

### દોહરા.

રાજા કહે પ્રધાનને, માઠી ઉપની મત્ય;
વણ સમજે મેં મારિયો, રાજકુંવર ભૂપત્ય.
કાંતો વિષ ખાઈ મરૂં, કાં કરૂં આતમઘાત;
જમાઈ હણ્યો મેં જુગત શું, અઘટિત કીધી વાત.
વજીર કહે શીદ દુઃખ ધરો, શિદ આણો ચિંતાય;
ઘો વાયક ચંદ્રાવળી, પેદા કરશે રાય.
ગુણિકા કહે માનુ નહિ, રાજાનો વિશ્વાસ;
કોલ દિજીયે તાતનો, તો લાવું તમ પાસ.
રાય સ્નેહિ માનું નહીં, જો સોંપી દે પ્રાણ;
સંઇ સોની ને સર્પની, માને પ્રીત અજાણ.
સિંહ અહી ને છત્રધર, માને મિત્ર અજાણ;
જો ત્રુઠે તો ગુણ કરે, રૂઠે તો લે પ્રાણ.

### ચોપાઈ.

નરપતિ કહે સાંભળ તું નાર, અમશિર એવડો નવ દે ભાર;
કોલ મારો જો રીશજ ધરૂં, જે માગે તે હાજર કરૂં.
સત વાત કહી છે બોલ, રામાને દીધો છે કોલ.

## દોહરા.

અંબિકા કહે નૃપ સાંભળો, વાયક રૂડી પેર;
ચંપક કેરો બેટડો, મેં રાખ્યો છે ઘેર.
પ્રધાન પ્રતાપે ઉગર્યો, આયુષ્ય એનું હોય;
ઓલે રાખ્યો માહરે, જેમ ન જાણે કોય.
શાલ આપી સો લક્ષની, ગુણકાને દઈ માન;
ગયો કુંવરને તેડવા, કુંતીભોજ રાજાન.
કર્યો પ્રણામ પ્રધાનને, ધન ચતુરાઇ આજ;
મુજ શિર હત્યા ઉતરી, રાખી મારી લાજ.
એક વિપ્ર ને વાણિયો, વળી નદી નહિ ગામ;
રાજા કહે શુણ સુંદરિ, તે ગોઝારો ઠામ.
ઓચ્છવ કીધો અતિ ઘણો, મળિયા રાણા રાય;
પ્રધાન પાયે ચાલીને, કુંવર કને તે જાય.
નગરપડો વજડાવિયો, ગડગડિયાં નિશાણ;
રાજા ચાલ્યો તેડવા, જાચક કરે વિખાણ.
પુષ્પસેન પાસે જઇ, પુરપતિ લાગ્યો પાય;
અમ ઉપરે દયા કરો, કીધો જે અન્યાય.
ઉઠી આલિંગન કર્યું, રથે બેશીને જાય;
કહે સામળ શું વર્ણવું, અદ્ભુત એ શોભાય.
મહેલ પધાર્યો મલપતા, કુંવરિને થયું જાણ;
મનમાં હરખી માનુની, ઉગ્યો કનકનો ભાણ.
સુરત જોઇ સુખ ઉપન્યુ, પદ્માવતિની માય;
રસબસ થઇ રહી રંગમાં, હઇડે હરખ ન માય.
કનક થાળ હીરે જડયા, મુકયાં શુભ આસન;
જોડે બેસી જુગતશું, કર્યું રાય ભોજન.
લવિંગ સોપારિ એલચી, બિડા માંહિ બરાસ;
આરોગ્યાં આનંદશું, પોતી મનની આશ.

## ચોપાઈ.

વળતી રાજા બોલ્યો વાણ,શુણજો પુષ્પક ચતુર સુજાણ;
બાળપણમાં બાળે વેશ, નિકળ્યા કેમ તમે પરદેશ.
શામાટે તમે છાંડયો દેશ, મુજને માંડી કહો નરેશ;
વળતો બોલ્યો પુષ્પક રાય, માંડીને બધી કહી કથાય.
ચંપાવતી નગરિનો રાય, ચંપકસેન તાત મુજ થાય;
સિંહ કેડે સેના પરવરી, મારે તાતે પ્રતિજ્ઞા કરી.
જે નહિ આવે રણમોઝાર, તેને હું તો મારૂં ઠાર;
સઉ લોકો સંઘાતે થયા, કર્મસંજોગ અમો રહી ગયા.
મુજને હણતાં જાણ્યો દોષ,તાતે વન કાઢયો કરિ રોષ;
તેથી અહિયાં આવ્યા અમો, પછિ થયું તે જાણો તમો.
જામાત્રનું શુણી વચન, હર્ખ્યો કુંતિભોજ રાજન;
પંડિત પ્રધાનને કહે રાજ, કરો હવે વિવાનું કાજ.

## દોહરા.

પુત્રીને જઇ કહે પિતા, કરિને અતિશે ક્રોધ;
વણ પરણે દંપતિ થયાં, કિધો ધર્મ વિરોધ.
પદ્માવતિયે ગોરને, તેડિ પુરાવી સાખ;
ગોર કહે અન્યાય નથી, રાજા રીસ ન રાખ.
જેમ ઓખાનું નારદે, કર્યું સંક્ષેપે લગ્ન;
વિધિવત પછિ બાણાસુરે, કર્યું લગ્ન થઇ મગ્ન.
મેં પણ સંક્ષેપે ક્રિયા, કરિ પરણાવી એમ;
વિધિવત હવે વિવા કરી, પરણાવો તમે તેમ.
ત્યહાં લગન લેવરાવિયાં, પોતા મનના કોડ;
કહે સામળ શું વર્ણવું, જુગતે જુક્તિ જોડ.

## ચોપાઇ.

રાજાયે કરી નગર શોભાય, આણ ફેરવી ને·પુરમાંય;
અજવાળિયાં મહોલ માળિયાં, શણગારિયાં ગોખ જાળિયાં.

ઘેર ઘેર ગાયે મંગળ સહુ, રાજાએ ધન ખરચ્યું બહુ;
ભાટ ચારણ માગણહાર, બ્રાહ્મણનો નવ લઇયે પાર.
પ્રધાન સઉ ઉતારે ફરે, નગર બધુ ત્યાં ભોજન કરે.

દોહરા.

પીઠી ચોળી પદ્મણી, કનક કચોળા માંય;
કસ્તૂરિ લેપન કરી, સુગંધિ જળથી નાય.
એક સુગંધ શરીરનો, બીજો પુષ્પનો હોય;
ભમરા ગુંજારવ કરે, દેખિને મન મોય.

ચોપાઈ.

પીઠી ચોળી રાય શરીર, મંજન કીધું નિર્મળ નીર;
વરરાજા વરઘોડે ચડયા, દુંદુભિયે ડંકા ગડગડયા.
વાગે ઢોલ નિશાને ધાય, સૌના મનમાં હરખ ન માય;
ગજ તુરંગ તણી બહુ લાર, તે ઉપર બેઠા ગુણાર.
તોરણ આવ્યો પુષ્પ કુમાર, સાસુયે પોંખ્યો તે વાર.

દોહરા.

કર્યું મનોહર માહરૂં, ચોરિના થંભ ચાર;
પધરાવી ત્યાં પદ્મની, વર્ત્યો જે જે કાર.
વાજાં વાગે અતિ ઘણાં, ગુણિજન ત્યાં ગુણ ગાય;
પરણે છે પદ્માવતી, જોડે પુષ્પક રાય.
હાથ મેળાવ્યો હેતશું, દીધું કન્યાદાન;
હાથિ ઘોડા આપિયા, દઇને મોટું માન.
મંગળ ફેરા ત્યાં ફર્યાં, આરોગ્યાં કંસાર;
મંગળ ગાયે માનની, હરખ્યાં સ્ત્રી ભર્થાર.
પગ પખાળ્યા રાયજી, જાણે બાવન વીર;
રાણીજી મન હરખિયાં, જેમ સાકરમાં ખીર.
વરકન્યા અતિ હરખશું, આરોગે કંસાર;
અંગે આનંદ ઉપનો, જીત્યો સકળ સંસાર.
પ્રીતે પરણી ઉઠીયાં, પામ્યા અતિ ઉલાસ;
સુખ પામી અતિશે ઘણું, કહે કવિ સામળદાસ.

સ–પેલુ મંગળ વર્તતાં, વનિતા બોલિ વાણ;
રાતિ વસ્તુ વખાણિયે, તમો છો ચતુર સુજાણ.
ઉ–રાતિ પાની પગતણી, રાતા અધર પ્રવાળ;
રાતો. રંગ મજીઠનો, શુક નાસા પણ લાલ.
સ–સ્યામ નીલ ને પીત વળી, વસ્તુ શ્વેત વખાણ;
કહો એટલું કંથજી, જો છો ચતુર સુજાણ.
ઉ–સ્યામ તો કીકી આંખ્યની, સ્યામ ભમર શુભ ભાગ;
શામ તો અંજન આંજીયું, શામ તો વેણિ નાગ.
લિલિ પહેરી કંચુકી, નીલ કમળનું ફુલ;
નીલુ કંકણ ચૂડલે, નીલું ત્રાજુ અમુલ્ય.
પીળું સુવર્ણ શોભતું, પીળી કેસર આડ;
પીળાં પટકુળ પેરિયાં, જોતાં મોહ પમાડ
શ્વેત નેણ છે શોભિતાં, શ્વેત શશિસમ મૂખ;
શ્વેત હાર મોતિ તણાં, જોતાં ભાગે ભૂખ.
સ–બાંધ્યા તાંતણે સપ્ત નર, એવા નર મળી ચાર;
એહ બતાવો રાયજી, થઇ તેની એક નાર.
ઉ–પુષ્પક બોલ્યો પ્રિતથી, તમે જુઓ આ ઠામ;
પુછોછો જે પ્રેમથી, ચોરી એનું નામ.
સત્ય કહો છો રાયજી, હું હરખી મન આજ;
વિઘ્ન જજો સઉ તમતણાં, અવિચળ તપજો રાજ.
ચાર. વેદની ધુન થઇ, આશિર્વચન ભણાય;
આજ્ઞા માગી ગોરની, ઉઠયાં વરકન્યાય.
ગોત્રજ પાસે આવિયાં, રમવા પાસા સાર;
ત્યાં જીત્યાં પદ્માવતી, હાર્યો રાજકુમાર.
ત્યાં કૌતક વિધ વિધ કરે, રાયને હર્ષ ન માય;
મીંઢળ છેડા છોડીયાં, ગુરૂને લાગ્યાં પાય.
મંદીરમાં રહી માનની, ગયો સભામાં રાય;
કહે સામળ શું વર્ણવું, રાજકુંવર કન્યાય.

ઉતમ આસન ઉપરે, બેઠો રાજકુમાર;
બંદિજન જશ વર્ણવે, હરખ્યા લોક અપાર.

ચોપાઈ.

વર કન્યાના પોહોંચ્યા કોડ, જુગતે જુગતી મળી છે જોડ;
રાજારાણી રંગે રમે, કરે વિનોદ જે મનમાં ગમે.
વળી સસરાની સાથે રાય, મૃગયા રમવા કારણ જાય;
એમ કરતા દિન ઝાઝા ગયા, ત્યારે રાય ચિંતાતુર થયા.
સાંભરિયાં ત્યાં માને બાપ, તનમાં અતિશે ઉપન્યો તાપ;
પિતા સાંભરે વારંવાર, આંખે આવે આંસુધાર.
માતા સાંભરે પુષ્પાવતી, આણ્યો શોક હૈડામાં અતી;
સુલોચના સંભારી મન, હૈડું ફાટે કરે રુદન.
જે પરણી મુકી તે ઠાર, તેહ સાંભરે વારંવાર;
ઘર મુકીને ત્યાંથી વળ્યાં, વરસ અગિયાર પુરાં થઇ ગયાં.
સુલોચનાનું વચન સાંભર્યું, બાર વરસ વીત્યાં પછી મરૂં;
જો મરશે તો હત્યા થાય, અવતાર એનો એળે જાય.
એમ કહી મુકયો નિશ્વાસ, પદ્માવતી તવ આવી પાસ;
રામાયે દીઠું ત્યાં મુખ, દિલગિર જોઇને પામી દુઃખ.
પાય નમીને ઉભી રહી, શા માટે ચિંતા ચિત થઇ;
રાયે વાત વર્ણવી કહી, જેટલી વાર્તા આગળ થઈ.
મુજને મોટી તે ચિંતાય, નાર મરે તો હત્યા થાય;
વણ તેડયો અહીંથી જો જાઉં, તરણાતુલ્યે હલકો થાઉં.
એવી વાત કરે જેટલે, ચંદ્રાવળી આવી તેટલે;
વળતી ગુણકા બોલી વાણ, બોલો સાચું ચતુરસુજાણ.
શે કારણે તમે દુઃખ ધરો, મુજ આગળ સાચું ઓચરો;
આપ વિતી જે વાર્તા થઇ, ગુણકા આગળ માંડી કહી.
ગુણકા કહે ત્યાં જાશું અમો, શોક મનનો ટાળો તમો;
રાજા કહે જૈ જો જે ગામ, અમારૂં ત્યાં જઇ લેજો નામ.
પુરની ચરચા જો જો સોય, ત્યાં અમને સંભારે કોય,
જઈને ત્યાં ચેતાવો રાય, ચાર હત્યા શીર પર નવ થાય.

માત તાત ને ત્રીજી નાર, ચોથો મારો જીવ ઉગાર;
ચંદ્રાવળી ચાલી મદભરી, ગુણુકા તે પંથે પરવરી.
ગુણુકા ત્યાંથી વાટે થઈ, ખટ માસે ચંપકપુર ગઇ;
ચંપાવતીને ચંપક સુત્ર, ફરી ફરી સાંભરેછે પુત્ર.
સાગર દુઃખ હઇડામાં ધરે, નૈણે બને આંસુ ભરે;
વગર ગુનેહ કાઢયો કુમાર, પાપી પ્રાણુ તજશું આ ઠાર.
તેડી લાવે મારો તન, ભાવટ ભાગુ કહે રાજન;
ચંદ્રાવળી તે માર્ગે વહી, એક માસે રાજા ઘેર ગઇ.
નગરેપડો વાજે તે દીશ, ગુણુકાએ જઇ નામ્યું શીશ;
પ્રધાન બોલ્યો ગુણુકા સાથ, નાટકની નવ કરશો ગાથ.
રાજાને મન દુઃખ છે ઘણું, માટે નૃત ન જુવે તમતણું;
શોકાતુરછે અતી ઘણો, વિનતા નહી માને તમતણો.
ચદ્રાવળી જોડીને પાણુ, બોલી પ્રધાન સમીપે વાણુ;
ત્યારે ગુણુકા બોલી વાત, શું દુઃખ છે રાજાને ભ્રાત.
મુલકનાં ફરનારા અમો, સાચુ નાયક સુણજો તમો.

દોહરા.

ત્યારે પ્રધાન બોલિયો, સાંભળ તું ગુણુકાય;
પુષ્પસેન એક બેટડો, કાઢયો છે વનમાંય.
વર્ષ એકાદશ વહિ ગયાં, ઉપર થયા ખટમાસ;
તે કુંવર આવ્યો નહિ, માટે મન ઉદાસ.
પુરૂં વર્ષ થયા પછી, નારી તજશે પ્રાણુ;
વાત ચાલશે વિશ્વમાં, હસવું ને વળી હાણુ.
માતાએ અનજળ તજ્યું, તાત ત્યાગશે દેહ;
જોતા વાટ ન આવિયો, જેમ બપૈયો મેહ.
ગુણુકા કહે શીદ દુખ ધરો, મુજને આપે લહાણુ;
અહિ આણીને આપશું, ચતુરા ચતુર સુજાણુ.
વારો એની મતને, વારો એની નાર;
માસ છ પેહેલાં મોકલ્યું, પુષ્પક રાજકુમાર.

નૃપને આનંદ ઉપન્યો, કીધો બહુ પસાય;
પછી હું આપીશ પાલખી; જો મન ચિંતા જાય.
ખબર સુણાવા મોહોલમાં, ગુણકાને લઇ જાય;
પુછે રાણી પ્રીતથી, કહો કુંવર છે ક્યાંય.
કુંતલપુર રળિયામણું, કુંતીભોજ રાજન;
બેટી પરણ્યો તેહની, પુષ્પસેન તવ તન.

ત્યાં ગુણકાને આપિયા, મોતીકેરા હાર;
ન્યાલ કરી ચંદ્રાવળી, આપ્યા ગજ તોખાર.

દાસી એવું સાંભળી, ત્યાંથી ચાલી જાય;
સુલોચના જે પદ્મણી, પાસ વધામણી ખાય.

આવી કુશળતા કંથની, ચિંતા મનની મેલ;
સુણતાં આનંદ ઉપન્યો, થઈ રહી રંગ રેલ.

પ્રેમે જૈને પદ્મણી, નમી સાસુને પાય;
વાત કહો ગુણકાતણી, મુજને આનંદ થાય.

સુલોચનાએ કંચવો, હીરાજડિત અપાર;
આપ્યો ગુણકાને વળી, આપ્યા શુભ શણગાર.

ગુણકા સાથે મોકલ્યો, ગુણસાગર પરધાન;
તેડી વેહલા આવજો, એમ બોલ્યો રાજાન.

કેહજો કુંતીભોજને, અમ તણો જુહાર;
જેમ તેમ તેડી લાવજો, વેલો રાજકુમાર.

જાતી પ્રધાન સાંચર્યો, શત સહસ્ત્ર લઇ દાસ;
બે માસે પોત્યા જઈ, કુંતિભોજને વાસ.

નગર સમીપે આવિયા, ગડગડિયાં નીશાન;
રાજા બેઠો તો તહાં, ગુણકાએ કર્યું જાણ.

ચોપાઈ.

ચંદ્રાવળી ગુણકા ગઇ તહાં, કુંતિભોજ બેઠો છે જહાં;
પાસે બેઠા પુષ્પસેન, ગુણકા તહાં વધામણી ખાય.

આવ્યો ચંપક તણો પ્રધાન, તેડી લાવો દઇને માન;
પ્રધાન સાથે પુષ્પકરાય, ગુણસાગરના સામો જાય.
ઢોલ દદામા વાજે બહુ, આવ્યો પ્રધાન હર્ખ્યા સહુ;
પુષ્પસેન મંત્રીને મળ્યો, તાપ તેહના તનનો ટળ્યો.
સૌને મળિયા પુષ્પ નરેશ, વળતી પુરમાં કર્યો પ્રવેશ;
રાજસભામાં વેગે જાય, કુંતીભોજ ત્યાં ઉભો થાય.
મળી હળી આસન બેહાય, કુશળ વાર્તા પુછે રાય;
પછી સુંદર નિપજાવ્યા પાક, રસોઈ રૂડી સુંદર શાક.
ફરી ભોજનને કીધો મુખવાસ, કુંતિભોજની પોતી આશ.

દોહરા.

ગુણસાગર કહે રાયને, અમને કરો વિદાય;
એક ઘડી રેશું નહિ, ક્ષણું વર્ષ સમ થાય.
પુષ્પસેન પદ્માવતી, મોકલો મારી સાથ;
ફરી ફરી ના પુછશો, અમને બીજી ગાથ.
તાતે ભોજન ત્યાગિયું, માએ તજિયું અન્ન;
દીન થોડે દેખે નહિ, તજશે નારી તન.
બીજી વાત કેશો નહિ, જે કેશો તે જુઠ;
સાસરવાસો સજ કરો, રાય આ ઘડિયે ઊઠ.
ત્યારે રાયે તતક્ષણે, તેડયા વણિક સોનાર;
વસ્ત્ર ઘરાણાં સજ કર્યાં, કેહતાં નાવે પાર.
ચીર બિરોદક દોરિયા, મગિયાં મોઘી ભાત;
સાડી જરકશીની સહી, જેની ઊત્તમ જાત.
ત્રણસો રથ શણગારિયા, સહસ્ર દાસી દાસ;
દશ સહસ્ર દઇ અશ્વ ને, ઉંટો સત પંચાશ.
ગજ મોટા શણગારિયા, મદ ઝરતા મછરાળ;
બખતર ટોપ ધરી શીરે, બેઠા વીર વિકરાળ.
બહુ પસાય દીલ રીઝીને, આપ્યા તેણે ઠાર;
કહે સામળ શું વર્ણવું, કેહતાં નાવે પાર

પ્રાતઃકાળે પદ્મણી, માને લાગી પાય;
માતા આપો આગના, અમને કરી વિદાય.
નેણેથી આંસું પડયાં, તુજવિણ રહ્યું ન જાય;
સુખ દુખ કેહશો કોણને, એ મોટી ચિંતાય.
માને વાલી બેટડી, સઉથી હોય વિશેષ;
પુત્રીને જનની કહે; દુખ ન ધરશો લેશ.
શીખ માગી લઇ સર્વેની, લઇને સઘળો સાજ;
રથમાં બેઠી શીઘ્ર થઇ, સરિયાં સઘળાં કાજ.
પુષ્પક હય ઉપર ચડયો, બાંધ્યાં કશી હથિયાર:
સસરાનેજુ શિર નામિયું, સૌને કર્યો જુહાર.
ચંદ્રાવળી ચરણે નમી, રાયે આપી લાણ;
હસ્તી આપ્યો હેતથી, વળી આપ્યા કેકાણ.
નગર થકી તે નિસર્યો, સર્વ વળાવા જાય;
ચરણે નમિયો રાયને, મળ્યા કંઇક રાણાય.

ચોપાઇ.

પ્રણામ કરીને પાછા વળ્યા, પુષ્પસેન તો પંથે પળ્યા;
ઢોલ શબ્દ થાયે અતિ ઘણા, મોટા લશ્કરમાં નહિ મણા.
એક દેશથી બીજે જાય, પડે નીશા ત્યાં વાસો થાય;
કંઇક દીવસ તો વાટે થયા, અઘોર વનમાં વાસો રહ્યા.
કર્યા ઉતારા તેણે ઠામ, સૌ લાગ્યા પોતાને કામ;
રથથી રાણી ઉતરે જ્યાં, ચેટક આવી વળગ્યું ત્યાં.
રથથી ત્યાં રાણી આખડી, અવની ઉપર આવી પડી;
સખી સર્વ આવી વિંટાય, હાહાકાર શુણ્યો તે રાય.
નવ બોલે નેત્રે નવ જુવે, દુખ પોકાર કરીને રૂવે;
જાણે મૃત્યુ પામી સતી, સુધ સાન રહિ નહિ એક રતી.
સાહેલીએ કીધું જાણ, જ્યાંહાં બેઠાતા રાજાન;
રાજાજી દેરામાં ગયો, જોઇ રાણીને દુખિયો થયો.
એમ દીવસ ત્રણ વાટે ગયા, રાજા દિલમાં દુખિયા થયા;
વનમાં સ્રીની થાશે હાણ, ઘેર સુલોચના તજશે પ્રાણ.

એવું કહી મનડામાં બળે, ત્યાં જક્ષણી તે સામી મળે;
કુંવરે તેણીને કહી ગુજ, કોલ દીધો છે મારે મુજ.
આ દુઃખથી બીજું શું લહું, બીનું દુઃખ જાયે નહિ કહ્યું;
નવ ખાયે નવ પીયે નીર, તે દુખ સાલે મુજ શરીર.
જક્ષણિયે ઉપાયજ કર્યો, રોગ રાણીના તનનો હર્યો;
ત્રણ દીવસે ભોજન ત્યાં કર્યું, ભૂપતિનું મન હરખે ભર્યું.
વળતી ત્યાંથી થયા વિદાય, ચંપકપુરની વાટે જાય;
નગરલોક સૌ કરે ઉચાટ, પુષ્પસેનની દેખે વાટ.
વર્ષ થવાનાં પુરાં બાર, તેમાં છે ઓછા દિન ચાર.

દોહરા.

નેણુકમળની દીકરી, સુલોચના જે નાર;
વેગે ચાલી સાસરે, સૌને કર્યો જુહાર.
સસરા આપો આગના, પાડું મુજ શરીર;
વરસ બાર વિતી ગયાં, નાવ્યો નણુદી વીર.
સાસુનું સાચું કહ્યું, પાડું મારો દેહ;
વાટ જોઈ નવ આવિયો, સાસુ જાયો જેહ.
કોલ દીધોતો કરવિષે, તે મિથ્યા થઇ વાત;
તન ન તજું જો માહરૂં, લાજે મારો તાત.
એવું મન નવ લાવિયે, કહે સાસુ તે વાર;
બાર વરસમાં તો હજી, છે ઓછા દીન ચાર.
ઘડિએકમાં શું નિપજે, સાહ્ય કરે ભગવાન;
વહુને વારી રાખિયાં, કથન શુણાવી કાન.

ચોપાઇ.

સમજાવીને રાખી નાર, ગયા પછી દુખના દીસ ચાર;
ધ્યાન તો અંબા માતનું ધરે, હોમ હવન બહુ વીધે કરે.
માતાજી ટાળો ચિંતાય, ચાર દીવસમાં મેળો થાય.

દોહરા.

આદ્ય ભવાની આદ્ય તું, નવ ખંડે તુજ નામ;
મહીષાસુર મર્દન કર્યો, કિધાં દેવનાં કામ;

ચંડ મુંડને ચોળિયા, દાનવ ફેડયો ઠામ;
દૈત્યો માર્યા તેં ઘણા, મધુ કૈટભ જે નામ.
બ્રહ્મા વિષ્ણું મહેશ્વર, ધરે તાહરૂં ધ્યાન;
આરાધું તે ઇશ્વરી, આપે અવિચળ દાન.
રૂક્ષ્મણીએ સ્તુતિ કરી, તો તમે પ્રગટયા આપ;
તત્ક્ષણ મળ્યા કૃષ્ણજી, મળ્યા તુજ પરતાપ.
મૂરખ મુખ વિદ્યા વસે, ભોગી પામે ભોગ;
દુખિયો જીવી પામશે, રોગિનો મટે રોગ.
જુદિ ન જાણું માવડી, ચોસઠ જોગણિ સાથ.
આશા પુરો અમતણી, આદ્યભવાની માત.
નાથ મેળવો અંબિકા, માત કરોની મ્હેર;
સમરથ સામળભટ કહે, કરે તરણાનો મેર.

## ચોપાઈ.

સ્તુતિ સુલોચનાએં કરી, રીઝયાં છે અંબા સુંદરી;
સ્વપનામાં બોલ્યાં અંબાય, ચાર દિવસમાં આવે રાય.
પ્રદક્ષિણા દેઇ ચરણે નમી, વિનતા વાત અંતરમાં ગમી;
બીજે દીવસ પડી જ્યાં રાત, પુષ્પક આવ્યો સેન્યા સાથ.
નગર વિષે આવીને અડે, નિશાન વાગે ને ગડગડે;
વધામણી ત્યાં દશ દિશ જાય, વધામણિ વધામણિયા ખાય.
ચંપક નૃપ બેઠો જે ઠાર, આવી ભાટ બોલ્યો તે વાર;
રાજકુંવર આવ્યા પુર બાર, સુણતાં હરખ્યો રાય અપાર.

## દોહરા.

આસનથી નૃપ ઉઠિયો, હરખ ન હઇયે માય;
પડો વજડાવ્યો પુરવિષે, રાજા સામો જાય.
આગળ મા પુષ્પાવતી, સાહેલી સેં ચાર;
પાછળથી સુલોચના, વિચરી તેણી વાર.
તે પાછળ પૃથ્વીપતી, સેના અપરમપાર;
તે પાછળ વેવારિયો, સસરો જે નિરધાર.

સહુ આગળથી પરવર્યો, ગુણસાગરનો તંન;
તે જઈ પુષ્પકને મળ્યો, માન્યું એનું મન.
માત પિતા જઈને મળ્યાં, પુત્ર પ્રણમિયો પાય,
વચન હતું મુજ તાતનું, પાળ્યું તમો પસાય.
સ્ત્રીને મળિયા સાનમાં, પોતી મનની આશ;
સાસુને ચેળો થયો, હર્ખ્યાં દાસિ દાસ.
સસરા કેરા હાથમાં, સુવર્ણકેરી થાળ;
સોના પુષ્પ વધાવિયાં, ઉરમાં આણી વહાલ.
બાથ ભીડીને ભેટિયા, નર સહુ આણિ નેહ;
શીતળ મન સહુનાં થયાં, અમૃત વુઠયા મેહ.
સુંદર મહેલ સોહામણો, જોતાં પોત્યા કોડ;
પદ્માવતી ઉતારિયાં, સુલોચનાની જોડ..
સાસુને પાયે નમી, પદ્માવતી તજી ગર્વ;
વહુવર પુત્ર ઘણા હજો, સુખમાં રહેજો સર્વ.
પદ્માવતીના મહેલમાં, સુલોચના પછિ જાય;
આદર કીધો અતિ ઘણો, આપ્યા બહુ પસાય.
પદ્માવતી પછી બોલિયાં, સાંભળ બેન સુજાણ;
વાતો કરો વિનોદની, બોલિ અમૃત વાણ.
મારો તાત વેવારિયો, તમો તણો રાજન;
તમને ઓચરવું ઘટે, બોલો પ્રથમ વચન.

પ્રશ્ન—એક નારિ આ વિશ્વમાં, પાડે સહુને ત્રાસ;
આઠ માસ છાનિ રહે, માલે ચારે માસ.

ઉત્તર—સહિયર મારિ સુલક્ષણી, તને હજો કલ્યાણ;
પદ્માવતી કહે પુછિયું, ટાઢ તેહ તું જાણ.

પ્રશ્ન—એક નારિ સંસારમાં, રાય રંક ઘેર જાય;
જે ઉપર કરૂણા કરે, મૃતકતુલ્ય તે થાય.

ઉત્તર—સુલોચના કહે ધન્ય તું, કોઈ નહિ તુજ તોલ;
નિદ્રા તેનું નામ છે, બોલી તું જે બોલ.

પ્રશ્ન-નારી એક નવ ખંડમાં, લાગે સહુને અંગ;
 સબળાને નિર્બળ કરે, કરે રંગનો ભંગ.
ઉત્તર-સુલોચના કહે સત કહું, દિલે ન ધરશો દુખ;
 શામા જે સમસ્યા કહી, ભૂંડી તે તો ભૂખ.
પ્રશ્ન-ચાર પગ પણ ચાલે નહી, એક વાંસો બે શીશ;
 બાળક તેના પેટમાં, જાતે ષંઢ કહીશ.
ઉત્તર-ઘણું રૂડું જે ઘોડીયું, જેણે ઉતરે ગાળ;
 એ નામે તે પામીએ, નૌતમ રૂડો બાળ.
પ્રશ્ન-ઉંધે મસ્તક તપ કરે, ઉંડા સરોવર માંય;
 પ્રાતઃ કાળ શોભે ઘણું, જો ઇશ્વર કીરપાય.
ઉત્તર-પદ્માવતી કહે તે કહું, તમો નાંખો ચોટ;
 મઇશુ છે તે સર્વેથી જે ઘેર પુરે જોટ.
પ્રશ્ન-નર એક ફરતો ફુદડી, માથે શિંગજ એક;
 ચાંચ વિના ચુકો ઘણું, વર્ણવી કરો વિવેક.
ઉત્તર-કર્મ હીણુ કર્મે લખ્યો, સુલોચના કહે પ્રમાણુ;
 ફેંટિયો નામ છે એહનું, સાંભળ ચતુરસુજાણુ.

ચોપાઈ.

માંહોમાંહી વાતો કરે, ચતુરાઇશું મનડું હરે;
મારાસમ નિત્યે આવજો, કામકાજ રૂડું કહાવજો.
પદ્મા કહે પ્રથમથી વર્યાં, માટે મુજથી મોટાં ઠર્યાં;
શિખ માગીને થયાં વિદાય, મહા હરખથી મહોલે જાય.
નારિ બે રહે પિયુની પાસ, કપટ નહિ મનમાંહી ઉલ્લાસ;
રોજ મળી બે બેનો રમે, ભેળી બેસી ભોજન જમે.
સાથે બેશી તાત ને તન, પ્રીતેશું કીધું ભોજન;
પાન સોપારિ ચર્વણ ક્યાં, આપ આપ મોલે પરવર્યાં.

દોહરા.

સામળભટ કહે વર્ણવ્યું, પુષ્પકનું આખ્યાન;
ભણે ગણે ને સાંભળે, કૃપા કરે ભગવાન.

સત્યવાદી સતિયોતણો, ગાય શુણે મહિમાય;
વિજોગ ભાગે તેહનો, આશા પૂરણ થાય.
ખોડ ન દેશો સુજને, સર્વે કવિનો રાંક;
જાણ અજાણે મેં કહ્યું, ક્ષમા કરો મુજ વાંક.
પ્રચંડ બુદ્ધિ ચાતુરી, સાહસીક સુખધામ;
સમશ્યા ચોપાઈ દોહરા, કિધ પરમારથ કામ.
સંવત સતર ચુંવોતરે, શુક્લપક્ષ શુભ સાર;
કહી કથા દિન પાંચમે, ભળતો મંગળ વાર.
આખ્યાન સુણે પુષ્પકતણું, પામે લક્ષ્મી અપાર;
બુદ્ધિ ને ચતુરાઇ વધે, પુણ્ય પદારથ ચાર.
શ્રોતાજનો સહુ સાંભળો, સુણતાં પહોંચે કોડ;
સામળભટ સાચું ભણે, બોલો શ્રી રણછોડ.

---

પદ્માવતી સંપૂર્ણ.

---

# ભદ્રા ભામની.

## દોહરા.

શ્રી સરસ્વતિ સુખદેયણી, બહુ ગુણદેયણ માત;
મુક્તિદેયણ માવડી, અષ્ટીકર્ત્તા શકત.

## ચોપાઈ.

શ્રી ગુરૂજીના વંદું ચર્ણ, આરાધું શ્રીઅશરણશર્ણ;
રામકથા રસ પુણ્યપવિત્ર, વર્ણવું એવું વિક્રમચરિત્ર.
જે સાંભળતાં પાતિક જાય, નરનારી સહુ પાવન થાય;
ચાલે ચતુરાઇ રૂડી રીત, પરમારથ ઉપર બહુ પ્રીત.
અનેક ભાતના બીજા ભેદ, વિક્રમ જાણે પાંચમો વેદ;
માહારાજાધિરાજસ્વરૂપ, ભોજરાજ ભડ ભારે ભૂપ.
અક્કલતણી નહી એકે નૂન્ય, માઘ સરીખા મોટા મૂન્ય;
મોટા મહિપતનાં શુભ માન, કાળીદાસ સરખા પરધાન.
અગમનિગમ જે લક્ષણ લહે, ભુત ભવિષ વર્ત્તમાનજ કહે;
દેવરૂપી દાતા દરશંન, પોતે કાળી છે પરસન્ન.
પાંચસે પંડિત બેસે પાસ, વારૂ નવસે રૂડા વ્યાસ;
તેરશે જોશી કવિતાને સિદ્ધ, વૈદ વિશેષ પરમ પરસિદ્ધ.
દેશદેશ ને ગામેગામ, આવે ગુણિજન ઠામેઠામ;
નવી વાતતણી દે શાખ, સહજ વાતમાં પામે લાખ.
ભંડારથકી જો પાછો ફરે, હુકમ લાખ અઢીનો કરે;
જો તે હુકમ પ્રમાણે ન થાય, પાંચ લાખ આપે એ રાય.

## છપ્પો.

દિવ્ય દેવાંશી દેહ, મેહ જેવો મન ગરૂઓ;
કરણ સમો દાતાર, સાત સાયરવત સરૂઓ.

## ચોપાઇ.

સમુરત રાજાને સુજીયું, પ્રીત કરી આસન પૂજીયું;
ચતુર ચલાવે જમણો ચર્ણું, ગેબી શબ્દ સાંભળીયો કર્ણું.
સંકટહરણા જેનું નામ, બોલી પૂતળી તેણે ઠામ;
ભોજ મ કર સિંહાસન ભાર, વિક્રમ સરખો નહિ દાતાર.
કોટી કામ પરમારથ કરે, તે નરપત આસન પગ ધરે;
બાકી બીજો કરે સંજોગ, પ્રાણ તજે કે વ્યાપે રોગ.
સતવાદી જાણું છું તમો, આગળથી ચેતાવું અમો;
કહે ભોજ તે કેવો રાય, વાંચો વિક્રમનો મહિમાય.
તેણે કેવું પરાક્રમ કર્યું, દુઃખ પારકું કેમે હર્યું;
કેવા વાસ ને કેવા લોક, કેઇ પેરે સમાવ્યો શોક.
સંકટહરણા કેહે સુણ ભોજ, ખરી વાત તણો તું ખોજ;
તેં પુછી જે મુજને વાત, કહું તુજને દિલ થઈ રળિયાત.

## છપ્પો.

માળવ મુખ ઉજેણ, તેહ તીરથ કેહેવાણી;
ગંગા સમાને ક્ષિપ્ર, પવિત્ર પુરાણ પ્રમાણી.
ખેલે બાવન વીર, સિદ્ધ ચોરાશી ચાલે;
ચોસઠ જોગણી સાથ, માત હરસદ્ધિ મ્હાલે.
મહાકાળેશ્વર માહા જતી, જ્યોતિર્લિંગ વસે ત્યહાં;
નરપત રાજ વિક્રમ વડો, મેહ માગ્યા વરસે જ્યહાં.

## ચોપાઇ.

સિદ્ધ વડ મોટો ગંભીર, ચેટક ચોરાશી તે તીર;
વસે વાસ દેશે જે રિદ્ધ, વાસ વસે નરપત નવનિદ્ધ.
જીત્યો તેણે વડહથ વીર, રાખ્યું નામ અનમીનું નીર;
સ્વર્ગ પાતાળ સુધી પરવરે, લઘુલાઘવી વિદ્યા કરે.
પરકાયા જાણે પરવેશ, દુખ કાપે વ્યાપે તન લેશ;
નારાયણનું મોટું નૂર, હરસિદ્ધ હાજર રહે હજૂર.

ઇંદ્રપુરી જેવી એ અંક, લક્ષણ જોતે બીજી લંક;
વરણ અઢાર વસે જ્યાં વાસ, વસંત રતુ શુભ બારે માસ.

છપ્પો.

પ્રવિણશાસ્ત્રિ એક લાખ, શાખ શાસ્ત્ર દે સારી;
અગ્નિહોત્ર અયુત, પ્રયુત અજાચિક ભારી;
સવા લાખ તો ન્યાયી, વાણી વખાણે વેદે;
સાઠ સહસ્ત્ર સુજાણ, ભણે ભારથ ઘણું ભેદે;
જોતીષજાણ પુરાણ અતિ, લાયક લક્ષણ શુભ લસે;
અતિ સુખ આદરભાવથી, વીસ લક્ષ વિપ્રો વસે.

ચોપાઈ.

નિર્મળ સહુ માનવીનાં મંન, અધિપતિ સહુને પૂરે અંન;
કર્મ અનુસારે વરતે લોક, નહી કોને વ્યાધી કે શોક.
વણીકતણો શો કહું વિવેક, એક એકથી અધિકા એક;
કેટલા વાહાણવટી વિદેશ, કઇ વેપારી નગરના બેશ.
સત્ય ધર્મના વોહોરે ધાટ, લાભ ન લેવો બ્રાહ્મણ ભાટ;
કીંમત સત્ય કરે ઉચ્ચાર, ફરી ન બોલે બીજી વાર.

છપ્પો.

સહસ્ત્ર કોટિધ્વજ પાંચ, જે ઘરમાં લક્ષ્મિ વાસે;
સદાવૃતની સાખ, અધીપત ગતિ નવ આશે;
લક્ષપતી લક્ષ સાત, વણજ કરંતા વાદે;
સહસ્ત્રપતી સઉ લોક, આદ અકિંચિત આદે.
શાહુકાર લક્ષ શત કહું, વણજ કરે જે વાણિયા;
એ નવતેરી નગરી વિશે, જુજવા જુગતે જાણિયા.

ચોપાઈ.

ખેડુ જનને રૂડો લાગ, રાજા પામે દસમો ભાગ;
એક વીસ લાખ એવાં હળ ફરે, કૃષિકર્મ કોડેથી કરે.
મહિપત વાત કરે મન ઠાઠ, બાર સહસ્ત્ર બુધ સારા ભાટ;
ચૌદ સહસ્ત્ર ચારણ ચાતુરી, અક્કલવંત અતી આતુરી.

ચારસેં ચકલાં ચોરાશી વાટ, સાત શત તંબોળી હાટ;
બસેં બાર દરવાજા કોટ, બાણું બાહારી અદકી ઓટ.
પરાં પંચાણું પુંઠે હોય, સંખ્યા પાર ન પામે કોય;
અદકી સમૃદ્ધિ એથી ઘણી, એવો આપ ઉજેણીધણી.
લશ્કર સંખ્યા તેની લહું, કેહે કવિ સંક્ષેપે કહું;
હય હાથી રથ પ્યાદા તણી, છે ચતુરંગી સેના ઘણી.

છપ્પા.

હાથી હરોલે લાખ, હેમ અંબાડા માહાલે;
ધજા નેજા નવરંગ, સંગ મદઝરતા ચાલે;
પાખર પંદર હજાર, વીસપર વાજાં વાજે;
સાઠ સહસ્ત્રપર સુર, ઘણાં ભારખાંને ગાજે;
હાથી સીતેર હજાર છે, બીજી લાહાર રચી ઘણી;
હલમલતા એમ હાથીઆ, તરતીબ સેન વિક્રમતણી.
અશ્વ લાખ અઢાર, અખલખ અતી અરાડી;
ત્રીસ લક્ષ વેડાંગ, સૂરપુર માંહે પરાઠી;
મુલતાની કેકાણ, ઘણા મુલી છે ઘોડા;
ગંગાજળ સમ તુલ્ય, મુલ્ય અમૂલક જોડા.
હીરે જડીત્ર પલાણ છે, વિધ વિધ વેડાંગ વખાણિયે;
કવિ સામળે કરી કલ્પના, લક્ષ પાંસઠ પ્રમાણિયે.
પાંચ સહસ્ત્ર પ્રધાન, દાન દેવે જે દાયક;
સતર સહસ્ત્ર રણશૂર, પૂર લક્ષણ ગુણ લાયક;
સામત સોળ હજાર, રાવત અયુત ભણીજે;
બાર સહસ્ત્ર બળવંત, ઘણા ગુણવંત ગણીજે;
દુણા દશ હજારથી, દિવાન ડાહયા દાખિયે;
વજીર વીસ હજાર ભડ, ભૂપતી વિક્રમ ભાખિયે.
અપ્સરા અપરમપાર, નાટક ચેટક બહુ વિધવિધ;
ખાસ ખેલ રંગ રેલ, મેલ રાજસ ગુણ રિધસિધ;
જાચક કરે જેકાર, લે મોહેમાગ્યાં માંગણ;
આતુર ચારણ ભાટ, ઠાઠ કરે નિત્ય આંગણ;

સુખસાગર અર્ણવ છે, અકકલ આનંદ અતિઘણું;
રામ રાજ સરીખડું, સામળ સુખ વિક્રમતણું.

### ચોપાઈ.

મુડામાં મુઠી હોય જેમ, કરે વિખાણ કવિતો તેમ;
ભરતખંડતણો એ ભૂપ, રાજતેજ રળિયાળું રૂપ.
દેશ વિદેશી દુખીયા જ્યાં, આવિ દુઃખ રાયને કહે ત્યાં;
ભૂપત ભાગે તેની ભૂખ, સહજ વાતમાં કરતા સુખ.
ત્રંબાવટી નગરી ગુણ ગામ, નિર્મળ ચાર તેનાં છે નામ;
કનકાવતી અને રૂપવતી, ત્રીજું નામ તો ત્રંબાવટી.
ખંભાવતી ચોથું છે નામ, આદભોમી દેવસ્થાનક ઠામ;
મહિસાગરની ભારે તીર, અનેક તિર્થનાં આવે નીર.
કોટીધ્વજ અલખત છે અતી, લેખા વના ઝાઝા લખપતી;
વાહાણવટી વારૂ વેહેવાર, અલખત બીજી અપરમપાર.
વિદેશ થકી આવે બહુ વ્હાણ, અતિશે શોભા ઉદયો ભાણ;
કમળચંદશા નગરનો શેઠ, ડાહ્યો સપુત દંતોશા પેટ.
હીરાવતી ઘેર નારી સતી, પતિવ્રતા ધર્મ તે પાળતી;
ઘણા પુન્યના ઉગ્યાં સૂત્ર, પામી પદ્મની પ્રીતે પુત્ર.
બત્રીશ લક્ષણો ચતુરસુજાણ, ભારે રૂપ ભલપણનો ભાણ;
કુંકુમ લોળ સરીખી કાય, લક્ષણ ગુણકેરો તે રાય.
શાવટ ન્યાવટકેરૂં નૂર, પુન્ય પ્રતાપતણો એ પૂર;
જાણે કો દેવાંશી દેહ, નારાયણ ઉપર છે નેહ.

### છપ્પો.

ચૌદ વિદ્યા ગુણ જાણ, પ્રમાણ તે પંચે કીધો;
બત્રીસ લક્ષણ બુદ્ધ, પ્રેમરસ પ્રાતે પીધો.
અતિશે કોમળ અંગ, સંગ શુભ રૂડી રીતે;
વડી બેહેક બરાસ, રથ પર બેસે પ્રીતે.
કળા બોહોતેરી બુધ લહે, ચાતુરી ચિત્ત ચાહે ઘણું;
કુળદીપક કુળતારણો, કસ્તુર નામ તે તનતણું.

## ચોપાઈ.

તાતતણે ઘેર દોલત ઘણી, શી તરતીબ કહું તેતણી;
દેવ શબ્દ સંભળાયે સાદ, વાજે ભુંગળ ગેબી નાદ.
છપન ક્રોડ ટકા ઘેર રોક, વશ વરતે નગરના લોક;
દેશ વિદેશ દુકાનો ઘણી, આવે ઉપજ બંદરતણી.

## છપ્પો.

વાણોતર સેં સાત, પાંચ શત પારેખ જાણું;
પરમુલક પરદેશ, વિવિધ વેપાર વિખાણું;
હસ્તી ઘોડા રથ, ગરથ ઘણો ઘેર ગાજે;
છપન્ન ઉપર નાદ, ભુંગળ ગેબી ત્યાં વાજે;
વાણવટી દેશે ઘણા, દસે દીશ કોટી ફરે;
દંતોશેઠ દેશાવરે, વણજ કોટી એવા કરે.
નાવે ડાહાપણ કીધ, ના આવે વિદ્યા ભણતે;
નાવે કરતે કૂડ, નાવે ગુણ જ્ઞાન ગણંતે.
ના આવે ગયે વિદેશ, નાવે વેઠ્યે દેહ દુઃખે;
ના આવે જણવ્યે જોર, નાવે તજે સુખ ભૂખે;
નાવે પરાક્રમ પરવશે, ના આવે લોભ લાલચથકી;
સામળ કહે લક્ષ્મી લહર તો, આવે કર્મસંચાથકી.
તેડી કહી નવ જાય, ઘણું ઘણું મેહનત માગે;
ચિત્તમાં એને ચાહે, પ્રણીપત પાગે લાગે;
કસર કરે નવ રંહે, નવ રહે વાવરતાં દાડી;
પરપંચે નવ રહે, નવ રહે ધરમાં ગાડી;
આશ કરો મા એહની, માની મમતા મર્મની;
સામળ કહે લક્ષ્મી રંહે, કબુલ રેખ જો કર્મની.

## ચોપાઈ.

લક્ષ્મી તેને લીલા લ્હેર, ઘણી દોલત બાંધી ઘેર;
કોટી પ્રકારે કરે કલોલ, સુતને વરસ થયાં છે સોળ.
આવે જ્યાં વિવાની વાત, ખોળા પાથરે માત ને તાત;
ઘણાં શ્રીફળ આવ્યાં ઘેર, પુત્ર ન કરે પરણ્યાની પેર.

સો પચાસ ઠેકાણે ઠામ, ના અક્ષર કહે નીજ નામ;
પિતા કહે તું કહે જેહને, પુત્ર પરણાવું હું તેહને.
પુત્ર કહે સાંભળજો તાત, નહી કરૂં વિવાહની વાત;
નારી જાતે નીચ બુદ્ધિ ઘણી, સંગત નહી કરૂં તેતણી.
અવગુણનું એ મોટું પાત્ર, ન રહે તેમાં શુભ ગુણ માત્ર.

છપ્પો.

એક નમેરી નાર, ભોળવે પિયુને ભ્રાંતે;
એક જુવતિ કરે જાર, ખાર રાખે દિલ ખાંતે;
એક વનિતા દે દુઃખ, દુખે દાવાનળ દાઝે;
એક કરે અન્ય ભોગ, વિજોગ ડરથી ઘર ભાજે.
પણ સુંદર નાર સલક્ષણી, તારણતરણ સફળ ફળે;
કવિ સામળ કહે સંસારમાં, ભાગ્ય બળે ભામની મળે.

ચોપાઈ.

મન માની મળે જો નાર, સફળ પૂરતણો અવતાર;
વચન પોતાનું પ્રીતે પળે, એવી કામની ક્યાંથી મળે?
રામા મળે ડાહી જો રીત, તો તેને પરણું હું પ્રીત;
તન પ્રત્યે બોલ્યો ત્યાં તાત, સાંભળરે સુત મારી વાત.
આગળથી કેમ કામની કળે, આપે પ્રેમદા પ્રીતે પળે;
કુંવર પારખું તેનું કશું, તાહરા દિલમાં રૂડું વસ્યું.

છપ્પો.

આવે અષાડી મેહ, ત્યારે તો વિશ્વ વખાણે;
પડે પુંઠ દુકાળ, તે કુણ જુગતે જાણે;
મોતી મોંઘે મુલ્ય, વેહ પાડતાં ભાજે;
કરસણ હોય કઝાડ, પછે ભેલાડે ભાજે;
ગરભ ગોધો ને ગોરડી, સાંભળ સુત વછેરો જાણિયે;
સામળ કહે કહું તે કરો, નવ નિપન્યાં જે વખાણિયે.

ચોપાઈ.

આગળથી કુણ કન્યા કળે, સતિ થઈ સ્વામિ સાથે બળે;
કુંવર વિચાર તે વાતે કરો, વનિતા જોઇ રૂડેરી વરો.

પુત્ર કહે સાંભલજો તાત, કહું એક વીતકની વાત;
લખું ધાવ એક જાણી મંન, ન કહું અર્થ તેનો અન્ય.
તેહ ધાવ જે પૂરો કરે, તે વનિતા મુજ સાથે વરે;
તે વાત સહુના દિલ વશી, અજર એમાં તે કરવી કશી.
પંડયો ખોખલો ડાહ્યો ઘણો, કુળગોર પોતા ઘરતણો;
દેશ વિદેશે તે બહુ ફર્યો, લખી ધાવ એક ઉભો કર્યો.

દોહરો.

કર ડાબામાં કામની, સંગ વીહારે સુણ;
જેમ કિરણ દિનકરતણાં, રાખી શકે તે કુણ.

છપ્પો.

રણમાં ઝૂઝે રહી, વાઘ સાથે બથ ઘાલે;
હસ્તિદંત એક હાથ, ઝડપથી મરડી ઝાલે;
મણિધરમણી મરોડ, હોડ અરણવ જળ પેસે;
લે ગઢ લખ કરોડ, બાજુ બુધવંતાં બેસે;
જે અગમ નિગમ લક્ષણ લહે, ત્રિલોકને જીતે તકે;
સામળ કહે શોધી જુઓ, નારિ રાખિ કો નવ શકે.

ચોપાઇ.

લખ્યો આપ હાથે જે પત્ર, સોંપ્યો બ્રાહ્મણ હાથે તત્ર;
માન દેઇ તેને મોકલ્યો, ખરો ડાહ્યો પંડયો ખોખલો.
પ્રથમ પશ્ચિમ જોયો દેશ, જ્યાં વનિતા નવ નવે વેશ;
પનઘટ જઇને ઉભો રહે, ધાવ કામની આગળ કહે.
કોઇ ધાવ પૂરો નવ કરે, બ્રાહ્મણ બાધે ભમતો ફરે;
લાખેણી કાઠીઆણી સર્વ, જોઈ નારી આણી ગર્વ.
મેહરામણ સુધી પરખિયાં, નારી નેહ ધરી નરખિયાં;
જોયો ઉત્તર પંથ અનંત, જોઇ કામની કર્મજવંત.
જગન્નનાથ કેદારો કોડ, જોઇ જુગતી જુગતે જોડ;
કોઇથી ધાવ પૂરો નવ થયો,જોતો જોતો બ્રાહ્મણ ગયો.
જોયા પુરૂષ પુરપુરના વાસિયે,કામની જોઇ જઇને કાશીએ;
અંતરવેધ જોયો છે અતિ, જ્યહાં માનની નિર્મળ મતી.

શ્વેતબંધ રામેશ્વર રામ, જોઇ કામની ઠામેઠામ;
જાગ જાગની જુવતી જોય, ધાર પુરો કરે નહિ કોય.
પાછો ફરીને પંથે પજ્યો, પોતાના પુર સન્મુખ વળ્યો;
ગંધવતી ગાંધારૂં ગામ, આવ્યો ખોખલો તેણે ઠામ.
જાતોતો મારગની વાટ, બેઠો એક વણિકને હાટ;
ઘડી એક બેસુખિયો થયો, તેહ વણિકને બોલજ કહ્યો.
ત્રાંબાવટી રહી કેટલે, જાવું જરૂરી ત્યાં તેટલે;
ત્યારે વણિકે નમાવ્યું શીશ, રહી કોસ હવે તો વીસ.
ત્યારે વિપ્રે મુકયો નિશ્વાસ, અરે દૈવ ન પોતી આશ;
ફોકટ દેશ વિદેશે ફર્યો, એકે અર્થ મારો નવ સર્યો.
અરે દૈવ શી કરીએ પેર, નિરાશ થઇ જાંઉંછું ઘેર;
એમ હાથ કર્મે મારીઓ, હઇડેથી હીમત હારીઓ.
આંખે આંસુધારો પડી, ગળું બંધ ન બોલાયું ઘડી;
હાટ વાણિયો સામું જુવે, ઘેર જાતાં શાને રૂવે.

છપ્પો.

મંદિર જાતાં રોય, જેહ મારગમાં લુંટયો;
મંદિર જાતાં રોય, જેહપર રાજા રૂઠયો;
મંદિર જાતાં રોય, જે ઘર કન્યા કુંવારી;
મંદીર જાતાં રોય, જ્યાં શિર રણ બહુ ભારી;
મંદિર જાતાં રોય તે, જે નર હોય કુલક્ષણા;
કહે શામળ મંદિર જતાં, સુખ પામે તે સલક્ષણા.

દોહરા.

વિપ્ર કહે સુણ વાણિયા, ત્રંબાવટી ગુણ ગામ;
દંતાશાનો દીકરો, કસ્તુરચંદ શુભ નામ.
ઘાલે સવાશેર કસ્તુરી, નિત્ય કરે અંઘોળ;
પંદર ચરૂ પાણીભરે, અહર્નિશ કરે કલોલ.
તેણે ઘાવ એકજ લખ્યો, કરે જો પૂરો પેર;
તેને પરણે પ્રીતશું, રાખે પોતા ઘેર.

કાગળ લઇ હું નીસર્યો, દેશ નિહાળ્યા ચાર;
એહ ધાવ પૂરણ કરે, તે નવ નિરખી નાર.
છેક નિરાશ થઇ રહ્યો, સાચું કહું હું આજ;
માઠું લાગે મંદિર જતાં, કાંઇ સર્યું નહિ કાજ.
મને આશા મોટી હતી, થાશે મારૂં કામ;
શાહ મને રાજી કરી, આપશે ઝાઝા દામ.
કામજ તેનું નવ થયું, નવ પોતી મુજ આશ;
માટે મંદિર શું જવું, નિશ્ચે થયો નિરાશ.
વણિકપુત્રી વર્ષ તેરની, બેઠી માંહ મંદીર;
તેણે કાને સાંભળ્યું, તરૂણી બોલી ત્યાંહ.
લાવ જોઉં કાગળ ક્યહાં, શો લખિયો છે ધાવ;
પૂરો કરૂં હું પ્રીતથી, મંદિર મ્હાલતા જાઓ.
પરણ્યા ઉપર પ્રીત નહિ, ધન દેખી નહિ ધીર;
કામની કો મળી નથી, મરદ ઉતારે નીર.
કહેજે જઇ કસ્તુરને, પરણુ ગમે તે નાર;
પુરો ધાવ હું તો કરૂં, ઊતારૂં અહંકાર.
ડાબા કરમાં કામની, સંગ બેસાડિ સુજાણ;
જેમ કિરણ દિનકરતણાં, રાખિ શકે તે કાણ.
સંગ લેઇ સુખે ફરો, છેક ધરીને છાપ;
મન અંકુશ હાથ હસ્તિયો, પોતે આપોઆપ.
રૂષિ રીઝ્યો રૂદિયા વિખે, તિલક કુકુમનું કીધ;
ગોળ પાન તે વ્હેંચિયાં, શ્રીફ્લ શામા લીધ.
વિવાહ કીધો રૂડલો, પ્રીત ઘણેરી પેર;
તરત આવ્યો ત્રંબાવટી, ઘણા હેતથી ઘેર.
દેશ જોયા તે દુખ કહ્યાં, ફર્યો ઘણેરો ફોક;
ચતુરા જોઈ ચોદેશની, લક્ષણવંતા લોક.
ગાંધારમાં હું આવિયો, વિરચંદશાને વાસ;
પ્રીતે તેની પદ્મની, બેઠી હુતી પાસ.
ભાગ્યશાળિ ભામનિ ઘણી, ભદ્રા તેનું નામ;
પુરો ધાવ કર્યો પ્રીતશું, રૂપ કોટિધા કામ.

રૂપે રંભા સારખી, દમયંતી શી હોય;
ગુણસાગર એ ગોરડી, કળી શકે નવ કોય.
અડધો ધાવ તો એણિયે, પૂરો કીધો કોડ;
સંસારમાં નહિં સુંદરી, એની એકે જોડ.
રૂપ કહું હું કેટલું, કહેતાં નાવે પાર;
વિરંચિએ હાથે ઘડી, આપે એકજ નાર.

છપ્પા.

વેણી વાસુકી નાગ, માંગ સવાગજ કેશે;
ભરજોબન વરણાગ, વપુ સુંદર વર વેશે;
ઇંદુ આકારે વદન, મદન મોહન મહા મુલે;
અંબુજદલશાં નેણ, વેણ અમ્રત અમુલે;
જાણે કામ કટારિયો, દંત બત્રીશ ડાઢમકળી;
ભાગ્ય સુભાગ્યથિ ભામનિ, તે તુજને ભદ્રા મળી.
ભ્રકુટી ધનુષ કમાન, અક્કલ અતિ અનૂપે;
ચતુરા ચારૂ ચિત્ત, રંભા સુંદર રૂપે;
અધર મધૂર પ્રવાળ, ઉજ્વલ પૂરણ પાણી;
રસના રંગ અમૂલ, કોકિલવત મધુરી વાણી;
આનંદકંદ અતિ સુંદરી, કોથી નવ જાયે કળી;
કસ્તુરચંદ કર તાહરે, ભામની તો ભદ્રા મળી.
કંઠે એકાવળ હાર, નાર નક્ષત્રજ સરખી;
ઉદર પોયણુપાન, જાણી મેં એને નિરખી;
પ્રગટ ઉર અંકોર, જોરમદ જોબન જોરો;
મેહેમદ ગજ મછરાલ, ચાલે એ તરૂણી તોરો;
નાભિ ગંભીર નારીતણી, સુભ લક્ષણવંત સારખી;
સામળ કહે ભામનિ મળી, પ્રીત ધરી મેં પારખી.
ચાલંતી ગજચાલ, શ્યામા શોભે સિંહલંકી;
કેળપત્ર પ્રમાણુ, વેલ વાંસાની વંકી;
કુંભસ્થળ ગજરાજ, જેવા ગુહ્ય ભામનિ ભારી;
જંઘા કદળીસ્થંભ, શોભા જોતાં ઘણિ સારી;

પદ્મઆકારે પગ આંગળી, જાવકરંગ જુવતી જડી;
બદ્રા ભોળી ભામની, નિરાંતથી વિધિએ ઘડી.

ચોપાઈ.

૩૫ સાંભળી રીઝ્યો ઘણું, તોલઘણું તે તરૂણી તણું;
દંતકુંવર આગળ દાખિયું, બ્રાહ્મણે બ.વકરી ભાખિયું.
માગી ભાવટ બ્રાહ્મણતણી, મળી હેતે વધાઇ ઘણી;
વસંત વીસ હજારજ તણો.મોકલ્યો માલ બીજો બહુ ઘણો.
મેવા મિઠાઇ અપરંપાર, ઘણા શોભિતા શુભ શણગાર;
જરકશી જર દોરા હીર, નારીકુંજરકેરાં ચીર.
લાવ જશ લાખેણા લીધ, વસંત મોકલી વિવા કીધ;
લીધું લગ્ન લાખેણું આજ, કરવા માંડયાં વિવાનાં કાજ.
ગંધાર બાંધે ઊલટ ઘણો, કસ્તુર આવશે દંતાતણો;
જેને ઘેર મહાલક્ષ્મી વસે, વાગે ભુંગળ ભેરી ધસમસે.
ફરે દેશ વિદેશે વહાણ, ખરી ખાંત અમૃતની ખાણ;
કર્મ અનુસાર કરે બહુ કાજ, પુણ્ય સરોવર બાંધે પાજ.
વગર વાંકે ન દે કો દંડ, જોર જુલમ કરે નહી લંડ;
પ્રજા સુખી એ રાજા સુખી, દુખી રૈયત તો રાજા દુખી.
કોટીધ્વજ દેખે જ્યાહરે, મહિપત મન હરખે ત્યાહરે;
વીરચંદશા જે વાણિયો, અધિક સામન તેણે આણિયો.
રૂડો મંડપ પૃથ્વીપર રચ્યો. મહા મનોરથ મહિમા મચ્યો;
જોર જુગતથી આવી જાન. મનસાસિદ્ધ દીધાં બહુ માન.
મેવા મીઠાઈ બત્રીશ પાક, તરતીબ ઘણી તેત્રીસાં શાક;
વણિક વિશા શ્રીમાળી નાત, જુગત બધે જાણીતી જાત.
નાત ચાલ કુળ રીતજ કરી, ચારૂ કન્યા વરરાયે વરી;
કરી ભક્તિ ભલેરી ભાત, રાખી જાન દિવસ ઘેર સાત.

દોહરો.

કસ્તુર કહે કન્યા શુણો, રહો પિયર પ્રમાણ;
તેડાવું તો આવજો, ચતુરા ચતુરસુજાણ.

પરઠ્યા રૂપિયા પાંચ લક્ષ, તેને મન છે સેહેલ;
કામ કરોરે કામની, મોટા કરો ત્યાં મેહેલ.
કરો મેહેલ કસ્તુરીયા, ગુણ ગંધારે ગામ;
મહિમા વાધે માનથી, સરે આપણું કામ.
નવ ટકા નવ કોટિના, ઓપાવો આવાસ;
પિયર રહો તમો પ્રીતશું, માતપિતાની પાસ.
શિવ દેહેરૂં સોહામણું, કરાવજો એ કામ;
સળંગ કરાવો મોલમાં, અમ ઘેર આવો ઠામ.
અવલ મેહેલ કરાવજો, શિવપ્રસાદ ત્યાં હોય;
અમ ઘેર આવો કામની, અવર ન જાણે કોય.

## ચોપાઈ.

દિધાં માનનીએ બહુ માન, જુગતે કરી જોડાવી જાન;
માનની મહિયર મેહેલે રહી, ત્રંબાવટી સહુ આવ્યાં વહી.
વાત વિસારે નાખી આપ, એક દિવસ બેઠો છે બાપ;
કુંવર કરજોડીને રહ્યો, પિતા પ્રત્યે બોલજ કહ્યો.
મેં માની ગુપ્ત જાતરા, સાથે લેવી નથી માતરા;
કપરી બાધા રાખી અમો, જાઊં ત્યાં હુકમ દો તમો.
ના કરશો મુજ ચિંતા લેશ, પંથ વેગળો છે પરદેશ;
અડવાણે પગ નહિ કો સાથ, એવી હોંસ ઘણેરી હાથ.
જેણે જાત્રા ન કરી સાર, અફળ ગયો તેનો અવતાર;
પિતા કહે વ્હેલા આવજો, કુશળ વાત નિત્યે કહાવજો.
કસ્તુરીનાં મરદન કરો, પાળા કેમ પંથે પરવરો;
કેહે છે કુંવર આવીશ કાલ, હુકમ પિતાજી મુજને આલ.
હુકમ હેત કરીને દીધ, કર્યો કુંવરે પંથ પ્રસિદ્ધ;
રાખ્યો વાટવો છાનો માલ, મન વનિતા જોયાંનો હાલ.
કરી જાતરા બારે ભૂપ, બદલ્યાયું રઢિયાળું રૂપ;
વેશ પાલટયો વરવો વંક, રાજરૂપ થયો જેમ રંક.
જુનાં વસ્ત્ર આભુષણ અંગ, સાથે નહિ કો એને સંગ;
ગંધાર ગામ વચ આવ્યો વાટ, બેઠો વીરચંદશાને હાટ.

તાલેવંત બેઠો જ્યાહરે, થયો લાભ તેને ત્યાહરે;
મોટો જાણી દીધું માન, મુખ આગળ મેહેલ્યાં બહુ પાન.
કયાંથી આવ્યા ને કયાં જાઓ, શા વણજમાં ધંધે ધાઓ;
વીરચંદશા સાંભળજો શેઠ, ત્રંબાવટી નગરી મુજ નેટ.
દંતકુંવરનો મહિમા ઘણો,હું વાણોતર તે ઘરતણો;
કાંઇક વચન અમને મન અડયું,તેથી નિસરવું નિશ્ચે પડયું.
જાણું સરવે વેપારજ કરી, ઘર શેઠનું આપું ભરી;
નામુ લેખું જાણું અનેક, વેપાર સર્વેની વિધિ વિવેક.
જે કહે તે કરૂં હું કામ, દુબળીશા તે માહરૂં નામ;
દાણો પાણી હશે મુજ જ્યાંહ, રહિશું ચાકર રાખે ત્યાંહ.
વાણોતર વેવાઇનો જાણિયો, બોલ્યો વીરચંદશા વાણિયો;
પ્રીછું હું તમારી પેર, સુખે રહો અમારે ઘેર.
કબુલ વચન તારૂં કીજિયે, મુસારો કહો તેવો દીજિયે;
મારૂં પણ રહ્યાનું મન, કરૂં કામ જમું તુજ અંન.
દામ મુસારો હું નહી લેઉં, જે રળું તે તમને દેઉં;
જો મુજમાં કાંઇ આવડ હશે, તો સર્વે શેઠજી સારૂં થશે.
નથી ગુણ જાણ્યો કાંઇ તમો, તો શો મુસારો માગું અમો;
નવા મેહેલ નવા વેપાર, નવા વાણોતર રાખ્યો તે ઠાર.
મંદિર માંહ ગયો તે બાપ, બેઠી ભદ્રા દિકરી આપ;
વાણોતર તારા સસરાતણો, નામ દુબળી ડાહ્યો ઘણો.
રાખ્યો વણજ નવા કારણે, આ બેઠો પેલો બારણે;
તે રામાએ જોયું રૂપ, દીઠો ભામની ભારે ભૂપ.
વીસ વસા એ માહારો કંથ, કંઇક ચિત્ત ચિંતાએ પંથ;
ફંદ રચી ને રૂડો આવિયો, ચેતી એમ જેમ કર તાવિયો.
કુંવરી શ્રી આવ્યા ધુતાર, જોવા પારખું મુજ નિરધાર;
જેવું કર્મે લખ્યું તે થાય, રાખ્યો હેતે મંદિરમાંય.
કસ્તુર રહ્યો સસરને ઠામ, પછી કરે કહી વિધનાં કામ;
ડાહ્યો આપ અકલેનો પૂર, ઢાંક્યું કયમ રહે મુખનું નૂર.
કરી ભોજન ઠેકાણે ઠર્યો, વિચાર આપ મનમાંહે કર્યો;
ગરીબ ઘેર નિત્યે શું ખાઇશું,મોહોટા માણસ કયમ થાઇશું.

ગયો આપ અઉટાને ઠોર, આપી તંબોળીને દશ મોહોર;
હાટ દુકાન કંદોઈ જ્યાંહ,મોહોર પચીસ આપી જઈ ત્યાંહ.
પરતાસિયા વેચે બહુ શાક,પાંચ મોહોર આપી લઇ પાક;
હુંશ જે બાબત મનમાં ધરે, તરતીબ પોહોંચતાં રીઝે કરે.
શેઠ પાસ નવ માગે કોય, તેને શાની ચિંતા હોય;
ખાય પીએ ને મોજે કરે, શેહેર બધામાં સેહેજે ફરે.

છપ્પા.

જર માત ને તાત, ભ્રાત તે જરને જાણો;
ડહાપણ ચાતુરી દામ, દામ રાજા ને રાણો;
સગાં સહોદર સર્વે, દ્રવ્ય તે ધીરજ ધારી;
રંગ ને રૂપ અનૂપ, દ્રવ્ય તે વણજ વેપારી;
જગત વશ તે જર થકી, ગરથ માંહિ ગુણ બહુ ગણું;
સામળ કહે સ્વર્ગે સંચરે, જોર હોય જો જરતણું.
જરને વશ છે જગત, રાય પણ જરથી રીઝે;
જુવતી જર વશ હોય, જોર જશ જરથી લીજે;
જર સજ્જન્ન સન્માન, જરે જશવંત કહાવે;
જરથી પામે જોખ, સતિ શુભ કુળની આવે;
જરનુંજ જગતમાં જોર છે, જરે સકળ શોભા રહી;
સામળ કહે જર જોરથી,જીવ અપાય કે રહે સહી.

ચોપાઈ.

જેને ઘેર વસે છે દામ, કરે ચિંતવ્યાં તે નર કામ;
રહ્યો દુબળી ઠામે ઠરી, જોર તો રૂદિયામાં ધરી.
કરે દલાલી વણજ વેપાર, રાખે શેઠતણો બહુ ભાર;
ગામપતી સુધી થઈ ખ્યાત, સઘળે ચાલી વારૂ વાત.
વાણોતર દુબળી એતણો, કરે વણજ એ ગામે ઘણો;
આપે નિત્ય રાજાને માલ, નામ દુબળીશાહ દલાલ.

દોહરા.

લાખો વણઝારો લખપતિ, મહિમાકેરી મોટ;
લાવ્યો માલ અસંખ્ય લખ, પાંચ લાખેણી પોઠ.

મજિઠ સોરંગિ કિરમજ ઘણી,કસુંબો ને કથીર;
વસાણું વિધવિધનાં, ધાતુ ધાન ને હીર.
જેને અર્થ હોય જેતણો, તે વેપારી જાય;
વોહોરત વોહોરે વાણિયા, કર્મ અનુસારે ખાય.
પોઠ પડી લાખાતણી, ત્યાંથી જોજન ત્રણ;
કહે દુબળી શેઠને, કહું વાત સુણ કર્ણ.
આપણે અર્થેજ કેટલો, તેટલા પોઠી લેઉં;
સામો જઇને સહી કરૂં, દિલથી બાનું દેઉં.
વીરચંદ કહે વીશ લો, કે લીજે ચાળીશ;
લખ્યું હશે જે કર્મમાં, આપે લાભ જગદીશ.
મન તો સો લીધાતણું, હોંશ ઘણેરી હામ;
રૂધારે ધીરે નહી, ક્યાંથી દેઈએ દામ.

ચોપાઈ

પેહેરી પોશાક સ્વરૂપે સેહેલ, જોડાવી એક વારૂ વેહેલ;
ન રહ્યો ઘડી એકે તાકવા, બેઠા આપ હાથે હાંકવા.
ઘડી ચારમાં મારી ચોટ, આવ્યો જ્યાં લાખાની પોઠ;
આપ દુબળી ત્યાં જઇ અડયો, લાખો ડેરા તાણી પડયો.
જુહાર કરી બેઠો જઇ પાસ, ડેરે વણઝારાને વાસ;
નાયક લાયક દીઠો દેહ, કરી હેત બોલ્યા છે તેહ.
કવણ વેપાર કવણ તુજ ગામ, કવણ કાજ કવણ તુજ નામ;
વણઝારે પુછયું એ રીત, બોલ્યો દુબળી કરિને પ્રીત.

દોહરા.

બુધ ઘણેથી બોલિયો, સાંભળ નાયક નેટ;
નગર ત્રંબાવટીતણે, દંતકુવલ મુજ શેઠ.
વણજ અર્થે વેપારને, આવ્યો છું આ ઠામ;
નાયકજી જે પુછીયું, દુબળી મારૂં નામ.
લાખો કહે દંતાતણો, તે વાણોતર આજ;
સોદો કર તું સામટો, કહે મુજ સરખું કાજ.
પાંચ લાખ પોઠીતણો, પુછયો પાર પ્રપંચ;
લાખોતો લહ્યો નહી, શાહુકારનો શો સંચ.

નંગ જડયાં નવ લાખનાં, પોંહોંચી એહ અમુલ્ય;
સોંપી લાખાને તુરત, સાટામાં સમતુલ્ય.
ખરો પારખી લે ખરો, વચન દેઇને વરત;
સોદો કીધો સામટો, તોલ ઘણેરે તરત.
કર્યો કમાલો દેખતાં, લોભે લખિયા લેખ;
દામ આપે એ દુબળી, વોહોર્યો માલ વિશેક.
વોહોર્યો માલ જે મુલથી, ખોટ ન જાય કે ખાય;
વેચે માલ એ દુબળી, ત્યારે માલ વેચાય.
જોડી વેહેલને ચાલિયો, કહી નાયકને નામ;
લાવો પોઠ ગંધારમાં, ઉતરો ગાંદરે ગામ.

### ચોપાઇ.

આવ્યો દુબળી પોતે ઘેર, કહી શેઠ આગળ એ પેર;
પાંચ લાખ પોઠી વોહોર્યા અમો, તેનો લાભ લેજોજી તમો.
સાંભળતામાં મહા દુઃખ થયું, પેહેર્યું પગરણુ નિસરી ગયું;
જોયું મેં ડાહાપણ તાહરૂં, તેંતો ઘર ઘાલ્યું માહરૂં.
અમે તો શી કરીએ પેર, એ પરવડે દંતાને ઘેર;
જેને વણઝારો ધીરે દામ, એતો ક્રોડપતીનાં કામ.
ઉતાવળો ખપે નહી માલ, હવે મારા શા થશે હવાલ;
કુંવરી પાસ ઘરેણું ઘણું, લેશે વણઝારો તેતણું.
કસ્તુરચંદના ઘાલ્યા કેલ, વેચાવશો દંતાના મેહેલ;
છઇયાં છોકરાં વેચાવશે, પોઠ લઇ કાલે આવશે.
હવે શું કરૂં ને કયાં જાઉં, તાહારો શેઠ તો હું નહી થાઉં.
કરો છુટકો કે નાશી જાવ, કે ડાહ્યા છો દેખાડો દાવ.
તમે કામ મૂરખનું કર્યું, માહારૂં ઘર તો કુડે ભર્યું;
ભલા વાણોતર કર્મે મળ્યા, રળી રોટલો ખાતા ટળ્યા.

### દોહરા.

કહે દુબળી શેઠ સુણ, વીરચંદ વડહથ;
ચોકસ બેસો ચાકળે, શાહા થઈ સમરથ.
જો હીમત તું માહરી, દેઉં ઘણેરો દામ;
નામ તો મારૂં દુબળી, કરૂં મોટેરૂં કામ.

મન ઠેકાણે રાખજો, ભાંખજો મીઠી ભાખ;
પારેખને મેં પ્રિછવ્યો, સર્વ વાતની સાખ.

## ચોપાઇ.

એવી વાત કરે જે ઘડી, આવી પોઠ જઇ પનઘટ પડી;
ઠામ ઠામના ગયા દલાલ, વેચાથી લેવાને માલ.
લાખો ડેરા તાણી પડયા, સહુ વેપારી ત્યાં જઇ અડયા;
જેને સોદે જોઇએ જેહ, માંગવા માંડયો તેણે તેહ.
કહે લાખો કાં જુઓછો એહ, મેં પોઠ વેચી સર્વે તેહ;
જો માલ એ લેવો ચાહો, તો શાહ દુબળી પાસે જાઓ.
સહુ વેપારી ઘસિયા હાથ, બોલ્યા વણઝારાને સાથ;
આપી દુબળીને શું લેશ, પાછો લે પરઠણુ પ્રવેશ.
તારૂં ડાહાપણુ કહિયે શું કથી, એ દંતાનો વાણોતર નથી;
કાડી મેલ્યો છે બારણે, રણો પેટ ભરવા કારણે.
વીરચંદ વેપારી ઘણો, વેહોરત પોઠી પંદરતણો;
તેને ઘેર મજુરી કરે, પાખંડી થઇ પેટજ ભરે.
એથી કેમ પોઠી લેવાય, ભારે સોદો તે કેમજ થાય;
ખોશો નાણાં ને વળી માલ, માટે વિચારોને તત્કાળ.

## દોહરા.

લાખો હશીઓ હુંશથી, કાંરે ચુગલી ખાઓ;
જે કોઇ સોદો સાટવે, દુબળી ડેરે જાઓ.
દામ આગળથી આપિયા, ગાંઠે બાંધ્યા રોક;
પછે પોઠ વોહોરાવિયે, ફાંફાં મારો ફોક.
માહાજન મળિયું એકઠું, પ્રીતે આવ્યા પાસ;
સહસ્ર બે ચાકર સામટા, વીરચંદને વાસ.
અલ્યા દુબળા હઠ કરી, કેમ કરે એ કામ;
વેપાર રૂંધી સર્વના, રહીશ એકલો ગામ.
બંધી કરશું સહુ મળી, સહુને દેશું શીખ;
વોહોરે વસ્ત નહી તાહરી, માગિશ ઝાઝી ભીખ.
કરગરી કહે દુબળી, વેચવાની નહી વસ્ત;
ત્ર બાવટી એ તો જશે, ચડશે વાહાણુ સમસ્ત.

બધું બંગાળે મોકલું, દાણો દાણો છેક;
પંદર પોઠનો ખપ પડયો, તેમાં આવી એક.
વિચાર કર્યો વેપારીએ, દંતા કેરો દામ;
એ પાળે અચરત કશું, કરી શકે એ કામ.
રડીએ જઈ રાજા કને, કાઢિયે એનું સાલ;
લુંટી લેશે લખપતી, ફજેત થશે આ કાળ.
શાણો એક સમજુ હતો, રૂડી જેની શાખ;
તોલ નહી એ તમતણું, વાત અહીંથી રાખ.
જઇશું જો દરબારમાં, કરશું ઝાઝું જોર;
મેસુલ ભરશે માલનું, આપણું જાશે તોલ.
બોલબાલા એની થશે, જશે આપણી લાજ;
માટે મળિયે એહને, કરિયે એવું કાજ.

ચોપાઈ.

કરજોડી વેપારી રહ્યા, દીન બોલ દુબળીને કહ્યા;
ઊંડળમાં ઘાલ્યો તેં આભ, વેચ ગમે તે લઇને લાભ.
નહી હું શ કરૂં મોટિયે, સવા રૂપિયો લઉં પોઠીયે;
એ તો લાભ લઉં આ ઘડી,કાલ વેચું તો લઉં હું અઢી.
કેણે દસ વીસને બાર, લખ્યા લેખ ન લાગી વાર;
બસેં ચારસેં કોઇ સેં પાંચ, જેને જેવી હોયે આંચ.
એ ચાર દીવસમાં સરવ, વેચી માલ જોડે છે દ્રવ્ય;
લાખો કોડી નવ લે હાથ, હું સમજ્યો દુબળીને સાથ.
વીરચંદ ઘેર લક્ષ્મી ઘણી, ઠામ ઠામ છે હેમજ તણી;
ન રહી ઉણુમત તેને કશી, માહાલક્ષ્મી મંદિરમાં વસી.
ઝળહળતું નારાયણ નૂર, જાણે ઘરમાં ઉગ્યો સૂર;
જયાં જુએ ત્યાં દીસે હેમ, પાંચ પદારથ જેવા પ્રેમ.
દુબળી દેશપતિવત થયો, શેઠજી શેઠજી શેઠ કહ્યો;
ગણી લાભ ગલગલિયાં થાય, શેઠને મન તો હરખ ન માય.
જુએ વાટ જો આવે પોઠ, વળી એક બીજી મારૂં ચોટ;
ભલે પ્રભુજી મારા નાથ, આ વાણોતર આવ્યો હાથ.

છપ્પા.

ગુણુની આગળ ભુપ, સરીખા રહે કરજોડી;
ગુણુની આગળ રૂપ, જુવે નિત્ય આધું ઓઢી;
ગુણુની આગળ ગર્થ, ઘણેરા ફેરા ખાયે;
ગુણુ આગળ દાતાર, માન માગવા જાયે;
ગુણનાં માન ઘણું કરે, જે માન નહી ભૂપને;
સામળ કહે ગુણે રાચજો, રખે રાચો કોઈ રૂપને.
ઇંદ્રવારણાં હોય, કોઈ ખાંતે નવ ખાયે;
આવળકેરાં ફુલ, તેથી શિવ નવ પુજાયે;
ઝાકળકેરાં નીર, તરસ તેણે નવ ભાગે;
બગલાં ઉજવળ હોય, જુએ પણ હંસ ન લાગે;
કરાંએ મોતીનાં સારખાં, નવ આભુષણ ઓપે અશો;
સામળ કહે શોધી જુઓ, ગુણ વિના રૂપ નવ કશો.

દોહરા.

નામ રૂપે નવ રાચિયે, જો ગુણહીણો હોય;
કનક નામ ધંતૂરનું, કડાં ન પેહેરે કોય.
નામ ધરાવ્યું દૂબળી, કર્યું માટેરૂં કામ;
ગર્થે ઘર ભરી આપિયું, ઠાલો નહિ કો ઠામ.

છપ્પા.

ધનજિ ઉવાણે પાય, ભૂપ ભિખંતો દિઠો;
સુરજિ ન દેખે આંખ. બોલતો કડવું મીઠો;
વ્યાજ ભરે રણછોડ, કામ કલ્યાણજ કરતો;
અવિચલ ચળ્યા અપાર, દિઠો અજરામર મરતો;
હીરા માણેક મોતિયો, રતનિયો કથીર દેખે નહી;
કવિ સામળ કેહે સંસારમાં, કારણ નામ રહ્યું કહી?
દીઠા અમર મરંત, નાના કાંઇ દીઠા ઘરડાં;
નાગો પેહેરે વસ્ત્ર, વાઘ સિંહ કુતરે કરડ્યાં;
પર્વત ફરે પરદેશ, દીઠો મંગળને દુખિયો;
સંતોખિ અદકું ખાય, કાસદું કરે છે સુખિયો;

દયાચંદમાં દયા નહી, ખુશાલ કહિ રોતા ફરે;
સામળ કહે નામ પનોતિયો, કંઇ લાખ કુંવારા મરે.
કુબેર નામ કહેવાય, ખજાને દીઠા ખાલી;
કરે ધર્મો બહુ પાપ, ન્યાલ આવે ઘર ઘાલી;
વાલો રાખે વેર, ઝેર જેવો તે મીઠો;
જોગી કરે વેપાર, ભોગી ભિખંતો દીઠો;
ઘેલો જાયે છેતરી, ખળિયોજી હારી જશે;
રૂડા કંઇ ભુંડા કહું, સામળ કહે નામે શું થશે.
હાથી નામ કહેવાય, બીહે ઉંદરને સાદે;
કપુર કાળો હોય, સામળો સુંદર વાદે;
રૂપો હોય કરૂપ, ભુપણમાં દૂષણ ઝાઝાં;
કૃપાલ રાખે કૂડ, ભુપત વજાડે વાજાં;
આશા ઇછા ઓલગ કરે, કલંક નિર્મળ શિર ચડે;
ફોગટ ફરે કઈ જોઇતા, સામળ નામને શું અડે.

ચોપાઈ.

મેલ ન જાણ્યો કોઈ મર્મને, અડયું એક આવી કર્મને;
ગર્થ કમાઇને ઘર ભર્યું, વળતું કામ તેણે શું કર્યું.
લાખા સાથ લાખેણી પ્રીત, કીધી ઘણી રાજાની રીત;
લાખો નાયક પોતે આપ, આવ્યો ઘેર નિશ્ચે છે છાપ.
મળ્યા પાખી નવ રેહે એક ઘડી, મળ્યું મંન તે સાથે જડી;
શેઠ શેઠાણી બેઠાં જ્યાંહાં, આવ્યો દૂબળી પારેખ ત્યાંહાં.
રીસ મા કરો તો કહું એક વાત, જે મુજને સુજે સાક્ષાત;
લાખો ઘેર આવે છે સાંજ, પેહેરી આભુષણ અતિ અંગ.
પેહેરી વાઘા વસ્ત્ર સાર, દેખાડે અલાખત અપાર;
ભદ્રા આગળ દુબળી ગયો, કેહે વાત જઇ ઉભો રહ્યો.
ઘરેણું તારે છે ઘેર ઘણું, ઝવેર જડયું જે સસરાતણું;
તે પેહેરીને ગોખે બેસ, શું આખો દિન ઘરમાં પેસ.
દેખે વૈભવ ઘરનો ઠામ, તો ધીરે ઉધારે દામ;
પુંજી થોડી ઘરમાં હોય, તોએ બ્હાર ન જાણે કોય.

લાખો માલ સોંપીને જશે, બમણા પૈસા વેપારે થશે;
પોતાનો થઈ કરી બહુ પ્રીત, માનો સાચું રૂડી રીત.
ભદ્રાભામની સમજી ત્યાંય, કાંઇ કપટ એના દિલમાંય;
ભલું લખ્યું હશે તે થશે, પાપી હાથ ઘસંતો જશે.
નિત્ય નવા પેહેરે શણગાર, આવી માળિયે બેસે બ્હાર;
તેનું રૂપ તે કોણજ કળે, જેમ હીરો કુંદનમાં ભળે.
એક દિવસ લાખો લખપતી, બેઠો ચોકમાંહે મહામતી;
કરી વાત દુબળીને સાથ, એકએકના ઝાલી હાથ.
હવે દુબળી આપો દામ, જઇએ અમો અમારે ગામ.
દુબળીએ દેખાડયો હાથ, સાન કરી વણઝારા સાથ;
સોહંતુ. માળિયું કીધું સાથ, ખરચ્યા પુરા પાંચજ લાખ.
લાખે ઊંચું જોયું જેટલે, નક્ષત્રવત દીઠી તેટલે;
જાણે માનસરોવર હંસ, જાણે જેમ ઇંદ્રાણી અંશ.
નિચિ આંખ તેણે નવ થાય, ઘણા બાણના વાગ્યા ઘાય;
કાલોઘેલો તે થઇ ગયો, સવા પોહર સુધી તો રહ્યો;
નમું દુબળી તારે પાગ, દીઠી મેં અલોકિક જાગ.
કોણ રૂપ રંભા એ નાર, કોણ પુરૂષ પનોતો સાર;
એનું મુખ નિર્ખે જન જેહ, ધન્ય ભાગ્ય તેનું તો તેહ.
કેહે દુબળી છાના રહો, રખે વાત કંઇ મુજને કહો;
દંતાશેઠની શોભા ઘણી, એ વહુ કુંવર કસ્તુરજ તણી.
ભદ્રા ભાગ્યવંતી નિજ નામ, આપણ સરખા ઘેર ગુલામ;
સવાપાશેર કસ્તુરી અંગ, નિત્ય નાહાતાં શોભાવે સંગ.
ક્રોડપતી જોયો જામાત્ર, તે આગળ આપણ કુણમાત્ર;
આગો તે દામ ગણી લીજિયે, સુખે શીઘ્ર પંથે કીજિયે.
લાખે લાજ તજીને કહ્યું, મેંતો નહી જાયેજી રહ્યું;
દુબળી ત્હારો હું વેચાણ, જીવતદાન દીધું એમ જાણ.
દુબળી ત્હારો ચાકર રહું, મન મળ્યું તે માટે કહું;
મ્હારો જીવ રક્ષણ તે તું, હેત પ્રીત બોલું છું હું

દુબળી કહે હવડાં તો જાઓ, પેટ ભરીને રોટલા ખાઓ;
ગયો લાખોજી ડેરે સાંહ, રહ્યો જીવતો માળિયાંમાંહ.

છપ્પા.

પરનારીશું પ્રીત, દેહમાં દુઃખ ઘણેરું;
પરનારીશું પ્રીત, થાય અનર્થ અનેરું;
પરનારીશું પ્રીત, ભાગ્યહીણાના ભોગ;
પરનારીશું પ્રીત, ખરો તનમાં ક્ષયરોગ;
પરનારી સાથે પ્રીતડી, પડિયો પાપપ્રસંગમાં;
સામળભટ સાચું કહે, ઉચાટ ઉપજે અંગમાં.

પરનારીશું પ્રીત, તેને ભોજન નવ ભાવે;
પરનારીશું પ્રીત, નિંદ્રા સુખે નવ આવે;
પરનારીશું પ્રીત, હરિસેવા નવ સૂજે;
પરનારીશું પ્રીત, બુદ્ધિ સારી નવ બૂઝે;
એ પાપ રૂપ પરનાર છે, અપજશ ઉપજે આપના;
સામળ કહે પ્રીત પરનારશું, બોળે બોહોંતેર બાપના.

પરનારીશું પ્રીત, તેને નવે ગ્રહ રૂઠયા;
પરનારીશું પ્રીત, અગ્નિ વરસાદજ વૂઠયા;
પરનારીશું પ્રીત, તેને પનોતી મોટી;
પરનારીશું પ્રીત, મુક્તિની આશા ખોટી.
પરનારીકેરી પ્રીતથી, અગ્નિઆંચ નિતનિત ખમે;
સામળભટ સાચું કહે, ગુણવંતાને નવ ગમે.

ચોપાઈ.

બીજે દિવસે ગયો એક પોર, આવ્યો નાયક તેણે ઠોર;
પોહોંચી લાવ્યો પરઠણુની સાથ, સોંપી દુબળીકેરે હાથ.
હવે જીવ મારો જાય છે, ચિત્ત મળવા એને ચાહ છે;
દુબળી કહે કહું તે કરો, લખ્યાં પાછાં મુજ હાથે ધરો.
મેહેનત કરૂં તમારી વતી, જો જોર કરે કંઇ તારી રતી;
લીધાં ખત લાખો લાવિયો, શેઠાણી પાસે આવિયો.

વાત કામની કહુંછું નેટ, સારી રીત સમજાવો શેઠ;
કરૂં આપ કહું તે અમો, ભદ્રાને સમજાવો તમો.
ભાખાને લાગ્યો છે રંગ, કરશે શામાકેરો સંગ;
રહેશે રંગે એકજ રાત, પંથ ઉઠી જાશે પ્રભાત,
એમાં જાન કેટલુંએક થશે, સઘળો માલ મુકીને જશે;
ખાવો પીઓ અલખત ભોગવો, ભોગ ઘણા ભારે જોગવો.
હું કહુંછું તમારે અર્થ, ઘણો આપણુ પામીશું ગર્થ,
વાહાણવટી ચાલે વેપાર, દોલત આવે અપરમપાર.
તમારૂં રૂડું ચાહુંછું અમો, ડાહ્યાં છો વિચારો તમો;
જોડયા તે જુવતીએ હાથ, બોલી દુબળીશાને સાથ,
કદાચ સસરો જાણે વાત, ત્યારે થાય મહા ઉત્પાત;
છાનું પાપ કદી નવ રહે, કોઇ જઇ કસ્તુરને કહે.

દોહરા.

હું છું તેના ઘરતણો, પ્રીછું સઘળો અર્થ;
ઘણાં કામ એવાં કર્યાં, તેનો ઝાઝો ગર્થ.
વસ્ત્રમાં નાગું વિશ્વ છે, કોય ન જાણે પાર;
કીડીની રક્ષા કરે, હાથી હણે હજાર.
માટી ચુલા મંદિરે, મુખ નવ બોલે કોય;
ઢેડવાડો ગામમાં, શેહેર સમીપે હોય.
બુદ્ધિ રબડી જો ચુકશો, વળતી ઘસશો હાથ;
સ્વપ્નાની પેરે સહજમાં, આભ ભરાવે બાથ.

છપ્પો.

ઝારી જે જળપાત્ર, જાત્ર જે જોવા સરખી;
ફટકીને એક દિન, પ્રીતે જુઓ તે પરખી.
ઉપર કમળ અનૂપ, રૂપ ઉપર બહુ કાંટા;
નારી નિર્મળ હોય, અંતરમાં બહુ આંટા.
વેપારી વરણાગિયો, ઘણા દામ નિત્યે ગણે;
તેવું તે દિલ માંહિ, કવિ સામળ સાચું ભણે.

## ચોપાઈ.

ઉપર ઉન્જાઓને મેલો માંહ, ઘેર ઘેર છે જ્યાં ને ત્યાંહ;
અતિશે લોભ અર્ણવમાં પડી, માતુની પાસે મેડી ચડી.
કંગાલપણે કરગરી જઈ, દીન વચનથી વાણી કહી;
દોહેલા દાહાડા તો વામિયે, અનગળ લક્ષ્મી તો પામિયે.
લક્ષણ કેહેતાં આવે લાજ, પણ ભલો મેળ મળ્યો છે આજ;
ઘણાં વસ્ત્ર આભુષણ થશે, દળદર સાત પેઢીનું જશે.
કરો કોલ તો ભેદ ભાગિયે, કામ થોડું કેહેતાં લાજિયે;
સમજી ભદ્રા વાયક ઘણાં, કરતવ્યકર્મ એ દુબળી તણાં.
એહ કરે તે કરવા દઉં, માલ સર્વ ખેંચીને લઉં;
આશક વિના તે શાની આડ, રોગ વિના તે શાની નાડ.
વાંક વિના નરપત શું કરે, છત વિના તસ્કર શું હરે;
વિદ્યા વિના શી કાહાડે ખોટ, ઉદ્યમ વિના શી બાંધે મોટ.
નિર્મળને શું કરે કલંક, મીડાં આગળ શાનો અંક;
એતો લક્ષણ લોભે લાવિયો, માટે મુજ મંદિર આવિયો.
રૂડું હશે પોતાનું હાથ, જખ મારે માવીતર સાથ;
માતાને મન ઉપજ્યો લોભ, માહારા મનમાં મોટો ક્ષોભ.

## છપ્પો.

લોભે ઘટે કુળલાજ, કાજ બગડે જો જાગે;
લોભે ઘટે વેહેવાર, ભાર શોભા પણ ભાગે.
લોભે લક્ષણ જાય, થાય અન્યાય અધર્મ;
લોભે સંત સંતાપ, છાપ ચોંટે કુળકર્મ.
માન સન્માન મોટપ ઘટે, શુધ્ધ કૂળમાં શૂળ છે;
સામળ કહે સહુ માનજો, લોભ પાપનું મૂળ છે.

## ચોપાઇ.

આશાએ આવ્યા છે જેહ, દયામણી શી દેખાતી દેહ;
કાંઇક માગવાને કારણે, બાઇ આવ્યાં માહારે બારણે.

છપ્પો.

થરથર ધ્રૂજે ગાત્ર, દેહની શુદ્ધ વિસારે;
તન ઉપર નહિ તેજ, તેજ મનકેરૂં હારે;
રૂંધાય બોલતાં કંઠ, નેત્રથી નીર ઝરે છે;
બોલે હળવા બોલ, શ્વાસ ઉસ્વાસ ભરે છે;
એટલાં ચિન્હ મરવાતણાં, અંગ અંગમાં લાગતાં;
શરિરે ઉપજે સામળ કહે, જનને મંગણુ માગતાં.

ચોપાઈ.

અરે માત જે માગે તું, આ જીભે ના નહી કહું હું;
કુંવરીને તેડી એકાંત, ભાગી મનકેરી ત્યાં ભ્રાંત.
નીચું જોઇને નારી રહી, ક્ષણું એક રહીને હા કહી;
જો સરતું હોય તારૂં કાજ, તેને તેડી આવો આજ.
મહા હરખે ઉઠી માવડી, ભલે ડાહી થઈ તું આવડી;
સંક્ષેપે સ્વામિને કહ્યું, સાચું લક્ષણુ જાતે લહ્યું.

છપ્પો.

ગરજે ગોથાં ખાય, ગરજથી સદગુણુ લે છે;
ગરજે વઢે રણુમાંહ, ગરજે દામ પણુ દે છે;
ગરજે કરે વેપાર, કરે ખેતી પણુ ખાંતે;
ગરજે ગુણુકા નાચ, ભોગવે ભંગી ભ્રાંતે;
ગરજથકી ગળ્યું નહી, ગરજે લોક લક્ષણુ લહે;
કવિ સામળ કહે વશ ગરજને, કુવર્ણને કાકા કહે.

ચોપાઈ.

નારી આવી ઠામે ઠેઠ, સાંભળ દુબળી મારા શેઠ;
કરો વાયદો રૂડી પેર, રાત આજની આવો ઘેર.
દુબળીશાએ દિલ રાખિયું, તે લાખા આગળ ભાખિયું;
સામગ્રીનો શુભ સંજોગ, ભાવંતા લીધા બહુ ભોગ.
બણીઠણીને મેડે ચડયો, અચરત દુબળીને મન અડયો;
પુણું જોઉં એનો પ્રતાપ, કેમ રાખે પોતાનું આપ.

નિશચરચા જોવાને નેટ, લીધી કામની કેરી કેડ;
નવ ઢુંકા મેહેલ મોટેરા ઘણું, શું વખાણુ કરૂં તે તણું.
દસ હજાર દીપકની જોત, દીવાળીવત કરી ઉદ્યોત;
કરી લેહેર બહુ લીલવિલાસ, કસ્તુરીના બેહેકે વાસ.
શોભા ઇંદ્રપુરી આકાર, નવ ઢુંકામાં શોભા સાર;
શ્યામા વિચાર્યું સામી જાઉં, રાખું આપ તો સુખી થાઉં.
ચઢયો મોહોલે લાખો જ્યાહરે,શ્યામા સન્મુખ આવી તાહરે;
લાખો લલકારી બોલિયો, ભામનિના મનમાં ભાવિયો.
અરે લાખાજી તું લાયકો, નિર્મળ કહાવે છે નાયકો;
ભલે આવ્યો આ પૃથ્વી પીઠ, ડાહાપણુ તારૂં દિલમાં દીઠ.

છપ્પો.

પ્રીતે ચાવો પાન, ગાન શુભ સુંણો કે ગાઓ;
રમત રમો શુભ રંગ, અંગ અમલવશ થાઓ;
નેહ વજાડો નાદ, સાદ સુણો શુભ કાને;
જંત્ર કેરો જોડ, ભૂપ તેમાં મન માને;
ખાંતે બેસો પલંગપર, જોત ઝાઝી દીપક સહી;
અમલ આરોગી આવિયો, હેત વધે તરૂણી તહીં.

ચોપાઈ.

સરખે સરખી આપણુ જોડ, કરીએ પ્રીત જેમ વાધે કોડ;
નદી નાવ સંજોગે મળી, હરખે દુધમાં સાકર ભળી.
એવુ અમલ આરોગો તમો, જેમ રીઝુ મન માંહી અમો;
એક રાત રમત કીજિયે, સુખ સ્વર્ગનું અહિં લીજિયે.
કાલ અમારે આવે નાવ, તમે તમારે પંથે જાવ;
રીઝિ તે રાત પધાર્યા તમો, તમ મન રીજે તેડયા અમો.
રસબસ વાત વધારી કહી, મુળ કેરી તે બેહેંકયો સહી;
મર્કટને વળી મદિરાપાન, કરડયો વીંછી ભુતનું ભ.ન.
રમાડનાર રંગીલો મળ્યો, ત્રણુ પાયાને ભાગે ભળ્યો;
વિદ્દુરે વાઘ વકર્યો જેમ, નાયક બેહેકી બેઠો તેમ.

શુભ ગોટીકા વછનાગજતણી, જેમાં કેફ અદકેરી ઘણી;
મગ મગ જેવડી દોયજ દીધ, લાખે લેઇને પાણી પીધ.
મીઠાઇ અમરત આગળ ધરી, આરોગ્યો પુરણ પેટજ ભરી;
દિવાજ્યોત જોરાવર કરી, મેહેલ્યાં પાનદાન બિડાં ભરી.
લાગી લેહેર તેને તો ઘણી. અક્કલ ભુલ્યો ત્યાં ઉઠવાતણી;
ઝોકાં ખાવ ને સામું જોય, માનની દેખીને મન મોહ.
કેફે ઘેર્યો નવ બોલાય, ખુશી વાત તો કેમ બોલાય;
વળી તારૂણીએ મેહેલ્યો તંત્ર, જુવતી હાથમાં ઝાલી જંત્ર.
તાન તાળ આલાપજ કીધ, મધુરા સ્વર કપાળી દીધ;
ધ્રુપદ ખ્યાલ ને ભેરવ ભેદ, રીઝ રાખવા માંડયાં વેદ.
ગાન તાનની લાગી લેહર, ગઇ સાન ને વાપ્યું ઝેર;
શામા તો સાચી સમશેર, નાખ્યો ઘેનમાં પૂરણ પેર.
પોહડયો પલંગે તે નર તરત, જાણે મુળથી પામ્યો મરત;
જોર રહ્યું નહી તેની જાતમાં, શબવત શયન કર્યું રાતમાં.
એની ગત તો એવી થઈ, મુકી માનની મંદિર ગઈ;
પ્હોર દીવસ થયો જ્યાહરે, લાખો ઝબકી જાગ્યો ત્યાહરે.
પાઘ સંભાળી નિહાળિ નેટ, મેડાથી ઉતરિયો હેઠ;
ગયો ડેરે જાણીતો જંન, લાખે આપે વિચાર્યું મન.
ગયો માલ ઘણેરા ગર્થ, સર્યો નહી કાંઇ એકે અર્થ;
હાર્યો જુગટે તેવું થયું, ગુણને ગર્થ મળ્યા એ ગયું.
પુર્ણ પસ્તાવો મનમાં થયો, બોલ પછે બંધવાને કહ્યો;
હું તમને સોંપું છું માત્ર, માહારે ગુપ્ત જાવું છે જાત્ર.
પોઠી લેઇ વણઝારા ગયો, લાખો જાત્રા હામે થયો;
વનિતા વાચ્યા કીધી હાણ, શોકમાં પડયો જયમ બુડે વ્હાણ.
કડી વસ્તુ પિયે ને ચડે ઘેન, બળે હઇયું ને ન પડે ચ્હેન;
ન ગયો ઘેરતણી વાસિયે, વિતક વાત કરી કાશિયે.
એમ કરતાં વિત્યા બહુ દિન, ભદ્રા સમજી ગઇ સૌ ચિન્હ;
જાવાની મન ઇચ્છા ઘણી, પારખું જોવા ઇચ્છા મન તણી.

દિન દિન ઘરમાં જઇને જોય, અન્ય વાત નહી જાણે કોય;
એક દિવસ દુબળી ઘરમાં ગયો, કારી બોલ ભદ્રાને કહ્યો.
અમો જઇશું અમારે ગામ, કરો એક અમારૂં કામ;
બાખા સાથ જેમ લીધો લાવ, તે દેખાડો મુજને દાવ.
પોંચી નંગ નવલાખજ તણી, તે દેખાડી અણમુલી ઘણી;
એક ઘડી દેખાડો સેજ, તો મનની માની થાયે હેજ.
લો પોંચી વળી કહો જે તમો, અત્ર ઘડી આણી આપું અમો;
દુબળી તમને ગમી એ વાત, આવો મેડીએ રેજો રાત.
પ્રાતે પોંચી લીધી હાથ, સંકેત કર્યો તેની સાથ;
ચડયો દુબળી મેડી માપ, જોઊં રામા કેમ રાખે આપ.
જ્યાંહાં રામાની હતી સેજ, અરૂણ ઉગ્યો એવું તેજ;
શાહપુત્ર ચડયો જ્યાહરે, કૌતક એક થયું ત્યાહરે.
ભદ્રા કહે જઇને બેસો તમો, પરવારીને આવું અમો;
એમ કહીને ત્યાંથી ગઇ, બઇયા બેઠા પલંગપર જઇ.
તુરત બની ત્યાં કારમી વાત, આવી ભવાની ત્યાં સાક્ષાત;
જગ્તમાત કોઇક જોગણી, ભવાનીરૂપ ભારે ભોગણી.
વજ્ર કછોટો વાળ્યો કસી, મુસ્તક જટા લાંબેણી લસી;
વિભૂત ઓપે આપે અંગ, પિતાંબર પલવટ રૂડે રંગ.
સિંદુર મુખ ઉપર ઓપિયું, ત્રિશૂળ કર મધ્યે શોપિયું;
સાક્ષાતકાર જોગમાયા આપ, તેજપુંજ પૂરણ પ્રતાપ.
દીઠું દુબળીએ જ્યાહરે, તરત પગે લાગ્યો ત્યાહરે;
હવડાં એ મનમાં ધારશે, ત્રિશૂળ વડે મુજને મારશે.
થરથર તે અંગે ધ્રૂજિયો, બાબત કારમી તે બૂજિયો;
રક્ત આંખ ભમર બહુ ચડી, નાઠો દુબળી તેણી ઘડી.
દેહમાંથી તવ ચેતન ગયું, પેશાબ પાગરણમાંહે થયું;
આવ્યો તરત તરેડી તાવ, શો એ બાબત બન્યો બનાવ.
કર્યો વિચાર મન સાથે તુર્ત, તેણે સર્વે રાખ્યું સુર્ત;
કર્યો કારમો કાસદ એક, વિરચંદ આગળ કરી વિવેક.

દંતાશાએ જાણ્યો ત્યાં મુને, તેણે ઠબકો કહાવ્યો તુને;
ખાઓ પીઓ નિત્ય હેતે ઘણે, હું જાઇશ ઘેર દંતાતણે.
આજ્ઞા માગી મન ભાવિયો, પિતાતણે મંદિર આવિયો;
સુંદર મુખ દીઠાં સુતતણાં, દિધાં વધામણાં દેવને ઘણાં.
અમુલ્ય આભુષણ પેહર્યાં અંગ, રાજતેજથી રૂડો રંગ;
જગમગ જ્યોત ખરો જાજ્વલ, કુંવર જાણે કમળનું ફુલ.
મંદિર આવી હરખ્યો આપ, નારિ તેડવા જઇશું બાપ;
આજ્ઞા લીધી પિતાજીતણી, કસ્તુર મનમાં ઇચ્છા ઘણી.
ધોરી ધવલ ને સુંદર વ્હેલ, વૈમાન ઇંદ્રતણાથી સ્હેલ;
નહી સાથે સેવક કો સહાય, નારી તેડવા કસ્તુર જાય.
પિતા કહે સાંભળરે પુત્ર, મોટા ગૃહસ્થ આપણ ઘરસૂત્ર;
એકલા આપ ન જઈયે કોય, વાટે વિઘ્ન અનેરાં હોય.
કહ્યું પિતાજીનું નવ કર્યું, જવા સાસરે મનડું ધર્યું;
મેહેલ્યા બળદ દોડી ઠામ, ઉતર્યો જઈ ગંધારે ગામ.
ગઇ નગર વધાઇ નેટ, આવ્યો કસ્તુર નગરનો શેઠ;
ફુલ વેરાવ્યાં વારૂ વાટ, ઘણા ઢળાવ્યા કંચન પાટ.
વગડાવ્યાં બહુ જંગી ઢોલ, કર્યાં ઓવારણાં નંગ અમોલ;
શાક પાક સુખસાગર ઘણાં, તરતીબ ઘણી તેજાનાં તણાં.
શેઠ કહે હું નહી રહું વાર, શિઘ્ર કરી વોળાવો નાર;
સાસરવાસો શુભ સજ કરી, વળાવી વેગે સુંદરી.
એક વેહલમાં બેઠાં બેય, નરનારીને ઝાઝો નેહ;
રાત ઘડી બે ગઈ જ્યાહરે, ખેડી વ્હેલ વેગે ત્યાહરે.
ધનમદ જોબનમદ જેહને, બીક ન રાખે તે દેહને;
સૂર્ય ઉગતે મંદિર જશું, આપ વિચાર મનમાંહે અશું.
જાળું વરખડી કેરૂં અડયું, નેપુર ડાબા પગનું પડયું;
રાખો વ્હેલ જોઉં જોર તાહરૂં, નેપૂર આણિ આપો માહરૂં.
કહે કસ્તુર સાંભળ કામની, વિખમ વાટ જાયે જામની;
એવાં નેપુર ઘરમાં ઘણાં, નિત્ય નવાં પેહેરો તેતણાં.

એકજ નેપુર કેરે કાજ, નહિ ઉતરૂં હેઠો હું આજ;
નારી હઠ લેઇને રહી, ગદગદ કંઠ ગળેથી થઈ.
તે દેખીને આવી દયા, રાખી વ્હેલ લેવાને ગયા;
વનિતા વ્હેલ રહ્યાં વાટમાં, ચાલ્યો ચતુર ચિલે ઘાટમાં.
નેપૂર જે ઠેકાણે પડયું, તરત એક તસ્કરને જડયું;
લેઇ હાથમાં તે આવિયો, ભામનિના મનમાં ભાવિયો.
બેઠો હાંકવા થઇને ધણી, હાંકી વ્હેલ મેવાસા ભણી;
જાળાં જાંખરાં કાદવ નીર, તસ્કર લઇ ચાલ્યો તે તીર.
ઉજેશ થયો વ્હાણે જયાહરે, દીઠો ભૂત જેવો ત્યાહરે;
હણે હઇડું ને કુટે પેટ, કયાંહ ગયો જે મારો શેઠ.
આ દીસે તસ્કર નર કોય, એમ વિચારી બોલી સોય.

દોહરા.

તરૂણી કહે તસ્કર સુણો, તું કયાં આવ્યો યાંહ;
નેપુર ક્યાં તમને જડયું, એહ ધણી છે કયાંહ.
કપટ કરી બેઠા અમો, પ્રપંચથકી બહુ પેર;
વાટ મરડાવી નીસર્યા, જાઉં અમારે ઘેર.
તેની આશા મુક તું, તેહ મળે નહિ કોય;
તું મુજ ઘેર રહે માનુની, માન ઘણેરૂં હોય.
તસ્કરને તો હર્ષ છે, માનની મન ઉચાટ;
તેહ સમે શું નીપજ્યું, ઇશ્વરકેરા ઘાટ.
નૃપત નગર ત્રંબાવટી, ચડયો સેજ શીકાર;
તારૂણીને તસ્કર હતાં, આવ્યો તેણે ઠાર.
માનુની દાઠી કારમી, તત્ક્ષણ ઝાલી બાંહ;
દોરી ખેંચી દશદિશા, બેસારી રથમાંહ.
બળદ બુદ્ધિથી ઓળખ્યા, નગરશેઠના હોય;
પગલું જાણશે એથકી, તો કહેશે જઇ કોય.
તસ્કર મૂકયો જીવતો, આપ્યા બળદ બે હાથ;
કાઢી મૂકયો વેગળો, શામા લીધી સાથ.

એકાંતે ચોકી અધિક, રાખી તેણે ઠામ;
જાણુ કરી કો નવ શકે, આવ્યો પોતે ગામ.

ચોપાઇ.

આવ્યો શેઠ ફરી તે ઠાર, ન દીઠી વ્હેલ ન દીઠી નાર;
અરે દૈવ એનું શું થયું, બધું બારકસ કહો કયાં ગયું.
ચિબો વાટ ઉવાટે ચડયો, રાત અંધારી તે નવ જડયો;
શું મેં લઇને મંદિર જાઉં, તરણાથી હળવો હું થાઊં.
બાળે હૈયું ને બોલે લોક, રોમરોમ પ્રગટે બહુ શોક;
ઘણું દુઃખ પડે જેટલે, ઘેર જવું ન સુજે તેટલે.
તેણે ઠામ તજ્યો વાશીએ, કરી મન ગયો કાશીએ;
તસ્કર ગયો પોતાને ઘેર, તેણે વિચારી મનમાં પેર.
વેહેલ બળદ બૈયર ને દીધ, જાવા જાત્રા મનડું કીધ;
આવ્યો વૈરાગ કીધું ઘર તાજ, ગયો કાશિએ કરવત કાજ.
કહું વાત તે સાંભળ કર્ણ, લાખા સાથ થયા જણ ત્રણ;
એહ વાત અહિંયાંથી રહી, પ્રેમદા રાયની શી ગત થઇ.
ભદ્રા પાસ રાજા આવિયો, હાર રત્નતણા લાવિયો;
પ્રીત ધરો મુજ ઉપર પેર, રાણી કરીને રાખું ઘેર.
બોલી ભદ્રા ત્યારે તરત, માહારે ખટ મસવાડા વરત;
સોભાગ્ય કારણ સેવના કીધ, પરમદેવી અંબા પરસિદ્ધ.
જાજુલમાન જાણી મેં એહ, મનવાંચ્છિત ફળ આપે તેહ;
વ્રત પુરૂં એ જ્યારે થશે, સંકટ મનનું સરવે જશે.
ત્યાર પછી જે કહેશો તમો, માથે બોલ ચઢાવું અમો;
જો કરો મુજ સાથે જોર, તેમાં નહિ તમારો તોર.
હું અબળા નહિ ચાલે નેટ, તો મરૂં પાળિ મારીને પેટ;
જીભ દંત કરડીને મરૂં, વ્રત ભંગ નિશ્ચે નહિ કરૂં.
સો દાસીઓ સોંપી રાય, રાખી અતિશય સંકટમાંય;
સુની નવ મુકે અદઘડી, આવે દાસીઓ દાવે ચડી.
એક દિવસ રાણીએ કહ્યું, વ્રત માહારૂં પૂરૂં થયું;
પુજાં શિવને રૂડે રંગ, પછિ રાયનો કરિયે સંગ.

રાજા મનમાં હરખ્યો ઘણું, વચન ગમ્યું એ રાણીતણું;
પૂજાસામગ્રી આપી હાથ, ડાહી દાસિયો દીધી સાથ.
રખે સુની મૂકો એહને, ધીરો મા એની દેહને;
પલક એક સુની રહે દીશ, તો તમ સહુનું છેદું શીશ.
બેસારિ રથ ખેડયો બારણે, શિવ પુજન કેરે કારણે;
દંતકુંવરનું દેરૂં ત્યાંહે, પ્રીતે ગઇ પૂજનને માંહે.
અરે દાસિયો રહો સહુ બ્હાર, કરૂં પુજન આવું આ ઠાર.
પ્રીતે વચનની દીધી આંચ, મ્હોર એકને આપી પાંચ.
દેરૂં વાસી દાસી રહી, પુજા કરવા રાણી ગઇ;
ધ્યાન શીવ અંબાનું ધર્યું, પૂજન રૂડી પેરે કર્યું.
કસ્તુરે કહિતી જે વાત, સાંભર્યું તે વેળા સાક્ષાત;
દોહિલા દિવસ કાલે વામશે, જીવતો નર ભદ્રા પામશે.
જીવ તો હું શામાટે તજૂં, ભાવે શ્રી ભૂધરને ભજૂં;
શિવલિંગમાં ભોંયરૂં હતું, તે કોઇ નવ જાણે છતું.
તો ફેર ફેરવ્યો જમણે સંગ, નીકળ્યું જળધારીથી લિંગ.
સળંગ માંહ પ્રયાણુજ કરી, પાછું લિંગ હતું તેમ ધરી;
ડાબો ફેર ફેરવ્યો જેટલે, સજડ લિંગ થયું તેટલે.
રૂમઝમ કરતી ચાલી ત્યાંહ, આવી ઘર સસરાના માંહ;
વડિ શેઠાણી ઢોળે વાય, ભોજન કરે છે દંતો રાય.
માહાલક્ષમીવત દીઠી નેટ, અચરત પામ્યો દંતો શેઠ;
કહે બાઇ દેવી તું કોણ, આટલે દાહાડે દીઠી ઓણ.
કરજોડીને ઉભી રહી, કહાણી સસરા આગળ કહી;
ભદ્રા નામ જાણે છે સહુ, દંતકુંવરતણી કુળ વહુ.
સપૂત શેઠ દિલથી ડાહરો, કુળતારણ દીપક તાહરો;
દેરે મુને દેખાડી વાટ, ગયા ગુપ્ત તે જાત્રામાટ.
ભલે પધાર્યાં વહુજી તમો, પેહોચી રળી રળિઆતજ અમો;
અમૂલ્ય મોતીએ વધાવિયાં, પ્રેમદા મંદિર પધારિયાં.
રાજા ઘેર જુવે છે વાટ, રાણી નહી આવી શામાટ;

છડી અસ્વારી દેહેરે ગયો, બોલ તેહ દાસીને કહ્યો.
અક્કલ કેમ ગઇ તાહરી, સુની રાણી મુકી માહરી;
કમાડ ઉઘાડી પેઠો માંહ, માનવ જાત નહિ દિસે ત્યાંહ.
સળંગ શિવ દેરે સાક્ષાત, ગુપ્ત ન જાણે કોઈજ વાત;
શિવદેરામાં શોધી જુવે, નિરાશ થઈ નયણેથી રૂવે.
અરે દૈવ આ તે શું થયું, એ નારીને કોણ લઇ ગયું;
નથી પવનપ્રવેશની જાગ, સાંભરે સુંદરિ ઉઠે આગ.
નારીને માહાદેવે ગળી, ન મુકી જેણે બીલડી વગી;
શકે દેવ અંત્રીક્ષે હરે, કંઇ કંઇ મન મનસુબા કરે.
હતિ ત્યાં ઈંદ્રતણી અપ્સરા, એ રૂપ માનવ નહોય મત્સરા;
શોભા રૂપ સુંદર સુંદરી, લોચન ભરે વિલાપ બહુ કરી.
નૃપતિ મન વિચારે નેટ, ખાઉં ઝેર કે મારૂં પેટ;
કરૂં એમ જે જીવજ જાય, પણ ભેટો તેનો નવ થાય.
માટે કુંવરને સોપ્યું રાજ, સુખ શરીરે કીધું તાજ;
ગયો કાશી કરવત કારણે, થયા એકઠા ચારે બારણે.
સાચું પાપ પ્રકાશે દીશ, ત્યારે કરવત મુકે શીશ;
કહે કરવતિયો ખોટી થાઓ, સાચું કહો કે મંદિર જાઓ.

દોહરા.

લાખો કહે કહું લખવરાં, દુખની માથે મોટ;
એક નારીને કારણે, ખોઇ પાંચ લાખનિ પોઠ.
મળ્યો એક ડાહ્યો દુબળી, મળી નમેરી નારિ;
પુંખ ખાધા વિણ કર બળ્યા, હોડે બેઠો હારિ.
માટે કરવત લીજિયે, દેહ દુખથી દેઉં;
ગરથ બધો પોઠીતણો, તે નારીને લેઉં.
તસ્કર તે વેળા કહે, માનનિ એક મધરાત;
નેપૂર જડયું મુજને ત્યહાં, વારૂ કહું એક વાત.
તે મેં દીઠી એકલી, આપ્યું નેપુર હાથ;
અણુજાણ્યો નવ ઓળખ્યો, શામા તેડી સાથ.

વેહેલ શેઠ વાટે જતાં, ઉગ્યો આપે સૂર;
ચંદ્રવદની ચતુરા ચતુર, નારાયણનું નૂર.
હરખીને હું નિરખિયો, જાણ્યું બળિયું ભાગ્ય;
કર્મહીણ છાજ્યું નહી, પછિથિ ઉઠી આગ.
નૃપત નગર ત્રંબાવટી, મળ્યો ઉગમતે દીશ;
નારી શેઠ તે ગયો, રહ્યો કુટીને શીશ.
નેપૂર ગયું જુવતી ગઇ, આવ્યો તેણે આજ;
કરવત મુક્યો કોટપર, કામનીકેરે કાજ.
રાજા બોલ્યો રીઝમાં, તે વનિતાને વરત;
માનની ગઇ દેરા વિશે, અલોપ થઈ તે તરત.
પ્રભાતે લીધી હતી, તસ્કરકેરી તોલ;
વ્રતતણો કર્યો વાયદો, માન્યો સાચો બોલ.
તેનું મુખ દીઠું નહી, ભાગી નહિ જે ભૂખ;
ખટ માસ રહી તે કામની, શામા પામી સુખ.
શામા કહે શિવ પુજિયે, પ્રીત ધરીને પેર;
પછી રાણી થઇને રહું, રાજા તારે ઘેર.
પૂજન કરવા ગઇ પ્રેમદા, ગઇ દેરાની માંહ;
બોલાવી ખાંતે કરી, અલોપ થઇ તે ત્યાંહ.
અચરજ એતો અતિ ઘણું, ક્યાં ગઇ નિર્મળ નાર;
માટે કરવત લીજિયે, આવ્યો છું આ ઠાર.
સમજ્યો શેઠ દિલડા વિશે, અંતઃકરણ થઈ આશ;
જીવતો નર ભદ્રા પામશે, વનિતા પ્હોંચી વાસ.

## ચોપાઈ.

સાંભળ લાખા આણે ઠામ, કસ્તુરચંદ તે મારૂં નામ;
દુબળી પારેખ તે હું થયો, સ્ત્રીચરિત્ર જોવાને ગયો.
સાટાં તારાં કીધાં અમો, હું દુબળી ને લાખો તમો;
ઓળખીતા મન મેહેલી મળ્યા, સંતાપ હતા તે મનના ટળ્યા.

ભદ્રા જે નારી તાહરી, તે આદિ જાણી એની માહરી;
શુભ વચન તસ્કરને સાથ, એ નેપુર આપું તુજ હાથ.
તસ્કર કહે હું તારો રાંક, ક્ષમા કરો અમારો વાંક;
ત્રંબાવટીતણો જે રાય, તે કરજોડી લાગ્યો પાય.
કસ્તુરચંદે જે નારી વરી, મારી પેટતણી દીકરી;
કાશીમાં કોઠીનાં ઠામ, પ્રગટ કર્યું પોતાનું નામ.
લીધો ત્યાંથી લાખો ગરથ, જોડાવ્યા મન ગમતા રથ;
કર્યા પુન્ય ઘણાં કાશિયે, દીધાં દાન તિરથવાસિયે.
કર્મ મુકાવ્યાં કોડે કરી, બ્રહ્મ મોહોરો આપી ભરી;
ચારે એકઠા પંથે પળ્યા, દંતાશેઠ ઘેર આવી મળ્યા.
રાજા ઘેર થયું છે જાણ, ગડગડિયાં હરખે નીશાન;
ચાર એકઠા રંગે રમે, ભદ્રા રાંધે તે જુગતે જમે.
ચાર બારણાં ચાર શણગાર, ચતુરા જાણે હોએ ચાર;
પાંચ લાખ પોઠીના દામ,આપ્યા લાખાને કીધું કામ.
એ નેપૂરતણો જે ગર્થ, આપી તસ્કરને સાર્યો અર્થ;
રાજા ઘેર પોતાને ગયો, દંતાશેઠ પણ સુખિયો થયો.
નવ ટુંકા મણી જડિયા મેહેલ, શોભા ઇંદ્રાસનની સેહેલ;
નવમી મેડિયે નિત્યે નાર, કરે કલોલ તેને વેપાર.
રાત દિવસ નહી જાણે કોય,આનંદ લીલા અદકી હોય;
ઉપર સુવે ને ઉપર જમે, રામા સાથ રમત એ રમે.
પોતાની દાસી ને દાસ, પ્રીતે માણસ રાખે પાસ;
વ્યાપાર વણજ ને સુખ કે દુઃખ,કોઇ દેખી શકે નહિ મુખ.
માહાલક્ષ્મિની જેને મેહેર, તેને ઘેર લીલા ને લેહેર;
વિત્યાં રમતાં વરસજ બાર, સુખસાગરમાં નર ને નાર.
દિવસ એક આવ્યું શુભ પર્વ,લોક મહિસાગર જાએ સર્વ;
નારી શેઠ દંતાજીતણી, પ્રીતે સાથ પાડોસણ ઘણી.
રથ બેસી આવ્યાં બારણે, મહિસાગર નાવા કારણે;
વાત કરે માંહોમાંહે સહૂ, કો કહે રાંધી મુકે વહૂ.

કો કહે વહુઅર પાણી ગળે, કો કહે વહુઅર ખાંડે દળે;
કો કહે વહુઅર ઢોળે વાય, કો કહે દાડી ચાંપે પાય.
કો કહે વહુઅર લાગે ચર્ણ, સાંભળ્યું શેઠાણિયે કર્ણ;
ત્યારે તેને અચરજ અડયાં, આંખે આંસુ ધારા પડયાં.
મુખે તાણી મુક્યો નિશ્વાસ, અરે દૈવ નવ પ્હોતી આશ;
તે સર્વે સાથે દીઠું દ્રષ્ટ, કહે સર્વ તમને શું કષ્ટ.
શ્રીમંત છો તમને શું દુઃખ, સઘળી વાતનું ઘરમાં સુખ;
તમ ઘરમાં દાસી છે ઘણી, એ વાત તો અમ ગરિબોતણી.
કહે શેઠાણી સાંભળ બ્હેન, કહું મારી કુળવહુનાં ચ્હેન;
આવી તે દહાડાનું દુઃખ, નથી દેખતા સુતનું મૂખ.
તે નારીએ પુત્રજ લીધ, શું જાણિયે કંઇ કામણ કીધ;
નિત્ય ઉઠી પગે લાગતો, માજી કહી ખાવા માગતો.
હેત પ્રીતથી કરતો વાત, તે દેખીને ઠરતો તાત;
ઠરતી આંખ દેખીને તંન, તૃપ્ત થતું ત્યાં મારૂં મન.
તેને તો વહુએ વશ કીધ, અક્કલ સાન ભુલાવી દીધ;
તે હું પુત્ર ન દેખું દ્રષ્ટ, એથિ બીજું શું અદકું કષ્ટ.
સર્વ સાથ સાંભળી ત્યાં રહ્યાં, છોકરાં આજના બેશુધ થયાં;
તમે કહ્યું તે આડો આંક, વધતો તમ વહુઅરનો વાંક.
એમ લોકે તે અદકું કહ્યું, સાથ શેઠાણી દાસિયે લહ્યું;
તે દાસી તો ભદ્રાતણી, વાહાલા વંચી સાચી ઘણી.
વાટે વાતમાં જે જે લહ્યું, શેઠ શેઠાણી આગળ કહ્યું;
દુઃખ ઘણેથી રોયાં માત, કહી સર્વ માંડીને વાત.
કહે ભદ્રા સાંભળો ભરથાર, ઉતરો અટારીથી આ વાર;
સંતોખો જઈ મા ને બાપ, પછી પધારો આપોઆપ.
બ્યાપાર વણજમાં ઘાલો મંન, જમો છો બાપ રળ્યાનું અન્ન;
રૂડા નરને નવ તે ઘટે, વણ રોજગારે માનજ મટે.
આળસ મરડીને ઉઠિયો, જેમ મદ્ગળ પોતે છુટિયે;
આવ્યો હેઠલ આપોઆપ, બેઠાં છે જ્યાં મા ને બાપ.

પિતા મુને આજ્ઞા દીજિએ,જે કાંઇ કામ હો તે કીજિયે;
કહે પિતા સુત સુખિયા થાઓ,કર્મે લખ્યું છે બેઠા ખાઓ.
હજી લાડકવાયા છો તમો, તમ જેવડા હતાજી અમો;
કરતાતા કંઇ મોટાં કામ, વીસ કોટી જોડયાતા દામ.
ઠામ ઠામ જે લક્ષ્મિ હોય, ચોરીથી નથી લાવ્યું કોય;
રળ્યાપકી મળે છે ગર્થ, બેસી રહે સરે નહિ અર્થ.

છપ્પો.

સિંહને માથે સિંગ, સાપ પોતે પંખાળો;
સુરને હાથે શસ્ત્ર, વાઘ વકારે ખાળ્યો.
સાગરને પરઠયું પૂર, હીરો જ્યમ કુંદન જડિયો;
ઇંદ્રપૂર અધિકાર, વળી વરઘોડે ચડિયો.
જેમ અરાડે હાથિઓ, કવિને વળી વખાણિયો;
સામળ કહે વાધે અટલા, વ્યાપારે ચડે જયે વાણિયો.

ચોપાઈ.

રાખ્યા વાણોતર જે ઘણા, ખાસ ખેલ તે પોતાતણા;
વાહાણ વીસથી બમણાં લીધ, માલ ભરી તૈયારી કીધ.
કાળાં કાપડ મોઘે મુલ્ય, અતિશે માલ ભર્યો અણુતુલ્ય;
જાવે જાવા મનસા ધરી, વહાણુમાં ભારે જણુસો ભરી.
સઢ ચઢાવી નાંખ્યા દોર, લાગ્યો નાદ નિશાને ઢોર;
એ સઘળી કીધી હેડિયે, ચડયો ભદ્રા પાસે મેડિયે.
કહ્યું કામની મારૂં કરો, મુજ આવ્યા વિણુ નવ ઉતરો;
ખાઓ પીઓ મેડી માળિયે, સુખે નિત બેસો જાળિયે.
શાણાં ડાહ્યાં ચતુરા તમો, તોશી શિખામણ દીજે અમો;
પ્રૌઢે પંથે વહાણે જશું, કહી વાત તે મનમાં વસ્યું.
આજ્ઞા માગી ઉતર્યો આપ, આવ્યો જ્યાં બેઠાં માબાપ;
કરજોડીને ઉભો રહ્યો, હેત બોલ માબાપે કહ્યો.
વ્યાપાર કરતાં કેમ વારિયે, તમવિના જીવતે ક્યાં ઠારિયે;
વેહેલા વળજો મારા પુત્ર, સર્વે રિદ્ધ તારી ઘરસૂત્ર.

પુષ્પ નક્ષત્ર સાધ્યું પ્રીત, ચડયો વ્હાણમાં રૂડી રીત;
શુભ શુકન રૂડી વાણિયે, ચાલ્યાં વ્હાણ કાળે પાણિયે.
સઢ સલામી પોતાતણી, શોભા સફરની સુંદર ઘણી;
જોયાં બંદર પોતે અનેક, એકએકથી ઉત્તમ એક.
અગાધ અરણવાં વહે નીર, રહે નહી જોતા મન ધીર;
એક બે દિવસ કરતાં એમ વાત, સહજે ગયા મસવાડા આત.
દેશ વિદેશ પરદેશે ગયો, ત્યાં તો એક અચરત ખેલ થયો;
રૂડી રાત શરદ પુર્ણમી, અતિ ખીલી સ્વાની ઘણી.
એવો જોગ જે દહાડે હોય, શું કૌતક થયું તે જોય;
અર્ણવ વીચ આવ્યોછે બેટ, છીપ્યાં વાહાણ તે તળ હેઠ.
વાહાણથકી સર્વે બારણે, ઉતર્યાં જઇ ભોજન કારણે;
જેવો ઐરાવત હોયે જગ, શુંઢ સરખી ફરૂકે ધ્વજ.
ઠામ ઠામ સુતાં સહુ જાત, દોઉ પ્હોર ગઇછે ત્યાં રાત;
નથી જાગતું માનવ કોય, એકલો શેઠિયો પોતે જોય.
બેઠો જોત દીપકની કરી, માંડે નામું હૈડે ધરી;
તન મન ધન મેળવ્યું છે ત્યાંહ, નથી જીવ બીજા કો માંહ.
મેળ મળતાં ભૂલે કોય, તો નર નિશ્ચે ઊંચું જોય;
એક હંસણી બીજો હંસ, પક્ષી પણ દેવતાઇ અંશ.
અંતરિક્ષ પાંખ વડે વિસ્તરે, અમુલ્ય મોઘાં મોતી ચરે;
માનસરોવર ગુણ ગંભીર, ચરે હંસ સઉ તેને તીર.
સ્ફાટિક મણિની જયાં છે પાળ, વૃક્ષ દેવ વળીની જાળ;
વરસે ત્યાં મોતીનો મેહ, ઉજ્વળ હંસતણી છે દેહ.
હંસ નરનારીની જોડ, કાયા જોતાં પ્હોંચે કોડ;
સમુદ્ર બેટ મોતીની ખાણ, આરાકાજ ગયાં નિરવાણ.
પાછાં માનસરોવર જાય, આવ્યાં અર્ધ અર્ણવની માંહ;
થાકી હંસણી ન ઉડે પાંખ, દિઠાં વાહાણ છીપ્યાં તે આંખ.
કહે હંસલી સાંભળ હંસ, પ્રાણજીવન અધિપત છો અંશ;
ઘડીએક જો બેસો હાવ્યું, થાકો શીતળ થઈ નિરવાણ.

તેઉ મેં બોલાતું નથી, તો વારવાર શું કહિયે કથી;
બેઠાં બે તે ઠામે ઠરી, શુભ વચન બોલી સુંદરી.
જાણો સ્વર્ગતણી છે સેર, દિવ્ય જળ દરિયાની લેહેર;
અતિ ઉજ્જવળ દીસેછે રાત, કોહો આ વેળા કાંઇક વાત.
કીયો દિવસ કીયુંછે પર્વ, શોભા સ્વર્ગતણી તે સર્વ;
કહે હંસ સાંભળ કામની, જુગત આજ રૂડી જામની.
સરદ પુનમને સ્વાતિ હોય, મહિમા કળી શકે નહિ કોય;
નરનારી કરે જો સંગ, હોય રીઝમાં રૂડો રંગ.
એક નાડે એક સોડે સૂત્ર, પડે બિંદુ પ્રગટે તો પુત્ર;
પિયુ પ્રિયાને પુરણ પ્રીત, રમે મળીને રસની રીત.

છપ્પો.

પડે બિંદુ જો નીર, તીર અરણુવ ઉદ્યોતી;
ઉજ્વળ તેહ સોહંત, ઠરે માહા મોઘાં મોતી;
કેળે હોય કપૂર, સૂર ઘણા મુલ ઘોડા;
બત્રીસ લક્ષણે બાળ, પદ્મની જુગતી જોડા;
હોય નિર્મળ ચીત નર નારનું, ઉદરે ગર્ભ આવી અડે;
પુરૂષ પ્રતાપિક અવતરે, છીક ખાતાં મોતી પડે.

ચોપાઇ.

હાથણી સામું હાથી જોય, ભદ્રા જાતિક હસ્તી હોય;
સરદ પુનમ સ્વાતી કહેવાય, અકળિત મહિમાં તે ન કળાય.
હંસે વાત માંડીને કહી, કસ્તુરે તે સરવે લહી;
તાણીને મુકયો નિશ્વાસ, અરે દૈવ નવ પોતી આશ.
નિરાસ થઇને બેઠા ધરણ, એમ નિસાશા નાખ્યા ત્રણ;
હંસ હંસલી સાંભળે જેમ, તાણી તાણી મેહેલ્યા તેમ.
હંસલી કાન સુણ્યા જેટલે, હંસ પ્રત્યે પુછયું તેટલે;
શા માટે નિશ્વાસ મુકિયો, ચતુર પુરૂષ તે કેમ ચુકિયો.
ખાવા પીવા દોલત ઘણી, કરે મોજ કરોડોતણી.
તમે હંસ પુછો એહને, શું દુખ પ્રગટયું છે દેહને;
બોલ્યો હંસ તે વેળા વાણું, સાંભળ બાઇ ચતુ

શા માટે મુકો નિશ્વાસ, પ્રિતે સાંભળ્યું તારે પાસ.
બોલ્યો હશીને હંસની સાથ, શાહાપુત્ર જોડીમેં હાથ;
તમો વાત વિનતાને કહી, સ્વાતિપુનમની તે મેં લહી.
પ્રેમદા તમે વખાણી પેર, તે ગુણવંતી મારે ઘેર;
એક સોડે એક નાડે એક,એવી વિનતા ચતુર વિવેક.
તમો વાત વખાણી આજ, કેહેતાં આવેછે બહુ લાજ;
આણે સમે કામની નવ મળે,પ્રીત વચન મારૂં કેમ પળે.
એક સમે ને બીજી વાણુ, તેથી કેમ પડે નિશ્ચે જાણુ;
જાય સમો તો વળતી મળે,ત્યારે ભાગ્ય તે કયાંથી ભળે.
તેણે દુ:ખ દાઝું છું અમો, કહી વાત જે પુછી તમો;
કહે હંસ ઝુરો શા માટ, વનિતા દૂર તે કેટલી વાટ.
શેઠ પુત્ર કહે સાંભળ વીર,અગાધ તો અર્ણવનાં નીર;
કહ્યું કુંવરજી વેગળી વાત,ચાલ્યા અર્ણવ મહિના સાત.

## દોહરા.

ત્રંબકસેન ત્રંબાવટી, મહિસંગમ મહા મુલ્ય;
ગુર્જર દેશ ગુણઆગળો, અતિશે દૂર અતુલ્ય.
કહે હંસલી હંસ સુણુ, પૂછયો સકળ ઉપાય;
આ વેળા તમો એહને, મંદિર તેડી જાઓ.
મેળાવો એનિ માનની, ભક્તિ ધણિયે ભાવ;
ઉઠો અક્કલ અદકી કરી, ઉગતા પેહેલાં આવ.
હંસ તે બોલ્યો હેતથી, ઉઠ આળસ તજ આજ;
બેસ પીઠ બહાદુર થઇ, કર મનગમતાં કાજ.
પ્રતિજ્ઞા પ્રૌઢી કરો, ખોટી ન કરો ખાંત;
પલકમાંહ પાછા ફરો, જોઇ કામનિની જાત.
હંસલી રહિ ત્યાં હોડિયે, અંત્રિક્ષ ઉડયો હંસ;
કસ્તુર કોટ ઉપર ચડયો, વારૂ શેઠનો વંશ.
આકાશ લગી ઊંચો ચડયો, નિરખ્યું ગુણ ગામ;
ધનુષની પેરે ઉતર્યો, આવ્યો તેણે ઠામ.

કહેરે મહોલ તારો આહાં, ઓળખ આપે આજ;
પેશ મંદિરમાં પ્રીતથી, કર કામનિનું કાજ.
નવ ટુંકા ને નવ ગોખા, રૂડી રીતે રંગ;
દીપક આઠ અટારિયે, શોભા રૂડો સંગ.
માનનિ બેઠી માળિયે, જુવતી જંતર વાય;
અગાશીમાં ઉભો રહો, વિનતા વિસ્મય થાય.
શામા જાણે સ્વપ્ન છે, કે ચેટક કે ચોર;
કૌતક કાંધક કારમું, અકળિત એ અંકોર.
નહિ શેઠ કસ્તુર એ, અધિપત મારો આપ;
જુવતી જોઈ ત્યાં રહી, અચરત આપોઆપ.
સ્નેહ ઘણેથી સુખ થયું, રામા રીઝી રંગ;
સ્વાતી જોગ તે સાચવ્યો, સ્વામી સાથે સંગ.

ચોપાઈ.

સ્વામી કહે સાંભળ સુંદરી, શું ભાળેછે દ્રષ્ટજ ભરી;
માસ સાતની વાટે ગયો, સ્નેહ મૂજને તારો થયો.
પંખી આગળ કહિ મેં પ્રીત, રામા મેળવ રૂડી રીત;
તે પંખીની પાઠે ચડી, આવ્યો અહિં તે લાગી ઘડી.
નારી કહે ભલે આવિયા, મારે મંન તમે ભાવિયા;
થયાં કામાતુર નર ને નાર, તે વેળા કીધો વેહેવાર.
નારી કહે નર સાંભળ નેટ, પૂરણ ગર્ભ રહો મુજ પેટ;
હવે નહીં જવાયે તમો, તજું પ્રાણ વણ ખૂટે અમો.
માબાપ તમારાંને જઇ મળો, પછિ પંથ તમારે પળો;
વાત કરંતાં લાગી વાર, હંસ હેતથી બેઠો બહાર.
હંસ કહે ખોટી થાઉંછું, હું મારે માર્ગે જાઉંછું;
તું તારે ગમે તો રહે, આવ અહીં કે ના પણ કહે.
દાસી હુતિ ત્યાં દસબાર, રાખી સાક્ષ તે તેણે ઠાર;
તોએ નાર ન મુકે હાથ, શાહપુત્ર મને તેડો સાથ.
હંસ આવ્યો સખિયો સાથમાં, આપ્યાં મોતી બે હાથમાં;
નારી જોવા ગઈ દિપક પાસ, ઉડયો હંસ તેડી આકાશ.

ન આવી વાટમાં ઉની આંચ, આવ્યો રાત રહી ઘડિ પાંચ;
ક્ષેમકુશળ મુકયો વાહાણ, સંભાળ કસ્તુર સુજનસુજાણ.
પ્રણામ કરી તે હંસજ ગયો, પ્રાતઃકાળ એ રીતે થયો;
નિશ્ચિંત થયો મનમાં વાણિયો, કુશળ ક્ષેમ ઘરમો જાણિયો.

દોહરા.

સઠ પૂર્યો સવારમાં, આવ્યા વાય સવાય,
વણિકપુત્ર વેવારિયો, જુગતે જાવે જાય.
જાવે જે કો નર ગયો, નાવે મંદિર માંય;
જાય રળી જાવેથકી, પરિયા પરિયા ખાય.
જાવે જોખ ઘણી જુએ, ચડયો વ્યાપારી વ્હાણ;
અદકું કહું શું એથકી, જયહાં રત્નની ખાણ.
વેચે માલ માહામૂલથી, પુરણ લાભથી પેર;
માનનિ મેહેલી માળિયે, ગોરડી રહી જે ઘેર.
ગુણવંતી ગર્ભજ વાધિયો, ભારે કર્મનો ભૂપ;
વનિતાને ઘણું વાધિયું, રાજતેજ રિધરૂપ.
પંચમાસ પુરણ થયા, નણદલ આવી ત્યાંહ;
ઊંચી ચઢી અટારિયે, ભામની ભદ્રા જ્યાંહ.
રૂપ દીઠું રંભાતણું, ભાભી દીઠાં નેણ;
ઉદર જે ઉન્નત નિરખિયું, ચંચળ દીઠાં ન્હેન.
ભાભી તેંજ ભલું કર્યું, આ લક્ષણ શું આજ;
બોળ્યા બોતેર બાપના, કુળદંતાને લાજ.
ભાઈ પરણ્યા ઘણા ભાવથી, ઘાવ લખિયો અજ;
તો તે તાહારૂં પાળિયું, કામની વાહાલું કજ.
સાબાશ તેં સારૂં કર્યું, ગર્ભ વધાર્યો ઘેર;
વિર ગયાંને વરસ થયું, પ્રોઢી કીધી પેર.
શું કેહેશો સસરા આગળે, શું કહેશો માબાપ;
ગુણ ઘાવ પૂરો કર્યો, તેમ તેં પાળ્યું આપ.
નાક ગયું નવખંડમાં, કુલટા કહેશે લોક;
પડદે રહો તમે પ્રેમદા, ફાંસુ ફુલો ફોક.

નારી કહે નણદલ સુણો, પુછો પ્રીતે દાસ;
હંસે ચડિ હેતેથકી, પ્રીતે આવ્યા પાસ.
સાખ પુરી સહુ દાસિયે, દળવાદળ થયું દુઃખ;
માનશે તારી માવડી, કહિને મરડયું મુખ.
બોલો ભાભી માહરી, પ્રાણ કરોને ઈજ;
મુખ બોલે છે તાહરે, કાંઇક મનમાં લાજ.

છપ્પા.

વિપ્ર શિર એક વાંક, આંક ભલે નવ ભણિયો;
વ્યાપારી શિર વાંક, રાંક કેહેવાણો રણિયો;
રાજા શિર એક વાંક, વાંક વિના ઘર લૂંટે;
જાચક શિર એક વાંક, રાઢ કરીને રૂઠે;
ચતુરને વાંક ચોરીતણો, ઘણા લોક શિર ગાળને;
વડો વાંક વનિતા શિરે, સામળ કહે અધિકાં આળનો.
બાળ પરદેશી પ્રીત, બાળ વાતો આડીની;
બાળ રંડાની રીત, બાળ બુદ્ધ ચોરિ ચાડીની;
બાળ ભીખનો ભોગ, બાળની આળ જુઠાનું;
બાળ દેહનો રોગ, બાળ રંકો ત્રુઠયાનું;
બાળ જીવવું જે બાપડો, બાળ હિંમત હરામની;
સામળ કહે બાળ તે નારને, કલંક ચડયું જે કામની.
બાળ લંપટની લાજ, બાળ પરધાન્યજ ખાવું;
બાળ કુંવારો વાસ, બાળ નિચ સંગે જાવું;
બાળ સાધુ સગપણ, બાળ વિપ્રશું વઢવું;
બાળ ગરથ વિણ ગ્રહસ્થ, બાળ જારીનું જડવું;
બાળ પ્રીત પરનારની, રામ નામ વિણ બોલવું;
બાળ કલંક જે કામની, કહે સામળ પટંતરે ખોલવું.

ચોપાઈ.

નિંદા કરી બહુ નણદી ગઈ, જઈ માતાની પાસે રહી;
કહ્યો અક્ષર દીઠું તે આંખ, પડયો વડો વહુવરનો વાંક.

નારી નીસરી છેકજ નેટ, પ્રૌઢ ગરભ વાધે છે પેટ;
નીચ કામ કર્યું એણિયે, માળિયામાં બેઠી તેણિયે.
તે કષ્ટે જોઇ આવ્યાં અમો, શાણા સર્વે વિચારો તમો;
સસરો સાસુ સજ્જન સહુ, ફટફટ કરે છે વહુને બહુ.
રાખો વાત છાની આ ઠાર, કદી વાત જાણે દરબાર;
પૈસા માગતાં કરશે ફોક, બીજો દંડ ઉપર લે રોક.
માટે એને પીયર પરહરો, કુથલી ઝાઝી શાને કરો;
એનું કર્યું ભોગવશે એહ, નાંણો કાને તેશું નેહ.

છપ્પો.

પરહર મન વિણ દાન, પરહર વિણ હેતે ખાવું;
પરહર ખાલી ખ્યાલ, પરહર ચિત વણ ચહાવું;
પરહર વડાશું વેર, પરહર પુત કપૂતો;
પરહર લંપટ ગોર, પરહર સંત જે ધ્રુતો;
પરહર મિત્ર જે લાલચુ, પરહર લાંચ લે પાંથમાં:
સામળ કહે પરહર પ્રેમદા, જે અન્ય પુરૂષની આંચમાં.

ચોપાઈ.

કામની સહુએ કુડી કરી, પીયર માંહે મેલી પરહરી;
શણુગાર સરવ ઉતારી લીધ, પગરણુ પાતળું પેહેરણ દીધ.
પરહરી મુકી રૂડી પેર, ગઇ પિતા પોતાને ઘેર;
વિતક વાત માંડીને કહી, માતપિતાએ મનમાં લહી.

છપ્પો.

પિતા કહે નહી પુત્ર, બ્હેન કહે નહી ભાઇ;
મામો ન કહે ભાણેજ, સસરો ન કહે જમાઇ;
મિત્ર કહે નહિ મિત્ર, નારી કહે નહી નાથ;
પથી કહે જમાઇ, સગો નવ થાયે સાથ;
વેરી થાય વહાલાં સહુ, દેખાડે નહી દામજી;
સામળ કહે સગપણ ગયું, જ્યારે રૂઠયો રામજી.

### ચોપાઈ.

ગર્ભે ઘર ભરી આપ્યું તેહ, નિમખ ન રાખ્યો તેણે નેહ;
જ્યારે રૂઠયો છે શ્રીરામ, કોઇ નવ આવે ત્યારે કામ.
મા બાપ કહે જણી જ્યાહરે, ગર્ભે ગળ્યો નહિ કાં ત્યાહરે;
જીવત કાં થયું તાહરૂં, તેં કુળ બોળ્યું છે માહરૂં.

### છપ્પો.

ન શોભે રાંડયું રૂપ, ન શોભે વિપ્રવિણ વિદ્યા;
ન શોભે સૈન્ય વિણુ ભૂપ, ન શોભે સાધુની નિંદા;
ન શોભે શસ્ત્ર વિણુ શૂરન, શોભે રાગ વિણુ ગાણું;
ન શોભે ગજ વિણુ સૈન્ય, ન શોભે સુમ ઘેર નાણું;
ન શોભે નદિઓ નીર વિણુ, ન શોભે દાતા દાનવિણુ;
સામળ કહે શોભે નહી, માનવ રૂડા માન વિણુ.

### ચોપાઈ.

માબાપે વિચાર્યું મંન, દંડે ગામતણો રાજંન;
નાતબહાર કહાડે સહુ સાર, વ્યાપારે જાયે વેહેવાર.
ઇજત જાય સગાં સહુ સાથ, લોક કલંક દેખાડે હાથ;
મોટા મસેમસે મેહેણું દિયે, નીચ કહી પાણી નવ લિયે.

### દોહરા.

માન મુકી માને કહ્યું, નથી અમારો વાંક;
હંસ ચઢી નર આવિયો, નિશ્ચે આડો આંક.
શાખ દાસી દશ તેહની, સાચું કહુંછું સૂત્ર;
કસ્તુરચંદશા શેઠનો, પેટ રહ્યો છે પૂત્ર.
આએ મ્હો મચકોડિયું, જુવતી બોલે જૂઠ;
જીવ જીવાડણુ કારણે, આળપંપાળે ઊઠ.
જૂઠું ચાલે જેટલું, જેમ આટામાં લૂણ;
જૂઠું વાદળ જેવડું, સાચું માને કૂણ.
માબાપે માન્યુ નહિ, મુકી જઇ વનમાંય;
વાઘ સિંહ વરૂઓ ઘણા, આપે કરડી ખાય.

નારીને હણવી નહી, વાંક પડે શત લાખ;
પરહરવી તે પ્રીતથી, શાસ્ત્ર પુરે છે શાખ.
ગાંઠે ગર્થ ન બાંધિયો, વાસણુ વસ્ત વિવેક;
કહાડી મુકી કામની, આપે એકલી એક.
ડોલિયે બેસાડી દીકરી, ઉપાડી જણુ પાંચ;
મુકિ જઇ માહા વન વિષે, અરણુતણી બહુ આંચ.
વરૂ વાઘ શીયાળવાં, સિંહ હરણુ ને સાપ;
મુકી સઉ મંદિર ગયા, રામા રહિ રણુ આપ.
સંભારે શ્રીરામને, રૂએ વિલાપે વાણુ;
સહાય કરે તું માહરી, દિનકર ભોળા ભાણુ.
સાચે સુરજ શાખિયો, પ્રત્યક્ષ દેવ મહારાજ;
દાવાદળ મહા દુખ પડયું, રાખે મારી લાજ.
તાતાનું ટાહાડું કરે, પતિજ કરંતે તેલ;
ત્રિલોકમાં મેં પારખ્યું, ખરો બરાબર બેલ.
નોધારા આધાર તું, આપત મુજને આજ;
વહારે ચડજે વિશ્વપતિ, રાખે મારી લાજ.

## ચોપાઈ.

હૈડામાં રાખીને ધીર, પિધું સરોવરમાં જઇ નીર;
આગળ પાછળ વારૂ વાડ, ચઢી એક ધુલરાને ઝાડ.
પાકાં ધુલરાં વીણી ખાય, જળ પીવા સરોવર જાય;
રાત અંધારી ગાજે ઘોર, વૃક્ષ નિચે થઇ જાયે ચોર.
વાઘ સિંહ ગર્જના કરે, કોમળ કુંવરી દિલમાં ડરે;
ત્રાહ ત્રાહરે શ્રી ગોપાળ, જુઠું ચડયું જુવતીને આળ.
મખમલ સેજે પોઢે જાત, તે ઝાડે કહાડે છે રાત;
જે કસ્તુરીએ નિત્યજ ન્હાય, તે ધુલરાં વીણીને ખાય.
જેના દાસી ચાંપે ચરણુ, આપ એકલિ રહે છે અરણુ;
સઘળી વાતનું જેને સૂખ, તે વેઠે છે ભુંડી ભૂખ.
ઉદર ગરભતણે કારણે, કહાડી મુકી છે બારણે;
એક માસ થયો જેટલે, આવ્યો વણઝારો તેટલે.

માલ અનકેળ સાથે મોટ, લાખેણી લાખાની પોઠ;
ટાંડુ બાંધ્યું રણુમાં ઠબે, લાખો ઉતર્યો ઘુલરા તળે.
દીવસ બે રહી તે ઝાડ, ભુખ તરસને તડકો ટાડ;
સૂરજ આવ્યો જ્યારે શીશ, ખાય છીંક લાખો તે દીસ.
ઊંચી દ્રષ્ટ કરી જ્યાહરે, નારી વળતિ દિઠિ ત્યાહરે;
ડાકણુ વંતરી હોશે એહ, સિદ્ધ શિકોતર જક્ષણિ જેહ.
કરે બલદો કેરી હાણુ, કે બાળકનાં લેશે પ્રાણુ;
ખેંચી કમાન ચડાવી તીર, ઉઠ્યો આળસ મરડી વીર.
ઉતર રાંડ કરે શું કામ, હવડાં મારૂં આણે ઠામ;
નાખે તીર તવ બોલી બાઇ, મા માર તું લાખા ભાઇ.
લાખો કહેછે સાચું વેણુ, તું કીશા દહાડાની બ્હેન;
વિરચંદકેરી હું દીકરી, દંતપુત્ર કસ્તુરે વરી.
ભદ્રાભામની મારૂં નામ, મહા દુખે રહિ છું આ ઠામ;
વનિતાકેરી સાંભળી વાત, ભલે ભલે હો મારી માત.
ઉતારીને લાગ્યો પાગ, આપી રેહવા સુંદર જાગ;
અમૃત મેવા આપ્યા અહાર, પ્હેરાવ્યાં વસ્ત્ર બે સાર.
આ જે માલ ખજાનો દ્રવ્ય, સ્મૃદ્ધિ સઘળી પાસે સર્વ;
ભોજન મનભાવંતાં જમો, વણુઝારીયોમાં રંગે રમો.
બ્હેન તમારે સાસરે સુખ, નથિ પિયરમાં કંઇ પણુ દુઃખ;
એકલાં કેમ આવ્યાં છો તમો, તે અચરત પામું છું અમો.
વિસ્તારીને મુજને કહો, સંદેહ કહાડી સુખે રહો;
બાઇ વિતક વણેખા તણું, કહેતાં પાર ન આવે ઘણું.
દેવચરિત્ર સરખું જે થયું, મુજ જીભે નવ જાયે કહ્યું;
સોને શામ ને સાચે જૂઠ, દુરાચાર બોલે સો પૂઠ,
તરત આળ મુજ માથે ચડયું, તે દુખે નીસરવું પડયું;
મહા સાનુકુળ જ્યારે થશે, સંદેહ સહુના મનના જશે.
હવડાં તો હું થઇછું ચોર, તેથી વનમાં કહાડી ઘોર;
મહા સંકટ પડે જેટલે, ઇશ્વર સાહે કરે તેટલે.

આ વનમાં મહા દુખે અમો, પ્રભુપ્રતાપ પધાર્યા તમો;
સંક્ષેપે વિસ્તારી કહી, વીર વણઝારા સાથે રહી.
ભદ્રા ઠરી રહીછે ત્યાંહે, કરે આનંદ વણઝારા માંહે;
નારી સુખ પામી તે નેટ, વધે ગરભ પોતાને પેટ.
બાર બત્રીશી રસોઇ કરે, તે લાખો જમીને ઠરે;
હેત પ્રીત કરેછે અતિ, જાણે માણસ ભલું કે સતી.

## દોહરા.

બીજી જે વણઝારિયો, તેને પડિયો ભાર;
ક્યાંથી આવી કામની, રૂપરૂપનો અંબાર.
આવશે એને દીકરો, અદકું થાશે માન;
બેન બેન મોડે કહે, તે તો બહુ તોફાન.
નારી કરિને રાખશે, ધડતાં જાણે ધીર;
આપણાં ઉતારશે માનુની, નારી એતો નીર.
વીચારે વણઝારિયો, પરહરિયે એ પેર;
રાખવી એને નવ ઘટે, ગુણ રૂડીને ઘેર.
પોઠ તો ત્યાંથી ઉપડી, ઠગપુર પાટણ જાય;
ઠાલું ટાંડું ગોરઠે, આનંદ અંગ ન માય.

## ચોપાઈ.

વેચે જે પોતાની વસ્ત, સોદો લેછે લોક સમસ્ત,
આવે લોક પોઠી નરખવા, ન્યાય અન્યાય પ્રીતે પરખવા.
જાય વણઝારિયો ગામજ માંહ, જુવે બજાર તરતીએ તાંહ;
દેશી દલાલ ગાંધીના હાટ, નેસ્તી નાણાવટી જે ઘાટ.
જોતિ જોતિ આવી સહુ નાર, જ્યાં ગુણકાકેરા દરબાર;
ઢાળી માંચિયો બેઠી તેહ, અંગ સમારી ઝળકે દેહ.
અતર અરગજા બ્હેક બરાસ, પાન ફુલના લિલા વિલાસ;
કરે રાગ ને ગાએ ગીત, અંગ સમારે પુરૂષપેં પ્રીત.
ત્યાંહાં વણઝારિયો જોવા રહે, તેને ગુજણા ઉત્તર દે;
અહિંયા તો મરદોના કામ, કામની કેમ આવી આ ઠામ.

કાંઈક કામ હોય તો કહો, હુંશ હોય તો વાસો રહો;
ખાઓ પીઓને ખુબી કરો, શૃંગાર નિત્ય નવેરા ધરો.

દોહરા.

હસિ બોલી વણઝારિયો, એક નાર અમ પાસ;
તેહ ધણું છે ફુટડી, તમને રાખે દાસ.
તમ મંદિર હોયમાનુની, ઘેલું થાયે ગામ;
ટંકશાળ ઘેરે પડે, દે મનગમતા દામ.
ગામ સંબંધી ગોરડી, રઢિયાળી કો રૂપ;
તમ ઘેર તે બેઠી રહે, આવે બારે ભૂપ.
તેને દેખે દેવ કો, કે બ્રહ્મા કે ઈશ;
તપ ચુકે મહા જોગિયો, દેખે પલક જે દીશ.
તે ગુણકાએ સાંભળ્યું, વિનતા રૂડી વાસ;
શિર તેને સ્વામિ હશે, અમને શાની આશ.
વેચો તો વનિતા લેઉં, દેઉં ધણેરો ગર્થ;
હુંશ હોય દેખાડજો, સરે તમારો અર્થ.

ચોપાઇ.

કહે વણઝારિયો કહું તે કરો, વણુ ગર્થે વિનતાને હરો;
કહું વાત જેમ કામજ થાય, સાલ અમારૂં સહુનું જાય.
વણુ કાંતે વણુ પીંજે વસ્ત્ર, તેવો એક બતાવું દસ્ત્ર;
લાખો નાયક ટાંડાંતણો, જશ મહિમા જગતમાં ઘણો;
ડેરો તાણી બેઠો જ્યાંહાં, સૌકો રમવા આવો ત્યાંહાં;
કોઇ રૂપમાં એ કામની, ભરજોબનમાં છે ભામની;
માસ સાતમો તેને પેટ, એ એંધાણુ નારીનું નેટ;
તે રામા રણુમાંથી જડી, વૃક્ષ બુલરા ઉપર ચડી.
ડેરા કીધા તેણે ઠામ, ભદ્રા કહે છે તેનું નામ;
તમો તેહનો ઝાલો હાથ, લડો લાખા વણઝારા સાથ.
કેહેજો એ અમારી દાસ, કેમ રાખો લાખાજી પાસ;
ડંડ ઘણો તમને દેઇશું, માલ પોઠી લુંટી લેઇશું.

નાઠી છે ઝાઝો લેઇ ગર્થ, સર્વે આજ અમારો અર્થ;
તે વાતની અમો દેશું શાખ, સહુ સાથે બોલીશું ભાખ.
તે વાતની પ્રતિજ્ઞા કરી, સોંપીશું તુજને સુંદરી;
ગુણકા મન વચન ભાવિયાં, તારૂણી સહુ ટાંડે આવિયાં.
લેઇ પોતાનો સર્વે સાજ, આવી ગુણકા કરવા નાચ;
રીઝી લાખો ઘરમાં ગયો, બોલ ભદ્રાની પ્રત્યે કહ્યો.
એક મોહોર સોનાની લ્યો, જાઓ બાહર ગુણકાને દ્યો;
ભદ્રા બ્હાર આવી આપવા, ગુણકાનું રૂડું થાપવા.
એટલે તેણિયે ઝાલ્યો હાથ, પાડી બૂમ વઢી તે સાથ;
ઝાલી લાખાકેરી બાંહે, ચાલ હીંડ રાજદ્વારનિમાંહે
વેચાવું પોઠી તાહરી, કેમ દાસી રાખે માહરી;
એ ભદ્રા દ્રવ્ય લેઇ ગઈ, ઝાડ ધુલરાકેરે રહી.
ગર્ભવંતી અમ ઘેરે થઈ, યશની વાત જુવે છે કંઈ;
માટે પાછી આપો મુને, નહિ તો દુઃખ દેઇશું તુને.

દોહરા.

ગુણકા કહે લાખા સુણો, ખોઈશ સઘળો માલ;
કાઢી મેલ એ કામની, શિદ પાડે છે ખાલ.
સાખ પુરે સહુ તાહરી, નહિ વણઝારી એહ;
ઘેર કેમ રાખી ગોરડી, દેખી રૂડી દેહ.
ગળે ઝાલી ઘણે જણે, કાઢાડી મેલી બ્હાર;
ગુણકા ઘેર લેઇ ગઇ, નક્ષત્ર સરખી નાર.
દીધાં વધામણાં દેવને, ઓછવ આધકો હોય;
રૂપ રંભા એ રાજવી, કળી ન શકે કોય.
માનુની ઘાલી માળિયે, સહુકો લાગે પય;
અમરત ચીજ આગળ ધરે, ચિત્તમાં સહુકો ચાહાય.

છપ્પો.

ભેદુ ઘરનો ચાહે, ગામ ને કોટ લુટાવે;
ભેદુ ઘરનો ચાહે, કટક તે બાધુ પાવે;

ભેદુ ઘરનો ચાહે, કલંક પરિયાનું ઓલે;
ભેદુ ઘરનો ચાહે, સવળાનૂં અવળું બોલે;
ભેદુથી વઢીએ નહી, લોકમાં ઉપજાવે દુખ છે;
સામળ કહે ભેદુ ને માનિયે, સૌ પ્રકારે સૂખ છે.

દોહરા.

અમો સહુ તુજ દાસિયો, તું મારી સરદાર;
પાન ચાવો પ્રીતે કરી, પેરો શુભ સણુગાર.
બીજા લોક છે બાપડા, માનવ રૂડા જંન;
દીવાળી તેને વરસમાં, આવે એકજ દિન.
નિત્ય દિવાળી આપણે, નિત્ય નવા શણુગાર;
નવાં પેરણુ નિત્ય પાગરણુ, નિત્ય નવા ભરથાર.
નિત્યે અંગે અરગજા, નિત્ય ચાતુરી ચિત્ત
નિત્ય નવુ નાણું મળે, એહ આપણી રીત.
બીજી જુવતી જો કરે, પલક એક પરવેશ;
દેખાડે સહુ આંગલી, રહિ ન શકે કો દેશ.
બીજી સહુ બળી મરે, કરી શકે નહિ જાર;
નિરભે થઇ નિસંકશું, ભોગવિયે ભરથાર.
કુળવંતીને કેદ છે, પરાપૂર્વનો પંથ;
કાણો લૂલો આંધળો, કર્મે ભાગ્યો કંથ.
રળે મળે છે રોટલો, ધંધો કરતે ધાન;
કરે વેપારજ ઉજળો, મહિમા ન મળે માન.
હવે ભાગ્ય તારૂ ભળ્યું, દીન રૂડા જો હોય;
જાર જુગતેથી રીઝવો, હોંશે આવે કોય.
ખાવો પિઓ ખુબી કરો, ખુશબોઇ અંગે નાહો;
રાજાની રાણીથકી, અદકો લીજે લાહો.
લાહો લાખેણો લીજિયે, મનસાથી તજ મેળ;
પેહેરો ઓઢો પ્રીતથી, જુઓ જગતનો ખેલ.
ભદ્રાએ મંન વિચારિયું, સંકટ આવ્યું આજ;
ના કેહેતાં નહી ઊગરૂં, જાશે મારી લાજ.

## છપ્પા.

ભટ્ઠ પડ્યો અવતાર, રખ્યું જે નારનું ખાયે;
ભટ્ઠ પડ્યો અવતાર, ગુણ શત્રુના ગાયે.
ભટ્ઠ પડ્યો અવતાર, જાર માતાનું જૂવે;
ભટ્ઠ પડ્યો અવતાર, નામ જે બાપનું ખૂવે.
પરવશ પરસેવન પરઘર, નિત્ય પરદેશ ફરવું ભુંડું;
સામળભટ કે અવતાર ભટ્ટ, શુભકુળ ને ગુણકાપણું.
કુળ રૂડે કલંક, રંક કહે રાજાને;
કુળ રૂડે કલંક, મરે માન માઝાને;
કુળ રૂઠે કલંક, પરિયા બહુ બુડાડે.
કુળ રૂડે કલંક, વાત જુઠી ઉડાડે;
સાસરે મોસાળ સજન સહુ, બુડાડે તે બાપને.
સામળ કહે સલક્ષણા, રખે તજો કો આપને;

## ચોપાઈ.

સંકટ મોટું આવી પડ્યું, રખે કલંક મુસ્તક મુજ ચડ્યું;
ઈશ્વર રાખે મારૂં આબ, જપવા માંડ્યો હઇડે જાપ.
કહી દુઃખ ને મોહોડે હશી, ભ્રાંત ન જાણી મનમાં કશી;
આપ એક માગુંછું માન, પ્રસવું જ્યાર સુધી સંતાન.
ત્યાર સુધી નવ કહેશો તમો, એકાંત જાગ ઉતરિએ અમો;
કોઇ પુરૂષ સાથે નહિ રમું, ભોજન હું રાંધીને જમું.
પછે તમો કહેશો તે કરૂં, ધન રળિ આપું ને ઘર ભરૂં;
કરમ રિને હું કહું છું તૂને, એટલું માગ્યું આપો મૂને.
સહુ તે વાતે સુખિઆ થયા, ઠરી ભદ્રા તે ઠામે રહ્યાં;
[illegible] થઇ પૂરણ દસ માસ, પ્રસવ્યો પુત્ર પોતી મનઆશ.
[illegible] કો બીજે કામ, દેવરૂપ દેવાંશી નામ;
આસનાવાસના [illegible] કરી, જોતાં સુખ દુઃખ ગયું વિસરી.
પૂત્ર નવરાવ્યો નારિયે, બાળા બેઠી છે બારિયે;
રવી કીરણ પડ્યો જેટલે, આવી ઝીંક સુતને તેટલે.

ખમા ખમા કહ્યું વચન, પડયા ખોળામાં બે રતન;
અમુલક જુક્તિ છે બે જોડ, નહી તેમાં ખાપણ કે ખોડ.
વચન સ્વામી કહ્યું તે મળ્યું, કહે ભામનિ ભાગ્ય મુજ ભળ્યું;
વિત્યા દીન એવા ચાળીશ, નામ્યું તવ ગુણકાને શીશ.
હવે વેપાર તે જારી કરો, હતે હૈડાં ઉપર ધરો;
નિત્ય બેચાર છીંકજ ખાય, રતન એકઠાં ગાંઠે થાય.
કામની કેહે હવે શું કરૂં, અહિયાંથકી તે કેમ નિસરૂં;
જ્યહાં જાઉં ત્યાં ફાટી પડું, કે હસારત લાગે વડું.
એમ વિચાર કરે જેટલે, ગુણકા ત્યાં આવી તેટલે;
બાહાર આવ્યો છે મિત્ર માહરો, દેખાડ ભાવ ભામની તાહરો.
પછે રમાડજે તાહરો તંન, હવડાં રમાડ એનું મંન;
બોલી ભદ્રા શામા સાથ, આપું રત્ન અમુલક હાથ.
આજ એકાદશીનું વરત, ન કરૂં કામ કુડું હું તરત;
રત્ન તે નારે નરખિયું, અમુલ્ય પારખું જે પરખિયું.
એમ કરતાં પડી છે રાત, ગુણકા કહે દાસીને વાત;
આ પ્રેમદાનો પુત્રજ મરે, તો આપણનું કારજ સરે.
પુત્ર હરી એનો લીજિયે, ઊંડે કુપ નાખી દીજિયે;
નારી નિંદ્રામાં જયાહરે, લીધો પુત્ર તેનો ત્યાહરે.
સોંપ્યો તે દાસીને તરત, નાંખો કુપમાં પમાડો મરત;
ગઇ દાસિયો રણમોઝાર, દીઠો કૂપજ તેણે ઠાર.
નાખે કૂપ માંહે જયાહરે, દયા દીલ આવી ત્યાહરે;
આ અવતાર ગુણુકાની દેહ, નીચમાં નીચ તે દાસી તેહ.
નીચ સર્વેથી કરવું કામ, કેમ રાજી રહેશે શ્રી રામ;
બાળહત્યા વડેરૂં પાપ, દાસી દિલે વિચાર્યું આપ.
શું કરીશ હું આગળ ધર્મ, છુટીશ કેમ આ માઠાં કર્મ;
કુવાના થાળમાં સુવાડયો તંન, દયા પ્રગટી દાસીને મન.
મુકી જીવતો વનિતા વળી, પોતાની ગુણકાને મળી;
તમો કહ્યું તે કારજ કીધ, કુંવર કૂપમાં નાખી દીધ.

જાગીને જાગી તે નાર, પુત્ર ન દીઠો તેણે ઠાર;
પેટમાંહે પડી બહુ ફાળ, કયાંહાં ગયો એ મારો બાળ.
આલાવાલા કીધા ઘણા, કોણ માને તે તરૂણી તણા;
એક કહે ડાકણ ઉતરી, એક કહે લીધો વંતરી.
એક કહે બલાડ લીધ, કોડ પ્રકાર એવા બહુ કીધ;
કોઇ કહે તું ઉંઘે છે બહુ, ફટ ફટ કરે ત્યાં છે સહુ.
નીચ સંગ નારીને નેટ, વળી દુખ પુત્રનું પેટ.

છપ્પો.

ભુંડું દેહમાં દુઃખ, ભૂખ પણ તેથી ભુંડી;
ભુડું દેવું દામ, કામનિ ક્રોધી કૂડી.
ભુંડી સ્ત્રી થઇ અનાથ, ખ્યાત ભુંડી જ્યાં લોકે;
ભુંડું કુગ્રામે વાસ, ભુંડુ સ્ત્રી સુખ નહી શોકે.
પણ ભુડું ભાર ઉપાડવું, ભુંડુ કાસદું કરવું ઘણું;
ભુંડાથી ભુંડું સામળ કહે, દુઃખ સુત મરવાતણું.

ચોપાઈ.

હાવાહળ દુખ પડયું તે સાર, લાગ્યું મન તે અપરંપાર;
કોડ દુખ ભુંડાં બહુ થકી, ભુંડુ પુત્ર વિજોગથી નથી.
વિચાર્યું વિનતાએ વાણ, હવે તજું હું મારા પ્રાણ;
કદાચ જીવ જો મારો જશે, કલંક ચડયું તે સાચું થશે.
જીવતો આવશે મારો કંથ, કાલે વળશે પ્રૌઢે પંથ;
મારે વિજોગે તજશે દેહ, એવો નરનારીનો નેહ.
જીવતો નર ભદ્રા પામશે, કાલ કેહેવાશે જે રૂડું થશે;
એમ સર્વે બોલે છે લોક, જોઉં સાચું કે સર્વે ફોક.
આવરદા અદકી સુતની હશે,તો બાળક મારો જીવતો થશે;
એમ કરીને વાળ્યું મંન, ઇશ્વર વાળશે મારો દન.

છપ્પો.

કોઇ દિન અમરત આહાર, કોઇ દિન લૂખી ભાજી;
કોઇ દિન પળવું પાય, કોઇ દિન ચડવા વાજી.

કોઇ દિન સુંદર સેજ, કોઈ દિન ભોમી સુવું;
કોઇ દિન વીવા હોય, કોઈ દિન રીસે રોવું.
કોઇ દિન રળવું ઘણું રીજથી, કોઇ દિન ખોવા દામને;
સામળ કહે હિમત ન મુકિયે, સંભારિયે શ્રી રામને.

## ચોપાઇ.

સાંભળ ગુણકા તું પણ માત, કહું તુજ આગળ સાચી વાત;
દિવસ એક બીજા પચાસ, મા કર માત રજ્યાની આશ.
તારે રજ્યાનો શો છે અર્થ, જોઇએ એટલો લેને ગર્થ;
પાડા પાડીનું શું કામ, વાસણ દુધ ભરાવો ઠામ.
તેની તુજને આપું લાંચ, આપ્યાં રત્ન અમુલક પાંચ;
અંધારે અજવાળું થાય, નિરખી નાર હરખી મનમાંય.
સંતોખી રાખી તે ઠામ, પચાસ દિવસ ન લેશો નામ;
એહ કથા એટલેથી રહી, કહું બાળકની શી ગત થઇ.

## દોહરા.

એક રાક્ષસ ઉત્તમ હતો, રેતો તે વનમાંહ;
જળ પીવા કારણ ગયો, દીઠો કુંવર ત્યાંહ.
હતે રાખ્યો હેડે ધરી, પ્રીત ઘણેરી પેર;
ગયો લેઇ ગુફાવિશે, સાથે તેને ઘેર.
કામદુગ્ઘા એક ગાવડી, જઇ લાવ્યો તે સુખ;
ઉછેર્યો આદર કરી, પાયું તેને દુધ.
અબળ સંધ રાજાતણી, કુંવરી રૂપનિધાન;
ઉપાડી આદર કરી, સુંપ્યો ત્યાં સંતાન.
ઉપાસક શ્રી જક્ષણી, પૂરણ હેત પ્રસંન;
આવે ઘેર નિત્ય આપવા, દેવી શ્રી દર્શન.
પ્રથમ પ્રસન્ન જક્ષણી, તેહતણો પરતાપ;
એક કુંવર બીજી કામની, ત્રીજો આપોઆપ.
પ્રાણથી વ્હાલો તેહ છે, જાણે મારો પુત્ર;
સાચવે પ્રીત ઘણી કરી, સાચે હિતથી સૂત્ર.

પાડશું નામ જતને કરી, અહનિશ એ શું કામ;
કહે કરીને કુંવરનું, રત્નસાગર શુભ નામ.
છોટે જ્યારે છોકરો, મોટો તે મહિમાય;
પડે રત્ન પ્રથવી વિષે, સર્વે એકઠાં થાય.

## ચોપાઈ.

એતો વાત અહિંયાંથી રહી, થી મત ભદ્રાની ત્યાં થઈ;
એક સમે બેઠી માળિયે, જાંખે છે જુવતિ જાળિયે.
તેહ તણો આવાની વાટ, બેઠો ત્યહાં તળેથી ભાટ;
તેણે ભણ્યું કવિતજ એક, કહ્યો તેમાં વિક્રમનો વિવેક.
ઉભી વાત ખડાઇ તે કહે, તે મંદિરમાં માનનિ લહે;
કામની કાન માંડયો જેટલે, પછે ભાટ ભણ્યો તેટલે.

## છપો.

રૂપશિરોમણ કામ, શ્યામ સુંદર છબી શૂરો;
સત્જે રૂડો રામ, નામ પરમેશ્વર પૂરો.
કનક દાનમાં કર્ણ, તરણિ તો રૂડો તેજે;
સત્યવાદિ હરિશ્ચંદ્ર, અને ઇંદ્ર જયમ શોભે;
બલરાય બળી જયમ દાનમાં,ઇશ્વર ઘેર જેને અડયો;
કહે કવિ સામળ કળજુગ વિષે, દુખભંજન વિક્રમ વડો.

## ચોપાઈ.

એવું પંથજ તે વાટમાં, વિદ્યા અધિક છે તે ભાટમાં;
સાંભળ્યું તે કામનિયે કાંન, માનની મન વિચાર્યું માન.
પરદુખભંજન કહે છે સહુ, દુઃખ મુજને દાવાનળ બહુ;
મારી અક્કલ ચલાવી જોઉં, સંદેહ સેહેજ મનમાંનો ખોઉં.
લાગે તીર કે તુકકો થશે, થશે કામ કે સંદેહ જશે;
એક દિવસ ભિક્ષા કારણે, નાંખે ટેલ બ્રાહ્મણ બારણે.
કહે ભદ્રા સાંભળરે બ્રહ્મ, માન કહું એક મનનો મર્મ;
સાચું બોલું તારી સાથ, પ્રથમ રત્ન એક ઝાલો હાથ.

જઠ કહું તે કરો એક કામ, જાઓ આપ ઉજેણી ગામ;
હું અબળા ને બ્રાહ્મણ તમો, ચરણ નમીને કહું છું અમો.
તુજ મુજ વચ્ચે સીતારામ, રાખી કુડ કરે જે કામ;
માનું પાડ ઘણો તાહરો, કાગળ જો પ્હોંચે માહરો.
વિક્રમસેન બેઠા હોય જ્યાંહ, સોંપો પત્ર આ લઇ જઈ ત્યાંહ;
તેનો પ્રતિઉત્તર લાવજો, શિઘ્ર સિદ્ધ વેહેલા આવજો.
આવશો પાછા ફરી વતંન, ત્યારે આપશું બિજું રતંન;
આપ્યું પત્ર એક પ્રીતે લખી, ચાલ્યો વિપ્ર આશિષજ ભખી.
રાત દિવસ ને સાંજ સવાર, દિવસ થવા પંદર ને બારં;
નગર ઉજેણુ ભલું નિરખ્યું, હરદેવનું હઈડું હરખ્યું

છપ્પો.

ઇંદ્રપુરી આકાર, વરણ અઢાર ભરી છે;
વિશ્વકર્માએ સિદ્ધ, જાણિયે લંક કરી છે;
જાણે ગંગ તરંગ, ક્ષિપ્રા હેઠ ઠરી છે;
માનસરોવર માન, અનુમાન સુરસરી છે;
દેવ ઉપમા કાંઇ દેવની, જે નરે ક્યાંહી દીઠી નહી;
સામળ કહે ઉજેણુમાં, તેજ પુંજ છે દિસે તહીં.

ચોપાઈ.

હરખ્યો હરદેવ વેગે જાય, સમીપ આવ્યો રાજસભાય;
ધર્મધુરંધર એવો ધીર, વિક્રમસેન સમો નહિ વીર.
અવર ઉપમા તો નવ દેવાય, નથી સુંઠ ખાધી કો માય;
ત્યાંહાં વિપ્રે દીધી આશિષ, રાજઅવિચળ ક્રોડ વરીશ.

છપ્પો.

પંચતણું પરાક્રમ, લ્હેર સાતની સોહિયે;
નવ રાખ્યો નુજ નેહ, દેવ દશ મહિમા મોહિયે;
વીશ તણો વિશ્વાસ, પંદર રહો તારે પૂરી;
બત્રીસ ચૌદ બોહોતેર, આઠ સોળે સત્ય સૂરી;
એકતણી હોય આ મન, ચાર ધર્મ ચિત્તે ચડયો;
અગિયારતણો આદર અધિક, સામળ સત્ય વિક્રમ વડો.

## ચોપાઈ.

પ્રદક્ષિણા કરિ લાગ્યો પાગ, સુંદર બેસણ આપી જાગ;
ક્યાંથી પધાર્યા ક્યાંહાં રહો, કામ સેવક સરખું કાંઇ કહો.
છોડયું છેડેથી એક પત્ર, કર સોપ્યું વિક્રમને તત્ર;
હું નથી જાણતો જે શું કામ,પત્ર આપવા આવ્યો આ ઠામ.
વાંચ્યો કાગળ વિક્રમ વીર, ચાલ્યાં આપ નયણેથી નીર;
પરદુઃખે જેનું દિલ બળે, તેને નેત્ર આંસુડાં ગળે.
કાગળમાં લખ્યું છે જેહ, ધાંટે વિક્રમ વાંચે તેહ;
સુણો સભાસદ સહુકો કાન, ધારિયે એક ચિત્તેથી ધ્યાન.

## છપ્પા.

અમરત વાડી માંહ, ત્યાહાં ગર્ધવ એક પેઠો;
માનસરોવર નીર, તીર કાગો જઈ બેઠો;
નિર્મળ ગંગા તોય, જોય તો ગલિમાં ઢળિયો;
પદ્મની પ્રેમદા પુત્ર, ભૂત અંતરમાં મળિયો;
વાણી એહ વિલોમ છે, કહે કામની કહુંશું કથી;
સામળ કહે વિક્રમસેન વણ, ન્યારૂં કરવા કો નર નથી.
ગર્ધવિયોના સેન મહિં, એક ગાય ગઇ છે;
કાગણકેરી કોટ, હંસણી એક રહી છે;
વિજયાકેરૂ વંન, તુળશીદળ ત્યાંહ પડી છે;
છીપો સંખ અસંખ,ઝવેર મણી જુગત જડી છે;
રાક્ષીઓમાં રૂષી જણી, રુધિર મધે કંચન કથી;
સામળ કહે વિક્રમસેન વણ,સાહ્ય કરવા સમરથ નથી.
ઝાઝા લસણની ખાંણ, ત્યાં અત્તર શિશિ ઢળી છે;
મુરખના જુથમાંહ્ય, એક ભાગ્યવંત ભળી છે;
રેણુંતણો છે રાફ, કિંચિત કસ્તુરી ભળી છે;
ઝેર તણી છે સીપ, સાકરમાંહ મળી છે;
વાડ શુળ કાળ કાંટા તણી, ઉગી કેળ ત્યાં કષ્ટથી;
સામળ કહે વિક્રમસેન વણ, સાહ્ય કરવા સમરથ નથી.

કરે પરમેશ્વરપ્રીત, રીત તારી મેં જાણી;
વદે દેવ વચંન, તન મન કાયે વાણી;
બ્રાહ્મણ ભાટ ચારણે, પંડિત જે પ્રથવી રેહે;
કરે કવિત કે ગીત, રીત રૂપક જશ તે લેહે;
સારો કહે સંસાર સઊ, વારંવાર મુખથી કથી;
મહા દુઃખ સંકટ માંહે તો,તુજવિણ વિક્રમ કો નથી.

ચોપાઈ.

જો થાય તો કરજો સાહ્ય, નહિ તો નિશ્ચે લખજો નાય;
ઉતાવળો ઉત્તર આવશે, રેશે લાજ કે જીવડો જશે.
નિદાન વાત લખી છે અમો, સામર્થ્ય હોય તો કરજો તમો;
ચેત્યો રાજા ચમકયો મંન, બ્રાહ્મણને આપ્યું ભોજંન.
શુભ વાત લાવ્યા છો શાખ, આપી નગદ મહોરો લાખ;
સાંઢ સોત મોહોરો ભરી, રૂડો આપ્યો છે જોતરી.
મંદિર જાઓ મોટા મારાજ, કરો રૂડાં જે કુળનાં કાજ;
બ્રાહ્મણ કહે આવ્યોછું કામ, પ્રતિઉત્તર લખો આ ઠામ.
લેખ લખી આપ્યો હાથમાં, વિપ્ર વળાવ્યો સહુ સાથમાં;
મહારાજાને ચિંતા પડી, નચિંત ન બેઠો એકે ઘડી.
મનવેગી એક સાંઢ વિવેક, પોતે પાખરી કરી વિશેક;
અંન જળ નિંદ્રાને તજી, ચાલ્યો ભૂપ ભૂધરને ભજી.
તીજે દિન આવ્યો તે ઠામ, ઠગપુર પાટણ તેણે ગામ;
નિશ ચરચા જોવા કારણે, બેઠા જઇ ગુણકાબારણે.
દીઠી સાંઢ ગુણકાએ વળી, ઘણી ડાઢ લેવાને ગળી;
જે જન એ માગે તે દેઉં, કરૂં ચરિત્ર તો સાંઢજ લેઉં.
જે રીઝાવણ જુવતી રીત, કરી દેખાડી પૂરણ પ્રીત;
હાવભાવ કામની બહુ કરે, મહામુની સરખા પણ ફરે.
પરનારીસહોદર જેહ, ચુકે કયમ દેવાંશી દેહ;
ઊંચી બેસૂં અટારીએ, મારૂં કામની કટારીએ.
છળભેદ કરે જેટલે, તે નર પણ બોલ્યો તેટલે;
તારે ઘેર હોય જે દાસ, પ્રીતે કરી લાવો મુજ પાસ.

જ્યારે મન માને માહરૂં, ત્યારે કહ્યું કરૂં તાહરૂં
તે વાત ગુણુકાને ગમી, નરપતને નારી તે નમી.
લીધો દીપક પોતે હાથમાં, તેડ્યો રાજા સખી સાથમાં;
દશ ચોગણી તેને પાસ, પ્રીતે સહુ દેખાડી દાસ.
રાજા સહુને દ્રષ્ટે જોય, વખાણુ વાતમાં નાવે કોય;
ચતુરા ચાળીશે નવ ગમી, કહે દેખાડો કો એક સમી.
ભદ્રા બેઠી રાજસ્વરૂપ, ત્યાં લાવી ભામની તે ભૂપ;
અક્કલપણે જોયો આકાર, દીઠો ભૂપતિએ બહુ ભાર.
વિપ્રીત એ ગુણુકાની વાત, ન હોય એ ગુણુકાની જાત;
ગુણુકા હોય તો હરખે મંન, એ નારનું દાઝે છે તંન.

છપ્પા.

આભમાંહે જેમ ઈંદુ, રહે પટંતર પામી;
વિભૂતે ઢાંકયો વન્હિ, દેખાયે જ્યમ દામી;
ટોળાં વછોઈ જેમ હરણુ, અરણ્ય જ્યમ એક ફરંતી;
રાક્ષસિયોમાં સીત, ચિત્ત એક કોપ કરંતી;
જેવું કમળ કરમાઇ ગયું, વનિતા કેળનુ રૂખડું;
સામળ આકારે ઓળખી, મહિપત જોતે મુખડું.

ચોપાઈ.

રાજા કહે શામા સમતૂલ્ય, કહો માનની એનું મૂલ્ય;
મારા મનમાં તે બહુ વસી, જે માગે તે આપું હસી.
વિક્રમ કહે કહું એક વાત, દિવસ રહું તુજ મંદિર સાત;
તુજમાં છે વિદ્યા તે કશી, કહો નિરભ્રાંત ને બોલો હસી.

દોહરા.

ગુણુકા કહે પંથી સુણો, હારજીતની હોડ;
સારી પેરે સોગઠાં, તુજશું રમવા કોડ.
બિલાડિ બુદ્ધે આગળી, દીપક રાખ્યો શીશ;
રમિયે આપણ રીઝમાં, હોડ બાંધિયે આ દીસ.
જો દીપક નાંખી દિયે, હોડ કહો તે દેઉં;
ડગે નહી તુજ દેખતાં, તો સાંઢ તાહરી લેઉં.

લખ્યાં કરાવ્યાં લોકમાં, સાખી રાખ્યો રાજ;
રમત માંડી ત્યાં રીઝશું, કરવા રૂડાં કાજ.
બેસાર્યાં સાખી બારણે, પ્રીતે માંડયો પાટ;
દિપક મનિમુસ્તક ધર્યો, વિપરિત દીઠી વાત.
ડગાવે નહી દિલથકી, કૌતક દેખે લોક;
હવડાં સાંઢ હારી જશે, થશે ફજેતી ફોક.
પેર પેર જોયું પારખું, જીતે એહ જરૂર;
ચરિત્ર કરિયે ચિત થકી, તો રહે નામનું નૂર.
વૈતાળ સમર્યો વિક્રમે, નિર્મળ તારૂં નામ;
ઉપાય. કરો કાંઇ અવનવો, કરો જરૂરી કામ.
થયો કૂતરો કારમો, જેવો કોઇક જોધ;
બીજો એ દેખે નહી, કરીને ઉઠયો ક્રોધ.
નાઠી દીવો નાખીને, થયું અંધારૂં ઘોર;
હારિ હારિ સહુકો કહે, ચતુરા થઇ તે ચોર.
રાજા કહે રામા સુણો, બીજું બળ કાંઇ હોય;
તે દેખાડ સહુ દેખતાં, કળી શકે નવ કોય.

ચોપાઇ.

તે જુવતીએ જોડયા હાથ, બોલી તે રાજાની સાથ;
તારૂ વચન હું શિરપર લેઊં, હાર હોડમાં કહો તે દેઊં.
વડો દિસે છે તું કો વીર, નેટ નારિ ઉતાર્યું નીર;
રાજા કહે સહુ શુળિયે દઉં, ઘરબાર ખુંચીને લઉં.
નિર્મળ એક નારીનાં ચેન, એક જીવથી રાખું એન;
ગુણકા કહે હું તારી દાસ, જ્યાં કહે ત્યાં જઇ વસું વાસ.
દીન બોલ કામનિયે કહ્યા, દેવરૂપને આવી દયા;
સાચું બોલ મુંકું જીવતી, આ તેં કયાંથી આણી સતી.
ગુણકા કરજોડીને રહી, મૂળ વાત માંડીને કહી;
અન્યાય અમોએ કીધો ઘણો, માર્યો પુત્ર એ પ્રેમદાતણો.
કીધો એક અણઘટતો આંક, મારે માથે મોટો વાંક;
વિક્રમ કહે મારનારી જેહ, લાવ્ય દાસી મ્હોં આગળ તેહ.

કહે દાસી સાંભળરે ભૂપ, નથી કુંવરને નાખ્યો કૂપ;
મુકયો જીવતો તેને તીર, આવી ઘેર ભરીને નીર.
પરદુખભંજન રાજા હોય, તેથી દુઃખ ન પામે કોય;
માલ ખજાનો બક્ષી દીધ, ભદ્રાભામની સાથે લીધ.
ઘડિયા જોજન સાંઢે ધરી, આપ રાય અસ્વારી કરી;
ન કરીશ ચિંતા રાખજે ધીર, હું બંધવ તુજ વિક્રમ વીર.
પરનારી સહોદર એન, તું માજાઈ મારી બ્હેન;
વાટે જાતાં વાતજ થઇ, કર્મકથા માંડીને કહી.
કસ્તુરચંદ પરણ્યોતો પ્રીત, કહી માડી તે દિનની રીત;
વણઝારાને હાથે ચડી, ઘણે સંકટ ગુણકાઘર પડી.
દીન કર્મરેખાનો વળ્યો, ભાટ વાટમાં મુજને મળ્યો;
તેણે વખાણુ તમારૂં કર્યું, સાચું રૂદયાસાથે ધર્યું.
વિપ્ર મોકલ્યો વેગે કરી, આવ્યા વીર ઠેકાણે ઠરી;
સકળ દુખતો વિસર્યું મંન, રત્નસાગર સાંભરે છે તંન.
એક છીંક ખાતામાં અડે, રત્ન અમુલખ જોતાં જડે;
કસ્તુરચંદ સાંભરેછે કંથ, ગયો વેગળો પ્રીતે પંથ.
તે દુઃખે રેહેવાતું નથી, તે સારૂ પ્રાણ તજું સવેથી;
મહારાજ મુને કાશિયે વળાવ, ચીઠી કરવતની અલાવ.
રાજા કહે ન ધરશો દુઃખ, ઇશ્વર તારી ભાગશે ભુખ;
બે દિવસે તો દુઃખ વામશે, જીવતો નર ભદ્રા પામશે.
મુવા પછી મળે નહી કોય, સકળ બ્રહ્માંડ જો ઉલટું હોય;
સંતોખીને રાખી નાર, મળ્યો ભાટ વાટે તે ઠાર.
આવકાર અતિશે કર્યો, આશિષ સુણીને દિલડે ઠર્યો;
શામાએ ત્યાં સમશ્યા કરી, એની વાતે આંતરડી ઠરી.
રાખી સાંઢ કહી એક વાત, પસલિ મ્હોરની આપી સાત;
આપ્યાં રત્નતે વીશ અમૂલ્ય, જેનાં ચિંતામણ સમતૂલ્ય.
વિદાય થઈને મારગ વળ્યો, વિપ્ર વિચારી સામો મળ્યો;
બહાદુર થઇ બેઠો છે રથ, ઘણી સાંઢ ભરીછે ગથ.

રાખી સાંઢ ઓળખિયા નાથ, રત્ન બેજ આપ્યાં તે હાથ;
ભાગ્ય વિપ્ર કહે મુજનું ભળ્યું, માગવું જન્મ બધાનું ટળ્યું.
કર્યો વિદાય ભુપત ભાવિયો, ઉજેણી નગરી આવિયો;
મેહેલ જુવતિકેરો જ્યાંહ, ઊતારી ભદ્રાને ત્યાંહ.

દોહરા.

રામા રહિ તે મ્હેલમાં, કરે ઇશ્વરનો જાપ;
રાજા રાજ કરે સુખે, આનંદ અતિશે આપ.
કસ્તુરચંદ વેહેવારિયો, વહાણે ચઢિયો જેહ;
મુલક બંદર બહુ ફરે, તરતિબ કહું હું તેહ.
ઠરી બંદર એક ટાઉકે, વેચ્યો ઝાઝો માલ;
સોદો ભર્યો તે શેહેરનો, ચાતુરનિ જેમ ચાલ.
જરૂરપણે જાવેથકી, આવ્યો વિદેશી વીર;
અર્ણવ તોય અગાધથી, ધારણ રાખી ધીર.
ગુલતાંન નગર વિચ આવિયા,જુગલ થઇ ગુલતાન;
તે મધે ગુણકા રહે, ઉતારે બહુ માન.
ગુણવંતી ગુણઆગળી, વડા રાજમેહેલ;
આવે વિદેશી વાટમાં, ખરો રમાડે ખેલ.
બારે ઉપાસન ભૂતનું, વેચે તે વેચાય;
ક્ષણમાં થાયે જીવતું, ક્ષણમાં તે મરિ જાય.
રોકયાં વહાણ તે વાટમાં, લાગે મારો દાવ;
આવી ચઢયા છો વાટમાં, વેગે આપી જાવ.
કસ્તુર કહે શુંણુ કામની, તું શી પુછે ખ્યાત;
શું માગે છે દામણાં, વિસ્તારી કહે વાત.
સાચા સામું જોયું નહી, વેળાવી દેશું વાટ;
જુઠાનું જુગતે લઉં, ઘણો ઘડીને ઘાટ.
શાખી રાખું સામટા, રાજ હજુરી સત્ય;
વચમાં ઇશ્વર આણિયો, પંચપ્રમાણી પ્રત્ય.
છે મૃતક વરશ વીશનું, કંટક સરખી કાય;
આણી આગળ નાખિયું, દેખે સર્વ સભાય.

છે મુવું કે જીવતું, તે તું વાતજ ખોલ;
સહુ સભા જેમ સાંભળે, મનનો પડદો ખોલ.
નાયકા કહે તે મુરખ થશે, જાશે જશ ને ભાર;
મુરખને અમે લુંટિયે, જશવંત શિરસરદાર.
કહે મુવું કે જીવતું, જે કો સાચો થાય;
તે મંદિર જાય મલપતો, દેખે સર્વ સભાય.
સરત અમારે એટલી, એ વસ્તીની વાણ;
મુરખ થઇ ચાલો સહુ, કોતો શાહાસુજાણ.
વિચાર કરે સહુ વાણિયા, એમાં મોટી ફૂટ;
જેમ તેમ લેશે માલને, જાણ્યું મનમાં લૂંટ.
ના કહે નવ છુટિયે, હા કહે તો હાણ;
વિચારી જોતાં વાટમાં, ખુંચી લેશે વ્હાણ.
મુવું કહિયે તો માલ લે, જો જીવત કહિયે પેર;
તો કહેશે ઉઠાડી મોકલો, જાય અમારે ઘેર.
મુવું કહીશું માનવી, તો તે મંદિર જાય;
કૌતક એમાં કારમું, મંનવિમાસણ થાય.
મહાજન મળી ઠરાવિયું, તે તો મૃતક હોય;
કલંક દીસે કંઈ વરસતું, જીવત ન કહે કોય.
પ્રવેશ કરી પ્રીતે જઇ, જડ ચૈતન જેમ થાય;
આળસ મરડી ઉઠિયું, રીઝયો ત્યારે રાય.
માલ મુકાવ્યો મંદિરે, હાર્યા કરિને હોડ;
હોડી બેસારી હાકિયા, ખરી દેઇને ખોડ.
કસ્તુર કુંવર એમ નિકળ્યો, ન સર્યો એકે અર્થ;
જાઉં ઘેર હું જીવતો, ઘણો ઘેર છે ગર્થ.
પરમેશ્વરે આપ્યો હશે, જો તે વેળા તંન;
રત્ન હશે ઘેર છીંકનાં, ડગલે ડગલે ધંન.
આપે થઇને એકલો, ચરચા જોવા કામ;
ત્રંબાવટી નગરી ગયો, ઘર પોતાને ઠામ.

પુછ્યું જઇ પટંતરે, આપે રહી એકાંત;
ત્યાંહાં એક માણુસ મળ્યું, ભાગી મનની ભ્રાંત.
દંતકુવલ કરોડપત, કુશળ છે કહો ઠામ;
વેપાર વણજ કેવા કરે, ગુણ કેવા છે ગામ.
શાહપુત્ર પરિવાર છે, શી છે ઘરની રીત;
નામ એનું મેં સાંભળ્યું, તેથી મારે પ્રીત.

### ચોપાઈ.

રૂપે વિરા પુછે કંઇ વાત, તે ઘેર વરત્યો મહાઉત્પાત;
તેનો કુંવર ગયો પરદેશ, ઘેર વહુ રહી જોબનવેશ.
હરામબુદ્ધ તે નારે કરી, પિયર મુકી તેને પરહરી;
તેના પિતાએ જાણ્યું આપ, મુકી વન તેને માબાપ.
ત્ર્યંબકસેને તે જાણિયું, અધર્મ મનમાંહે આણિયું;
લૂંટી લીધો ઘરભંડાર, ગયો કાર ખોયો વેપાર.
સર્વે પેઢિયો ઉઠી ગઈ, ભુંગળસાટે ભોગળ રહી;
દંત હતા તે દાતણ થયા, હવડાં સદાવ્રત લેવા ગયા.
લંગર ખાઇ ભરે છે પેટ, વેપારતણી ઉઠી છે વેઠ;
એનું નામ ન લેશો તમો, પુછ્યું તો કહિયે છિયે અમો.

### દોહરા.

પ્રલે કાળ સમ ઉકળ્યું, ઉઠી અંગે ઝાળ;
હવે હાણ દેહની કરૂં, આંણું મારો કાળ.
ધિક્ક અવતાર એ માહરો, ધિક્ક ડાપણ ધિક્ક રૂપ;
ધિક્કાર અક્કલ એ અમતણી, જઇ પડું જળ કૂપ.
ઝંપાવા માંડયું કૂપમાં, વપુ સાંભળી વાંક;
જીવ તો નર ભદ્રા પામશે, સંભારી એ આંક.
જોઉં કુડા એ દેવ છે, કરૂં ઉપાસન કાજ,
નારાયણ સમરી નિસર્યો, અતળીબળ તે આજ.
અથડાતો ઉજ્જેણમાં, આવ્યો એકજ દંન;
માહાકાળેશ્વર શિવ કને, મરવા કીધું મંન.

વિક્રમને જઇ વિનવું, તેણે અર્થ શો થાય;
એવું આપી નવ શકે, વડો જે વિક્રમ રાય.
મધરાતે મહારૂદ્રની, અચરત પુજા ઇશ;
કહાડી ખડ્ગ કોટે ધર્યું, સમર્પવાને શીશ.
મહિપત મહાપુજા વિષે, શિવ દેહરામાં જાય;
દિઠો દુખિયો દેહ કંપતો, અચરત પામ્યો રાય.
શિર છેદે તો છે આજ્ઞા, સો સમ તારે સાથ;
માં માં કહિને મહિપતે, ઝાલ્યા તેના હાથ.

**ચોપાઈ.**

દુખિયે દીઠું તેનું રૂપ, ભારે મહિપતિ એ કો ભૂપ;
અરસ્પરસ ધરતા મન ધીર, ઓળખિયો ત્યાં વિક્રમ વીર.
તે દુખિયાને ભેટયો રૂદે, અમૃત વાણી મુખથી વદે;
શા દુખે મરવા કારણે, આવ્યા છો શિવને બારણે.
દીસંતા છો રૂડે વેશ, પ્રાણ તજવા આવ્યા પરદેશ;
આ વેળા આ શિવની આણ, જો મુખથી નવ બોલો વાણ.
આપ રાય દીઠો એકાંત, બોલ્યો મન મુકીને બ્રાંત;
નિવાસ ત્રંબાવટીએ આપ, દંતકુવલ કોટીધ્વજ બાપ.
ધાવ લખ્યો તે પુરો કર્યો, ભદ્રા ભાગ્યવંતીને વર્યો;
રામા સાથે રાગજ કીધ, મેણું માતપિતાયે દીધ.
ભર્યાં વાહાણ જાવાને નેટ, છીપ્યા એક સમુદ્રને બેટ;
હંસ હંસણી મળિયાં રાત, સરદ સ્વાતિની કહી વાત.
બેસી પંખ ગયો હું ઘેર, દેઈ રૂતુ પરવાર્યો પેર;
જાવે જઇને વેચ્યો માલ,વળતી વાટે થયો એક ખ્યાલ.
ગુણકા સાથે પાડી હોડ, લીધો માલ ખુંચીને કોડ;
ગયો ત્રંબાવટીએ જ્યાંહ, વિપરિત વાત થઇ છે ત્યાંહ.
પૂછી તેનો લીધો પાર, વનિતા ગર્ભ રહ્યો તે ઠાર;
નારીને દેશવટો દીધ, માલ સર્વે રાજાએ લીધ.
સાંભળી વાત ન રહી ધીર, જઈ ચેતાવું વિક્રમ વીર;
વળી વિચાર્યું મેં મન માંહ, અપાર દુઃખ જાઉં હું ક્યાંહ.

એમ વિચારી પૂજ્યા ઇશ, સમર્પતોતો દુઃખે શીશ;
મુક્યું ખડ્ગ માથે જેટલે, મહારાજ આવ્યા તેટલે.
મહિપત કહે સ્થિર રાખો મન, સર્વે મળશે થોડે દંન;
અમરત વચને પોંખ્યો તેહ, શિતળ કરી દુખિયાની દેહ.
વિચાર પ્રથમ રાયજી કર્યું, લુટેલ દ્રવ્ય પાછું દઉં ધર્યું;
પછી ભદ્રા પામશે નાર, છે ઇશ્વર નોધારાધાર.
બીજે દીવસે પુરૂં એક વાહાણુ, સંગ શોભિતા સાથ સુજાણુ;
વિવિધ પ્રકારે ભરિયાં વસ્ત્ર, નાળ ગોળા સામગ્રી શસ્ત્ર.
ખેડયું નૌકા ક્ષિપ્રા નીર, જઇ પોહોંચ્યું ગુલતાની તીર;
ગુણકા પામી મનમાં સૂખ, હવે ભાગશે મારી ભૂખ.
હવે ભક્ષ ભલું આવિયું, રાજદ્વારે તે કહાવિયું;
ગામરાય ચેતાવ્યો જઇ, હોડ પાડવા તત્પર થઇ.
ગામ લોકને રાજા સાચ, શેઠ પટલ પ્રમાણિક પાંચ;
ઈશ્વરને વચમાં આણિયો, સાખી તેનો જુગ જાણિયો.
જુઠાતું તો લૂટી લેઉં, સાચો થાય તો સર્વે દેઉં;
દરબાર ને રાજા સમેત, આવ્યું સર્વ જાણીને હેત.

દોહરા.

સભા મળી સહુ ગામની, નાના મોટા લોક;
ખળ લોકોને ખાંત છે, શાહતણે મન શોક.
હારશે વાહાણુવટી એ, લેશે લુંટી માલ;
કંઈ લાખો ને ભુલવિયા, એના એહ હવાલ.
મૃતક આણિ ત્યાં નાંખિયું, ભરી સભામોજાર;
એ છે મુવું કે જીવતું, બોલો આંણે ઠાર.
વિક્રમસેને વિચારિયું, એ કો ભુતનું કામ;
જોતાં કરે છે જીવતું, દેખે બાધું ગામ.
વેગે વીર હંકારિયો, બાંધ્યો પ્રેત પ્રમાણ;
મુકયો જઇ ઉજેણુના, સિદ્ધવડે સુજાણ.
મહિપત કહે એ મૃતક છે, જો ઉઠાડે આ દીશ;
નહી તો ઘર ખાલી કરો, વળતું છેદું શીશ.

રાંડે ઉપાય અદકા કર્યા, ભાગ્યું સઘળું જોર;
હારીહારી સહુ કો કહે, ચતુરા કીધી ચોર.
સુખ પામી સભા સહુ, રિઝયો નગરનો રાય;
જેહ કરે તે ભોગવે, નારાયણનો ન્યાય.
પકડી લીધી પલકમાં, ખાંતે દઇને ખોડ;
ઘણે ઠામ ગાજી હતી, હુંસ હરાવી હોડ.
કહે'તો ઉઠાડું મૃતકને, ઠરી રહું જે ઠામ;
પછે દેઉં તુને શૂળિયે, દેખે બાધું ગામ.
કર્યો પ્રવેશ મૃતકમાં, વડો વૈતાળજ વીર;
આળસ મરડી ઉઠિયો, દ્દઢ મન રાખી ધિર.
સાત સલામ સહજે કરી, નમી નમીને પાય;
દુઃખભંજન તું દેશપતિ, વડહથ વિક્રમ રાય.
ઇંદ્રથકી ઉત્પન્ન હુઓ, અતળીબળ તું આપ;
મરતધાત મુર્છા વળી, મહિમા તૂજ પ્રતાપ.
સુકર્યાં હોય તે પાલવે, કડવાં મીઠાં થાય;
મુવાં જીવે જે માનવી, એ તારો મહિમાય.
અચરત પામ્યા અધિકજન, કૌતક જોઈ કામ;
ગુલતાનધીશ ચરણે નમ્યો, સુણી નરપતિનું નામ.
ધન્ય ભાગ્ય ધરણીતણું, ધન્ય હું ધન આ દેશ;
દિવ્ય દેવાંશી પૂતળું, પ્રીતે કર્યો પ્રવેશ.
ઓશિંગણ અમને કરો, ઘણો વાંક વિવેક;
દેહ શુભ છે દીકરી, આપું તમને એક.
કન્યા સોંપી કસ્તુરને, ભરાવ્યું વિવેકે વાણ;
હતો તેથી ચોગણો, લક્ષ કોટિધા પ્રમાણ.
ગુણકા મુકી જીવતી, દીધું જીવતદાન;
ઉજેણ આવ્યો અધિપતિ, મોટમકેરૂં માન.
કંઈક માલ કંઇ ગામના, હોંસે લાવ્યો હાથ;
મહિસંગમમાં મોકલ્યો, સેવક સોંપી સાથ.

નામ લેજો નરપતતણું, ઉતારો એકાંત;
ગધે ભર્યો દંતા ધરે, ભાગી મનની ભ્રાંત.
પુરમાં પાસે રાખિયો, કસ્તુરચંદે કુમાર;
રાત પડી રળિયાતમાં, વિક્રમે કર્યો વિચાર.
મહિમા મોટો માવડી, હરસીધ માત હજૂર;
વ્યાપી રહી જે વિશ્વમાં, નારાયણિ નિધિનૂર.
સરજનપાળ સંહારણી, કરતા હરતા કામ;
ઝગમગ જ્યોતિ જુગમાં, નવેખંડમાં નામ.
દેવીને દેરે ગયો, પૂજા લેઈને પ્રીત;
સહસ્ર નામથી સ્તુતિ કરી, રૂડા ગુણની રીત
આધાર અંગુઠે એકથી, ઉભો રહ્યો એક પોર;
દેવી શબ્દ દેરે થયો, માગ માગ આ ઠોર.
માતા માગું એટલું, તું જાણે છે આજ;
અંતરજામી અધિપતી, રાખો છો નિત્ય લાજ.
કુંવર કસ્તુરચંદનો, રત્નસાગર જે રીધ;
તે મળે માતા મને, એહ બતાવો વીધ.
માતા કહે મહિપત સુણો, અક્કલ ધરીને અંત;
વસે વિંધ્યાચળ વેગળો, પશ્ચિમકેરે પંથ.
આધી દીશા ઈશાનમાં, ગેહેવર એક ગુફાય;
દંડક નામ દાનવ વસે, તેત્રીશતણો છે રાય.
ઉપાસન અદકું કરે, જક્ષણીકેરૂં જોર;
ઔષધી તેના હાથમાં, ગુણ તેમાં બહુ ઘોર.
એક રાખે છે દીકરો, બીજી રાખી નાર;
દહાડે કો દેખે નહી, પ્રીછે નહિ કો પાર.
ઔષધી એ અંજન કરે, કરી નાંખે છે કાઠ;
માઝમ રાતે માનવી, ઠીક બતાવે ઠાઠ.

## ચોપાઈ.

નિત્ય જક્ષણી તેને ખાય, ઉદય થયે સજીવન થાય;
માટે ત્યાં પ્રીતે પરવરો, પ્રસન જઇ જક્ષણીને કરો.

જા વચન થયું માહરૂં, કહ્યું કરશે જક્ષણી તાહરૂં;
તાહરો આગળ વધશે ધર્મ, એનું એ ભોગવશે કર્મ.
આજ્ઞા માગી મહિપત વળ્યો, કહ્યો ઠામ તે પંથે પળ્યો;
આવી જક્ષણી હાથ ત્રિશૂળ, કોપે તેનાં કહાડે મૂળ.
અલ્યા કોણ તું આવ્યો અહિં, હાથ ચડયો તું જઈશજ કહિં;
આયુષ પરવાર્યું તાહરૂં, કર્મ જોરાવર છે માહરૂં.
જીવતો તુજને જાવા નહી દેઉં, પાર વાત પુછીને લેઉં;
ક્યાંથી આવ્યો કોણજ ગામ, સાચું કેહેરે તારૂં નામ.
છે સાહુકાર કે જાતે ચોર, કોણ ઇષ્ટ ઇશ્વરનું જોર;
જુગતે વિક્રમે જોડયા હાથ, બોલ્યો તે શક્તિને સાથ.
પુછોછો તો સુણજો તમો, ઉજેણી તણા અધિપત અમો;
હરસીધ હુકમથી આવ્યો અહિં, માવડી તારા મ્હોલજ મહિં.
શિવ માહાકાળેશ્વરનું જોર, વૈતાળ વીર તે જીત્યો ઘોર;
પરમારથ વસે મુજ પાસ, દયા દેવ વિપ્રનો દાસ.
પરદુખે મૂજ સોંપું પ્રાણ, દુખભંજન તે મુજને જાણ;
એમ બોલ્યો વિક્રમ જ્યાહરે, જક્ષણી ત્યાં બોલી ત્યાહરે.

દોહરા.

કહે જક્ષણી રાય સુણ, જો જાણે પરદુઃખ;
તો આ વેળા આ ઘડી, ભાગો મારી ભૂખ.
ભુપત કહે તુને ભાવતું, મન મેલીને માગ;
રખે રાખતી ઓરતો, જુગતે રૂડી જાગ.
રૂધિર રાજા તું પા મુને, વળતું છેદું શીશ;
સંતોષ થઇશ હું એટલે, દુખભંજન તું દીશ.
મેહેલ્યું કુંડું મુખ આગળે, નિસરી રૂધિરની વેલ;
છેદી હાથ ખાંડો કર્યો, થઇ રંગની રેલ.
પાયું પેટ ભરી ત્યાહાં, રહ્યાં એકલાં અસ્ત;
હવે શીશ લઉં સામટું, વારૂ ગમે જે વસ્ત.
હાં હાં કહિ કર ઝાલિયો, માગ માગ તું માગ;
આશા પુરૂં તાહરી, પ્રગટયાં તારાં ભાગ્ય.

વચન વિક્રમ હાથે ધર્યું, વારૂં માગું વ્રત;
દૈત ન કરશો જીવતો, પ્રીતે પમાડો મૃત.
દુખભંજન દાવ આવિયો, કરવા નર પરકામ;
બાંધી મેલ્યાં છે બે જણાં, તે પોહોંચાડું ઠામ.
વિક્રમ એક વૃક્ષે ચડયો, શિર આથમિયો સૂર;
દૈત દશાથી આવિયા, પાપતણો જે પૂર.
પુરૂષ જીવાડયો પલકમાં, નિમેખ જીવાડી નાર;
દીપકજોત દીપાવિયાં, આવી જોગણી ઠાર.
કાયા કાપી કોડશું, સર્વ મળ્યો સંજોગ;
ભાવ ધરીને આપિયો, લે ભવાની ભોગ.
ભવાનિ લ્યો આ ભક્ષ કરો, વચન બંધાણી વેશ;
વણ જીવાડે વહી ગઇ, દેવી દક્ષણ દેશ.

## ચોપાઈ.

પ્રગટ રૂપ પોતાનું કર્યું, વનિતા પ્રત્યે વચન ઉચર્યું;
રખે ચિંતા કરતાં કો આપ, મેળવું તમારાં માને બાપ.
હંકાર્યો વૈતાળજ વરત, રથ રઢિયાળો આણ્યો તરત;
રત્ન અમુલખ ભરિયાં ત્યાંહ, બાળક બેસાર્યો તેમાંહ.
તે ઘડી તે વેળાએ તેણ, આવ્યો અધિપત શ્રી ઉજેણ;
ભદ્રા પાસે આવ્યો ભૂપ, હસ્તું મુખ રઢિયાળું રૂપ.
કસ્તુર મળ્યાનું શું એંધાણ, પ્રીછે કેમ તેને પ્રમાણ;
ડાબી કુખ કટીનો લંક, ઉજવળ લાખું એને અંક.
રત્નસાગર કુંવર જો મળે, શે એંધાણે વળગાડે ગળે;
છઠી આંગળી જમણે હાથ, દીઠી ડાબા પગને સાથ.
પ્રગટ પારખું એહ વતન, ખાય છીંકતો જડે રતન;
ક્યાંથી મારા કર્મજ માંહ, એવા પુત્ર મળે તે ક્યાંહ.
તે નારીને દીધી આશ, આવ્યા કસ્તુરશાને પાસ;
ભદ્રા જો મળે ભામની, કેમ ઓળખો તે કામની.
તે ઓળખવાનું કારણ કશું, અતુલ્ય તેજ તેની દેહ વસ્યું;
પદ્મ કર ડાબામાં સૂત્ર, બત્રીસ લક્ષણો પ્રસવે પુત્ર.

નર નારીને ત્રીજો તંન, મેળવ્યા એક મહીપત મન;
ભામનિયે દીઠો ભરથાર, ચાલી હરખ આંસુની ધાર.
પુત્ર જેટલે દ્રષ્ટે પડયો, ફાટી કંચુકી પાનો ચડયો;
છીંક આવી ને રત્નજ પડયું,ઘણા હેતથી અચરત અડયું.
દૈત ઘેરથી આણી આપ, તેડાવ્યાં તેનાં મા બાપ;
કુંવરી પેહેલી આપીતી જેહ, તેના પિતાને આપી તેહ.
ઉપન્યો તેના મનમાં નેહ, કસ્તુરને પરણાવી તેહ;
રાજાએ તેડયો પ્રધાન, બહુ પેરે દીધાં સન્માન.
તારી જે ડાહી દીકરી, પરણાવ તે શેઠને સુંદરી;
મહારાજ કહોછો તો લીજિયે, કન્યાદાન કોડે દીજિયે.

છપ્પા.

જીવે તેને જોખ, રંક તે રાજા થાય;
જીવે તેને જોખ, નીચ જન ગંગા ન્હાય;
જીવે તેને જોખ, રોગિ જન થાયે માતો;
જીવે તેને જોખ, ગુંગણો થાયે ગાતો;
જીવે તેને તો જોખ છે, સરવ વેદના વામશે;
કવિ સામળ કહે જન જીવતો, પ્રીતે ભદ્રા પામશે.
વાંઝણી પ્રસવે પુત્ર, મુર્ખ પણ કવિ જન થાયે;
નીર ભરાય નવાણ, રંક શિર છત્ર ધરાયે;
વળે કોઇ દિન વેર, ઝેર વળિજાય જરૂરી;
ગુણકા જેવિ ગમાર, સતી તે થાયજ શૂરી;
એ રીત અનેક થયાં થશે, શાસ્ત્ર સાખ દે છે સહી;
સામળ કહે ઝાઝું શું કહું, જીવ ગયો આવે નહી.
જિવતો પામે રાજ્ય, જીવતો પરણે નારી;
જિવતો બેસે અશ્વ, થાય જીવતો વેપારી;
જિવતો માંડે જગન, સુકીર્ત્તિ જીવતો સાહે;
જિવતો પહેરે નંગ, જીવતો લાણાં લાહે;
વહાલાંનો હોય વિજોગિયો, તે સંજોગી થાય છે;
પણ મુઆ કોઈ દેખે નહી,સામળભટ ગુણ ગાય છે.

જીવે જો નિર્ધન, કોઇ દિન ધનને પામે;
જીવે જો દુખિ દેહ, વેદના કોઇ દિન વામે;
જીવે જો વાંઝિયો, કોઇ દિન પ્રગટે પૂત્ર;
જીવે જો કોઇ રાંક, સારૂં પામે ઘર સૂત્ર;
જીવતો નર ભદ્રા પામશે, મુઆ પછી કો નહિ મળે;
આ તકમાં તો ટાળો કરો, કોઇ દિવસ ઇશ્વર ફળે.

દોહરા.

કન્યાદાન રાજા કરે, પૂરણ ધરિને પ્રીત;
ગજ એક આપ્યો ગાજતો, રૂડી કીધી રીત.
બીજે મંગળ ઘોડલા, ત્રીજે મંગળ રથ;
ચોથુ મંગળ વરતી રહ્યું, સર્વે સાર્યો અર્થ.
પરણી ઉઠયો પાટવી, ગડગડિયાં નીશાન;
દાન આપ્યાં કંઈ વિપ્રને, જાચક દીધાં લ્હાણુ.
પ્રધાન પોંહોંચાડણુ મોકલ્યો, ત્રંબાવટિયે જાઓ;
તેડો ત્રંબકસેનને, ગુણ હું કહું તે ગાઓ.
ઘણો ગર્થ તેં લુંટિયો, કીધી કુડી વાત;
વિક્રમસેનની આગળે, ખોટી ચાલી ખ્યાત.
પગે લાગીને પ્રીછવો, સોંપો સવાયો માલ;
પત્ર લખાવજો પામિયા, નહિતો બેઠી ગાળ.
જોર કરેતો જુધ કરૂં, દેશ કરાવું ત્યાજ;
લક્ષ્મી લુંટી લો એહની, ભેળવો એનું રાજ.
લાવ લશકર લેખા વનું, અસંખ્ય અપરંપાર;
ડેરા કીધા દેખતાં, ત્રંબાવટી નિરધાર.
હલહલ કરી હલકારડે, વેળાવટી છે આજ;
સમજીશ નહીતો સેજમાં, લેશે તારૂં રાજ.
ત્રંબક ત્યાંથી નિસર્યો, મળિયો દેઇને માન;
પ્રીતે ઘેર પધારવિયો, વિક્રમનો પરધાન.
સ્મૃદ્ધિ સરવે મોકલી, દંતકુવંરને ઘેર;
ગેબી નાદ મુંગળ થયો, થઇ રહિ લીલાલેહેર.

કસ્તુર મળ્યો માબાપને, હેત પ્રીતની હોડ;
અરસ્પરસ કથા કહી, પોત્યાં મનના કોડ.
વિતક જે વરસ બારતું, આપ આપણી આથ;
કર્મ કથા માંડી કહી, સજ્જન સહુને સાથ.
ચાર નાર અતિ ચતુર છે, પ્રીતે લાગે પાગ;
ઉતાર્યો આનંદમાં, જેહ અનોપમ જાગ.
નવ ટુંકા નવ લાખના, રંગી શિંદુર વરણ;
મહિલાં ઉતારી મેહલમાં, સાસુ સસરા શરણ.
ધન્ય અવતાર વિક્રમતણો, ધન પરમારથ કામ;
ધન્ય કવી સામળ કહે, થયું નવખંડે નામ.
એવાં કામ નિત્ય કોટિધા, દુખહરતા નિશદીશ;
જેને પ્રસન્ન પરમેશ્વરી, આદ્ય નિરંજન ઈશ.
કહે પૂતળી ભોજ સુણ, વિક્રમનો મહિમાય;
એવાં પરાક્રમ જો કરો, ધરો સિંહાસન પાય.
વિક્રમમહીમા સાંભળે, આણી મનમાં ભાવ;
ટાઢો હુનો ચોથિયો, સ્વપ્ને નાવે તાવ.
એવું સાંભળી જે કરે, અન્નવસ્ત્રનાં દાન;
મનવાંચ્છિત ફળ પામશે, મહારૂદ્ર કેરાં માન.
પુરાણ પરમારથતણું, સુણે શિખે જે ગાય;
વિજોગ ભાગે તેહનો, આશા પૂરણ થાય.
મહિમા મોટો સાંભળે, પૂરણ થઇ પ્રસન્ન;
પુન્ય ચંદ્રાયણ વરતનું, રેવાનું દરશંન.
શ્રી ગુર્જર ગુણનિધ ભલું, લીલાલેહર વિલાસ;
પાછળ પરાં પવિત્ર છે, વેગણપુરમાં વાસ.
શ્રીગોડ માળવી વિપ્ર શુભ, વીરેશ્વર સુખધામ;
સામળજી સુત તેહનો, નિર્મળ રૂડું નામ.
તેહ શિષ્ય શ્રીગોડનો, ગુરૂકૃપાથી જ્ઞાન;
ચરણરેણકાવંદને, દિવ્યજ દીધાં દાન.

કવિ શ્રી સામળદાસને, તરતિબ તેડયો ત્યાંહ;
વીરેશ્વર જે વિશ્વ છે, જ્યોત જાગતી જયાંહ.
સિંહુજ ગામ શિરોમણી, શુભ સાહોદર બ્રહ્મ;
સિંધુ સર્વ શાસ્ત્રના, જાણે સઘળા મર્મ.
કુળ શુદ્ધે કણબી વસે, લેખામાં લખ લાજ;
કાઉજી કુળદીપક વડો, મનજીસુત મહારાજ.
રખીદાસ રાજસ વડો, જશ કેરો રિદ્ધ રૂપ;
ગામાનંદ સુધી તેહનો, ભાટ ભલેરો ભૂપ.
કીર્ત્તિં કહી તે કવિતણી, ગુણિજન તેડયો ઘેર;
પુરણ પરમારથ કરો, પ્રીત ધરીને પેર.
કાળિદાસ કવિયે કર્યું, સંસ્કૃતમાંહે સુજાણ;
કવિ સામળ કોડે કર્યું, પ્રાકૃતમાંહે પ્રમાણ.
ભાટ ચારણ બ્રાહ્મણ બહુ, કો માં દેશો ખોડ;
તમ કૃપાથી એહવું, જાગતે અક્ષર જોડ.
પિંગળ પાઠ પરઠું નહી, રાગ ન જાણું રીત;
ભેદ ગુણ ભાળું નહી, પ્રીછું નહિ કો પ્રીત.
પંગો પરવત જયમ ચઢે, કીડી જીતે કુંજ;
તેમ હું તમ આગળ કવિ, જેમ ઘણા મુખનો ગંજ.
સામળ કહે સંસ્કૃતમાં, સમજણ નહી સમર્થ;
વિવેક નહિ કો વેદમાં, અકલ ન આવે અર્થ.
શ્રોતા વકતા સાંભળો, કહું તમને કરજોડ;
સામળ કહે સહુ બોલજો, જેજે શ્રી રણછોડ.
એમ કહીને પૂતળી, આપે ગઈ આકાશ;
એહ કથા પૂરણ હવી, કહે કવિ સામળદાસ.

---

ભદ્રાભામની સમાપ્ત.

---

# સામળ રત્નમાળા.

### અન્નપૂર્ણા માહાત્મ વિષે.

જગત અન્ન આધાર, અન્ન દૈવત એ મોટું;
અન્ન વણ ન રહે જીવ, અન્ન વણ સરવે ખોટું;
દેવ દનુજ નર નાર, જિવે છે અન્નને જોરે;
અન્ન વિનાનું સર્વ, અતી અંધારૂં ઘોરે;
પાલણ પોષણ પૃથ્વી વિષે, કરતારે કૃત કૂરણા;
સામળ કહેછે સેવો સઉ, આદ્યશક્તિ અન્નપૂરણા.
સિતારામ તે એજ, એજ શ્રીરાધાકૃષ્ણ;
એ ઉમયા ને ઇશ, પંડિતે કીધું પ્રશ્ન;
એ રોહણિ નેં ચંદ્ર, એજ બ્રહ્મા સાવિત્રી;
મંત્ર જંત્ર ને તંત્ર, એજ ગુણનિધિ ગાયત્રી;
અન્નપૂર્ણા સૌની ઇષ્ટછે, બુદ્ધિવંત જન બૂઝશે;
સામળ કહે અન્ન આધારથી, સર્વે ડહાપણ સૂઝશે.
અન્નપૂર્ણા વડિ માત, જગત જીવાડણ જાણી;
અન્ન વિના સઉ શુન્ય, અન્ન વિણ જિવે ન પ્રાણી;
અન્ન વિના સુખ અલ્પ, અન્ન વિણ ચરણ ન ચાલે;
અન્ન વણ ભાવે ન ભક્તિ, અન્ન વણ મોજ ન માલે;
ઇશ્વર વહાલો નહિ અન્ન વણ, ગાન તાન ગુણ નવગમે;
સામળ સેવો અન્નપૂરણા, સકળદુઃખ એથી શમે.

### પેટ ભરવા વિષે.

પેટ કરાવે વેઠ, પેટ વાજાં વજડાવે;
પેટ ઉપાડે ભાર, પેટ ગુણ સૌના ગાવે;
પેટ ભમે પરદેશ, પેટથી પાપ કરે છે;
પેટ કરે છે જાર, પેટ તો સત્ય હરે છે;

વળિ સંચ પ્રપંચ અધિક કરે, પેટ કાજ નરકે પડે;
સામળ કહે સાચું માનજો, પેટ પાપ નરને નડે.
વિપ્ર પેટને કાજ, શાસ્ત્ર વાંચે ને શીખે;
વિચરી વળી વિદેશ, ભણેલા થઈને ભીખે;
વણિક પેટને કાજ, ચાહિને વહાણે ચડે છે;
મજુર ઉપાડે ભાર, ઘણા જન ઘાટ ઘડે છે;
વળિ કાસદ કરે છે કાસદું, શિર કપાવિ તસ્કર મરે;
કહે સામળ પેટને કારણે, કુળાચાર સૌકો હણે.
પેટ ચડાવે વાંસ, પેટથી નરતક નાચે;
પેટ કાજ ગુણ ગાય, ઊંચ નીચાને જાચે;
પેટ કરે છળ કપટ, પેટ રણમાં રખડાવે;
પેટ કરે વિખવાદ, પેટ તો શીશ કટાવે;
ચોરી ચાડી ને ચાકરી, અધર્મ સૌ આખેટના;
સામળ કહે સાચું માનજો, પ્રપંચ પાપી પેટના.
કિયા નીચ ને ઊંચ, કિયા રોગી ને સાજા;
કિયા અબળ ને સબળ, કિયા દુર્બળ ને તાજા;
કિયા અજાણ ને જાણ, કિયા પથ્થર ને હીરા;
કિયા અજા ગજરાજ, કિયા વેરી ને વીરા;
જુઠા બોલા સાચા કિયા, નીચ બુદ્ધિ કરે નેટને;
સામળ કહે માન ગમાવિયાં, પ્રપંચ પાપી પેટને.
પેટ કરાવે પાપ, પેટ પરદેશે કાઢે;
પેટજ કરે પ્રપંચ, ચલાવે મારગ આડે;
પેટ કરે પાખંડ, પેટ વણ વાંકે દંડે;
પેટે સંકટ થાય, પેટ મેહેનતમાં મંડે;
સતિ નારી ને ગુણકા કરે, શા અવગુણ કહું શેઠના;
સામળ કહે છે સો જાણજો, પ્રપંચ પાપી પેટના.
કિયા ધડકણ ને ધીર, કિયા ગુણહિણ ને ગ્નાતા;
કિયા કૃપણ ને કર્ણ, કિયા દંભી ને દાતા.
કિયા રંક ને રાય, કિયા અકરમી ઈંદર;
કિયા પાપિ પુન્યવંત, કિયા ચખહિણ ને સુંદર;

વળિ અણપંડિત પંડિત કિયા, બેશી પારકે બારણે;
સામળ કહે માન ગમાવિયાં, કુડા પેટને કારણે.
કિયા દરિદ્રિ દિવાન, કિયા કુરૂપ રુપાળા;
કિયા જુધિષ્ટિર જોર, કિયા ભિક્ષુક ભૂપાળા;
કિયા બુદ્ધિ બળવંત, કિયા ગદ્ધા ને ઘોડા;
કિયા કપૂત સપૂત, રામ લક્ષ્મણના જોડા;
નર નાર જાર ને સતિ કિયાં, જાણીં જેને વારણે;
સામળ કહે માન ગમાવિયા, કુડા પેટને કારણે.
કઈ લછ ને અલછ, કઇ રંજિત ને રંગા;
કઈ રૂપહિણુ રત્ન, કઇ ગંદી ને ગંગા;
કઇ મૃગનેણી નાર, કઇ વળિ આંખે કાણી;
કઇ દાસી દેખિયે, રીઝવાળી કઇ રાણી;
છે લપોડશંખ લેખા વિના, દક્ષણાવંત વળી કહ્યા;
સામળ કહે કવિ કોવીદ પણ, પેટતણે વશ મઉ રહ્યા.

## વિદ્યાવિષે.

સદવિદ્યાથી સુવર્ણ, શરણ સદવિદ્યા સત્યે;
સદવિદ્યાથી સ્વર્ગ, વીખ ઊતારણ વિત્તે;
સદવિદ્યાથી સિદ્ધિ, ફળે વચનો વર વાણી;
સદવિદ્યાથી રિદ્ધિ, જગતમાં સઘળે જાણી;
સદવિદ્યાને વશ સર્વ છે, સદવિદ્યા ત્યાં શી મણા;
સામળ કહે સદવિદ્યા વિના, ભટકે ગુણ હીણાઘણા.
લક્ષપતી તો લાખ, દિઠા નિર્માલ્ય પ્રમાણે;
જાય રાયનું રાજ્ય, રૂપ પણ રહે ન ટાણે;
કુળ પણ હોય કલંકિ, જોર જોતામાં જાયે;
જોબન પણ વહિ જાય, વંશ નિર્વંશી થાયે;
નહિ રાજ ચોર કે અગ્નિભય, માગ મુકાવે બહુ થકી;
સત પૂરૂષો મન માનજો, સદવિદ્યા છે શુભ સહુ થકી.
વિદ્યા મુકાવે માગ, પૂર્ણ જશ વિદ્યા પામે;
વિદ્યા શોભે વાન, નૃપતિ વિદ્યાને નામે;

વિદ્યામાંહિ વિવેક, વિમળ વિદ્યાથી વાણી;
વિદ્યાને વશ વિશ્વ, જગતમાં મોહિનિ જાણી;
સદ્વિદ્યા રત્નવિશાળ છે, વિદ્યાથી વડું નહિ કશું;
સદ્વિદ્યા આગળ ધન કશું, વિદ્યા વિહિન નર તે પશુ.

પંડિત આગળ મૂઢ, હંસ આગળ જ્યમ બગ્ગા;
પંડિત આગળ મૂઢ, કોકિલા આગળ કગ્ગા;
પંડિત આગળ મૂઢ, રાય આગળ જ્યમ રંકાં;
પંડિત આગળ મૂઢ, સિંધુ આગળ જ્યમ ટંકાં;
પંડિત પ્રાક્રમી પૂરા, પંડિત સઉ શિર મોર છે;
સામળ કહે પંડિત આગળે, મૂઢ તો ચાકર ચોર છે.

મૂરખને વાહન, પંડિત અડવાણો ચાલે;
મૂરખ મોતનમાલ, પંડિત ફુલમાળા ઘાલે;
મૂરખને બહુ માન, પંડિત કદિ ગરિબ કહાવે;
મૂર્ખને અલખત મોજ,પંડિત ખડધાન્યજ ખાવે;
પણ મૂરખ કાચ કથીર છે, દીસંતાં તો દિલહરે;
પણ પંડિત રત્ન અમૂલ્ય છે,સામળ ઝવેરિ પરિક્ષા કરે.

મૂરખને નહિ માન, મૂર્ખ ઝાઝામાં ઝુરે;
દે ન મૂર્ખને દાન, મૂર્ખમાં અકલ અધૂરે;
મૂરખ હલકો હોય, બહૂ ગુણવંતો બોલે;
મૂર્ખ ન લેખામાંહિ, નહી પંડિતને તોલે;
જેમ હંસમધ્ય બગલાં પડયાં, કારણ શું જાણે કશું;
સામળ કહે છે સાચું કહું, વિદ્યા વિહિન તે નર પશુ.

પંડિત જાય વિદેશ, તોય જશથી જાણીતો;
પંડિત પ્રાક્રમ પૂર, મહીપતિનો માનીતો;
પંડિતને પરણામ, કરે જન સૌ કરજોડે;
પંડિતને સનમાન, માન અનમીનાં મોડે;
જે અગમ નિગમછે ગુણ ઘણા, લક્ષ કોટિધા તે લહે;
છે વિદ્યા મોટી વિશ્વમાં, કવી સામળ સાચું કહે.

## વચન પાળવા વિષે દૃષ્ટાંતાલંકાર.

વચન કાજ હરિશ્ચંદ્ર, નીચઘર ભર્યું છે પાણી;
વચન એકને કાજ, કૃષ્ણે કુબજાને આણી;
વચન એકને કાજ, હરે હાળાહળ પીધું;
વચન એકને કાજ, દેવ વર દૈત્યે લીધું;
શુભ ધર્મ કર્મ ને શર્મ સૌ, વચન જતાં તે વહિ ગયું;
કવિ સામળભટ સાચું કહે, વચન ગયું તો થઇ રહ્યું.

એક વચનને કાજ, રંક રાવણ થઇ બેઠો;
એક વચનને કાજ, બળી પાતાળે પેઠો;
એક વચનને કાજ, વેચિ હરિશ્ચંદ્રે નારી;
એક વચનને કાજ, પાંડવો હાર્યા પ્યારી;
વળિ એક વચનને કારણે, ભડ પાંચે વનમાં ભમ્યા;
કહે સામળ વચનજ કારણે, સો કીચક સાથે શમ્યા.

બહૂ કરે જે બાપ, વચન બદલીને બોલે;
બહૂ કરે જે બાપ, ખોટું મુખ વાયક બોલે;
બહૂ કરે જે બાપ, આપને ખૂબ વખાણે;
બહૂ કરે જે બાપ, આપ આપ્યું ઘર આણે;
કરથી જીભ્હા બલિ કાપવી, મોત ભલું મહામૂલ્યનું;
સામળ કહે ભૂંડું સર્વેથી, વચન જાય તૃણ તૂલ્યનું.

વચન ન પાળ્યું જેણ, તેજ સુકૃત વ્રત હાર્યો;
વચન ન પાળ્યું જેણ, કમોતે તેને માર્યો;
વચન ન પાળ્યું જેણ, તેહ નર દૈવે દંડયો;
વચન ન પાળ્યું જેણ, તેહ શિર અગ્ની મંડયો;
જો વચન વ્યર્થ જેનું થયું, તો દૈવત તેનું ગયું;
કવિ સામળભટ સાચું કહે, વચન ગયું તો થઇ રહ્યું.

પાળે વાયક શૂર, જેહ રણમાં બહુ ઝૂઝે;
પાળે વાયક સિદ્ધ, જેહને આગમ સૂઝે;
પાળે વાયક ભક્ત, કરે ઇશ્વર વશ આપે;
પાળે દાતા વચન, વૃષ્ટિ જેને પરતાપે;

પાળે જે વાયક પ્રેમથી, વેદે વિવિધ વખાણિયો;
સામળ વાયક સંભાળતાં, જશે જગતમાં જાણિયો.
વચન પાળે તે રાય, બાકિ તો રાંડીરાંડો;
વચન પાળે તે શાહ, બાકિ ગુણહીણો ગાંડો;
વચન પાળે તે વિપ્ર, ધર્મ સઉ ધાર્યો તેણે;
વચન પાળ્યું તે વીર, જગત જશ લીધો જેણે;
પાળે સદવાયક પ્રેમદા, પાંચે પૂરણ પક્ષણી;
સામળ કહે વચન ન સાચવે, લલના એજ કુલક્ષણી.

## મોત વિષે.

કોઇ આજ કોઇ કાલ, કોઇ દિવસે કોઇ રાતે;
કોઈ જોબન કોઇ વૃદ્ધ, બાળ જન જુવતી જાતે;
કોઇ તાવે તરફડી, આપઘાતે કોઇ મરતાં;
કોઈ ભોગ કોઇ રોગ, કોઇ તો સર્પ કરડતાં;
કોઇ વાસિવિકાર કે હડકવા, કોઇ ભમતે લડિને મુઆ;
પણ કાળ ન મૂકે કોઈને, સામળ કહે સમજી જુઓ.
કોઇ આજ કોઇ કાલ, કોઇ માસે ખટ માસે;
કોઈ વર્ષે દશબાર, કોઇ પચીશ પચાસે;
કોઇ સાઠ સીતેર, કોઇ પોણોસો એંશી;
જે જાયું તે જાય, નથી રહેવાનું બેશી;
જે નામ તેહેનો નાશ છે, ધર્મજ એવો ધારવો;
કવિ સામળ કહે મૂરખ કરે, ગંદિ દેહનો ગારવો.
ઘડી પલક કે પહોર, સાંજ સવાર કે વહાણું;
એ દીપક ઓલાય, ન આવે સાથે નાણું;
રહે ઘરમાં કે ગામ, દેશ પરદેશે પડશે;
જળ પરપોટો જેમ, એક દિન નિશ્ચે નડશે;
રાખી કોઈની રહેશે નહી, દિવસ નકી નહિ દેહનો;
સામળ કહે કાચો કુંભછે, તો ભરૂંસો શો તેહનો.
માત તાત ને મિત્ર, પુત્ર પરિવારજ પોઢા;
અલખત અપરંપાર, ઘણા હસ્તી ને ઘોડા;

સેવક સાથે શૂર, પરીપૂરણ પરતાપે;
બળવંતા બહુ બાહુ, છત્ર-છાંયે છત છાપે;
અધિકાર અયુત લખ ઇંદ્રનો, ક્રોડ વાર શું કહું કથી;
પણ મોતથકી મૂકાવવા, સામળ કોઇ સમર્થ નથી.
જે જાયું તે જાય, ફૂલ ફૂલ્યું તે ખરશે;
ભર્યું તેહ ઠલવાય, ચડયું તેતો ઉતરશે;
લીલું તે સૂકાય, નવું તે જુનું થાશે;
આયુદા વશ સર્વ, કાળ સૌકોને ખાશે;
જે કિન્નર જક્ષ ને રાક્ષસો, દેવ ગાંધર્વ ને દાનવી;
મઘવાદિક પણ મોતે મરે, કોણ માત્રમાં માનવી.
ગયા ઇંદ્ર કઇ ક્રોડ, ગયા બ્રહ્મા કઇ ભૂલ્યા;
ગયા કરોડો કામ, અડગશૂરા પણ ડૂલ્યા.
ગયા દેવ દિગપાળ, ગયા માન્ધાતા મહિપત;
ગયા દિલિપ હરિશ્ચંદ્ર, ગયા છાકેલ છત્રપત.
વળિ ગયા જનકને જાદવો, જે વળિ લાવ્યા જાન્હવી;
સ્થિરથાવાર કોઇ રહ્યા નહી, કોણ માત્રમાં માનવી.
ચિરંજીવિ નહિ કોઇ, ગયા માન્ધાતા મહિપત;
ચિરંજીવિ નહિ કોઇ,ગયા વહિ અગણિત અહિપત;
ચિરંજીવિ નહિ કોઇ, ગયા અધિકારી ઇંદ્ર;
ચિરંજીવિ નહિ કોઇ, ગયા કઇ સૂરજ ચંદ્ર;
વળિ ગયા રામ ને રાવણા, ગયા દેવ ને દાનવી;
સતવાદી સલક્ષણા ગયા, કોણ માત્રમાં માનવી.
પેસે અરણવ-નીર, તીર ગંગાને બેસે;
ચડે જો પર્વત મેર, કદી પાતાળે પેસે;
પર્વતમાંહિ પ્રવેશ, કરે આપે બહુ એકાંતે;
ઓષડ અમૃતહાર, અમે ભલભલા ભ્રાંતે;
કિંકર રાખે કઇ કોટિધા, સંચ પ્રપંચ ઘણા કરે;
સામળ કહે સૌ સાંભળો, મોત આવ્યે નિશ્ચે મરે.
જાય જોરાવર શરણ, પ્રિતે પાતાળે પેસે;
પેસે અરણવ નીર, મેરૂ માથે જઈ બેસે.

જાય શેષને શરણ, રવીરથ આગળ ચાલે;
મંત્ર જંત્રના જાપ, કરી મઘવાસંગ માલે;
કદિ સંચ પ્રપંચ કરે ઘણા, રવિ મંડળ આખું અટે;
પણ સામળભટ સાચુ કહે, મરવાનું તો નહિ મટે.

રાખે લખ રખવાળ, લોહ-પિંજરમાં પેસે;
અરણુવ વિચ આસન, વાળિને જો કોઇ બેસે;
વજ્રગુફા ગંભીર, માંહિ કોરાવી માણે;
ઇંદ્રજાળ વિદ્યાય, જુગતથી જો વળિ જાણે;
સંભાળિ સાચવી સાંચરે, કોટિ જતન કોડે કરે;
જાળવતાં પણ જીવે નહિ, મોત આવ્યે નિશ્ચે મરે.

માત પિતાનો ભોગ, જોધ વીરજ બંધાયું;
રૂધિર માંસને હાડ, શરિર તેનું સંધાયું;
નસો જળ નખ વાળ, સંગ લઇ સાંધા મેળ્યા;
પંચ ભૂતના ભાગ, લાગ ભમવાને ભેળ્યા;
મમતા માયા અંહકાર અતિ, વાયુરૂપ કોઇક વસ્યો;
સામળ જળ પરપોટા જથા, કંહા ગર્વ તેનો કસ્યો.

મારૂં મારૂં કહે મૂઢ, કારમી કાયા માયા;
અજ્ઞાને આરૂઢ, અંધ થઇ ધંધે ધાયા;
આ મારૂં ઘરસૂત્ર, પુત્ર મારો પરણાવું;
ઘડપણ પાળે મને, આજ ભલિભાત ભણાવું;
પણ જેમ દીપક વશ છે વાયુને, કાચો કૂંપો કાચનો;
સામળ કહે મુઢ મમતા કરે, એવા શરિર અસાચનો.

કોઇ કહે આવ્યો તાવ, કોઈ કહે થયું કોગળિયું;
કોઇ કહે કરડયો નાગ, કોઇ કહે વાસી વળિયું;
કોઈ કહે વાધ્યો રોગ, કોઇ કહે શસ્ત્રજ વાગ્યું;
કોઇ કહે મારી મૂઠ, કોઇ કહે પાપજ લાગ્યું;
ઇશ્વર માથે લેતો નથી, જગત માંહિ મહિમા જુઓ;
સામળ કહે સૌ સાંભળો, મોત આવ્યું તેથી મુઓ.

નાઠે ન મુકે ભૂખ, દુઃખ નાઠે નવ જાય;
નાઠે ન મુકે ભોગ, રોગ નાઠે પણ થાય;
નાઠે ન મુકે તાવ, પાપ નાઠે નવ છૂટે;
નાઠે ન રહે લાજ, ચોર કે હાકમ લૂટે;
કદિ નાઠે મોત મુકે નહી, પ્રસવ્યો ત્યાંથી પાસ છે;
કવિ સામળભટ સાચું કહે, નામ સર્વેનો નાશછે.

## સ્ત્રીના દોષ વિષે.

નારી નીચ-સ્વભાવ, અજિત નવ જાયે હારી;
પર પુરૂષોશું પ્યાર, મરદને નાખે મારી;
વિવ્હળ ચિત મન મદન, રૂદન કરતી વણુવાંકે;
સાચી કોઇ નદીઠ, જૂઠ અતિ આડે આંકે;
શીખામણ તેની સાંભળી, મનમાં તુરત ન માનિયે;
સામળ કહે કદિ શાણી ઘણી, પણ પ્રમદા બુદ્ધિ પાનિયે.
સ્ત્રીયરીત્ર બહુ લાખ, નીચ મતિ જુગતે જોડે;
લાખ દિવસની પ્રીત, રીત રંજકમાં તોડે;
હસે વિના પ્રસ્તાવ, ભાવહિણ ભલપણ છંડે;
કઠણ રૂદય વળિ કુમતિ, મમત પોતાને મંડે;
વળિ ગરજ પડે ગરૂવી ઘણી, સ્વામિ સાથ સમર્થ સદા;
વળિ સહજ વાતમાં શાપદે, કલંક વાત કહે કદા.
અતિ લાલચ ને લોભ, થોભ જુગતે જૂઠાનો;
આળસ નિદ્રા અંગ, રંગ રૂદયે રૂઠયાનો;
નિર્દય નગણે નેહ, દેહ મેલી મેલું મન;
શ્વસુર-પક્ષ પર ખાર, ઘણો આહાર જુવતિ જન;
નિર્લજ રાખે નહિ નમ્રતા, જાતિ સ્વભાવે જાણવી;
વળિ આપ મત્યે ડાહી ઘણી, અધિક નીચ ઉર આણવી.
મૂખ ઉપર નહિ મૂછ, વ્રુછ દીસે નહિ ડહાડી;
કરે નીચનો સંગ, અંગ હીંડે ઊઘાડી;
નદી તળાવે જાય, ધાય પર-મંદિર પેસે;
પરપૂરૂષશું મગ્ન, નગ્ન થઇ નહાવા બેસે;

મુખ બિંદુ શામ નાકે નથન, કથન જુઠ જોતાં કહે;
ચિત ચતુર પુરૂષ ચેતી જુઓ, માનનિશું મન ક્યમ રહે.
સ્ત્રિ વશ સૂર્ય ને ચંદ્ર, ઇંદ્ર તરૂણી વશ જ્યારે;
સ્ત્રિ વશ દેવ મહાદેવ, મોટિ માયા તે ત્યારે;
સ્ત્રી વશ રૂડા ગામ, સ્ત્રી વશ મુનિવર મોટા;
સ્ત્રી વશ સઘળી સૃષ્ટિ, છેક મોટા ને છોટા;
વશ વરતે નર સઉ તે તણું, જુવાની જ્યારે ઘણી,
કવિ સામળ કહે અજીત એ, તરતિબ ઘણિ તરૂણીતણી.
ઘડિમાં આપે સૂખ, ઘડિકમાં દુખ દેખાડે;
ઘડિમા ચાંપે ચરણ, ઘડિકમા મરણ પમાડે;
ઘડિમાં ભોળવિ લહે, ઘડિકમા સરવશ આપે;
ઘડિ એકમાં કહે વીર, કંથ ઘડિમા કરિ થાપે;
વળિ ઘડીએકમાંવિખ દિયે, પરણ્યો તજિ પરશું રહે;
કવિ સામળભટ સાચું કહે, બુદ્ધિહીણિ તે કયમ બિહે.
સ્ત્રીના વાંક હજાર, તોય તેને નવ હણવી;
ડહાપણ દેશે હજાર, તોય મૂરખમાં ગણવી;
સતી શિરોમણિ શુદ્ધ, તોય જશહીણી જારી;
હઇડે અધિકું હેત, તોય તે નાખે મારી;
નારી અવગુણ ગણવા નહી, ચતુર ન ગણવી ચુકવી;
સામળ કહે છે હણવી નહી, માનનિ જિવતી મુકવી.
કેકે માર્યા કંથ, કેકે પરણ્યા પરહરિયા;
કેકે ઉંચ અમીર, તજી કિંકર વર કરિયાં;
કેકે કુટુંબ પરિવાર, તજી ચિત બીજે ચાલી;
કે મહિપતિને મેલિ, માનની ગમતે મહાલી;
કેકે સાસુ નણંદ સંહારિયાં, માત પિતા મરદન કર્યાં;
એ જુવતિ જાત છે જક્ષણી, જોર જોરાવરનાં હર્યાં.
ઉંચતણી અરધાંગ, નીચ નીચાને ન્યાળે;
ડંસ રાખે દિલમાંહિ, વેર કોઇક દિન વાળે;
પાપથિ ન બિહે પલક, બાપના પરિયા બોળે;
પોતે હોય પાંશરી, તરૂણિ તો પર્વત તોળે;

હઠ કરતી સાથ હઠે નહિ, પુત્ર પતી માબાપની;
કામની કલંક ભરી ખરી, સામળ શાસ્ત્ર છાપની.

જન્મ સમે તે જનનિ, જુવતિ જોબનમાં જાણું;
ભોગકાળ ભારજા, પેટ પુત્રી પરમાણું;
બહુ રાગપણુના બોલ, રૂપ માયા એ મહાસે;
અગમ રૂપ આકાશ, ક્ષિતીરૂપે ચિત ચાસે;
આદ્યશક્તિ એ આદિ તે, આગળ શું ડાહ્યા થવું;
છે કાળરૂપ એ કાળિકા, ત્યાંથિ થયા તેમાં જવું.

લલનાને નહિ લાજ, સત્ય તેને નવ સૂજે;
કરે ન રૂડું કાજ, પ્રભૂને પણ નવ પૂજે;
શામાને શી શર્મ, ધર્મ કે ધ્યાન ન ધારે;
નારીને નહિ જ્ઞાન, હોડ કરતી નવ હારે;
કામનિ આંખે દેખે નહી, જાણે નહિ દિન જામની;
સામળ કહે સૂજ પડે નહી, કામાતુર જે કામની.

નારી તે તો નીચ, ન રહે પોતાને ધર્મે;
નારી તો તે નીચ, કંલક ચઢાવે કર્મે;
નારી તે તો નીચ, પતિવ્રતપણું ન પ્રીછે;
નારી તો તે નીચ, અન્ય નરને જે ઇછે;
નીચમાં નીચ તે નારિયો, પરનર સાથે પ્રીતડી;
સામળ નારિ સમસ્તની, રૂડી નહિ કો રીતડી.

નીચ નમેરી નાર, પિયુને મારી નાંખે;
ખાધું પીધું ખરિ ખાંત, સ્નેહ સગપણ નવ સાંખે;
વિનતાનો વિશ્વાસ, કરે તે જડ જન જાણો;
નારી નગણે નેહ, રંક કે નગણે રાણો;
સઉ નાર સતીછે સાધવી, સ્નેહ સ્વામિ સાથે સદા;
પણ દુશમનપણું તે દાખવે, કલંક કહિયે જો કદા.

રાખે બહુ રખવાળ, પાળ લોઢાની બાંધે;
બેસે અરણવમાંહિ, સહસ્ર પ્રપંચે સાંધે;

ઓઝલ કરે અનેક, વિવેક વનિતા રાખે;
પલક ન મેલે પુંઠ, ભલપણે ભાષા ભાખે;
નર શૂરપૂર સંગ્રામમાં, ત્રાસે નહિ રિપુ-તાપથી;
તે સ્ત્રીને રાખી નવ શકે, રહે નારિ નિજ આપથી.

સ્ત્રીની બુદ્ધિ કુબુદ્ધિ, સવળાનું અવળું ધારે;
રિપુને રાખે શરણ, મિત્રને મરડી મારે;
કુળહીણો કે કપુત, જુવતિ તેનો જશ જાણે;
દાતા દિલ દરિયાવ, તેના અવગુણ ઉર આણે;
મુરખ કેરા જે મહિપતી, સ્ત્રી શું વાત કરે છાનિયે;
સામળ કહે સ્ત્રી હોય સાધવી, પૂર્ણબુદ્ધિ પણ પાનિયે.

રામા ન જુએ રૂપ, નહિ વિદ્યા કે વાણી;
જાત ભાત નવ જુએ, પરાક્રમ કે નહિ પાણી;
ન જુએ કુળ કે શીળ, નહી પંડિત કે પૂરો;
નહિ ભિક્ષુક કે ભૂપ, નહી કાયર કે શૂરો;
વિદ્યા વનિતા ધન વેલડી, ચપળ ગમે ત્યાં જઇ ચડે;
જે પાસ વસે ત્યાં પ્રીતથી, ફોકટ ફાંદામાં પડે.

પંડિત કેરી નાર, મુરખશું મોજો માણે;
કુળવંતાની નાર, નીચને પુરૂષ પ્રમાણે;
જરવંતાની જુવતિ, વાણોતર સાથ વળુંધે;
નરપતિ કેરી નાર, ગમાર ગોલાશું ગંધે;
શૂરા કેરી જે સુંદરી, કાયરને કાયા દિયે;
સામળ સ્વભાવ શામાતણો, બુદ્ધિહીણ તે કયમ બિયે.

સ્ત્રીના પેટમાં વાત, છેક તો ન રહે છાની;
કરે ઊજડ બધુ ગામ, હોય જો મનની માની;
સ્ત્રીને છાની વાત, કહે તે મૂરખ માનો;
સ્ત્રીને છાની વાત, કહે તે શાણો શાનો ?
સ્ત્રી આગળ છાની વાત તે, જગ બધે જાહેર થશે;
સામળ કહે સ્ત્રી વિશ્વાસથકી, અનર્થ વધતો વાધશે.

સ્ત્રિના પેટમાં વાત, રહે ન ભલી કે ભુંડી;
સ્ત્રિયે જાણિ જો વાત, દેશમાં વાગે ડુંડી;
સ્ત્રીને છાની વાત, કહે તો કાળજ ખુટયો;
સ્ત્રી સાથે એકાંત, કરે તો રામજ રૂઠયો;
પ્રમદાએ બહુ ાર પરભવ્યા, મમતે કઇને મારિયા;
અનમી શૂરા અંહકારિ પણ, હોડ હઠીલા હારિયા.
ઇંદ્રે અહલ્યા નાર, ભોગવી ભારે ભૂપે;
શિવજી સમો સમર્થ, રિઝયો ભિલડીને રૂપે;
પારાશર પુન્યવંત, મુની મછગંધા માણી;
ચંદ્ર સરીખો ચતુર, ભુલ્યો ગોરાણી જાણી;
હરિ હર રાજા રાજેંદ્ર પણ, પ્રમદા દેખી બહુ પડયા;
સામળ કહે સાધક સિદ્ધ નર, નારીએ સઉકો નડયા.
સીતા સતી સ્વરૂપ, રણે રાવણ રોળાવ્યો;
દ્રુપદી દેવી દયાળિ, કુરૂકુળ નાશ કરાવ્યો;
રૂડી રેણુકા રૂપ, ઠીક નહિ બુદ્ધિ ઠરાવી;
નક્ષત્રિ અવની એહ, વાર એકવીશ કરાવી;
કૈયાકિચક સ્ત્રીથી મુઆ, હોડ કોડ સઉ હારિયા;
સામળ શૂરા પૂરા સઉ, માનનિયે બહુ મારિયા.
એવા લાખ કરોડ, કૂળવંતાને કળિયા;
કૈયાકિચક શત ભ્રાત, એક ચીતામાં બળિયા;
કૃષ્ણ જગતકરતાર, જુઓ કુબજાને વરિયો;
કપટે બાળ્યો કામ, જગન તેમાં શો કરિયો;
ભામનિયે સૌને ભોળવ્યા, દેવ મુની ને દાનવી;
સામળ કહે જીત્યા દેવતા, કોણ માત્રમાં માનવી.
નારીને વશ નાથ, બુદ્ધિ તેની તો બાળો;
નારીને વશ નાથ, કર્મમાં અક્ષર કાળો;
નારીને વશ નાથ, મરદ જીવતો તે મૂઓ;
નારીને વશ નાથ, હડકવા તેને હૂઓ;
નારીને વશ જે નાવલો, અધમ કામમાં એ અડયો;
સામળ કહે એમાં શું વળ્યું, પરાક્રમે નરકે પડયો.

કામનીને વશ કંથ, તોલ પણ ન રહે તેનો;
કામનિને વશ કંથ, જગતમાં જશ નહિ જેનો;
કામનિને વશ કંથ, પુન્યની પેર ન પ્રીછે;
કામનિને વશ કંથ, ઉપાસન એક ન ઇછે.
કામનિને વશ જે કંથડો, પતિજ તેની નવપડે;
સામળ કહેછે સત્ય માનજો, જશ તેને તો નવ જડે.
મૂરખનો સરદાર, જેહ ધન જુગટે ખૂએ;
મૂરખનો સરદાર, પરાયું પાપજ ધૂએ.
મૂરખનો સરદાર, ભૂતનું સાધન સાધે;
મૂરખનો સરદાર, શિવ વિણ અન્ય આરાધે;
જન મૂરખનો સરદાર જે, પ્રભુ ભજતાં આળસ કરે;
સામળ કહે મહિપતિ મૂર્ખનો, નારી નેહ રૂદે ધરે.
નારી વશ જે નાવ, તેનિ બુદ્ધિનું બુડયું;
નારી વશ જે નાવ, તેહ ભુંડામાં ભુંડું;
નારી વશ જે નાવ, રાય પણ રાંડ સરીખો,
નારી વશ જે નાવ, પુરૂષ પણ પશૂ પરીખો;
નારીને વશ જે નાવલો, દુખિયો દીસે દેહનો;
સામળ કહે જીત્યો સુંદરી, અફળજન્મ તો એહનો.
જુવતી જીત્યો જેહ, તેહ જોખમમાં જાણે;
જુવતી જીત્યો જેહ, તે પાપી પરમાણે;
જુવતી જીત્યો જેહ, કરે નહીં સુકીત કોડે;
જુવતી જીત્યો જેહ, હારિ બેસે તે હોડે;
જન જે જુવતીએ જીતિયો, ગણતીમાંથી તે ગયો;
સામળ કહે શામાજીત નર, તરણાથી હળવો થયો.

## સ્ત્રીનાં વખાણ વિષે.

મળે કામની કંથ, પ્રથમ તો લજ્જા પામે;
મળે કામની કંથ, નેણુ તે નીચાં નામે;
મળે કામની કંથ, સ્નેહનાં વાયક સૂઝે;
મળે કામની કંથ, જોર જોબનનું ઝુઝે;

જ્યાં મળે કંથ ને કામની, હાવ ભાવ મનમાં ભરે;
પકડે તે તરૂણી તોલ ત્યાં, સામળ કહે શોભા ધરે.
રામા રત્નનિ ખાણુ, જાણુ એ રંભા રૂડી;
ધરે સોળ શણુગાર, હાર કંઠે કર ચૂડી;
શોભે જગ હળ ગેહ, દેહ કોમળ શુભ સાજી;
શોભા કેરૂં સદન, વદન હસિ રાખે રાજી;
ભડ ભોજ કરણુ વિક્રમ અને, હરિશ્ચંદ્રની હારના;
પંડીત ચતુર પુરપાટવી, નૃપતિ નેટ પ્રણ નારના.
જે ઘરમાં ઘરનાર, દામ ઊધારે દેશે;
જે ઘરમાં ઘરનાર, પિંડ પીત્રી પણુ લેશે;
જે ઘરમાં ઘરનાર, તોજ મેણું શિર ટળશે;
જે ઘરમાં ઘરનાર, માન માણુસમાં મળશે;
ઘર-નાર જેહને ઘર હશે, શોભિત શાહ સરસ જસો;
ઘર-નાર વિના નર નિર્બળો, શાહ તોય તસ્કર તસો.
નાર વિના નર રંક, સંગ રાખે નહિ કોઇ;
નાર વિના નર ચોર, જોર જર બેસે ખોઇ;
નાર વિના નર નિબળ, સબળ રાખે નહિ સંગે;
નાર વિના નર દીન, હીનસુખ એકલ અંગે;
ચતુરા વિણુ ચાલે નહી, જગતમાંહિ રહે જ્યાહરે;
સામળ કહે છે શામા કશી, તજે જગતતો ત્યાહરે.
જોબનમાં દે રંગ, સંગ સુખ ટાઢક તનની;
વાલપણે કરિ વાત, મટાડે પીડા મનની;
સુખદુખમાં સમ ભાગ, રાગ રૂડે ગુણુ ગાતી;
ચતુરા ચિત્ત હરનાર, સાર ઉરમાં મદમાતી;
વળિ વૃધપણે સેવા કરે, દેખ્યાથી દિલ દુઃખ ટળે;
એ અંતકાળ અળગી નહી, બહુ સ્નેહે સાથે બળે.
રાખે કંથનિ રીઝ, કામ કરવા દિલ દાસી;
પિયુ ઘર કામ પ્રધાન, હોય મધુરી સુખહાસી;
કંદ્રપ વેળા કામ, ખરૂં દિલ રિઝવે ખાંતે;
વેલી સેવામાંહિ, ઘણી રૂપાળી ઘાટે;

પતિવ્રતપણું પાળે ઘણું, નર ઉપર દિલ તેહનું;
કવિ શામળ કહે શોધી મળે, તરૂણી નામજ તેહનું.
નારી તેનું નામ, કરે સ્વામીની સેવા;
નારી તેનું નામ, દીલથી જાણે દેવા;
નારી તેનું નામ, દુખ સુખ ઘટતાં લહિયાં;
નારી તેનું નામ, સ્વામિના અવગુણ સહિયા;
વળિ નારી જે નમિ ચાલશે, નારી સફળફળે ફળે;
જીવે ત્યારે જશ જીતિ લે, અંતકાળ બાંહે બળે.
નારિ દેખિ નરલાખ, ભોળવાણા કઇ ભટકયા;
જોગી મૂકયા જોગ, કઈક સન્યાસી સટકયા;
સિદ્ધ તજી સિદ્ધાઇ, બ્રહ્મચારી કઇ ભમિયા;
પંડિત તજી પુરાણ, રંગ રામા શું રમિયા;
વળિ વ્રત મુકયાં કઇ વરતિયે, વગોવ્યો વેષ વેરાગિયે;
સઉ સ્ત્રી સુખમાંહિ રામી ગયા, તરૂણી ન તજી ત્યાગિયે.
પશુ ચરે છે તરણ, રહે છે રણમાં રમતાં;
નર નારીની જોડ, ભાળિયે સાથે ભમતાં;
ઉડે પંખિ આકાશ, જુઓ તેનું પણ જોડું;
કોણ ઉંચ કે નીચ, ગધેડું કે કાં ઘોડું;
સુર અસુર નાગ કિંનર વિષે, દેવી નાગણ દાનવી;
મન ગર્દ કર્યાછે મેરિયે, કોણ માત્રમાં માનવી.
નાર વિના નર રંક, દામણો દીસે દેહે;
નાર વિના નર રંક, દિસે ગુણહીણો ગેહે;
નાર વિના નર રંક, નહી ધન ધીરે કોય;
નાર વિના નર રંક હરી પૂજન નવ હોય;
નિર્બળ છે નર નારી વિના, ભોગ કશા તે ભોગવે;
અવગુણ અદકા અયુતેગણા, જુવતી વણ નર જોગવે.
નારી નરનું અંગ, સૂખ દેયણ કરસેવા;
અળે પુન્યમાં ભાગ, લાભ જશ લાખો લેવા;
શામાથી સંતાન, ધર્મ બુદ્ધિ તે ધારે;
પ્રગટે પુત્ર સપૂત, કૂળ ઇકોતેર તારે;

કુળ શુદ્ધ મળે જો કામની, સ્વામીને સુખ દે અતી;
હું એમ વિચારૂં આપથી, પુન્યવંત તેનો પતી.
માનનિ મોટે મુલ્ય, મહા માયા એ મોટી;
જિતવા ઇછે જેહ, તેહની ખાંતજ ખોટી;
સ્વર્ગ મૃત્યુ પાતાળ, ભેદ ભારત જે ભણિયા;
ઊંચ નીચ ને અમિર, સર્વ જુવતીએ જણિયા;
સ્ત્રી ખરા રત્નની ખાણ છે, મોટિ પુરૂષથી પ્રીછજો;
સઉ શાસ્ત્ર શાક્ષિ સામળ કહે, અંતરમાં સઉ ઇછજો.
નિર્મળ મનની નાર, સ્વામિને સ્વર્ગ પમાડે;
જુવતી જોબનમાંહિ, રીઝથી રંગ રમાડે;
ઢાંકે કૂળ કલંક, સરસ ચલવે ઘરસૂત્ર;
વધે તેહથી વંશ, પ્રસવે પૂત્ર સુપુત્ર;
વળિ હોય સતી શુભ સાધવી, પુન્યવંતિ તે પારખી;
છે નીચ કોઇકજ નારિયો, સ્વભાવે સઉ નહિ સારખી.

## ભિક્ષુક અને રાજ કન્યાનો સંવાદ.

બ્રાહ્મણ—હું કુશકા તું શાળ, શિયાળ હું તો તું સહિંયે;
હું પડતર તું ક્ષેત્ર, પટંતર એવો કહિયે;
હું કથીર તું કનક, કૂપ હું તો તું સિંધુ;
હું આગિયો તું અરૂણ, હું તારો તું ઈંદુ;
હું કીડી કુંજર તુલ્ય તું, ક્યાં પાષાણ ઝવેરડી;
ફટફટરે રાજકુમારિકા, દીપક લેઇ કુવે પડી.

રાજકન્યા—જ્યમ ગૌતમ અહલ્યા, જ્યમ સીતાને રામ;
જ્યમ રૂકમણિ ને કૃષ્ણ, કહું જ્યમ રતિ ને કામ;
જ્યમ તારા ને વાળિ, જ્યમ નળ ને દમયંતી;
જ્યમ પાંડવ પંચાળિ, ચંદ્ર રોહિણિ ગુણવંતી;
વળિ જેમ વશિષ્ટ અરૂંધતી, જેમ રનાદે ને રવી;
ત્યમ તું વર ને હું કન્યકા, કહી ગયા મોટા કવી.

બ્રાહ્મણ—મારે માગવિ ભીખ, સદાવ્રત તું તો આપે;
હું જાચું જન નીચ, કષ્ટ તું કઇનાં કાપે;

હું ચોળું તન રાખ, તું તો સોને શોભાવે;
મારે જીરણ વસ્ત્ર, તું તો પટકુળ ઓપાવે;
વળિ હું તો કરૂં છું કાસદું, તું ચડી સુખપાલે ફરે;
ફટફટરે ઘેલી ગોરડી, વિપ્ર ગરિબને કયમ વરે.

રાજકન્યા–જયમ ખીચું ને ભાત, છઠી અક્ષર જયમ છાપે;
જયમ અરણવ મર્જાદ, વજન તોલા મણુ માપે;
રાત દિવસ જે રીત, જેમ વાદળને તડકો;
જેમ પવન આકાશ, ઘડી પાણીવળ પલકો;
આવરદા આખી સૃષ્ટિની, સુખ દુખ ટાળ્યાં નવટળે;
હું ભામનિ ને ભરથાર તું, નાઠે મારગ નહિ મળે.

બ્રાહ્મણ–ન ગમ્યો કોઈ નરેશ, ગમ્યો ન પ્રતાપિક પૂરો;
ન ગમ્યો કરમી કોઇ, ગમ્યો નહિ સામદ શૂરો;
ન ગમ્યો કોઇ વણીક, ગમ્યો નહિ નૌતમ નાગર;
દાતા કે દેશાઇ, ગમ્યો નહિ સુમતી સાગર;
કો ન ગમ્યો ગામ ગરાસિયો, ન ગમ્યો મેહેવાસી તને;
પ્રધાન પાટવી પરહરી, ખોળી કાઢયો તે મને.
ઘડા જેવડું રત્ન, છેક રહેશે કયમ છાનું;
તમે કહો પ્રતિ બોલ, તહ હું તો કયમ માનું;
તમ માટે મુજ જીવ, જરૂર જોતામાં જાય;
તારે શીર કલંક, દેશમાં દર્શિત થાય;
જો મુજને હોય મરાવવો, પરવશ પડવું તાહરે;
અરે હાણુ અને હસવું થશે, જગત જાણુશે જયાહરે.

રાજકન્યા–ઇશ્વરકેરી આણુ, નામ લેવા દેઉં તારૂં;
તારૂં પડે જયાં થુંક, મળે રૂધિર ત્યાં મારૂં;
કુદૃષ્ટિ તુજને જુએ, ચક્ષુ બે તેના કાઢું;
વાઢે નખ દે દુઃખ, વેધિ તેનું શિર વાઢું;
જો કદાપિ જિવ જોખમ થશે, ભક્તિ તારીમાં હું બળું;
હાકમ પટેલ હાજર છતાં, શરીર તુજ સાથે બળું.

કવિ–રામા ન જુએ રૂપ, જુએ નહિ કુળ કે કાયા;
ભામનિ ન જુએ ભૂપ, મળે જયાં મનની માયા;

જુવતી ન જુએ જાત, જુએ નહિ પંડિત પૂરો;
ન જુએ ઉંચ અમીર, તથા સતવાદિ શૂરો;
કામનિ તો કામાતુર જુએ, કે મન માને કામની;
વળિ જાય નિમિષમાં નીસરી, ભુંડી હોય જે ભામની.
રૂડી રાજકુમારિ, હિંચે હીંચોળાખાટે;
પરિમળ પુષ્પો પાન, પોઢતી પલંગ પાટે;
સજે સોળ શણગાર, ઝવેરે જુગત જડાવે;
ખમા ખમા કહે ખલક, લક્ષધા લાડ લડાવે;
તેવી તરૂણીનું તો જુઓ, વિપ્ર સાથ મનડું વસ્યું;
ભિક્ષા માગી ભોજન કરે, કહે સામળ કારણ કશું.
લે કામનિની કેડ, વગર મોતે તે મરશે;
લે કામનિની કેડ, હરખ હિત હારદ હરશે;
લે કામનિની કેડ, જીવ જર જશ તે જાશે;
લે કામનિની કેડ, અધિક અતિ અનર્થ થાશે;
દુઃખ દેશે કે દંડાવશે, મરશે કે તે મારશે;
જે કેડ કામનીની લહે, સામળ હોડે હારશે.
સુરા પિયે જે નાર, જુએ વનવાડી સરવર;
જાત્રામાં નિત્ય જાય, તેહ સાથે પરઘર નર,
વાલાં અતિ વાજિંત્ર, ગાન ઉપર દિલ દોડે;
અતિ ચપળાઇ ચિત્ત, હાંસ અતિ માણે મ્હોડે;
જાતિ લોભી અને લાલચી, અતિ નિશંક પરઘર ભટે;
સામળ કહે કુળ શુદ્ધ કામની, એ લક્ષણથી ગુણ ઘટે.

## જુવાનીના જોર વિષે.

જેને જુવાની જોર, પુન્યની વાત ન પ્રીછે;
જેને જુવાની જોર, ઇશ અર્થકંઇ નહિ ઇછે;
જેને જુવાની જોર, પરસ્ત્રી ઉપર પ્રીતી;
જેને જુવાની જોર, રૂડી નવ રાખે રીતી;
છે જોર જુવાની જેહને, અંધ તે આડે આંક છે;
સામળ કહે ચૂક્યા ચતુરનર, વણ બુધિનો શો વાંક છે.

હસ્તી જોબન હોય, જ્યારે મદમાતો મહાલે;
અશ્વનું જોબન હોય, મશાલા ચરિ જયાં ચાલે;
ભેંશનું જોબન હોય, ભલો જ્યારે ભાદરવો;
નરનું જોબન હોય, પુત્ર દોલત તન નરવો;
રાજાનું જોબન રાજ્ય છે, પરિપૂરણ સમર્થપણું;
કામનિનું જોબન કંથછે, સામળ કહે શું કહું ઘણું.

કઇ જોબનમાં જાર, રૂડી રામાશું રમિયા;
કઇ જોબન જશવંત, ભાગ્યશાળી થઇ ભમિયા;
કઇ જોબન જર કાજ, જુઠ કરતાં નવ જોયું;
કઈ જોબન જશ લીધ, ધર્મ કરિ પાપજ ધોયું;
કઇ જોબનમાં જીતી ગયા, હરામિ હોડે હારિયા;
જોબનમાં તે જિવતા રહ્યા, કઈ માયાએ મારિયા.

કઈ જોબનને જોર, જગતમાં બનિયા જોગી;
અડસઠ તીરથ અટન, ભાવ ભરપૂરે ભોગી;
કઇ જોબનને જોર, પ્રસિદ્ધી પામ્યા પ્રાણી;
કઇ જોબનને જોર, ભણ્યા વિદ્યા રસ વાણી;
જે સત્ય અસત્ય ભુંડું ભલું, જોબનમાં સ્થિર થાયછે;
સામળ કહે જોબન જોરમાં, વેગે જન વહિ જાયછે.

રમઝમ કરતી રંભ, રહે પાળી ને પોષી;
થયાં શિથિલ ગુણ ગાત્ર, દેશ જન કે હશે ડોશી;
હતું જોબનનું જોર, જાર ગુણ તેના ગાતા;
પડીગયા પછિ દંત, મોટપદ કહે સઉ માતા;
વાંકા અંબોડા વાળતી, શુભ શણગાર ધરે સહુ;
ધોળે કેશે કર લાકડી, બુઢી થઈ દીઠી બહુ.

ધોળા થાશે કેશ, ડાહિ કહેવાશે ડોશી;
વિપરિત થાશે વેષ, તનૂ પાળી ને પોષી;
થરથર ધ્રુજશે થૂળ, નમી જાશે બે નેણાં;
પડે દેહમાં વેહ, વદાશે વિપરિત વેણાં;
વળિ લીટ ચુશે બહુ નાકથી, બેય કાન બેરા થશે;
સેવો પ્રભુને સામળ કહે, જોબન જોર ઝટ વહિ જશે.

જેમ વાદળની છાંય, ચાર પળનો છે ચટકો;
મનમાં ચેતો મનુષ્ય, ખરો રાખીને ખટકો;
રાખ્યું તો નહિ રહે, રૂપ ને જોબન રૂડું;
વૃદ્ધ થઈ જશો વેષ, કલંક રહે તે બહુ કુડું;
છે કોણ રંક કે રાણિયો, રૂપ વૃદ્ધ ને બાળનું;
સામળ કહે રાખ્યું નવ રહે, સર્વે ચવેણું કાળનું.

### સદ્‌ગુણ દુર્ગુણ વિષે.

ઇંદ્રવારણાં હોય, કોય ખાંતે નવ ખાય;
આવળકેરાં ફૂલ, તેથિ શિવ નવ પૂજાય;
ઝાકળકેરાં નીર, તૃષા તેથી નવ ભાગે;
બગલા ઉજ્વળ હોય, હંસને કામ ન લાગે;
દેખાય કરા મોતી સમા, આભ્રણ નવ ઓપે અશાં;
કવિ સામળ કહેસાંખોજુઓ,ગુણ વિણરૂપ કહો કશાં.

કામ ક્રોધ ને લોભ, મોહ માયા નવ મંડે;
અહંકાર અભિમાન, છક છળ ભેદજ છંડે;
પરધન ને પરનાર, તજે પરનિંદા પ્રીતે;
સત્ય સાથ સંબંધ, રજોગુણ રાખે રીતે;
દે દાન માન સન્માન શુભ, પરમારથ પ્રીતે કરે;
જો ગ્રહસ્થમાં ગુણ એટલા, તો ઇકોતર ઉદ્ધરે.

પ્રતિદિન પ્રાતઃકાળ, સ્નાન સંધ્યા શુભ સેવા;
ગંગાજળ સમ ગણે, પિતા માતા ગુરૂદેવા;
ગાય વિપ્રનાં વૃંદ, તુળસિ પીંપળને પૂજે;
જીભે આઠે જામ, સત્યની વાણી સૂજે;
ભોજન કરાવિ ભોજન કરે, યથાશક્તિ દાતા દયા;
સામળ સદ્‌ગુણી ગ્રહસ્થ તે, સહજમાંજ સ્વર્ગે ગયા.

લોભીને પ્રિય લોભ, જારને વાલી જારી;
સુમને વાલું દ્રવ્ય, પુરૂષને વાલી પ્યારી;
શૂરને વાલું શસ્ત્ર, મૂરખને મુર્ખ વખાણે;
રાગીને પ્રિય રાગ, જોગિ જોગીને જાણે;

ગુણ સાથે ગુણ જેના મળે, તો ત્યાં પૂરણ પ્રીત છે;
કહે સામળભટ સઉ માનજો, એજ અનાદી રીત છે.

છાનું ન રહે પુન્ય, રહે નહિ છાની છત્યે;
છાનું ન રહે ખૂન, છાનિ ન રહે ગુણ ગત્યે;
વિદ્યા છાનિ ન રહે, રહે નહિ છાની પ્રીતી;
છાનો ન રહે શૂર, રહે નહિ છાની રીતી;
દાતા ઝુઝાર જ્ઞાની ગુણી, વ્યસન વાદ વિદ્યા વિધી;
વળિ દાન માન સનમાન શુભ, નરહે સિદ્ધિ રિધી.

છાની ન રહે છેક, રીત ભુંડી કે રૂડી;
ઘરમાં કરિયે ગુહ્ય, દેશમાં વાગે ડુંડી;
છાનો ન રહે પુરૂષ, શૂર કાયર કે દાતા;
છાનું નરહે છિદ્ર, ભ્રાત ભગની કે માતા;
વળિ વિદ્યા છાનિ નહિ રહે, લિલા લેહેર લક્ષ્મીતણી;
કદિ છાનું પાપ રહે નહી, ખોદિ ઘાલ પૃથ્વી ખણી.

નમે આપને જેહ, સમધા તેને નમિયે;
દમે આપને જેહ, તેહને દશધા દમિયે;
પાય આપને નીર, દૂધ તેને તો દઇએ;
કરે આપણો ઘાત, જીવ તેનો તો લઇએ;
ઘાસે આપણને દામ દશ, જર ઝાઝો દઇએ સહી;
જે ગુણ અવગુણ નહિ જાણશે, પિત્રિ પિંડ લેશે નહી.

રાજાને તે સાલ, ફૂટાયો ભાઈ ફૂટે;
એક પ્રજાને સાલ, ભૂપ વણવાંકે લૂટે;
વેપારીને સાલ, પટંતર પટકુળ નાંખે;
પુરૂં પુરૂષને સાલ, ભામની ભુંડું ભાખે;
શામાને સાલજ સોક્યનું, મૂરખને વિદ્યાતણું;
જે નર નવ માને નારને, આને સાલે તે ઘણું.

જેમ મછને નીર, જેમ વન્હીને વાયુ;
જેમ ભક્ત ભગવાન, જેમ જીવતને આયુ;

જેમ સતીને નાવ, જેમ જાચક ને દાતા;
જેમ લોભિને લછ, જેમ બાળક ને માતા;
પ્રીતી અનેક એવી વિધે, બહુ પ્રકાર બૂઝે બહુ;
કવિ સામળભટ સાચું કહે, લેણુ દેણુ લેછે સહુ.
નાગો નવ લૂટાય, સુમે નવ દાન અપાય;
સાચો નવ દંડાય, ક્ષમાધર કદિ ન કપાય;
વૈદ જુએ શું નાડ, નિરોગી જેની કાયા;
ગુણિકાથી ન ઠગાય, મેલિ જેણે જગમાયા;
મૃત્યુ પણ મારી નવશકે, આયુષ છતાં આપને;
જમથી પણ નર્કે ન જાય નહિ, સામળનર નિષ્પાપને.
ભલે જન્મયો જન, જેથિ સુખ પ્રાણી પામ્યા;
ભલેજ જાયો જંન, જેથિ દુનિયાં દુખ વામ્યાં;
ભલેજ જાયો જન, દાનદાતા કહેવાણો;
ભલેજ જાયો જન, સદા સદ્ગુણી ગણાણો;
જનનિયે જંન ભલે જણ્યા, શૂરપૂર દાતા ભગત;
સામળ તે ભલેજ જનમિયા, જેથી સુખ પામ્યું જગત.
ધન્ય તેહની માત, પુન્ય ઉપર જો પ્રીતી;
ધન્ય તેહની માત, જેહ ધર રૂડી રીતી;
ધન્ય તેહની માત, જેહ સદાવ્રત આપે;
ધન્ય તેહની માત, પરાયાં કષ્ટજ કાપે;
ધન્ય ધન્ય તો માતા તેહની, દરીદ્રતા કવિની દળે;
કહે સામળ તે સાથી વડો, બાકી બીજા બહુ મળે.
ધિક માતાની કૂખ, કરી ચોરી કે ચાડી;
ધિક માતાની કૂખ, અકલ ફેલાવી આડી;
ધિક માતાની કૂખ, દુઃખ દુનિયાને દેતા;
ધિક માતાની કૂખ, જગતમાં અપજશ લેતા;
સામળ કહે શિદને જનમિયા, ભુંડિ વાત ભાને ભણ્યા;
વિનતા ન રહી શે વાંઝણી, લપોડશંખ જેણે જણ્યા.
સાસુકેરૂં કલંક, પાપણી વહુ પ્રકાશે;
કુમિત્ર મિત્ર કલંક, વિશ્વ સઘળામાં વાસે;

શેઠતણુંજ કલંક, ખુની વાણોતર બોલે;
કંથતણુંજ કલંક, બુદ્ધિહીણી સ્ત્રી બોલે;
આપણે ઠામ દેખાડિયે, કલંક બોલે આપણું;
સામળ કહે તેનું પરખિયે, પ્રથમથીજ લુચ્ચાપણું.
હાસથકી બહુ હાણુ, હાસથી ગરૂઆ ગાંજે;
હાસથિ હોય કલેશ, હાસથી ભવનજ ભાંજે;
હાસથિ રૂઠે રાય, હાસથી હીમત હારે;
હાસથકી જશ જાય, હાસ વાગુમોતે મારે;
હસવાથિ હુંશ પહોચે નહીં, હસે ખોડ લાગે ખરી;
સામળ કહેશાણા સમજજો, કરશો નહિ કદિ મશ્કરી.

સામળ રત્નમાળા સમાપ્ત.

# નિષ્કુલાનંદ.

સ્વામિનારાયણ સંપ્રદાયનો સાધુ—એના કાવ્યો ગુજરાતી ભાષામાં ઘણાં છે—એ કાઠીયાવાડમાં આવેલા ગઢડામાં રેહેતો હતો. સંવત ૧૮૭૭ માં હૈયાત હતો.

## ધીરજાખ્યાન.

### કડવું ૧ લું-રાગ ધન્યાશ્રી.

સુખના સિંધુ શ્રીસહજાનંદજી, જગજીવન કેહ જગવંદજી;
શરણાગતના સદા સુખ કંદજી, પર્મ સ્નેહી છે પરમાનંદજી.

ઢાળ.

પર્મ સ્નેહી સંતજનના, છે ઘણા હેતુ ઘનસ્યામ;
દાસના દોષ ટાળવા, રહે છે તૈયાર આઠે જામ.
અનેક વ્યસનથી લીયે ઉગારી, કરી પળે પળે પ્રતીપાળ;
પરદુઃખ દેખી નવ શકે, એવા છે જો દીનદયાળ.
નિજદાસ ને દુશ્મન જન, ઘડી ઘડીરે ઘાત કરે ઘણી;
ક્ષણ ક્ષણએ ખબર ખરી, રાખે છે હરી તે તણી.
જેમ પડે જનને પાંસરૂં, તેમ કરે છે એ કૃપાનિધી;
સુખ દુઃખને વળિ સમવિષમે, રાખે છે ખબર બહુ વિધી.
જેમ પાળે જનુની પુત્રને, બહુ બહુ કરી જતન;
એમ જાળવે નીજ જનને, બહુ ભાવે કરી ભગવન.
આ જગમાં જીવને વળી, હરીસમ હેતુ નહિં કોય;
પર્મ સુખ પામે પ્રાણધારી, એમ ચિંતવે શ્રી હરીસોય.

જે દુઃખે થાય સુખ જનને, તે દે છે દુઃખ દયા કરી;
જેહ સુખે દુઃખ ઉપજે, તે આપે નહીં કેદી હરી.
જેમ અનેક વિધીની ઔષધી,હોય અતિ કડવી કસાયલી;
દર્દારિ દિયે દર્દીને, ટાળવા વ્યાધિ બહાર માંહેલી.
કુપથ વસ્તુ કેદી નહીં દિયે, ખાવા તે ખોટે મસે કરી;
નિષ્કુલાનંદ એમ નિજજનની, સાહે કરે છે શ્રી હરી.

## કડવું ૨ જું.

આગે અનેક થયા હરીજનજી, તેને આવ્યાં બહુ વિઘનજી;
સમજી વિચારી કર્યા ઉલંઘનજી, ભાવશું ભજ્યા શ્રી ભગવંનજી.

### ઢાળ.

ભજ્યા ભગવાન ભાવશું, સોબત કરી શીર સાટ;
લાલચ મેલી આ લોક સુખની, લીધી અલૌકિક વાટ.
તે ભક્ત પ્રહલાદ પરમાણિયે, જાણિયે જદુજનક જે દેવ;
વિભિષણ અત્રિઆદી, ભજ્યા હરી તજી બીજી રેવ.
શિબી વળી સુધન્વા, ઋભુ ને રતિદેવ કહીએ;
નળ મુદગળ મોરધ્વજ, હરિશ્ચંદ્ર હરીજન લઇયે.
શુક નારદ ને સનકાદિક, જડભર્ત જાજલી જાણિયે;
અરૂણી વળી ઉપમન્યુ, ખરા ખપવાળા એ વખાણિયે.
ઉંડું વિચારી અંતરમાં, જાણી લીધું જેમ છે તેમ;
ખાટ થોડી ને ખોટ ઘણી, એ મારગે ચલાય કેમ.
અલ્પ સુખ સંસારનું તેમાં, દુઃખનો નહિં પાર;
જેમ ધાંખે ખાયે ધંતુર નર, તેમાં નાવે સુખ નિરધાર.
એવું સુખ જેઇ આ જગતનું,જેનું માન્યું નહીં ક્યાં મન;
તજ્યું સુખ ત્રિયા તન ધનનું, કરવા પ્રભુને પ્રસન્ન.
મોટા દુઃખને મટાડવા, કરી કમર કરડાઇ કરી;
જીતિયે કે જઇએ જીવથી,પણ એ દુઃખમાં નાવિયે ફરી.
એવો આગ્રહ જેણે આદર્યો, કરી અંતરે ઉંડો વિચાર;
નિષ્કુલાનંદ એવા જનની, શ્રીહરી કરે છે સાર.

### કડવું ૩ જું.

**શુભમતી સુણો સહુ સુખની વાતજી,હરી ભજતાં રહેવું રાજી રળિયાતજી;**
**સુખ દુઃખ આવે જો તેમાં દિન રાતજી,કોઇ કચવાઇ ન થાય કળિયાતજી.**

ઢાળ.

કળિયાત ન થાયે કોઇ દિને, રહે મનમાંય તે મગન;
દુઃખ પડતાં આ દેહને, દિલગીર ન થાય કોઇ દીન.
વણુતોળી વિપત માંહે, વળી ધરવી અંતરે ધીરને;
સદાય નહોય સરખું, હોય સુખ દુઃખ શરીરને.
તેમાં કાયરતા કોર કરી,હઈયે હિમત રૂડી રાખવી;
મોળી વાતને મુખથી, વળી ભૂલે પણ નવ ભાખવી.
જેમ શૂરો જુવે શરીરના, ઘણા ઘણા લાગેલ ઘાવ;
તેમ તેમ મકલાય મનમાં, વળી મૂછે નાખે તાવ
ઘણે દુઃખે મુખ ઉજળું, રહે શૂરવિરનું સદાય;
અલ્પ દુઃખે અણોસરો, રાત દિવસ રહે હૃદયામાંય.
મુખથી મોટી વારતા, કષ્ટ સહ્યાવિના ન કહેવાય;
ભીડ પડયામાં ભજ્યો નથી,ત્યાં સુધી જાંખપ્ય ન જાય.
શૂરા સંતનું સરખું કહિયે, તન ઉપર એક તાન;
એ મરે,એ સુખ પરહરે,કરે અળગું અંગ અભિમાન.
સંકટના સમુહ માંહે, દિલે દિનતા આણે નહીં;
ચડયો રહે કેફ ચિતમાં,તેને સમ વિસમ ગણતી સહી.
ઇચ્છે સંકટ આવવા, જેમાં સાંભરે શ્રી ઘનશામ;
નિષ્કુલાનંદ એ ભકત કહિયે, નારાયણના નિષ્કામ.

### કડવું ૪ થું.

**કસાણું કસોટીમાં તનજી, તેતે થયા નર નિરવિઘનજી**
**દુઃખ પડયે ન મુંઝાય મનજી, કાચું માને સાચું કસણી વીનજી.**

ઢાળ.

કાચું માને કસણીવિના, સોંધાણું માને છે સાર;
ફરી ન થાયે ફેરવણી, એવો ઉંડો ઉરે વિચાર

જેમ કુંભાર કસે મૃતિકા, વળી કાષ્ટને કસે સુતાર;
દરજી કસે દુકુલને, લોહને કસે છે લુહાર.
જેમ શીલાટ શિલાને કસીકરી,વળી રૂડું આણે તેમાં રૂપ;
એમ કસાય છે જન હરીના,ત્યારે થાય છે શુદ્ધ સ્વરૂપ.
જાણો જેમ શોધાય છે સુવર્ણ, તે કનક કુંદન થાય છે;
રૂડી રીતે રૂપું શોધતાં,જાણે ચોખી ચાંદી કહેવાય છે.
રૂપ રંગ ને રૂડાપણું, મૂલ તોલમાં વધે વળી;
તેહ શોધ્યાથી સહુ સમજે, વધી કીમત સઘળી.
વળી જેમ બીજી ધાતુને, ગાળી બાળે મેલ માંયથી;
તેને તોલે જે ભેગે ભરી, અન્ય ધાતુ આવતી નથી.
જેમ પરિયટ પટકે પટને, વળી દિયે મુશળનો માર;
ત્યારે મેલ માંહલો, નવ રહે રતિ નિરધાર.
જેમ મજીઠને ખાંટે ખરી, રૂડી રીતશું રંગરેજ;
ચળકે રંગે આવે ચટકી, વળી તેમાં તે આવે તેજ.
એમ ભક્ત ભગવાનના, આવ્યે કષ્ટ શોધાય આપ;
નિષ્કુલાનંદ એ ભક્તનો, વળી વાધે અધિક પ્રતાપ.

### પદ ૧ લું—રાગ રામગ્રી.

ભક્ત થાવુંરે ભગવાનનું, છે જો કઠણ કામ;
સુખ સર્વ સંસારનાંરે. કરવાં જોઈયે હરામ. ભક્ત૦
દેહ-ગેહ-દારા દામનું, મેલવું મમતા ને માન;
એમાંથી સુખ આવે એહવુંરે, ભૂલે નપડે ભાન. ભક્ત૦
વિપત આવે વણ વાંકથી, તે તો સહેજે શરીરે;
ઉપહાસ્ય કરે આવી કોયરે, તેમાં રહે દ્રઢ ધીરે. ભક્ત૦
ખુનિ ન થાય ખમે ઘણું, એવા સહેજ સ્વભાવે;
નિષ્કુલાનંદ એવા ભક્તનો, જશ જુગો જુગ કહાવે. ભક્ત૦

### કડવું ૫ મું—રાગ ધન્યાશ્રી.

જેને થાવું હોય હરીભક્તજી, તેને ન થાવું આ દેહમાં આશક્તજી;
વળી વિષય સુખથી રહેવું વિરક્તજી, તેહ સુખ સારૂં આ જાણે છે જક્તજી.

ઢાળ.

જક્ત સુખમાં ન જળાવું, વળી વિષય સુખને સ્વાદ;
શુદ્ધ ભક્ત શ્રી હરીતણા થાવું, જેવા જન પ્રલ્હાદ.
પ્રલ્હાદ ભક્ત પ્રમાણિયે, જાણિયે જગ વિખ્યાત;
હિરણ્યકશિપુ સુત હરીજન, કહું કયાધુ જેની માત.
ગર્ભવાસ માંહેથી ગુરૂ કર્યા, મુનિ નારદને નિરધાર;
નિશ્ચે કર્યું હરી ભજશું, તજશું સુખ સંસાર.
પછી પ્રલ્હાદજી પ્રસવ્યા, વળી વીત્યાં વરસ સાત;
ત્યારે તાતે તેડાવીને, કહી નિજકૂળ રીતભાત.
આસુરી વિદ્યા આપણી, તમો પઢો કરી બહુ પ્રીત;
વિબુધ વામ વિષ્ણું થકી, તો થાઓ અતિશે અજીત.
ત્યારે પ્રલ્હાદે પરિક્ષા કરી, આતો દીસે છે અસૂર;
મારે એને કેમ મળશે, એમ વિચાર્યું વળી ઊર.
મારે ભજવા ભગવાનને, તજવી વિષય સુખની આશ;
દેહ-ગેહ-દારા-દામથી, અતિ થાવું છે ઉદાસ.
એહવાત અસૂરને, વળી નહી ગમે નિરધાર;
માટે મારે એને નહીં મળે, એવો કર્યો ઉર વિચાર.
પણ હમણાં તો એને હા કહું, વળી ના કહેવાયે કેમ;
પછી નિષ્કુલાનંદના નાથનું, થશે જેમ ધાર્યું હશે તેમ.

કડવું ૬ ઠું.

ત્યારે પ્રલ્હાદ કહે પિતા સારૂંજી, ભણીશ જેમાં ભલું થાશે મારૂંજી;
એટલું વચન માનીશ તમારૂંજી, એવું સુણી સુતથી તેડયા અધ્યારૂજી.

ઢાળ.

અધ્યારૂ સંડામર્ક જે, તેને કહે છે એમ ભૂપાળ;
ભણાવો એને વિદ્યા આપણી, જાઓ તેડી બેસારો નિશાળ.
પ્રલ્હાદ બેઠા પછી પઢવા, લખી આપ્યા આસુરી અંક;
તેને તર્ત ટાળી લખ્યા, નારયણ થઇ નિઃશંક.

ત્યારે સંડામર્કે કહે સમજિયે, ભાઇ એ નહીં આપણું કામ;
એ છે વેરી આપણા, તેનું ન લખવું નામ.
ત્યારે પ્રહ્લાદ કહે પાપી જનના, હશે શત્રુ શ્રી ભગવાન;
મારે તો સદા એ મિત્ર છે, આદ્ય અંતે મધ્યે નિદાન.
ત્યારે સંડામર્ક એમ સમજ્યા, છે આ વાતમાં વિવાદ;
એમ કહી ઉપેક્ષા કરી, ત્યારે કહે છે બાળકને પ્રહ્લાદ.
મરી જાવું સૌને મુરખો, શીદ ચડો છો બીજે નોર;
ભજો શ્રી ભગવાનને, તજો બીજો શોરબકોર.
જેને ભજે જગ જીતી જાયે, અને થાય સુખિયા સદાય;
તેને તજી બીજું બોલે જેહ, તેહ કૃતઘ્ની કહેવાય.
અમૂલ્ય તન જેણે આપિયું, આપ્યો સર્વે સુખનો સમાજ;
તેને ભજિયે ભાવે કરી, તો સરે તે સઘળાં કાજ.
ત્યારે બાળક સૌ બોલિયાં, જેમ કેહશો તેમ કરશું;
નિષ્કુળાનંદનો નાથ ભજતાં, ન થાયે અમારૂં નરસું.

## કડવું ૭ મું.

એવો સુણી બાળકનો બોલજી, સંડામર્કે કર્યો મન તોલજી;
આતો વાત ચડી ચગડોળજી,ત્યારે કહ્યું રાયને મર્મભર્મ ખોલજી.

## ઢાળ.

ખોલી મર્મ ખરૂં કહ્યું, પ્રહ્લાદ તમારો તન;
તે તો ભક્ત છે ભગવાનનો,એ મેં જોઇ લીધું રાજન.
આસુરી વિદ્યા એની જીભે, ભૂલે પણ ભણશે નહીં;
બીજા બાળકને બિગાડશે, વળી અવળો ઉપદેશ દઇ.
માટે આડી રખાવો એની આજથી, જે ન ચડે બીજે ચેન;
કુળ આપણામાં કોણે નકર્યું,એવું આદર્યું છે એણે ફેન.
ત્યારે હિરણ્યકશિપુકહે પ્રહ્લાદને,આવી અવળાઇ તું કાં કરે;
નાની વયમાં નિઃશંક થઇ, કાં કરે કોઇથી નવ ડરે.
આપું રાજ તુને આજથી, અન્નધન સર્વે સમાન;
ત્રણ લોકમાં કહ્યું તાહરૂં, કોઇ મોડી શકે નહીં માન.

પ્રલ્હાદ કહે મહાપાપરૂપ ,મુને ગમતો નથી એહ ગેલ;
ભજતાં શ્રી ભગવાનને, મુને સમું લાગે છે સેહેલ.
ત્યારે હિરણ્યકશિપુ બોલ્યો હાકગી,માગિ લેછે મુખે શિદ મોત;
માનતો નથી માહેરૂં, મરી જાઇશ તું તારા સોત.
ત્યારે પ્રલ્હાદ કહે બોલવું, તેનો કરવો વિચાર;
તુને તારે મને મારિયો, તેથી પામ્યો છે તું હાર.
ત્યારે હિરણ્યકશિપુ કહે કોપ કરી, તુને હણીશ મારે હાથ;
તારી રક્ષા કેમ કરશે, નિષ્કુલાનંદનો નાથ.

## કડવું ૮ મું.

કહે હિરણ્યકશિપુ કોય છે ત્યાં સેવજી, મારી મુકાવો આની તમે ટેવજી;
આણે તો આદરિયું અવળું છેકજી, એવું સુણી ઉઠયા અસુર અનેકજી.

### ઢાળ.

અસુર ઉઠી આવી કહે, રાય જેમ કહો તેમ કરિયે;
રાય કહે આને મારો જીવથી તો, આપણ સર્વે ઉગરિયે.
અસુર કુલ કાનનનો, કાપનાર આ છે કોઠાર;
જેમ મહા અરણ્યને અલ્પ અગ્ની,વળી બાળી કરે છે છાર.
માટે મારો એના થકી, વડો થાશે વળી વિનાશ;
જેમ ઝીણો કણકો ઝેરનો, કરે કલેવરનો નાશ.
કાળ છે આપણા કુળનો, તેમ જાણી લેજો જરૂર;
માટે એને જો મારિએ તો, સૌ ઉગરીએ અસૂર.
માત તાત સુત ભ્રાતનો, વેરી લીએ વાલાનો વેશ;
એથી સુખ આવે નહી, આવે કઠણ કષ્ટ કલેશ.
માટે એને તમે જરૂર મારો, મા વિચારો બીજી વાત;
છેલી આજ્ઞા એજ છે, કરો એનાં દિલની ઘાત.
એવું સુણી અસૂર નર, સૌ તર્ત થયા તઈયાર;
મારો મારો સૌર કરે, અઘ ભર્યા નર અપાર.
નમેરી ને નિરદયા, વળી પાપના પુંજ કહિયે;
તેને પાને પ્રલ્હાદ પડિયા, ખરી ક્ષમા એની લહિયે.

ગડથલાવી ગળે ઝાલી, કર્યા મારવા સારૂ મોહોર;
નિષ્કુલાનંદ કહે કરી ત્યાં, આવતો દીઠો એહ ઠોર.

### પદ ૨ જું-રાગ રામગ્રી.

પદાતિ કહે પહેલવાનને, હુકમ કર્યો છે રાયે;
ચીરી નાંખ પ્રલ્હાદને, બાંધી હાથીને પાયે. પદ૦
ત્યારે માવતે વાત માની મને. બાંધ્યા હાથીને પગે;
તેમાંથી પ્રલ્હાદ ઉગર્યો, સૌએ દીઠા છે દ્રગે. પદા૦
ત્યાર પછી તેણે તપાસીને, આપ્યું ઝેર અન્નમાં;
તેતો અમૃતવત થયું, તર્ત ઉતરે તનમાં. પદ૦
શિશુ એ સાત વર્ષના, બાંધ્યું વડાશું વેર;
નિષ્કુલાનંદ કહે અસુરને, નહીં કોઈને મેહેર. પદ૦

### કડવું ૯ મું-રાગ ધન્યાશ્રી.

કહો ભાઈ આપણે કરિયે કેમજી, સૌ વિચારવા લાગ્યા વળી એમજી;
કોણ જાણે કેમ રહે છે એ ક્ષેમજી, હવે જેમ મરે કરો સૌ તેમજી.

### ઢાળ.

તેમ તપાસી સૌ કરો, નાંખો ગોકોઠાસે કુપ;
મરી જાશે ભોરીંગ ખાશે, થાશે તેણે રાજી ઘણું ભૂપ.
તેમાં નાખે પણ નવ મર્યો, ત્યારે ડર્યા અસુર અપાર;
ખરો વેરી છે ખોટું નથી, એમ થયો સૌને વિચાર.
પછી કહે પછાડે પહાડથી, તલ તલ થાય એનું તન;
તેમનું તેમ તેણે કર્યું, તેમાં કર્યું હરિયે જતન.
પછી ખારા જળ ખારાં કીચમાં, ઘાલિયા ઘણો દઈ ભાર;
તેથી પ્રલ્હાદ ઉગર્યો, શ્રી હરિયે કીધી સાર.
પછી શસ્ત્ર સર્વે સજ કરી, ઊઠ્યા મારવા શુરવીર;
તેણે ત્રાસ પામ્યા નહીં, ધન્ય ધન્ય એ જનની ધીર.
પછી પાવકે પ્રજાળવા, બાળવા કર્યો વિચાર;
તેહ વિના ઉપાયો બીજા, કર્યા હજારો હજાર.

ભક્ત જાણી ભગવાનના, છે અસુરને વેર અતી;
મનસુખા મને મારવાના, કરે છે બહુ બહુ કુમતિ.
નરનારી સૌ એમ બોલે, કોઈ ઘાત કરો પ્રલ્હાદની;
તો અસુર સૌ અભય થાશે, જય થશે ક્રવ્યાદની.
આશ્ચર્ય પામ્યા અમર નર, જોઇ પ્રલ્હાદની ધીર;
નિષ્કુલાનંદના નાથની કસણી,જોઇ નયણે આવ્યાં નીર.

કડવું ૧૦ મું.

નથી હરી જનને ધીરજ સમ ધનજી, કામ દામ આવે એ દોહલે દિનજી;
જ્યારે જન કરે હરીનું ભજનજી, તેમાં બહુ આવે વિપત વિઘનજી

ઢાળ.

વિઘ્ન આવે અણચિંતવ્યાં, સુર અસુર ને નર થકી;
જોખમ ન થાય જન જેમ, તેમ વાત કરવી નકી.
આદ્ય અંત્યે મધ્યમાંયે, ભક્તે સુખ શું શું ભોગવ્યું;
સહી સંકટ ભજ્યા શ્રી હરી,એમ ચારે જુગ માંહે ચવ્યું.
ભક્ત થાવું ભગવાનનું, રાખી વિષય સુખની આશ;
બેઉ કામ ન બગાડિયે, થાય ખરા હરીના દાસ.
અતિ મોટું કામ આદરી, વળતો કરિયે વિચાર;
એ તો અર્થ આવે નહીં, વળી હાલો ખોવાયેકાર.
કાર જાય ને કામ ન થાયે, વળી જાય ખાલી ખેપ;
એવું કામ આદરતાં, કહો કેને આવ્યું કેપ.
માટે તાવે ઘાવ જેમ ઘણના, ઘણા લગાડે છે લુહાર;
તક ચુકે જો તે તણી તો, સાંધો ન થાય નિરધાર.
જેને મોહોરે જેવું મોઘું હતું, એવું મોંઘું નથી જો આજ;
પ્રલ્હાદની પેઠે આપણને, નથી કસતા મહારાજ.
પેખો ભક્ત પ્રલ્હાદને, જે જે પડિયા એને દુઃખ;
સહી બહુ કઠું વિપત્તિ, રહ્યા હરીને સનમૂખ.
એકાએક વિવેક ટેક, એવું કામ એણે આદર્યું;
નિષ્કુલાનંદ કહે નાથે તેનું, ઘણું ઘણું ગમતું કર્યું.

## કડવું ૧૧ મું.

વળી પ્રલ્હાદની કહું સુણો વાતજી, તેહપર કોપિયો તેનો તાતજી;
ઉઠયો લઈ ખડગ કરવા ઘાતજી, થયો કલાહલ મોટો ઉત્પાતજી.

ઢાળ.

ઉત્પાત તે અતિશે થયો, કહે પાપી પ્રલ્હાદ ક્યાં ગયો;
દેખાડનારા રાખનારને, કાઢી ખડગ મારવા રહ્યો.
પ્રલ્હાદ કહે પુરણ છે, સર્વે વિષે મારો શ્યામ;
હમણાં પ્રભુ પ્રગટશે, ટાળશે તારૂં ઠામ.
અરેરે એવું બોલ મા તું, વળી કહે ઠેરાવીને ઠીક;
તું ને તારા રાખનારની જો, મારે નથી કંઇ બીક.
એમ કહીનેજો કાઢિયું, તીખું ખડગ તે વાર;
બાંધો થાય ઘણું ઘાવ કરવા, પણ ન ડરે પ્રલ્હાદ લગાર.
કરડે દાંત ક્રોધે કરી, વળી બોલે વસમા વેણ;
રીસ કરી રાતા થયાં, મહા પાપીનાં તે નેણ.
પછી પ્રલ્હાદે પ્રકાશિયું, જોઈ આસુરનો આરંભ;
કહ્યું છે આ કાષ્ટમાં સ્થીર, રહ્યા છે થઇ સ્થંભ.
ઠેરાવ્યા જ્યારે હરી સ્થંભમાં, ત્યારે કોપ્યો લઇ તલવાર;
ઠીકોઠીક મારી સ્થંભમાં, ત્યાં પ્રગટયા પ્રભુ કૃપાળ.
પછી માંગ્યું હતું જયમ મોતને, તેમાં તે બાધ આવે નહીં;
તેમજ તેને મારિયો, શ્રી નૃસિંહજી પ્રગટ થઇ.
હાહાકાર અપાર થયો, રાખ્યું પ્રલ્હાદજીનું પણ;
નિષ્કુળાનંદ કહે તેણે કરી, સૌ સુખી છઈએ આપણ.

## કડવું ૧૨ મું.

પ્રગટયા નૃસિંહજી પ્રલ્હાદને કાજજી, બહુ રાજી થઇ બોલિયા મહારાજજી
માગો માગો પ્રલ્હાદ મુજ થકી આજજી, આપું તમને તે સુખનો સમાજજી.

ઢાળ.

આપું સમાજ સુખનો, એમ બોલિયા છે નરહરી;
પ્રલ્હાદ કહે તમે પ્રસન્ન થયા, હવે શું માગું બીજું ફરી.

મારે તો નથી કંઇ માગવું, પણ એવું કહેશોમાં કોયને;
પંચ વિષયમાં પ્રીત જીવને, માગશે રહ્યા છે જેમાં મોહીને.
થોડીક સેવા કરી તમારી, માગે છે મોટા સુખને;
એવા વેપારીને ઓળખી, સુખ વિષય દેશો મા વિમુખને.
એમ પ્રહ્લાદ ઓચર્યા, કહ્યો અંતરનો અભિપ્રાય;
ધીરજતાનું ધામ ધન્ય, નિષ્કામ કહ્યા ન જાય.
પેખી ભક્તિ પ્રહ્લાદની, એવી આપણે પણ આદરો;
નકી પાયો નાખી કરી, ભય તજી ભક્તિ કરો.
ભક્ત કહેવાઇ આ ભવમાં, અભક્તપણું અળગું કરો;
શુદ્ધ સેવક થઇ ઘનસ્યામના, અમલ ભક્તિ આદરો.
ભક્તિમાં જોગ જુંડાઇનો, વળી રતી પણ નવ રાખિયે;
દોરી બાંધી અંગે દામની, વિશ્વાસી પાસે નવ નાંખિયે.
ભક્ત છે બહુ ભાતના, દામ વામ સુખ ખાન પાનના;
એવું ન થાવું આપણે, થાવું ભક્ત ખરા ભગવાનના.
સેવક થઇ ઘનસ્યામના, ઇછવાં સુખ સંસારનાં.
નિષ્કુલાનંદ એ ભક્તિ નહીં, એ તો લક્ષણ છે ચોર જારનાં.

### પદ ૩ જું–રાગ રામગ્રી.

ભક્ત સાચા ભગવાનના, ઝાઝા જડતા નથી;
લક્ષણ જોઈ લેવા લખીરે, શું કહિયે ઘણું કથી. ભક્ત૦
અતિદયાળુ દીલના, પડયે કષ્ટે નકાય;
પ્રાણ ધારીને પીડ નહીંરે, પરપિડયે પિડાય. ભક્ત૦
પોતાને સુખજો પામવા, બીજાનું ન બગાડે;
દુષ્ટ આવે કોઈ દમવા, તેને શાંતિ પમાડે. ભક્ત૦
ક્ષમા ધણી શોભે નહીં, સુખ દુઃખને સહે;
નિષ્કુલાનંદ એવા ભક્તથી, હરી દુર ન રહે. ભક્ત૦

### કડવું ૧૩ મું–રાગ ધન્યાશ્રી.

વળી ધન્ય ધન્ય ધ્રુવજીને કહિયેજી, જેનો તાત ઉત્તાનપાદ લઇયેજી;
સુનીતિને ઉદર આવ્યા જહિંયેજી, જન્મી ઉરમાં વિચારીયું તહીંયેજી.

ઢાળ.

ઉરમાં એમ વિચારયું, થાવું મારે શ્રીહરી દાસ;
એવે વિચારે આવિયા, વળી નિજ પિતાને પાસ.
આદર ન પામ્યા તાતથી, થઇ પુષ્ટી એહ પરિયાણુની;
માયે પણ એમજ કહ્યું, થઇ દ્રઢમતી સુજાણુની.
જેમ શુરો શત્રુ સેન્યશું, હૈયે કરે લડવાને હામ;
તેને સિંધુ સંભળાવતાં, ભાઇ મરી મટે એહ ઠામ.
તેમ ધ્રુવે ધાર્યું હતું, અતિ થાવું સૌથી ઉદાસ;
રાજસાજ સુખ સંપતિ મેલી, વન કરવો છે વાસ.
અલ્પ સુખ સંસારનું, જે મળે તે મટિ જાયરે;
તેહ સારૂં આવું તન ખોઇ, કહો કોણ દુઃખને ચહાયરે.
અચળ સુખ અવિનાશીનું, જેહ પામીને પાછું નવટળે;
એવા સુખને પરહરીને, બીજા સુખમાં કોણ બળે.
અસત્ય સુખ સંસારનાં, તેને સત્ય માની નરનાર;
ભુલવણીમાં ભૂલાં પડયાં, કેણે ન કર્યો ઉર વિચાર.
મરિચિ જળ મળવા સારૂ, મનસુઓ કરે છે મનમાંહે;
પણ જાણુતાં નથી રીતઝાંઝુની, એહ અર્થ ન આવે કાંયે.
એવું દ્રઢ ધ્રુવે કર્યું, મોરેથી મનમાંયે;
નિષ્કુલાનંદનો નાથ ભજશું, તજશું બીજી ઇચ્છાયે.

કડવું ૧૪ મું.

દ્રઢ વિચાર કરી એમ ધ્રુવે મનજી, વેગે શું ચાલિયા વળતા વનજી;
માર્ગમાં મળિયા નારદમુનિજનજી, તેણે કહ્યાં બહુ હિતનાં વચનજી.

ઢાળ.

વચન કહ્યાં બહુ હીતનાં, વળી આપ્યો મંત્ર અનૂપ;
પછી અચળ તપને આદર્યું, જપે મંત્ર એ સુખ સ્વરૂપ.
પાંચ વર્ષના એક પગે, ઉભા અચળ અડંગ થઇ;
બહુ બલાઓ આવે બિવરાવવા, તેના બીવરાવ્યા બીયે નહી.
શ્યાળ, વ્યાળ, કરી, કેશરી, વાઘ, વાનર, વૃંદ વિંછુ વળી;
ભૂત પ્રેત રાક્ષસ રાક્ષસી, વૈતાળ વૈતાળી મળી.

હોહોકાર હુંકાર કરે, કરે કાનમાં ક્રૂર ઉચ્ચર;
મારો મારો ખાઓ કરે, પણ ન ડરે ધ્રૂજી લગાર.૧
અન્ન જળ તજી આરંભ્યું, કઠણ તપ જે કેહવાય;
તજી લાલચ તનની, આદર્યો એહ ઉપાય.
ખરી ટેક ખટમાસ સુધી, ઉભા રહ્યા એક પગે;
અસુર સુર આશ્ચર્ય પામ્યા, દેખી તપ ધ્રૂવજીનું દ્રગે.
પ્રભુ મળ્યા સારૂ પરહર્યું, સર્વે શરીરતું સુખ;
રાજી કરવા રમાપતિ, અતિ દિયેછે દેહને દુઃખ.
મેલી મમત હીંમત કરી, ખરી ખોટા સુખની આશ;
આકરૂં તપ આદર્યું, જોઈ પામ્યા જન મન ત્રાસ.
ધરણી લાગી ધ્રુજવા, ડગવા લાગ્યા દિગપાળ;
નિષ્કુલાનંદ નાની વયમાં, દીઠા બહુ બળવાળા બાળ.

કડવું ૧૫ મું.

નિબળથી ન નીપજે એ કામજી, શીદ કરે કોય હઈયામાં હામજી;
ઘણું કઠણ છે પામવા ઘનસ્યામજી, જેણે પામીએ સુખ વિશ્રામજી.

ઢાળ.

સુખ વિશ્રામ પામીએ, વામીએ સર્વે વિઘન;
તેમાં કસર ન રાખીએ, રાખીએ પરગલ મન.
ધારી ટેક ધ્રુવના સરખી, ઉર આંટી પાડવી એમ;
પામું હરી કે પાડું પિંડને, કરૂં ધ્રુવે કર્યું હતું તેમ.
એમ ઓથ મોટાની લીએ, ખોટ તે ખોવા કાજ;
ખાલી જાય ન ખેપ તેની, જરૂર રીઝે મહારાજ.
પ્રહ્લાદ ધ્રુવની પેરે કરે, સમજી ભક્તિ સુજાણ;
તેથી અધિક કરવી નથી, કરવી એને પરમાણ.
એના જેવીજ આદરે, સહે તને કષ્ટ બહુ તાડ;
એમ કરતાં હરી મળે ત્યારે, પલટયો નથી કંઇ પાડ.
એની જેવી વળી આપણે, ભલી ભાતે બાંધિયે ભેટ;
ત્યારે પ્રસન્ન જનપર પ્રભુ, ન થાય કો કેમ નેટ.

હિંમત જોઈ હરીજનની, હરી રહેછે હાજરાહજૂર;
પણ ભાંગે મને ભક્તિ કરે, તેથી શ્રીહરી રહે દૂર.
સાચા ને સોંઘા ઘણા છે, નથી મોઘાં થયા મહારાજ;
ખોટાને ન જડે ખોળતાં, તે દીન કે વળી આજ.
માટે કમર મુકી કરી, થાઓ ખરા હરીના દાસ;
નિષ્કુલાનંદ નકી કહે છે તે, દાસ પાસ અવિનાશ.

કડવું ૧૬ મું.

વળી કહુ વર્ણવી ધ્રુવની વાતજી, શિત ઉષ્ણ સહે છે દિન ને રાતજી;
તેમાં ન થાય કોઇ કાળે કળિયાતજી, કરવા હરીને રાજી રળિયાતજી.

ઢાળ.

રાજી કરવા મહારાજને, સુખ દુઃખ સહે છે શરીર;
અડંગ ઉભા એક પગપર, ધારી મને દ્રઢ ધીર.
રોઝ ગેંડા પાડા હરણા, સંસા સેમર સુરા ગાયે;
આવે એવાં વળી દુઃખ દેવા, પણ બીહે નહીં મન માંયે.
ગૃજ્ય ગીધ ચીલ ચીબરી, કાક કરૂરી સુધરી કપોત;
ભમરતમર બોલે ટીડડાં, ઠામ ઠામ દમકે ખદ્યોત.
એકએકથી અધિક પાપી, પાડે ભજનમાં ભંગ;
તોય ધ્રૂવજી નથી ધ્રૂજતા, ખરી ધીરજ કરી દ્રઢ અંગ.
ખાનપાનની ખબર નથી, નથી કરતા નિદ્રા નયણે;
ભજે છે ભગવાનને, વારંવાર વયણે.
શ્વાસ ઉશ્વાસે સમરે, સુખદાઇ શ્રીઘનશ્યામ;
પળએક પામતા નથી, એહ ભજનથી વિરામ.
તનને રાખ્યું છે તાપમાં, મન રાખ્યું છે મહાપ્રભુમાંય;
તેહ વિના તનમન બીજે નથી, રાખિયું કહું ક્યાંય.
જોઇ તપ એ જનનું, બાળપણનું બહુ પેર;
માનવ દાનવ દેવતાને, કહો કેમ નાવે મનમાં મેહેર.
વિષ્ણું તેને વિલોકીને, રીઝ્યા અતિ રમાપતિ;
નિષ્કુલાનંદ કહે નાથજી, ઇચ્છા દેવા પુરણ પ્રાપતી.

### પદ ૪ થું-રાગ રામગ્રી.

ઇછયાં અટલપદ આપવા, અલબેલો અવિનાશ;
આવી એમ ધ્રુવને કહ્યુંરે, માગો માગો મુજપાસ. ૪૦
ધ્રુવજી કહે ધન્ય ધન્ય નાથજી, તમે પ્રસન્નજ થયા;
એથી બીજું શું માગવું, દીન દુઃખના ગયા. ૪૦
અખંડ રહેજો મારે અંતરે, પ્રભુ આવાના આવા;
મોટુ બંધન છે માયાતણું, તેમાં ન દેશો બંધાવા. ૪૦
એમ ધ્રુવજી જ્યારે ઉચર્યા, લાગ્યું સારૂં શ્યામને;
નિષ્કુલાનંદ કહે નાથે પછી, આપ્યું અચળ ધામને. ૪૦

### કડવું ૧૭ મું-રાગ ધન્યાશ્રી.

હરી ભજવા હર્ષ હોય હઇયેજી, ત્યારે ભક્ત ધ્રુવ જેવા થઇયેજી;
એથી ઓરા રતિએ ન રઇએજી, પર્મપદને પામીએ તહીંયેજી.

#### ઢાળ.

પર્મપદને પામીએ વામીએ, સર્વે વિકાર;
કાચા સાચા સુખને, ન પામે નિરધાર.
અજારત દેવો અંગે આવા, દેહ દમવી ગમતી નથી;
એવા ભક્ત જક્તમાં ઘણા, તેની વાત હું શું કહું કથી.
વાંછના વિષય સુખની, રહે અખંડ તે ઉર માંય;
ભાળી એવા ભક્તને, કહો કેની કરે હરી સહાય.
માટે ભક્ત એ ભૂલા પડયા, નથી ભૂલા પડયા ભગવાન;
જેહ જેવી ભક્તિ કરે, તેવું ફળપામે નિદાન.
વાવિયે બીજ વળી વીષનું, કરિયે અમૃત ફળનીઆશ;
એહ વાત નથી નીપજવી, તેનો તે કરવો તપાસ.
કરી લાડવા જો કાષ્ટના, વળી લેવું મોતીઆનું મૂલ;
ને સમજુ કેમ સમજે, કાષ્ટ પિષ્ટ મિષ્ટ સમતૂલ.
ભૂત ભવિષ્ય વર્તમાનમાંયે, વળી વિચારવી એહ વાત;
ભક્તિ કરી મોરે ભગતે, તેવી કરવી વિખ્યાત.

છાર સારનો ભાર સરખો, તપાસી તે ઉપાડવો;
સારમાં સૌ સુખ મળે, છાર ઘોયે પરિશ્રમ પાડવો.
માટે સાચા થઇ સૌ મંડો, ખોટ ખંખેરી કાઢો કરી;
નિષ્કુળાનંદ કહે નાથજી, રીઝશે તો શ્રીહરી.

કડવું ૧૮ મું.

જુઓ હરી ભકત થયા હરીશ્ચંદ્રજી, તેનું સત્ય જોઇ અકળાયો ઈંદ્રજી.
ત્યારે ગયો વિષ્ણુને પાસે પુરંદ્રજી, જઇ કહી વાત મારૂં ગયું મંદ્રજી;

ઢાળ.

મારૂં તો ઘર ગયું આજ, કાલે લેશે અવધપતિ;
એનું સત્ય ધર્મ નીમ જોઇને, હું તો અકળાયો અતિ.
એને દાને કરી ડોલિયું, મારૂં અચળ ઇંદ્રાસન;
માટે રાખો કહું મુજને, હું આવ્યો શર્ણું ભગવંન.
ત્યારે વિષ્ણું એમ બોલિયા, તું બેસ સ્થાનક તાહરે;
નથી દેવું ઇંદ્રાસન એને, તેને રાખવોછે ધામ માહરે.
પછી તેને તાવવા સારૂ, તેડાવ્યા વિશ્વામિત્રને;
હરિશ્ચંદ્રને સત્યથી પાડો, પમાડો દુઃખ નિરંત્રને.
ત્યારે વિશ્વામિત્ર કહે વિષ્ણુંને, એમાં લાગે મુને અપરાધ;
ત્યારે વિષ્ણું કહે મારે વચને, તમને નથી કંઇ બાધ.
જેણે વસિષ્ટના સુતસો સંહાર્યા, એવા છે દીલના દયાળ;
તેને એ કામ કઠણ નથી, ઉઠી ચાલિયા તતકાલ.
પરને પીડા પમાડવા, જેને અંતરે નથી અરેરાટ;
સંકટ એ કેમ સહી શકે, એવો નથી હૈયામાં ઘાટ.
મનમાં મેહર મળે નહી, વાણીએ વિપત પાડે ઘણી;
કાયાયે રૂડું તે કેમ કરે, ધારો વિચારો તેના ધણી.
અવધ પુરી એ આવિયા, હરિશ્ચંદ્રરાયને ઘેર;
નિષ્કુળાનંદ હરિશ્ચંદ્રે પછી, પુજા કરી બહુ પેર.

કડવું ૧૯ મું.

શોડષપ્રકારે કરી પુજા અતિજી, ધૂપદીપ કરી ઉતારી આરતીજી;
પછી હાથ જોડી કરી વિનતીજી, માગો માગો મુજથી મોટા મહિપતીજી.

ઢાળ.

માગો કંઇ એક મુજ પાસથી, તે આપું તમને આજ;
ત્યારે મૂની બોલિયા, આપ તારૂં સર્વે રાજ.
પૂછ રાણી કુંવર તારાને, સૌ હોય રાજી રળિયાત;
તોં મેં જે માગ્યું તે આપજે, નહી તો નકર મુખથી વાત.
રાજ્ય દઇને રંક થાશો, નહી મળે અંબર અન્ન અહાર;
અણુતોળ્યું દુઃખ આવશે, નહિ રહે સત્ય કરો વિચાર.
ત્યારે રાય રાણી કુંવરે, કર્યો એમ વિચાર;
આપો રાજ સૌ એહને, રાખો સત્ય નિરધાર.
ત્યારે રાય કહે છે ઋષીને, આપ્યું રાજસાજ સર્વે સ્મૃધિ;
ઋષી બોલ્યા જોઇએ, તે ઉપર દક્ષિણા દીધી.
ત્યારે રાયજી બોલિયા, દેશું સુવર્ણ ત્રણ ભાર;
ત્યારે ઋષી કહે આપ હમણાં, મકર વેળ લગાર.
રાજ સાજ સ્મૃદ્ધિ મારી,એથી બીજું હોય તુજતણું;
આપ્ય તે ઉતાવળું, એમ ધાંધળ કીધું ઘણું.
ત્યારે રાય કહે આ રાજમાંતો,અમારૂં નથી અણુભાર;
કુંવર રાણી આ દેહ મારૂં, એ છે દીધાથકી બહાર.
ત્યારે રાય ઋષીને કહે, અમને વેચીને ધન લઇએ;
નિષ્કુલાનંદ ત્યારે શું કહે, ચાલો સૌ કાશીએ જઇએ.

કડવું ૨૦ મું.

વિશ્વામિત્ર કહે વિતશે એક માસજી, ત્યારે હું આવીશ તમારી પાસજી;
ત્યાં સુધી કરજો કાશીમાંય વાસજી, પછી હું વેચીશ કરી તપાસજી.

ઢાળ

તપાસ કરીશ હું ત્રણેનો, પછી વેચીશ વિગતે કરી;
ત્યારે ત્રણે ચાલ્યાં ત્યાં થકી, દૃઢ ધીરજ મનમાં ધરી.
રાજા રાણી કુંવરનાં છે, અતિ કોમળ અંગ;
સો સો સેવા જેની કરતા, નથી તેને સેવક એક સંગ.
કાંટા કાંકરા આકરા અતિ, ખાડા ખડિયાં ઠેશ ઠબકે;
ગોખરૂ ભટ ડાભ શૂળિયાં, લાગી પગમાં લોહી ત્રબકે.

તપે ભોમિ તીખી અતિ, તેમાં નથી ચલાતું ચર્ણે;
બળે જળાં બે પગનાં, તેણે ઢળી પડે છે ઘર્ણે.
ઊપર તીખો પ્રલય સરખો, ઉગ્યો અર્ક અગ્ની લઇ;
પાણી ન મળે પ્યાસે મરે, અન્નવિના દિન ગયા કઇ.
પ્યાસ ભૂખથી પીડા થકી, નકી દિસે નથી ડોલતાં;
અડવડે લડથડે, તોય કાયર વાક્ય નથી બોલતાં.
વાટમાં બહુ વિઘ્ન કરવા, સત્ય મુકાવવા સામા મળે;
ત્રણેની એક ટેક છે તે, ચળાવ્યાં પણ નવ ચળે.
સહ્યાં ન જાયે શરીરમાંયે, એવાં બીજાં કષ્ટ આવે બહૂ;
તોએ દુઃખ ન માનેદીલમાં, એવાં શ્રદ્ધાવાળાં છે સહૂ.
દુઃખતણા દરિયાવ માંહે, ત્રણે પડિયાં છે તળે;
નિષ્કુલાનંદ કહે ધન્ય ધીરજ, એમ કહ્યું સંત સઘળે.

### પદ ૫ મું-રાગ સિંધુ.

સત્યવાદી સંકટને સહે, રહે ધીર ગંભીર નિરનિધી જેવા;
આપે અમાપે તોય તપે નહીં કેદી, અડગ પગન પરઠે એવા. સત્ય
સત્ય શનજગ ઉપહાસ ત્રાસ,હરીદાસ સહે અન્ય કાસતાસ નાશ કીધી જેણે;
અવિનાશ પાસ વાસ આસકરી, શ્વાસઉશ્વાસ ઉલ્હાસ રહે છે તેણે. સત્ય.
અતિ પ્રસન્ન વદન નિશદિન રહે, ધન્ય ધન્ય જને પાવનસરે;
જગજીવન સજન વિઘ્નહર, તેહવિણ ભજન મન નવ કરે. સત્ય.
ઋહિ ટેક એક વિવેક કરી ખરી, છેક તે કેને કયે નવ તજે;
નિષ્કુલાનંદ જગ વંદ્ય સહજાનંદ, સુખકંદ ગોવિંદ મુકુંદ ભજે. સત્ય.

### કડવું ૨૧ મું-રાગ ધન્યાશ્રી.

ત્યાર પછી ત્રણે ચાલી ભૂલ્યાં વાટજી, આગળ આવ્યું ઉજડ નરેડાટજી;
નાવ્યું નીર નદીકોય વાટઘાટજી, તોય મને નથી કરતાં ઉચાટજી.

#### ઢાળ.

ઉચાટ નથી જેને અંતરે, રહે છે આનંદ ઉરમાં અતિ;
દૃઢ ધીરજ મનમાં ધરી, કરી સઘન વન વિષે ગતિ.

ખેરકેર ખજુરી ખરાં, બાવળ કંટાળા બોરડી;
અતી અણિયાળા આંકડીઆળા, લાગે કાંટા જાય લડથડી.
વાઘ વરૂ વાનર વીંછુ, સંસા શેમર શ્યાળ છે;
ચીત્ર માતંગ નાહર નોળ, એ વનમાં વિંછી વ્યાલ છે.
પર્વત ઉપર પાવક બળે, પાડે પશું પંખી બુંબરાણ;
ઉપર ઉડે શકરા સમાળા, કંક કોશી હરવા પ્રાણ.
ઘૂડ હોલાં ઘણાં ઘુઘવે, બીજા શબ્દ થાય ભયંકાર;
સહ્યા ન જાયે શ્રવણે, એવા થાય બહુ ઉચ્ચાર.
ભારે કઠણ એ ભોમિકા, અતિ વિકટ વન સઘન;
ચાલી ચર્ણે ચકચૂર થયા, ત્યારે થયું એ વન ઉલંઘન.
ચાલી શકે નહીં ચર્ણે, ટળી વળી પડી જાગે ધર્ણે;
પામે પીડા બહુ પેરની તે તો, વદને ન જાયે વર્ણે.
મૃતકવત મહી ઉપરે, ત્રણે પડીયાં તે વાર;
મોડીશી મુર્છા ઉતરી, ત્યારે થયાં ચાલવા તઇયાર.
ધીરે ધીરે પગ ધરી ચાલતાં, આવી નદી પીધું નીર;
નિષ્કુલાનંદ ત્યાં માર્ગ મળ્યો, પછી ચાલ્યાં ત્રણે સુધીર.

## કડવું ૨૨ મું.

મળીઓ મારગ ચાલિયાં ચોંપેજી, પડે આખડે પગ પાછા ન રોપેજી
પહોંચીએ કાશી તો સારૂં છે સૌપેંજી, નવ પહોચીએતો ઋષી રખે કોપેજી:

### ઢાળ.

રૂષી કોપ્યાની બીક રહે, રખે વહી જાય માસ;
આપે શ્રાપ તો આપણે, એવો ત્રણેને મન ત્રાસ.
અન્ન વિના અચેત અતિ, ગતી થોડી થોડી થાયછે;
અડવડતાંને આખડતાં, ત્રણે ચાલ્યાં જાય છે.
સાંજ પડે સૌ સામટાં મળી, વળી વાત કરે ધીરજની;
સ્મર્ણ કરતાં શ્રીહરીનું, એમ નીર્ગમે છે રજની.
સવારે સૌ થઈ સાવધાન, વળી ચાલેછે ચોંપે કરી;
રખે વિતી જાય વાયદો, એવી અંતરે ખટક ખરી.

લાંઘણે કરી લેલરિયાં, થયાં અન્ન વિના અચેત;
સુકી ગયાં શરીરમાં, રાજા રાણી કુંવર સમેત.
તોયે ટેક તજતાં નથી, કથી નથી કહેવાતી એહની;
ધીરજ ઓંચબત આણે અંતરે,સુખદુઃખ ન માને શરીરની.
એમ મહા દુઃખ પામ્યા મારગે,તે કહેતાં પણ કહેવાય નહી;
ત્યારે તે પોંહોચ્યાં કાશીએ, ઉભાં ત્રણે તે ચોકે જઈ.
ત્યાં તો તૈયાર ઉભા હતા, ઋષી વિશ્વામિત્ર જેનું નામ;
ત્રણ ફાળી તે ઉપર ધરી, વળી વેચવાને કામ.
સાંજ પડી ગઇ શેહરમાં, ત્યારે આવ્યાં ગ્રાહક તે પેર;
નિષ્કુલાનંદ કહે નાણું દઈ, લઇ ગયાં પોતપોતાને ઘેર.

## કડવું ૨૩ મું.

રાણી રોહીતાશ્વનું દ્વિજ દઇ ધનજી, તેડી ગયો તેને નિજ ભુવનજી;
હરિશ્ચંદ્રએ કરિયો રાજનજી, તે પણ વેચાણો શ્વપચને સદનજી.

### ઢાળ.

શ્વપચ ઘેર રાજા રહ્યા, દ્વિજ ઘેર રહ્યા રોહિતાશ્વ;
તારા તે પણ દ્વિજનું, કરે કામ કરી ઉલ્હાસ.
તારા ખાંડી દીયે તાંદુલા, પીસીદીયે ગોધુમાદિ અન્ન;
જળભરે વાળે ઘરઆંગણું, લીંપે સદન ધુવે વસન.
રોહિતાશ્વ પણ એહજ રીતે, કરે બ્રાહ્મણનું કામ;
પુષ્પપ્રણ તૃણ ઇંધણાં આણે, ચાંપેચરણ ચાર જામ.
શ્વપચે સોંપ્યું હરિશ્ચંદ્રને, લેવો મુડદે મુડદે લામ;
આપે ખાપણ લઇ પઇસો, ત્યારે મુકવા દેવી આગ.
ત્યારે હરિશ્ચંદ્ર ધારી હઈએ, જાય સૌથી મોરે મશાણ;
દીયે દોટું લેવા લાગને, વળી પાડે બહુ બુંબરાણ.
ખાપણ પઇસો લઇશ ખરો, ત્યારે તે આપીશ બાળવા;
આપ્યા વિના રખે આગમૂકો, આવ્યોછું હુ ખાળવા.
મોટું શેહેર મરે ઘણાં, બાળે અળગાં એક એકથી;
હમેશ ઊઠી દીયે હડિયો, નીરાંત તે લવલેશ નથી.

મુડદે મુડદે મશાણુમાં, રડવડે રાતને દિન;
જળટાંણે જળ ન મળે, અન્નટાંણે ન મળે અન્ન.
એવા કામમાં રાજા રહ્યા, ત્યાં ગયા વહી કૈ દીન;
નિષ્કુલાનંદ ન થાય બીજે, જેવું કર્યું એહ રાજન.

કડવું ૨૪ મું.

વિપ્ર કહે સુણ રોહિતાશ્વ સુભાગજી, સુંગધી ફુલ લાવ્ય જઇ બાગજી;.
ગયા ત્યારે ત્યાં ડશ્યો કાળો નાગજી, તેથી તુર્ત કર્યું તન ત્યાગજી

ઢાળ.

ત્યાગ્યુ તન જન જોઇને, કહ્યું વિપ્રને તે વાર
તેહના દેહને દાગ દેવા, મોકલ્યા સેવક ચાર.
તે શબ લાવ્યા ગંગાતીરે, ચેહે રચી મુકે છે આગ;
કહે હરિશ્ચંદ્ર કેમ મુકીશ અગ્ની,આપ્યાવિના મારો લાગ.
આપી લાગા લગાડી ચિતા,થયું અર્ધું બળ્યું જ્યારે તન;
ત્યારે નાંખી ચેહે ઓલવી, અતિશે તે વરસી ઘન.
ત્યારે આવી છે તારા ત્યાહાં, લીધું મુડદું તે ખોળામાંય;
ત્યાં આવ્યા ઋષીકહે આપું છરી,રાખો ભૂતભય ન રહે કાંય.
આપી છરી કહ્યું જઇ રાયને,એક વાત કહું કાને ધરીએ;
મશાણે મરથી મનુષ્યને, ખાય છે કાપી કાપી છરીએ.
ત્યારે ભૂપ કહે તેડી ભંગીઓ, જાઓ મારો ગર્દન એહને;
ઝાલી લીધી પછી ઝટીયે, મારવા સારૂ તેહને.
ઢીકા ગડદા પાટુ એ વળી, મારી કરી છે અધમુઇ;
મારો મારો કહે શું વિચારો, કરો મુડી ધડથી જુઇ.
એવાં દુઃખ આવી પડિયાં, જે સહ્યાં ન જાય શરીર;
સુત મુવાનો અતિ શોક છે, પણ ધરી. રહ્યાં છે ધીર.
પછી હરીશ્ચંદ્રને હુકમ કર્યો, આવ્યો મારવા ગરદન;
નિષ્કુલાનંદના નાથની કસણી, સહી શકે કહો કોણ જન.

પદ ૬ ઠું-રાગ સિંધુ.

રાણી વાણી જાણી તાણી તીખી કેહ, કાઢય કાઢય કાઢય કરવાલ તારી;
ગ્રહે અતિ ગાઢય ગાઢય ગાઢય મને, વાઢ વાઢ વાઢ વળી મુંડ મારી. રાણી.

રખે અડર નર ડરે ડરતો, થર થર થર કર કરીશમાં જો;
ધરિ ધિર શરિર શૂરવીર થઈ, નાથ હાથ વળતાં દિલે ડરીશમાં જો. રાણી.
ત્યારે અચાનક ચિત્તે ચડી, દડ વડીડગ ભરી દોટ દીધી;
અતિ વિકરાળ,કરવાલ ઝાલા જેવી કહિયે,તે ભૂપાળ ઉતાલ તત્કાલ લીધી. રાણી
કાઢ ખડગ ધડક ધ'ક નથી, થડક થડક તે થડક ટળી;
ફડક ફડક ફડકતી નથી, ઝડક ઝડક કહે મુને માર વળી. રાણી.
તીખી તરવાર માર માર કરે, ધારચ ધાર ધરે ધીરજ ન રહે;
તારે તારે તારે તારે તારા ભણે, માર માર માર એમ મુખે કહે. રાણી..
સુરનર સાથ સાથ સાથ સાથ મળ્યા, પાથ પાથ પાથ પડે રડા રીયાં;
નિષ્કુલાનંદ અનાથના નાથજી, હાથે હાથ હાથ ગ્રહી લીધોછે તહીયાં. રાણી.

## કડવું ૨૫ મું–રાગ ધન્યાશ્રી.

માગો હરિશ્ચંદ્ર આપું તુજનેજી, તમથી વહાલું નથી બીજું મુજનેજી,
તમને પીડયા સુણી સુરેશાની ગુજનેજી, ઘટે એવું કામ કરવું અબુજનેજી.

### ઢાળ.

અબુજ એવું કામ કરે, જેને ડર નહીં હરીતણો;
માટે માગો મુજ પાસથી, હું તો રાજી થયો ઘણો.
ત્યારે હરિશ્ચંદ્ર બોલિયા, ધન્ય તમે થયા પ્રસન્ન;
એથી અધિક બીજું નથી, મુને સર્વે મળ્યો માલ ધન.
એમ કરતાં હોય આપવું તો, માગું છું મારા શ્યામ;
અમો અમારિ રૈયત સહિત, રાખો તેડી તમારે ધામ.
ત્યારે વિષ્ણુંએ વર આપિયો, આપ્યો વૈકુંઠે તમને વાસ;
એહ વાત હરિશ્ચંદ્રની કહી, સાંગુણી લેજો હરિદાસ.
એવી ભક્તિ આદરવી ખરી, જાણે જેવી હરિશ્ચંદ્રે કરી;
તેહ વિના તનમન તાણે, નથી રીઝતા શ્રીહરી.
કાલાવાલાનું કામ નથી, આતો શીર સાટાની વાત છે;
તેહ વિના કોઇ કરે વળખાં, તેનો કાળી કામળીએ ભાત છે.
જેમ હવાનું સુણી હઈયાટલ, ચાલે કોયે ચપણુ લઇ;
પણ પેટ ભર્યાનાં છે પાંપળાં, તે જાલમનર જાણે નહીં.

જેમ કાની કોટે ઘાલી ગાળિયું, જઇ સુતી સોડ તાણીને;
મનમાં જાણે હું મરી ગઇ, એવું કામ ન કરવું જાણીને;
સિદ ત્રોડી સંસારથી, રહેવું હતું ઘરમાં ગરી;
નિષ્કુલાનંદ કહે મુવા પછી, જે જે થાય વાત તે ખરી.

## કડવું ૨૬ મું.

જ્યારે જાય વોહોરવા વસ્તુ અમૂલ્યજી, ત્યારે જોઇએ કર્યો મનમાંય તોલજી
દેશે ત્યારે, જ્યારે લેશે મુખેમાગ્યું મૂલજી, એ વાત કહી કથી નથી એમાં ભૂલજી.

ઢાળ

ભૂલે કરે મનસુબો મનમાં, તે વિના પૈસે પુરો ન થાય;
તેમ શ્રદ્ધાહિણુની ભક્તિ, તે પણ તેવી કહેવાય.
નથી વિત્તવોરે આજીયા, કરે હાથી લેવાની હોંશ;
તે તો પામ્યાના પાંપળાં, અમથો કરે અફસોસ.
જેમ વરજાનઇયા જાનમાં, વળી જાય જોડાજોડ;
જાનઇયાતો જમે રમે, ધરે વરને શીર મોડ.
માટે જોઈ અધિકાર આપણો, પછી દિલમાં કરવી કોડ;
પ્રલ્હાદ ધ્રુવ હરિશ્ચંદ્ર જેવો, કયાંથી પુરો થાય મન કોડ.
જેમ પંચ અસ્વાર પંથે જોતા, છઠો ભલો થયો નરખરે ચડી;
તેના પોહોંચવાની પ્રતિત કરવી, એ પણ ભૂલ મોટી પડી.
જેમ બક હંસ બરોબરી, વળી ઉજળા એકજ વાન;
તેમ સાચા કાચા સંત સરીખા, એમ જાણવું એજ જ્ઞાન.
શરીર સુખને સંભારતાં, નિશદિન નવરાં નવ રહે;
મહાસુખ મહારાજનું, કહો તે કઇ પેરે લહે.
કાયરને કેમ ધીર થાવું, એ પણ અટપટી વાત છે;
વેશ લેતાં શૂરવીરનો, જન જાણો ઘટની ઘાત છે.
પેખી ભકત પુર્વના, હૈયે રહેતી નથી વળી હામ;
નિષ્કુલાનંદ આજે આદર્યું તે, કઠણ છે ઘણું કામ.

## કડવું ૨૭ મું.

સુણો વળી કહું રતીદેવની રીતજી, ભક્ત પ્રભુનો પૂરો પુનીતજી;
સહ્યાં દુઃખ તેણે શરીરે અગણિતજી, કહું તેની વાત સુણો ધરી ચીતજી.

ઢાળ.

કહું વાત રંતીદેવની, કરે નીજ નગરનું રાજ;
પોતે પોતાની પ્રજા પાસે, રખાવે બહુ અનાજ.
એમ કરતાં આવી પડયો, બાર વરસનો વળી કાળ;
એકાદશ વર્ષ અન્ન પોહોંચ્યું, દ્વાદશનો થયો જંજાળ.
ત્યારે રાયે અન્ન આપિયું, તે પહોંચ્યું દશમાસ;
પછી લાગ્યા છે પડવા, ઉપર ઉપરી અપવાસ.
કળકળે જન અન્ન વિના, બહુ બહુ પાડે છે બકોર;
તે સુણી રાય ચાલીઆ, સંગે રાણી સુત વધુ ભોર.
ઉપવાસ ચોખા ચારેને પડયા, એકે ઓછા પુરા પચાશ;
ત્યાં અણઇચ્છાયે અન્ન મળ્યું, બેઠાં જમવા પાસોપાસ.
પાશેર પાશેર પાણિમાં વળી, આવ્યું હતું જે અન્ન;
ઉપવાસ ઓગણ પંચાસમે, કરવા બેઠાં ભોજંન.
અભ્યાગત અન્યારથી, તેહની વાટ જુએ છે વળી;
આપીએ એને આમાંથી, એમ વિચારે છે ચારે મળી.
ત્યાં અઘોરી એક આવીઓ, સંગ લઇને વળી શ્વાન;
ભૂખ્યો ભૂખ્યો એમ બોલતો, કોઇ આપો ભોજનપાન.
ત્યારે આપ્યું અન્ન જળ એહને, રાય રાણી સુત સુતભામ;
નિષ્કુલાનંદ પાણી પી અઘોરીએ, ઠેલ દઇ ફોડયું જળ ઠામ.

કડવું ૨૮ મું.

ફુટયું જળ ઠામ કૂપ ઉંડો અપારજી, પ્યાસાં રહ્યાં એહ રાજા સહિત ચારજી;
પડયું દુઃખ એવું તોય પામ્યાં નહીં હારજી, વળતો રાયે એમ કર્યો વિચારજી

ઢાળ.

વિચાર કરીને બોલીઆં, મળ્યું અન્ન કેટલે દીન;
ભલે આવ્યું અર્થ અભ્યાગતને, એમ કહી થયાં પ્રસન્ન.
ત્યારે ટળી અઘોરી થયા, ધર્મદેવ મૂર્ત્તિમાન;
માગ માગ રાજા મુજથકી, આપું તુને તે વરદાન.
ત્યારે રાય કહે ધન્ય ધન્ય ધર્મ, માગુ રાજી થયા જાણી તમને;
સુખી રહે સૌ પ્રાણ ધારી, એની આવે પીડા અમને.

ત્યારે ધર્મ કહે પરની પીડા લે, તેને અંગે પીડા આવે નહી;
એહ વિના વણ માગે આપું છું, અવિનાશ ધામ વસશો સહી.
ધન્ય એ રાયની ધીરજને, ધન્ય સત્યવાદી એ દયા ધણી;
એવી અનાદિની રીત જોઇને જન, પછી વિચારવી રીત આપણી.
એવાના જેવી હોય આપણી, તો ઠરી બેસવું એ ઠીક છે;
નહી .તો કસર કાઢવી, એહજ રૂડો વિવેક છે.
પણ બીજીને ખોટ ન આણવી, જાણવી એ પણ વાત;
બીજે બગાડયે શું બગડે, એહ સમજવુ સાક્ષાત.
બીજાં કામ ત્યાં કેક કર્યા, કેડે રાખ્યું એક કરવું કલ્યાણ;
એને સમજુ સમજવું, એ પણ જાણ તે અજાણ.
આપે જમ્યા વિના આપણી, કહો ભૂખ કેમ ભાગશે;
નિષ્કુલાનંદ કહે સાચું કહેતાં, કોઇકને દુઃખ પણ લાગશે.

## પદ ૭ મું.—રાગ સિંધુ.

કઠણ કસોટી મોટી મહારાજની, સહી રહે વળી કોય સંતશૂરા;
જેમ જેમ દુઃખ પડે આવી દેહને, તેમ તેમ તેમ પરખાય પૂરા—કઠણ૦
જેણે પાડી છે આંટી મોટી જીવમાં, મન માન્યું છે મરી કરી મટવું;
ભર અવસરપર ધીર ધરી, ફરી ખરી હક વાગે નથીજ હઠવું—કઠણ૦
અનેક દેહ ખોયા અણુઅર્થે, તે દેહ કાંઈ નાવ્યાં કામે;
હવે આ દેહ હરી અર્થે કરી,રાખવીછે અચળ તે આઠે જામે—કઠણ૦
એમ દ્રઢ ધીરજ ધરી કરીને, ભજે છે જેહ ભગવાન ભાવે;
નિષ્કુલાનંદ કહે એમ જાણવું, અંત્યે અર્થ પણ એજ આવે. કઠણ૦

## કડવું ૪૯ મું.—રાગ ધન્યાશ્રી.

વળી કહુ એક વાત અનૂપજી, ભક્ત એક રત્નપુરીનો ભૂપજી;
નામ મયુરધ્વજ સદાય સુખ રૂપજી, કરે યજ્ઞ હોમે હવિષાન્ન તૂપજી.

### ઢાળ.

હોમે હવિષાન્ન યજ્ઞ કરે, ભલો ભક્ત સત્યવાદી સહી;
ત્યાં શ્રી કૃષ્ણ અર્જુન આવીઆ, વેશ વિપ્રનો લહી.
કૃષ્ણ થયા કૃષ્ણશર્મા, અર્જુન થયા તેના શિષ્ય;
યજ્ઞશાળામાં આવીઆ, જ્યાં બેઠા હતા નરેશ.

ત્યારે રાય ઉઠી ઊભા થયા, કર્યો દંડવત પ્રણામ;
ભલે પધાર્યા પ્રભુ મારા, માગો કંઇ એક મન અભિરામ.
ત્યારે બ્રાહ્મણ કહે ધન્ય ધન્ય રાજા, સત્યવાદી તું સાચો સહી;
પણ મારે છે જે માગવું, તે તુરત તુને કહેવાય નહીં.
ત્યારે નરેશ કહે નિઃશંક થઇ, માગો મનવાંચ્છિત શંકા તજી;
રાજ સાજ સુખ સંપતિ, માગો વસ્તુ જે મન.રજી.
ત્યારે દ્વિજ કહે ધર્મપુરથી, હું પુત્ર પરણાવા ચાલિયો;
આવ્યા આ શેહેરની સીમમાં, ત્યાં સુતને સિંહે ઝાલિયો.
એકજ પુત્રને એમ થયું, ગયું મારૂં કુળ સમુળું સહી;
બૂઢાપણામાં બાળક બીજો, આવવાની આશા નહી.
હર્ષ હૈએ નવ રહ્યો, ગયો આનંદ સર્વે ઊચળી;
મારી મારા સુતની, વધૂ ન જાણે પિડા વળી.
ત્યારે મેં કહ્યું મેલ પુત્ર મારો, એને સાટે ખાઈ જા મુજને;
ત્યારે વાઘ કહે નિષ્કુલાનંદનો, નાથ ભજ કહું તુજને.

## કડવું ૩૦ મું.

તેને મેં કરી બહુ બહુ વિનતીજી, પણ વાઘે ન માની મારી એક રતીજી;
મારે તો પડી ત્યાં વિકટ વિપતિજી, તે જોઇ સિંહ કહે, સુણ શુભમતિજી.

ઢાળ

શુભમતિ સાંભળ સહી, મૃગપતિ ન મૂકે મુખથકી;
બહુ દીને મળ્યો બાળક તારો, હું ઘણું પીડાયો તો ભુખથી.
એમ કરતાં હોય ઉગારવો, તો તું જાય જઇ ભૂપાળને;
આપે અંગજો અરધું, તો મેલું તારા બાળને.
ત્યારે વિપ્ર કહે મેં કહ્યું વાઘને, એ વાત હુંથી કેમ થાય;
કદાપિ માગું હું અંગ એનું, પણ રાય કેમ દેવાય.
અન્નધન આપે અવનિ, તે તો સત્યવાદીને છે સોહલું;
પણ અંગ કાપીને આપવું, એથી બીજુ શું દોહલું.
વણમાગ્યાનું જે માગવું, તેનો કરવો તપાસ;
વેરી આપે અંગ અધિપતી, એવો આવે કેમ વિશ્વાસ.

ત્યારે વાઘ કહે એ વસમુ નથી, અંગ આપશે જાતું અચીર;
આગે અસ્તિ દધિચીએ આપ્યાં, આપ્યું શીબીએ કાપી શરીર.
કર્ણે કવચ આપિયું, આપ્યું બળીએ ત્રીલોકીનું રાજ;
સત્યવાદીને છે સોહલું, જઇ જાચો ન પાડે તે નાજ.
એમ કહી અહીં મોકલ્યો, તરત તમારે રાય પાસ;
નથી મંગાતું મેં મુખથી, તેમ નથી મેલાતી સુત આશ.
ઉભય સંકટ આવિયાં, એક એક થકી અધિક;
નિષ્કુલાનંદનો જે નાથ કરશે, તેજ થાશે અંતે ઠીક.

## કડવું ૩૧ મું.

ત્યારે રાય બોલ્યા થઈ પ્રસન્નજી, ભલે તમે આવિયા મારે ભુવનજી;
આપીશ હું તમને મારૂં આ તનજી, તે જાણજો તમે જરૂર મનજી.

### ઢાળ.

જરૂર તમે જાણજો, આપું ઉતાવળો આ દેહ;
વિલંબ તેની નથી વળી, સાચું માનજો નથી સંદેહ.
ત્યારે તામ્રધ્વજને તેડાવીઓ, આપી રાજગાદી એહને;
પુત્ર પ્રજાને પાળજો, માં ટાળજો હરીશું સ્નેહને.
પછી નરેશ નહાઇ તિલક કરી, ધરી કંઠમાં તુલસી દામ;
મંગાવ્યું કરવત વેહેરવા, ત્યારે ઉઠયું અકળાઇ ગામ.
હાલકલોલ શેહેર સૌ થયું, રહી નહીં ધારતાં ધીર;
હાહાકાર હુવો ઘણો, ભર્યાં સૌએ નયનામાં નીર.
ત્યારે તામ્રધ્વજ એમ કહે, હું સુત તમારો તમારૂં તન;
આપો મુને એ વિપ્રને, વળી કરો એને પ્રસંન.
ત્યારે રાણી કહે અર્ધાંગ હું કહાવું, આપો રાય એ જાય લઇ;
પામે પુત્રએ પોતાતણો, મુને વાઘના મુખમાં દઇ.
કુંવર રાણીની વાણી સુણી, બોલ્યો દ્વિજ સેવકને સંગ;
આતો વાત વિગ્રહે પડી, નહીં આપે રાય અર્ધું અંગ.

મેલી લાલચ ચાલો મારગે, જઈયે વેગે વાઘની પાસ;
અસ્તી એનાં પ્રજાળીએ, જ્યારે ખાઇ જાય એનું માંસ.
પડી વાત પંચાયતે, તે નહિ નીપજે નિરધાર;
નિષ્કુલાનંદના નાથને, એવું ગમિયું આ વાર.

કડવું ૩૨ મું.

ત્યારે કર્મવંતિને કહે દ્વિજ આમજી, નારી અંગ નરનું પણ વેદે કહ્યું વામજી;
માટે અંગ તારૂં નાવે એને કામજી, એણે તો લીધું છે દક્ષિણનું નામજી.

ઢાળ.

નામ લીધું છે દક્ષિણનું, રાણી કુંવરનું વેહેરેલ;
એવું લઇને આવજે, આપ્યું હોય હરખે ભરેલ.
ત્યારે મહિપતિ એમ બોલો કોય, સૌ રહો રાજી રળિઆત;
આ અવસર અમૂલમાં, રખે કોય બગાડો વાત.
માગે મોટા મગન થઈ, તેવી તક આવી મારે આજ;
ધન્ય ધન્ય મારા દેહને, જે આવશે બ્રાહ્મણને કાજ.
લાવો કરવત કાકરી, આકરી કરી તે નિરધાર;
માથું ચીરીને માહરૂં, તુર્ત પોહોંચે જઇ પાર.
પાછળ રહેજે તું પુત્ર મારા, સામી રહેજે વળી તું સુંદરી;
વચેથી માંડો તમે વેહેરવા, અતિશય હરખ હૈયે ભરી.
રાજી કરો ઋષીરાયને, કોઈ દિલ માં કરો દિલગીર;
મારા દુઃખને દેખી કરી, રખે નયણે ભરો કોઇ નીર.
મારે નથી એવું મનમાં જે, અવળું થયું આવાર;
તમો શોક શિદને કરો, થાઓ વ્હેલે વેહેરવા તૈયાર.
એમ કહી ઉભા થંભ બે મધ્યે, અતિ ઉતાવળા થાય;
તે જોઇને જન બીજાં, કરે છે ઊભાં ત્રાહે ત્રાહે.
અસ્રકની છોળો ઉડશે, રહેજો છેટે સૌ નરનાર;
નિષ્કુલાનંદનો નાથ જોતાં, કર્યું કરવત તૈયાર.

પદ ૮ મું.—રાગ સિંધુ.

આકરે કાકરે કરવત કાઢીયું, વાઢીયું મસ્તક લીલાટ લગે;
ધડક ફડક થડક નથી મને, અચળ અકળ ઉભા એક પગે. આકરે.

છુટી છોળ અતુલ લાલ લોહીની,તે જોઇ જનમન ચડિ ચિતે ચિતરી;
દેખી ભૂપતિની વિપતિ મતિ ચળી, ઢળીવળી પડયાં મુરછાયે કરી. આકરે.
કરે કરેરાટ ચરેરાટ માંડયું ડોલવા, તે વામઅંગે એની વાત જાણી;
એહ અંગ તે ઉમંગ ભંગ થયું, વળી આવી ગયું આંખમાંહે પાણી. આકરે.
તે જોઇ દ્વિજ બોલિયો ક્રોધ કરી, કલપિનું દાન હું ન લઉં કદી;
હટકી ફટકી ચટકી ચાલિયા, તેને વાળિયા દિનતા વાણી વદી. આકરે.
પછી આવીને પૂછયું એહ અંગને,કહે આંસું આવ્યાનું કારણ સહી;
ત્યારે તે કહે અભાગ્ય સહિ અર્ધાઅંગની,જે બ્રાહ્મણને અર્થે આવ્યું નહી. આકરે.
એવું સુણી દ્વિજ પલટીને થયા, ત્યાં પ્રગટ શ્રી પુરૂષોત્તમ રૂપરે;
નિષ્કુલાનંદને નાથ ગાથ કહે, માગ માગ માગ મુજ પાસથી ભૂપરે. આકરે.

## કડવુ ૩૩ મું-રાગ ધન્યાશ્રી.

મયુરધ્વજ કહે માગું હું તે દેજોજી, આવું રૂપ અનૂપ રૂદયામાં રહેજોજી.
વળી એક બીજું મારે માગવું છેજોજી, હવે આવી પરીક્ષા કેનીયે મા લેજોજી;

### ઢાળ.

લેશો મા આવી પરિક્ષા કેની, તમો દયાળું દયાને ગ્રહી;
એમ મયુરધ્વજે મોઢે માંગ્યું, સૌ જીવ સારૂં જાણો સહી.
ભલો ભલો એ ભૂપતિ, જેની મતિ અતિ મોટી ઘણી;
ભલી કરી એણે ભક્તિ, એના જેવી જોઈએ આપણી.
સત્ય શ્રદ્ધા ધીરજપણું, જો એના જેવો વિવેક;
ધર્મ પણ દ્રઢ ધારવો, જો એના જેવી ગ્રહી ટેક.
એક ટેક હરીભક્તને, નેક છેક સુધી છાંડવી નહીં;
કરિ વિવેક અતિ ઉરમાં, વળી એક રંગે રેહેવું સહી.
પળે પળે રંગ પલટે, કહીં નવલ કસુંબી નીલનો;
એક રેહેણી કહેણી એક રીત નહીં, સ્વભાવ સમ સલીલનો.
પણ ભક્ત જે આગળ થયા તે સર્વેની સુણીએ રીત;
કર્યો વિના જુઓ કોણ રહ્યા, સૌ ચિંતવી જૂઓ તમે ચિત્ત.
જેમ ઈક્ષુ પામે અમુલ્યતા, તે તો પ્રથમ પોતે પીલાય છે;
ત્યાર પછી ચડે તાવડે, તેનાં ગોળ ખાંડ સાકર થાય છે.

તેમ કસ્યા વિના કોય વસ્તુ, ખરે ખપે નથી આવતી;
એમ સમજી સંકટ સહો તો, ભલી ભજાયે ભક્તી.
પોહોંચ વિના પર્વતે ચડયાની, હૈએ કરે કોઇ હોંશ;
નિષ્કુલાનંદ કહે એ નહીં બને, અમથો થાશે અફસોસ.

### કડવું ૩૪ મું.

પ્રભુ ભજવા જેને કરવો ઉપાયજી, તેને એમ કરવું જેમ કર્યું ઋભુરાયજી;
પ્રભુ પ્રસન્ન કરવા ગયા વનમાંયજી, આરંભી તપ ઉભા એક પાયજી.

### ઢાળ.

એક પગે ઉભા રહ્યા, અડગમને અચળ થઇ;
કર બેઉ ઉંચા કર્યા, શરીરપર ફેરવે નહી.
ઇચ્છા મેલી અન્ન પાનની, પ્રભુ પ્રસન્ન કરવાને કાજ;
તજી આશા વળી તનની, જેમ છોડીને આવ્યા રાજ.
શરીર સર્વે સુકી ગયું, રહ્યું ન લોહી ને માંસ;
અસ્તિ રહ્યાં એક અંગમાં, રહ્યો શ્વાસ વણવિશ્વાસ.
નાડી રહી સર્વે નીસરી, ઉઘાડી અંગની બહાર;
ગળ્યું અંગ મળ્યું પેટ પૂઠે, તોય કરે છે નામ ઉચ્ચાર.
માથું ગોઠણ મોટા થયા, રહ્યું હૈયું બાહારે નીસરી;
અજીન વળગ્યું અસ્તિએ, થઇ કૃશકાયા તપે કરી.
લાગે પવન અંગ લડથડે, વળી ડોલે છે તેણે દેહ;
એવું અચેત અંગ થયું, તોય તપ ન તજે તેહ.
સુકા કાષ્ટ સમ ઉભા રહ્યા, અરણ્યમાં એકાએક;
હાલે ચાલે નહી ચરણે, એવી ગ્રહી આકરી ટેક.
રાજી કરવા રમાપતિ, અતિ આકરૂં તપ આદર્યું;
ધરણી લાગી ધ્રુજવા, સ્વરગ કંપાયમાન કર્યું.
એવું તપ જોઇ આકરૂં, બીના સર્વે સૂર અસૂર;
નિષ્કુલાનંદના નાથને કંઇ, લેશે આપણાં સ્થાનક જરૂર.

### કડવું ૩૫ મું.

ત્યારે સુર ગયા શ્રીપતિ પાસજી, અમરે સૌએ કરી અરદાસજી;
અમનેરાખ્યા ત્યાં અમે કર્યો છે નિવાસજી, પણ હવે નથી એ સ્થાનકની આશજી.

ઢાળ.

આશા નથી એ સ્થળતણી, જોઈ તપ ઋભુરાયતણું;
એના તપ પ્રતાપે કરી, અમે તો તપીઆ ઘણું.
ત્યારે શ્રીહરી કહે સૂર સાંભળો, તમે જાઓ તમારે સ્થાનકે;
એમ કહીને ઉઠીઆ, અવિનાશી અચાનકે.
આવ્યા રાયઋભુ પાસ તે, દીધાં દયા કરી દરશન;
માગો માગો રાય મુખથી, હું થયો છઉં પ્રસન્ન.
હેતે કરી હાથ ફેરવે, મુખ માથે ને સર્વે શરીર;
જોઇ ધીરજ એ રાજનની, આવી ગયા નયનમાં નીર.
અતિ દિન આગળ થઇ ઉભા, આધિન ઓશીયાળા થઇ;
જાણે આપું એ જનને હું, મારૂં સુખ સર્વે લઇ.
વહાલપ દેખાડે છે વળીવળી, હેત હૈયામાં નથી સમાતું;
અકળાઈ થયા છે ઉતાવળા, મન ધિરજ નથી પમાતું.
ત્યારે રાય પાયે લાગ્યા પ્રભુને, કહે ધન્ય અનાથના નાથ;
નીરખી તમને નયને, શ્રી હરી હું થયો સનાથ.
માગું છું હું મહાપ્રભુ, પંચ વિષય સંબંધી જે સૂખ;
દેશો મા દયા કરી, જેથી થાયે તમથી વિમૂખ.
ત્યારે શ્રી હરી કહે શુદ્ધ ભક્ત તમે, નથી માયાનો લેશ જરા;
નિષ્કુલાનંદનો નાથ કહે, અનન્ય ભક્ત મારા ખરા.

કડવું ૩૬ મું.

એમ પ્રસન્ન કર્યા પરિબ્રહ્મજી, સહી શરીરે બહુ પરીશ્રમજી;
એહ વાત સાંભળી લેવો મર્મજી, વાત છે કઠીણ નથી કંઈ નર્મજી.

ઢાળ.

નરમ નથી છે કઠણ ઘણી, જેવા તેવાથી થતી નથી;
સૌ સૌના મનમાં જુઓ, ઊંડું વિચારી અંતરથી.
વણ ખપવાળાને એ વાર્તા, અણુએક અર્થે આવે નહીં;
મહિમા મહાતમ મોટપ મુખથી, કૈયે મરકથી કથી કહી.
જેમ પશુ જનને ચાર પ્યારી, તેહ લીલી દેખીને નવતજે;
સહે કષ્ટ બહુ એહ સારૂ, તોયે ભાવે કરી તેને ભજે.

જેને મોટી આશા છે મનમાં,જેવી પામવા પૈસાતણી ઘણી;
તેવી આશા નથી અવિનાશ પદની,વાત શું કહીએ ઘણી.
અન્ન વસન સારૂ અંગ આવે,જયાં કાપે શત્રુ વળી શીશ;
એતો થાય છે ઉછરંગ શું, પણ ભજાય નહીં જુગદીશ.
અસત્ય સુખ સારૂ એવું કરે, પિંડ પાડયા સુધી પરીયાણ;
સત્ય સુખને સાંભળી, વળી થાતી નથી એવી તાણ.
વિષનો કીડો વિષમાં રહી, વખાણે વિષનું સુખ;
તેને રહેતા અમૃતમાં, થાય જરૂર જાણો દુઃખ.
તેમ ભક્ત આ બ્રહ્માંડમાં, ભજે હરી ન તજે વિકાર;
જેમ કેશ કહીએ કઠેકાણાતણા, શ્વેતશામ સૌ એક હાર.
ભક્ત થઈએ ભગવાનના, પ્રથમના ભકત પ્રમાણ;
નિષ્કુલાનંદ કહે તે વિનાં, બીજા માનો માયાના વેચાણ.

પદ ૯ મું–રાગ બિહાગડો

દોહિલું થાવું હરિ દાસરે, સંતો દોહિલું૦
જોઇયે તજવી તન સુખ આશરે, સંતો દોહિલું૦ ટેક.
શૂરો જેમ રણમાં લડવા, હૈયામાં અતિ ઉલ્હાસ;
પેટ કટારી મારી પગ પરઠે, તેને કેની રહી ત્રાસરે. સંતો૦
કાયર મનમાં કરે મનસુબા, રહિશું ઉભા આસપાસ;
એમ કરતાં જો ચડી ગયા ચોટે,તો તરતલેશું મુખે ઘાસરે. સંતો૦
શૂરા સંતની રીત એક સરખી, કરવો વેરીનો વિનાશ;
કામ ક્રોધ લોભ મોહ તજી, ભાવે ભજવા અવિનાશરે. સંતો૦
એવા ભકત તે ભકત હરીના, તે સહે જગ ઉપહાસ;
નિષ્કુલાનંદ કહે તે વિના બીજા, તેનો નાવે વિશ્વાસરે. સંતો૦

કડવું ૩૭ મું–રાગ ધન્યાશ્રી.

વળી કહું વાત અનૂપમ એકજી, સુણજો સૌ ઉર આણી વિવેકજી;
કહું સત્યવાદી રાય શીબીની ટેકજી, મૂકી નહી નૃપે મુવા લગી છેકજી.

ઢાળ.

છેક ટેક તજી નહી, દીયે દેદેકાર કરી દાન;
જેજે માગે તેતે આપે તેને, બહુ બહુ કરી સન્માન.

ભૂખ્યો પ્યાસો કોઇ પ્રાણી આવે,માંગે મનવાંચ્છિત જે વળી;
આપે તેને આદરશું, આરત વાણી સાંભળી.
તેણે જશ વાધ્યો આ જગતમાં, પરલોકે પડી ફાળ;
ઇંદ્ર કહે લેશે આસન મારૂં, કરૂં કોઇ એક રખવાળ.
પેહેલ વેહેલાં પાળ બાંધિયે, તો રહે તળાવે તોય;
આવે જળે જે આદરવું તે, કામ ન આવે કોય.
લાગી આગે કોઇ કૂપ ખણે, તેણે ઓલાય નહીં અંગાર;
માટે મેલી ગાફલતા, વેહેલો વેહેલો કરવો વિચાર.
પછી શક્ર થયો શકરો, થયો હોલો તે હુતાશન્ન;
આવ્યા બેઉ ઉડતા, જ્યાં બેઠા હતા રાજન્ન.
કપોત ગર્યો આવી ગોદમાં, બેઠો શકરો સામો સુજાણ;
આપ માહરા અહારને, મારા ભૂખે જાય છે પ્રાણ.
ત્યારે શીબી કહે સુણ શકરા,શર્ણે આવ્યો તે કેમ અપાય;
માગ બીજું હોય મનમાં, જેણે કરી તારૂં દુઃખ જાય.
ત્યારે બાજ કહે બીજું જોઈતું નથી,જોઇએ ખાવાનું આવાર;
નિષ્કુલાનંદના નાથ ન્યાય કરી,આપ માસ એહ હોલા ભાર.

## કડવું ૩૮ મું.

શિબી રાજા છે દયાનો નિવાસજી, પાપ કરતાં પામે બહુ ત્રાસજી;
તેનો તન મનમાં કર્યો તપાસજી, તેણે કેમ અપાય મારી પરમાસજી.

### ઢાળ.

તપાસ કરી તને મને, ત્રાજુ મંગાવ્યાં તે વાર;
કાતું લઇ માંડયું કાપવા, આપવા અમિષ હોલાભાર.
કાપી કાપી રાએ આપીયું, સર્વે શરીરનું માસ;
તોય ત્રાજુ નવ ઉપડયું, હોલો બેઠો છે જેહ પાસ.
ત્યારે રાયે વિચારિયું, આ તો કપોત કારણરૂપરે;
માટે આપું અંગ આખું એને, એમ કહેછે વળી ભૂપરે.
ત્યારે બેઠા રાય જઇ ત્રાજવે, હુવો લોકમાં હાહાકાર;
ત્યારે હોલો ટળી હુતાસન હુવો, હવો શકરો શક્ર તે વાર.

ત્યારે ઇંદ્ર કહે ધન્ય ધન્ય રાજા,તું જેવો નથી બીજો એક;
તન અભિમાની તું નહી, અમે જોયું કરી વિવેક.
સત્ય ધર્મ-નિમ-ટેક-તારી, ભારે ધારી ભલી તમે ભૂપ;
તન તજી બ્રહ્મ લોક જાશો, થાશો બ્રહ્મસ્વરૂપ.
પેહલ વેહલું લીયે પારખું, પછી દીયેછે અભયદાન;
એવા સંકટને સહન કરતાં, જાણો નથી કંઇ જાન.
વામને બાંધ્યા બળીરાય, પછી પોતે બંધાયા બહુ પેર;
હજી સુધી હેતે કરી હરી, રહે છે એને ઘેર.
એમ વર દઈ સુરેશ ગયા, થયો અતિ જયજયકાર;
નિષ્કુલાનંદ હરીભક્તને, ગ્રહી લેવો એવો સાર.

કડવું ૭૩ મું.

આપ્યું કાપી તન સત્યવંત શીબી રાજજી, તેતો પરલોકના સુખને કાજજી;
એના જેવું આપણે કરવું તે આજજી, ત્યારે રીઝશે ઘનશ્યામ મહારાજજી,

ઢાળ.

ઘનશ્યામ ઘણું રીઝે ત્યારે, રહીએ એ રાજાની રીત;
ધીરજ-ધર્મ-સત્ય-સુશીળતા, તેના જેવી કરી જોઇયે પ્રીત.
અંગથી અળગી અવનીએ, વળી જે જે જણસો હોય;
તે તે આપે ત્રિલોકમાં, સુખે થકી સૌ કોય.
પણ જ્યારે આવે અંગ ઉપરે, સુખ દુઃખના સમૂહ મળી;
ત્યારે દ્દઢ ધીરજ રહે, સંત કહિયે તેને વળી.
મોટી વાત કરતાં મુખથી, વળિ સ્વાદ આવે છે સહુને;
પણ જયારે જોયે આ જીવમા ત્યારે, ભળાયે ભૂલ બહુને.
એહ ભૂલને અળગી કરી, ખરી હરીની ભકિત કરીએ;
મોટા ભક્ત જે મોરે થયા, તેના મનને અનુસરીયે.
મન ગમતું મેલી કરી, મત મોટાનો મન ધારીએ;
પ્રસન્ન કરવાછે પ્રાણપતિને, એવું તો જરૂર વિચારીએ.
અંતરજામીની આગળે, નવ ચાલે જૂઠ જરાય;
એમ વીચારી આપણે, કસર ન રાખવી કાંય.

એહ વાત અનૂપ છે, નકી સુખ થાવાની નિદાન;
વણ સમજે વિપત પડે, રણ ત્રણાર્થી સંગ શ્વાન.
માટે મોટા સંતને મળી, વળી ટાળવી સર્વે ભૂલ;
નિષ્કુલાનંદ કહે નવ ખોઇએ, અવસર આવ્યો અમૂલ્ય.

કડવું ૪૦ મું.

જેને ઉપાય કરવો હોય એહજી, તેને થાવું નિસ્નેહિજી;
જેમ વરત્યા જનક જેહજી, કરતાં રાજ્ય કહેવાયા વિદેહિજી.

ઢાળ.

વિદેહિ કહેવાયા તે સાંભળી, ત્યાં આવ્યા નવ ઋષીરાય;
ઉઠયા જનક ભેટયા સૌને, ઘણે હેતે ઘાલી હઇયામાંય.
પછી મળ્યા એક એકને, તેની પૂછી ઋષીએ વાત;
અમે ન સમજ્યા આ મર્મને, તમે સમજાવો સાક્ષાત.
ત્યારે જનક કહે આ દેહનો, નથી પક્ષ એકનો વિશ્વાસ;
મળાય કેમ આ મુનિને, જ્યારે થઇ જાય તન નાશ.
એમ કરીને પુજા કરી, ભાવે કરાવ્યાં ભોજંન;
પછી બેઠાં સભા કરીને, પૂછયાં ભલાં પ્રશ્ન.
ત્યાં મિથીલાપુરી પ્રજળી, ધાયાં સૌ સૌને ઘેર લોક;
જનક કહે મારૂં નથી જલતું, શાને કરૂં હું શોક.
રાજ સાજ સુખ સંપતિ, વળી દેહ-ગેહ-દારા-દામ;
એહ કોણુ કેનાં કોણુ આપણે, કોઇએ કેને ન આવે કામ.
અણુસમજણે આપણું, સૌ માની રહ્યું મનમાંય;
જુએ વિચારી જીવમાં તો, નથી આપણું કાંય.
એમ રાજમાં રહી રાગ તજ્યો, એછે લક્ષ લેવા જેવો ઘણો;
તુચ્છ પદારથ સારૂ તણાવું, એવો મત જોઇયે નહી આપણો.
ખાવા ખટરસ નરેશ સુતને, તોએ ડોડાં દેખી ડગે દિલ;
નિષ્કુલાનંદ એ કંગાલ છે, નથી આવ્યો રાજાનો અમલ.

૧૦ મું—રાગ બિહાગડો.

શિદને રહીયે કંગાલ રે, સંતો શિદને૦
જ્યારે મળ્યો મોટો મહામાલરે, સંતો શિદને૦ ટેક.

પુર્ણ બ્રહ્મ પુરૂષોત્તમ પામી, ખામી ન રહી એક વાલ;
અમલ સહિત વાત ઉચરવી, માની મનમાં નીહાળ. સંતો૦
રાજાની રાણી ભમે ભીખ માગી, હાલે કંગાલને હાલ;
ધર લજામણી રાણી જાણી રાજા,ખીજી પાડે વળા ખાલરે. સંતો
તેમ ભક્ત ભગવાનના થઇને, રહે વિષયમાં બેહાલ;
તે તો પામર નર જાણો પૂરા, હરીભક્તની ધરી છે ટાલરે. સંતો૦
તનમન આશ તજી તુછ જાણી, કાઢું સમજી એ સાલ;
નિષ્કુલાનંદ એ ભક્ત હરીના, બીજા બજારી બકાલરે. સંતો૦

## કડવું ૪૧ મું.

વળી કહું વાત હરીજનની અમલજી, નળ પુરીનો રાજા એક નળજી;
રૂપ ગુણ શીળ ઉદાર નિર્મળજી, એવો વિરસેનનો સુત સબળજી.

### ઢાળ.

સબળ ને સત્યવાદી સુણી, દમયંતિએ વિચારી વાત;
વરવું છે એ નળને, બીજા પુરૂષ તાત ને ભ્રાત.
તેહ વાત ન જાણે તાત એનો, રચ્યો સ્વયંવર તેવાર;
તેમાં રાજા તેડાવિયા, સૌ આવવા થયા તૈયાર.
ત્યારે નારદે કહ્યું ઇંદ્રને, ધર્મ અગ્નિ સુણો વરૂણ;
તમ જોગ એ કન્યા ભીમની, સુણ્યા સર્વ એના મેં ગુણ.
પણ એને વરવું છે નળને, એવી દ્રઢ ધારી છે ટેક;
ટેક તજાવી તમે વરો, તો વળે વડો વિશેક.
નળ અંતરે નિર્મળ છે, જેમ કહેશો તેમ કરશે;
તજી પ્રિય પોતાતણું, તમારે પ્રિયે અનુસરશે.
ત્યારે ચારે મળી કહ્યું નળને, તું કર અમારાં વખાણ;
તું તારી નિંદા કરજે, તો અમને વરશે એહ જાણ.
ત્યારે નળે કહ્યું જઈ દમયંતીને,ઈંદ્ર-અગ્નિ-ધર્મ ને વરૂણ;
એને વર તું વેગે કરી, તો તારે તોલે આવે કહું કુણ.
ત્યારે દમયંતી કહે હે દેવતા, હું તો વરી છઉં નળરાય;
હવે ઠગાવું જો દીલનો, તો પતિવ્રતાપણું જાય.

ત્યારે ઈંદ્રાદિ ચારે નળ થયા, પલટી પોતાનો વેશ;
નિષ્કુલાનંદ નાથ સ્મરી, ત્યાં આવ્યા નળ નરેશ;

## કડવું ૪૨ મું.

પછી પાંચે થયા નળસમ પ્રમાણજી, પતિવ્રતા ધર્મથી પડી ઓળખાણજી;
નાંખી નળકંઠે વરમાળ સુજાણજી, સુરનર થયા નિરાશી નિર્વાણજી.

### ઢાળ.

નિરાશી નર અમર ગયા, ત્યારે ઈંદ્રે કર્યો ઉપાય;
આપી કળીને આજ્ઞા, તું પ્રવેશ કર નળમાંય.
ત્યારે નળ મતિ રતિ નવ રહી, રમ્યો દ્યુતવિદ્યા ભ્રાત સાથ;
રાજ સાજ સુખ સ્મૃદ્ધિ, લીધી જીતી કર્યો અનાથ.
પછી કાઢયાં દંપતિ પૂરથી, આપી પેહરવા એક અંબર;
મૂકયાં કાઢી મોટા વનમાં, જ્યાં ન લીએ કોઇ ખબર.
જળ ટાંણે જળ નવ મળે, અન્ન ટાંણે ન મળે અન્ન;
ભૂખ પ્યાસનાં ભેલાં ભમે, દુઃખમાંહે નિર્ગમે દિન.
મનુષ્ય માત્ર જ્યાં ન મળે, મળે વનવાસી વિકરાળ;
ખાવા આવે ખરો થઇ, તોએ ન કરે તેનિ સંભાળ.
ભૂત ભૈરવ ભયંકર ભમે, દમે બીજાં આવી દેશને;
આપે સંકટ સંતાપે સહુ, કહે નહી કંઇ તેહને.
જેને સંકટ શરીરમાંય, અણું જેટલું આવ્યું નથી;
તેને સંકટ સામટું પડયું, જે કહેવાય નહી મુખથી.
અડવાણું ફરે અરણ્યમાં, ચર્ણમાં ચાલ્યાં રૂધીર;
તોએ અકળાયે નહી અંશરે, સમજી મને સૂધીર.
રાત દિવસ એમ રડવડે, પડે અન્ન વિના ઉપવાસ;
નિષ્કુલાનંદ કહે એહ વનમાં ફરે, ધરે નહી તન ત્રાસ.

## કડવું ૪૩ મું.

તન વિષમ અતિશય વિકટજી, જ્યાં જ્યાં જાય ત્યાં પામે સંકટજી;
રાત દિવસ રહે દુઃખ અમટજી ઝાડ, પહાડ પૃથ્વી અતિ દુર્ઘટજી.

ઢાળ.

દુર્ઘટ દેખી અટવાયે એહ, ચળી જાય મનુષ્યનાં ચિત્ત;
તેમાં રાજા રાણી રડવડે, પડે દુઃખ ત્યાં અગણિત.
ઘણા ગોખરૂ કાંટા ઝૂંગટા, કોચ કંદુ કરણાં નીર;
આવી પરસે અંગમાં, તેણે સુજી જાય છે શરીર.
પશુ પંખી પરસ્પર, કરે શબ્દ ભૂંડા ભયંકાર;
સહ્યા ન જાય તે શ્રવણે, એવા થાય વનમાં ઉચ્ચાર.
નિશામાં નિશિચર ફરે, હરે પશુ પંખીના પ્રાણ;
એવા વનમાં દંપતિ, અતિ નિઃશંક ફરે નિર્વાણ.
ખાનપાન ખોળે નવ મળે, મળે હિંસિક જન હમેશ;
તોય સંભારે નહીં સુખ રાજનું, હૈયા માંહે લવલેશ.
જેમ જેમ પડે વિપત વળી, તેમ તેમ મને મગંન;
એમ વનમાંય વિચરે, રાત દિન રાણી ને રાજંન.
એવા વનમાં ઋષી રહે, જેને અન્નનો નહીં અહાર;
જોઇ રાજા એવા ઋષીને, ત્યાંથી ચાલી નીસરે તે વાર.
એમ દીન કઇ વહી ગયા, પછી રાજાએ કર્યો વિચાર;
રાણી ખાણી સર્વે દુઃખની, માટે તજી દેઉં નિરધાર.
પછી અર્ધું અંબર લઇ અર્ધ રાત્રે, ચાલી નીકળ્યા નરેશ;
નિષ્કુલાનંદ કહે દમયંતિ, પામી પૂરણ કલેશ.

કડવું ૪૪ મું.

દમયંતિ પુકારે કહે રાજનજી, મેલી તમે મુને રડવડતી વનજી;
હું પતિવ્રતા મારૂં અબળાનું તનજી, તમવિણ મારૂં કોણ કરશે જતનજી.

ઢાળ.

જતન કરતા તે જાતા રહ્યા, હવે રહીશ હું શી રીતમાં;
હે દૈવ તેં દુઃખ દીધું સામટું, તેનુ નવિચાર્યું ચિત્તમાં.
રડી લડથડી પડી ગઇ, શુદ્ધ નહીં રહી શરીરની;
નળ વિયોગે એ નારની, નયણે નદી ચાલી નીરની.

પછી પડતી આખડતી વળી, ચાલી એકાએક વનમાં;
લાગ્યા કાંટા કાંકરા ખરા, તેની પીડા થઇ છે તનમાં.
તેમજ નળરાય તનમાં, પામે છે પીડા અતિ ઘણી;
પણ સત્ય ન ચૂકે ધર્મ ન મૂકે, શું કહિયે ધિરજ તેહ તણી.
એમ કહી કષ્ટ ભોગવ્યાં, તેનો કહેતાં ન આવે પાર;
રાત દિવસ રડવડતાં, વળી વહી ગયાં વર્ષ બાર.*
પછી પામ્યા નિજ રાજને, ભાવે ભજ્યા શ્રી ભગવાન;
એટલું કષ્ટ વળી કરી ગયો, તોય સત્ય ન ચૂક્યાં નિદાન.
એમ સાધુને સત્ય રાખવું, રાખવી દ્રઢ મતિ ધર્મમાં;
સુખ દુઃખ સહી શરીરને, રહેવું અચળ નિજ આશ્રમમાં.
ધર્મ સમ ધન્ય નથી, નર નારીને નિદાન;
ધર્મ જોતાં જોધ ન મળે, તો જાણવું થયું એ જ્યાન.
એવી આંટી પડી અંતરે, હરિજન હિમત રાખો હઈએ;
નિષ્કુલાનંદનો નાથજી, થાશે રાજી અતિશે તહીંએ.

### પદ ૧૧ મું.—રાગ બિહાગડો.

કરીએ રાજી ઘનશ્યામરે, સંતો કરીએ રાજી૦
તો સરે સર્વે કામરે, સંતો૦ ટેક.
મરજી જોઇ મહારાજના મનની, એમ રહીએ આઠે જામ;
જે ન ગમે જગદીશને જાણો, તેનું ન પૂછીએ નામરે. સંતો૦
તેમાં કષ્ટ આવે જો કાંઇ એક, સહિયે હઇએ કરી હામ;
અચળ અડગ રહી એક મને, તો પામિયે સુખ વિશ્રામરે. સંતો૦
જુઓ રીત આગેના જનની, પામ્યા વિપતી વિરામ;
જન્મ થકી માનો મુવા સુધી, ઠરી બેઠા નહીં ઠામરે. સંતો૦
એતો દોહેલું સોહેલું છે આજ, તજિયે દોયે દામ વામ;
નિષ્કુલાનંદ નિઃશંક થઇને, પામિયે હરીનું ધામરે. સંતો૦

---

* આ ખોટું છે. નળ દમયંતિનો વિયોગ ત્રણ વરસનો મહાભારતમાં છે. કવિયે ક્યાં તો ભૂલમાં કે ક્યાં તો પ્રાસ મેળવવાની લહરમાં બાર વરસ લખ્યાં છે.

### કડવું ૪૫ મું–રાગ ધન્યાશ્રી

વળી કહું રાજા અમ્રીષજી, તેને ઘેર આવ્યા દુર્વાસા લઈ શીષજી;
ભોજન કરાવ અમને નરેશજી, ત્યારે નૃપ કહે નાહી આવો મુનેશજી

ઢાળ.

મુની વેહેલા તમે આવજો, આજ છે દ્વાદશીનો દિન;
ન આવ્યા જાણી ત્યારે નૃપે, કર્યું ઉદકપાન પ્રાસન.
વીતી વેળાએ મુની આવિયા, રાજા કેમ કર્યું તેં ભોજન;
મુને જમાડયા વિના જમ્યો, દઉંછું હું શ્રાપ રાજન.
શ્રાપ દઇ આપ ચાલિયા, આવ્યું સુદર્શન તે વાર;
બહુ ભાગે આવે બાળતું, પછી આવ્યા હરીને આધાર.
કહ્યું હરીને કષ્ટ નિવારિયે, ટાળિયે સુદર્શનનો ત્રાસ;
ત્યારે શ્રીપતિ કહે ઋષી સાંભળો, તમે જાઓ અમ્રીષ પાસ.
ત્યારે ઋષી આવ્યા રાય પાસે, રાયે પાય લાગી કહ્યો અભિપ્રાય;
આજ તે દિન એક ભાવ હોય તો, સુદર્શન દૂર થાય.
એમ શત્રુ મિત્ર જેને શત્રુ છે, સમ સુખદુઃખ દેનાર;
એવા ભક્ત જે જગતમાંહે, તેપર પ્રભુનો પ્યાર.
પરપ્રાણીને પીડે નહી, ભલે પીડાય પિંડ પોતાતણો;
એવો વિચાર જેને અંતરે, ઘડી ઘડીએ રહેછે ઘણો.
હિતકારી ભારી સૌ જીવના, જેને ભૂંડાઇ ભાગે આવી નથી;
તેણે અવળું અવરતું, કેમ થાય ઉપર અંતરથી.
સમુદ્ર શીતળ સદાય, કેને દુઃખ ન દીયે કાંઈ;
નિષ્કુળાનંદ એ ભક્તની, શ્રીહરી કરેછે સહાઈ.

### કડવું ૪૬ મું.

વળી કહું એક ભક્ત વિભિષણજી, ભજે હરી કરી વિવેક વિચિક્ષણજી;
તે જાણી રાવણ કોપ્યો તત્ક્ષણજી, તેનું કોણ કરે રાક્ષસ રક્ષણજી.

ઢાળ.

રાક્ષસ રાવણે લાત મારી, કાડયા લંકાથી બહાર;
આવ્યા રામના સેનમાં, ન દીધા પેસવા તે વાર.

ત્યારે વિભિષણ કહે રખવાળને, જઇ રામને કહો વાત;
ભક્ત તમારો નામ વિભિષણ, આવ્યો છે રાવણનો ભ્રાત.
ત્યારે સેવકે કહ્યું શ્રીરામને, સુણી રામ કહે સુણ દાસ;
આવે તો આવે સમ ખાઇને, વણ સમે નહીં વિશ્વાસ.
ત્યારે સેવકે કહ્યું વિભિષણને, ખાઈ આવ સુધા સાચા સમ;
તો તેડી જઇએ પ્રભુ પાસે, નહીં તો જવાનું છે વિશમ.
ત્યારે વિભિષણ કહે સુતદારાસંબંધી, રાજ સાજ અમલ અન્ન ધન;
આપે રૂપ અનૂપ રામજી, જો દગો હોય મારે મંન
તે સેવકે સુણાવ્યું શ્રીરામને, સુણી તર્ત તેડાવિયા પાસ;
ભલો ભક્ત વિભિષણનું, જગ સુખથી છો ઉદાસ.
સુત કલત્ર કારણે, સુર અસુર નર ઇચ્છે ઘણું;
રાજ ધન રૂપે સૌએ સુખ માન્યું છે, તે બંધન જાણ્યુ આપણું.
એમ કહી વિભિષણને, રાજી રાજી થયા શ્રીરામ;
ધન્ય એવા હરીજનને, જેને સુખ સંસારી સમને ઠામ.
એમ નર નિરજરનાં, જેને સુખ સ્વપનને તોલ;
નિષ્કુલાનંદ કહે ભક્ત હરીના, અતિ મોટા અમોલ.

## કડવું ૪૭ મું.

હંસધ્વજ સુત સુધન્વા જેહજી, તેને અતિ શ્રી હરીમાં સ્નેહજી;
દ્રઢ હરી ભક્ત અચળ વળિએહજી, અલ્પ દોષે આવ્યા તાતના ગુનામાં તેહજી.

### ઢાળ.

તેને તાતે તપાસ કરાવી, નાખ્યો તપેલા તેલની માંહે;
શ્રી હરીના સ્મરણ થકી, કાયા ન બળી કાંયે.
ત્યારે કહે તેલ તપ્યું નથી, માનો ઔષધી છે એહ પાસ;
તેલ પણ તપેલ ખરૂં, નહીં ઔષધી કરી તપાસ.
ત્યારે કહે મંત્ર છે એના મુખમાં, તેનો અંખડ કરે છે ઉચ્ચાર;
તે મંત્ર તો શ્રી હરી સ્મરણ, એથી નાવ્યો અંગે અજાર.
સાચો ભક્ત શ્રી કૃષ્ણે જાણીને, કરી કષ્ટમાં એની સહાય;
ખરી પીડયે નવ ખમી શકે, દુઃખ દાસનું મનમાંય.

પળ પળની પીડા હરવા હરી, હરીજન પાસે રેહ;
વણ વિશ્વાસી એહ વાતને, લેશ માત્ર પણ નવ લેહ.
રાત દિવસ રક્ષા કરે, નિજભક્તની ભગવાન;
મિટે થકી તે મુકે નહી, નિશ્ચે નાથજી નિદાન.
જનક જનુની નિજજનના, સાચા શ્રી હરી કહેવાય;
એહ હેત કરે જેવું જીવને, તેવું બીજે કહો કેમ થાય
નકી ભક્ત સારૂ નાથજી, અવનીએ રહે છે અખંડ
દુર્મતિ તે દેખે નહી, જેમ પડદા આડું પિંડ
પડદે રહી પેખે હરી, દેખે દાસની દ્રઢતા ધીર;
નિષ્કુલાનંદ કહે કષ્ટમાંહી, કરે સહાય શ્રી હરી અચીર.

કડવું ૪૮ મું.

એહ આદી ભક્ત થયા બહુ ભૂપજી, સાચાસત્ય વાદી અનઘ અનૂપજી;
પર પિડા હરવા સુધા સુખ રૂપજી, કરી હરી રાજી તરીગયા ભવકૂપજી.

ઢાળ.

ભવકૂપ રૂપ તે તર્યા, આગલા ભક્ત અનેક;
ધન્ય ધન્ય એમની ભક્તિ, ધન્ય ધન્ય એમની ટેક.
એવી ટેક જોઇએ આપણી, કરવા પ્રભુને પ્રસન્ન;
જ્યાં સુધી ન રીઝે શ્રીહરી, ત્યાં સુધી કરવી જતન.
જેમ ધુવે કોઇ લૂગડું, પણ માંહે રહી જાય મેલ;
ત્યાં સુધી ન જાણવું, એવા વસ્ત્રને ધોએલ.
જેમ બેસે કોય ઝાઝમાં, હોય ઊંડા અર્ણવ માંય;
ત્યાં સુધી સુખ ભોમીનું, શીદ માની તે મકલાય.
કર્યાં કેસરીયાં શૂરાસરખાં, પણ કીધી નથી લડાઈ;
ત્યાં સુધી તે વેશની, કેમ વખણાય વડાઇ.
શૂરા દેખી દગે શત્રુને, કરે દગે કરી ઘણા ઘાવ;
હરીજન ને અરિ ઝીણા અતિ, કરે તે ઉપાવ.
કામ ક્રોધ લોભ મોહ કહીએ, એ અતિશે ઝીણા અરી;
આવતાં એને ઓળખીને, વળી ખબર તે રાખવી ખરી.

અખંડ આગ્રહ એ ઉપરે, જેહ નહિ રાખે છે જન;
તેહ તે એ શત્રૂ થકી, ન રહે નિરવિધન.
ગાફલને ઘાયલ કરે, સાજું રહેવા ન દીયે શરીર;
નિષ્કુળાનંદ કહે સચેત રહેવું, ધરિ દ્રઢતા અતિ ધીર.

### પદ ૧૨ મું-રાગ બિહાગડો.

ધિરજ સમ નહિ ધનરે, સંતો ધીરજ૦
આવે અર્થ દોયલે દીનરે, સંતો ધીરજ૦ ટેક.
અતુળ દુઃખ પડે જ્યારે આવી, તે તો ન સહેવાયે તંન;
તેમાં કાયર થઇને કો દીન, ન વદે દીન વચનરે. સંતો૦
ધીરજવંતને આપે અત્યંત, દુઃખ બહુ દુરીજન;
તે તો સર્વે સહે શરીરે, જાણી તે જન અગનરે. સંતો૦
ધીરજધારી રહે નર નારી, પામે તે સુખ સદન;
કષ્ટ કાપવાનો એ છે કોઠારો, વાઢે વિપતિનાં વનરે. સંતો૦
આગે સિતા કુંતા ને દ્રૌપદી, ધારી ધિરજ અતિ મન;
નિષ્કુળાનંદના નાથને કર્યા, પૂરણ એણે પ્રસન્ન. સંતો૦

### કડવું ૪૯ મું-રાગ ધન્યાશ્રી.

એવા ધિરવાળા જાણો જડભર્તજી, હતા અતિ આપે અત્યંત સમર્થજી;
સહ્યાં દુઃખ દેહે રહી ઉન્મત્તજી, કરે ઘરપર કામ તેમાં એક મત્તજી.

### ઢાળ.

મિતરહિત મુની રહે, મળે અન્ન જેવું તેવું જમે;
કોહ્યું કસાયું સડયું બગડયું, બળ્યું ઉતર્યું ખાઇ દિન નિર્ગમે.
ત્યારે ભ્રાતે કહ્યું જડભર્તને, રાખો ખરી ખેતની ખબર;
ત્યારે જડભર્તજી જઇ રહ્યા, ઊભા રાત્યમાં અડર.
અતિ ભૂલી શુધ અંગની, વર્તે છે અંતરે વર્તી;
આપ પ્રભાવ નથી ભાસ્તો, એવી ખરી કરી છે મતિ.
મતિમાં રતિ નવ રહ્યો, સુખ દુઃખ સંભવ વળી;
એવા રીતે જડભર્તજી, સાચવે છે ખેતર ખળી.

ત્યાં તસ્કર નર આવીને, ઝાલી લઇ ગયા જડભર્તને;
ઉભા રાખ્યા દેવી આગળે, તેમને મારવા તર્તને.
ત્યારે ચોર કહે પછી ચડાવીયે, સારી પેઠે જમાડી સુખડી;
ત્યારે જડભર્ત જમિયા, તુરત વળી તેહ ઘડી.
પછી તીખી તરવાર લઈ કરી,હાથ ઉપાડયો હણવા કાજ;
તે દેખી ન શકી દિલે દેવી, હાથ ઝાળિ લિધો વાજે વાજ.
પછી લીધી તરવાર કરથી, દેવીએ કાપ્યાં સર્વેનાં શીશ;
પીધું લોહી ખાધું માંસને, ત્યારે ઉતરી દેવીની રીશ.
જોડી હાથ જડભર્ત આગળે, કરે અતિ વિનતિ તે વળી;
નિષ્કુલાનંદના નાથના વહાલા,તમને પિડયા પાપિયે મળી.

## કડવું ૫૦ મું.

એમ કહી દેવી ગઇ છે સમાઇજી, નથી હ્રપ શોક જડભર્તને કાંઇજી;
તે સમે રાજા આવ્યો એક ત્યાંયજી, નામ રહુગણ બેસી શિબિ કાયજી.

### ઢાળ.

શિબિકાનો ભુદ્ધારથી વાટમાં, પડયો માંદો આવી તેની ખોટ;
ઝાલી જડભર્તને જોડીયા, લીધા તે ઘડી દડી દોટ.
જડભર્ત જાલવે જીવજંતુ, કીડી મંકોડી ન કચરાય;
દીયે તલપ તે દેખીને, તે થડક રાયે ન ખમાય.
ત્યારે ભૂપ કહે છે ભોઇને, આવી કરો છો અવળાઈ કેમ;
ત્યારે ભોઈ કહે છે ભૂપાલને, આ નવો કરે છે એમ.
ત્યારે નવા પ્રત્યે કહે નૃપતિ, અતિ વસમા લાવી વચન;
ત્યારે જડભર્ત બોલિયા, સુણ વચન કહું રાજન.
અવળાઈ જે મારા અંગની, તે કહું હું સર્વે તુજને;
તેં જે જે કહ્યું તારી જીભથી, તેનું નથી કંઈ દુઃખ મુજને.
તેં કહ્યું જો તે આત્માને, તે નથી આત્મામાં એક;
દેહ દર્શી તો એમજ દેખે, જેને નથી અંતરે વિવેક.
ત્યારે પૂછયું રાયે પિછાન પડી, લાગ્યો પાય પ્રણીપત કરી;
ક્ષમા કરજો અપરાધ મારો, એમ કહ્યું કરગરી.

એના જેવુ થાય આપણે, ત્યારે પડે પૂરી પિછાન;
ખરા ખોટાની ખબર ખરી, નક્કી જણાય નિદાન.
ભાદેવડ ભિંડો તડોવડય છે, સામુ વડથી વધે છે વિશેક;
નિષ્કુલાનંદ નમુલીયાની, અંતે ટકે નહીં ટેક.

કડવું પર મું.

ટેક એક નેક શુકજીની સારીજી, જતિ અતિ મોટા સૌને સુખકારીજી;
ગજપુર આવ્યા રાય પાસે વિચારીજી, પંથમાં પીડા પામ્યા મુનિ ભારીજી.

ઢાળ.

ભારે પીડા પામિયા પરથી, કરી બહુ બહુ ઉપહાસ;
ઉન્મત્ત જાણી કહે કઠણ વાણી, ડરાવે દેખાડી ત્રાસ.
કોયક નાંખે ગોબર ઢોબર, પીશાબ ઈટ પાહાણા કઈ;
કોયક સંચારે છે સરિયા, પાપી નર પુંઠમાં લઈ.
કોઈએક તાડે તાળી પાડે, પમાડે દુ:ખ વિમુખ ઘણું;
શોક હર્ષ તેનો શુકજીને, નથી અંતરને માંહે અણુ.
કહેતા નથી તેનું કોયને, જાણી જગતના જીવ અજાણ;
એવા થકા આવ્યા નરેશ પાસે, કર્યું રાજાનું કલ્યાણ.
આગે વ્યાસને આપ્યો જેણે, ઉત્તર જન વનમાં રહી;
આવર્ણ રહિત આત્મદર્શી, એવા સમર્થ શુકજી સહી.
સમર્થપણું સર્વે સહ્યું, અસમર્થ સહે તેનું શું કહીએ;
આજ તપાસો આપણું, એમના જેવા નથી કે છીએ.
ભકતની રીત જે ભકતમાં, જન જાણો જોઈયે જરૂર;
પોતાની રીત પરહરી પરી, હરીદાસ ન કરવી દૂર.
વેશથી લેશ લેવાય નહી, સાહુકાર નરેશનું સુખ;
બોલિ દેશી તો બહુ તેમજ કરે, પણ દામ-હુકમનું રહે દુ:ખ.
ઓઢી અજીન અંગે સિંહનું, જંબુક કરે જેમ જોર;
નિષ્કુલાનંદ એહ વાતનો, અંત્યે નહીં આવે નોર.

કડવું પર મું.

વળી કહું રૂષી નારદ એક નકીજી, જેને પ્રતિત પ્રકટની છે પકીજી;
આપે જ્ઞાન દાન જનને વિવેકીજી, પામ્યા ભવપાર અગણિત એહ થકીજી.

ઢાળ.

અગણીત જીવ ઉદ્ધારવા, ફરે સ્વર્ગ મૃત્યુ ને પાતાળ;
જ્યાં જ્યાં હોય જીવ જિજ્ઞાસુ, ત્યાં ત્યાં જાય તત્કાળ.
એમ કરતાં આવિયા નારદ, નારાયણ સર;
દીઠા સામટા સહસ્રદશ, દક્ષ પ્રજાપતિના કુંવર.
તેને ઉપદેશ આપી કાપી, સંસાર સુખની આશ;
તેહ સાંભળી દક્ષદિલે, અતિશે થયો ઉદાસ.
ત્યાર પછી એક સહસ્ર, ઉપજાવી મૂક્યા એહ સ્થાન;
તેમને પણ તેમના ભાઇયોના જેવું, આપ્યું છે નારદે જ્ઞાન.
તે સુણી દક્ષ દીલગીર થયો, આપ્યો નારદજી ને શાપ;
મૂહૂર્ત ઉપર તમે જ્યાં રહો, તો મૃત્યુ પામજો આપ.
એ શાપ ચઢાવી શીરઉપરે, આપ છે હજી ઉપદેશ;
એના જેવો આગ્રહ, હરીજનને જોઇએ હમેશ.
કહેવી વાત હરી કૃષ્ણની, હેત દેખાડી હૈયાતણું;
કાઢી લેવો કાળ મુખથી, એવો ઉપકાર કરવો ઘણું.
ચોખે માર્ગે ચલાવતાં, કોઇને ગમે કે નવ ગમે;
કહ્યામાં કસર નવ રાખવી, સુખ દુઃખ સમે કે વિસમે.
આળસી ન બેસવું આપણે, હેતે કરવી હરીની વાત;
નિષ્કુળાનંદનો નાથજી, રહે રાજી તેપર દિન રાત.

પદ ૧૩ મું-રાગ કડખો.

સાચા સંત અનંત રાજી કર્યા શ્રીહરી, મેલી મમત તનમનતણી;
હિમત અતિ મતિમાંય તે આણીને, રતિપતિની લીધી લાજ ઘણી. સાચા૦
દામ વામ ધામ દીઠાં પણ નવ ગમે, કામ શ્યામ સાથે રાખ્યું છે જેણે;
નામ ઠામ ન પૂછે ગામ આસનું રે, આઠે જામ હામ હઇએ રહે છે તેણે. સાચા૦
એવા સંતનો સંગ ઉમંગથી કરીએ, તો અભંગ રંગ રૂડો અંગ રહે;
દિલ ડગમગે પગ નવ પરઠે, ચિત રહી ચંગે જગજીતિ લહે. સાચા૦
સાચા સંત શૂરવીર ધીર ગંભીર છે, નીરખી કાંક રહી કરે નીવેડો;
નિષ્કુળાનંદ આનંદ પદ પામીને, કેદી ન મૂકે એ વાતનોજ કેડો. સાચા૦

### કડવું ૫૩ મું–રાગ ધન્યાશ્રી.

એવાતો સનકાદિક સુજાણુજી, વિષય સુખરૂપ જાણી તજી તાણુજી;
ભજી પ્રભુ પામીઆ પદ નિર્વાણુજી, એહ વાત સર્વે પુરાણે પ્રમાણુજી.

ઢાળ.

પુરાણે વાત એ પરઠી, સનકાદિક સમ નહીં કોય;
વૈર કરી વિષય સુખ સાથે, ભજ્યા શ્રીહરી સોય.
જેહ સુખ સારૂ શિવ બ્રહ્મા, સુરનર ભૂખ્યા ભમે;
તે સુખ સનકાદિકને, સ્વપનમાં પણ નવ ગમે.
ભક્તિ કરી હરીને રીઝવ્યા, માગો માગો કહે શ્રી ઘનશ્યામ;
માગીએ વય વર્ષ પાંચની, વળી રહીએ સદા નિષ્કામ.
પછી પામી અવસ્થા વર્ષ પાંચની, સર્વે લોકમાં ફરે સુજાણ;
સુણાવે કથા શ્રી કૃષ્ણની, કરે બહુ જીવનાં કલ્યાણ.
ઉંડી અંતરથી ઇચ્છા ગઇ, સ્પર્શ સુખત્રિય તનની;
એની પેઠે કરો આપણે, મેલી દીયો ઈચ્છા મનની.
નિર્વિષયી ગમે છે નાથને, વિષય વિકલ ગમતા નથી;
જેમ સમલ નર બેસે સભામાં, સૌ જાણે ઉઠી જાય અહીંથી.
ઉપર બન્યા ગહુ ઉજળા, માંહે મેલની મણા નથી;
એવા જન જોઇ જગપતિ, અભાવ કરે છે ઊરથી.
ઇચ્છાઓ અનેક ઉરમાં, ખાન પાન સ્પર્શ સુખની;
એવા ભક્તની ભક્તિ, હરી વદે તહી વિમુખની.
પંચ વિષયની પટારીઓ, ઘણી ઘાટે ભરી ઘટમાંય;
નિષ્કુલાનંદ કહે નાથના, એહ ભક્ત નવ કહેવાય.

### કડવું ૫૪ મું.

વળી ઋષિ એક જાણો જાજળીજી, આરંભ્યું તપ અતિ વિશમ વળીજી;
કર્યું હરી ધ્યાન તેણે તન શુધ ટળીજી, આવ્યાં વન વિહંગ ઘણી સુઘરીઓ મળીજી.

ઢાળ

સુઘરીએ મળી માળા ઘાલ્યા, વળી બેઉ કાનની કોર;
ઇડાં મુકીને અહરનિશ, કરેછે શોર બકોર.

અડગ પગે તે ઉભા રહ્યા, વળી ભય નવ લાવે કાય;
જાણે પંખીને પીડા ઉપજશે, એવી પીડા ઘણી દિલમાંય.
ચારે દિશે જાય ચારાસારૂં, વળી આવી વસે ત્યાં રાત;
પછી ઈંડાં મટી ઈંડજ થયાં, ગયાં ઉડી પરભાત.
તોય જાજળી જોઈ રહ્યા, દિન કેટલાક સુધી વાટ;
પાછાં ન આવ્યાં પંખી જ્યારે, ત્યારે તજ્યો મન ઉચાટ.
એના જેવી દયા દીલમાં, રાખવી અતિ ધરી ધીર;
છીણા મોટા જીવનું, સહેવું સુખ દુઃખ તે શરીર.
આપણે અંગે પીડા આવતાં, જો થાય સર્વને સુખ;
તો ભાવે કરી ભોગવીએ, દીલમાં ન માનીએ દુઃખ.
અલ્પ જીવની ઉપરે, રાખવો નહીં રોષ એક રતિ;
સ્થાવર જંગમ જીવ ઉપર, પરહરવી હિંસક મતિ.
પરને પિડા કંઈ પણ કરવી, એતો કામછે કસાઈનું;
સાધુને સુખ થવા ઇચ્છવું, એ કૃત્યછે સંત સુખદાઇનું.
એ મત ખરો હરી ભક્તિનો, નવ પિડવા પ્રાણ ધારીને;
નિષ્કુલાનંદનો નાથજી રીઝે,એવું કરવું વિચારીને.

કડવું ૫૫ મું.

અરૂણી,ઉપમન્યુ,આપત્ય, ધૌમ્યના શીપજી,ગુરૂ આજ્ઞામાં વરતે અહરનિશજી;
જાય અન્ન જાચવા,હરખે હમેશજી,આણી આપે ગુરૂને,ન આપે ગુરૂ તેને લેશજી.

ઢાળ.

લેશ ન આપે જ્યારે શિષ્યને, શિષ્ય જાચે અન્ન પછી જઇ;
ત્યારે ગુરૂ કહે ગરીબ ગૃહસ્થને, ફરી ફરી પીડવાં નહી.
ત્યારે પયપળી પીને વળી, કરે છે તેહ નિર્વાહ;
ત્યારે ગુરૂએ પય વછરીણુની, પાડી છે ચોખી નાહ.
પછી ખાધાં તેણે ક્ષુધામહી, અર્કપાન, થયા તેહ અંધ;
વનથી આવતાં વાટમાં, પડી ગયા છે કૂપમધ્ય.
આવ્યાની વેળા વહી ગઇ, ત્યારે ગોતવા ગુરૂ નીસર્યા;
પોકાર કરતા પડેલ કુવામાં, સામસામા સાદ કર્યા.

પછી કુવામાંથી કાઢી કહ્યું, ઊપમન્યું તું છે મારો દાસ;
મુને તેં પ્રસન્ન કર્યો હવે માગ કંઈ એક મુજ પાસ.
એમ ગુરૂની આજ્ઞા, જે પાળે પર્મ સુજાણ;
નિર્વિઘ્ન તે નર થઇ, પામે પદ નિર્વાણ.
મન ગમતું મેલી કરી, રહે આજ્ઞાને અનુસાર;
તેજ શિષ્ય સાચા ખરા, બીજા સર્વે સંતાપનાર.
કુકર કાનના કીટ સરીખા, શિષ્ય ન થાવું સમજી;
ગુરૂ વાળે તેમ વળવું, અહંતા મમતા મનની તજી.
ગુરૂ કૃપાએ સુખ પામીએ, ગુરૂ કૃપાએ ઉપજે જ્ઞાન;
નિષ્કુલાનંદ ગુરૂ કૃપા કરે, તો આપે અવિચળ દાન.

## કડવું પ૬ મું.

એ કહ્યા સર્વે પરોક્ષ હરિ જનજી, એને કોઇને પ્રગટ મળ્યા નથી ભગવનજી;
તોએ કોઇએ મોળા ન પડીઆ મનજી, કહુંવાર હજાર એમને ધન્ય ધન્યજી.

## ઢાળ.

ધન્ય ધન્ય એહ જનને, જેણે શીર સાટે સોદો કર્યો;
તજી છે આશ તન મનની, એવો ઉદ્યમ જેણે આદર્યો.
લીધો સીદોરો શિષ હાથમાં, તેહ સાથ જોવા ક્યમ રહે;
મરવાની તો બીક મટી, અતિ આચ્યનો ભાગ્યો ભહે.
આગળ ચાલતાં આનંદ અતિ, આવે ઝટ દઇ રણ ઝૂંપરે;
એક લડી મરે, એક બળી ટળે, માને બેઉ વાત અનૂપરે.
તેમજ સાચા સંતને, તજી જોઇએ શે તનની આશ;
દેહરખા સરખા કાયર નર, તે તો કેદી ન હોય હરીદાસ.
હરિદાસને હોય હિમત ઘણી, ગણે તનને તરણા તોલ;
લાલચ મેલી આ લોક સુખની, પામવા વસ્તુ અમોલ.
અચળ સુખમાં આવી ઘણી, પુરણ વળી પ્રતીત;
અસત્ય સુખ પણ ઓળખ્યું, જાણ્યું જેવી છે એની રીત.
પડયું પોતાને પારખું, ખરા ખોટાનું ખરેખરું;
સુખ ઘણું માન્યું ઘનશ્યામમાં, મેલ્યું અલ્પ સુખ અળગુંપરું.

શીદને ખાઇએ ખાટી છાશને, મેલી પીયુસ રસ પ્રવાહ;
પટુ પાંભરી પરહરીને, કરે કોણ ચર્મની ચાહ.
તેમ ભક્ત, જગતનાં સુખ જોઇને, લોભાય નહીં લગાર;
નિષ્કુળાનંદ તેહ ભક્ત સાચા, ફેર નહીં રતિ ભાર.

પદ ૧૪ મું–રાગ કડખો.

સાચા ભક્તની રીત સર્વે સાચી સહી, સાચાં સૌ આચર્ણ એનાં;
ખાતાં પીતાં સુતાં જાગતાં જાણીએ, ઉપદેશ રૂપ અનુપ તેનાં. સા૦
હાલતાં ચાલતાં જોતાં માંહે જોવું ખરૂં,લેતાંદેતાં બોલતાંમાં કળી લેયે;
જાતાં આવતાં પાસ વાસ વસતાં, કેમ ન કળાએ કહોહીં તેયે. સા૦
કરતાં નકરતાં હરતાં ફરતાં, ગાતાં વાતાં વળી હસતાં હોયે;
રોતાં ધોતાં પોતાં પેહેરતાં પરખીયે, છતાં વકતાં જાણો સુખદ સોયે. સા૦
જે જે આચર્ણ સંત આચરે, તે તે સર્વે છે વળી સુખકારી;
અખંડ ધામમાં એજ પોહોચાડશે, નિષ્કુલાનંદ કહે છે વિચારી. સા૦

કડવું ૫૭ મું.–રાગ ધન્યાશ્રી.

સુણો એક મુદગળ ઋષિની રીતજી, વિણે અમદિન પંદર લગી નિત્યજી;
કરી પાક જમાડે અભ્યાગત ઘણે હીતજી,વધે અન્ન તેહ જમે કરી અતિ પ્રીતજી.

ઢાળ.

કરી પ્રીત અતિ જમતો, ત્યાં દુર્વાષા ઋષિ આવિયા;
અતિ આદર દઇ બ્રાહ્મણે, જમવાને બેસારિયા.
જમિ અન્ન જે વધ્યું હતુંતે, ચોળી પોતાને તન;
ઝટક દઈ ચાલી નીસર્યા, ગયા શિવને ભુવન.
પછી પંદર દિવસે વળી, એવું કર્યું બ્રાહ્મણે અન્ન;
તેપણુ તેમનું તેમ કર્યું, તોપણુ રહ્યા મુદગલ મગન.
એમનું એમ કરતાં વળી, વિતી ગયા દ્વાદશ માસ;
અન્ન વિનાના એટલા, પડ્યા ચોખ્ખા ઉપવાસ.
ત્યારે દુર્વાસા કહે ધન્ય દ્વિજ તું,ધન્ય ધીરજ તારી નિદાન;
તેહ સભામાં તેડ્યા, આવ્યાં વિમુધનાં વિમાન.

બેસો ઋષિ વિમાનમાં, તેડી જઇએ અમરપુરમાંય;
સત્ય ટેક તમારી જોઇને, આવ્યા અમે તેડવા આંય.
ત્યારે પુછ્યું સુખ દુઃખ સ્વર્ગનું, કહ્યું કઇક ચડે પડે પણ ખરાં;
(ત્યારે) મુદગળ કહે નહીં આવું એ ધામે, લઇ જાઓ વીમાનને પરાં.
અલ્પ સુખને ભોગવી, પુન્ય ખુટયે પાછું પડવું;
એવા સુખને સાંભળી, ચોખું નથી અમોને ચડવું.
પછી અવધે તન તજી કરી, ગયો તે અખંડ ધામમાં;
નિષ્કુળાનંદ કહે સહ્યું કષ્ટ જે, તેહ તે આવિયું કામમાં.

## કડવું ૫૮ મું.

વળી કહું શિલોછવૃત્તિ ધારીજી, વીણે એક કણકણ ધર્મ વિચારીજી;
ઋષિ, ઋષિ સુત, ઋષિ નારી, સુત નારીજી, જમે દિન આઠમે એહ વળી ચારીજી.

### ઢાળ.

ચારે મળી બેઠાં જમવાને, હતો સાથુ શેર જુગલ;
ત્યાહાં ધર્મ ધરી રૂપ દ્વિજનું, તક જોઈ આવ્યા તેહ પળ.
આવી કહ્યું આપો અન્ન મુને, હું ભૂખ્યો છઉં બ્રાહ્મણ;
ત્યારે ઋષીએ આદરે આપ્યું, પોતાના ભાગનું અન્ન.
પછી આપ્યું ઋષી પત્નિએ, આપ્યું ઋષી સુતે કરી પ્યાર;
પછી આપ્યું એની નારીએ, થયાં અન્ન વિના એ ચાર.
અન્ન વિના દિન આઠ ગયા, પાછી આવે પણ નહીં આશ;
તોએ ચારે રાજી રહ્યાં, વળી કોઇએ ન થયાં ઉદાસ.
આપ્યું અન્ન અભ્યાગતને, જળ ઢળ્યું ધોયેલ કરચર્ણનું;
તેમાં આળોટયો આવી નોળીયો, થયું અર્ધું અંગ સુવર્ણનું.
એવું શુદ્ધ અન્ન એ હતું, તે જમીઆ વૃષભવળી;
રાજી થયા ઋષી ઉપરે, જાણે આપું સ્મૃધ્ધિ સઘળી.
ત્યારે દ્વિજ પલટી ધર્મ થયા, માગો માગો તમે મુજપાસ;
ત્યારે દ્વિજ કહે ધન્યધર્મ તમે, આપો તમારાધામમાંવાસ.
(એમ) સમયે આવી કોય અન્ન જાચે, વળી હોય ક્ષુધાએ આતુર;
તોહોય પ્રમાણે આપવું, રાજી થઇ જન જરૂર.

અન્ન આપે ઉત્તર આપે, કાં તો સંતાપે કઠણ કહી;
નિષ્કુલાનંદ હરીજનની, એવી રીત જોઈએ નહીં.

### કડવું પ૯ મું.

વળી કહું એક જયદેવજીની વાતજી, સાંભળ્યા જેવી છે સારી સાક્ષાતજી;
જેને ઘેર પદ્માવતી વિખ્યાતજી, કરે હરીભક્તિ દોયે દિવસને રાતજી.

ઢાળ.

રાત દિવસમાં રાગે કરી, ગાય ગોવિંદ ગીત પ્રીતે કરી;
જાચી લાવે અન્ન તેહ જમે, આપે ભૂખ્યા જનને ભાવે કરી.
બ્રાહ્મણ ને વળી ભક્ત હરીના, જાણી શિષ્ય થયા કોઇક જન;
એમ કરતાં કોઇ દિન કાળ પડયો, જડે નહીં જાચતાં અન્ન.
પછી જયદેવ ચાલ્યા જાચવા, શિષ્ય પાસેથી જાચ્યું ધન;
તે લઇ આવતાં વાટમાં, મળ્યાં મારગમાં દુરીજન.
આવતાં ઓળખી એહને, જયદેવે વિચારી વાત;
આપું ધન તો તન ઉગરે, નહીં તો થાશે એઉની ઘાત.
કટાંણે ને કઠેકાણે, તક જોઇ આવ્યા છે તેહ;
જરૂર મારશે જીવથી, એ વાતમાં નહીં સંદેહ.
એમ જયદેવે વિચારી જીવમાં, આપી દીધું રાજી થઇ ધન;
ત્યારે ચાર ચોરે વિચારીયા, કંઇએક કપટ છે એને મન.
માટે મારી નાંખો એહને, તોજ રહે આ સઘળો માલ;
ત્યારે એક કહે કાપો હાથપગ, એની મેળે મરશે બેહાલ.
પછી હાથ પગ કાપી ચાલીઆ, મહાપાપીને નહીં મેહેર;
ત્યાં આવ્યો એક નૃપતિ, બેલે બેસારી લઇ ગયો ઘેર.
પછી રાજાએ એમને ઓળખ્યા,જાણ્યા ભક્ત આતે જયદેવ;
નિષ્કુલાનંદના નાથના વાહાલા, જાણી કરે છે બહુ સેવ.

### કડવું ૬૦ મું.

પછી એના શિષ્ય થયા ભૂપાળજી, એમ કરતાં પાછો પડી ગયો કાળજી;
આવ્યા એ ચોરટા સાધુ થઈ ઘાલી માળજી, તેમને ઓળખ્યા જયદેવે તત્કાળજી.

ઢાળ.

તત્કાળ તેમને ઓળખી, બહુ બહુ કરાવે છે સેવ;
ત્યારે ચોરટે પણ જાણિયું, આ ખરો ખુની જયદેવ.
આવ્યા અરીના હાથમાં, હવે ઉગર્યાની આશા નહીં;
જોઇ અપરાધ આપણા, માર્યાવિના એ મૂકે નહીં.
પાપીને પાપ પોતાતણું, આવ્યાં નજરે તે નિરધાર;
કહો ભાઈ કેમ કરીશું, એમ ચિંતવેછે ચોર ચાર.
પછી ચોરે ચાલવાનું કર્યું, ત્યારે અપાવ્યા ધઉં ગાડાં ભરી;
આગળ જઈ કાંક ઉતર્યા, ગાડાંવાળાને વાત કરી.
જયદેવ જાતનો ઝાંપડો, રાજાના ગુનામાં આવ્યો હતો;
અમને સોંપ્યો હતો મારવાને, ત્યારે અમે મેલ્યો જીવતો.
તે ગુણે આપ્યાંધઉનાં ગાડલાં,વળી બીનો પણ મનમાં સહી;
જાણ્યું એમ મારી જાતનું, રખે રાજાને આપે કહી.
એમ કહેતાં ફાટી અવની, પહોંચ્યા ચોર ચારે પાતાળ;
ગાડાં વાળી ઘેર લાવિયા, કહ્યું વૃતાંત થયું તેહ કાળ.
ત્યારે જયદેવે ધસ્યા કર ચરણો, થયા સાજા તે સમે સોય;
જુઓ વિચારી જન મને, એવા ક્ષમાવંત કો હોય.
સાચા સંતને જાણીયે, ખરી ક્ષમા રાખે મન માંય;
નિષ્કુલાનંદના નાથને, એથી વહાલુ નથી બીજું કાંય.

પદ ૧૫ મું—રાગ કડખો.

ક્ષમાવંત સંત અત્યંત સુખ ભોગવે, પામે દુઃખ ક્ષમાની ખોટવાળા;
સોનું રૂપું જેમ સહે ઘણ ઘાવનેરે, જોઇયે કાચને વળી રખવાળા. ક્ષમા૦
રૂપા સોનાનાં ભૂષણો સૈ પેહરી ફરે, અંગો અંગમાં શોભા આપે;
કાચ ભાગે તો કામ આવે નહિરે, કટકા કોઇકનું તન કાપે. ક્ષમા૦
સર્પ સિંહ સ્વભાવવાળા સંત શા, જેને પાસે જતાં પગ પડે પાછા;
અતિ અખતર નરસા ઘણારે, તેને કહેવું પડે તમે સંત સાચા. ક્ષમા૦
એ જેવી કેવી દેવી નંદવાણાતણી, રૂઠે ત્રુઠે આપે સંતાપ સરખો;
નિષ્કુલાનંદને નવ થાય ઓરતોરે, જો પેહલ વેહેલાં એના પગ પરખો. ક્ષમા૦

### કડવું ૯૧ મું-રાગ ધન્યાશ્રી.

થોડી થોડી વાત કહી રાય રૂષિની કથીજી, જેમ છે તેમ તેહ કહેવાણી નથીજી;
વિસ્તારે વાત સુણજો પુરાણથીજી, એ જેવા થયા કે અધિક એકએકથીજી.

ઢાળ.

એકએકથી અધિક થયા, કૈક રૂષિ કૈક રાજન;
તે પ્રસિદ્ધ છે પુરાણ માંયે, સૌ માનજો જન મન.
કઠણ કસણી સઈ સરીરે, કાઢયો મેલ માંયલો માયાતણો;
ત્રણ ગુણ પંચ વિષે વાસના, કરવો ત્યાગ તેને મને ઘણો.
અખંડ વરતે નિત્ય અંતરે, બાહ્ય દૃષ્ટિને સમેટી વળી;
જેમ વરસે જળ અચળપર પણ,નીચી ભોમે આવે ટળી.
તેમ વૃત્તિઓ સરવે વળી, મળી આવી તે અંતર માંય;
પછી મૂર્ત્તિ મેલી મહારાજની, જાય ન આવે કયાંય.
માલ મળ્યો મોટો ઘણો ઘરમાં, તેના અમલનું આનંદ રહે;
વળી મેલી ચંદન મળીઆગરૂ, વળી વેગે કોયલા કોણ વહે.
એવાં સુખ સંસારનાં, જાણો કુચા કોયલા સમાન;
આળસ આપે ખંજોળી સંતાપે,વળી ન આપે સુખ નિદાન.
એવા સુખને અભાગિયા, રાત દિવસ રૂવે છે રહ્યા;
પણ વાત નથી વિચારતા, જે ઠાલે હાથે કૈક ગયા.
મહાદુઃખે કરી જે સુખ મળે, તે પણ ટળી વળી જાય;
એવા સુખને અજ્ઞ જન વિણ, કહો ભાઇ કોણ ચહાય.
એમ આગળ રાય રૂષિએ, એમ સમજીને કીધો છે ત્યાગ;
નિષ્કુળાનંદ કહે નર અભાગીને, નથી ઉપજતો વૈરાગ.

### કડવુ ૯૨ મું.-રાગ ધન્યાશ્રી.

વૈરાગ વિના તન સુખ ન તજાયજી, તન સુખ તજ્યા વિના હરી ન ભજાયજી;
હરીભજ્યા વિના ન ભક્ત નીપજાયજી, લીધી મેલી વાતે ભકત પાસું લજાયજી

ઢાળ.

લજ્યા જાય આ લોકમાં, પરલોકે પણ પહોંચે નહી;
એવી ભક્તિ આદરતાં, કહો ભાઈ કમાણી સહી.

જેમ કેસરીયાં કરી ચાલે, ઘાલે કાખમાં કોળી તરણુની;
કામ પડે કહો કેમ આવે, પ્રતીત એના મરણુની.
જેમ સતી ચાલી બહાર બળવા, સાથે ભરી લીધાં જળ માટલાં;
આગ લાગે ઉઠી ભાગશે, ઓળવી તૃણુનાં ત્રાટલાં.
એમ ભક્ત થઈ ભગવાનનો, વળી કહેવાયો સૌથી ભલો;
પણ શરિર સુખ રૂચી રાખી રહે, મોટા મીયાંનો ગોખલો.
જ્યારે વેચી હવેલી વિત લઈ, ત્યારે આ લીધાનો શો અર્થ;
પણ દગો છે એના દીલમાં, જે અંતે કરવો છે અનર્થ.
એવા ભમરાળા ભક્ત ન થાય, થાય ભક્ત આગળ કહ્યા એવા;
જ્યારે સાત ભાતની કરી સુખડી, ત્યારે ન બગાડયે કાચલિયે વિવા.
કીધું આધરણુ જ્યારે દુધનું, તે મહીં મીઠું ઓરવું નહી;
ખાતાં ન ખવાય દુધ જાય, કહો તેમાં કમાણી સહી.
ભલી ભક્તિ આદરી, પામવા પુરૂષોતમ સહી;
પછી પંડે સુખ ઈચ્છવું, એ તો વાત બને નહી.
ખાવો ભેરવને સુખ જાયે, ત્યારે ખસતું ન મેલવું અંગ;
નિષ્કુલાનંદ જેમ દીવો દેખી, પાછો ન વળે પતંગ.

### કડવું ૯૩ મું.

હરિજનને છે મોટું એક જ્યાનજી, જો આવી જાય અંગ અભિમાનજી;
તો ન ભજાયે કો દી ભગવાનજી, પિંડ પોષવા રહે એક તાનજી.

### ઢાળ.

તાન રહે એક પિંડ પોષ્યાતું, ખાનપાનને રહે ખોળતા;
મળે તો મહા સુખ પામે, ન મળે તો રહે આંખો ચોળતા.
જેમ ભાંડ ભાંડ નાવે ભીડમાં, કુલક્ષણુની જાણે કળા;
સો સો વાતે નાવે સાંકડે, વાદી વાદી નાશી જાય વેગળા.
એમ નરે અભાગીયા, કરે કળછળ હુનર હજાર;
અનેક રીતે આવવા વળી, ન દીએ અંગે અજાર.

કર્મ વશ કોટિ કષ્ટ સહે, રહે રાત દિવસ રોશી વનડો;
પણ સત્સંગમાં લેશ દુઃખ સહેતાં, જાય છે એનો જીવડો.
અણુઅર્થે અભાગીયો, દુર્મતિ અતિ દુઃખ ડોત;
પ્રભુ ભજતાં પગ ન માંડે, જેમ બેઠો કટિએ કપોત.
કોટિ કોટિ શાસ્ત્ર સાંભળ્યાં, વળી કોટિ કોટિ સાંભળશે;
આજ આવી ઉપદેશ દેશે, તોય ભૂલ એની કાંય ટળશે.
ગુરૂ શાસ્ત્ર ઘણું ઘણું, સમજાવે છે સર્વે મળી;
પણ પકડયું પુંછ નરે ખરનું, નથી મુકતો વણસેલું વળી.
આંટી પડી ઉરે અવળી, તે વાત ન સમજે સવળી સહી;
ઝાલી ટેક ખાવા ઝેરની, તે મુવા સુધી મૂકે નહીં.
મૂઠીવાળી જેમ મર્કટે, ચપટી ચણાને કાજ;
નિષ્કુલાનંદ ફંદ પડીઓ ગળે, પર્યશ થયો પશુરાજ.

## કડવું ૬૪ મું.

ધીરજાખ્યાન છે એનું નામજી, ધીરજવાળાનું સારશે એ કામજી;
ગાશે સાંભળશે કરી હૈયે હામજી, તેહ જન પામશે પ્રભુનું ધામજી.

### ઢાળ.

ધામ પામશે પ્રભુતણું, જ્યાં કાળ માયાનો કલેશ નહીં;
અટલ સુખ આનંદઅતિ, તેતો કોટિ કવિ ન શકે કહી.
દિવ્યભોમિ દિવ્ય મંદિર, દિવ્ય દેહ ધારી ત્યાં જન રહે;
દિવ્ય પદારથ દિવ્ય વસ્તુ, દિવ્ય સુખ તે સહુ લહે.
દિવ્ય વસન દિવ્ય ભૂષણ, દિવ્ય સર્વે સાજ સમાજ;
દિવ્યસિંહાસન ઉપરે આપે, બેઠા શ્રી મહારાજ.
દિવ્ય પુજાવળી દિવ્ય પુષ્પ, દિવ્ય ચંદન દિવ્ય મણીમાલ;
મહાસુખમય મૂર્ત્તિને, પ્રેમે પૂજે છે મરાલ.
લઇ પૂજા નિજ જનની, થઈ પ્રસન્ન પુરૂષોત્તમ;
પછી અમૃત ભરી આંખશું, જૂએ છે સૌને પરબ્રહ્મ.

તેહ સમાનું સુખ સર્વે, કહેતાં પણ કહેવાયે નહીં;
તેહ પામ્યા છે સંત સાચા, વાલાને વચને રહી.
વચનમાં જેહ વાસ કરી, રહ્યા છે હૃદયે રાજી થઈ;
તેની નજરમા નર અમરનાં, સુખની ગણુતી હોય નહી.
અનુપને આપમાં ન આવે, અકળ તે ન કળાય;
અચળ તે ચળે નહીં, એવું એ સુખ કેહવાય.
એહ સુખ સહેજે પામીએ, સંતવાળે તેમ જો વળીએ;
નિષ્કુલાનંદ નિર્ભય સુખથી, તુછ સુખ સારૂ શીદ ટળીએ.

## પદ ૧૬ મું–રાગ કડખો.

ધન્ય ધન્ય ધન્ય કહું સાચા સંતને, જેણે રાજી કર્યા રાધા રમાપતિ;
માન અપમાનમાં મન ટક્યું નહીં રે,–સમ વિસમે રહી એક મતિ. ધન્ય૦
સુખદુઃખ સમતોલ સમજ્યા સહી,અરિ મિત્રમાં રહીં એકજ બુધ્ધ;
સંપત્તિ વિપત્તિ સરખી સમ થઇરે, સમજ્યા સંત એમ વાત સુધી. ધન્ય૦
હાર જીત ને હાણુ વૃધ્ધિ જાણો વળી, હરખ શોકમાં નવ હસે રૂવે;
ગાંધર્વ શેહેર સમ સુખ સંસારનાંરે, મૃગ જળ જોઇસુખ રૂપ જળ ખૂવે. ધન્ય૦
સ્વપનાની પુજા પીડા સ્વપને રહી,તે જાગૃતમાં એહ આવતી નથી;
નિષ્કુલાનંદ એમ સાચા સંત સમજેરે, વિચારો સહુ કહુ વાત કથી. ધન્ય૦

## કડવું ૬૫ મું–રાગ ધોળ.

આજ આનંદ મારા ઉરમાં, મળી મને મહામોંઘી વાતરે;
કોટિ કષ્ટ કરે હરી નવ મળે, તે તો મુને મળિયા સાક્ષાતરે. આજ આનંદ.
રમાડયા જમાડયા રૂડી રીતશું, મળ્યા વળી વારમવારરે;
હેતે પ્રિતે નિત્યે સુખ આપીયારે, તે કહેતાં આવે કેમ પારરે. આજ આનંદ.
અન્ન જળ ફળ ફુલ પાનની,આપી એવી પ્રસાદી અનૂપરે;
ચર્ણની છાપ દીધી છાતીએ, આપ્યાં સારાં વસ્ત્ર સુખ રૂપરે. આજ આનંદ.
આગળ ભક્ત તે અનેક થયા,સહ્યાં તેણે શરીરે બહુ દુખરે;
તોરે પ્રભુ પ્રગટ પામ્યા નહી,પામ્યા પણ નાવ્યાં આવાં સુખરે. આજ આનંદ.

કોઇકને આપી અમરાવતી, કોઇકને આપ્યું કૈલાસરે;
કોઇકને સત્ય લોક સોંપીયું, કોઈકને વૈકુંઠે વાસરે. આજ આનંદ.
જુજવા જુઓ ધામે આપ્યાં જનને, જોઇ નિષ્કામ સકામેરે;
આજતો અઢળક ઢળ્યા હરી, આપ્યું સૌને અક્ષર ધામરે. આજ આનંદ..
સુખ સુખ સુખ જ્યાં સુખ ઘણું, તેતો મુખે કહેતાં ન કહેવાયરે;
નિષ્કુલાનંદ એ આનંદમાં, હરખી હરખી ગુણ ગાયરે. આજ આનંદ.
ચોસઠ કડવાં સાત એક સિંધુ, છે ચર્ણું વળી પદ સોળરે;
તેના ઉપર એક છેરે, વધામણાનું રે આ ધોળરે. આજ આનંદ.
સંવત અઢાર નવાણુવો, ચૈત્રવદી દશમી દિનરે;
રચ્યો આ ગ્રંથ ધડપુરમાં, સુણી સમરો શ્રીભગવંનરે. આજ આનંદ

ધીરજાખ્યાન સમાપ્ત.

# મુક્તાનંદ.

સ્વામીનારાયણના સાધુઓમાં મુખ્ય–પૂર્વાશ્રમમાં રામાનંદી સંપ્રદાયનો આશ્રિત ને વેદાંતિ–ઉત્તરાશ્રમમાં ગુરૂ ઉપાસનાવાળો ને સહજાનંદનો મુખ્ય શિષ્ય–સંવત ૧૮૮૭ માં ૭૦ વરસની વયે ગઢડામાં દેહ મુકયો હતો.

## સતીગીતા.

### કડવું ૧ લું.

નમો અખિલ ભુવનપતિ રાયજી, નીલકંઠ ગુરૂ કરજો સહાયજી;
ઉર વસજો પ્રભુ અખિલ આધારજી, સતીગીતા કરૂં સુગમ પ્રકારજી.

### ઊથલો.

સુગમ રીતે કરી કહું, સતિગીતા ગ્રંથ અનૂપ;
જે સુણતાં સર્વે સુંદરીને, ઉર વસે હરીરૂપ.
નીલકંઠ મુનીવરે કહ્યો, ગીર્વાણ ગ્રંથ ઉદાર;
તે હવે ભાષા કરી કહું, સદગ્રંથ કેરો સાર.
ઈષ્ટ દેવ છે ધર્મ ભક્તિ, તેને વારંવાર;
નીલકંઠ મુનીવર નમે છે, જાણી સુખદ અપાર.
ધર્મ મહાસુખ ધામને, ચર્ણે નમાવું શીશ;
જે ત્રીભુવનમાં જીવેશ્વરનાં, કારણ પરમ અધીશ.
ભવતારણ ધર્મની પત્નિ, ભક્તી જેનું નામ;
તેને વારંવાર વંદુ, જાણી સદા સુખ ધામ.

ભૂત ભવિષ્ય વર્તમાનમાં,ધર્યા જે જે હરિ અવતાર;
તે ભક્તિ થકી મુમુક્ષુને, અંતર ભાસે અપાર.
પુરૂષોતમનાં રૂપ સર્વે, સાશ્રય સહિત અનંત;
મુક્તાનંદ કહે બ્રહ્મપુરમાં, ભક્તિ વડે જીવે સંત.

કડવું ૨ જું.

ધર્મ ભક્તિનો પામી પ્રસાદજી, નીલકંઠ મુનિયે કર્યો સંવાદજી;
સતીગીતા આ ગ્રંથનું નામજી, નારી માત્રને આ સુખ ધામજી.

ઉથલો.

સુખ ધામ સૌ નારીતણો, સદ્ગ્રંથ અતિ સુખરૂપ;
શ્રી નીજગુરૂ મુખમાં ભળ્યો, તે ભાખું પરમ અનૂપ.
દેવ સભામાં ગંગાદિક નદી, સાંભળતાં શ્રુતી સાર;
પાર્વતિએ શીવને કહ્યા, વનિતાના ધર્મ ઉદાર.
પ્રગટ શ્રી ભક્તિથકી, મેં સાંભળ્યા જે ધર્મ;
સુવાસણી, વિધવાતણા, ધર્મનો કહું શુભ મર્મ.
શ્રી ઉદ્ધવ સંપ્રદાયને, આસર્યો વિનતા વૃંદ;
ઇચ્છે નીજ ધર્મ જાણવા, જેણે ટળે ભવના ફંદ.
માનનિયોનું હીતકરી, મેં રચ્યો ગ્રંથ રસાળ;
પ્રાયશ્ચિત શ્રોતા આ ગ્રંથે કરી, જાણે ધર્મ વિશાળ.
પ્રથમ સુવાસની ધર્મ વર્ણવું, કરીને પર્મ વિભાગ;
પછી તે વિધવા ધર્મને, વર્ણવું અતિ અનુરાગ.
સતિગીતામાં સુંદરીના, ધર્મ અતી દૃઢ જેહ;
મુક્તાનંદ કહે માનનીને, આપે અતિ સુખ તેહ.

કડવું ૩ જું.

શુભકુળ શુભગુણ રૂપ ઉદારજી, જોઇ યોગ્ય વર કરે નિરધારજી;
વિધીવત રીતે આપે તાતજી, તેતો સુવાસણ ત્રિય સાક્ષાતજી.

ઉથલો.

સુવાસણીથી ઈતર નારી, તે વિધવા કહેવાય;
તેનાં લક્ષણ કહું હવે, જેમ શ્રુતિ સ્મૃતિ ગાય.

જ્ઞાન વૈરાગ્ય કે ભક્તિને બળે, ન બળિ પતિસંગ જોય;
ધર્મ પાળ્યાને બળે, ન બળી પતી સંગ કોય.
સુંદર સુતનું બળ ગ્રહી, પતિ સંગ ન બળી હોય;
એ રીતે તન નવ તજે, વિધવા કહાવે સોય.
જે વિનતા વૈરાગ્યવંતી, વિષય થકી ઉદાસ;
શ્રીહરીને નિજ પતિ ગણે,ત્યાગે અન્ય સુખની આશ.
પ્રાકૃત નર અતિ તુચ્છ જાણી, ન પરણી જે નાર;
તે પણ વિધવા જાણવી, જે થવા ઇચ્છે ભવપાર.
જે વનિતાને તપજ વહાલું, દૃઢમતિ નિષ્કામ;
બાળપણાથી હરીભજે, ઉર ધરે પ્રભુ સુખધામ.
તે સર્વે વનિતાઓ વિધવા, સન્યાસી સમ એહ;
મુક્તાનંદ કહે માનની સર્વે, સાંભળો ધરી નેહ.

## કડવું ૪ થું.

તે મધ્ય પ્રથમ સુવાસણ જેહજી, ઉભય પ્રકારની જાણો તેહજી;
કુલટા સતિ બે ભિન્ન ભિન્ન નામજી, એક દુષ્ટ એક શુભગુણ ધામજી.

## ઊથલો.

દુષ્ટ નાર તે કામની, કુલટા કહાવે એહ;
પોતાનો પતિ પરહરી, કરે જાર સંગે સ્નેહ.
રૂડા કુળમાં ઉપજીને, જો કોઇ કુલટા થાય;
દુષ્ટ સ્વભાવ અધર્મવાળી, વઢવાડે ન ધરાય.
ભૂંડે મુખ નિજપતિને ભાંડે, જારસંગ અતિ પ્રીત;
ધર્મી પતિને જુવે વીખસમ, એ કુલટાની રીત.
સુંદર નયન કટાક્ષ નાખી, કામ સમજાવે જાર;
કામ વશ અતિ પાપીણી, કુલટાના એ આચાર.
કામી જોબનવાન નરનો, જોઇને સુંદર વેશ;
ધીરજ તજી ભીંજાય યોની,લાજ ન રહે લવલેશ.
ગુરૂ કે પતિ પુત્રાદિકે, કુલટાને શુદ્ધ ન રખાય;
જ્યાં ત્યાં ભેટે જારને, નૃપતિને વશ ન થાય.

કુલટા નાર ન કોઇની, જ્યાં સ્વારથ ત્યાં લોભાય;
મુક્તાનંદ કહે માયામૂર્ત્તિ, પાપ રૂપ કહેવાય.

### પદ ૧લું—રાગ સોરઠ.

કુલટા નારી પાપતણી મૂર્તિ, અતિશે દુઃખકારી;
એનું મુખ દીઠે પુન્ય સર્વે નાસે, થાય પાતક ભારી. કુલટા.—ટેક.
એને જગમાં કોય ન વહાલું, કરે હેત સ્વારથીયું ઠાલું;
બોલે કામ પ્રવેશ કાલુંકાલું, કુલટા નારી૦
(એતો) નિત્યનો તમસંગ નેહ કરે, નિત્ય જુના નર પરહરે;
એનું કોય ઠેકાણે મન ન ઠરે, કુલટા નારી૦
જેમ ધેનુ ત્રણ ચરવા જાયે, તે નવું નવું ખોળી ખાયે;
એમ કુલટા બહુ સંગ લોભાયે, કુલટા નારી૦
(એનું) જપતપવ્રતમાં મન ન ઠરે, ચિત દઇ ઘરનું નવ કામ કરે;
કોઇ દિન ગુરૂ મૂર્તિમાં મન ન ધરે, કુલટા નારી૦
(એનું) જારપુરૂષ સંગ મન ડોલે, બધું ગામ બ્રજે તેમ મુખ બોલે;
કહે મુક્તાનંદ વેશ્યા તોલે, કુલટા નારી૦

### કડવું ૫ મું.

કહી છે પુરાણમાં કુલટાઓ જેહજી, ત્રણ પ્રકારની જાણો તેહજી;
સ્વૈરિણી, કામનિ ને પુંશ્વલી નામજી, ત્રાસ સહિત મહાપાપનું ધામજી.

### ઉથલો.

ત્રાસ સહિત મહા પાપણી, પરપંચનો પરિહાર;
પાપ કરી રાજી રહે, મનમાં ન શોક લગાર.
પોતાની નાતના નરસંગ, ચૂકે તે સ્વૈરિણી નાર;
નાત પરનાતમાં કામની, થાય ભ્રષ્ટ ઠારો ઠાર.
નાત પરનાત ને કુટુંબી સંગ, કરે અતિ વ્યભિચાર;
પ્રભુ વિમુખ એ પુંશ્વલીના, પશુ તુલ્ય આચાર.
કુલટા ત્રણ પ્રકારની તે, મરીને જમપૂર જાય;
કોટિ કલ્પ તે કષ્ટ માંયે, તોય ન સદ્ગતિ થાય.

જેને પતિવ્રત અચળ છે, પતિવ્રતા તેનું નામ;
પ્રાણ થકી પણ પતિ વલ્લભ, અંતર અધિક અકામ.
દેવ દૈત્યને નર થકી, જેને અધિક પતિસંગ હેત;
ઈશ્વર જાણી કપટ ત્યાગી, સેવે પ્રેમ સમેત.
દાન વ્રતાદિક શુભક્રિયા, પતિ હુકમથી કરે એહ;
મુક્તાનંદ તે પતિવ્રતાનો, પિયુસંગ પર્મ સ્નેહ.

## કડવું ૬ ઠું.

એક સુતવાનને સુતસંગ પ્રીતજી, જેમ હરીજન રહે હરીશું વીનીતજી;
એક નેત્રવાનને નેત્રમાં હેતજી, જેમ તરસ્યાને જળમાં સ્નેહજી.

### ઉથલો.

સ્નેહ જળમાં તૃષાવંતને, ભૂખ્યાને અન્નમાં પ્યાર;
કામીને પરનારસું, રહેશે જેમ અપાર.
ચોરને પરધનવિષે, રહે પ્રીત સહેજે જેમ;
દુષ્ટ નારને જારસંગે, જેમ છે પ્રેમનું નેમ.
પંડિતને જેમ શાસ્ત્રમાં, રહે સેહેજ સ્વભાવે હેત;
વેપારી વેપારનો કરે, ઉદ્યમ પ્રેમ સમેત.
એજ રીતે પ્રીતિ નિરંતર, સતીને રહે પતિ સંગ;
મનરહે નિજપતિવિષે, અતિ રાચે પતિને રંગ.
પતિવ્રતા વિનતાતણા, કહું ધર્મ પર્મ ઉદાર;
સતિને સેવ્યા જોગ છે, જેણે લહે પતિત ભવપાર.
પતિવ્રતા વનિતાઓને, પતિ તેજ ઇશ્વર રૂપ;
પતિને સેવે ભક્તિથી, જાણી ઇશ્વર તુલ્ય અનૂપ.
પ્રભાતે ઉઠી નાહીને, રાખે તે સુંદર સાજ;
મુક્તાનંદ કહે પતિવ્રતા, નવ લોપે પતિની લાજ.

## કડવું ૭ મું.

વળી કહું ઉત્તમ નારીની રીતજી, વસ્ત્ર પોતાનાં રાખે પુનીતજી;
અતિ પવિત્રતા રાખે તેહજી, પતિ સેવામાં પર્મ સ્નેહજી.

ઉથલો.

સ્નેહ પતિ-સેવ્યા વિષે, નિત્ય રહે તે પતિને હજૂર;
નિર્મળ નીરે સ્નાન કરાવે, નિમેષ ન રહે દૂર.
ધોયલાં સુંદર વસ્ત્ર આપે, પતિના પગ ધુવે સોય;
સતિને નિજપતિ દેવતા,પતિ તુલ્ય અન્ય નહિં કોય.
પતિને સુંદર આસન આપે, ચંદન ચર્ચે ભાલ;
સૌ અંગે ચંદન ચડાવી, અર્પે હાર વિશાળ.
શામવેદના મંત્ર કહીને, દીયે સુધા સમભોગ;
પતિને પૂજે ભક્તિથી, કરે સ્તવન મન સંજોગ.
સદા નમું નિજ કાંતને, સર્વે દેવરૂપે જેહ;
નમું નિત્ય મહા સંતને, પુજું આ મંત્રે પતિ એહ.
એ મંત્રે કરી પુષ્પ ચંદન, સમર્પે કરી પ્યાર;
ધૂપ દીપ ને વસ્ત્ર આભૂષણ, ભોજન અનંત પ્રકાર.
અતિ સુગંધિ જળ સમર્પે, સુગંધી મુખવાસ;
મુક્તાનંદ કહે હાથ જોડી, ઉભી રહે પતિ પાસ.

કડવું ૮ મું.

પ્રથમ રમાયે કહ્યું શ્રુતિસારજી, તેજ સ્તવન સતી કરે ઉચ્ચારજી;
કાંતને વંદુ વારંવારજી, શિક્ષા દેતલ સુખદાતારજી.

ઊથલો.

મોક્ષદાતાના મંગળમૂર્ત્તિ, શાંતદાંત અનૂપ,
સર્વ દેવસ્વરૂપ જે, નિત્ય નમું નિજપતિ રૂપ.
નમું આત્મ સ્વરૂપને, જે સતિના પ્રાણ આધાર;
પૂજન વંદન જોગને, નિત્ય નમું કરિ બહુ પ્યાર.
અંતરજામી સ્વરૂપ જે, વળી પ્રાણના જે પ્રાણ;
નયન તારાને નમું, સેવે મળે નિર્વાણ.
નારીને જ્ઞાન આધાર જે,વળી પતિ એ પરમાનંદ;
ધર્મ યજ્ઞ ને અચળ અક્ષર, પતિ સદા સુખકંદ.

બ્રહ્મ તત્વ છે પતિ નિર્ગુણ, સેવ્યાથી નાસે કર્મ;
નમું નિજ આધારને, પતિ આશરે સર્વ ધર્મ.
જાણે અજાણે જે કર્યા, સર્વ ગુના કરજો માફ;
દાસી જાણી દયાસિંધુ, ટાળજો સર્વે પાપ.
તમેજ પતિના સગા, હું સદા તમારી દાસ;
મુક્તાનંદ એમ સ્તુતી કરી, સતી રહે સદા પતિપાસ.

પદ ૨ જું–રાગ ગરબી.

રે સતિ એમ સેવે નિજ સ્વામી;
સદા સર્વ સુખથી નિષ્કામી. રે સતી૦
રે પ્રથમ આ સ્તવન અતિ ભારી;
ગાયું કમળા અતિ અઘહારી;
સતિ સૌને મહા સુખકારી. રે સતી૦
રે સરસ્વતિ ગાન કર્યું એવું;
ગંગાધર પઠન કર્યું તેનું;
માતમ અતિ જાણે સૌ જેનું. રે સતી૦
રે બ્રહ્માણીએ બ્રહ્મા રિઝાવા;
પારવતીએ શીવ રાજી થાવા;
ગાયું પતિ સ્તવન કપટ જાવા. રે સતી૦
રે મુનિ કેરી પત્નિઓ સુરનારી;
ગાયું તેણે સ્તોત્ર આ વિચારી;
મુક્તાનંદ કહે થઇ પિયુ પ્યારી. રે સતી૦

કડવું ૯ મું.

કમળા આદિ સ્તવન કર્યું જેહજી, પતિવ્રત સૌને સુખપ્રદ એહજી;
આ સ્તોત્રે કરી પતિવ્રતા સર્વજી, પતિનું સ્તવન કરે ત્યાગી ગર્વજી,

ઉથલો.

ગર્વ તજી પતિને સ્તવે, પછી પ્રેમે લાવે થાળ;
પોતેજ રાંધી પીરસે, બહુ પાક પરમ રસાળ.
પતિ જમાડયા પછી જમે, પતિ બેઠે બેસે તેહ;
પતિ સુતા કેડે સુવે, એમ પતિશું પર્મ સ્નેહ.

પતિ જાગ્યાથી મોહોર જાગે, એજ સતીની રીત;
સુંદર આભ્રણ વસ્ત્ર પેહેરે, સતીને પતીપર પ્રીત.
જ્યારે પતિ અન્ય ગામ જાયે, આભૂષણ કરે ત્યાગ;
પતિ વિના સતિ સર્વથી, ઉર રાખે દ્દઢ વૈરાગ.
પતિનું નામ ન મુખ કહે, પતિ આયુષ વધવા કાજ;
પતિને નામે નામ અન્યનું. તે ન લહે ગ્રહી લાજ.
વાદ વિવાદ ન કરે પતિ સંગે,સહે તે અતિ અપમાન;
મારે તોય રાજી રહે, મુખ કરે પતિ ગુણ ગાન.
ઘણી વાર ન દ્વાર ઊભે, ન કરે ઊંચો સાદ;
મુક્તાનંદ લોભીનું ધન તે, મસતી કરે સંવાદ.

## કડવું ૧૦ મું.

પતિ બોલાવે તો તજે ઘર કામજી, વેગે જઈ કહે મન અભિરામજી;
હાજર છઉં કરો હુકમ તે તૈયારજી, એમ હળવી રહી કરે ઉચ્ચારજી.

### ઉથલો.

ઉચ્ચાર હળવી રહી કરે, પતિ સેવે શ્રી હરીનું રૂપ;
વણ કહે તે સામગ્રી સર્વે, આપે પર્મ અનૂપ.
પતિનું અન્ન ઉચ્છિષ્ટ જે, તે જમે કરી બહુ પ્યાર;
અન્નફ્ળાદિક પતિ જે આપે, વંદે વારંવાર.
દેવપિતૃને અતિથી સર્વ, ગાયો ને ભિક્ષુક જેહ;
સેવકને આપ્યા વિના, નવ જમે સાધવી તેહ.
દુર્બળ વિપ્ર અનાથ જે, વળી રંક અંધ ને દીન;
ભૂખ્યાને અન્નદાન આપે, પતિને રહે આધીન.
સામગ્રી સર્વ તૈયાર રાખે, શહાણી હરખ સમેત;
ખર્ચ અતિશે નવ કરે, પતિ હુકમમાં બહુ હેત.
પતિની મરજી લોપીને, ન કરે વ્રત ઉપવાસ;
પતિવ્રતા નિજ ધર્મ રાખી,મગન રહે પિયુ પાસ.
પતિવ્રતાના ધર્મ ભાખ્યા, શંખમુનિ કરી પ્યાર;
મુક્તાનંદ કહે તે રીતે, ભાખું અતિ અનુસાર.

## કડવું ૧૧ મું.

હુકમ વિના નવ જાય ઘર બહારજી,વસ્ત્ર ઓઢયાવિના નરહે લગારજી;
ચાલ ઉતાવળી ચાલે નહિં સોયજી,સતિ પરનર સંગ બોલે ન કોયજી.

### ઉથલો.

ન બોલે પરપુરૂષ સંગે, પતિવ્રતા જગજેહ;
જતિ-વણીક-વૃદ્ધ-વૈદ્ય-સાથે, બોલે અવશ્ય હોય તેહ.
નાભી કોઇને નવ દેખાડે, પહેરે તે ઘુંટી પર્યંત;
સ્તન ઉઘાડાં નવ કરે, ન હસે દેખાડી દંત.
પતિને પતિના સંબંધીનો, ન કરે દ્વેષ લગાર;
દૂત્તિ-ધૂતારી-વેશ્યા સંગે, લેશ ન રાખે પ્યાર.
નજારા મારતી નારી, જોગણુ વિનતા જે હોય;
શીતળ રહી તજે કપટ મૂર્ત્તિ,સંગતિ જોગ ન સોય.
કહી જે પ્રથમ કુનારીયો, તેનો સંગ સતિને થાય;
નિશ્ચે નિજધર્મથી પડે, તેનું સતિપણું સર્વે જાય.
જનસમાજ કે ઉચ્છવ જોવા,સતિ ન જાય બુદ્ધિવંત;
તિરથ જાય ન એકલી, ઘર રહી ભજે ભગવંત.
વિહિવાને નવ જોવે સતિયો, રાખે ઉત્તમ રીત;
મુક્તાનંદ કહે પતિવ્રતાને, પતિશું પૂરણુ પ્રીત.

## કડવું ૧૨ મું.

અતિ એકાંતનું કારજ હોયજી, સતિ ન ઉઠાડે પતિને તોયજી;
સુખે સુતો સુખે બેઠો જોયજી, કામ ન બતાવે પતિને કોયજી.

### ઉથલો.

કામ ન બતાવે કોય પતિને, બોલે તે મરજી પ્રમાણુ;
પતિને ઇશ્વર તુલ્ય જાણી, સેવે પરમ સુજાણ.
રજસ્વળા સતિ થાય ત્યારે, પતિથકી રહે દૂર;
ત્રણુ રાત્રિ ન મુખ દેખાડે, નાહીને થાય હજૂર.
નહાય નહીં ત્યાંલગી પતિસંગ,ન કરે વચન ઉચ્ચાર.
નાહીને પતિનું વદન નીરખે, પતિશું પૂરણુ પ્યાર.

ગામ ગયો હોય નિજપતી તો, પતિનું ધરી ઉર ધ્યાન;
સૂરજનું દર્શન કરે, અન્ય પુરૂષ ઝેર સમાન.
ભાલે કુંકુમ ચાંદલો, સેંથે ભરે સીંદૂર;
કાજળ સારે નયનમાં, સદા પેહેરે કમખો જરૂર.
તાંબુલ આભ્રણ તીલ હરિદ્રા, ગુંથે તે સુંદર કેશ;
અંગોઅંગ આભ્રણ સજી, રાખે મનોહર વેશ.
પતિનું આયુષ ઇચ્છતી, સતિ ન ત્યાગે શણગાર;
મુક્તાનંદ કહે પતિવ્રતા, એમ રાખે શુભ આચાર.

પદ ૩ જું–રાગ ધોળ.

સતી નિશંક થઈનેરે, કે પતિવ્રત દ્રઢ પાળે;
જગકેરી જુઠીરે, કે અન્ય તૃષ્ણા ટાળે.
રહે પતિ સંગ રાચીરે, કે અન્ય સુખને ત્યાગી;
જેને પતિ સેવ્યામાંરે, કે દ્રઢ લગની લાગી.
સતી નાર ન મુકેરે, કે સતથકી પગ પાછો;
સમજી સાચોરે, કે નિજ ધર્મ અતિ સાચો.
આગે અનંત સતીનીરે, કે રીતી ઉરધારે;
હરીરૂપ હઇયામાંરે, કે અહોનિશ સંભારે.
ગાય હરીગુણ પ્રીતેરે, કે દુષ્ટનો સંગ તજે;
પ્રેમે નિજ પતિ સેવેરે, કે ઉરે હરીરૂપ ભજે.
સદા નિચ ત્રિયાનીરે, કે સંગતને ત્યાગે;
મુક્તાનંદ કહે પતિવ્રતારે, કે પ્રભુપદ અનુરાગે.

કડવું ૧૩ મું.

સતી ન કરે ધોખણુનો સંગજી, જે થકી થાય નિજ વ્રતભંગજી;
વાત કહી કરે ધર્મનો નાશજી, સતિ ન બેસે તે ત્રિય પાસજી.

ઉથલો.

પાસ ન બેસે તેહને, જેને અંતર ધર્મ ન લેશ;
સતીના ધર્મને લોપવા, કરે જુઠા બહુ ઉપદેશ.

દુઃખી દુવાગણુ નારકેરો, સતી ન રાખે સંગ;
તે સંગતને પરહરે, જેના બોલ્યામાં નહી ઢંગ.
જે નારી વિશ્વાસઘાતી, વ્યંડળ વિનતા વેશ;
પતિવ્રતાએ પાપીયોનો, સંગ ન રાખવો લેશ.
નરનો વેશ ધરી રહી, વળી બોલકી બહુ જેહ;
ઘણે ઘેર ભમતી ફરે, તેશું સતી ન રાખે નેહ.
જુગટું રમતલ ત્રિયા, વળી માદક પીતલ નાર;
ચુગલ નારશું પતિવ્રતા, પ્રીતી ન રાખે લગાર.
ક્રૂર નારનો સંગ તજે, વળી અતિ વઢકણી કોય;
ચોરટી અતી અંતર મેલી, સંગતી જોગ ન સોય.
અતિ ચપળ અતિ અહારવાળી,અતિ અલચ્ય વનિતા એહ;
મુક્તાનંદ કહે પતિવ્રતાને, સંગતી જોગ ન તેહ.

## કડવું ૧૪ મું.

પતિ સંગ દ્વેષ કરે ત્રિય જેહજી, તે સંગ સતી ન રાખે સ્નેહજી;
એકલી ઘર તજી ક્યાંઈ ન જાયજી, નગ્ન થઈ કોઈ કાળે ન નહાયજી.

### ઉથલો.

નગ્ન થઈ નવ નહાય કોઈ દિન,અંતર ત્રાસ અપાર;
અન્ય પુરૂષ જેમ અંગ ન દેખે,રાખે એહ વિચાર.
ખાંડણીયો મૂશળ સાવરણી, ઊંબર કે પાષાણ;
તે ઉપર નવ બેસવું, એ સતીની રીત પ્રમાણ.
અંગ સંગના સમય વીણી, નિર્લજ પતિશું ન થાય;
પતિ રૂચી તહાં પ્રેમવંતી, તેજ સતી કહેવાય.
ઊંચે આસન ચડી ન બેસે, પરઘર ભમે ન એહ;
ગાળ કે નિર્લજ વચન હોય, સતી ન બોલે તેહ.
જેઠ કે સસરા સમીપે, ન કહે ઊંચો સાદ;
નિર્લજ થઇ અતિ નવ હસે, નવ કરે અતિ બકવાદ.
અન્ય પુરૂષનો પર્શ કરે નહીં, એજ અનાદી રીત;
મનને વશ થઇ નવ જુએ, પરપુરૂષને કરી પ્રીત.

પશુની જાતના પુરૂષને સતી, ન દેખે કરી હેત;
મુક્તાનંદ સતી નવ સુણે, પરકલંક કલેશ સમેત.

### કડવું ૧૫ મું.

સતી ન કલંક ધરે કોઈને શીશજી, કોય શું ન વઢે કરી બહુ રીશજી;
પતિવ્રતા નારીને પતિ એ દેવજી, સતિ શુદ્ધ મને કરે પતિ સેવજી.

### ઉથલો.

શુદ્ધ મને કરી સેવે પતિને, ન લોપે વચન લગાર;
પતિનો અવગુણ એક ન ધારે, રાખે પૂરણ પ્યાર.
નપુંસક રોગી દરિદ્રી, વૃદ્ધ બુદ્ધિનો હીન;
પતિ સમર્થ કે રંક જેવો, સતી સેવે થઈ દીન.
પતિને હરખે હરખ જેને, પતિને કલેશે કલેશ;
સંપત વિપત એક સરખી, ધર્મ ન તજે લેશ.
ઘૃત લવણ ને તેલ આદી, જ્યારે તે ઘરમાં ન હોય;
સતિ એ દુઃખની વારતા, પતિ આગળ ન કરે તોય.
જેજે કામ કર્યા થકી, પતિને તે પરિશ્રમ થાય;
પતિવ્રતા તે કામ સારૂ, પતિની પાસ ન જાય.
બહારથી જયારે પિયુ પધારે, દેખી હરખ અપાર;
વેગે આસન જળ દઇ, કરે પાનબીડી તૈયાર.
વીઝણો લઈ વાસર નાખે, પગ દાબે કરી પ્રીત;
મુક્તાનંદ કહે પતિવ્રતાની, એજ ઉત્તમ રીત.

### કડવું ૧૬ મું.

મધુર વચન કહે પર્મ રસાળજી, જે સુણી ખેદ ટળે તત્કાળજી;
ભક્તિ સહિત જોડે બેઉ હાથજી, પ્રેમે ભરી બોલે પિયુ સાથજી.

### ઉથલો.

પ્રેમે ભરી પિયુસાથ બોલે, પતિજ જેને દેવ;
પતિગુરૂ પતિધર્મપાળક, તિર્થવત પતિ સેવ.
તે માટે સતીનારને, રાખવું પતિનું માન
સતીને પતિનું કોય પ્રકારે, ન કરવું અપમાન.

દેવ મનુષ્ય ગાંધર્વ વિષે, બહુ આભ્રણયુક્ત જુવાન;
રૂપવંત ધનવંતને સતિ, દેખે નર્ક સમાન.
પતિની કેડે વર્તવું, જેમ ઓછાયો દેહ સાથ;
એમ કહી વિવાહમાં, દ્વિજ ઝલાવે પતિ હાથ.
પતિ આજ્ઞા લઇ કરી, સતિ કરે વ્રત ઉપવાસ;
નિત્ય નિમિત્ત સૌ કર્મ જે, તે પતિને વચને પ્રકાશ.
કહ્યા એ સર્વ નિયમમાં જે, ભંગ કોઇનો થાય;
સતિએ પાપ નિવારવા, કરે વેગે તેજ ઉપાય.
પ્રભાતે જાગવા આદિક, નિયમ સતિના જેહ;
મુક્તાનંદ કહે દ્દઢ કરી. નિત્ય રાખે સાધવી તેહ.

## પદ ૪ થું.—રાગ ધોળ.

સતી નારને પતિ સંગ પ્યારરે, પતી સેવા ન ચુકે લગારરે;
નિજ ધર્મ રાખે દ્દઢ તેહરે, તેમાં ભૂલે ખંડિત થાય જેહરે.
તેનો એક એક કરે ઉપવાસરે, ત્યાગે પતિવ્રતા તન સુખ આશરે;
સતિ સુરને સંતની રીતરે, સૌથી ન્યારી ને પર્મ પુનીતરે.
સતિ પતિ સંગ બળવાને જાયરે. પછી ભાગે તો ભ્રષ્ટ કહેવાયરે;
શૂરો રણમાં જઇ પાછો ભાગેરે, તેના કુળને તે લાંછન લાગેરે.
ત્યાગી થઇને વિષયમાં લોભાયરે, તેતો શ્વાનથી નીચ કહેવાયરે;
મુક્તાનંદ કહે સતિ એમ જાણીરે, રાખે નિજ ધર્મ પરમ શયાણીરે.

## કડવું ૧૭ મું.

ગાળ કે ભૂંડું બોલે જેહજી, પાદકૃચ્છ્રવ્રત કરે સતિ તેહજી;
એકવાર જે ભૂલે કહેવાયજી, તે છૂટયાનો કહ્યો ઉપાયજી.

## ઊથલો.

કહ્યા ઉપાય તે છૂટવા. તે કરજો એજ વાર;
જો દહાડી કરતી રહે, તો પાપતણો નહીં પાર.
એકજવાર અજાણમાં, કરે હાથે પતિને પ્રહાર;
ચાર ઉપોષણ સામટાં કરી, છૂટે પાપનો ભાર.

લાકડીએ એકવાર મારે, પતિવ્રતા થઈ જેહ;
બાર દિવસનું વ્રત કરે, પારાક નામે તેહ.
એ રિતે સંક્ષેપથી, કહ્યા સુવાસણી કેરા ધર્મ;
દુર્લભનારી પતિવ્રતા, જે જાણે પતિવ્રત ધર્મ.
પતિની આજ્ઞા વિમુખ થઈ,કરે નિયમ વ્રત ઉપવાસ;
પ્રથમ પતિનું આયુષ ટાળે, મુવે તે નર્ક નિવાસ.
દાન વ્રત ઉપવાસ સુકૃત, તેનાં નિષ્ફળ થાય;
પતિના ધર્મ જેથી પડે, તે નિશ્ચે નરકે જાય.
મનક્રમ વચને પતિની આજ્ઞા, ન લોપે જે નાર;
મુક્તાનંદ કહે તે સતી, હરી ભજીને ઉતરે પાર.

### કડવું ૧૮ મું.

એ લક્ષણ વિના સતિ ન કહેવાયજી, અસતિ નારી સર્વ યમપૂર જાયજી;
વાણી દુષ્ટ નહીં, નહીં ખળ સંગજી, ધીરજ દૃઢ શુભવ્રત અભંગજી.

### ઉથલો.

અભંગ વ્રત અતિ નિર્મળી,વળી શિળ* દુષ્ટ ન જેહ;.
પોતાના સત્યને બળે, સર્વ વિશ્વ ધારે તેહ.
શિળ દુષ્ટ જે કામિની, જે ચૂકે પરનર સંગ;
નહીં નિવારણ કોઇ ઠેકાણે, નાશ થઈ સર્વ અંગ
વચન દુષ્ટ જે કામિની, તેનો દોષ નિવારણ હોય;
શિળ દુષ્ટનો મુનિવરે, ઉપાય ન કહ્યો કોય.
શિળ દુષ્ટનો કોટી કલ્પે, થાય નહિ ઉદ્ધાર;
તિર્થક જોનિ અનંતમાં, જન્મે મરે બહુવાર.
નામ માત્ર મનુષ્ય તનને, પામે કુલટા નાર;
ચાંડાળી થઈ શ્વાન થાયે, ફરે તે દ્વારે દ્વાર.

---

* આ સ્થળે આ સાધુ કવિએ "યોની" શબ્દ વાપર્યો છે. આવા રૂડા ગ્રંથમાં તે અમને યોગ્ય નહિ લાગવાથી જ્યાં બન્યું ત્યાં "શિળ" કે, 'નીતિ" એ બે શબ્દો મુકવામાં આવ્યા છે.

પતિ બોલાવે ત્યારે જે વનિતા, કરે તે અતિશે ક્રોધ;
ક્રોધ કરી પતિને કહે, જેમ આવે શઠને બોધ.
તે થાય ગામમાં કૂતરી, વળી શીયાળ વનમાં થાય;
મુક્તાનંદ કહે કુનારીનું, કષ્ટ નવ કહેવાય.

## કડવું ૧૯ મું.

જે નિજ પતિનો કરી પરિત્યાગજી, પરનર સંગ કરે અનુરાગજી;
તે ઉલૂકી થાય અધિક ક્રૂરજી, પોલા તરૂમાં નિત્ય વસે જરૂરજી.

### ઉથલો.

પોલા તરૂમાં નિત્ય વસે, કરે કાગ કીટનો અહાર;
રાત બધી ભમતી રહે, તેના કષ્ટતણો નહીં પાર.
પતિ મારે ત્યારે પતિ હણવા, ક્રોધે થાય તૈયાર;
તે સીંહણ ને મીદડી થઇ, મારે જીવ અપાર.
જે પરનરને કટાક્ષે કરી, જૂવે કુલક્ષણી નાર;
તે કાંગી થઇ ભૂંડું મુખ લઈ, ફરે તે હારો હાર.
જે નિજ પતિને પરહરી, મિષ્ટાન એકલી ખાય
ગામમાં તે ભૂંડણ સરજે, વડે વાગોલી થાય.
ઊંધે મુખ લટકી રહે, ખાય આપની વિષ્ટા એહ;
દિવસમાં નજરે ન દેખે, પામે અતિ દુઃખ તેહ.
જે તુંકારા કરે પતિને, મુંગી સરજે સોય;
સોકની ઇર્ષા કરે તે, દ્વાગણ વિધવા હોય.
પતિની નજર ચુકાવીને, જૂએ પરનરને કરી પ્યાર;
મુક્તાનંદ કહે કાણી કુમુખી, થાય કુરૂપ ગુમાર.

## કડવું ૨૦ મું.

શીળ ભંગ જે નારીનું થાયજી, ત્રણ કુળ બોળીને નર્કમાં જાયજી;
માત પિતા પતિનું કુળ જેહજી, લંછનયુક્ત કરે ત્રણ તેહજી.

### ઉથલો.

લાંછન દઇ ત્રણ વંશને, વળી પામે તે કષ્ટ અપાર;
જીવતી ધિક થાય જગતમાં, મૂવે મળે જમ માર.

શીળભંગ જે કામિની, તેનો પતિ આત ધર્મવાન;
તોય પડે તે સ્વર્ગેથી, થાય જાતું જપ વ્રત દાન.
તેમાટે સો નારીને, રાખવું શીળ અભંગ;
મન ક્રમ વચને પરપુરૂષનો, કદી ન કરવો સંગ.
સુકૃત્યનું ભાજન મનુષ્ય તન,તેનો કરીને વિચાર;
પરનર સ્પર્શે બચાવવો, કરી યત્ન અનંત પ્રકાર.
પરપુરૂષના સ્પર્શ માંહી. કહી સુખ આભાસ:
મૂરખ નારી મોહને વશ, પડે તે જમને પાસ.
સતિનો જશ આ લોકમાં,વળી સદા સ્વર્ગનિવાસ;
સખિપણું કમળા સંગાથે. ત્યાં નહીં જમનો ત્રાસ.
પતિ હોય મહા પાતકી,વળી હરી વિમુખ જે હોય;
મુક્તાનંદ કહે પતિવ્રતાને, ત્યાગ કરવો સોય.

## પદ ૫ મું–રાગ રામગ્રી.

સૂરજ સરખી પતિવ્રતા. જેને પ્રભુ સંગ પ્રીતી;
કાળ તણે શીર પગ દઇ. સાંકડે જગ જીતી. સૂરજ.
ગીતાના જેવું સત્યગ્રહી. સેવે નિજ સ્વામી;
હરિથી વિમુખપતિ હોય તો, રહે અતિ નિષ્કામી. સૂરજ.
પતિ જો કરે પ્રભુ આશરો, છૂટે પાપથી જ્યારે;
પતિવ્રતા પૂરણ પ્રીતશું. સેવે નિજપતિ ત્યારે. સૂરજ.
છાંયામાં કોઇની દયાહને, નિજ ધર્મ ન લોપે;
લેશ જો ધર્મ લોપાય તો, સતિ મન ઘણું કોપે. સૂરજ.
એવી જે અતિ શુદ્ધ પતિવ્રતા,તેતો પતિને ઉદ્ધારે;
મુક્તાનંદ માબાપને. કુળ સહિત તે તારે. સૂરજ.

## કડવું ૨૧ મું.

સતિ તન રોમ સંખ્યા નિરધારજી. તેટલી કોડના દશ હજારજી;
રમે પતિ સંગ સ્વર્ગમાં સોયજી, મહાસુખ પામે વિઘ્ન ન કોયજી.

## ઉથલો.

મહાસુખ પતિ સંગ ભોગવે,નિત્ય ગોવિંદના ગુણ ગાય;
એવી મહાસતી પતિવ્રતાનો, મહિમા કહ્યો નજાય.

ધન્ય તે માતને તાત સતીનાં. ધન્ય પતિ ગુણવંત;
જેને ઘેર એ પતિવ્રતા, નિત્ય ભજે શ્રી ભગવંત.
સો જન્મનાં પુન્યનો, સંચય તે જેહને હોય;
તેને ઘેર એવી પતિવ્રતા, એવી સુભાગી નારી સોય.
માત તાત ને પતિતણી, ત્રણ ત્રણ પેઢી જેહ;
પતિવ્રતાના પુન્યથી. પામે સ્વર્ગનાં સુખ તેહ.
અકારજ કરનાર જે, વળી પતિત શુભ ગુણહીન;
એવા પતિને સતિ ઉદ્ધારે, પોતાને તારે પ્રવીણ.
સુરજ ચંદ્ર ને વાયુ સતિને, સ્પર્શ કરે ધરી ત્રાસ;
શુદ્ધ થાવા સતિને પરસે, અન્ય નહીં ઉર આશ.
તિર્થ જે પૃથ્વિવિષે. તેનો સતિને ચર્ણે વાસ;
મુક્તાનંદ કહે પતિવ્રતાનો. સૌથી પર્મ પ્રકાશ.

### કડવું ૨૨ મું.

સુર મુની સિદ્ધ તપસ્વી જેહજી. સૌનું તેજ સતિ તન વસેહજી;
સતિની ચર્ણરજનો મહિમાયજી, જેણે સર્વ ભૂમી શુદ્ધ થાયજી.

### ઉથલો.

થાય ભોમિ શુદ્ધ સર્વે, ચર્ણરજ પ્રતાપ;
પાપી કરે પ્રણામ સતિને. તેનાં જાય સૌ પાપ.
સતિ પોતાને તેજે બાળે. ત્રિલોકી તત્કાળ;
પતિવ્રતા મહાપુણ્યવંતી, જેનું તેજ વિશાળ.
અરૂંધતી સાવિત્રી સરખી. પતિવ્રતા બળવાન;
સત્યરૂપા કમળાસતિ સમ, ભજે શ્રી ભગવાન.
શાંડિલી, મેનાં, સુનીતિ, તે સરખી સતિ સોય;
સંજ્ઞા, સ્વાહા, લોપામુદ્રા, એવી તે વિરલી કોય.
કહી જે નારી પતિવ્રતા, તેના ત્રણ પ્રકારના ભેદ;
ઉત્તમ મધ્યમ ને કનિષ્ટા, વખાણે નિત્ય વેદ.
ત્રણને મધ્યે કનિષ્ટા તે, પાળે સતિના ધર્મ;
પતિથી ઇચ્છે કામ સુખને, દેખાડે બહુ મર્મ.

શ્રૃંગારી કર સમિસ્ત્રજે, કરે હાવભાવ અપાર;
મુક્તાનંદ પતિને ગમે, સતિ કરે તેજ પ્રકાર.

## કડવું ૨૩ મું.

રૂપ ને ગુણ પરનરનાં જોઇજી, તે સંગ મન રહે મોહીજી;
મન વશ કરતાં હારી જાયજી, દેહે કે વચને ભ્રષ્ટ ન થાયજી.

### ઉથલો.

વચન દેહને શુદ્ધ રાખે, મન વિકળ થઇ જાય;
એવાં લક્ષણ જેહનાં તે, સતિ કનિષ્ટ કહેવાય.
મધ્યમ સતિ ધર્મ સર્વે, રાખે દૃઢ કરી સોય;
પતિ સેવ્યામાં પ્રેમ અતિશે, તન સુખ ન ગમે કોય.
પોતાના પતિથી અધિક, ધન રૂપ ગુણ કરી જેહ;
જુવાન નરને જોઇને, સર્વ અંગે ન ચળે તેહ.
દૈવ જોગથી દેશ કાળ ને, ક્રિયા સંગ મળે તે વાર;
મને કે દેહે પરપુરૂષ સંગ, પામે નારી વિકાર.
તે વિના અન્ય પુરૂષનો, સ્વપનામાં સંગ ન લેશ;
કયાંય ન મન ડગવા દીયે, રાખે ધીરજ ધર્મ વિશેષ
પતિ થકી પણ કામ સુખને, કદીયે ન ઇચ્છે એહ;
પતિનું આપેલ પતિવ્રતા, સુખ ભોગવે કરી સ્નેહ.
કહ્યાં એ લક્ષણ જેહનાં, તે મધ્યમના આચાર;
મુક્તાનંદ કહે મધ્યમ સતિ, ન તજે ધર્મ લગાર.

## કડવું ૨૪ મું.

ઉત્તમ પતિવ્રતા તેહનું નામજી, પ્રથમ કહ્યા તે ધર્મનું ધામજી;
સર્વે ધર્મ સેવે કરી પ્યારજી, પતિવ્રતા ન ચળે ધર્મથી લગારજી.

### ઉથલો.

ન ચળે લગારે ધર્મથી, એ ઉત્તમ સતિની રીત;
પોતાના પતિને તજી, સતિને ન અન્યશું પ્રીત.
ધન જોબન ગુણ રૂપવંતો, દેખી પુરૂષ સુવેશ;
મનકર્મ વચને પતિવ્રતા, નવ ચળે ધર્મથી લેશ.

દેશ કાળાદિક વિશમ આવે,તોય ન મન ચળિ જાય;
પતિવ્રત્તાને અન્ય પુરૂષનો, મનમાં ઘાટ ન થાય.
સન્નિપાતાદિક રોગ અથવા, કેફનો કરનાર;
સતિ ને અન્યસંગ નિજપતિની,ભ્રાંતિ ન થાય લગાર.
પ્રેમ ભરી સેવા કરે, પતિથી ન ઇચ્છે કામ;
નિજ ધર્મમાં અતિ રૂચી, પતિ સેવામાં સુખધામ.
આગ્રહે કરી પ્રેમે કરી, પતિ કામ સુખ કરે દાન;
ભાવ વિના તે ભોગવે, તેને જાણે કષ્ટ સમાન.
જે લીંબુ ભક્ષણ કરે, તેણે ચણા કેમ ચવાય;
મુકતાનંદ કહે ઉત્તમ સતિને, એમ વિષય ભોગવાય.

પદ ૬ ઠું–રાગ ગરબી.

સતિ સેવે છે પતિને એવી રીતેરે, ધરે ઉરમાં હરીને અતિ પ્રીતેરે;
દેહ પોતાનો ને પારકો છે જેહરે, સતિ નર્ક સમાન ગણે તેહરે.
ભજે કમળાપતિને કરી પ્રીતરે, જાણી અતિશે ઉત્તમ રસ રીતરે;
સતિ સેવે છે પતિને ગ્રહી લાજરે,તે તો કૃષ્ણને રીઝાડવાને કાજરે.
પતિ પરણી લાવે જો અન્ય નારરે, સતિ ન કરે શોક લગારરે;
સાસું રાજી રહે થાય તેની દાસીરે,ભજે અંતરે અખંડ અવિનાશીરે.
એવી ઉત્તમ સતી જે જગમાંહીરે, અતિ દુર્લભ ખોળી નજડે કયાંઈરે;
મુક્તાનંદ કહે પતિવ્રતા સોયરે, પાપદૃષ્ટિયે ન દેખી શકે કોયરે.

કડવું ૨૫ મું.

સતિને કૂર નજરે દેખે જેહજી, ગલતકોડિયા થાય પાપી તેહજી;
દેવાદિકથી સતિ ન જોવાયજી, પાપે જુવે તો જમપુર જાયજી.

ઉથલો.

જાય જમપુર પાતકી, જેણે સતિમાં કલ્પ્યું પાપ;
ચોરાશી લક્ષ દેહમાં, ભોગવે બહુ સંતાપ.
કનિષ્ટા જે સતિ કહી, તેને સાત જન્મ જ્યારે થાય;
રાખે નિજધર્મ દૃઢકરી, ત્યારે મધ્યમ સતિ કહેવાય.
મધ્યમ તે સાત જન્મલગી, જ્યારે રાખે નિજ ધર્મ સાર;
ત્યારે ઉત્તમ પતિવ્રતાનો, પામે સર્વ આચાર.

ત્રણ પ્રકારની પતિવ્રતા,તેનો પતિ તજે જ્યારે દેહ;
ત્રણેની ગતિ જુજવી. વરણી સુણાવું તેહ.
તે મધ્યે ઉત્તમ સતિ. પતિ મુવા મોહાર સાક્ષાત;
પતિનું તન છૂટયા તણી, જાણે તે સર્વે વાત.
આ દિવસે આ મુહૂર્ત, તજશે સ્વામી શરીર;
એવું જાણી પતિવ્રતા મનમા થાય અધીર.
પુર્વ જન્મ જરે પતિતણા. પછી પોતાના ભવ જેહ,
મુક્તાનંદ કહે સાત કે અધિક. સૂઝે સતિને તેહ.

## કડવું ૨૬ મું.

સતિને અધિક સત્ય ચઢતું જાયજી, મરણને દિવસે તદ્રૂપ થાયજી;
પતિ સંગ ઐક્યતા ટળે તન ભાનજી,જય રણછોડ કરે મુખ ગાનજી.

## ઉથલો.

મુખ ગાન હરી ગુણનું કરે,જ્યારે ત્યાગે નિજ પતિ દેહ;
ચેહમાં બેસે પતિને સંગ, ત્યાગે સર્વે સ્નેહ.
ચેહમા બેસતાં સાથ સતિનો. જીવ કરે તન ત્યાગ;
સતિ પહોંચે સત્ય લોકમાં. પછી બાળ તનને આગ.
તે માટે એ પતિવ્રતાને. બળે ન થાય દુઃખ લેશ;
આત્મઘાતનો દોષ ન લાગે, કીધે અનલ પ્રવેશ.
પતિ મુવાના સમયને દિન. મધ્યમ સતિ હોય જેહ;
પોતાનો ને પતિતણો જાણે, એક પૂર્વ ભવ તેહ.
મધ્યમ સતિ પણ પતિ સંગાથે, તદાકાર એક તાર;
પાવક અતિ પીડા કરે તોય, રાખે દૃઢ નિરધાર.
શૂરો જેમ રણમાં ચડે, તેમ સતિને મન નહિં ત્રાસ;
પતિ સંગે બાળી ભસ્મ થાયે. ત્યાગે તનની આશ.
કનિષ્ઠાને જન્મ પતિના, પોતાનો ભવ કોય;
મુક્તાનંદ કહે ન સૂઝે, બળે લોક લાજે સોય.

## કડવું ૨૭ મું.

પૂર્વજન્મ ન સૂઝે કોયજી, સમજી વિચારી બળે સતિ સોયજી;
કામનિ વ્યાકુળતા વસ્ય એહજી, રહી ન શકે પતિ વિના તેહજી.

## ઉથલો.

પતિ વિના નવ રહી શકે, ઉર કામ જ્વાળ અપાર;
માત તાત ને પતિતણું કુળ, લાંછન દઇ કરે ખુવાર.
વિધવા કેરા ધર્મ દુષ્કર, તે પણ ન પળે લેશ;
રક્ષક નહિં શુભ સુત નહીં માટે, કરે તે અનળ પ્રવેશ.
એહેમાં કરે પ્રવેશ ત્યારે, વ્યાકુળ અતિશે થાય;
નિજ ધર્મ પાળ્યાની બીકે, પતિ સંગે બળિ જાય.
ત્રણ પ્રકારની પતિવ્રતા, તેને જો હરિભક્તિ ન હોય;
તો એ સતિઓ રૂદ્રગણ સંગ, સતિ લોકે વસે સોય.
ઉત્તમ સતિ નિજ પતિને સંગે, પામે ઉત્તમ ભોગ;
મધ્યમ નિજપતિ સંગ પામે, મધ્યમ સુખ સંજોગ.
કનિષ્ઠા નિજપતિ સોતી, પામે ભોગ કનિષ્ટ;
પોત પોતાના કામ સુખને, મોહ થકી ગણે ઇષ્ટ.
જે હરીભક્ત પતિવ્રતા, તે રમા તુલ્ય કહેવાય;
મુક્તાનંદ કહે અનંત સતિસંગ, ગોવિંદના ગુણ ગાય.

## કડવું ૨૮ મું.

ત્રણ પ્રકારની પતિવ્રતા જેહજી, ભિન્ન ભિન્ન કરી વર્ણવી તેહજી;
જેને બળ્યાનો નહીં અધિકારજી, તેવી સતિયોનો કરૂં નિરધારજી.

## ઉથલો.

નિરધાર કરી કહું પતિવ્રતા, જેને પતિસંગે ન બળાય;
જ્ઞાન વૈરાગ્ય કે ભક્તિવંતી, તે બળી ભસ્મ ન થાય.
બ્રહ્મચર્યાદિક નિયમ જે, વિધવાના ધર્મ ઉદાર;
તે પાળ્યાની શક્તિ હોય તે, ન બળે કરીને વિચાર.
મોક્ષ ઇચ્છા-વાન જે, વળી પુત્રવંતી જે હોય;
નહાના બાળ કે ગર્ભવંતી, સતિ ન બળે સોય.
જે સતિઓ એવી રીતની, તેને બળ્યાનો નહિ અધિકાર;
મન-કર્મ-વચને તેહને, હરી સેવવા કરી પ્યાર.

પતિ મુવા પછી પતિવ્રતા, પતિસંગ જે બળિ જાય;
તે અરૂંધતિ તુલ્ય નારી, સ્વર્ગમાં પૂજાય.
એ આદિ પતિ સંગ બળ્યાનાં, વચન ગ્રંથમાં જેહ;
સૌ વિનતાને નથી કહ્યાં, હવે વિગતે વર્ણવું તેહ.
મોક્ષ ઇચ્છા રહિત જે, નિજધર્મ ન રહે લેશ;
મુક્તાનંદ કહે તે માનનિયો, કરે તે અનળ પ્રવેશ.

પદ ૭ મું-રાગ કેદારો.

વિધવાના ધર્મ તે, વિકટ સૌથી ઘણા, બ્રહ્મચર્યાદિક નિયમ ભારી;
જેને એ પાળ્યાનું, સામર્થ્ય ન હોય તે, પતિસંગ બળિ મરે મન વિચારી. વિ૦
પતિવ્રતા પતિને, મૂવા પછી દ્રઢ કરી, વ્રત બ્રહ્મચર્ય તે અચળ પાળે;
નહીં તો એ નિજપતી, સંગ શૂરી થઇ, અનળ પ્રવેશ કરી દેહ બાળે. વિ૦
વિચિત્રવિર્યજ તણી, નારનીપેરએ, વંશ વધાર્યાનો અર્થ જાણી;
વ્રત બ્રહ્મચર્યનો, ભંગ તે નવ કરે, પોતાનો ધર્મ પાળે શહાણી. વિ૦
જતિ સતિ શૂરની, રીતસરખી સદા,તન ધનના તે ન ધર્મ ત્યાગે;
તેજ મુક્તાનંદ, મહા સુખ ભોગવે,પ્રભુ સંગ લગન પણ તેને લાગે. વિ૦

કડવું ૨૯ મું.

વિધવા ત્યાગે તે સુખ પ્યારજી, પુષ્પ મુલફળનો અહારજી;
એમ વ્રત રાખીને સુકવે દેહજી, પરનર સંગ તજે સતિ તેહજી.

ઉથલો.

પતિ મુવા પછી પતિવ્રતા, ત્યાગે તે પરનર સંગ;
નામ પણ પરનરનું ન લીયે, રાખે વ્રત અભંગ.
નિજપતિ તનને તજે તહીંયે, સતિ રહે ઘણું શાંત;
અખંડ રહે બ્રહ્મચારિણી, મનને દમે થઇ દાંત.
અઠયાશી હજાર મુનીગણ, ઉર્દ્ધરેતા જેહ;
વંશવૃદ્ધિ નવ કરી તોય, પોહોચ્યા હરીપદ તેહ.
પતિનું તન છૂટયા પછી, બ્રહ્મચર્ય રાખે જોય;
પુત્ર વિના તોય મુનિની પેરે, લહે સદ્ગતિ સોય.

બ્રહ્મચર્યનું લક્ષણ વર્ણવું, તજે તે મદિરા માંસ;
દિવસમાં સૂવું તજે, તજે ગંધ પુષ્પની આશ.
આંખમાં અંજન ન આંજે, તૈલ મર્દન ત્યાગ;
પગે ન પેહેરે મોજડી, નહિં છત્રશું અનુરાગ.
કામ ક્રોધ ને લોભ ત્યાગે, મોહ હર્ષ નૃત્ય ગીત;
મુક્તાનંદ મદ ભય તજે, એ બ્રહ્મચર્યની રીત.

## કડવું ૩૦ મું.

વળી કહું બ્રહ્મચર્યની રીતજી, જે સુણી વનિતાઓ થાય પુનીતજી;
શ્રવણ કીર્તન કેહેતી જેહજી, પરનર સંગ તજે સતિ તેહજી.

### ઊથલો

પરનરને જોવો તજે, ગુહ્ય ભાષણનો કરે ત્યાગ;
સંકલ્પ જે પરપુરૂષનો, ત્યાગે સતિ બડભાગ.
પરનરકેરા સંગનો, મનમાં ન નિશ્ચય થાય;
અંગ સંગ તો નજ કરે, ત્યારે બ્રહ્મચર્ય કહેવાય.
મૈથુન આઠ પ્રકારનું, જેને વર્ણવે મુનિ રાય;
તેથી અવળું વર્તવું, તે બ્રહ્મચર્ય શ્રુતિ ગાય.
સતિનો પતિ તનને તજે, ત્યારે સતિ બળે પતિ સંગ;
કાં પાળે બ્રહ્મચર્યને, તેનો ભૂલે ન થાયે ભંગ.
પુરૂષની પેઠે માનનીને, આત્મઘાતનો દોષ;
અલ્પમતિ અબળાઓનિ, તેને બળે થાય સંતોષ.
સ્વર્ગ સુખ અતિ તુચ્છ જે, તે ધારે મનમાં આશ;
આત્મઘાતનું પાપ ન ગણે, પાવકમાં કરે વાસ.
અલ્પમતિ જે નારીયો, તેને બળ્યાનો અધિકાર;
મુક્તાનંદ તે સ્વર્ગથી પડે, ધરે બહુ અવતાર.

## કડવું ૩૧ મું.

બળવાજોગ ન બ્રાહ્મણી કોયજી, પરાશર મુનિ કહી ગયા સોયજી;
અન્ય વર્ણની વનિતાઓ જેહજી, બળવા કરતાં કરે તપ શુભ તેહજી.

## ઊથલો.

બળ્યાથી તપ શુભ ઘણું, એમ કહી વિરંચી વાત;
તપ કર્યાની શ્રદ્ધા હોય તે, નકરે આતમઘાત.
મુવા પતિ સંગ બ્રાહ્મણી, કરે પાવક માંહે પ્રવેશ;
આતમઘાતના દોષથી, નવ થાય સુખ લવલેશ
પતિ સહિત એ બ્રાહ્મણી, નવ પામે સ્વર્ગ નિવાસ
બ્રહ્મહત્યારાની પેરે, ભોગવે મહા દુઃખ ત્રાસ.
સમર્થ ધર્મને પાળવા, વળી મોક્ષની ઈચ્છાવાન,
તે વનિતાને ન બળવું, એમ બોલ્યા શ્રી ભગવાન.
સ્વર્ગને પામવા ઈચ્છે, તેનો એ નિરધાર;
હઠે કરી નવ પ્રાણ તજવા, તો પામે સુખ સાર.
સ્વર્ગ ફળ સારૂં પ્રથા, નહિ ત્યાગવો નિજ દેહ;
મોક્ષ ઇચ્છાવાનને, જાણવું હારદ એહ.
ઈંદ્રાદિક ઇચ્છે ઘણું, એવો મનુષ્ય દેહ ઉદાર;
મુક્તાનંદ કહે હરી ભજી, જેણે પામીએ ભવપાર.

## કડવું ૩૨ મું.

તે માટે એ. મનુષ્ય તન સારજી, તેહની આયુષ હોય લગારજી;
હરી ભજી તજી સર્વે વિષય વિકારજી, સાધન કરી પામે ભવ પારજી.

## ઊથલો.

સાધન કરી ભવપાર પામે, તેની તે કહું હવે રીત;
કર્મ કરી હરીને સમર્પે, તેણે તે થાય પુનીત.
અંતરમાંથી મેલ એણીપેર, ટાળીને શુધ થાય;
શ્રવણ મનન ને નિદિધ્યાસન, ભક્તિ વધતી જાય.
પુરૂષોત્તમનું જ્ઞાન પામી, થાય કૃતારથ એહ;
તે માટે તુચ્છ સ્વર્ગસાર, ન તજવો આ દેહ.
મોક્ષની ઇચ્છા રહીત વળી, અલ્પમતિ અતિ તેહ;
સ્વર્ગ સારૂં બળિ મરે, સતિ નામ માત્ર છે તેહ.

પતિવ્રતાનો ધર્મ જે તે, એ રીતે કહેવાય;
કેવળ એક જે ધર્મ સતિનો, તેપણ મહામુનિ ગાય.
વાસુદેવની ભક્તિ સોતો, બીજો સતિનો ધર્મ;
તેથી પામે પર્મપદને, નાસે કોટિક કર્મ.
પ્રથમ ધર્મનું ફળ કહ્યું છે, સતિને લોક નિવાસ;
મુક્તાનંદ કહે બીજાનું ફળ, કહું જે પરમ પ્રકાશ.

### પદ ૮ મું–રાગ ગરબી.

સતિ નારની રીતી સાચીરે, જેને પ્રભુસંગ પ્રીત ઘણી;
તેને ફેરવણી નહીં પાછીરે, જેને પ્રભુ૦
સતિ ધર્મવાન પતિ પામેરે, જેને૦ તેનું મન ન ચડે અન્ય ભામેરે. જેને૦
સતિ ઉર કમળાવર ધારીરે; જેને૦ ભજે નિ:શંક થઇ ગીરિધારીરે. જેને૦
તેમાં ઉત્તમ તેજ સતિ નારીરે; જેને૦ એને ઉર ભક્તિબળ ભારીરે. જેને૦
તે દેહ તજે સતિ જ્યારે; જેને૦ થાય કમળા સરખી ત્યારેરે. જેને૦
વસે વૈકુંઠે પ્રભુ પાસેરે; જેને૦ ભજે શ્રી પતિ શ્વાસ ઉશ્વાસેરે. જેને૦
એનો પતિ હરી પાર્ષદ થાયરે; જેને૦ નિત્ય ગોવિંદના ગુણ ગાયરે. જેને૦
કહે મુક્તાનંદ ઉમંગેરે; જેને૦ સતિ રાચે હરીને રંગેરે. જેને૦

### કડવું ૩૩ મું.

મધ્યમ સતિ જ્યારે ત્યાગે દેહજી, સગુણ વિષ્ણુપુર પામે તેહજી;
સુર વનિતાનુ વાંછિત જેહજી, જે પુર સંગ સુર સૌને સ્નેહજી.

### ઢાળ.

સ્નેહ જે પુરસંગ સુરને, એવું સગુણ હરી ધામ;
શ્રી વિષ્ણુપુર અતિ સુખદ, વૈકુંઠ જેનું નામ.
ત્યાં કમળા રહે અન્ય રૂપે, તે સંગ સુખણી થાય;
પતિ તેનો હરી પાર્ષદ થઈ, પ્રેમે હરી ગુણ ગાય.
કનિષ્ટા સતિ તન તજી, ઋષી લોકમાં કરે વાસ;
નારીને નરસંગની, ઉરમાં રહે દ્રઢ આશ.
ઋષિના લોકમાં તે સતિ, અનુસુયા ગાર્ગી સમાન;
પતિ સંગે સુખ ભોગવે, રહે અખંડ તન અભિમાન.

યાજ્ઞવલ્કય અત્રી સરખો, થાય તે સતિનો કંથ;
સંક્ષેપે કરી વર્ણવ્યો, સતિ કનિષ્ટાનો પંથ.
વાસુદેવના ભક્ત જે, તે સતિની વર્ણું રીત;
મર્યાદા માર્ગ ને આશ્રિત, જાણો ધર્મ પુનીત.
ઋષિના લોકમા સતિ કનિષ્ટા, પામે મહા સુખ સોય;
મુક્તાનંદ હરી મહાત્મ જોતાં, પક્ષ ન રહે કોય.

## કડવું ૩૪ મું.

ભક્તને અતિ આનંદ દાતારજી, વાસુદેવનો મહિમા અપારજી;
તે હરી મહાત્મ જોતાં અશેષજી, સાધનનું બળ ન રહે લેશજી.

### ઉથલો.

લેશ ન રહે સાધનનું બળ, જોતાં હરી પરતાપ;
નામ માત્ર ઉચ્ચારવે, ટળ્યાં મહા પાપીનાં પાપ.
અજામિલ મહાપાતકી, તે નારાયણને નામ;
છોડાવ્યો જમદૂતથી, તેને પહોંચાડયો નિજધામ.
પતિત પાવન પક્ષ લઇને, આપ્યો વૈકુંઠ વાસ;
પુત્ર વરાંસે નારાયણ કહી, પામ્યો પદ અવિનાશ.
એવા અધમ અનંતનો, કીધો શ્રી હરીએ ઉદ્ધાર;
મહાત્મ જોતાં મહાપ્રભુનું, પતિત લહે ભવપાર.
તે માટે છળકપટ ત્યાગી જે, હરીભક્ત કહેવાય;
તેને ભજવા શ્રીહરી, ત્યાગવો અન્ય ઉપાય.
જે અનન્ય થઇ શર્ણ આવે, તેને કરે ભવપાર;
ઉત્તમ મધ્યમ ને કનિષ્ટની, રાખે ન વિગત લગાર.
સ્વાસણ કેરા ધર્મ સર્વે, ફળ સહિત કહ્યા તેહ;
મુક્તાનંદ કહે ફળ સહિત કહું, વિધવાના ધર્મ જેહ.

## કડવું ૩૫ મું.

વિધવા કેશ ગુંથાવે જેહજી, પતિના બંધનને અર્થે તેહજી;
તે માટે ઉતરાવવા કેશજી, મટકો દેખાડવો નહીં લવલેશજી.

## ઉથલો.

લેશ ન તન શણગાર રાખે, જો રાખે શિર કેશ;
જટા જેવા વણીને રાખે, શોભાડે ન નિજ વેશ.
તેલ ન ઘાલે કેશમાં, નવ ઓળાવે સતિ એહ;
શુભ તીરથ શુભ પર્વણીમાં, મુંડી નંખાવે તેહ.
આપત્તિ કાળ નહોય તો, વિધવા જમે એકવાર;
રોગાદિક ઉપદ્રવ થયે, નવ રાખે એ નિરધાર.
ધર્મહીન જે કામિની, તેનો સતિ ન રાખે સંગ;
પલંગપર વિધવા ન પોઢે, જો નહોય રોગી અંગ.
નગ્ન થઇ નવ નહાય સાધવી, ક્રોધને કરે દૂર;
રોગાદિક વિના તેલ તનમાં, સતિ ન ચોળે જરૂર.
વિધવા નાર ન ભોગવે, સુગંધી વસ્તુ લગાર;
સુગંધી સુંઘ્યાથકી, થાય ઉરમાં અનંત વિકાર.
બળદપર બેસે નહીં, જો ગળે આવ્યા હોય પ્રાણ;
મુક્તાનંદ કહે કેફ તાંબુલ, સતિ ન ખાય સુજાણ.

## કડવું ૩૬ મું.

ધાતુ વૃદ્ધિ જેણે કરી થાયજી, વિધવા તે અન્ન અતિશે ન ખાયજી;
રોગાદિક વિના વિધવા જેહજી, દૂધ કે ઘૃત અતિ ખાય ન તેહજી.

## ઉથલો.

દૂધ ઘૃતાદિક ખાય ન અતિશે,જેથકી વાધે વિકાર;
ગળ્યુ અન્ન કે તજ તેજાનો,સતિ ન ખાય લગાર.
કાજુવસ્ત્ર કસુંબીયું, નવ પેહેરે વિધવા નાર;
ચંદન પુષ્પનો હાર, ચૂડી, સતિ ન ધરે લગાર.
ન સારે કાજળ નયનમાં, સેંથે ન ભરે સિંદૂર;
ધાતુ સોતું વસ્ત્ર ન પહેરે, ન પહેરે ઘરેણાં જરૂર.
ઝીણાં વસ્ત્ર ન પેહેરે વિધવા,જેમાં નૌતમ ભાત;
એવાં વસ્ત્ર ન પેહેરવાં, જેણે કદી જણાયે જાત.

વિધવા નાર ન પહેરે ડગલી,ન રંગે કરનખ-દાંત;
પગ ન રંગે ફુલ ન ગુંથે, સતિ રહે ઘણી શાંત.
સતિ ન ચોહોડે ચાંદલો,નવ સ્વાસણુ સરખી થાય;
પુરૂષ સરખો વેશ ન કરે,જે થકી લજ્જા જાય.
નાચણુ કે સન્યાસણીનો, વિધવા ન કરે વેશ;
મુકતાનંદ કહે વિધવા નારી, પ્રપંચ ન કરે લેશ.

પદ ૯ મું-રાગ ગરબી.

સુણો સતિ વિધવાની રીતી, જેણે પ્રભુસંગે દૃઢ પ્રીતી; સુણો૦
વિચારીને, તનસુખને ત્યાગે,ઉમંગે હરી સંગ અનુરાગે;
વિષય સુખથી ડરીને ભાગે. સુણો૦
જે જે કરે અપકીર્તિ થાયે, તેને તજી ગોવિંદ ગુણ ગાયે;
કુસંગીની છાયામાં નવ જાયે, સુણો૦
લલાટના કેશ ન ખૂંટાવે,વૃથા ઘરોઘર નવ ભમી આવે;
પ્રેમે કરી હરીગુણ નિત્ય ગાવે, સુણો૦
કોઇને ઘેર બેસવાને નારી, એકલડી જાય ન ઘર બહારી;
ધીરજ ધરે નિજ ધર્મ વિચારી, સુણો૦
કહ્યા ધર્મ વિધવાના ભારી, પતિવ્રતા સૌને સુખકારી;
મુકતાનંદ કહે કહ્યું વિસ્તારી. સુણો૦

કડવું ૩૭ મું.

પિતા આદિ અતિ વૃદ્ધને પાસજી, સતિ ન બેસે રહે ઉદાસજી;
ખોળે ન બેસે કરી લાડજી, તાતથી વેગળી રહે કરી ચાડજી.

ઊથલો.

ચાડ કરી રહે વેગળી, વળી સાસરિયાંની પેર;
પિયરીઆશું હસી ન બોલે, લાજગ્રહી રહે ઘેર.
સંજોગી નરનારની, વારતા ભૂંડી જેહ;
માતા આગળ નવ કહે, પતિવ્રતા વિધવા તેહ.
શ્રૃંગારિક જે વારતા, નવ કરે અન્યત્રિય પાસ;
સંસારી નરનારથી, વિધવા રહે ઉદાસ.

ફાગણમાં હોળી ન ખેલે, જૂઠું ન બોલે લગાર;
મિથ્યા કલંક ન મુખે કહે, નવ કરે ગાળો ઉચ્ચાર.
પ્રસાદી પરિબ્રહ્મની, કુંકુમ કે ચંદન હોય;
એક આંગળીયે ગળે અરાડે, ભાલ ન ચર્ચે સોય.
હરીપ્રસાદી પુષ્પમાળા, તે પણ વિધવા નાર;
કંઠમાં પેહેરે નહીં, તજે પ્રેમે સુંધી લગાર.
સાસરિયાં સાથે સતિ, નિર્લજ ન બોલે વાત;
મુક્તાનંદ તેથી ડરે, જેણે થાય નિજવ્રત ઘાત.

કડવું ૩૮ મું.

જે અતિ પાપણિ દુષ્ટ નારજી, તે સંગ હેત ન રાખે લગારજી;
ભેખ ધારી વિનતા જેહજી, વિધવા સંગતિ ત્યાગે તેહજી.

ઉથલો.

તે સંગત વિધવા તજે, જેણે થાય નિજ વ્રત ભંગ;
નારી પુરૂષની દુતીયોનો, ત્યાગે અધિક પ્રસંગ.
શ્રી હરીના અવતાર જે, તેમાં તે નહિ વિશ્વાસ;
એવી વિનતા પાપણીની, સતિ ન બેસે પાસ.
ઔષધની કરનાર જે, વળી લાજ વિનાની જેહ;
જંત્ર મંત્રની જાણ વનિતા, સંગ તજવો તેહ.
ધુતારી વળી ગર્ભ હણુતલ, એવી વનિતા હોય;
જે વિધવા શ્રી હરી ભજે, એવો સંગ ત્યાગે સોય.
મહાપાપી કોય પુરૂષને ઘેર, પતિવ્રતા હોય નાર;
તોયે તેને ઘેર જોવા સારૂ, સતિ ન જાય લગાર.
પોતાથી અતિ નીચ જાતી, હોય સતિ ધર્મવાન;
તેને ઘેર વિધવા ન જાયે, વચન ન સુણે કાન.
નીચ ત્રિયા સંગ બેસતાં, વિધવાને લંછન થાય;
મુક્તાનંદ કહે ઉતમ સંગે, ગોવિંદના ગુણ ગાય.

કડવું ૩૯ મું.

શુદ્રથી નીચ જાતિ ત્રિય જેહજી, વિધવા તે સંગ ન કરે સ્નેહજી;
યવન જાતની નાર ખુવારજી, તે સંગ વિધવા ન રાખે પ્યારજી.

## ઉથલો.

પ્યાર ન રાખે તે સંગે, જે કામ વશ અતિ હોય;
પાખંડી વનિતાઓનો, સતિ સંગ ત્યાગે સોય.
ધોબણ કે ભરમાવતલ, વળિ દાગણ કેરો સંગ;
વઢકણી કે નિડર ત્રિયનો, વિધવા ન રાખે પ્રસંગ.
ચોર ચપળ વળી ધણું ખાતલ, ધરી રહે નર વેશ;
વિશ્વાસુને હણનારીનો, સંગ ન રાખે લેશ.
નજરાની મારતલ, વળી બોલકી બહુ નાર;
બહુ ઘેર ફરતી ફરે, તેને સતી ન બાંધે બહાર.
જુગટાની રમનાર જે, વળી કેફનો કરે આહાર;
ચુગલ નાર કે નપુંસકશું, સતિ ન રાખે પ્યાર.
વિધવાને નિર્વાહ જેટલું, જે હોય ધન કે ધાન;
હરી કે હરીજન કારણે, તેનું ન કરવું દાન.
પોતાનું ધન વાવરી, અન્ય ઉદ્યમ કરવા જાય;
મુક્તાનંદ કહે મુર્ખ વિધવા, ભ્રષ્ટ અતિશે થાય.

## કડવું ૪૦ મું.

વિધવા નાર ન જૂએ વિવાહજી, નરસમુહ ન જુવે કરી ચાહજી;
નૃત્ય ગીતજન ઓછવ કોયજી, વિધવા નારી ન દેખે સોયજી.

## ઉથલો.

ન જાય જોવા નાર વિધવા, પુરૂષકેરૂં રૂપ;
દર્પણમાં મુખ નવ જૂએ, એમ રાખે ધર્મ અનૂપ.
એકલડી નવ જાય વિધવા, ન જુએ નરનો રાસ;
ભેળા થઈ બહુ લાંઠીયા, જ્યાં કરતા હોય વિલાસ.
કામ વશ્ય ન જુએ નરને, ન બોલે કરિ પ્યાર;
સ્પર્શ ન કરે પુરૂષનો, જેણે વાધે કોટિ વિકાર.
શ્રવણ કીર્તન પુરૂષનું, સદગ્રંથવિનાનું કોય;
જે વિધવા નવ સાંભળે, સાચી સતિ જગ સોય.

વાઘ અહિ જળ અગ્નિનો,જ્યાં ત્રાસ અતિશે થાય;
એવે ઠેકાણે પુરૂષ શું બોલે, અડકે દોષ ન ગણાય.
તેમજ ધાવણા બાળને, અડવાનો નહિ અપવાસ;
તે વિના નર માત્રને, નવ અડે ઉર ધરી ત્રાસ.
ધર્મ જે વિધવાતણા, તેને પાળે સાધવી નાર;
મુક્તાનંદ કહે તે સતિ, સુખે ઉતરે ભવપાર.

## પદ ૧૦ મું-રાગ આશાવરી.

સતિ વિધવાની રીત અલૌકિક, પર નર સંગત ત્યાગેરે;
મન ક્રમ વચને પ્રેમમગન થઇ, હરી ચર્ણે અનુરાગેરે. સતિ૦
પુરૂષોત્તમને નિજ પતિ જાણે, સેવે કરી બહુ ભાવરે;
કમળાકાંત એ નાથ છે મારો, એજ અચળ ઠેરાવરે. સતિ૦
લાંઘણ કરી મરી જાય તોયપણ, કેસરી ઘાસ ન ખાયરે;
તેમ સતી હરીને રંગે રાચે, અળગું તે મન નવ જાયરે. સતિ૦
પતિભાવે સેવે પુરૂષોત્તમ, તનસુખ આશા ત્યાગીરે;
મુક્તાનંદ કહે કુળ એકોતેર, તારે સતી બડ ભાગીરે. સતિ૦

## કડવું ૪૧ મું.

વળી કહું સતિ વિધવાની રીતજી, જે સુણી પ્રેમદા થાય પુનીતજી;
મન ક્રમ વચને તજે નરસંગજી, વ્રત પોતાનું રાખે અભંગજી.

## ઉથલો.

વ્રત અભંગ રાખી રહે, ધરે ચાત્રક સરખી ટેક;
અન્ય પુરૂષની આશા ત્યાગે,અંતર પરમ વિવેક.
ધોયલ સૂકું ધોયલ લીલું, વસ્ત્ર નવું હોય જેહ;
તે વિનાનું વસ્ત્ર નરનું, સતિ ન સ્પર્શે તેહ.
પુરૂષ પેહરી રહયો હોય તે, વસ્ત્ર ન સ્પર્શે કોય;
કામ ભાવે પુરૂષનું, મનમાં ન ચિંતવન સોય.
નારી પુરૂષ સંયોગીયાંનું, ચિત્ર જે કહેવાય;
સતિ ન સ્પર્શે નવ લખે, જેણે ભ્રષ્ટ બુદ્ધિ થાય.

નરનારીનાં જોડલાં, પશુ પંખી આદિ અપાર;
સતી મન દઇ નવ જુએ, જેણે વાધે કોટી વિકાર.
કારજ સરતુ હોય પોતાનું, તોપણ વિધવા નાર;
પરનર સાથે મિત્રતા, નવ રાખે એક લગાર.
પુરૂષને મળમૂત્ર તજ્યાની, ક્રીયા જે સ્થળ થાય;
મુક્તાનંદ કહે તે ક્રીયા ત્યાં, સતિ ન કરવા જાય.

## કડવું ૪૨ મું.

પુરૂષની દૃષ્ટિશું વિધવા નારજી, દૃષ્ટિ નવ બાંધે કરીને વિચારજી;
બોલ્યા વિના કર દ્રગ કરી સોયજી, પુરૂષને બોધ ન દે સતી કોયજી.

## ઊથલો.

બોધ ન દે પુરૂષને, કર દ્રગ ચલાવી જેહ;
ગુહ્ય અંગ ન દેખે નરનું, સતિ કહાવે તેહ.
પુરૂષથી પંચ હાથ છેટે, ચાલે સતીઓ સુજાણ;
પાંચ હાથનું નીમ ન જે સ્થળ, તેનું કહું પ્રમાણ.
દેવાલય કે અલ્પમારગ, ભગવત ઓછવ હોય;
તે સ્થળ ન કરે સ્પર્શ નરનો, વપુ બચાવે સોય.
જે ઘરની ભોંય ઉપલીમાં, પુરૂષનો હોય વાસ;
ત્યાં રાતે સતી એકલી, હેઠી, ઉંચી ન સુવે ધરિ ત્રાસ.
પુરૂષ બેઠા હોય ત્યાં, હઇયું ઉદર સાથળ કેશ;
ભૂલે પણ ક્યારે સતી, નવ દેખાડે લવલેશ.
ભર સભાને દેખતાં, કર ચર્ણ ચપલ ન થાય;
નવ ખંજોળે દેહને, નર દેખી અધિક લજાય.
સાસરીયાં ને પીયરીયાંથી, છાની કોય નર સંગ;
મુક્તાનંદ કહે લીધા દીધાનો, લેશ ન રાખે પ્રસંગ.

## કડવું ૪૩ મું.

વિધવા છાની અન્ય ત્રિય હાથજી, લેણ દેણ ન કરે નર સાથજી;
ભરજોબન નિજ બંધુ જેહજી, ગામ સધાવે એકલો તેહજી.

## ઉથળો.

ગામ સધાવે એકલો, તે સંગ વિધવા કોય;
એકલડી મારગ ન ચાલે, સતી કહાવે સોય.
સંબંધી નરને સંગે, નવ બેસે કરી એકાંત;
એ રીતે નરથી ડરે, તેનું તે મન રહે શાંત.
પુરૂષ કેરો સ્પર્શ ભાષણ, જોયાનો કહ્યો ત્યાગ;
અતિ સબંધી નર વિના, તે ભાખું સર્વ વિભાગ.
પિતા ભ્રાત ને સગો કાકો, કાકાના સુત જેહ;
તેના સુત આદી સહુ, અતિ નિકટ સગપણ તેહ.
માનો બાપ ને સગો મામો, મામાના સુત જાણુ;
સુતના સુત આદી સહુ, નિકટ સંબંધી પ્રમાણુ.
માસી માસો તેહના સુત, ફઇ ફુવો ધર્મવંત;
ફોઇના સુત સુધી સહુ, કહે નિકટ સગપણ સંત.
ગુરૂ ને ગુરૂના પુત્ર જે, વળી અન્ન દાતા ગંભીર;
મુક્તાનંદ એ નિકટ સગપણ,જો હોય ધર્મી ધીર.

## કડવું ૪૪ મું.

અન્નદાતાના સુત જે હોયજી, નિકટ સંબંધી ગણુવા સોયજી;
સસરો ને સસરાનો ભાઇજી, દીયર જેઠની અધિક સગાઇજી.

## ઉથલો.

સગાઇ દિયર ને જેઠની,વળી તેહતણા સુત જેહ;
દિકરીઓ જમાઇ સોતી, અડીને સગપણ તેહ.
પુત્ર ને પુત્રીતણા સુત, એ આદિક જે હોય;
પોતાને અતિ ઢુકડાં, સંબંધી કહાવે સોય.
તે સંગાથે બોલે પરસે, જોયે દોષ ન થાય;
જો હોય તે અતિ ધર્મવાળા,તો નિર્દોષ ગણુાય.
સુંદર ભુવન કમાડ સોતું,નહીં કોઈ ત્યાં નરનાર;
ત્યાં વિધવા નીજ તાત સંગે,ન રહે એક લગાર.

નિજ સંબંધી જે કહ્યાં તે,હરી વિમુખ હોય ક્રૂર;
પાપિયાં જાણી સતી, તેથી રહે બહુ દૂર;
અન્ય પુરૂષની પેર તેહનો, કરે તે અતિશે ત્યાગ;
સંબંધી સંગ મન હેત તોડે, રાખે દ્દઢ વૈરાગ.
ધર્મ રક્ષક પુરૂપ પાસે, વિધવા રહે ગણી તાત;
મુક્તાનંદ કહે તેજ માને, સગો સંબંધી ભ્રાત.

### પદ ૧૧ મું—રાગ માલીગાડો.

વિધવા નાર વરે શ્રી હરીને, અન્ય સુખની તજે આશરે;
બ્રહ્મચર્યવ્રત પૂરણ પાળે, ઉર ધારે અવિનાશરે. વિ૦
રીઝવવા રણછોડ છોગાળો, નિષ્કામી રહે નારીરે;
નિષ્કામીપણું અખંડ પળાવે, તે સંગ રહે તે વિચારીરે. વિ૦
તાતની પેરે જે પોષણ રાખે, ધર્મનો રક્ષક જેહરે;
વિધવા નારને મનક્રમ વચને, તાત જાણવો તેહરે. વિ૦
ધર્મ રહિતનો સંગ તજીને, ગોવિંદના ગુણ ગાયરે;
મુક્તાનંદ કહે પતિવ્રતા નારી, કમળા તુલ્ય કહેવાયરે. વિ૦

### કડવું ૪૫ મું.

ધર્મનો રક્ષક તે નિજ ભ્રાતજી, ભ્રાત તુલ્ય પોષે સાક્ષાતજી;
પુત્ર તુલ્ય પોપક હોયજી, ધર્મનો રક્ષક સુતપણ સોયજી.

### ઉથલો.

ધર્મરક્ષક હોય જે, તે સાચો સુત કહેવાય;
ધર્મઘાતી સુત નહીં, એમજ શ્રુતિ સ્મૃતિ ગાય.
દેહનાં સંબંધી નહીં પણ, ધર્મ રક્ષક જેહ;
ભિન્ન વર્ણ તોય પિતા ભ્રાતા, પુત્ર સરખા તેહ.
તે સંગ ભાષણ સ્પર્શ જોવું, કરે વસ્ત્ર સ્પર્શ વેહેવાર;
ધર્મી વિધવા નારને, નવ લાગે દોષ લગાર.
પિતા ભ્રાતા આદિ જેહને, ન હોય સંબંધી કોય;
ધર્મરક્ષક પુરૂષને, ઓથે રહે સતી સોય.

ઇચ્છે નિજ ધર્મ રાખવા તે, સ્વતંત્ર ન રહેનાર;
નિડર થઇને ધર્મ વાળી, સતી ન રઝળે બહાર.
નાતમાં કોય ન હોય તો, ધર્મીષ્ટ રાજા પાસ;
આશરે રહી હરી ભજે, ત્યાગે તેતન સુખ આશ.
એવું કર્મ ન આચરે, જેણે જાતમાંથી જાય;
મુક્તાનંદ કહે જાતિ સુધ, તે ધર્મ હેતુ કહેવાય.

## કડવું ૪૬ મું.

વણુજ વેપાર કરે જે કર્મજી, ખેડ કે પરસેવાનો ધર્મજી;
તે સતીયોનો નિર્ણય સારજી, કહી સંભળાવું શ્રુતિ અનુસારજી.

## ઉથલો.

કહી સંભળાવું ધર્મ તેહેનો, જ્યારે કરે વ્યવહાર;
તે કાળે નરને અડયાથી, ઓલો ન દોષ લગાર.
એજ એની જીવિકા તે, મૂકી નવ મૂકાય;
વિધવા નીજધર્મ જાળવી, કરે જાતજોગ ઉપાય.
કુળને જોગજે હોય તે, કરે ઉધમ જીવ્યાકાજ;
તેપર વશ નિજ ધર્મ ખુવે, ન રહે તે સતીની લાજ.
પુષ્પચંદન જે મળે તેણે, પુજે પ્રભુ સુખધામ;
મન વિષે કાં મૂર્ત્તિમાં, ધારે તે સુંદરશામ.
તે હરીને નીજ પતી જાણે, સેવે કરી બહુ ભાવ;
અંતરમાં રાજી રહે, ત્યાગે કપટ છળ દાવ.
પોતાની શક્તી પ્રમાણે, જપે સદા હરીનામ;
રાત દિન સર્વે કામ કરતાં, હરીભજે નિષ્કામ.
અખંડ હરીનો આશરો, ધરે અખંડ હરીનું ધ્યાન;
મુક્તાનંદ કહે સૌ સતિને, એછે ધર્મ સમાન.

## કડવું ૪૭ મું.

સુતક, રોગ, રજસ્વળા, થાયજી, ત્યારે તે હરી મૂત્તિ ન પુજાયજી;
માનસી પૂજા કરે સતિસોયજી, હરી મૂર્ત્તિ પુજે અન્ય કોયજી.

### ઉથલો.

હરી મૂર્તિ અન્ય નાર પૂજે, એજ સતીની રીત;
છોગાળા રણછોડશું, રાખે તે પૂરણ પ્રીત.
અવશ્ય કારજ ઘરતણું, કરીને તે વિધવા નાર;
હરીભક્તિ અહોનીશ કરે, ખાલી કાળ ન જાય લગાર.
જતિ કે બ્રહ્મચારીનું, સતિ વિધવા અન્ન ન ખાય;
આશ્રય રહિતનું પ્રાણ જાતાં, સતિયે ન અન્ન જમાય.
એકાદશી જન્માષ્ટમી, એ આદે હરીવ્રત જેહ;
સતિ સદા એ વ્રત કરે, તેમાં પુજે પ્રભુને તેહ.
ધર્મવાળી પતિવ્રતા, સદા કરે વ્રત ઉપવાસ;
જોબનવાન જો હોય તો, કરે મહાવ્રતનો અભ્યાસ.
ત્રિરાત્રી પંચ રાત્રિનાં, વળી પક્ષવ્રત કરે ધીર;
માસ સુધીનાં વ્રત કરે, મન રાખે દ્રઢ ગંભીર.
ચાંદ્રાયણ પારાક સુધી, વ્રત કરે અતિ સોય;
મુક્તાનંદ કહે મહાસતિ, કસર ન રાખે કોય.

### કડવું ૪૮ મું.

તપ્ત કૃચ્છ્ર કરે વિધવા જાણજી, કૃચ્છ્ર વ્રત કરે જાણી પ્રમાણજી;
જવ અન્ન ખાય કે, ફળને અહારજી, શાક જમે કાં પય ઘ્રત સારજી.

### ઉથલો.

શાક જમે કાં પયોવ્રતધારી, રાખે વિધવા પ્રાણ;
આવરદા પર્યંત એ વ્રત, રાખે પરમ સુજાણ
ઇશ્વરની ઈચ્છાએ કરી, જ્યારે છૂટે સતી નો દેહ;
ત્યારે એ પામે પર્મપદને, તેમાં નહિં સંદેહ.
વૈશાખ કાર્ત્તિક માઘમાં, અતિ રાખે અધિકાં નેમ;
સ્નાન દાન ને તીરથ યાત્રા, વિષ્ણુ સમર્પણ તેમ.
વૈશાખે જળ કુંભ આપે, કાર્ત્તિકે ઘૃતદીપ;
માઘે અન્ન તલ દાન આપી, વસે તે પ્રભુને સમીપ.

વૈશાકે જળ પર્વ કરાવી, ગળતી શીવને શીશ;
સતી એમ સાધન કરે, જેણે રીઝે શ્રી જગદીશ.
છત્ર ચામર વસ્ત્ર સૂક્ષ્મ, ચંદન પુષ્પના હાર;
પાન બીડાં કપૂરસોતાં, જળનાં પાત્ર અપાર.
પુષ્પ ગ્રહ રસ પાન વિધિ, રંભા ફળ ને દ્રાખ;
મુક્તાનંદ એ આપે દ્વિજને,હરી વરવા અભિલાખ.

પદ ૧૨ મું-રાગ ગરબી.

સતીનારનું સાધનરે, કે હરી વરને ગમવા;
સતી દેહ દમે છે રે, કે રસિયા સંગ રમવા.
ઉત્તમ સતી થાવારે, કે તનસુખ આશ તજે;
સતી શ્વાસ ઉશ્વાસેરે, કે નિજપતિ કૃષ્ણ ભજે.
તજી લોક લજ્જાનેરે, કે મતવાલી ડોલે;
મુખથી હરી વેણુંરે, કે બીજું નવ બોલે.
લગની દ્રઢ લાગીરે, કે શામળીયા સંગે;
સતી રસબસ થઇછેરે, કે રસિયાને રંગે.
જગ શિર પગ દઇનેરે, કે જે હરીભજન કરે;
તે તો જૂઠા જગકેરીરે, કે શંકા શીદ ધરે.
રણછોડ છોગાળોરે, કે રહી શીરપર ધારી;
મુક્તાનંદ કહે જગમાંરે, કે ધન્ય ધન્ય તે નારી.

કડવું ૪૯ મું.

કાર્તિક માસે સતિયો સુજાણજી, નિત્ય જવ અન્ન જમી ધારે પ્રાણજી;
કાંઇ એક અન્ન જમે એકવારજી, એમ સતિ ટાળે સર્વે વિકારજી.

ઉથલો.

વિકાર સર્વે એમ ટાળે વિધવા, ન જમે સુરણ શાક;
વંતાક ને સર્વે ફળી તજે, તજે જવ ને ઘઉંનો પાક.
કાર્તિક માસે તેલ ત્યાગે, કાંસામાં નવ ખાય;
મધ બીલાળું શાક ત્યાગી, ગોવિંદના ગુણ ગાય.

સડયું અન્ન સતિ નવ જમે, કાર્તિક માસે કોય;
નિયમને શીર દાન જે, વર્ણવી સુણાવું સોય.
કાર્તિક માસ મૌનવ્રતનું, નિયમ રાખે જેહ;
સુંદર ઘંટાદાન આપે, વ્રત સંપૂરણ તેહ.
કાર્તિક માસે પાંદડામાં, જમે જે ત્યાગી માન;
તે કાંસાનું પાત્ર ઘૃત ભરી, આપે દ્વિજને દાન.
કેવળ ભૂમીપર સુવે તે, આપે સજ્જા સાર;
ઓશીકું ઓછાડ સોતું, આપે સતી ઉદાર.
જેજે રસ જે ફળ તજે તે, દાન કરે સતી નાર;
મુક્તાનંદ કહે દાનવ્રતમાં, ફેર ન રાખે લગાર.

## કડવું ૫૦ મું.

જે જે અન્ન કરે સતી ત્યાગજી, તેતે દ્વિજને આપે બડભાગજી;
અથવા સર્વ અન્ન હાજર નોયજી, સાળનું દાન કરે સતી સોયજી.

### ઉથલો.

દાન કરે સતી સાળનું, વળી આપે ધેનુ દાન;
કંચન ભૂષણ સહિત દ્વિજને, આપે કરી સનમાન.
એકી કોરે દાન સર્વે, દીપદાન એક કોર;
કાર્તિક માસે દીપ કરવો, સૌથી દાન સજોર.
માઘ સ્નાન જે કરે વિધવા, તેનો કહું નિરધાર;
નહાય સૂરજ ઉગ્યા સમે, રાખે નિયમ બળ અનુસાર.
સુંદર અન્ન રાંધી કરી, લાડુ સુંવાળી સેવ;
શાક કરી બહુ ભાવતાં, સતી જમાડે ભૂદેવ.
સુતરફેણી વડાં સુંદર, ગુંજાં ઘૃતરસ પૂર;
સુગંધી શાક રસ ભર્યા, અતિ વાંસીયાં કપૂર.
એવા પાક અનેક સુંદર, જોતાં સૌ દુઃખ જાય;
જતિ તપસ્વિને સતી, એવું આપી રાજી થાય.
સુકાઈ ધનભાર આપે, શીત નીવારણ કાજ;
મુક્તાનંદ કહે સાધન કરી, રીઝવે વ્રજરાજ.

### કડવું ૫૧ મું.

વિધવા ડગલીનું કરે દાનજી, જેથકી રીઝે શ્રી ભગવાનજી;
આપે તળાઇ ઓશીસું સારજી, જેથી રીઝે હરી ભરતારજી.

ઉથલો.

જેણે રીઝે શ્રી હરી, તેમ કરે તે વિધવા નાર;
કાર્ત્તિક માસે દાનમા, નવ રાખે ફેર લગાર.
મજીઠે રંગેલ જે, તે વસ્ત્ર આપે ધીર;
ગોદડાં રૂનાં ભર્યા, સતી આપે ગુણ ગંભીર.
લવિંગ સોપારી એલચી, વળી જાયફળ તંબોળ;
એ આપે સતી વિપ્રને,જેણે થાય મુખ રંગ ચોળ.
કંબલ વિવિધ પ્રકારના, વળી વાયુવિના ઘર જેહ;
રીઝવવા રણછોડને, વિપ્રને આપે તેહ.
આપે કોમળ પગરખાં, વળી જાડી વાટના દીપ;
વિવિધ ભાતનાં ભોજન આપે, થાવા હરીને સમીપ.
સુગંધી ચંદન સમર્પે, કર ધોવાને કાજ;
એમ સેવે સતી વિપ્રને, જેમ રીઝે શ્રી મહારાજ.
કૃષ્ણ સ્વરૂપી કાંત મુજપર, રીઝજો કરી પ્યાર;
મુક્તાનંદ વિધવા સતી, એમ માગે વારંવાર.

### કડવું ૫૨ મું.

એવી રીતે નિયમ અપારજી, વ્રત દાનાદિક વિવિધ પ્રકારજી;
વૈશાક કાર્ત્તિક માઘમાં જેહજી, વિધવા નારી કરે સર્વે તેહજી.

ઉથલો.

વિધવા નારી વ્રત કરે, જેમ અંતર નિર્મળ થાય;
પુરૂષોત્તમ સંગ પ્રીત તેમ તેમ,અધિક વધતી જાય.
નિયમ વ્રત અપવાસ વોણી, જે કોઇ વિધવા હોય;
નિજ ધર્મથી ભ્રષ્ટ થઈ, ફરે ભૂંડું મુખ લઇ સોય
કાર્તક માસમાં કૂતરી, વાંદરી સરખી જ્યાર,
બારે મહિના કામવશ થઈ, ફરે તે દ્વારો દ્વાર.

તે માટે વિધવા સતિને, સાંભળવા સદગ્રંથ;
ધર્મવાળા પુરૂષથી, જાણવા પંથ કુપંથ.
ત્યાં પણ વિધવા વૃંદમાં રહી, કરે કથા રસપાન;
પોતાનું વ્રત અચળ રાખે, ભજે શ્રી ભગવાન.
માંસ મદીરા ચોરી ત્યાગે, ત્યાગે પરનર સંગ;
પોતાની ને પારકી, સૌ હિંસા ત્યાગે અભંગ.
શ્રી ઉદ્ધવ સંપ્રદાયમાં, સૌ વનિતાને ધર્મ;
મુક્તાનંદ એમ ધર્મ પાળે, નાસે કોટિક કર્મ.

## પદ ૧૩ મું–રાગ સામેરી.

વિધવા સતિનેરે, એમ હરી સેવવારે, પ્રેમે કરી ધર્મ ઉદાર;
પ્રથમ કહ્યાં તેરે, નિયમ સંભાવાંરે, ભૂલ ન રાખવી એક લગાર. વિ૦
મન ક્રમ વચનેરે, ધર્મ દૃઢ રાખવોરે, નિંદવા યોગ કર્મ કરી ત્યાગ;
વિધવાના ધર્મરે, કહ્યા આ ગ્રંથમાંરે, તે સંગ રાખવો દૃઢ અનુરાગ. વિ૦
વિધવાના ધર્મરે, વિશેષે જે કહ્યારે, તેમાં જે જે ચૂક અજાણે થાય;
તેનું પ્રાયશ્ચિતરે, કરે સતિ પ્રેમશુંરે, જેણે કરી દોષ સર્વે બળિ જાય. વિ૦
મરેલ પતિને ભજેરે, પાળે ધર્મનેરે, તે તો પતિ સોત પામે સતિ લોક;
વિષયતણાં સુખરે, પતિ સંગ ભોગવેરે, અંતે ત્યાંથી પડીને પામે શોક. વિ૦
પ્રગટ શ્રી વાસુદેવરે, પતિને વરેરે, નિજધર્મ પાળે હરીગુણ ગાય;
મુક્તાનંદ કહે રે, વસે વૈકુંઠમાંરે, કમળા સમાન તે સતિ કહેવાય. વિ૦

## કડવું ૩ મું.

વળી કહું સતિને ધર્મ વિશેષજી, નારી માત્રને હિત ઉપદેશજી;
નિત્ય હરી પૂજન કરવું તેહજી, નારી માત્રને જોગ છે જેહજી.

## ઉથલો.

જોગ વિનતા માત્રને, પ્રભુ પૂજવા કરે પ્યાર;
તેને વિધી સંક્ષેપશું, વર્ણવું કરી નિરધાર.
ઉજળે દાંતે સતી, નિત્ય સવારે ઉઠી નહાય;
ધોળું વસ્ત્ર પહેરે તનપર, શુદ્ધ અતિશે થાય.

પછી એ સતિ કરી આચમન,ભેળો કરે સર્વે સાજ;
ધાલે ઉજ્વળ પાત્રમાં, નિર્મળું જળ હરીકાજ.
દેવને નવરાવવાનું, પાત્ર સુંદર જેહ;
આચમનકેરા પાત્ર સોતું, શુદ્ધ કરી લે તેહ.
સુંદર અક્ષત પુષ્પ ચંદન, ધુપ દીપ નૈવેદ્ય;
દક્ષિણુ મુખવાસ સોતી, આરતી બહુ ભેદ.
એ સર્વે સામગ્રી લઈ, બેસે તે પ્રભુને પાસ;
આચમન કરી આસને બેસે, પૂજવા અવિનાશ.
ધીરે તાળી ધુન્ય કરી, કરે ઘંટા શબ્દ પ્રકાશ;
મુક્તાનંદ કહે પતિવ્રતા, એમ જમાડે અવિનાશ.

### કડવું ૫૪ મું.

ઉઠો ઊઠો ગોવિંદ ગરૂડાધીશજી, કમળાપતિ ઉઠો જગદીશજી;
ત્રિભુવનમાં પ્રભુ કરો કલ્યાણજી, છોગાળા રણછોડ સુજાણજી.

### ઉથલો.

છોગાળા રણછોડ એમ કહી,હરી પ્રતિમાં શુભ જેહ;
ઉઠાડે વસ્ત્ર કરી, સતિ સંમાર્જન કરી તેહ.
મૃદુ આસનપર મૂર્તિ, સ્થાપે તે કરી બહુ પ્યાર;
કાંતો સ્થાપે કરંડીયામાં, જેમ શોભે શણુગાર.
કાષ્ટ કે પાષાણુની, ધાતુની મૂર્તિ હોય;
લખી કે ચંદને લીંપી, હરીમૂર્ત્તિ સત્ય સોય.
વ્રેણુની કે માનસી, વળી મણિમય મૂર્ત્તિ સાર;
પ્રતિમા અષ્ટ પ્રકારની, નિગમે કરી નિરધાર.
ઉત્તર કે પુરવ મુખે, બેસે તે પ્રભૂને પાસ;
અચળ મૂર્તિ હોય તો પૂજે,સામી રહીને અવિનાશ.
સ્વસ્તિક આસન વાળી બેસે, ધરે તે ઉર હરીધ્યાન;
સિંહાસનપર કોટિ રવિસમ, શોભે શ્રી ભગવાન.
ચતુર્ભુજ ઘનશામ સુંદર, મૂર્ત્તિમન અભિરામ;
મુક્તાનંદ કહે કોટિ કંદર્પ, તુલ્ય શોભા ધામ.

## કડવું ૫૫ મું.

આભૂષણ અનંત પહેરી શણગારજી, પિતાંબર ધારી સુકુમારજી;
ચમર લઇ કમળાપ્રભુ સાથજી, વામ ભાગે સેવે નિજ નાથજી.

### ઉથલો.

વામભાગે રહી કરી, નિત્યસેવે શ્રી નિજ શ્યામ;
ડાબે પડખે ધર્મ ઉજ્વળ, સેવે હરી સુખ ધામ.
ભક્તિ જમણી કોર રહીને,સેવે કરી બહુ પ્યાર;
દેવગણ બહુ સામગ્રી લઇ, પૂજે તે વારંવાર.
છત્ર ચામર વીંજણા લઈ, સેવે પાર્ષદ વૃંદ;
એવા શ્રીપતિ શ્યામને, સતિ ઉરધારે જગવંદ.
હૃદય કમલમાં એવી રીતે, ધરે તે સાધવી ધ્યાન;
પ્રથમ પૂજા માનસી કરી, પૂજે તે શ્રીભગવાન.
પ્રથમ પૂજી ધ્યાનમાં, શ્રીહરીમૂર્તિ જેહ;
આવાહન કરી પ્રતિમામાં, ભાવે સાધવી તેહ.
જે મળે તે સામગ્રી લઇ, હરી પુજે કરી પ્યાર;
શ્રી કૃષ્ણાય નમઃ એમ કહીને, અર્પે સૌ ઉપચાર.
સાલિગ્રામને પુજવાનો, નિચને નહિં અધિકાર;
મુક્તાનંદ સર્વ નાર પૂજે, હરી પ્રતિમા ઉદાર.

## કડવું ૫૬ મું.

જે જળમાં નખ બોળે કોયજી, હરી પુજાને યોગ ન સોયજી;
આચમન કરતાં વધ્યું જળ જેહજી, પ્રભુ પુજનને જોગ ન તેહજી.

### ઉથલો.

પ્રભૂ પુજાને જોગ નહી, જે પગે અડયું નીર;
શુદ્ધ જળ લઇને શ્રીહરીને, પૂજે પર્મ સુધીર.
ઘ્રતતણો દિપક કરે, કાં તેલનો કરે દીપ;
હરી પુજ્યાની સામગ્રી તે, રાખે સર્વ સમીપ.
જો સામગ્રી ન હોય તો, કરે તે મંત્રોચ્ચાર;
પૂજા કરતાં બીજી સાથે, અતિ ન બોલે લગાર.

પૂજા કરી રહે પતિવ્રતા, પછી મૂળમંત્રના જાપ;
પાંચસેં પૂરા કરે, જેણે ટળે સર્વ સંતાપ.
પૂજાકેરી પદ્ધતિ, હવે સંક્ષેપે કહું સોય;
તે રીતે પૂજા કરે, સંશય ન રહે કોય.
આજ ઉત્તમ માસછે તે, વિષ્ણુ કેરોમાસ;
વાર ને નક્ષત્ર સર્વે, વિષ્ણુનાંજ પ્રકાશ.
એવા અતિ શુભ યોગમાં, કમળાપતિ કીરતાર;
મુક્તાનંદ એમ સતિ કહે,હરી પુજીશ કરી બહુ પ્યાર.

પદ ૧૪ મું—પદ રાગ રામગ્રી.

સતિ પૂજે શુદ્ધ ભાવથી, શ્રી હરી નિજસ્વામી;
તન સુખની આશા તજે, રહે અતિ નિષ્કામી. સતિ૦
વાસુદેવ જગવંદને, પૂજે પતિ જાણી;
જેમ હરી રીઝે તેમ કરે, સતિ પરમ શયાણી. સતિ૦
અનંત ભુવનના ઈશને, મૂર્ત્તિ મધ્ય ધારી;
મન ક્રમ વચને માનની, સેવે સુકુમારી. સતિ૦
પ્રથમ સતિ સંકલ્પ કરે, પછી પૂજે મુરારી;
મુક્તાનંદ તે માનની, પ્રભુને બહુ પ્યારી. સતિ૦

કડવું ૫૭ મું.

વરૂણને નમું એમ કરી ઉચ્ચારજી, ચંદન અક્ષત પુષ્પ અપારજી;
અર્પેછું એમ બોલે વાણુજી, કળશને પૂજે પર્મ સુજાણુજી.

ઊથલો.

કળશને પુજે ચંદન અક્ષત, પુષ્પ અર્પે સાર;
ઘંટાને નમું એમ સાધવી, કરે શબ્દ ઉચ્ચાર.
ચંદન અક્ષત પુષ્પ લઇને, ઘંટા પુજે સોય;
ઘંટાકેરં પૂજન કરી, હરીધ્યાન તત્પર હોય.
કોટી કોટી સૂરજ સરખા, સિંહાસનપર જેહ;
શ્રી સહિત શ્રીકૃષ્ણનું, ધરે ધ્યાન ઉરમાં તેહ.

શ્રી કૃષ્ણાયનમઃ એમ કહી, આવાહન શુભરીત;
એ મંત્રે પૂજન કરે, ઉરમાં તે પૂરણ પ્રીત.
શ્રી કૃષ્ણાયનમઃ એમ કહી,આસન આપ્યા કાજ;
અક્ષતને અર્પણ કરૂંછું, માનજો મહારાજ.
શ્રી કૃષ્ણાયનમઃ એમ કહી, પાદ્યનું શુભ નીર;
ચર્ણમાં અર્પણ કરૂંછું, માનજો બળવીર.
શ્રી કૃષ્ણાયનમઃ એમ કહી, અર્ધ્ય ઉદક લગાર;
મુક્તાનંદ કહે કરવિષે, હરીને સમર્પે નાર.

કડવું ૫૮ મું.

શ્રીકૃષ્ણાયનમઃ કહી મંત્રજી, આચમન અર્પું કરી શુભ તંત્રજી;
શ્રીકૃષ્ણાયનમઃ ઉચ્ચારજી, પંચામૃત અર્પું કરી પ્યારજી

ઉથલો.

પ્યાર કરી પંચામૃત અર્પું, સ્નાન કરવા કાજ;
તે નહી તો અક્ષત સમર્પું, હરી સેવાનો સાજ.
શ્રીકૃષ્ણાયનમઃ એમ કહી, નહાવાનું જળ જેહ;
અર્પું છું આદર કરી, પ્રભુ ગ્રહણ કરજો તેહ.
શ્રીકૃષ્ણાયનમઃ એમ કહી, વસ્ત્ર આભણ સાર;
તે નહિ તો અક્ષત સમર્પું, પ્રેમે વારંવાર.
શ્રીકૃષ્ણાયનમઃ એમ કહી, અતિ સુગંધી કોય;
ચંદન અર્પું શ્રી હરી, પ્રભુ ગ્રહણ કરજો સોય.
શ્રીકૃષ્ણાયનમઃ એમ કહી, તીલકનો શણગાર;
અક્ષતને અર્પણ કરૂંછું, પ્રભૂ લેજો કરી પ્યાર.
શ્રીકૃષ્ણાયનમઃ એમ કહી, તોરા ગજરા હાર;
પુષ્પને અર્પણ કરૂંછું, પેહેરો પ્રાણ આધાર.
શ્રીકૃષ્ણાયનમઃ એમ કહી, કુંકુંમ અબિર ગુલાલ;
મુક્તાનંદ કહે સતિ સમર્પે, સેજો દીન દયાળ.

કડવું ૫૯ મું.

શ્રીકૃષ્ણાયનમઃ કહી વાણુજી, ધુપ સમર્પું પર્મ સુજાણુજી;
શ્રીકૃષ્ણાયનમઃ કહી નેહજી, ઘ્રતનો દીપ સમર્પું તેહજી.

## ઊથલો.

દીપ સમર્પું ઘ્રતનો, વળી જે જે હાજર હોય;
દૂધ દહીં ઘ્રત સાકર સાથે, થાળ સુંદર સોય.
શ્રી કૃષ્ણાયનમઃ એમ કહી, ધરે તે સુંદર થાળ;
અર્પું છું નૈવેદ્ય સુંદર, જમજો જન પ્રતિપાળ.
શ્રી કૃષ્ણાયનમઃ એમ કહી, ચાલુ કરવા કાજ;
સુગંધી જળ સમર્પું છું, લેજો શ્રી મહારાજ.
શ્રી કૃષ્ણાયનમઃ એમ કહી, કર ધોવાને જેહ;
સુગંધી ચંદન સમર્પું, ગ્રહણ કરજો તેહ.
શ્રી કૃષ્ણાયનમઃ એમ કહી, નાગરવેલી પાન;
લવિંગ સોપારી એલચી, અર્પું શ્રી ભગવાન.
શ્રી કૃષ્ણાયનમઃ એમ કહી, સુંદર તેલ ફુલેલ;
સમર્પું છું પ્રેમથી, પ્રભુ ગ્રહેજો શ્રી અલબેલ.
શ્રી કૃષ્ણાયનમઃ એમ કહી, ઋતુકાળે થયાં સાર;
મુક્તાનંદ કહે માનની ફળ, સમર્પે કરી પ્યાર.

## કડવું ૬૦ મું.

શ્રી કૃષ્ણાયનમઃ ભણી મંત્રજી, જે હાજર તે થઇને સ્વતંત્રજી;
દક્ષિણા અર્પું છું સુખ ધામજી, ગ્રહણ કરો પિયુ સુંદર શ્યામજી.

## ઉથલો.

ગ્રહણ કરજો દક્ષિણા, હું સદા તમારી દાસ;
એમ કહી આરતી પ્રગટી, કરે તે અધિક પ્રકાશ.
શર્દ પુનમ ચંદ્ર સરખું, શોભે મુખ અર્વિંદ;
ચંદન ચર્ચિ શ્યામ મૂર્ત્તિ, જોતાં થાય આનંદ.
પુષ્પનાં આભ્રણ અંગોઅંગ, પેહેરી શોભે શામ;
દિવ્ય આભ્રણ વસ્ત્ર ધારી, મુર્ત્તિ મન અભિરામ.
એવા નિજ પતિ કૃષ્ણની, કરે આરતી કરી પ્યાર;
ધૂપ દીપ કપૂર ભાતી, વાજાં વિવિધ પ્રકાર.

શ્રી કૃષ્ણાયનમઃ એમ કહી, દીપ સમર્પું દેવ;
આરતી કરૂં પ્રેમશું, પ્રભુ માની લેજો સેવ.
શ્રી કૃષ્ણાયનમઃ એમ કહી, પરિક્રમા કરૂં નાથ;
માની લેજો શ્રી હરી, પ્રભુ સદા રહેજો સાથ.
પ્રેમે શું પૂજા કરી, રહે કરજોડી આધીન;
મુક્તાનંદ કહે મહા સતી, કરે વિનંતી થઇ દીન.

## પદ–રાગ ગરબી.

રસીયા વર રણછોડ છોગાળા, સાંભળો વિનતી અમારીરે;
મમાળા મુને જાણી પોતાની, હાથ ગ્રહો ગીરધારીરે.
મનમોહન મેં મન ક્રમ વચને, તન મન તમને દીધુંરે;
સમજી વિચારી શામળીયારે વહાલા, બીજું તે વિષસમ કીધુંરે.
ચાત્રકના સરખી સુખકારી, ટેક ધરી તમ સંગેરે;
અવર પુરૂષની આશ તજીને, રાચી તમારે રંગેરે.
નાથ હું નહીં કોયની ઓશિયાળી, તમે જેવા પતિ પામીરે;
છેલા તમારાં છોગલાં ઉપર, મોહી રહી બહુ નામીરે.
ચર્ણકમળની સેવા દઇને, નાથ કરો નિજદાસીરે;
રંગભીના મારે મંદિરીએ, અખંડ રહો અવિનાશીરે.
કરજોડી મેંતો કીધી વિનતી, મન ધારો શ્રી મોરારીરે;
મુક્તાનંદના શામ મનોહર, અમને છે આશા તમારીરે.

## કડવું ૬૧ મું.

ગોવિંદ માધવ દીનદયાળજી, શ્રીપતિ દિનબંધુ પ્રતિપાળજી;
મન ને નયનના આનંદધામજી, દિવ્ય મૂર્તિ પ્રભુ સુંદર સ્યામજી.

## ઉથલો.

દિવ્ય મૂર્ત્તિ સ્યામ સુંદર, ઇદ્ર નિલમણી સ્યામ;
તે સરખી મૂર્ત્તિ મનોહર, અધિક શોભાધામ.
શ્રી રૂકમણી પતિ મુજને, જાણજો નિજદાસ;
રક્ષણ કરજો શ્રી હરી, નિત્ય આપી નિકટ નિવાસ.

કંસાદિક દુષ્ટના દમતળ, અખિલ જગના ઈશ;
કમળ શંખ ને ચક્રધારી, શોભોછો જગદીશ.
પ્રણુતપાળ દયાલ છો, વળી ગદાધર ગોવિંદ;
શ્રી દ્વારામતિ ઈંદ્ર છો, વળી પુરણુ કામ સ્વચ્છંદ.
રૂકમણીના રમણુ અમને, પાળો પર્મ દયાળ;
અતિ સમર્થ આનંદ મુર્ત્તિ, કાળના પણુ કાળ.
શર્દ પુનમ ચંદ્ર સરખું, વદન પંકજ જેહ;
મંદ હાસ્ય સહીત શોભે, અતિ મનોહર તેહ.
ભૂને ભાર સ્વરૂપ જે, નૃપસેનના હણુનાર;
મુક્તાનંદના નાથ અમને, પાળો પ્રાણુ આધાર.

## કડવું ૬૨ મું.

આનદ કંદ જદુનંદન ધીરજી, શેષના બંધુ પર્મ ગંભીરજી;
પાળજો અમને પ્રાણુ આધરજી, શ્રી રૂકમણી પતિ સુખદાતારજી.

## ઉથલો.

શ્રી રૂકમણીના પતિ સુખદાતા,પ્રભુ પ્રધુમ્નના તાત;
સભા સુધર્મા ઈદ્રની, તેમાં બેસતલ સાક્ષાત.
સત્યભામા રીઝાવવા, પારિજાતક લાવણુહાર;
સોળ હજારે સુંદરીના, એક તમે ભરતાર.
શ્રી રૂકમણી રમણુ અમને,પાળો જન પ્રતિપાળ;
શરણુાગત વત્સળ સદા, તમે કહાવો દીનદયાળ.
પોતાના પાંડવ ગણી, તેનું તે કરવા હેત;
અર્જુનના થયા સારથી, હણ્યા કૌરવ કર્ણ સમેત.
દ્રૌપદીનું જય વાંચ્છિત, કલ્પતરૂ તે કાજ;
ગરૂડધ્વજ સારિંગપાણી, શ્રી રાજાધિરાજ.
શ્રી રૂકમણી રમણુ અમને, પાળો ગુણુ ભંડાર;
ઈંદ્રાદિકને વંદન કરવા, જોગ છો કીરતાર.
ધર્મના મારગ તણી, તમે સેતુના રચનાર;
મુક્તાનંદના નાથ તારા, ગુણુ અનત અપાર.

## કડવું ૬૩ મું.

રૂડા દ્વિજને દઇ બહુ દાનજી, મગન કરો છો કૃપાનિધાનજી;
હરે મુરારે શ્રી ભગવાનજી, નારદાદિ મુનિ કરે ગુણ ગાનજી.

### ઊથલો.

શ્રી નારદ આદે મુનિ, જેના તે ગુણ નિત્ય ગાય;
શ્રી રૂકમણી વર અમારી, કરજો નાથ સહાય.
કરૂણાના સાગર સદા, વળી કરતલ ભવજળ પાર;
પતિતપાવન નામ જેનું, મુક્તિના દાતાર.
છો નર દેવ શિખામણી, વળી ગૌબ્રાહ્મણ પ્રતિપાળ;
શ્રી રૂકમણી રમણ અમને, પાળોદીન દયાળ.
સંસાર દુઃખથી ખેદ પામી, શર્ણે આવે જંત;
તેની રક્ષાને વિષે તમે, ઉદ્યમ યુક્ત અનંત.
ઉદ્ધવને વિષે અપિયું, તમે નિર્મળ જે નિજ જ્ઞાન;
અનંત જન ઉદ્ધારવા, કર્યાં પરમારથ ભગવાન.
નાનાવિધ અવતાર ધારી, પાળ્યા સાધુ લોક;
શ્રી રૂકમણીરમણ અમને, કરજો સદા અશોક
મન ક્રમ વચને માહરૂં, હવે માન્યું તમ શું મન;
મુક્તાનંદના નાથ મારૂં, તમ અર્થે આ તન.

## કડવું ૬૪ મું.

મુજને ભય આ લોક પરલોકજી, તમે સમર્થ નિવારણ ભય શોકજી;
તે માટે પતિ શબ્દ છે જેહજી, તમમાં સાચો છે પ્રભુ તેહજી.

### ઉથલો.

સત્ય છે પતિ શબ્દ તમમાં, એમ જાણીને શામ;
મેં તમને નિજપતિ કર્યા, સમજી સદા સુખ ધામ.
તપ અર્ચન સાધન વડે, આરાધી તમને કોય;
તમ વિનાઅન્ય પતિવરે, અતિ ભુલી વનિતા સોય

તમારી માયા વિષે, અતિ મોહ પામી નાર;
ડર આલોક પરલોકમાં, ન ટળે તેણે એક લગાર.
તે માટે મેં તપ વ્રતાદિક, ધર્મ પાળ્યા જેહ;
તે તમને રીઝાડવા, તેમાં તે નહીં સંદેહ.
તે માટે તમે રાજી થઇને, મારો મનોરથ નાથ;
સંપૂરણ કરો શ્રીહરી, રાખો સદા નિજ સાથ.
એમ પ્રાર્થના કરી નમે, પછી ઉરધારે હરીરૂપ;
કરંડીયામાં મૂર્ત્તિ સુવાડે, નિત્ય નિત્ય ધર્મ અનૂપ.
હરીપૂજા વિધિ મેં કહ્યો, સદગ્રંથ કેરો સાર;
મુક્તાનંદ ત્રિયમાત્રને, જેથી વધે પ્રભુસંગ પ્યાર.

## કડવું ૬૫ મું—રાગ ધોળ.

સતિ નાર અચળ ધર્મ પાળેરે, હરી વરવા;
બીજી ઉરથકી આશા ટાળેરે, હરી વરવા.
સતિ ચાત્રક સરખી થાયરે, હરી વરવા;
તન જાને ટેક ન જાયરે, હરી વરવા.
મતી સુર સરખી સાચીરે, હરી વરવા;
કદી પાની તે ન ધરે પાછીરે, હરી વરવા.
સતિ મતવાલી થઇ ડોલેરે, હરી વરવા;
મોળું વેણ મુખથી ન બોલેરે, હરી વરવા.
સતિ લોક લજ્યા સર્વે ત્યાગેરે, હરી વરવા;
પ્રેમે પ્રભુ ચર્ણે અનુરાગેરે, હરી વરવા.
મુક્તાનંદ કહે પતિવ્રતા નારીરે, હરી વરવા;
રાખે ઉરમાં અખંડ મોરારીરે, હરી વરવા.

## કડવું ૬૫ મું.

હવે કહું દોષ નિવારણ રીતજી, જે સુણી પાપી થાય પુનીતજી;
કહીંએ અજાણ્યે એકજ વારજી, ધર્મથી વનિતા ચૂકે લગારજી.

## ઊથલો.

ધર્મ ચૂકેલ માનની તે, જેણે કરી શુદ્ધ થાય;
પામે ફળ નિજ ધર્મનું તે, સુગમ કહું ઉપાય.

વિધવા ગુંથે ચોટલો, વળી પલંગે સુવે કોય;
અર્ધા ત્રિય સંગથી, કરે એક ઉપોષણ સોય.
તેમ બે ટાણાં એક દિનમાં, જમે વિધવા જેહ;
નગ્ન નહાય અતિશે જમે, કરે એક ઉપોષણ તેહ.
રોગ વિના તન તેલ ચોળે, જે દિન થાય ક્રોધ;
એક કરી ઉપવાસ વિધવા, કરે તે પાતક શોધ.
અતિ માંડાં અન્ન મોદિક આદી, જે વિધવા બહુ ખાય;
એક દિવસ ઉપવાસ કીધે, દોષ તેહનો જાય.
તેજનનો તંબોલ માદક, ખાય વિધવા નાર;
એક દિવસ ઉપવાસ કીધે, ન રહે પાપ લગાર.
કસુંબલ કે અતિ ઝીણાં, વસ્ત્ર અધિક પ્રકાશ;
મુક્તાનંદ કહે માનનીને, પહેરે એક ઉપવાસ.

### કડવું ૬૬ મું.

ઢગલી પેહેરે વિધવા જેહજી, એક દિવસ અન્ન ત્યાગે તેહજી;
નાતથી ન્યારાં વસ્ત્ર જે હોયજી, તે પેહેરે એક વ્રત કરે સોયજી.

### ઉથલો.

વ્રત કરે તે વસ્ત્ર પહેરી, જે હોય વિધવા નાર;
જે પેહેરે ન જણાય તેહનો, દેશાચાર લગાર.
દાંતને કે પગને રંગે, સેથે ભરે સિંદૂર;
કુંકુમનો કરે ચાંદલો, તેને એક ઉપવાસ જરૂર.
ચંદન અંજન પુષ્પમાળા, પેહેરે વિધવા જેહ;
ચૂડો પહેરે હાથમાં, કરે એક ઉપોષણ તેહ.
કુંકુમ કેરી પીળ ભાલે, કરે જે વિધવા કોય;
એક દિવસ ઉપવાસ કીધે, છૂટે પાતક સોય.
હરિપ્રસાદિ ચંદન લઇને, સતિ કરે નિજભાલ;
તોપણ એક ઉપવાસ કીધે, વાધે હરી સંગ વહાલ.
તેમ પ્રસાદી હાર હરીના, ઉર ધારે કરી પ્યાર;
તે વિધવા એક વ્રત કરે તો, રીઝે હરી ભરથાર.

ધાતુ સોતું વસ્ત્ર પેહેરે, કીધે તન શણગાર;
મુક્તાનંદ કહે તે સતિ શીર, એક ઉપવાસ પ્રહાર.

કડવું ૬૭ મું.

ધાતુતણાં આભૂષણ જેહજી, વિધવા નારી પેહેરે તેહજી;
જે વિધવા કરે સુવાસણ વેશજી, લાજ મર્યાદ ન રાખે લેશજી.

ઉથલો.

લાજ મર્યાદા જે તજે, વળી કરાવે ઉપહાસ;
તે સૌ. વિધવા માત્રને, શિર એક એક ઉપવાસ.
સન્યાસણનો વેશ ધારે, નાચણનો કરે વેશ;
તે વિધવા એક દિવસ ત્યાગે, અન્નતણો લવલેશ.
પુરૂષકેરો વેશ ધારે, જે વિધવા તજી લાજ;
એક દિવસ તે અન્ન તજે, મહા દોષ મળવા કાજ.
કેશ ઉખાડે ભાલના, વળી ભમે ઘર ઘર જેહ;
પરઘેર જઈ બેસી રહે, કરે એક ઉપોષણ તેહ.
સાસરિયાં સમ પિયરીયાંશું, સતિ કરે ઉપહાસ;
તે વિધવા શુદ્ધ થાય ત્યારે, કે કરે એક ઉપવાસ.
બાપને ખોળે ચડી, જે બેસે વિધવા નાર;
એક દિવસ ઉપવાસ કીધે, ન રહે દોષ લગાર.
નરનારી સંજોગની કરે, માતા આગળ વાત;
મુક્તાનંદ કહે એક ઉપોષણ, કીધે શુદ્ધ સાક્ષાત.

કડવું ૬૮ મું.

નરનારી સંજોગની વાતજી, વિધવા સુણે-કહે-સાક્ષાતજી;
એક દિવસ જો કરે ઉપવાસજી, તો એ પાતકનો થાય નાશજી.

ઉથલો.

તો એ પાતક નાશ થાયે, અન્ન ત્યાગે દિન એક,
વિધવા થઈ ગાળી દીયે, તેનો પણ એજ વિવેક.
જે વિધવા હોળી રમે, વળી જુઠું બોલે કોય;
એક દિવસ ઉપવાસ કીધે, પાતક છુટે સોય.

જે વિધવા થઇ કલંક કૂડું, ધરે કોઇને શીશ;
એક દિવસ ઉપવાસ કીધે, રીઝે શ્રી જગદીશ.
સાસરિયાં સંગ લાજ ત્યાગી, બોલે વિધવા જેહ;
એક દિવસ ઉપવાસ કીધે, છુટે પાતક તેહ.
મહા પાપી કોય કામની સંગ, વિધવા રાખે પ્યાર;
એક દિવસ ઉપવાસ કીધે, છુટે પાપ અપાર.
પાખંડી કે યવન નારી, તે સંગ બાંધે હેત;
તે વિધવા એક દિવસ અન્નને, ત્યાગે સંગ સમેત.
જંત્ર-મંત્રની જાણનારી, તે સંગ પ્રીતી થાય;
મુક્તાનંદ કહે તે સતિ પણ, એક દિન અન્ન ન ખાય.

## પદ ૧૭ મું–રાગ ધોળ.

શામળીયાને ગમવા ઇછે સુંદરી, તે ત્યાગે સૌ પાપીણીનો સંગજો;
નયમ ધર્મનો નાશ કરાવે પાપીયાં, પાપી સંગે થાય ભજનમાં ભંગજો. શા૦
નહિં પ્રતિતી જેને હરીઅવતારમાં, લાજ રહીત વળી બોસડની કરનારજો;
એવા સંગથી એક દીન અન્ન ત્યાગવું, એ વિધવાનો ધર્મ સનાતન સારજો. શા૦
ગર્ભતણી ધાતક કે ધુતી નારની, એક દિવસ સંગત ભૂલે થાયજો;
તો એ મહાપાતક ટળવાને કારણે, વિધવાનારી એક દિન અન્ન ન ખાયજો. શા૦
પાપી નરના ઘરમાં નારી પતિવ્રતા, વિધવા તેને જોવા જાય લગારજો;
મુક્તાનંદ તે એકદિવસ અન્નને તજે, એ વિધવા સતિયોનો શુભ આચારજો. શા૦

## કડવું ૬૯ મું.

નીચા કુળની નારી હોયજી, તેને ઘેર સતી જાયજો કોયજી;
તે વિધવા કરે એક ઉપવાસજી, ત્યારે એ પાતક પામે નાશજી.

### ઉથલો.

પાતક તેનાં નાશ પામે, જો નૃત્ય ગીત જોવાય;
તો વિધવા હરી ધ્યાનધારી, એક દિન અન્ન ન ખાય.
ઉછ્વ કે વિવાહમાં જઇ, જુવે નર શુભ વેશ;
તે વિધવા એક દિવસ રજની, ન જમે અન્ન લવલેશ.

પુરૂષ બહુ પોતાની મેળે, જે સ્થળ રમતા હોય;
તે વિધવા જુએ એકલી, કરે એક ઉપોષણ સોય.
સથવારો જોવા સતિ, કયાંય એકલી જો જાય;
તે વિધવાને દોષ ટળવા, એક ઉપોષણ થાય.
પુરૂષના ગુણરૂપને, કહેવાય કે સંભળાય;
તે વિધવા એક વ્રત કરેતો, પાપથકી મૂકાય.
અજાણે કોઇ પુરૂષને જો, અડે વિધવા નાર;
એક દિવસ ઉપવાસ કીધે, ન રહે દોષ લગાર.
નર સંબંધી ઘાટ ભૂંડો, જો મનમાંહી જણાય;
મુક્તાનંદ અન્ન તજી એક દિન,ગોવિંદના ગુણ ગાય.

### કડવું ૭૦ મું.

પુરૂષતું વસ્ત્ર ધોયાવિણ હોયજી, તેને વિધવા પરસે કોયજી;
જો નરસંગ ભાષણ થઇ જાયજી, વિધવા એકદીન અન્ન ન ખાયજી.

### ઉથલો.

વિધવા એક દિન અન્ન તજે,જો નરનું ચિત્ર લખાય;
તેમ નર નારી વિહાર સોતું, ચિત્રામણ પરસાય.
નર સાથે વાહલપ કરે, કોઇ કારજ અર્થે જેહ;
એક દિવસ ઉપવાસ કીધે, પાપ છૂટે તેહ.
પશુ પંખીનિ આદ્ય જે કોઇ, મૈથુન કરતાં હોય;
મનવશ થઇજોવાય તો તજે, એકદિન અન્ન સોય.
ગુહ્ય અંગ જે નરતણું, તે વિધવાને દેખાય;
એક દિવસ તે અન્ન ત્યાગે, ત્યારે સતિ શુધ્ધ થાય.
કર નયન ચાળા કરી, જે કરે નરને બોધ;
એક દિવસ ઉપવાસ કીધે, થાય મનનો શોધ.
પુરૂષની દૃષ્ટિ સંગાથે, દ્રગ જોડે કરી નેહ;
એક દિવસ ઉપવાસ કીધે, દોષ નિવારણ એહ.
પાંચ હાથથી ઢુકડું જો, નરની પાસ ચલાય;
મુક્તાનંદ કહે અન્ન એક દહાડો,ત્યાગી હરીગુણ ગાય.

### કડવું ૭૧ મું.

પુરૂષ મળમૂત્ર કરે જે ઠારજી, તે સ્થળે તેજ ક્રિયા કરે નારજી;
તે વિધવા કરે એક ઉપવાસજી, ત્યારે એ પાતક પામે નાશજી.

#### ઉથલો.

પાતક સર્વે નાશ પામે, પાળે નિજ ધર્મ સાર;
ઇચ્છે હરીપદ પામવા, સતિ રાખે એજ વિચાર.
ઉપર ભોંય કે હેઠ ભોંયમાં, જ્યાં નર સૂતો હોય;
તે ઘરમાં સતિ એકલી, રજનીમાં સૂતી કોય.
પ્રભાતે ઉઠી નાહીને, જે કરે એક ઉપવાસ;
તે વિધવાનું પાતક હોય તે, પામે સર્વે નાશ.
નર સભાને દેખતાં, ઉર ઉદર સાથળ જેહ;
દેખાડે વિધવા થઈ, કરે એક ઉપોષણ તેહ.
નર સભાને દેખતાં ઘસે, અંગ વારંવાર;
તે વિધવા અન્ન તજે એક દિન,સેવે હરી ભરથાર.
સાસરિયાંને પિયરીયાંથી, ગુપ્ત કરે વ્યવહાર;
નારી દ્વારે પુરૂષ સાથે, રાખે મિત્રાચાર.
તે સતિ એક દિન અન્ન તજીને,રહે નિરંતર નામ;
મુક્તાનંદ તે માનનીનું, મન થાયે નિષ્કામ.

### કડવું ૭૨ મું.

દર્પણમાં મુખ નીરખે જેહજી, એક ઉપવાસ કરે સતિ તેહજી;
નિજબંધુ ભરયૌવન થાયજી, તે સંગ વિધવા મારગ જાયજી.

#### ઉથલો.

તે સંગે જાય મારગે, કાં બેસે જઇ એકાંત;
એક કરે ઉપવાસ ત્યારે, પાતક પામે શાંત.
માનસી કે બહારની, પુજા જ્યારે ન થાય;
કાં નિત્યનો જપ ન થાય ત્યારે,એક દિન અન્ન ન ખાય.
અવશ્ય ઘરના કામ વેળો, હરી ભક્તિવિણુ કોય;
વૃથા કાળ જો જાયતો, કરે એક ઉપોષણ સોય.

પુરૂષ પેસે બારણામાં, તુરત વળે ધરી ત્રાસ;
ત્યાં હોય વિધવા એકલી, તો કરે એક ઉપવાસ.
જ્યાં હોય વિધવા એકલી, ત્યાં નર કોઇ આવી જાય;
કાઢે અતિ અપમાન કરી, નહિતો એક દિન અન્ન ન ખાય.
તે નરને જો ન કાઢે ને, વિધવા રહે તે ઠામ;
ચાર દિવસ ઉપવાસ કીધે, તે સતી થાય અકામ.
સ્વપ્નામાં નરસંગ કીધે, અન્ન ત્યાગે દિન એક;
મુક્તાનંદ કહે તે માનનિને, ઉપજે પરમ વિવેક.

પદ ૧૮ મું-રાગધોળ.

વિધવા સતિ અખંડ ધર્મ પાળે, તેતો તનસુખ લાલચ ટાળે;
ધારે ઉરમાં અખંડ હરીરૂપ, સતિ જાણે શ્રીહરીને અનૂપ.
સતિ સમજી થઇ તેની દાસી, ધાર્યા શીર ધણી અવિનાશી;
નિમ દાન ને વ્રત કરે જેહ, પ્રેમે હરીને સમર્પે છે તેહ.
કર્યું તન મન ધન હરી કાજ, પ્રભુ કાજ તજી કુળ લાજ;
કરે સાધન સમજી વિચારી, મુક્તાનંદ જેમ રીઝે મોરારી.

કડવું ૭૩ મું.-

સ્વપ્ને સમંધિનો સંગ થાયજી, પાદકૃચ્છ્ર વ્રત કરે અઘ જાયજી;
નિજ ધન ખરચી વિધવા જેહજી, જીવ્યા કાજ ઉધમ કરે તેહજી.

ઉથલો.

જીવ્યા સારૂ જે સતી, પરસેવા કરવા જાય;
કાભિક્ષાવ્રત આચરે, કરી ચાંદ્રાયણે શુધ થાય.
ખેડ કે વેપારને, ઉધમે જીવે કોય;
પુરૂષનો સ્પર્શ થાય તોપણ, સ્નાન કરે શુધ સોય.
વેપારણ કે ખેતી કરતલ, બોલે પરનર સંગ;
પાંચસેં જપી નામ પ્રભુનાં, થાય નિરમળ અંગ.
કાષ્ટ ત્રણ કે મૃતિકા, વળી છાણ ઉપાડે જેહ;
અવશ્ય કામે અડે નરને, સ્નાન થકી સુધ તેહ.

પોતાન સંબંધી નરને, કામ થકી જોવાય;
કામથકી બોલાય તોપણ, બમણું પાપ ગણાય.
બમણા કરી ઉપવાસ વિધવા, ટાળે અતિશે પાપ;
તે વિનતાના મન વિષે, નવ રહે કોય સંતાપ.
અધર્મમાં મન જાય ત્યારે, ન ગણે દોષ લગાર;
મુકતાનંદ કહે મન જીતે તે, સતિ સાધવી નાર.

### કડવું ૭૪ મું.

એક પતિવ્રત રાખે જેહજી, નારી મુવલ કે ત્યાગી તેહજી;
પરત્રિય સંગ ન ઇચ્છે કોયજી, વિશ્વાસી શરણાગત હોયજી.

### ઉથલો.

શર્ણાગત પર્યંત નરજે, છ પ્રકારના જોય;
જે નારી તે સંગ ચૂકે, મહા પાપી સમ સોય.
તેમાં એક એક પુરૂષનો સંગ, કીધો હોય એક વાર.
તેને પાપ ટળ્યા તણો હવે, કરી આપું નિરધાર.
એક વર્ષ એકાંતરે દિન, મોળો સાથુ જેહ;
પ્રેમ સહિત પીતી રહે, મહાપાતક છૂટે તેહ.
ધારણા પારણા નામે, વ્રતની કરનાર;
અસમર્થ જો હોય નારી, તેનો કહું વિચાર.
પારણાને દિવસ રાંધેલ, મીઠાળું જે અન્ન;
એક વખત ભોજન કરીને, કરવું હરી ભજન.
તેથી કાયર અધિક હોય તો, બે અન્ન લવણ સમેત;
એક વખત રાંધી જમે, રાખે તે હરી સંગ હેત.
ધારણાને દિવસ નારી, ત્યાગે અન્નની આશ;
મુકતાનંદ હરીભજન કરતાં, જળ પીયે કાં છાશ.

### કડવું ૭૫ મું.

વર્ષ દિવસનું વ્રત કરનારજી, જો અંગ રોગી થાય અપારજી;
તોએ રોગ ટળ્યા પછી નારજી, વ્રત કરે પુરૂં ન તજે લગારજી.

## ઉથલો.

વ્રત લગારે નવ તજે, કરે વરસ દિન લગી જેહ;
તે વિનતા સર્વે પાપ છૂટે, તેમાં નહીં સંદેહ.
એક વર્ષનું વ્રત કરતાં, કાયર વિનતા કોય;
પોણા વર્ષનું વ્રત કરે, પણ પ્રભુપદ પામે સોય.
અતિ અસમર્થ હોય નારી, વ્રત કરે ખટ માસ;
તે પણ પામે પર્મપદને, પાતક થાયે નાશ.
તેથકી પણ અધિક કાયર, જો કોય વિનતા થાય;
ત્રણ મહિના એ વ્રત કરે તો, પાપથકી મૂકાય.
તે સાધન વર્ણવી કહ્યાં, જે સૌને પાપ જણાય;
ગોપ્ય રહે તે પાપ ટળવા, ભાખું સુગમ ઉપાય.
શ્રી હરીની મૂર્ત્તિ આગળ, મટકુ જીતી નાર;
દૃઢ આસન બેસી રહે, નવ હાલે દેહ લગાર.
મુનીવ્રત લઈ મંત્ર જપવા, દિન દિન પાંચ હજાર;
મુક્તાનંદ કહે મંત્રકેરા, અક્ષર પુરા ચાર.

## કડવું ૯૬ મું.

જયારે એ મંત્ર જપિ રહે સારજી, ત્યારે જમે ભોજન એકવારજી
છ મહિના એમ જપ કરે સોયજી, તેને પાતક ન રહે કોયજી.

## ઉથલો.

પાતક ન રહે કોય તેને, સાધન કરી શુદ્ધ થાય;
ગોપ્ય પ્રગટ સૌ પાપ નાસે, પ્રેમે હરી ગુણ ગાય.
પ્રથમ કહ્યા છ ભાતના નર, તે સંગ ભ્રષ્ટ થવાય;
તે પાતક છૂટયા તણા, મેં વર્ણવ્યા સર્વે ઉપાય.
તે વિના અન્ય પુરૂષ સાથે, ભૂલ પડે એક વાર;
કહ્યાં તેથી અર્ધ વ્રત કરી, ભવજળથી ઉતરે પાર.
અજાણે મદ્યપાન થાયે, તેમજ માંસ ખવાય;
એક ચાંદ્રાયણ વ્રત કરે, ત્યારે પાપ થકી મૂકાય.

સુવર્ણની ચોકી કરે, સોળ માસા સમ કોય;
એક ચાંદ્રાયણ વ્રત કીધે, પાતક છૂટે સોય.
સાધન પાપ ટળ્યાં તણાં, આ ગ્રંથમાં કીધાં તેહ;
ધર્મ શાસ્ત્ર મુનીવરે, અતિશે કહ્યાં છે જેહ.
કળિ વિષે એ મોટાં સાધન, કરતાં પામે ત્રાસ;
મુક્તાનંદ કહે સુગમ રીતે, વર્ણવ્યા જપ ઉપવાસ.

## પદ ૧૯ મું–રાગ સિંધુ.

સાચી સતિયો તણી રીત મહા અટપટી, તન ધન જાતે ન ધર્મ ત્યાગે;
પોતાનો પુરૂષ શ્રીકૃષ્ણ કરૂણાનિધી, તે સંગ પ્રીત અતિશેજ લાગે. સા૦
જળવિના મીન જીવે નહીં બારણે, દુધ ઘૃતમાંહી જો ધરે તેહને;
તેમ સતિયોતણુ મન નવ ગમે, પ્રાણજીવન પિયુ કૃષ્ણ જેને. સા૦
ડગમગ મન કરી ધર્મમાંથી પડે, સાધન કરી ફરી શુદ્ધ થાય;
પતિતપાવન પ્રભુ જાણી વળગી રહે, તે પણ ભવજળ પાર જાય. સા૦
ઉત્તમ પતિવ્રતા એને ગણવી નહીં, અતિશે કનિષ્ટ તુચ્છ નારી;
આઠ પ્રકાર કરી અન્ય નરને તજે, પતિવ્રતા તેજ પ્રભુને મહાપ્યારી. સા૦
સુરજ તુલ્ય નિષ્કલંક સાચી સતિ, પોતાને તેજે ત્રિલોક પાળે;
મુક્તાનંદ તે સતિતણી ચર્ણરજ, શીષ ધારે તેનાં કર્મ બાળે. સા૦

## કડવું ૭૭ મું.

શાક મૂળ ફળ દળ કહેવાયજી, રાંધેલ અન્ન એક દિન લગી થાયજી;
તેમ દહિં દૂધ જો ચોરી ખવાયજી, તે સતિ એક દિન અન્ન ન ખાયજી.

## ઢાળ.

એક દિવસ તે અન્ન તજે, જેને ચોર્યાનો અભ્યાસ;
ગળ્યું અન્ન કેદી ચોરે તો, બે દહાડા ઉપવાસ.
એવી રીતે અન્ય ઠેકાણે, જાણી લેવી રીત;
ઘટતું હોય તેમ દોષ નિવારણુ, કીધે થાય પુનીત.
ચાંચડ માંકડ લીખ જૂ, એવા જંતુ મારે જેહ;
અજ્ઞાની એ વિનતા, કરે એક ઉપોષણુ તેહ.

મુષકાદી મારે વિનતા, અજ્ઞાને કરી કોય;
બે દિન સુધી અન્ન તજે, હરી ભજન કરતી સોય.
અધિક મોટા જીવનું, જાણવું મોટું પાપ;
દેશ કાળ જોઈ સાધન કીધે, નાસે સર્વ સંતાપ.
આત્મહત્યાની કરનારી, જમના ધોકા ખાય;
સાપણ કે ચૂડેલ જેવી, ચોરાશીમાં થાય.
તામસ યોની વિષે તે, તન ધરે બહુ વાર;
મુક્તાનંદ કહે આત્મઘાતી, પામે કષ્ટ અપાર.

કડવું ૭૮ મું.

એકાદશી ચોવિશે જેહજી, હરીના જન્મ દિવસ સર્વ તેહજી;
આપતકાળ ન આવ્યો હોયજી, વિધવા હરી વ્રત ત્યાગે કોયજી.

ઉથલો.

વિધવા નારી વ્રતને દિન, તૃષ્ણા કરી અન્ન ખાય;
ચાંદ્રાયણ એક વ્રત કરે તો, પાપ થકી મૂકાય.
જતિ કાં બ્રહ્મચારીનું, જો અન્ન જમે એક વાર;
તે વિધવા એક ચાંદ્રાયણ કરી, ટાળે પાતક ભાર.
તેમજ આશ્રમ રહિત નરનું, ભૂલે અન્ન ખવાય;
એક ચાંદ્રાયણ વ્રત કરે તો, વિધવા અતિ શુદ્ધ થાય.
જાત થકી કરે ભ્રષ્ટ એવું, કર્મ કરે સતિ જેહ;
એક ચાંદ્રયણ વ્રત કરે, હરીભજન કરતી તેહ.
અજ્ઞાને એક વાર જે જે ,વ્રતનો ભંગ થઈ જાય;
આ ગ્રંથે જે જે કહ્યા છે, કરવા તેજ ઉપાય.
દોષ ટળ્યાના વ્રતને દિન, અહર્નિષ લે હરી નામ;
તો સંપૂરણ ફળ મળે,સતિ થાય અતિ નિષ્કામ.
શ્રીહરીના નામકેરં, મહાત્મ અનંત અપાર;
મુક્તાનંદ હરી ભજન કરતાં, પતિત પામે પાર.

કડવું ૭૯ મું.

પ્રાયશ્ચિતનું વ્રત કરતી હોયજી, ચાર દિવસનું વ્રત હોય સોયજી;
એકાદશી આદિક વ્રત જેહજી, ચાર દિન મધ્ય આવે તેહજી

ઉથલો.

ચાર દિવસ મધ્ય વ્રત આવે, તે નગણે સતિનાર;
પાંચ કરે ઉપવાસ પૂરા, ન તજે એક લગાર.
એવી રીતે જે જે વ્રતમાં, આવે મધ્ય ઉપવાસ;
તે વ્રત ભેળા નવગણે, તો અતિ રીઝે અવિનાશ,
પ્રાયશ્ચિતના ઉપવાસ કરતાં, નીરછા શેવિન જેહ;
ફળફુલાદિક સતિ વિધવા, કાંઇ ન ખાયે તેહ.
જે વ્રત ભંગે પ્રાયશ્ચિત કરશે, તે પણ સતિ કહેવાય;
શ્રી સરખી વૈકુંઠમાં જઇ, આતશે સુખણી થાય.
પોતે પ્રાયશ્ચિત નવ કરે, વળી અન્ય કોય કરતી હોય;
તેને પણ વારૂ કહે, મહા કષ્ટ પામે સોય.
ઇશ્વરની આજ્ઞા પ્રમાણે, તે એને ધર્મરાય
નાખે અતિશે નર્કમાં, જેમ પાપ છૂટી જાય.
જમ કરમાં મુદ્ગર લઇને, મારે કરી બહુ રીશ;
મુક્તાનંદ તે નારીયો ત્યાં, પાડે અતિશે ચીશ.

કડવું ૮૦ મું.

જમપુરનાં દુઃખ અતિશે જેહજી, ત્રાહિ ત્રાહિ કરી મુકતે તેહજી;
જમપુર કષ્ટ સહી અઘ જાયજી, તે સુંદરીયો અતિ શુદ્ધ થાયજી.

ઉથલો.

શુદ્ધ થયા પછી સુંદરી, લઈ અર્ક સમ વૈમાન;
આવે પ્રભુના પાર્ષદ તે, કરશે બહુ સનમાન.
વૈમાને બેસારી બેઉને, વૈકુંઠપુર લઇ જાય;
શ્રી હરીના ધામમાં તે, અતિશે સુખણી થાય.
પ્રથમ કીધી ભક્તિ તેણે, પ્રભુ સંગ રાખી પ્રીત;
તે ભક્તિના ફળ વડે, થાશે અંતે પર્મ પુનીત.
કમળાનું દાસીપણું તે, પામશે બેઉ નાર;
સુરવાંછિત હરી ધામમાં રહે, જ્યાં નહીં કષ્ટ લગાર.
વિષ્ણુ ભક્તિ રહિત વિનતા, દ્રઢ પાળે નિજધર્મ;
વ્રત ભંગે પ્રાયશ્ચિત કરે, તેહનો બતાવું મર્મ.

તનને ત્યાગી તે સતી, પછી પામે સતિનું લોક;
ધર્મ પદ પામ્યા વિના, ન ટળે તે અંતર શોક.
પુરૂષ તેનો રૂદ્રગણ થઈ, તે સંગ કરે વિહાર;
મુક્તાનંદ હરિ ભક્તિ વોણો, નાવે દુઃખનો પાર.

**પદ ૨૦ મું-રાગ ગરબી.**

જે હરી સેવે તેજ સતી, તેજ સતિ વરિ કૃષ્ણ પતિ, જે હરી૦
પુરૂષોત્તમ સંગ જીવ જડાણો, તે વિનતા અતિ ભાગ્યવતી, જે હરી૦
પતિવ્રતા નારીને પ્રિત પિયુસંગ, તેની ન ડગમગ થાય મતી, જે હરી૦
ધર્મ ધોરિંધર થઇ પ્રભુ પૂજે, તે સતિ પામે પર્મ ગતિ, જે હરી૦
મુક્તાનંદનો નાથ ભજ્યાવિન, એક રતિ વિના એક રતી, જે હરી૦

**કડવું ૮૧ મું.**

જે હરીભક્તિ રહિત સતિ નારજી, પ્રાયશ્ચિતનાં વ્રત ન કરે લગારજી;
તે મરી જમપુર નર્કમાં જાયજી, તિવ્ર વેદના અતિ દુઃખ થાયજી.

**ઉથલો.**

દુઃખ સહે જમ જાતનાનું, તેણે કરી શુદ્ધ થાય;
પ્રથમના સુકૃત વડે તે, સતિ લોકમાં જાય.
પતિ તેહનો રૂદ્રનો ગણ, થાય પિશાચ સમાન;
આ કેવળ સતિધર્મનું ફળ, જે ન ભજે ભગવાન;
એ રીતે વિધવાતણા, મેં વર્ણવ્યા ધર્મ ઉદાર;
દોષ નિવારણ સહિત, નિર્મળ મોક્ષફળ દાતાર.
સુવાસણ વિધવા સતિ, જ્યારે સ્ત્રી ધર્મમાં હોય;
ત્રણ રાત્રી લગણ નર નારીનો, સ્પર્શ ન કરે સોય.
ઈંદ્રે બ્રહ્મહત્યા તણો, વળી ભાગ ચોથે જેહ;
દીધો છે વિનતાઓને, એક મહિને પ્રગટે તેહ.
માસે માસે બ્રહ્મહત્યા, રૂધિરરૂપ જણાય;
પ્રથમને દિન મલિન નારી, ચાંડાળણી કહેવાય.
બીજે દિન બ્રહ્મઘાતની, દિન ત્રીજે ધોબણ રૂપ;
મુક્તાનંદ તે માનની, દિન ચોથે શુદ્ધ સ્વરૂપ.

### કડવું ૮૨ મું.

દેવ પિત્રીના કર્મમાં એહજી, જોગ થાય દિન પાંચમે એહજી;
કરે ઉપવાસ જો આપત હોયજી, ત્રીજે દિન શુદ્ધ થાય છે સોયજી.

### ઉથલો.

ત્રીજે દિન શુદ્ધ થાય નારી, એક ઉપવાસે જેહ;
દેવ પિત્રિનું કર્મ કરવા, જોગ કહાવે તેહ.
તે માટે એ મહાપાતક, નવ સંતાડે નાર;
સંતાડે તે નિસ હત્યારી, ન ટળે દોષ લગાર.
રજસ્વળાને જે અડે તે, મેલી કે શુધ્ધ હોય;
તોપણ લાગે પાપ બેઉને, અડવા જોગ ન સોય.
રજસોતીને અન્ય નારી, અડે કરી બહુ હેત;
તો પણ તેને પાપ લાગે, બ્રહ્મહત્યાયે સમેત.
સ્મૃતિમાં તે પાતકનો કૃચ્છ્રવ્રત નિરધાર;
કળિમાં તે સૌ સુંદરીને, કરતાં ત્રાસ અપાર.
તે માટે સૌ સુંદરીને, નાંખું સુગમ ઉપાય;
જે સાંભળતાં સૌ નારીને, કરવા હિંમત થાય.
પોતે હોય રજસ્વળા, તે જઈ મિસે અન્ય પાસ;
મુકતાનંદ કહે અડેજાણી, તે શીર એક ઉપવાસ.

### કડવું ૮૩ મું.

નારી ધર્મમાં જે હોય નારજી, તેને અજાણે અડાય લગારજી;
વસ્ત્ર સહિત જઈ જળમાં નહાયજી, ત્યારે એ પાપથી મૂકાયજી.

### ઉથલો.

પાપ થકી મૂકાય ત્યારે, કરે મૂશળ સ્નાન;
એમ એ વિના શુધ્ધ થઇને, ભજે શ્રી ભગવાન.
આપતકાળે નરનારીનો, જાણીને સ્પર્શ થાય;
તોપણ રજવાળી વિનતાને, સ્નાન કરે અઘ જાય.
રજ સંતાડવા જોગ નહીં, એમ કહી છે મુનિવર વાત;
એ રીતે સર્વે સતીની, પરંપરા વિખ્યાત.

રજ તનમાં પ્રગટ થયું તે, ન સંતાડે જેહ;
બ્રહ્મહત્યાના દોષથી, વિનતાઓ છૂટે તેહ.
પરપુરૂષથી ગર્ભશંકા, સગાંને થાય નાશ;
તે માટે સૌ યોષિતાને, કરવું રજ પ્રકાશ.
એ રીતી સર્વ સુંદરીને, અતિશે પાળ્યા જોગ;
પુરાતન આ રીત છે, આપે સુખ આરોગ્ય.
ચારે વર્ણની નારીયો, ઇચ્છે ધર્મફળ જોય;
મુકતાનંદ કહે એ મર્જાદા, પાળે અતિશે સોય.

### કડવું ૮૪ મું.

વ્રત નિષ્કામ સર્વ શ્રુતિ સારજી, નરનારી પાળે કરી પ્યારજી;
છળ વચને કરી શુભ વ્રત સોયજી, ભંગ કરાવે વિનતા કોયજી.

### ઉથલો.

ભંગ કરાવે વિર વ્રતને, પાપણ નારી જેહ;
નરકમાં જઈ પાપણી, મહાકષ્ટ પામે તેહ.
ક્રોધે જેનાં નેણ રાતાં, જમના દૂત કઠોર;
અગ્ની વર્ણી લોહ મૂર્ત્તિ, ભેટાડે કરી જોર.
લોઢાના થંભ અનંત રાતા, બળતાં દાઝે દેહ;
ઉંચે સ્વરે જમ હાક મારી, ફરી ભેટાડે એહ.
નરનારીનું વ્રત જેણે, છળ કરી કીધું ભંગ;
કુંભીપાકના તેલમાંહી, રાંધે તેનું અંગ.
રકત પરૂ વિષ્ટા તણા, કુંડમાં નિશદિન નહાય;
મુકતે અતિ જમજાતના, નહીં શાંતિ એક લગાર.
પોતાના તનરોમની, સંખ્યા તે જેટલી થાય;
તેટલાં વર્ષ પર્યંત પાપણુ, માર જમનો ખાય.
પછી નિર્લજ વનવિષે તે, પિશાચી થાય ખ્વાર;
મુકતાનંદ કહે પાપણી, દુઃખનો ન પામે પાર.

### પદ ૨૧ મું–રાગ ગરબી.

દૂતીને જમપુર મારે ઘણી, તેનો મિત્ર ભુવનમાં નહિં કોય ઘણી, દૂતી૦

ભરજોબન નારીને પ્યાર કરે, તેતો નવ છોડે પોતાની જણી, દૂતી૦
નરનારીનાં વ્રત જે ભંગ કરે, તેનેજ પીડે સર્વે પાપ ગણી, દૂતી૦
લોઢાના અંકુશ લઈ કરમાં, ખોસે રોમ રોમમાં તીખી અણી, દૂતી૦
કહે મુક્તાનંદ દુઃખ સહી જમનું, પછી થાય વૈતરી અરણ્યતણી, દૂતી૦

કડવું ૮૫ મું.

સાત જનમ કુતરડી થાયજી, દૂતીનુ દુઃખ નવ વર્ણવાયજી;
સાત જનમ વડવાગોલી હોયજી, ઉંધે શીર લટકે નિત સોયજી.

ઉથલો.

ઉંધે શીર લટકી રહે, મહાકષ્ટ પામે તેહ;
નરની વિષ્ટામાંહે કીડાના, ધરે હજારો દેહ.
તે કેડે એ પાપણી વળી, ગ્રામ શૂકરી થાય;
તે કેડે અતિ કામીજે તન, તે તે દેહ પમાય.
નરનારીનું નિષ્કામી વ્રત, ભંગનો કરનાર;
તે પુરૂષ પણ પ્રથમ કહીને, વનિતા સરખો પ્યાર.
તે પુરૂષ પણ દેહ ત્યાગી, નર્ક કુંડમાં જાય;
પોતાને પાપે કરીને, જમના ધોકા ખાય.
કુંભિપાક મહા નર્કમાંહે, પડે તે વારંવાર;
ક્રોધ કરી બહુ સર્પ કરડે, કષ્ટનો નહી પાર.
જમ ફરશી લઈ અંગ ચીરે, અતિશે કરે પોકાર;
પાપી નર જેમ ચીસ પાડે, તેમ તેમ આપે માર.
તે કેડે ચંડાળ તનમાં, ધરે સાત અવતાર;
મુક્તાનંદ કહે અધર્મીને, દિન દિન કષ્ટ અપાર.

કડવું ૮૬ મું.

સાત જન્મ તે સર્પ થાયજી, અનંત જીવ મારી ખાયજી;
ધરે જળોનાં તન સાતજી, જળમાં રહી કરે બહુ ઉતપાતજી.

ઉથલો.

ઉતપાતી એ જીવ ધારે, જન્મ કોટિ હજાર;
વિષ્ટામાં કીડાતણા, પામે તે કષ્ટ અપાર.

પુંશ્ચલિયુની યોનિમાં, સાત જન્મ ક્રમિ થાય;
પાપી નર તેમ પાપમાં, અધકો જડાતો જાય.
ગાયના આળા વિષે, એ કીડો થાય સો વાર;
એમ બહુ યોનિમાં ફરે, ફરી નાવે નર અવતાર.
નિષ્કામી નર નારનું વ્રત, રક્ષણ કરશે જેહ;
નિષ્કામિની જે ગતિ, પામશે નિશ્ચે તેહ.
સતીગીતા શુભ ગ્રંથને, જે ભણે સાંભળે નાર;
અર્થ ધારે ઉર વિષે તે, પહોચે ભવજળ પાર.
આ ગીતાને પ્રેમશું જે, ભણે ભણાવે ગાય;
મનવાંછિત ફળ પામશે, વળી પાપ થકી મૂકાય.
નિત્ય નિયમે આ ગ્રંથ કેરો, પાઠ કરશે જે કોય;
મુક્તાનંદ ભૂમધ્ય કીર્ત્તિ, પામે હરી પદ સોય.

### કડવું ૮૭ મું.

સતીગીતા જે વિનતા ગાયજી, તે ફરી શુભ કુળ ઉત્પન્ન થાયજી;
પુરૂષોત્તમ પતિ પામે સોયજી, બીજો પતિ નવ થાયે કોયજી.

### ઉથલો.

બીજો પતિ નવ થાય તેને, ભક્તિ થકી જે નાર;
આ ગીતાને સાંભળે, નવ મેલે એક લગાર.
ગાનારીની જે ગતી, વળી સાંભળતલની તેહ;
હરીનું સુખ પરલોકમાં, તેમાં નહીં સંદેહ.
ધર્મવાળી નારને, નિત્ય પાઠ કરવા જોગ;
નિત્ય આ ગીતા પઠણ કરતાં, પામે સુખ આરોગ્ય.
ગ્રંથ સઘળો પાઠ કર્યાની, જેને શક્તિ ન હોય;
પાંચ દશ કે પંદર કડવાં, પાઠ કરે નિત્ય સોય.
સોવાસણ હોય તે પોતાના ધર્મ, ગોતીને કરે ગાન;
વિધવા હોય તે આ ગીતાને, રાખે પ્રાણ સમાન.
જે સ્થળ જેના ધર્મ હોય તે, ગોતીને ગ્રહે સાર;
સોવાસણ ને વિધવા તણો, આ ગ્રંથ અતિ શણગાર.

પ્રેમ કરી જે પ્રેમદા, આ ગ્રંથ ગ્રહેશે સાર;
મુક્તાનંદ તે માનનીને, મળશે હરી ભરથાર.

કડવું ૮૮ મું.

સતીગીતાને નાર જે ગાયજી, શ્રવણ કરે તેપણ શુદ્ધ થાયજી;
મનવાંછિત ફળ પામે એહજી, અતિ જશવંત કહાવે તેહજી.

ઉથલો.

જશ વાધે અતિ તેહનો, જે ધર્મમાં રહી ધીર;
આ ગીતા સંભળાવે સોને,તે નર ગુણ ગંભીર.
પોતાના ધર્મ જાણવા, જે ઇચ્છે સતિયો કોય;
આ ગીતા તેને કહે, લહે મનવાંછિત ફળ સોય.
આ ગીતા શુદ્ધ ધર્મમાં રહી, સંભળાવે નર જેહ;
ધર્મ ભક્તિ વસે ઉરમાં, પામે સદ્ગતિ તેહ.
જે વિનતા વિનતાઓને, આ ગ્રંથ કહે કરી પ્યાર;
તેને હરી રીઝાવવાનું, એ સાધન અતિ સાર.
સતીગીતા સર્વે સુંદરીનું, હીત કરવાને કાજ;
સદગ્રંથનો સાર લઇ, કરી નીલકંઠ મહારાજ.
આ ગીતા કરવે કરીને, માતા ધર્મ ઉદાર;
મુજપર ભકિત રીઝજો, એ માગું વારંવાર.
સુર મુનિ સેવે ચર્ણ એવા, ધર્મ મારા તાત;
મુકતાનંદ કહે રીઝજો, એ માગ્યું મુનિ સાક્ષાત.

પદ ૨૨ મું-રાગ ધોળ.

ધન તે નારી, શ્રી હરીને વરવા મનમાં શૂરી થઈ;
વરી ગિરધારી, ભકિત સહિત નિજ ધર્મ અચળ ઉરમાં લઈ. ટેક.
સતી ભકિત સહિત નિજ ધર્મ પાળે, બીજી આશા ઉરમાંથી બાળે;
સતી તિવ્ર વૈરાગે મન ગાલે, ધન તે૦
સતી રાત દિવસ હરી સેવ કરે, તે તો લોક લજ્જાથી ન લેશ ડરે;
સતી હરી વિના બીજું સૌ પરહરે, ધન તે૦

સતી શામળીયાને રંગ રાચી, વરી શામસુંદર વર થઈ સાચી;
બીજી વાત જણાવી અતિ કાચી, ધન તે૦
સતી તન મન ધન હરીકાજ કર્યું, બીજું પાપ રૂપ સર્વે પરહર્યું;
કહે મુક્તાનંદ અતિ કાજ સર્યું, ધન તે૦

દુહો.

સંવત અઢાર એંશીયો, જેઠ માસ ગુરૂવાર;
શુક્લ પક્ષ તૃતિયાતિથી, ગ્રંથ સંપુરણ સાર.

---

સતીગીતા સંપૂર્ણ.

---



बृहत्

# કાવ્યદોહન.

## ગ્રંથ બીજો.

## [ વિભાગ બીજો. ]

## ભાલણ.

પાટણ નગરનો રહિશ. સંવત ૧૬૪૦ થી ૧૬૮૦—ઈસિ. ૧૫૮૪ થી તે ૧૬૨૪ લગણમાં હૈયાત હતો. સત્તરમાં શૈકાના પેહેલા કાળમાં જે કવિઓ થયા તેમાં એ કવિ પેહેલા વર્ગમાં શોભે તેવો છે.

### કૃષ્ણલીલા.

### પુતના વધ.

પદ ૧ લું.—રાગ ગોડી.

કપટે આવી કામિની, સજી સર્વ શૃંગારજી,
બાળકને ભોલાવા ઇચ્છે, ધર્યું રૂપ અપાર; હરીને નવ જાણે.

મોકલી તે પ્રેરી કંસે, કાળ તણો જે કાળજી;
હણતી હીંડે જ્યાં ત્યાં સઘળે, ઘર ઘરતાં જે બાળ. હરીને.
છૂટી લટ કુચ ઉપર સોહંતી, મુખ ઉપર ત્યાં લટકેજી;
વ્રજજનનાં ચિત્ત ચોરતી, અંગ તણે ત્યાં મટકે. હરીને.
વેણી માંહે માલતિ લીલા, ગજ ગત્યની ચાલજી;
કરે કંકણ ને મુદ્રિકા, નથની ઝાકઝમાલ. હરીને.
પ્રૌઢે અંગે સાડી પહેરી, કટી કંકણ ઝણકારજી;
સુંદરી મલપતી ચાલે, ડગમગ ભૂપર ભાર. હરીને.
મંદહાસ્ય મુખ મરકલડા, ચંચળ નયન નીહાલેજી;
પાગે વીંછીયાં રણઝણે, ચહોદીશ મીટડી ઘાલે. હરીને.
ઉર સ્તન તે વિષે ભર્યાં, મલપંતી તે આવીજી;
વિસ્મે પામી ગોપીકા, કોણે નવ બોલાવી. હરીને.
વ્રજવિનતાએ ચિંતવ્યું, નારાયણને જોવાજી;
લક્ષ્મી ચાલી આવે છે, વિરહ વેદના ખોવા. હરીને.
સુંદરી સહુ સામું જુએ, તે આવી નંદને ઘેરજી;
યશોદાજી વિસ્મે થયાં, ન લહી એહની પેર. હરીને.
પારણા માંહે પોઢીઆ, સ્વામી જુગજીવંનજી;
મળવાને આવી જાણી, મીચ્યાં ત્યાં લોચન. હરીને.
પાવક ભસ્મે ઢાંકિગો, ત્યમ ગોપવ્યું તેજજી;
શામાએ શ્યામજી તેડયા, અંતર અવળું મુખ હેજ. હરીને.
પડીઆરે જેમ ખડ્ગ ઢાંકયું, ત્યમ બોલે મધુરી વાણીજી;
માતા તેને વારે નહિ, ઉત્તમ સ્ત્રીકા જાણી. હરીને.
જ્યમ જાણી દોરડી, સુતો લે ભૂજંગજી;
તેમ તેણીએ કાળ આપણો, લીધો ત્યાં ઉછંગ. હરીને.
કહે એ નહાનડીઓ નીરખતાં, અતિસે લાગે મીઠોજી;
મેં તો કોટીક બાલિક નીરખ્યાં, પણ એવો નથી દીઠો. હરીને.
દુરમતિ સ્તન વિષથી ભરિયાં, મુખમાં મેલે નારજી;
બેઉ કર બીડાને ધાવે, પીયે પ્રાણ મુરાર. હરીને.

મૂકો મૂકો મહાવજી, કરતી અતિ આક્રંદજી;
ચરણ પાણ્ય ચહોદીશ નાખે,શબ્દ ગાત્ર મતિમંદ. હરીને.
આંખ ફટારી કેશ મોકલા,વિકલ થયાં સહુ ગાત્રજી;
જીવ ગયો પડી તે પૃથ્વિ, પોઢી પર્વત માત્ર. હરીને.
ગાય વાછરૂં ચૂરણ કીધાં, પડતાં તેનો દેહજી;
શબ્દ દેશ સઘળી વળી, ગ્રહ તારા ગણ જેહ. હરીને.
શબ્દ સાંભળી તેનો, આવ્યો સઘળો સાથજી;
ઉર ઉપર રમતાં દીઠા, ભાલણ પ્રભુ રઘુનાથ. હરીને.

## જનુનીલીલા.

### પદ ૨ જું–રાગ ધન્યાશ્રી.

મહાવજી પુછે વાત માતને, મુખ શામ શરીરરે;
રોમાંચિત તમો શું થયાં, નયણે પ્રગટયું નીરરે. મહાવજી.
યશોદા એણી પેરે ઉચરે, મુખડું જોતાં તારૂંરે;
અતિઆનંદ કરી થયું છે,પુલકિત તન ત્યાં મહારૂંરે. મહાવજી.
વચન મનોહર સાંભળી, હરજીએ લીધો આડોરે;
એવું સુંદીર જે કહો છો, આઈ મુજને દેખાડોરે. મહાવજી.
જે કહો છો તે તણી કાંતિ તણું,કહ્યું ન જાય લેખુંરે;
હું એમ મનમાંએ જાણું છું, એકવાર હું દેખુંરે. મહાવજી.
વળતી માતા એમ વદે છે, તેતું કયમ દેખાં તંનરે;
મેંતો એવું કીધું છે તેવું, તહારે નથી પૂન્યરે. મહાવજી.
બોલ સાંભળી જનુનીના, હઇડા માંહે હસિયુંરે;
ભાલણ પ્રભુ રઘુનંદ ત્યારે,સામું જોઇ મન વસિયુંરે. મહાવજી.

## ઉખળબંધનલીલા.

### પદ ૩ જું–રાગ કેદારો.

માતાને મોહન ધાવે, અતિસે લાગે મીઠુંરે;
ચુલે પય ઉભરાવા લાગ્યું, યશોદાયે તે દીઠુંરે. માતાને

અર્ધ ધાવતો મુકયો અવની, જનુની વેગે ચાલીરે;
આંખે અતિ ખરતાં આંસુ,હરજીએ છેડલે ઝાલીરે. માતાને.
અતિ આકળી થઇ નીસરી, બળ કરી વછોડીરે;
દશદ લેઇ ગોવીંદે તે વારે, મહીની ગોળી ફોડીરે. માતાને.
પુર નદીની પેરે ચાલે,હરજી સુખે માખણ ખાયરે;
ઊતારીને આવે જેટલે તેટલે, કૌતક દીઠું માયરે. માતાને.
બાળક માકલડાંને ખવરાવે,નાચે પ્રેમે મુદિત થાયરે;
જનુનીને આવતી જાણી,ભયભીત થઇ નાસી જાયરે. માતાને.
કામિની કરમાંહે લઇ, ચીમટા-પુંઠે થાયરે;
સાસ ભરાયે ભાલણ પ્રભૂ, લીલા બ્રહ્માદીક ગાયરે. માતાને.

## પદ ૪ થું-રાગ ગોડી.

નાશીને જાશો કેટલેરે, હવડાં સહાશું કહાન;
હૈડું દાઝે છે મારૂંરે, ઘણું કર્યું છે જાન. નાશીને૦
કરમા લઈ કાંમડીરે, કુંવર પૂઠે ધાય;
રીસે લોચન રાતડાંરે, યશોદાને સાસ ભરાય. નાશીને૦
મુખડું માખણ ખરડયુંરે, ખરડયા છે બે હાથ;
નારીને નયણે નીર ઝરેરે, ચૌદભુવનનો નાથ. નાશીને૦
જોવા આવી ગોવાલણીરે, ઘર ઘરની બહુ નાર;
ગોળી ફોડી ગોવિંદજીરે, મહીડું વહેછે અપાર. નાશીને૦
અંતરીક્ષ અમર તે આવિયારે, ચઢી દેવ વિમાન;
કૌતક જોવા કૃષ્ણજીનુંરે, લક્ષ્મીપતિ ભગવાન. નાશીને૦
આંગણે ફેરવે માતનેરે, સુત તે કહે વચંન;
મુને સાહી શકે નહીરે, જો શ્રમ કરે મહામુન્ય. નાશીને૦
સ્વાસ ભરાઈ યશોમતીરે, હાથ ન આવે તંન;
હાસ્ય કરે સર્વ ગોવાલણીરે, દુઃખે દાઝી મંન. નાશીને૦
માખણ મારૂં લુટીયુંરે, પોતાને નવ ભાવ્યું;
વહેંચી આપ્યું બાપનેરે, માંકડલાને ખવરાવ્યું. નાશીને૦

દાઠી કહેતી ગોવાલણીરે, માનતી નહિ હું તેહ;
આજ પ્રત્યક્ષ દેખિયુંરે, ભાગ્યો મનનો સંદેહ. નાશીને૦
નાનડીયું એક મ્હારેરે, સહુનું મારે કાજ;
શિખામણ દઉ અતિ ઘણીરે,જો કર આવે આજ. નાશીને૦
થાકી જાણી માતનેરે, બેઠા સુંદીરશામ;
જશોદાએ આવી બાંધિયારે, ભાલણ પ્રભુજી રામ. નાશીને૦

### પદ ૫ મું–રાગ દેશાખ.

જશોદા છોડો કહાનને, ઢોળ્યું ગોરસ ગોળીરે;
એવડી રીસ ઘટે નહી, તમો જાણોછો ભોળીરે. જશોદા૦
અળગા ઉભા દુઃખ ધરેછે, બાળક સઘળા ટોળીરે;
આંખડી જુઓ થઈછે રાતી, રોતાં અતિ ચોળીરે. જશોદા૦
હઠ કીધે કાંઈ નહી આવે, જે મહી નાખ્યું ઢોળીરે;
તમને તો દુઃખ નથી લાગતું,ભાલણ જનમન હોળીરે. જશોદા૦

### પદ ૬ ઠું–રાગ ગરબી.

નંદજીને ઘેર ખાવા ટળ્યુંરે, પેલા નંદજીને૦ ટેક.
માખણ માટે બાળક બાંધ્યો, એનું અંન સઘળુ બળ્યુંરે; પેલા૦
નંદજીને ઘેર એવો કુંવર કયાંથી, પુરણ પુન્ય ફળ્યુંરે; પેલા૦
ભાલણ પ્રભુ શ્રી રામ ન જાણ્યો, તેનું જીવીતવ્ય બળ્યુંરે; પેલા૦

### પદ ૭ મું–રાગ દેશાખ.

જશોદાજી છોડો સુંદીરશામનેહો, કઠીણ દામણું ખુંચે કોમળ અંગહો;
નયણે હો આંસુ બહુ ઝરે હો, દેખી અતિ દાઝે મારૂં મન હો. જશોદા.
દોહિલે કુંવર આવ્યો લાડિકો હો, તે ઉપર એવડી ન કીજે રીસ હો;
સુંદીર છે બાલીક અતિઘણું હો, એવા બીજા નથી દશવીસ હો. જશોદા.
વહાલો છે એ આખા ગામને હો, કહો કેટલું કીધું છે એણે જાનહો;
અમો સર્વે મળીને આપીયે હો, જે વણસાડયું હોય શામ હો. જશોદા.
એના પગ પુઠે તમો પામિયાં હો, કયાં તમારે એવડી હુતી ઓથ્યહો;
નવનિધ આવી છે એણે કરી હો, પુજો શેં નહિ એના પાય હો. જશોદા.

એવડી રીસ કરીએ નહિ હો, દયાન આવે દેખી સુંદીર બાળહો;
અમને દુ:ખ લાગે છે ઘણું હો, રોતો દેખી મહાવજી શ્રી ગોપાળ હો. જશોદા.
એને નામે બંધન છુટીએ ભવતણાં હો,તે લઈ બાંધ્યો ઉખલા સાથહો;
આંખડી ચોળેછે આપણી કરે હરી હો, ભાલણ પ્રભુ રઘુનાથ હો. જશોદા.

પદ ૮ મું.

બાઇ જાઓને ઘેર આપણે હો, સોડ ભલાઈ ફોકટ લેતી આજ હો;
ઓળંબા એના દાડી લાવતા હો, સાંભળીને મુજને થાતી લાજ હો. બાઈ
કુંવર વણસ્યો તો અમારો હો, તમારૂં કાંઇ આવે ને જાય હો;
માખણનો ચોર સહુ એને કહે હો, અમારો તો મહિમા ઓછો થાય હો. બાઈ
નવ લખ ધેન દુઝે માહરે હો, આલીગાળો કરતો હીંડે આળ હો;
ખાંવું ને પીવું મંદીર છે ઘણું હો, ફોકટ માટે પરઘર જઈ ખાય ગાળ હો. બાઈ
શિખામણ તે મહારી માને નહિ હો, નહિ તો કંઇ એ શાને જાય હો;
દુધ દધી માખણ છે ઘણું હો, જાણે તો નાતું શું રાજ થાય હો. બાઈ
મોહનના મીઠડાં મનનાં મેલ્યાં હો, જાણું છું પ્રેમ છે અપાર હો;
સ્વારથ સહુને વાહાલો આપણો હો, પરને દુ:ખ લાગે નહિ લગાર હો. બાઈ
સાચા સમ ખાશે તો છોડશું હો, શિખામણ લાવે એકવાર હો;
ભાલણ પ્રભુની લીલા કો જાણે નહી હો, જો આવે બ્રહ્મા ત્રિપુરાર હો. બાઈ

પદ ૯ મું–રાગ ધોળ.

આવોરે બાઈ કૌતક જોવા, જન્મ કોટીનાં પાતિક ખોવા; આવોરે૦
નંદજીનો કુંવર નાનડિયો, ઉખલ બાંધી ઉપર ચડિયો; આવોરે૦
ચોરપણું એનું લખાણું, દોહાણીએ કીધું કાણું; આવોરે૦
શીકું હાલે તેમ મુખ ડોલે, ઉપમા શી ત્રિભુવન તોલે; આવોરે૦
જેને ઘેર નવ લખ દૂઝે, તેને એવી મતી સૂઝે; આવોરે૦
મુખડા ઉપર છાંટાં દીસે, નીરખતાં મારૂં મનડું હીસે; આવોરે૦
આવ્યા જાણશે તો પીતો રહેશે, તો ત્યાં મારૂં હૈડું હીસે; આવોરે૦
માતા કને તો કાંઇ ન માગે, આપણા જનનું મીઠું લાગે; આવોરે૦
જેનો મહીમા વેદ ગાયે, ભાલણ જન પીતો ન ધરાયે; આવોરે૦

# ગોપી સ્નેહલીલા.

## પદ ૧૦ મું–રાગ ગોડી.

બાલમુકુંદને નીરખીએજી, આનંદ અંગ ન માયજી;
આવરે આવ ઉતાવળી, કોણે પીલ્યો તારો પાય. લીલા નૌતમ છે.
રંગેરીખે આંગણેરે, કર માહે નવનીતજી;
પ્રાગવટને પાંદડે પોઢે, દીસે તેણી રીત્ય. લીલા.
મુસ્તક મુગટ મણી જ્યોતરે, જાણીએ ઉગ્યો ભાણજી;
પાછળ કચ લટકંતોરે, કૌસ્તુંભને છે વાન. લીલા.
સુંદર વદન સોહામણું રે, નાનડીઆશા દંતજી;
જાણે કમલ માહે પ્રગટેરે, ફુલકળા વિકસંત. લીલા.
કટી કહર તે લટકંતોરે, કૌસ્તુભને આકારજી;
મુખમુદ્રા સોહામણીરે, જાણીએ ગંગા વાર. લીલા.
હાથે સાંકળાં હીરે જડયાંરે, પહોંચી સોહે પાણ્યજી;
કાંઇ કાલુ શું બોલતોરે, અમૃત મુખપે જાણ્ય. લીલા.
કટી કંકણ મેખલારે, ચરણે ઘુઘરી નાદજી;
શામલડાના શબ્દ સાંભળીરે, ઉપજે અતી ઉલ્હાદ. લીલા.
ચાલ દેખી આપણીરે, ચાલા કરે અનેકજી;
રીઝે રમતો મનશુંરે, સામો જોઇ વિવેક. લીલા.
પૂછડું સાહી વચ્છનુંરે, ઉભો થાયે બાળજી;
જાણે ત્યારે ધ્રુજતોરે, મુકી બેસે તતકાળ. લીલા.
જેની માયાયે મોહ્યારે, બ્રહ્મા હરી મોરારજી;
એવો નંદને આંગણેરે, પુન્યતણો નહી પાર. લીલા.
ધન તે માતા જસોમતીરે, બેસે હરી ઉછંગજી;
ચુંબન કરે મોહન મુખનુંરે, રોમાંચિત થઇ અંગ. લીલા.
દે આલીંગન પ્રેમશુંરે, હૈડું ટાઢું થાયજી;
શાં તપ કીધાં કામિનીરે, થઇ સુંદરશામની માય. લીલા.
ઘરનાં કારજ વીસર્યાંરે, જોતાં એનું રૂપજી;
એવો કો દીઠો નહિરે, જાણે ચૌદભૂવનનો ભૂપ. લીલા.

ક્ષણું અળગાં થઇએ નહિરે, જોતા દિન ને રાતજી;
ક્ષુધા તૃષા લાગે નહિરે, કરતાં એની વાત. લીલા.
જાણું લઇએ ભામણાંરે, ઉપર ઉતારૂં દેહજી;
ભવ ભવ વાન્છુ એહવુંરે, ચઢતો વાધે નેહ. લીલા.
સુરનર મુની જુઓ આકાશથીરે, લીલા કળી ન જાયજી;
મનમાં જાણી રામને, ભાલણ જણ ગુણ પ્રભુના ગાય. લીલા.

## પદ ૧૧ મું.

બાઇ એ કાનુડો, અમૃતપે અતિ મીઠોરે. ટેક.
સુતાં ઉઠીને કામ ન કીજે, લીજે ભવનો હાવો;
નંદ કુંવરનું વદન નીહાળું,રવી સુત ન હોય હાવો. બાઈ.
ખાવું પીવું એને નવ જોઇએ, રમવાની છે આલી;
તે ગોવીંદજીને ભોગ ન આવે,તે વારૂ વસ્ત પરી બાલી. બાઈ.
ગોળી ફોડીને ગોરસ ઢોળી, રોળ્યું ઘર નવનીત;
અમને પ્રેમ સાગરમાં બોલ્યાં,એટલી ધરજો ચીત. બાઇ.
સીતાપતી ગોકુલ અવતરિયા, સીધ્યાં સઘળાં કાજ;
ભાલણ પ્રભુ રઘુનાથ લીધું, રમવાને આ રાજ. બાઈ.

## પદ ૧૨ મું-રાગ દેશાખ.

આવ આતા હું દુધ પાઉ,પારણે પોઢો નંદનંદન હરખે હાલરૂં ગાઉ. ટેક.
માંખણુ ચોર કહે આવી, શામસુંદીર હું ઝાંખી થાઉં; આવ.
નવલખ ધેન દુઝે મહારે, લોકમાંહી કહો કેમ સમાઉં; આવ.
ઓળંબે આવે સર્વે આહીર, તે આગળ શામ સમ ખાઉં; આવ.
ભાલણ પ્રભૂ રઘુનાથ રમાધર, પ્રાણજીવનને હું વારણે જાઉં; આવ.

## પદ ૧૩ મુ-રાગ પરજીઓ.

સખી હું શું કરૂંરે, ઘડીએ ન રહે ઘેરરે;
બ્રહ્માદિક જાણે નહિરે, મારા પુત્રતણી તો પેરરે. સખી.
કહાનં કહાન કરતી હીંડુરે, ઘેર ઘેર હીંડું જોતીરે;
કહાં ગયો મારો નાનડીઓરે, જેને નાકે નીર્મળ મોતીરે. સખી.

જાણું કોની દ્રષ્ટી લાગશેરે, રૂપ જોઇને રૂડું રે;
ગાલે કરૂં કાજળનું ટબકું રે, મનમાં આવે કુડું રે. સખી.
ભુખ્યો છે નથી શીરાવ્યોરે, માખણ ભક્ષ નથી કીધું રે;
ઘણું હું તો ટળવળીરે, પણ એક ટાંક ન પીધું રે. સખી.
રખે ગયો હોય એકલોરે, જમુનાની તીરે શામળિઓરે;
કહે સખી તું કયાંથી આવીરે,મારો પ્રાણજીવણ મળીઓરે! સખી.
જાણું કો ઉપાડી જાશેરે, જેમ પુતના આવી આગેરે;
દેખાડે તેને હું આપું રે, જે કાંઇ માહારી પાસે માગેરે. સખી.
ઘેર ઘેર બાલક છે ઘણાંરે, બીજો કો નહિ એવોરે;
આલીગાળો દેખાડોરે, મારા શામસુંદીર વર જેવોરે. સખી.
જળ વિના જેમ માછલીરે, તેમ હું ટળવળતીરે;
સામું જુવે સુંદરીરે, ઉત્તર નાપે વળતીરે.. સખી.
ઓળંબે ભાગી થઇરે, વશ નાવે વનમાળીરે;
કો કહે મારૂં ચોરી ખાધું રે,હુ થઈ રહું ઓશીઆળીરે. સખી.
ખીજવવાને કોણે રાખ્યોરે, એને લઇ છાનોરે;
'કુહેમહારૂં' દાઝેછેરે, બાઇ તેતો મોઢે માનોરે. સખી.
માંકડાં વહાલાં છે એહનેરે, હીંડે છે પરવરીઓરે;
જાણીએ શું દશરથ નંદન,ભાલણ પ્રભુ અવતરીઓરે. સખી.

પદ ૧૪ મુ-રાગ ધનાશ્રી.

આવ સખી ઉતાવળી, મંદીરમાં શું બેઠીરે;
નયણે નંદકુંવરને નીરખો, માયા માંહે શું પેઠીરે. આવ૦
એ અણીઆળાં રાતાં કાળાં,લોચન કહી ન દીઠીરે;
મારા મનની વાત કહું અળી,અમૃતપેં અતિ મીઠીરે. આવ૦
સામુ જોરે સજની મારી, પાંપણનો ચાળોર;
ગોરા કોડિયું પાડી નાંખ્યું, રૂપે રૂડો કાળોરે. આવ૦
એ અણીઆળી અતિશે રાતી,નાક તણીતો ડાંડીરે;
ઉપમા શુક ચાંચની કહીએ,જુઓ મીટડી માંડીરે. આવ૦
વાંસલડી વજાડતાં દીઠો, કટીતણો એહ લટકોરે;
મારે હૈડે રંગ બેઠો, ચોળ તણો જીમ ચટકોરે. આવ૦

લાજ લોપી લોકતણી હું, જાણુ જાઉં પાસરે;
ભાલણ પ્રભુ રઘુનાથની, ભવભવ હું દાસરે. અ ૧૦

### પદ ૧૫ મું–રાગ રામગ્રી.

જુઓરે જશોદા પુત્ર તમારો, કૌતક કીધુરે;
દાણુ મીષે કરી વનમાં રાખી, મહીડુ મારૂં પીધુંરે. જુઓ.
કહોરે બાઈ શું કીજે, વારે નહિ ત્યાં કોએરે;
ઘર માંહી લઇ જાઉં વનમાળી, દીસે સચરાચર એરે. જુઓ.
ક્ષણું એક માંહી બાળક થઇ છુટે,ક્ષણું એકમાં અધિકારીરે;
જે દહાડાનો નયણે નીરખ્યો, અહકારજથી વારીરે. જુઓ.
કયારે જાણું કરગ્રહી બાંધું, મુખ દીઠે મોહ લાગેરે;
ત્યારે જાણું જે ભાગ્ય મહારૂં, જે નંદકુવર મહી માગેરે. જુઓ.
નાઠા પુઠે કોને નવ લાભે, દેવ મળી જો પેખેરે;
ભાલણ પ્રભૂની અદભૂત લીલા, કો પાસે નવ દેખેરે. જુઓ.

### પદ ૧૬ મું–રાગ રામગ્રી.

સજની મુને વહાલી લાગે, નંદ કુંવરની ચાલરે;
જે સુંદીરવરને અર્થ ન આવે,તે વારૂ વસ્તુ પરી બાલરે. સજની૦
નયનમાં છે કાંઈ એક કામણુ, સામુ રહીને ન્યાળેરે;
પીતામ્બર જે પેહેરે અંગે, મને તે સૈયર સાલેરે. સજની૦
જે જે મેંતો પ્રેમે પ્રાશુ, કુર સુગંધી સાળરે;
ઘી તો મેં હવડાં તાવ્યું છે, ઉની ઉત્તમ દાળરે. સજની૦
રીસાવી જાય છે વહાલો, તું ત્યા જઇ વાળરે;
પોઢે તો ચરણ ચાંપુ, ઢોલિયું લઈને ઢાળરે. સજની૦
વેરીડા શું કરશે મુહને, દેશે અદકી ગાળીરે;
ઘરનો તો જે ભય હુતો, તે શંકા સર્વે ટાળીરે. સજની૦
મેં તો નિશ્ચે કરીને લોપી, લોક દેવની પાલરે;
ભાલણ પ્રભુ રઘુનાથ શું રમીએ, તે લીલા સંભાળરે. સજની૦

## પદ ૧૭ મું-રાગ ધનાશ્રી.

આવો સજની નજરે નીરખો, મોહન કેરી આંખનો મચકો—ટેક.
મધુરે સ્વરે વેણુ વજાડે, સહુને માયા મોહ પમાડે; આવો૦
માણુસને કયમ મોહ ન થાએ, વનચર મ્રગ તૃણુ તજી નવ જાએ; આવો૦
રાગ રાગણીનાં બહુ તાન, ગાયો રહી છે માંડી કાન; આવો૦
દેવલોકથી અધીકુ તાન, નથી હાલતાં તરૂવરનાં પાન; આવો૦
રૂપ ભલું કે નાદ વખાણું, દેહમાં મનને કીધું કાણું; આવો૦
મનુષ્ય દેહ છે સર્વેથી છેલી, ઘેર કયમ જઇએ એ રસ મેલી; આવો૦
ઘર વ્યાપાર તમે સર્વે છાંડી, મેં તો એશુ પ્રીતડી માંડી; આવો૦
સજની બીજી માયા ટાળો, ઘર ધંધાથી મનડું વાળો; આવો૦
બીજી માયા સર્વે કુડી, નંદકુંવર શું કરવી રૂડી; આવો૦
ચતુર સંગે જો ઘડી રહીયે, તેહ સમેતો સફળજ કહીએ; આવો૦
મૂરખ સંગે ક્ષણું રદ હેવું, બહુ લોકના સુખથી રહેવું; આવો૦
મારૂં મન ત્યાં એ શું વળગ્યું, કોડ ઉપાયે ન થાયે અળગું; આવો૦
દૂધ દહીં જાણું એને પાઉં, અંતે અધિકો એહ ઉપાઉં; આવો૦
સજની કહોની બીક ન કીજે, ભાલણ પ્રભુ રઘુનંદનકી જે; આવો૦

## પદ ૧૮ મું-રાગ ગોડી.

આવરે આવ ઉતાવળી, હરી જોવાને જઈએરે;
મન ત્યાં પ્રેમે ભેળીને, પછે નીરલજ થઈએરે.
નંદતણો જે નહાનડીઓ, મારે હૈયે વશીઓરે;
તે કોની નીંદા નહિ કરે, જોયાનો છે રસીઓરે.
અમીએ ભરી એહની આંખડી, અતિ છે અણીઆળીરે;
અધર જોઇએ એના રાતડા, જાણીએ પરવાળીરે.
સામું તે જુઓ સુંદરી, વહાલે તે મીટડી માંડીરે;
ચાંચ જાણે પોપટતણી, એની નાકની દાંડીરે.
એને મસ્તક મોળિયુંરે, તે છે કમળને વાનરે;
પહેરી છે તે ઝુલડી, મોતી ઝળકે કાનરે.
મન તે મહારૂં મોહ્યું, મોરલીને નાદેરે;
કાળી ધોળી બોલાવતા, હરી સરૂએ સાદેરે.

એને આછી લોંબડીરે, કોટે મોતી માલરે;
એક જીવ્હા શું કહું, એના અંગની ચાલરે.
એવો તે નર નવ સાંભળ્યો, નથી નયણે દીઠોરે;
સનકાદિક સેવા કરે, એહનો રસ મીઠોરે.
સામું જોઈ નીરખતાં, લાગે અતિ મીઠોરે;
ઘર કાજને શું કરૂં, એ સંસાર જુઠોરે.
લોક ભોયે બીહું નહિ, મારૂં ચિત તે બાંધ્યુંરે;
માણુસ જન્મ પામી ભલે એવું, રત્ન અમુલીક લાધ્યુંરે.
કૃષ્ણજીની સંગત કરતાં, ગર્ભવાસથી ટળીએરે;
ભાલણ પ્રભુ રઘુનાથશું, અંતરગત મળીએરે.

### પદ ૧૯ મું–રાગ ધોળ.

નંદકુંવરનું મુખડું જોતાં, કિમે નિંદ્રાઉ;
નયન કમળનું અમૃત પીતાં, પૂરણુ કેમ થાઉ. નંદ.
વંદ્રાવનડી આવતાં જાણું, હું સાથે જાઉં;
પ્રેમ કરી વહાલો પીએ તો, દુધ દહીં પાઉં. નંદ.
ક્યારે વાંશળી પ્રેમે વાસે, ઘેર બેઠી ધાઉં;
શ્રવણે શબ્દ સાંભળું, જ્યારે ઉઠી જાઉં. નંદ.
સાસુ નણુદી દીઅર પુછે, તો ઉત્તર પાઉં;
કહ્યું ન માને જો તે મારૂં તો, જુઠા સમ ખાઉં. નંદ.
એનો હસવાનો મરકડલો, સંભારી ધાઉં;
દુરીજન આડે દેખી ન શકે તો, અતિ અવરાઉ. નંદ.
એની હું થઇ દાસ, વિણુ મુલે વેચાઉં;
ભાલણ પ્રભુ રઘુનાથ તણાં હું, શાશા ગુણુ ગાઉં. નંદ.

## વચ્છહરણલીલા.

### પદ ૨૦ મું–રાગ ગોડી.

નાનાં મોટાં વાછરૂંરે, ચારવાને હરી જાય;
લુણુ ઉતારે યશોમતીરે, બાંમણાં લેછે માય. નાનાં૦

મુસ્તક નવરંગ મોળીયુંરે, કેડપર પીળું પટકુળ;
ઉઠણુ આદર લોંબડીરે, વેદ વૃક્ષનું મૂલ. નાનાં૦
પાગે વાગે ઘુઘરી રે, જાણે હસ્તીનો નાદ;
પનહીકથાહ્ના નીચે હેરણુ, મંદગતિ ઉલ્હાદ. નાનાં૦
પહોંચી પટરંગ પાટણીરે, રંગીત પટકા હાથ;
કેડે ખોશી છે વાંસળીરે, ચૌદ લોકનો નાથ. નાનાં૦
એવાને આવી ગોવાલણીરે, ઘર ઘરથી બહુ નાર;
આવો નયને નીરખીએરે, જન્મ સફળ અવતાર. નાનાં૦
કો એક કુસુમે વધાવતીરે, કો એક વધાવે લાજ;
કો એક મોતીડે માનુનીરે, વધાવે મહારાજ. નાનાં૦
મળિયાં તેવડ તેવડાંરે, રંગે રમતાં રીત;
ઘરથી ભ્રાતથી જે ગ્રહ્યારે, વાત કરતા અતિ પ્રીત. નાનાં૦
આડે અગાસુર આવીઓરે, તેનો કીધો નાશ;
બાલીક વછ ઉગારિયારે, તેજ કીધું પ્રકાશ. નાનાં૦
કાલંદીએ આવીઆંરે, નીર પાયું વચ્છ;
બેઠા કુદડી ફરતા બાલરે, ચરતાં મુકયાં વચ્છ. નાનાં૦
અન્યો અન્યે આંણિયારે, અન્નતણાં ત્યાં પાત્ર;
મધ્યે માધવ બેઠડારે, સુંદીર શામલ ગાત્ર. નાનાં૦
હરજી દેખાડે ડોળીઆરે, આ મીઠું દધી ભાત;
ચાખી ચખાવી મીત્રનેરે, મોહન પ્રેમે આપે પાત્ર. નાનાં૦
એક કહે હરજી ચાખો મારૂંરે, આ કેવું છે કહાન;
બોટયું પ્રાશે આહીરનુંરે, જે પુરૂષોત્તમ ભગવાન. નાનાં૦
બ્રહ્માજી જોવા આવીઆરે, વિસ્મે પામ્યા મન;
પારખુ જોવાને કારણેરે, હર્યા વાછરૂં વન. નાનાં૦
બહાર શોધવાને નીસર્યારે, પોતે દીનદયાલ;
કરમાં લીધી કામલીરે, બેઠાં મુકયાં બાલ. નાનાં૦
વિધીએ સાથી સર્વે હર્યારે, રાખીઆ માયા માંહે;
હરજીએ આવી નીરખિયુંરે, મિત્ર ન દીઠાં ત્યાંહે. નાનાં૦

મોહને મન વિમાસીયુંરે, જાણી આજની પેર;
સાથી સર્વે હરાવિયારે, કયમ જાઉં એકલો ઘેર. નાનાં૦
બાલીક વછ રૂપે થયારે, પોતે શ્રી ગોવિંદ;
ઘેર ઘેર પ્રીત અતિ ઘણીરે, ગૌ ગોપ આનંદ. નાનાં૦
ચતુરાનન ચાલી આવીઓરે, વર્ષ થયું જ્યાં એક;
રંગે રંગ ત્યાં નીરખીઆંરે, આવે નહિ વિવેક. નાનાં૦
જાણે તે શું આવિયારે, પુનરપી જોવા જાય;
હરીની માયાયે મોહીઆરે,લીલા જોઇને વિસ્મે થાય. નાનાં૦
બ્રહ્માજીને દેખાડિયુંરે, શ્વેત ચતુરભુજ રૂપ;
ભાગ્યો ભર્મ તે મનતણોરે, અંતર જાણ્યું ભૂપ. નાનાં૦
પગે લાગીને સ્તુતિ કરેરે, ઓળખ્યા નહિ મેં સ્વામ;
એ અપરાધ ક્ષમા કરોરે, ભાલણ પ્રભુ શ્રી રામ. નાનાં૦

## બંસી મોહિણીલીલા.

### પદ ૨૧ મું—રાગ રામગ્રી.

વંદ્રાવન માંહેરે વીઠલો, ચત્રભુજ ચારે ગાય;
ચાલો જોવાને ત્યાં જૈએ, દુક્રીત દૂર પળાય. વંદ્રાવન૦
મળીઆ તેવડ તેવડા, સઘળા સરખો વેષ;
વાદે વાય છે વાંસળી, નાદે મોહ્યા દેવેશ. વંદ્રાવન૦
લોચન તેનાં મંગોરીઆં, જોતા હરખ ન માય;
વાટે દેવ પળે નહિ, ઢોરા સ્તંભ ત્યાં થાય. વંદ્રાવન૦
લાંબી વેણે વંકીલો, લીલાએ મોરડું અંગ;
નારી દેહડી કાં ન સરજીયાં, નહિતર રહેતાંજી સંગ. વંદ્રાવન૦
ધન તે નંદ જશોમતી, જેહને એહવો છે તન;
બ્રહ્મા રૂદ્ર જાણે નહિ, એવડું એનું પુન્ય. વંદ્રાવન૦
આપણ સરજ્યાં અભાગીઆં, પૂરી પ્રીત ન થાય;
સ્વેદ મળેછે શામ મને, જઇને ફીજેરે વાય. વંદ્રાવન૦
નવ સરજ્યાં વાંસળીરે, અટકત પ્રભુજીના પાણ્ય;
અધર અમૃત રસ ચાખતાં, એ રસ વેદ પુરાણ. વંદ્રાવન૦

લજ્જા લોપી લોકથી, જઇએ જીવણ પાસ;
મહીડું માખણ સોંપી, પહોચે મનની આશ. વંદ્રાવન૦
વેરી વિધાતા વિરાંશીઓ, નયણે નિમિષ્યની ખોડ;
જોતાં જોખમ ઉપજે, એલડી રાઘવ જોડ. વંદ્રાવન૦
વારૂ વન માંહે મૃગલાં, આપણા પીયુ સમેત;
નયણે નીરખે નાથને, મુરલીનો રસ લેત. વંદ્રાવન૦
ધન તે રૂષીની કામિની, કોડીલા કૃષ્ણ હાથ;
એ દિન કૃષ્ણ જમાડીઆ, ભાલણ પ્રભુ રઘુનાથ. વંદ્રાવન૦

પદ ૨૨ મું-રાગ શામેરી.

મોરલી વાય છે વંદ્રાવનમાં શ્રી ગોપાળ; મોરલી સાંભળવા જઇએ.
ગૌ તૃણ ચરતી રહી, સાંભળે માંડી કાન;
આકાશે ચાલે નહિ, થંભી રહ્યાં વૈમાન. મોરલી૦
મૃગલાં મીટ માંડી રહ્યાં, વૃક્ષ તણાં ન હાલે પાન;
મોરલી રાગ રંગે સાંભળીને, યોગેશ્વરે મુકયાં ધ્યાન. મોરલી૦
ગુણીજન લઇ શકે નહિ, અનેક રાગ રંગ તાન;
મોરલી રંભા મેનકા ઉરવશી, વિધાતાએ મુકયાં માન. મોરલી૦
યમુના જળ હાલે નહિ, સૂર્ય રહ્યો સ્થીર સ્થાન;
મોરલી સુણતાં મોહી રહ્યા, સાંભળી સુંદીર ગાન. મોરલી૦
અંબર તે સુરનારીનાં છુટે, અતિ વિકલ દેહ;
મોરલીએ મણિધર ફેણા માંડી, ન હાલે ચાલે જેહ. મોરલી૦
મેં તો રહ્યું જાય નહિ, કામ બાણના વાગ્યા પ્રહાર;
મન તો ચોર્યું મહાવજીયે, વિસર્યાં ધન વ્યાપાર. મોરલી૦
નયણે જઇને નિરખીઓ, સાંભળીઓ સુંદીર સાદ;
નટવરજીનું લટકું દેખી, મુકી કુલ મરજાદ. મોરલી૦
લોક લાજ મેં પરહરી, સોંપ્યુ રે એને શરીર;
મોરલી પરવશ થયો આતમા, રાખ્યો તે ન રહે ધીર. મોરલી૦
એ મારે હૈડે વસ્યો, રહયો દિન ને રાત;
ભાલણ પ્રભૂ રઘુનાથજી, અંતરગત મળીઓ સાથ. મોરલી૦

## દાણલીલા.

### પદ ૨૩ મું.

એની વાટે નહિ જઇયે, નંદકુંવર કરે આલ ઘણી;
એને કો વારી ન શકે, શું કીજે મથુરાંનો ધણી.
બાળકથી બળવંત થયો છે, ઘેનુક બકક હણી;
એ કેહનું કહ્યું ન માને,ઇચ્છાએ ચાલે આપણી.
કાલંદ્રિ દોહીને વશ કીધો, એણે ઉચાળ્યો ફણી;
ગોવરધનગિરિ તોલી રાખ્યો,કર ઉપર આળ કરી.
જે દેખે તે મોહ પામે, એનું રૂડું રૂપ ભણી;
લીલાગતિ કોયે નવ જાણે,ભાલણ પ્રભુ રઘુનાથતણી.

### પદ ૨૪ મું.

કાંબળી મે'લો કહાનજીરે, શું માગો છો નાથ;
મહીંડુ મથુરાંમાહે વેચવુંરે, જાયછે સહીયર સાથ. કાંબ.
આણી વાટે કોઇ એક આવશેરે,ફોકટ દેશે આળ;
કરશે નામ તે નંદનુંરે, સાંભળશે ભૂપાળ; કાંબ.
જન્મ તમારાથી અતિ ઘણીરે, મોટમ વાધીજેહ.
થોડે કાજે સાંભળણીરે, નીરગમશો શું તેહ; કાંબ.
એવડી આળ ન કીજીએરે, સુનું નથી આ વન.
લોક વહેવાર તે રાખજોરે, દોહિલ છેરે દુરજન; કાંબ.
કહોતો મેલું માટલીરે, ઠાલી જાઉં ઘેર.
યશોદાજી આગળ કહુંરે, જુઓ પુત્રની પેર; કાંબ.
મોટા મહીમા છે નંદનોરે, તેની રાખું લાજ.
કોડી એક આપું નહિરે,તે નિશ્ચ જાણજો આજ; કાંબ.
રાખો સઘળી ગોવાલણીરે, સહુ કને લો દાણ.
અથવા જાવા દો મુનેરે, કંસરાયની આણ; કાંબ.
સાંભળશેતો અહીં આવશેરે,તાત મારો વૃખભાન.
નંદજીની જોડનો જેહ છેરે, વારૂ દેશે માન; કાંબ.

લક્ષણ ચતુરનાં એ નહિરે, જે માર્ગ કરતી આળ.
વ્રજપતિ તાત તમારડોરે, તેને લાગશે ગાળ; કાંબ.

શાને રાખો છો એકલીરે, હું તે વાલી નહિ નાર;
પરાણે પ્રીત ન ઉપજેરે, મહારે માથે છે ભરથાર. કાંબ.

મનતો પોતાનું રાખીએરે, નાલ કરે જમ નીર;
કોને નીલંજ ન કીજીએરે, સુંદીર શામ શરીર. કાંબ.

ધણીઆતાંને નવ બોલાવીએરે, ઠગતો જોઇએ ઠાર;
કુળ મરજાદા તે રાખીએરે, વેદ તણો વહેવાર. કાંબ.

શીખો સુંદીર શામજીરે, ચતુરાઇની રીત;
કામી કો કરે નહિરે, પંચ દેખતાં પ્રીત. કાંબ.

મોહન મળવું તે ભલુંરે, જે બેહુનું માને મન;
કેમ ન માને તે માનુંરે, જેનું ચિત્ત ન હોયે કાંઈ ભીન. કાંબ.

પ્રેમતે ઝાલ્યો રહે નહિરે, નદીતણું જેમ પૂર;
હવાં જાવા દો મુહનેરે, થાય છે અસૂર. કાંબ.

મન તમારૂં જો હશેરે, તો મહારાંશે ન હોય;
અંતરજામી એક છેરે, હૈયે વિમાસી જોય. કાંબ.

જ્યારે વાશો વાંસળીરે, અતિ અનોપમ નાદ;
સાંભળવાને અમો આવશુ રે, આણી મંન ઉલ્લાદ. કાંબ.

આ ઠેકાણે રહેજો એકલારે, વંદ્રાવનને ઠામ;
મુને પોતાની કરી જાણજોરે, ભાલણ પ્રભુ શ્રીરામ. કાંબ.

## પદ ૨૫ મું.

રાધા કહે સુણો સુંદીરવર, તમને કહું હું વાતરે;
આવા રૂડા ચતુર શીરોમણિ, નંદ તમારો તાતરે. રાધા.

તમો આળ કરો તે દેખે, જાતા વળતા લોકરે;
આપણા મનમાં નહિ કાંઇ, આલ ચઢાવે ફોકરે. રાધા.

મારગમાં ન બોલાવીએ, જો ધણી હોય પ્રાતરે;
નયનતણા ચાળા જે કરવા, ચતુર તણી નહિ રીતરે. રાધા.

એક વંદ્રાવન દાણી થયા, બીજું સહુને કરે આળરે;
એતો લક્ષણ નહિ કાંઇ રૂડાં, સાંભળશે ભૂપાળરે. રાધા.
હુંતો વહાલા માટે કહું છું, દાઝે મારૂં મંનરે;
જાણું રખે ભુંડા કહે તમને, સુંદીર સાંભળ તંનરે. રાધા.
આજ જાવાદો મુહને, વળી મળીશું એકતારરે;
હું દાસી છું તમારી, ભાલણ પ્રભુ મુરારરે. રાધા.

### પદ ૨૬ મું-રાગ કલ્યાણ.

રાધા કહે હું આગળ થાઉં, તમો સઉ પાછળ આવો; બંસીબટ વાટે પળાઊં૦
શું કરશે કહાનજી મુને, હું વૃખભાન સુતા કહેવાવું;
દાણ માગવા જો આવે તો, કોટી એક ઉત્તર પાઊં. બંસી૦
ઓશિયાળી કાંઈ નથી એની, બળે તો પાણી નવ પાઊં;
એ ભાગિ હુંતો શું બીહું, કંસના માળીઆ હેઠળ જાઊં. બંસી.
મારગ મેલી જો હીંડું તો, સાસરે કેમ સમાઊં;
દહાડી એને દુધજ પાઉં તો, વણુજ હું શું કમાઊં. બંસી૦
જેવો છે તેવો જાણું છું, તમ આગળ અવગુણ ગાઊં;
સુંવાળી થઈ શું બોલું તો, સહીઅર માંહી ઠગાઊં. બંસી૦
સગપણ મારે શુંએ સાથે, તમો કહો તેવા સમખાઊં;
મીટ તણી મેલાવા માટે, ભાલણ પ્રભુ તણે હાથ વેચાઊં. બંસી૦

### પદ ૨૭મું-રાગ પરજીઓ.

સુંદીર શામજીરે, એમ ન કરશો આળ;
અમને તો દોહિલું, લાગે છે તમને દે છે ગાળ.
એવડી આળ નકીજીએરે.
એ હવડાં આવી છે, નંદજીને એ નવ જાણેરે;
રૂપ યૌવન ચતુરાઈનો, ઘણો ગર્વ મન આણેરે. એવડી.
સુંદીર દુધ ભાવેતો પીઓ, મહારૂં માખણરે દહીં ખાઓરે;
જાવા દો એને મારા, વહાલા સુખીઆ થાઓરે. એવડી.
શું એ છુટે મોંહે બોલે છે, તમો રહો છો સાંખીરે;
ભાલણ પ્રભુ રઘુનાથજીને, તે કહાવશો સાખીરે. એવડી.

## પદ ૨૮ મું.

જાશો કો આણી વાટે, કહાનજી ઉભો છે ઘાટે; દાણ માગેરે. ટેક.
એતો છે કો મોટો દાણી, ન જાણે દુધ ને પાણી;
લાવ્યો કાગળ છાપુ આણી, હું ભોળી કયમ જાણી. દાણ.
ચંચળ લક્ષ ચલાવે, દાણ મિસે પાસે આવે;
તહારૂં મહી. મુને ભાવે, કિમ જાઈશ હાવે. દાણ
આજ હું એકલી રાખી, માથેથી મટુકી નાંખી;
મારૂં મહી જોયું ચાખી, કહાને ઉભી રાખી. દાણ.
હું ગઈ યશોદા પાસ, મહાવે મારી ઢોળી છાશ;
ગોરસનો કીધો નાશ, મનમાં મોટી આશ. દાણ.
ગોવાળા શું બોલે વાણી, એમ કહે સારંગપાણી;
નિત્ય ભાજિસ તાજી દહાણી, કોમાં કરતો કાણી. દાણ.
વીનતી સુણોને આજે, અમને જાવા દો મહારાજે;
કંસનું છે કુડુ રાજે, ભાલણ પ્રભુને નવ છાજે. દાણ.

## પદ ૨૯ મું-રાગ રામગ્રી.

મુહને શું કહો છો શું કહો છો, સ્વામી શ્રી ભગવાન;
વડીવારની વનમાં રાખી, સુંદીર શામળે વાન. મુહુ.
મહી વેચવા અસુર થએ, જાય સહીઅર સાથ;
એકલડી મેં ક્યમ રહેવાએ, મેલો મારો હાથ. મુહુ.
નંદ યશોદાને જઇ પુછો, ન હોએ દહીનું દાણ;
નવી ચાલ કહો ક્યમ ચાલશે, તમો છો ચતુર સુજાણ. મુહુ.
આળ માંડી તમે અતિ ઘણી, નહિ સાંખે કોએ;
માથા ઉપર કંસ જાણશે, નવ નવી કયેમ હોએ. મુહુ.
મારગ દુરીજન લોક દેખશે, કરશે નવો વિચાર;
સાસુ નણંદ ને જેઠાણી, દોહિલો છે ભરતાર. મુહુ.
આટલા દિન હું અસન જાણતી, હવે થયા છો પ્રૌઢ;
બાળપણું તોએ નવ છોડો, સ્વામી ગરૂડારૂઢ. મુહુ.

દુધ દહીં જો લીધું જોઇએ, વિનય કરીને માગો;
ભાલણ પ્રભુને પ્રમદ પામી, જન્મ મરણનો ભય ભાગો. મુકુ.

પદ ૩૦ મું-રાગ સામેરી.

વંદ્રાવનની વાટે, હરજી ઉભા છે ધાટે;
માથે મહીની ગોળી, આવી ગોપીકાની ટોળી.

ઢાળ.

ટોળી આવી ગોપીકાની, મુખ્ય રાધા સુંદરી;
નંદ નંદન હાસ્ય કરતા, જેષ્ટીકા આગળ ધરી.
કમળલોચન કહે વાણી, અબળા તું આવી ભલી;
અવરનું મહી પીધું છે, પણ તું રહી એકલી.
ઘણી થાઇશ ધાવુડી મેં, જાણી તારી ચાતુરી;
આજ પય તારૂં પીઉંતો, પ્રતીજ્ઞા મારી ખરી.
મન તલપે મારૂં તું, આણે મારગ નવ આવતી;
આદરને ઉપદેશ દઈને, નવે પંથ ચલાવતી.
દાણ ભાગે તું મારૂ, ઘણા દિન થયા હઠ ચડી;
આજ સરવે જાણશે, જે એકલી આવી પડી.
રસ રાખી પ્રિછવાં તો, સખી કો જાણે નહી;
મનતો માને માહરૂં, તુંને જાવા દેઉં સહી.
ચતુર હોય તે એક ચિત્તે, બાંધી મૂઠી એક ભરે;
ભાલણ પ્રભુ રઘુનાથજી, એમ પ્રીત રીતે ઉચરે.

પદ ૩૧ મું.

નારી નયન નચાવે, અંતર ભય નવ આવે;
મરમે કહે મૃગાનયની, પ્રેમે વદે પિકવયણી.

ઢાળ.

પિક વયણે પ્રેમે વદે, વેગળો રહે ગોવાળીઆ;
કંસ સરખાને દાણ ન આપું, અમો નહિ તે બાળીઆ.
જાણું છું તું જેહ વાન્છી, વાત તારી મેં લહી;
વડાઇ શી કરોછો, પોતાની જીભ્યાએ કહી.

ગાય ચારે નંદની, તુંને દાણી કોણે કર્યો;
ચોરીને દહીં દૂધ પીતાં, પરાણે તું ઉછર્યો.
માગવું તો માનસુંરે, ગર્વ ઘેલો આણવો;
અલુઆઇ શી કરોછો, કંસ રાજા જાણવો.
તમો ચતુરાઇ કરોછો સખી, જુવે ત્યાં અતિ ઘણી;
તમારાથી એક વિદ્યા, આજ હું અધિકી ભણી.
બીહાવો તે બીજાને જે, ભોળી હોય ભામિની;
તું થકી હું અધિક છુંરે, કૂટીલ વિદ્યા કામિની.
બીહે તેતો બળે આપે, મારે બીહક છે કશી;
ભાલણ પ્રભુ રઘુનાથને કહે, પ્રીત રીતે મનવશી.

પદ ૩૨ મું.

હરજી કહે એમ વાણી,જેવી છે તેવી જાણી;
વચન કહું છું છેલ્લું,વિણુ લીધ નહિ મેલું.

ઢાળ.

લીધા વિણુ મેલું નહિ, બાપ તારો આવશે;
કોણુછે જે બલ કરીને, મુજ આગળ મુકાવશે.
દુધ દહીં નવનીત ઉત્તમ, ગોપીકા આપે બહૂ;
આરોગે ગોવાળિયા તે, ગોકુળમાં જાણે સહૂ.
પિયુ તારો શું કરશે, લાગતું લેઉં અહીં;
પાસે પુછો પ્રેમદાને, આપ્યા વિણુ જાએ નહી.
ઘણા દિન થયા ભાગી જાતી,આજ મુજ મીટે પડી;
સઘળા દિનનું વાળી લેઉં, જત્ન કરતાં જો જડી.
શ્રમ શું મુજ ફોક થાશે, દીવસ પ્રત્યે જે કરૂં;
આણી વાટે ઉતરો તો, મન આવે તે હરૂં.
રાવ કરી જઈ કંસ આગળ, શું કરશે તે મૂને;
સહી કરીને જાણુ જોજે, જાવા નહિ દઉં તૂંને.
સંતોષેશું તમો થોડું, આપી જાઓ રીત્યશું;
ભાલણ પ્રભુ રઘુનાથજી, કહે કાર્ય મ્હારે પ્રીતશું.

## પદ ૩૩ મું.

બીજી સખી કહે લાગો, આપોને ચરણે લાગો;
બાઇ બોલપ્રભુનો થાપો, થોડું ઘણું કાંઇ આપો

ઢાળ.

થોડુ શું રસ કરી આપો, નંદકુંવર લાડિકો;
કેટલું એક કહાન પીશે, ભરી મહેલો વાડિકો.
માતા રીસ નહિ કરે અમો, સાખ દઇને થાપશું;
એમ કરતાં કોપશે તો, અમો બમણું આપશું.
હઠ કરેછે કૃષ્ણજી તો, વચન એનું પાળીએ;
શામ સુંદીર પ્રાણ માગે, તોહે બોલ ન વાળીએ.
રાધા કહે હું તે નહિ જે, હઠ ચડે આપું રતી;
સોડ ભલાઇ શી કરોછો, પ્યારી થાવા સતી.
મારા બાપને ઘેર ઘણાં જાચક, આવી પય પીએ સદા;
કરગરીને કૃષ્ણ માગે તો, હું પય આપુ મુદા.
બીહે તેતો બળે આપે, મારે બીક છે કશી;
વિનય કરીને પ્રારથે તો, દુધ દહીં પાઉં હશી.
પ્રીતે કોટીક કામ થાયે, મન જો માને ખરૂં;
ભાલણ પ્રભુ રઘુનાથશું, એક ચિત્તે અનુસરૂં.

## પદ ૩૪ મું.

મેદ સખી કહે ભાગો, યાચક થઇ હરી માગો;
તો એ આપશે નારી, હઠ ભરાણી ભારી.

ઢાળ.

હઠ ભરાણી ભામનિ એ, આંટી આવી નવ ટળે;
બીજાનીને એહની કહો, વાત સરખી ક્યમ મળે.
વૃખભાન કુંવરી લાડકી, એ રૂપયૌવન મદ ભરી;
માન એનું રાખીએ, કૃષ્ણજી માગો કરગરી.

શ્યામ સુંદીર હસ્યા ત્યારે, વચન શ્યામાનાં સુણી;
કેશવજીએ કરજોડીઆ, ને પ્રીત વાધી અતિ ઘણી.
આજ્ઞાકારી હું તહારો તું, જ્યમ રાખે ત્યમ રહું;
જાચવાનું શું ગજું, મન માને તે હું કરૂં.
યાચક જાણો તાહરો, સંદેહ સઘળો મેં હર્યો;
સ્નેહ સાચો જાણજો, અવતાર આણે અવતર્યો.
સ્નેહ જાણી પ્રેમ આણી, પાણીએ પાયું પ્રહ્યું;
મનનું જલ માતુની તે, દુધથી અધીકું લહ્યું.
એણીપેર થયા એક રસે, ચિત્ત બેહુ અનુભવ્યું;
ભાલણ પ્રભુ રઘુનાથશું, જ્યમ રત્ન કુંદન શું મળ્યું.

---

# વલ્લભભટ.

---

અમદાવાદનો ભટ મેવાડો, સંવત ૧૭૯૦ સને ૧૭૩૪ માં હૈયાત હતો. એ માતાનો ભક્ત, ઘણું ખરૂં ચુંવાળમાં રેહેતો. "વલ્લભ ધોળાકી જે" એવું જે માતાના મંદિરમાં બોલાય છે, તેમાંનો એક એ હતો.

---

## આનંદનો.

### ગરબાછંદ.

આજ મને આનંદ, વાધ્યો અતી ઘણો મા;
ગાવા ગરબા છંદ, બહુચર માતતણો મા.
અળવે આળપંપાળ, આપેક્ષા આણી મા;
ઠો ઇછા દીન પ્રતિપાળ, દો અમૃત વાણી મા.
સ્વર્ગ મૃત્યુ પાતાળ, વાસ સકળ તારો મા;
બાળ કરી સંભાળ, કર ઝાલો મારો મા.

તોતળા મુખ તન, તોતો તો કહે મા;
અર્ભક માગે અન્ન, નિજ માતા મન લહે મા.
નહિ સવ્ય અપસવ્ય, કહિં કાંઇ જાણું મા;
કળી કહાવા કવ્ય, મન મિથ્યા આણું મા.
કુલજ કુપાત્ર કુશીલ, કર્મ એકર્મ ભર્યો મા;
મૂરખમાં અણમીલ, રસ રટવા વિચર્યો મા.
મૂઢ પ્રમાણે મત્ય, મન મિથ્યા માપી મા;
કોણ લહે ઊતપત્ય, વિશ્વ રચ્યાં વ્યાપી મા.
પ્રાક્રમ પરમ પ્રચંડ, પ્રબળ નપળ પ્રીછું મા;
પૂરણ પ્રગટ અખંડ, અજ્ઞ થકો ઇછું મા.
અર્ણવ ઓછે પાત્ર, અકલે કરિ આણું મા;
પામું નહિ પળમાત્ર, મનજાણું નાણું મા.
રસના જુગ્મ હજાર, તે રટતે હાર્યો મા;
ઇશે અંશ લગાર, લૈ મનમથ માર્યો મા.
મારકંડ મુનિરાય, મુખ મહાતમ ભાખ્યું મા;
જૈમુનિ રૂષિ જેવાય, ઉર અંતર રાખ્યું મા.
અણગણ ગુણ ગતિ ગોત, ખેલ ખરો ન્યારો મા;
માત જાગતી જોત, જળહળતો પારો મા.
જશ તૃણવત ગુણગાથ, કહું ઉંડળ ગુંડળ મા;
ભરવા બુદ્ધિ બે હાથ, ઓધામાં ઉંડળ મા.
પાગ નમાવી શીશ, કહું ઘેલું ગાંડું મા;
માત ન ધરશો રીસ, છે ખોલું ખાંડું મા.
આદિ નિરંજન એક, અલખ અકળ રાણી મા;
તુજથી અવર અનેક, વિષતરતાં જાણી મા.
શક્તી સરજી સૃષ્ટ, સેહજ સ્વભાવ અલપ મા;
ક્વચિત કરુણા દૃષ્ટ, કૃત કૃત કોટિ કલ્પ મા.
માતંગી ધન મુક્ત, રમવા કીધું મન મા;
જોવા જુક્તિ અજુક્ત, રચિયા ચૌદભુવન મા.

નીર ગગન ભૂ તેજ, સેહજ કરી નિર્મ્યાં મા;
મારૂત વત જે જેજ, ભાંડે કરી ભર્મ્યાં મા.
તતક્ષણુ તનથી દેહ, ત્રણુ કરી પેદા મા;
ભવ કૃત કરતા જેહ, સરજે પાળે સદા મા.
પ્રથમ કર્યા ઉચ્ચાર, વેદ ચારે વાયક મા;
ધર્મ સમસ્ત પ્રકાર, ભૂ ભણુવા લાયક મા.
પ્રગટિ પંચમહાભૂત, અવર સર્વ જે કો મા;
શક્તિ સર્વે સંજુક્ત, શક્તિ વિના નહિ કો મા.
મૂળ મહી મંડાણુ, મહા માહેશ્વરી મા;
જગ સચરાચર જાણુ, જય વિશ્વેશ્વરી મા.
જળ મધ્યે જળશાયિ, પોઢયા જગજીવન મા;
બેઠાં અંતરિક્ષ આઇ, ખોળે રાખી તન મા.
વ્યોમ વિમાનની વાટ, ઠાઠ ઠર્યો આછો મા;
ઘટ ઘટ સરખો ઘાટ, કાચ બન્યો કાચો મા.
અજ રજગુણુ અવતાર, આકારે જાણી મા;
નિર્મિત હિત નર નાર, નખ શિખ નારાયણી મા.
પન્નગ ને પશુ પંખિ, પૃથક પૃથક પ્રાણી મા;
જુગ જુગ માંહે ઝંખ, રૂપે રૂદ્રાણી મા.
ચખ ચંચળ ચૈતન, વચ ચાહન ટીકી મા;
જણુાવવા જન મન, મધ્ય માતા કીકી મા.
અન્નચર તૃણુચર વાયુ, ચર વારી ઝરતા મા;
ઊદર ઊદર ભરિ આયુ, તું ભવની ભરતા મા.
રજો તમો ને સત્વ, ત્રિગુણાત્મક ત્રાતા મા;
ત્રિભુવન તારણુ તત્વ, જગતણી જાતા મા.
જ્યાં જ્યમ ત્યાં ત્યમ રૂપ, તેજ ધર્યો સઘળે મા;
કોટિ કરી ધ્યાન ધૂપ, કોઇ તુજને ન કળે મા.
મેરૂ શિખર મહિમાય, ઘોળાગઢ પાસે મા;
બાળી બહુચર આગ, આદ્ય વસે વાસે મા.

ન લહે બ્રહ્મા ભેદ, ગુણ ગતિ તાહેરી મા;
વાણિ વખાણે વેદ, શી મતિ માહેરી મા.
વિષ્ણુ વિમાસી મન, ધન્ય એમ ઉચરિયા મા;
અવર નહીં તું થિ અન્ય, બાળી બહુચરિયા મા.
માને મન માહેશ, માત મયા કીધે મા;
જાણે સુરપતિ શેષ, શહુ તારે લીધે મા.
સહસ્ત્ર ફ્રણાધર શેષ, શક્ત સબળ સાધી મા;
નામ ધર્યું નાગેશ, કીર્તી તો વાધી મા.
મછ્ કછ વારાહ, નૃસિંહ વામન થઇ મા;
અવતારો તારાહ, તે તુજ મહાત્મ હઇ મા.
પરશુરામ શ્રીરામ, રામ બળી બળ જે મા;
બુદ્ધ કલંકી નામ, દશ વિધ ધરિ દેહે મા.
મધ્ય મથુરાંથી બાળ, ગોકુળ તો પોતું મા;
તેં નાંખી મોહ જાળ, બીજું કોઈ નોતું મા.
કૃષ્ણા કૃષ્ણ અવતાર, કળિ કારણ કીધું મા;
ભક્તિ મુક્તિ દાતાર, થૈ દર્શન દીધું મા.
વ્યંઢળને વળિ નાર, પુરૂષપણે રાખ્યાં મા;
એ અચરજ સંસાર, શ્રુતિ સ્મૃતિયે ભાખ્યાં મા.
જાણી વ્યંઢળ કાય, જગમાં અણુજુકતી મા;
મા મોટે મહિમાય, ઇંદ્ર કથે ઉક્તિ મા.
મેહેરામણ મથિ મેર, કિધો રવૈયો સ્થિર મા;
કાઢયાં રત્ન એક તેર, વાસુકીનાં નેતર મા.
સુર સંકટ હરનાર, સેવકને સન્મુખ મા;
એવિગતિ અગમ અપાર, આનંદી નિધિ સુખ મા.
સનકાદિક મુનિ સાથ, સેવે વિવિધિ વિધે મા;
આરાધી નવ નાથ, ચોરાશી સિધ્ધે મા.
આવિ અયોધ્યા ઇશ, નામી શીશ વળ્યા મા;
દશ મસ્તક ભુજ વીશ, છેદી સીત મળ્યા મા.

નૃપ ભીમકનિ કુમાર, તમ પૂજે પામી મા;
રૂકમણિ રમણ મુરાર, મન ગમતો સ્વામી મા.
રાખ્યા પાંડુ કુમાર, છાના સ્ત્રી સંગે મા;
સંવત્સર એક બાર, વામ્યા તમ અંગે મા.
ઊંધ્યો તન પ્રદ્યુમન, છૂટે નહિ કેથી મા;
સમરી પુરી શંખન, ગયો કારાગ્રહેથી મા.
વેદ પુરાણ પ્રમાણ, શાસ્ત્ર સકળ સાખી મા;
શક્તિ સૃષ્ટિ મંડાણ, સર્વ રહ્યાં રાખી મા.
જ્યાં જ્યાં જગતી જોઈ, ત્યાં ત્યા તું તેવી મા;
સમવિત ભ્રમવિત ખોઇ, કહિ ન શકું કેવી મા.
ભૂત ભવિષ્ય વર્તમાન, ભગવતિ તું ભવની મા;
આદ્ય મધ્ય અવસાન, આકાશે અવની મા.
તિમર હરણ શશિ સૂર, તે તારો ધોકો મા;
અમિ અગ્ની ભરપૂર, થઈ પોખો શોખો મા.
ખટરિતું રસખટ માસ, દ્વાદશ પ્રતિબંધે મા;
અંધકાર ઊજાસ, અનુક્રમ અનુસંધે મા.
ધરતી તું ધન્ય-ધન્ય, ધ્યાન ધરે ન આવો મા;
પાલણ પ્રજા પ્રજન્ય, અણચિંતવ્યાં આવો મા.
સકળ સ્મૃદ્ધિ સુખદાઇ, પય દધિ ધૃત માંહીં મા;
સર્વે રસ સરસાઇ, તું વિણ નહિ કાંઇ મા.
સુખ દુખ બે સંસાર, તારાં નીપાયાં મા;
બુદ્ધિ બળ ને બળ આહાર, ઘણું ડાહ્યાં વાયાં મા.
ક્ષુધા તૃષા નિંદ્રાય, લઘું જોબન વૃદ્ધા મા;
શાંતિ શૂર સમાય, તું સઘળે સિદ્ધા મા.
કામ ક્રોધ મોહ લોભ,મદ મત્સર મમતા મા;
તૃષ્ણાથી સ્થિર થોભ, શરમ ધરે શમતા મા.
અર્થ ધર્મ ને કામ, મોક્ષ તું મોહ માયા મા;
તન મનનો વિશ્રામ, ઉર અંતર છાયા મા.

ઉદે ઉદારણ અસ્ત, આદ્ય અનાદેની મા;
ભાષા ભૂર સમસ્ત, વાક વિવાદેની મા.
હરખ હાસ્ય ઉપહાસ્ય, કાવ્ય કવિત વિત તું મા;
ભાવ ભેદ નિજ ભાષ્ય, ભક્તિ ચિત તું મા.
ગીત નૃત વાજીત્ર, તાળ તાન માને મા;
વાણી વિવિધ વિચિત્ર, ગુણ અગણિત ગાને મા.
રતિ રસ વિલસ વિલાસ, આશ સકળ જગની મા;
તમ તન મન મધ્ય વાસ, મોહ માયા મગની મા.
જાણે અજાણે જગત, એ બાધા જાણે મા;
જીવ સકળ આ સૃષ્ટ, સૌ સરખાં માણે મા.
વિવિધ ભોગ મરજાદ, જગ દાખ્યું ચાખ્યું મા;
ગરથ સુરત નિસ્વાદ, પદ પોતે રાખ્યું મા.
જળ સ્થળ શાખા પત્ર, પુષ્પ ફૂલે ફળતી મા;
પરણુ માત્ર અક અંત્ર, રસબસ વીચરતી મા.
નિપટ અટપટી વાત, નામ કું કહું કોનું મા;
સરજી સાતે ધાત, માત અધિક સોનું મા.
રત્ન મણિક માણીક, નંગ મઢયાં મુક્તા મા;
આભા અટળ અધીક, અન્ય ન સંજુક્તા મા.
નીલ પીત આરક્ત, શ્યામ શ્વેત સરખી મા;
ઉભય વ્યક્ત અવ્યક્ત, જગ જેવી નરખી મા.
નાગ જે અષ્ટ કુળ આઠ, હીમાચળ આદે મા;
પવન ગવન ઠઠિ ઠાઠ, તુજ રચિતા બાધે મા.
વાપી કુપ તળાવ, તું સરિતા સિંધુ મા;
જળ તારણ જે નાવ, તું તારણ બંધુ મા.
વૃક્ષ વન ભાર અઢાર, ભૂ ઉપર ઉભાં મા;
કૃત્ય કર્મ કરતાર, કોશ વિધી કુભા મા.
જડ ચેતન અભિધાન, અંશ અશ ધારી મા;
માનવિ મોટે માન, એ કરણી તારી મા.

વરણ્ય ચાર વિધિ કર્મ, ધર્મ સહિત થાપી મા;
એને બાર અપર્મ, અનુચર વર આપી મા.
વાડવ વન્હિ નિવાસ, મુખ માતા પોતે મા;
તૃપ્તે તૃપ્તે આશ, માત જગત જોને મા.
લખ ચોરાશી જંત, સૌ તારા કીધા મા;
આણ્યો અસુરનો અંત, દંડ ભલા દીધા મા.
દુષ્ટ દમ્યા કઇ વાર, દારૂણ દુઃખ દેતા મા;
દૈત્ય કર્યા સંહાર, ભાગ જગન લેતા મા.
શુદ્ધ કરણ સંસાર, કર ત્રીશુળ લીધું મા;
ભૂમિતણે શિર ભાર, હરવા મન કીધું મા.
બહુચર બુદ્ધિ ઉદાર, ખળ ખોળી ખાવા મા;
સંત કરણ ભવપાર, સાદ કરે સાહાવા મા.
અધમ ઉધારણ હાર, આસનથી ઉઠી મા;
રાખણ જગ વ્યવહાર, બુદ્ધિ બાંધી મુઠી મા.
આણી મન આનંદ, મા માંડયાં પગલાં મા;
તેજ કિરણ રવિ ચંદ્ર, દો નાનાં ડગલાં મા.
ભર્યાં કદમ બે ચાર, મદમાતી મદઝર મા;
મનમાં કરી વિચાર, તેડાવ્યો અનુચર મા.
કુર્કટ કરિ આરોહ, કરૂણાકર ચાલી મા;
નખ પંખી મેલ્યોહ, પગ પૃથ્વી હાલી મા.
ઉડીને આકાશ, થઈ અદભુત આવ્યો મા;
અધક્ષણમાં એક શ્વાસ, અવનીતળ લાવ્યો મા.
પાપી કરણ નિપાત, પૃથ્વિ પડ માહી મા;
ગોઠયું મન ગુજરાત, ભીલાં ભડમાંહીં મા.
ભોળિ ભવાની માય, ભાવ ભલે ભાળે મા;
કીધી ઘણી કૃપાય, ચૂંવાળે આળે મા.
નવખંડ ન્યાળી નેટ, નજર વજર પેઠી મા;
ત્રણ ગામ લરભેટ, ઠેઠ ઠરી બેઠી મા.

સેવક શરણાં કાજ, શંખલપુર શેઠે મા;
ઉઠયો એક અવાજ, દેહાણા નેડે મા.
આવ્યાં અશરણશર્ણ, અતિ આનંદ ભર્યાં મા;
ઊદિત મુદિત રવિ કર્ણ, દશદિશ જશ પસર્યાં મા.
સકળ સમર્થ જગ માત, બેઠાં ચિત્ત સ્થિર થઇ મા;
વસુધામાં વિખ્યાત, વાત વાયુ વિધિ ગઇ મા.
જાણે જગ બધ જોર, જગ જનની જોખે મા;
અધિક ઉડાયો સોર, વાસ કરી ગોખે મા.
ચાર ખૂટ ચોખાણ, ચરચા એ ચાલી મા;
જન જન પ્રતિ મુખવાણ,બહુચર બિરદાળી મા.
ઉદો ઉદો જયકાર, કીધો નવ ખંડે મા;
મંગળ વરત્યાં ચાર, ચૌદે બ્રહ્માંડે મા.
ગાજ્યા સાગર સાત, દૂધે મેહ વૂઠયા મા;
અધર્મ ધર ઉતપાત, સૌ કીધા જુઠા મા.
હરખ્યા સુરનર નાગ, મુખ જોઇ માતાનું મા;
અવિલોકી અનુરાગ, મન મુનિ સરખાનું મા.
નવગ્રહ નમવા કાજ, પાગ પળી આવ્યાં મા;
ઉપર ઊતારવાજ, મણિ મુક્તા લાવ્યાં મા.
દશ દિશાના દિગપાળ, દેખી દુખ વામ્યા મા;
જન્મ મરણ જંજાળ, મટતાં સુખ પામ્યા મા.
ગુણ ગાંધર્વ જશ ગાન, નૃત્ય કરે રંભા મા;
સુર સ્વર શુણતાં તાન, ગતિ થૈ ગઇ સ્થંભા મા.
ગુણ નિધિ ગરબો જેહ, બહુચર મા કેરો મા;
ધારે ધારી દેહ, સફળ ફળે ફેરો મા.
પામે પદારથ પાંચ, શ્રવણે સાંભળતાં મા;
નાવે ઊની આંચ, દાવાદળ બળતાં મા.
શસ્ત્ર ન અડકે અંગ, આદ્ય શક્તિ રાખે મા;
નિત્ય નિત્ય નવલે રંગ, ધર્મ કર્મ પાખે મા.

જળ જે અકળ અઘાત, ઊતારે બેડે મા;
ક્ષણ ક્ષણ નિશદિન પ્રાત, ભવ સંકટ ફેડે મા.
ભૂત પ્રેત જાંબૂક, વ્યંતર ડાકીણી મા;
નાવે અહિ અચૂક, સમરે સાકીણી મા.
ચરણ ભરણ ગતિભંગ, ખંગ પંગ વાળે મા;
ગુંગ મુંગ મુખ અંગ, વ્યાધિ બધી ટાળે મા.
શેણ વિહીણા નેણ, નેહે નેણાં આપે મા;
પુત્ર વિહીણાં કહેણ, કઇ મેણાં કાપે મા.
કળા કલ્પતરૂ ઝાડ, જે જાણે તેને મા;
ભક્ત લડાવે લાડ, પાડ વિના કેને મા.
પ્રગટ પુરૂષ પુરૂષાઇ, તું આપે પળમાં મા;
ઠાલાં ઘેર ઠકરાઈ, દો દળહળ ભળમાં મા.
નિર્ધનને ધન પાત્ર, તું કરતાં શું છે મા;
રોગ દોષ દુખ માત્ર, તું હરતાં શું છે મા.
હય ગજ રથ સુખપાલ, આળ વિના અજરે મા;
બિરદે બહુચર બાળ, ન્યાલ કરે નજરે મા.
ધર્મ ધજા ધન ધાન, ન ટળે ધામ થકી મા;
મહિપતિ દે મુખ માન, માના નામ થકી મા.
નર નારી ધરિ દેહ, જે હેતે ગાશે મા;
કુમતિ કર્મ કૃત ખેહ, થઇ ઊડી જાશે મા.
ભગવતિ ગીત ચરિત્ર, નિત્ય શુણશે કાને મા;
થઇ કુળ સહિત પવિત્ર, ચડશે વૈમાને મા.
તુંથિ નથી જે વસ્ત, તેથિ તને તરપું મા;
પૂરણ પ્રગટ પ્રસ્ત, શી ઉપમા અરપું મા.
વારંવાર પ્રણામ, કરજોડી કીજે મા;
નિર્મળ નિશ્ચળ નામ, જનનીનું લીજે મા.
નમો નમો જગમાત, નામ સહસ્ર તારે મા;
માત તાત ને ભ્રાત, તું સર્વે મારે મા.

સંવત શત દશ સાત, નેઉ ફાલ્ગુણ શુધે મા;
તિથિ તૃતિયા વિખ્યાત, શુભ વાસર બુધે મા.
રાજનગર નિજ ધામ, પૂર નવિન મધ્યે મા;
આઈ આદ્ય વિશ્રામ, જણુ જગત બધે મા.
કરિ દુર્લભ સૂલભ, રહું છું છેવાડો મા;
કરજોડી વલ્લભ, કહે ભટ મેવાડો મા.

---

## માહાકાળીનો ગરબો.

મા તું પાવાની પટરાણી કે, કાળી કાળકા રે રોલ.
મા તારો ડુંગરડે છે વાસ કે, ચડવું દોહલું રે લોલ.
મા તારા મંડપની શોભાય કે, મુખથી શી કહું રે લોલ.
મા ત્યાં તપ કરતા દિઠા કે, વિશ્વામીત્ર રૂષિ રે લોલ.
મા તારા ડાબા જમણા કુંડ કે, ગંગા જમનાં સરસ્વતી રે લોલ.
મા તારાં કુકડીઆં દશ વીશ કે, રણમાં ચડે રે લોલ.
કોઇ મુગલે મારીનાંખ્યાં કે, બોલાવ્યાં પેટમાં રે લોલ.
કે પ્રભાતે પંખીડાં બોલ્યાં કે, કીધો ટહુકલો રે લોલ.
લીધાં ખડગ ને ત્રિશૂળ કે, અસુરને મારીએ રે લોલ.
ફાડી ઉદર નીકળ્યાં બાહાર કે, અસુરને હાથે હણ્યો રે લોલ.
આવી આવી નોરતાંની નવરાત્ર કે, મા ગરબે રમે રે લોલ.
માએ છુટા મેલ્યા કેશ કે, ફુદડી બહુ ફરે રે લોલ.
માજી કીઓ સજું શરણુગાર કે, રમું રંગમાં રે લોલ.
ઓઢયાં અમર કેરી જોડ કે, ચરણાં ચુંદડી રે લોલ.
માએ કરી કેશરની આડ કે, વચમાં ટીલડી રે લોલ
સેંથે ભર્યો છે સિંદુર કે, વેણી કાળી નાગણી રે લોલ
માજી દાંતે સોનાની રેખ કે, ટીલીની શોભા ઘણી રે લોલ.
પાયે ઝાંઝરનો ઝમકાર કે, વાગે ઘુઘરા રે લોલ.
ચોસઠ બેની મળીછે ત્યાંય કે, શણગાર શોભા ઘણી રે લોલ.
આવું રૂડું રૂડું ચાંપાનેર કે, વચમાં ચોક છે રે લોલ.

રાજાની ચતુરાં ચંચલ નાર કે,કાળીકાને બેનપણા રે લોલ.
બેની મારી ગરબે રમવા આવો કે,ભવાની મા કાળકા રે લોલ.
બેલે મંડપની માંય કે, ફેર ફરે ફુદડી રે લોલ.
જોવા મળીઆ તેત્રીસક્રોડ દેવ કે,ફુલડાં વેરીઆં રે લોલ.
રાજાએ અંધાર પછેડો ઓઢયો કે,મા તારે હેરડે રે લોલ.
રાજાએ છળ કરી ઝાલ્યો કે, માજીનો છેડલો રે લોલ.
માગ માગ પાવાના રાજન કે, તુષ્ટમાંન થઈ રે લોલ.
માગ માગ પુત્રકેરી જોડ કે,બંધાવું પારણાં રે લોલ.
માગ ઘોડાની ઘોડશાળ કે, હસ્તી માગ ઝુલતા રે લોલ.
માગ તોપો ને તોપખાન કે, જંજાલુ અતી ઘણાં રે લોલ.
માગ ગુજરાત સરખો દેશ કે, ભદ્ર બેસણાં રે લોલ.
માગ સુરતસરખું શેહેર કે, બંદર અતિ ઘણાં રે લોલ.
માગ માગ ઉત્તર કેરો ખંડ કે,નવ કોટી માળવો રે લોલ.
માગ માગ પશ્ચિમ સરખો દેશ કે,રણછોડ રાજ કરે રે લોલ.
માગ માગ નવખંડનું રાજ કે,ચાંદો સૂરજ તપે રે લોલ.
કે માગું એકલડું વરદાન કે,મોહોલે પધારજો રે લોલ.
ફટ ફટ પાવાના રાજંન કે, એ શું માગીયું રે લોલ.
આજથી છઠેને છ માસ કે, મૂળ તારૂં ગયું રે લોલ.
કાળકા સડવડ ચાલ્યાં જાય કે,બજારે નીસર્યાં રે લોલ.
કે બુઢીઓ દર દરવાજે દીવાન કે,જઇને પુછિયું રે લોલ.
કેની કોર પથાના દરબાર કે, કેણી કોર રાજવળાં રે લોલ.
માતા ઉગમણા દરબાર કે, આથમણા રાજવળાં રે લોલ.
ક્યાંથી નવલખી આવી પોઠ કે, જોઇ પુછીયું રે લોલ.
પોઠમાં સીસી વસ્તુ હોય કે, પોઠમાં શું ભર્યું રે લોલ.
પોઠમાં લવીંગ સોપારી એલચીય કે,મીસરી ઘણી રે લોલ.
બુઢીએ બુડી નાખી એક કે,લોહીની ધારા ચાલી રે લોલ.
માંહીથી નીકળ્યા મુગલા દૈત કે, ડેરા રોપિયા રે લોલ.
બાંધ્યાં તરવારે તોરણ કે, કાળીકા કોપિયાં રે લોલ.
ભાગ ભાગ પાવાના રાજન કે,પાવો તારો ઘેરિઓ રે લોલ.
લીલુડે ઘોડે માંડ્યાં પગ્રાંગુ કે,પેથાઈ ભાગીઓ રે લોલ.

રાજાને તારી રાણી કાઢ બાહાર કે,કાંકરીયા પાળ ભરે રે લોલ.
ફરતી ફરે માજીની ફોજ કે, પાવો ઘેરિયો રે લોલ.
લીધું લીધું ચોટું ચાંપાનેર કે,રાજા ગઢ રોળીયો રે લોલ.
રોળ્યા સુબા ને સરદાર કે, પુત્ર પાટવી રે લોલ.
જોબનવંતી નારીઓ અનેક કે,મુગલા વળગ્યા ફરી રે લોલ.
પાટવી પુત્રની નાર કે,તેને છે દુઃખ ઘણાં રે લોલ.
મારીને કીધલા છે ચકચૂર કે,પાવો ઘેરીઓ રે લોલ.
સુલતાન ચાલ્યો સંઘે છડીદાર કે,પાવે જઇ મળ્યો રે લોલ.
તેને મળ્યું અભય વરદાન કે,નીર ભર્યાં નેત્રમાં રે લોલ.
માજી હું છેઊં તમારો દાસ કે,આપો મને આજ્ઞા રે લોલ.
માનાં લોચન દીઠાં વીકાળ કે,રાતી આંખડી રે લોલ.
સુલતાન નમ્યો માને શીશ કે,પાયે પડી પ્રીતશું રે લોલ.
માજી વાત વીસારો મન કે,અલ્પ મતી છે થોડી રે લોલ.
માજી થયાં તેને પ્રસંન કે, માગ તુષ્ટમાન થઇ રે લોલ.
આપુંરે તુને વરદાન કે, પાવોગઢ બેસણાં રે લોલ.
માજી થાજો મને પ્રસંન કે,નથી જોતાં રાજ હવે રે લોલ.
માગુ ભક્તિ પદારથ વૈરાગ કે,શેવું માના ચરણને રે લોલ.
માજીએ મુસ્તક મેલ્યો હાથ કે,નિર્ભે કરી થાપિયો રે લોલ.
સાતમી પેઢીએ આપીશ રાજ કે, પાવો આપીયો રે લોલ.
માનો થાજે તું શેવક કે, નિર્ભે થાપીયો રે લોલ.
ઉપમા કાળકાની કોઇ ગાય કે, શીખે સાંભળે રે લોલ.
ગરબો ગાયેતે વલ્લભ કે, શેવક માનો સહી રે લોલ.
માજીઆપજો અવિચળ વાણુ કે,બુદ્ધિ છે થોડી રે લોલ.

---

## આરાસુરનો ગરબો.

માજી તું આરાસુરની રાયરે, આઇ અંબિકારે મા.

આરાસુરમાં બિરાજતીરે મા, સેવકને શીર છાજતીરે મા;
આસને બેઠી ગાજતીરે મા, માજી તુને દીઠે મહાસુખ થાયરે. આઇ૦

મંડપની રચના ઘણીરે મા, હીરા રત્ન જડયાં મણીરે મા;
શોભે શ્રી સુરના ધણીરે મા, માજી તુને દીઠે પાતીક જાયરે. આ૦
પુજા કરે મધ્યને સમેરે મા, કામ લોભ મોહને દમેરે મા;
અંબાને મન તે ગમેરે મા, માજી દીઠે મન લોભાયરે. આ૦
ગંગોદક નિર્મળ ભરીરે મા, કરે પખાલ જુગતે કરીરે મા;
દુર થકી નાશે અરીરે મા, માજી તું કરૂણા કર કીરતાર રે. આ૦
ચંદન પુષ્પ ચડાવતારે મા, મન માજીનુ લડાવતાંરે મા;
અબીલ ગુલાલો ઉડાવતારે મા, તેનો સફળ થાય અવતારરે. આ૦
જાઇ જુઇ ને માલતીરે મા, કિંકરીઓ થઈ આલતીરે મા;
શેરો કરી કંઠે ઘાલતીરે મા, માજી તું નિર્ભય પદ દાતારરે. આ૦
બહુજન પાળે આવતારે મા, મેવા બહુ વિધ લાવતારે મા;
માજીમાને ધરાવતારે મા, માજી તેને ભવસાગર મધ્ય તારરે. આ૦
ધુપ દીપ નૈવેદ્ય કર્યારે મા, નર નારી મોહે ભર્યારે મા;
પાન પત્ર મધ્યે ધર્યારે મા, માજી તેને નવનિધ ઘણી આપરે. આ૦
ઘંટા વજાડી કરે આરતીરે મા, નરનારી મન ધારતીરે મા;
તન મન ધન સહુ વારતીરે મા, તેના દુખ દારિદ્ર બધ્ય કાપરે. આ૦
સનમુખ રહી શીસ નામતારે મા, કોટી જનમ દુઃખ વામતારે મા;
પૂરણ પદવી પામતારે મા, માજી તેને પોતાનો કરી થાપરે. આ૦
હવન વેળ સહુ આવિને મા, સપરીવારે સરજાવિનેરે મા;
પુજાપો બહુ લાવિનેરે મા, માજી ત્યાં બ્રાહ્મણ કરતા જાપરે. આ૦
કરે હવન જન જાપથીરે મા, ટળે તનના તાપથીરે મા;
અંબા મા આપો આપથીરે મા, માજી તે જુગ સચરાચર જાણરે. આ૦
પુજા સર્વે સમાતારે મા, શ્રીફળ ઘાટડીઓ અર્પતારે મા;
બ્રહ્મભોજન કરી તર્પતારે મા, માજી તે વેદ પુરાણે પ્રમાણરે. આ૦
પ્રદક્ષણા જઇને કરેરે મા, અંબા મા મનમાં ધરેરે મા;
નવનિધ તેને દ્વારે રહેરે મા, માજી તું મુળ મહિમા મંડાણરે. આ૦
પંચતિરથી કરવા પળ્યાંરે મા, કોટીક કર્મ કુડાં બળ્યાંરે મા;
સાજન સહુ સરવે વળ્યારે મા, માજી તું નિર્મળ પદ નિરવાણરે. આ૦

ગણુપતને શીશ નામશેરે મા, જન્મ મરણુ ભય વામશેરે મા;
તે ચાર પદારથ પામશેરે મા, માજી તેને આપે પુત્ર ધન નારરે. આઇ૦
શિવ સનમુખ બેસે સહીરે મા, મોહ માયા મમતા વહીરે મા;
અલખ નિરંજન એ કહીરે મા, માજી તારા સેવકને આધારરે. આઇ૦
ચાચર પુજા કીજીએરે મા, મનવાંછિત ફળ લીજીએરે મા;
અમૃત રસ એ પીજીએરે મા, માજી તેં કર્યું સકળ દેદારરે. આઇ૦
આદ્ય સ્થાનકે વાસો વરયાંરે મા, દયા દીલમાં આણી ધસ્યાંરેમા;
આયુધ અંગે ધર્યાં હર્યાંરે મા, માજી તમે ઉતારો ભવ પારરે. આઇ૦
વારાહી દિન વાળીએરે મા, પાય તે સકળ પ્રજાળીએરે મા;
જો જો આંખ રસાળીએરે મા, માજી તમે સહુની રાખો લાજરે. આઇ૦
ભૂતળ રહે સહુ એ થકેરે મા, જો નમણુ ચડાવે મુસ્તકેરે મા;
શાખ વખાણે પુસ્તકેરે મા, માજી તેને અંતે સ્વર્ગ વિમાનરે. આઇ૦
ઉલટ મન સહુને થયારે મા, ત્રણુ તાપ તનના ગયારે મા;
અડસટ તીરથ અંહિ કહ્યાંરે મા, માજી તું સાચું સત્વ દયાદાનરે. આઇ૦
ચાચર પુજીને આવતાંરે મા, આજ્ઞા માજીની લાવતાંરે મા;
વાવ્ય સનમુખ પળાવતારે મા, માજી ત્યાં પુજન તારૂં થાયરે. આઇ૦
ભૈરવ પાયે લાગીએરે મા, આળસ તજીને જાગીએ રે મા;
મન માન્યું જઈ માગીએરે મા, માજી એવા ભૈરવ બાળે વેશરે. આઇ૦
મારકંડ કહે મુખથકીરે મા, અનેક સ્વરૂપ તે એકથીરે મા;
અંબામા બીજી નથીરે મા, માજી તારો પાર ન પામે શેષરે. આઇ૦
સિદ્ધ સવાઈ સહુથી વડીરે મા, ધ્યાન ધરોને રૂદે ઘડીરે મા;
ક્ષણુ એક રહો ઉભા અડીરે મા, માજી સિદ્ધ શુભ કરે ઉપદેશરે. આઇ૦
આદ્ય શક્તિ એક છેરે મા, વાવ્ય તણી વિવેક છેરે મા;
વન તરૂવર અનેક છેરે મા, માજી ભૂતળ ન લે તારો ભેદરે. આઇ૦
આનંદ ઉરે ધર્યો અંગમાંરે મા, ચાલો જઇએ સહુ સંગમાંરે મા;
મન રાખોજી સુચંગમાંરે મા, માજી તેનું થાય શુધ શરીરરે. આઇ૦
માન સરોવરે એ લહુંરે મા, ઇંદ્ર અમર આવે સહુરે મા;
ઉર્વેશી ગાન કરે બહુરે મા, માજી તેનું નીરમળ દીસે નીરરે. આઇ૦

શોભા તેમાં સરોવર કનેરે મા, નહાશે પોતે એક મનેરે મા;
શિવ સહીત ચતુરો નમેરે મા, માજી એવું માન સરોવર નીરરે. આઈ૦
વાજાં તે વાજે છંદમાંરે મા, મીઠા મહામન મંદમાંરે મા;
જીવ રહેછે આનંદમાંરે મા, હાંરે તમે દઢતા રાખો ધીરરે. આઇ૦
નર નારી બંધ જાઇનેરે મા, આપો આપ ગમાઇનેરે મા;
સેવો તે આદ્ય અજાઇનેરે મા, માજી તમે પુરો મનની આશરે. આઇ૦
ગાજતે વાજતે આવિયાંરે મા, શોભા સકળ સજાવિયાંરે મા;
માજીને મન ભાવિયાંરે મા, માજી સહુ કરતાં હાસ્ય વિલાસરે. આઇ૦
દેવિએ દૈત્યને બહુ હણ્યારે મા, માર્યો મહિષ તે નહિ મણારે;
અમર ઉદો મુખથી ભણ્યારે મા,માજી જાય કાલ ઉડયો આકાશરે. આઇ૦
સકળ તિરથ અહીં વાસીએરે મા, ભમવું નવ પડે કાશિએરે મા;
ન રહો સહુ મન રાશિએરે મા,માજી તારો વાસોછે સરવ અક્ષયરે. આઇ૦
રાખો મન નિર્મળ મતીરે મા, સેવ્યા ત્રિભુવનના પતીરે મા;
જો હોય કર્મ તણી રતીરે મા, સાચી સેવો અંબા શક્તરે. આઇ૦
અંબા અંબા જે રટેરે મા, પ્રાશ્ચિત પૂર્વ તણાં ઘટેરે મા;
માજીને નિત્યે રટેરે મા, એ છે સકળ કળા બધ્ય શક્તરે. આઇ૦
ગરબો ગાશે માનવીરે મા, સહેજે નહાશે જહાનવીરે મા;
દમે નહિ કોઇ દાનવીરે મા, તરે નરનારી આરક્તરે. આઇ૦
શિખે સુણે ને સાંભળેરે મા, ભવસિંધુ ફેરો ટળેરે મા;
અંબા મા પોતે મળેરે મા, માજી તમે વહ્લભ દેજો ભક્તરે. આઇ૦

---

## અંબાજીના શણગારનો ગરબો.

અંબા માતારે મા વિનવું, લંબોદર લાગું પાય;
વાણી આપોરે મા મયા કરી, તેમ અક્ષર આપો માય.
સરસ્વતિ ગુણપતીરે મા,સ્તવન કરૂં,જેના ગુણગાયા નવ જાય;
નયણે નિરખુંરે મા માતને, ધન્ય ધન્ય આરાસુરી માય.
શીશે શોભેરે મા રાખડીરે, માને શ્રવણ ઝબુકે ઝાલ;
માજી રૂપ શોહામણાંરે મા, જેની જ્યોત્ય પડે બહુ ગાલ.

શામ ત્રિવેણીરે મા ચોટલો, માંહી જડીત્ર ગોફણો સાર;
ગોફણે ફરતીરે મા ઘુઘરી, જેનો સુંદર ઘાટ અપાર.
લલવટ સોહેરે મા ચાંદલો, ને કુમકુમ કેસર આડ;
આડ અનોપમરે મા શોભતી, મા વિધ વિધ લડાવેલાડ.
વેણુ સમારેરે મા આપશું, ને શેંથે ભર્યો સિંદોર;
નયણે કાજલરે મા સારીયાં, અણીઆળે નાકે મોર.
ચોકે બાંધીરે મા ચુંદડી, માંહી કસબે બંધ દિસે તોર;
કુમકુમ કેસરરે મા કસ્તુરી, માંહી ચુવા ચંદનનું જોર.
દાડમ કળીઓરે મા દંત છે, ને મુખ આવ્યાં તંબોળ;
મુખથી બોલેરે મા મરકલડે, ને નૌતમ કરે કલોલ.
કોટે સોહેરે મા કટેસરી, માંહી મોતી કીરીયાં જેહ;
ચાંદલો સોહેરે મા સોનાતણો, માંહે તનમનીયાં તેહ.
હારલો લેહેકેરે મા જડાવનો, માળી કરે તે ઝુમણું જોત;
માળા લેહેકેરે મા મુક્તાફળની, માદળીએ ઉદ્યોત.
ઉપર સોહેરે મા ઉતરી, માંહી દુગદુગી ભાત્ય અપાર;
કંઠે નૌતમરે મા કાંઠલો, માંહી રહે પુષ્પના હાર.
ભુંડી રૂડીરે મા શોભતી, માંહી કાંકણી તેને સંગ;
બાંહે બાજુબંધરે મા બેરખા, આભુષણ ધરીઆં અંગ.
ખટપટ ખળકેરે મા મેખળા, માંહી ઘુઘરીનો ધમકાર;
વાજાં વાજેરે મા રણઝણે, માંહી જંત્ર તણા તણકાર.
ચરણા ચોળીરે મા ચુંદડી, માંહી કમખો લીલી ભાત;
વસ્ત્ર અનોપમરે મા પેહેરીયાં, તે સર્વે જુજવી ભાત.
વેઢ વીંટીઓરે મા આંગળીએ, ને નૌતમ દીસે અંગ;
અંગની આંગળીયોરે મા આપશું, ને દર્પણ દીસે સંગ.
કાંબી કડલાંરે મા શોભતાં, ને ઝાંઝર નેપૂર સાર;
અણુવટ ઠમકે મા અંગુઠે, ને વિંછીયાનો ઝણુકાર
શણુગાર પેર્યારે મા શોભતા, તેનાં શ્યાં કરૂં વખાણ;
તળીયાં રાતાંરે મા પગતણાં, જાણે ઉગ્યો ભમર ભાણ.

સુરીનર મુનીવરરે મા મોહી રહ્યા, ને મોહ્યા મોટા ભૂપ;
મોહ્યા મોહ્યારે મા દેવતા, મા જોતાં તારૂં રૂપ.
ચોસઠ બેનુંરે મા આવીયો, ને માંડયો નૌતમ રાસ;
હરખ ધરીનેરે મા હમચી, ખુંદે તાળીઓ વાગે ત્રાસ;
હરતાં ફરતાંરે મા ફુદડી, ને છંદે ગરબો ગાય;
શોભા શી કહુંરે મા તમતણી, તે કળી કોઇથી નવ જાય.
ગરબે ફરતાંરે મા જાળીયાં, તેના દીપક જોત અપાર;
કમળ દીપકરે મા કોડીયાં, તેની શોભાતણો નહીં પાર.
પાર નવ આવેરે મા તમ તણો, તેના ગુણ ગાય છે ઈશ;
આવ્યા આવ્યારે મા કાશી થઈ, ઈંદ્રાદીક સુર તેત્રીસ.
બ્રહ્મા આવ્યારે મા હંસ ચડી, ને વૃષભ ચડી માહાદેવ;
વિષ્ણુ આવ્યારે મા ગરૂડે ચડી, જેની દેવ કરેછે શેવ.
નાચે નાચેરે મા ઉર્વશી, ને કરે અપ્સરા ગાન;
ગાન ગાવેરે મા નૃત કરે, ત્યાં નાટક થેઈ થેઈ તાન.
જય જય વાણીરે મા સહુ વદે, ત્યાં પુષ્પની વ્રષ્ટી થાય;
હશી રમીનેરે મા રાસમાં, તે સ્થાનીક બેઠાં માય.
ભોજન કીધાંરે મન ભાવતાં, પકવાન દૂધ છે પાસ;
ઝારી ભરીરે મા ગંગાજળી, ને મન માન્યા મુખવાસ.
કરજોડીને મા વિનવે, વલ્લભ તારો દાસ;
સંકટ ટાળોરે મા સેવકનાં, મા તમે મનની પુરો આશ.



# દ્વારકો.

સંવત ૧૮૮૦–સને ૧૭૪૪ માં હયાત હતો. તે ઘણું ખરૂં ડાકોરમાં રેહેતો, પણ એનું મૂળ વતન ચરોતરમાંનું ભાલેજ છે.

## શણગાર.

### પદ ૧ લું–રાગ ગરબી.

આજ મારે આંગણિયે પેલો, નંદનો કુંવર બેઠોજો;
હું ગઈતી જમુના જળ ભરવા, છાનો ઘરમાં પેઠોજો.
ઘરમાં પેશી એવું કીધું, માંકડલાં બોલાવ્યાંજો;
મહિ કાઢી મ્હો આગળ મેલ્યાં, ખાવા સારૂ આવ્યાંજો.
ઓચિંતી મહિયારી આવી, હરિની બાવડી ઝાલીજો;
મોઢાં ઉપર ગોરસ લોહ્યું, ઓચંબા લઇ ચાલીજો.
સાંભળજે તું જશોદા રાણી, તારો કુંવર લાવીજો;
બાળક તારો બહુ મસ્તાનો, ટેવ શિ પાડી આવીજો.
કહે જશોદા જુઠા બોલી, જીભ કરો કાંઈ થોડીજો;
મારો કુંવર કાંઇ ન જાણે, બેઠો બેઉ કરજોડીજો.
બાળ જુવે તો પોતાકેરૂં, જોઇને લજ્જા પામીજો;
સઉ ગોપીનાં માન ઉતાર્યા, એવો અંતરજામીજો.
એનિ અકલને કોઈ ન પહોંચે, ગતિ એની બહુ ન્યારી જો;
દ્વારકાના સ્વામી સંગે, અબળા રહિ છે હારીજો.

### પદ ૨ જું–રાગ ગરબી.

આદ્ય અંતની પ્રીત છે મારે, કદિયે મોલે ન આવોજી;
અબળાનો અપરાધ ન જોઇયે, પ્રેમ કરીને બોલાવો. પાલવ વળગ્યાંજી.

પ્રથમ પેહેલું અમૃત પાઇને, ઝેર હવે શીદ પાવોજી;
જળ વિના જેવું મીન વછોડયું, એમ શિદ તલસાવો. પાલવ.
ભાત ભાતનાં ફળ અમૂલ્યક, હંસ હશે તે ચરશેજી;
મીઠા જળનું માંછલડું તે, ખારે જળ કેમ ઠરશે. પાલવ.
સમસ્યામાં સૌ સમજી લેજો, ઝાઝું તે સું કહિયેજી;
દાસ દ્વારકાના સામું નિહાળો, આવા કઠણ ન થઇયે. પાલવ.

પદ ૩ જું–રાગ વસંત.

વસંત રતમાં આનંદ મારા વાલા, ઘેર ઘેર ઓછવ થાય;
જે ઘર આનંદ ઓછવ ના થાએ, તે ઘર મૂઢ કહેવાય. વસંત.
તાલ પખાજ બાજે બાંસુરી, વાજાં લેઈ લેઇ જાય;
અબીર ગુલાલ અગર કસ્તુરી, કેસર રંગ ઘોળાય. વસંત.
પ્રેમે ગાયે સાંભળશે જે કોઈ, સેજે વૈકુંઠ જાય;
દાસ દ્વારકાનો સ્વામી સાચવિયે, મારા રૂદીયામાં સમાય. વસંત.

પદ ૪ થું–રાગ કાફીની હોરી.

છાંટે છે પીચકારીરે, રંગ ભીનો રંગીલો, છાંટે છે. ટેક.
જુમનાંની તીરે તે હળધર વીરે, ખેલ મચ્યો અતિ ભારીરે; રંગ૰
મીનીશી ચોળીને, હરી હરી રમે હોળી, કેસર ગાગર શીર ઢોળીરે; રંગ૰
કુમકુમ કેશર ઘોળ્યાં ને રોળ્યાં, કસ્તુરી રંગ રેલો રે; રંગ૰
સ્વામી દ્વારકાનો સખીઓમાં શોભે, કુંજ તણો બીહારી રે; રંગ૰

પદ ૫ મું–થાળ.

સાંભળ તું સજનીરે, મનુહાર શી કરીએ;
સુખલડી તો સારીરે,મોહો આગળ ધરીએ.
જલેબી પેંડારે, મીઠા માલપુઆ;
શીરો ને પૂરીરે, તેના સ્વાદ જુજવા.
ખાજાં ને ઘેબરરે, સુંદર શાક તળ્યાં;
ચાખીને જુઓરે, પકવાન લાગે ગળ્યાં.
કાજેરાં કડવાંરે, રૂડી રસ પોળી;
હરી હેતે જમાડુંરે, ઘીમાં જબકોળી.

અળવી ને સૂરણરે, મેથીની ભાજી;
કઢી ને કૂરજરે, તરત કરી તાજી.
રાઇનાં અથણારે, ગંગા જળ ઝારી;
પ્રેમી જન કહે છે રે, એ છે બહુ સારી.
અલબેલાજીની રે, આરતી ઉતારી;
દ્વારકો કહે છે રે, જોતાં જાઉં બલીહારી.

## ઉપદેશના પદ.

### પદ ૬ ઠું–રાગ વેરાડી.

જીવ તારી શી ગતી થાશેરે, માયામાં ગોથાં ખાશેરે;
ચતુરાઇ ચુલે પડીરે, હરિને ભજ્યા નહી ઘડીરે.
આવીને તે શો લાભ લીધોરે, ખોટનો વેપાર કીધોરે;
હરીની તો સેવા ન જાણીરે, પાપની પીલી ઘાણીરે.
માયામાં મુવો રળિનેરે, બેઠો કંકોડી દળિનેરે;
વિષયમાં ઘણોજ મહાલ્યોરે, અવળે મારગ ચાલ્યોરે.
પરનારી દેખીને મોહ્યોરે, તપાશી તેં ભેદ ન જોયોરે;
ઉંચાં મંદિર ને મેડીરે, વેપારની ચાલેછે પેઢીરે.
લાખે તો લેખાં કરતોરે, રૂદે રામ નામ ન ધરતોરે;
સાધુનો તેં સંગ ન કીધોરે, આવ્યાને ન આદર દીધોરે.
લાંબી સોડ ઘાલી પોડયોરે, આવ્યો એવો ગયોજ દોડયોરે;
દ્વારકો કહેછે તમનેરે, જીતો તમે આવતા જનમનેરે.

### પદ ૭ મું–ચોપાઈ.

તું કાં ભુલ્યો સમજુ થઇ, સુઢમતી મતિ તારી થઈ;
લખ ચોરાશી ફેરા ફર્યો, કેમ નામ હરિનુ વિસર્યો.
જ્યારે હતો તું ઉદરમાંહિ, પરિગ્રહ તેં પોકાર્યો ત્યાંહિ;
તહાં હરિતણું સ્મરણ કીધ, તે શામળિયે ચિતમાં લીધ.
પુરે માસે આવ્યો બહાર, વિસરી ગયા તને મોરાર;
ઉદરનાં દુ:ખ અળગાં કર્યાં, પછે સુખ સંસારી ધર્યાં.
માત પીતાને વહાલું બાળ, રમવા જાય કરે બહુ આળ;
વડવાડો તો લાવે ઘણી, નીશાળેથી ઉતરયો ભણી.

એટલે આવ્યું વેવીશાળ, પરણ્યો વર્ષ થયાં જ્યાં બાર;
સોળે વરષે આવી સાન, વીસે વરશે વળિયાં વાન.
નારી સાથે માન્યું મન, રળવાને તું લાગ્યો ધન;
વરણાગીમાં વાંકો ફરે, નવાં નવાં બહુ પ્રાક્રમ કરે.
ડાહ્યો ડહાપણ સમજૂદાર, બાંધ્યા ઘરના માથે ભાર;
વેપાર વણજ કરિયા બહૂ, લાગ્યુંછે ઓળખવા સહૂ,
ત્રીસ થયાં ચાળીસની ઝામ, તોય નથી ભજતો શ્રીરામ;
ધંધામાં નવરો નવ થયો, અવસર બાધો એળે ગયો.
પચાશે તો આવ્યાં પળિયાં, મોનાં ડાચાં સર્વે મળિયાં;
ફૂલી જેમ કરમાયે ફૂલ, થયું છે તન તો તેની તૂલ.
સાઠ વર્ષે નાઠી સાન, કાંઇ થયાછે બેહેરા કાન;
ઘરને લોકે સર્વે કહ્યું, ડોસાનું તો ડહાપણ ગયું.
સીતેર વરસ વીત્યાં સહી, ગતી બોલવાની નવ રહી;
તોય ઉદરમાં જોઇયે અન્ન, માયામાં લલચાયું મન.
લેખું લેશે રાજા ધર્મ, કહે અલ્યા શાં કીધાં કર્મ;
મરણતણી છે માથે ખોડ, માટે પ્રીત પ્રભૂથી જોડ.
સંભારે તે સુખમા રહે, સાધૂજન શીખામણ કહે;
પાણી પહેલી બાંધી પાળ, દ્વારકા તું તારૂં સંભાળ.

## પદ ૮ મું-રૂચીરા છંદ.

ચેતી લે ચેત્યાનો અવસર, ફરી ફરી કયાં મળશેરે;
જોબન જાતાં વાર ન લાગે, જરા આવિને ઢળશેરે;
ઢળશે ત્યારે નહિ રહે ધારણ, થરથર કાયા ધ્રુજેરે;
માયાની અંધારી નાંખી, તેમાં કાંઇ નવ સૂજેરે.
સૂજે ક્યાંથી સમજણ નથી, કુટંબ કબીલે વાહયોરે;
અવળે સવળે બંધે બાંધ્યો, હાથે શું બંધાયોરે;
કહો ભાઇયો એને શું કહિયે, મુરખ મન નવ આણેરે;
દુર્મતિ આગળ કાંઇ ન સૂજે, આપે આપ વખાણેરે.
મોહે ભરિયો મત્સર ભરિયો, અજ્ઞાને અંજાયોરે;
નારી સાથે નેહ ઘણો ને, ઘણા ઘણાને ધાયોરે.

ધાયો ત્યાં તો ધુળ મળ્યું ને, ગાંઠે ન મળે કોડીરે;
ઠાલા હાથે ઠાલાં જાવું, શીદ મરે છે દોડીરે.
સંસારી સુખ જોવા માત્ર, અંતે સઘળું ખોટુંરે;
આગળ અવસર એવો આવે, કારણ દુખ છે મોટુંરે;
ખોટામાંથી ખરૂં કરી લે, તે તું બાંધને તાણીરે;
સાધુજનની સેવા સજ ને, ભજને સારંગપાણીરે.
એ શીખામણ માન્યા સરખી, માની લેજો કોઇરે;
આવ્યા છો તો લાભ કમાવા, જાશો મુડી ખોઈરે;
ખોઇને જાશો ખતા ખાશો, કેમ કહ્યું નથી કરતારે;
અન્ન માટે આથડતા હીંડો, પેટ પાપથી ભરતારે.
પરનિંદા ખાડો છે પૂરો, કેમ પડે છે જાણીરે;
જાણીને તેં બાંધ્યું તાણી, જુઠી વાત વખાણીરે;
એક ઘડી એકાંતે બેસી, હરિનું નામ ન લીધુંરે;
અમરિતનો રસ અળગો મુકી, ઝેર હળાહળ પીધુંરે.
પીતાં પૂરણ તું ન ધરાયો, જોયું નહિ વિચારીરે;
કહે દ્વારકો રામ ભજી લ્યો, નહિ તો જાશો હારીરે;
સંવત અઢારસેં પુરામાં, કારતક શુદી દશમીરે;
શીખામણ શુણિ હરિજન હરખે, વિમુખ જીવને વસમીરે,



# પ્રીતમદાસ.

ચરોતરના સંધેસર ગામનો ભાટ–સંવત ૧૮૩૮–ઇ. સ. ૧૭૮૨ માં હૈયાત હતો.

## કૃષ્ણ જન્મની વધાઈ.

### પદ ૧ લું–રાગ–ધોળની દેશી.

શ્રી નંદજીના ભાગ્ય તણો નહિ પારરે, જેને ઘેર ઇશ્વરનો અવતારરે;
જપતપ જોગ જગન વ્રત દાનરે, સાધન સુક્રિત સમરણ ધ્યાનરે.
તેનું ફળ કમળનયન સુત કૃષ્ણરે, જેને જોઈ જગત થાયે પ્રસંનરે;
જેના રોમ કૂપ વિષે બ્રહ્માંડરે, જે અવિનાશી અકળ અખંડરે.
તેને જસોદાજી કરાવે પય પાનરે, જેનું શીવ બ્રહ્મા ધરે છે ધ્યાનરે;
પોઢાડે પારણે પૂરણ પ્રીતેરે, કરે શિશુ લીલા નૌતમ નીતેરે.
ત્રિભૂવન મોહન મંગળકારીરે, અંગ અંગ રતીવર કોટિક વારીરે;
વ્રજ વધુ વેગે વધાવાને આવેરે, બહુ પેરે પૂજા સામગ્રી લાવેરે.
કર ધર્યા કંચનકેરા થાળરે, શ્રીફળ ફોફળ અક્ષત માળરે;
મળી મળી માનુની મંગળ ગાયરે, ઉલટ આનંદ અંગ ન માયરે.
તરિયા તોરણ બારે બંધાવેરે, મણી મુકતાના ચોક પૂરાવેરે;
આંગણે કદલીના સ્થંભ રોપાવેરે, શેરીયે સઘળે સુગંધ સીંચાવેરે.
ઘેર ઘેર આનંદ ઉત્સવ થાયરે, થેઇ થેઇ ગ્વાલ નાચે ને ગાયરે;
વ્રજ રહ્યું સુવર્ણે ફુલે ફુલીરે, શોભા જોઈ સુરપતિ ગયો ભૂલીરે.
આઠે પહોર અમૃત મેહ વરસેરે, હીરા મણી હેમના ડુંગર દરસેરે;
સુરજ પુત્રીને પ્રેમ અપારરે, ભુજમાંહી કરશે રંગ વિહારરે.
હરખ્યાં ગૌ ગોપી ગીરિરાજરે, હરખ્યા સુરનર સકળ સમાજરે;
હરખ્યાં પશુ પક્ષી મૃગમીનરે, હરખ્યા હરીજન પર્મ પ્રવીણરે.

હરખ્યું વૃંદાવન વૃક્ષ વેલીરે, દશદિશ આનંદ રંગની રેલીરે;
નિજ જન તનના તાપ નિવાર્યારે, દુષ્ટ દળી ભૂમિ ભાર ઉતાર્યારે.
પ્રભુજીએ પ્રથમ પૂતના મારીરે, ગઈ સુરલોક પાછી ન પધારીરે;
શકટાસૂર ત્રણાવતને તાર્યોરે, ધેનુક વત્સાસૂર પ્રલંબ સંહાર્યોરે.
અઘાસૂર બકાસૂર ને કેશીરે, વૃષભાસૂર વ્યોમાસૂર દ્વેશીરે;
એવા અસૂરતણો અંત આણ્યોરે, શંખચુંડ કેશગૃહીને તાણ્યોરે.
કાળીનાગ કાલીંદિથી કાઢયોરે, વૃજનાં જનને આનંદ પમાડયોરે;
ગોપીવરે ગોવર્ધન કર ધાર્યોરે, એ પેરે ઇંદ્રનો ગર્વ ઉતાર્યોરે.
વહાલોજી તો વનમાં વાછરૂ ચારેરે, ગુંજમાળ મોરપિછ શીર ધારેરે;
દ્રુમ ચડી પક્ષીની ભાષા બોલેરે, ડરે નહિ ડાળી ગૃહીને ડોલેરે.
મુરલિમાં સુરભીતું નામ લઇ બોલાવેરે , તત્ક્ષણ તે ત્યાં દોડીને આવેરે;
એમ ક્રીડા કરે બહારે વનરે, સંગે સૌ ગોપકેરા તનરે.
જે હરી નિગમે વર્ણ્યા ન જાયરે, તે પ્રભુ એઠું આહીરડાંનું ખાયરે;
વિરંચીયે વત્સ હરીને લીધાંરે, તેણી વારે તત્ક્ષણ તેવાં કીધાંરે.
અદભુત લીલા અજને દેખાડીરે, કૃપા કરી અનુભવ આંખ ઉઘાડીરે;
ત્રિભુવનપતિ ધરે જ્યાં પાયરે, ધરણીની રેણુ કુંકુમ થાયરે.
મોર ચકોર કોકિલા કીરરે, શીતળ મંદ સુગંધ સમીરરે;
કુસુમિત કુંજભુવન કહેવાયરે, સુંદર મહેલ મનોહર થાયરે.
સુખડું તે શ્યામા શ્યામને આપેરે, વહાલાજીશું વહાલ અતિ વ્યાપેરે;
વૃજજન વૈકુંઠનું સુખ માણેરે, દીન રજની જાતાં નવ જાણેરે.
ગૌચારી ગોવિંદ ગોકુળ આવેરે, ગોપીજન મોતીને જુમખે વધાવેરે;
આરતી શહસ્ત્ર દીપની સાંજેરે, જોવા જુવતીનાં જુથ વીરાજેરે.
નૌછાવર નેહે કરે નંદરાણીરે, બેસારે ઉંચે આસન આણીરે;
પય પકવાન મીઠાઈ મેવારે, મુખ આગે મૂકે તે લાલજીને લેવારે.
ભોજન શયન કરે ગોકુલરાયરે, કોઈ નંદભુવન તજી નવ જાયરે;
નંદજીનું સુવદન સુરેસ સમાનરે, વિશ્વને આપે તે અન્ન પાનરે.
રિધ સિધ નવ નિધ દાસી થઇ છેરે, દધિ તનયા જ્યાં લોભાઇને રહીછેરે;
આઠ ક્રોડ તીરથ વ્રજમાં વશીયાંરે, પ્રભુજીનાં ચરણ કમળ પ્રેમે સ્પર્શીયાંરે.

ધનદના સુત પડયાતા શ્રાપેરે, તેહને ઉદ્ધાર્યો જઇને આપે રે;
નંદજીને નવ લખ દૂઝે ગાયરે, ગોપીનું ગોરસ ચોરીને ખાયરે..
રમત રમે રવિતનયા તીરરે, કોટી મનમથ શોભે શરીરરે;
તરૂણીને તાન કરીને તેડેરે, અબળાનો આંબો કરીને વેડેરે.
નવ નારીનો કુંજર કરીનેરે, ઉલટ અંગો અંગ ધરીનેરે;
પર્મ પવિત્ર ચરિત્ર ઉદારરે, જેનો નેતિ નિગમ પામે ન પારરે.
દાણી થઈ મોહન મારગ રોકેરે, અમૃત વેણે સૌને સંતોકેરે;
માટી ખાતાં માએ મુખડું નીહાળ્યુરે, ત્યાં ત્રૈલોકયનું કૌત્તક ભાળ્યુંરે.
ગોવધન ચઢીને શબ્દ ઉચારે રે, વધુ મંગળતું માન વધારે રે;
મથુરાં નંદગામ વરસાણુંરે, વૃંદાવન શોભા શી શી વખાણુંરે.
વૃક્ષવેલી કુસુમ ઘણા નીસરિયાંરે, રત્ન મણી મોતી વિવિધ વીખરિયાંરે;;
સુંદર શર્દનિશા અજવાળી રે, આનંદે વેણુ વજાડી વનમાળીરે.
સૃષ્ટિ સૌ માયાથી મોહ પમાડીરે, વૃજ જુવતીને રાસ રમાડીરે;
તે સુખ મુખ કહ્યું નવ જાયરે, શારદ શેષ સહસ્ત્ર મુખે ગાયરે;
આનંદ સિંધુ અગમ અપારરે, પ્રીતમ પ્રભુનો અખંડ વિહારરે.

### પદ ૨ જું.

બાવન દિવસ વરસ અગિયારરે, પછી પ્રભુ આવ્યા મથુરાં મોઝારરે;
પ્રથમ પરિયટ મરણ પમાડયોરે, સુધો સ્વર્ગનો પંથ દેખાડયોરે.
સામો મળ્યો માળી ચઢાવ્યાં ફૂલરે, ચાર પદાર્થ આપ્યા અમૂલ્યરે;
રતિ એક ચંદન કુબજાનું લીધુંરે, તેનું રૂપ કમળા સરખું કીધુંરે.
હળધર ગીરીધર સુંદર શોભારે, ધનુષ જાગમાં આવીને ઉભારે;
જુક્તે કરીને જોયો જાગરે, કીધા ધનુષતણા બે ભાગરે.
યોદ્ધા તો યુદ્ધ કરવાને આવ્યારે, તેહને મારીને હાર મનાવ્યારે;
કુંજર કીટક તણી પેરે માર્યારે, રસિયો રાજસભામાં પધાર્યારે.
ધર્યો શરીરે વીરરસ પોતેરે, થર થર કાળ કંપે જેને જોતેરે;
જ્યારે આવી ઉભા જુગદાધારરે, જે જેમ તેમ રહ્યું શુંણુકારરે.
કંસે કાળ સ્વરૂપ નિહાળ્યુંરે, ભોજપતિ મૃત્યુ પોતાનું ભાળ્યુંરે;
જોગીજને તત્વ કરીને જાણ્યુંરે, પંડીતે પૂરણ રૂપ વખાણ્યુંરે.

નગર નારીયે નટવર દીઠારે, મોહન લાગે તે મનમાં મીઠારે;
જાદવે જોયા જુગદાધારરે, સ્નેહી સહોદર દીઠા સારરે.
વસુદેવ દેવકીએ હરી નીરખ્યારે, હૃદયે વહાલા લાગ્યા સુત સરખારે;
મલ્લે તો મલ સરીખા દીઠારે, તત્ક્ષણ જુધ કરવાને ઉઠયારે.
ચાણુર મુષ્ટીકને ત્યાં માર્યોરે, શલ્ય દુશલ્યને સહજે સંહાર્યોરે;
કંસને કેશ ગૃહીને પછાડયોરે, પાપીનો પ્રાણ પલકમાં કાઢયોરે.
આવી લાગ્યા માત પિતાને પાયરે, હસ્ત જોડી સ્તવન કરે જદુરાયરે;
અમ સારૂ તમને મહા દુઃખ દીધુંરે, દુષ્ટે તો કામ અઘટિત કીધુંરે.
તેવું ફળ પામ્યો એ પાપીષ્ટરે, હવે કરો અમપર કરૂણા પ્રષ્ટરે;
વસુદેવ કહે સુણો મહારાજરે, તમ દર્શનથી સીધ્યાં સર્વ કાજરે.
વસુદેવે વિપ્રનાં વૃંદ બોલાવ્યાંરે, દશ સહસ્ત્ર ધેનુ ને દ્રવ્ય મગાવ્યાંરે;
તત્ક્ષણ દીધાં દાન ઉદારરે, જગમાંહે થઈ રહ્યો જયજયકારરે.
ઉગ્રસેનને રાજ્યાસન આપ્યું રે, સહુનું સંકટ હતું તે કાપ્યુંરે;
ગર્ગાચાર્યે આવી ઉપવીત દીધુંરે, બ્રહ્મતેજ વાધ્યુંને કારજ સીધ્યુંરે.
વિદ્યા ભણવા સંદીપને ઘેર આવ્યારે, પ્રભૂ જાણી પૂરણ પ્રેમે ભણાવ્યારે;
જેનો શ્રુતી સ્મૃતિ પાર ન જાણેરે, જેનો મહિમા વિર વિરંચી વખાણેરે.
સંસાર ધર્મ ચલાવાને કાજેરે, માનસી ચેષ્ટા કરી મહારાજેરે;
જપતપ તીરથ વ્રત ને દાનરે, એવું તો આચરિયા ભગવાનરે.
ગુરૂસુત આણી આપ્યો આનંદેરે, વિનય કરી વિદાય માગી ગોવિંદેરે;
મધુપુર આવ્યા દેવ મોરારીરે, જેને જોઈ મોહી નગરની નારીરે.
ઘેર ઘેર આનંદ ઉચ્છવ થાયરે, હરીના જન્મ કર્મ જશ ગાયરે.
એટલે તો ભૂપ જરાસંધ આવ્યોરે, તેવીશ ક્ષોહિણી સેના સંગે લાવ્યોરે.
દુષ્ટ રાજા હુતા જે બળવંતરે, તેનો તો આણ્યો પલકમાં અંતરે;
સત્તરવાર સેનાનો ગર્વ નિવાર્યોરે, ભલી ભાતે ભૂમિ ભાર ઉતાર્યોરે;
કહીંથી કાળયવન વળી આવ્યોરે, ત્રણ કોટિ મ્લેચ્છ હંકારી લાવ્યોરે;
તપ કરી વર પામ્યો શીવ અજથીરે, જાદવ કુળ ભય પામશે તુજથીરે.
વાલેજીએ કીધો મન વિચારરે, વિશ્વકર્મા તેડાવ્યા તે વારરે;
એક મારી આજ્ઞા શીષ ચડાવોરે, સાગર તીરે શુભ નગ્ર બનાવોરે.
કહેતાં વાત આવ્યા તે મતિ ધીરરે, દ્વારમતી રચી દરીઆ તીરરે;
કંચન મણીમય કીધું કામરે, રમણિક રસિયાજીનું ધામરે.

જોગ નિંદ્રા પ્રેરી જદુરાયરે, ખગપતિ લઇ ઉડયા ક્ષણ માંયરે;
જે જેમ તે તેમ મેલ્યું સર્વઠાયરે, અન્યો અન્ય નીરખી આનંદ હોયરે.
મધુપુર માંહે રહ્યા મોરારીરે, સુંદર શ્યામ પિતાંબર ધારીરે;
શંખ ચક્ર ગદા પદ્મ ધર્યાં પાણરે, અંબુજ લોચન પર્મ સુજાણરે.
મથુરાંની પોળે નીસર્યા નાથરે, જોઇ મોહ પામ્યો અસુરનો સાથરે;
હરીને જે કરવું હતું કાંઇ મનમાંરે, દર્શન દેઇને નાઠા વનમાંરે.
પાપીષ્ટ ઉઠીને પુંઠળ ધાયોરે, વાલેજીએ વેશ ધરીને વાયોરે;
ગોમતાચળ પર્વતની જે ગુફાયરે, ઘણા કાળનો સુતો મુચકુંદ રાયરે.
તેની પાસે આવ્યા પ્રેમ ધરીનરે, પિતાંબર ઓઢાડયું જુગત કરીનેરે;
ઉરમાંહે ઉપન્યો અતિ આનંદરે, ઉપાય ગચ્છી ગયા ગોવિંદરે.
હરીને ભરોસે તેને જગાડયોરે, જ્વાળ નેત્રની પતન પમાડયોરે;
પછી હેતે હસતા આવ્યા ગોપાળરે, પ્રસન્ન થઇ દર્શન દીધું દયાળરે.
કરજોડી હરીની સ્તુતિ કીધીરે, મહિપતે મુક્તિ માગીને લીધીરે;
જરાસંધે આવીને પર્વત પ્રજાળ્યોરે, સુખી થયો દુઃખનો સંદેહ ટાળ્યોર.
અલબેલો આવ્યા એક ક્ષણ માંહેરે, છપનકુળ યાદવ છે જ્યાંહેરે;
પરથમ પરણ્યા શ્રી બળદેવરે, રેવતી કન્યા સુંદર એવરે.
પછી પ્રભુ પરણ્યા રૂકમીણી રાણીરે, અધ્યાય બાવનમે લો જાણીરે;
રસિયોજી લાવ્યા રાજકુમારરે, એક શત અષ્ટ ને સોળ હજારરે.
દશ દશ પુત્રને પુત્રી એકરે, સૌને સમૃદ્ધિ છે સરખી વિશેકરે;
પ્રભુજીનો પ્રૌઢ થયો પરિવારરે, સાગરમાં ઝીલવા આવે જે વારરે.
સિંધુ શોર કરતો રહી જાયરે, ઘુંટણ કટિ બરાબર થાયરે;
નાહીને બારણે નીસરે જ્યારે રે, આભ્રણ અંબર આપે ત્યારેરે.
નિત્ય નિત્ય નવલા ધરે શણગારરે, પ્રભુજીનો આનંદ અખંડ વિહારરે;
પ્રીતે કરી પારથનો રથ હાંકયોરે, નિજ જન જાણીને ધર્મ રાખ્યોરે.
પુંડરિક વાસુદેવને આપી મુક્તરે, જરાસંધ જીત્યો કરીને જુક્તરે;
છોડાવ્યા રાજા વિશ હજારરે, યુધિષ્ટરને જગ્ન કરાવ્યો સારરે.
સપ્ત દ્વીપના છત્રપતિ રાયરે, ધર્મ કુંવરને લગાડયા પાયરે;
ભારત કુરક્ષેત્રમાં કીધોરે, દુષ્ટ હુતા તેને દંડ દીધોરે.
ભક્ત અનેકનાં કારજ સાર્યારે, નિજજન જાણીને દુઃખ નિવાર્યારે;
અજભવ અહીપતિ નિગમ વખાણેરે, હરીના ચરિત્રનો પાર ન જાણેરે.

શારદ સરસ્વતી મળે શતક્રોડરે, કલ્પ કોટિ વર્ણન કરે કરજોડરે;
હરીલીલાનો કંઈ અંત ન આવેરે, કેઇ પેરે જીવ જાણ્યામાં આવેરે.
હરીજશ શીખે સાંભળે ગાયરે, પ્રિતમ સરખા પતિત પાવન થાયરે.

---

## દાણની ગરબીઓ.

### પદ ૧ લું-રાગ ગરબી.

રાધા-કયાંનો છે દાણીરે, કોણ દેશથી આવ્યો;
વાત ન જાણીરે, છાપ કોની કરી લાવ્યો.
અબળા સાથેરે, આવડી શી ઇતરાઈ;
કોની આગળરે, દેખાડો છો ચતુરાઇ.
અમો આહીરડારે, દીસું બાળાં ભોળાં;
તે ફળ નોહેરે, જે કાંઇ પડે ધંધોળ્યાં.
ઢેઢાઈ તજીનેરે, સીધે મારગ ચાલો;
કેમ જુવતીનોરે, જોરે પાલવ ઝાલો.
કંસ છે કપરોરે, કોની લાજ નહીં રાખે;
નોહે નંદજીરે, જે બોલો તે સાંખે.
ધીરજ ક્યાંથીરે, જેણે ઢોરાં ચાર્યાં;
પ્રભુ પ્રીતમનારે, તમો જીત્યા અમો હાર્યાં.

### પદ ૨ જું.

કૃષ્ણ-બળવંત બોલ્યારે, બાળા બુધ્ય વિચારો;
ઘણે ઘણે દહાડેરે, આવ્યો દાવ અમારો.
કરી મન મોટુંરે, માનની માટ ઉતારો;
રાજ નંદજીનુંરે, કોણ છે કંસ બિચારો.
દાણ લઇશુંરે, જો આવે ઈંદ્રાણી;
અજર ન થાયરે, કોણ રાજાની રાણી.
શીવ ચતુરાનનરે, જાણે છે શુક જોગી;
પ્રભુ પ્રીતમનોરે, ભાવ તણોછે ભોગી.

પદ ૩ જું.

રાધા-ભોગી બાળ્યારે, પ્રીતની રીત ન જાણો;
તમો તમારૂંરે, આપે આપ વખાણો.
મોટા માટેરે, મોટપણું નવ કીજે;
વાટે ઘાટેરે, કોનું નામ નવ લીજે.
સૌ નોહે સરખુંરે, કોઇ માથાનું મળશે;
પય પાણીનુંરે, ત્યારે પારખું પડશે.
સર્વે તમારૂં રે, હેતે હસી બોલાવો;
અમૃત પીતાં રે, કોને હોય અભાવો.
મહીને મસે રે, મધુપુર માંહે જઇએ;
પ્રભૂ પ્રિતમનારે, પરશી પાવન થઇએ.

પદ ૪થું.

કૃષ્ણ-માનુની માન્યે રે, મર્મ વચન કહું તુજને;
વ્રજ વૈકુંઠથી રે, વહાલું લાગે છે મુજને.
ગોલોક ગોકુલ રે, જાણી લેજે જુવતી;
નિર્લજ થઇને રે, નીર ભરે જામુ ગતી.
ધરા જસોદા રે, દ્રોણ વસુ નંદરાય;
કલ્પતરૂ તરૂવરરે, કામધેનુ તે ગાય.
સ્થલ મણિમયરે, કંચન ભોમિ ધરી છે;
ખગ મૃગ મધુકરરે, મુનિવર દેહ ધરી છે.
કોય ન જાણેરે, એવો ખેલ અમારો;
અબળા એમાંરે, નહીં કંઇ દોષ તમારો.
રસને વેણેરે, નયણે નેહ વધાર્યો;
સહુ ગોપીનેરે, જુવતીએ જન્મ સુધાર્યો.
ગોરસ પીધુંરે, લીધું દીધું મનનું;
સર્વસ રાખેરે, સુકીત ગોપીજનનું.
ભાગ્ય મોટુંરે, મુખે કહ્યું નવ જાય;
પ્રભુ પ્રિતમનોરે, પ્રેમતણે વશ થાય.

## જ્ઞાન માસ.

કારતિકે ચેત્યો નહિ કાં મૂઢ ગમારરે, આ અવસરમાં;
જન્મ ધરી જાણ્યા નહીં જુગદાધારરે, આ અવસરમાં.
શું કરવાને બોભિ ભારે મારીરે, આ અવસરમાં;
અમૂલક હરી હીરો તો હીંડયો હારીરે, આ અવસરમાં.
દશ મસવાડા માતાને દુ:ખ દીધુંરે, આ અવસરમાં;
અવતરીને સાધન કાંઇ નવ કીધુંરે, આ અવસરમાં.
ધનો પડયો ગિરધારીલાલ ન ગાયારે, આ અવસરમાં;
કહે પ્રીતમ તે વસ્તીમાં લૂટાયારે, આ અવસરમાં.

માગસરે મહા દુ:ખ મેટયાં કીધી મેહેરરે, આ અવસરમાં;
તેં પ્રભુને સંભાર્યા નહીં સેં ઘેરરે, આ અવસરમાં.
જઠરામાં તને જતન કરીને રાખ્યોરે, આ અવસરમાં;
અચેતન કાં ઉઘડતી નથી આંખોરે, આ અવસરમાં.
નેણ નાસિકા સૌ અંગે સીકારરે, આ અવસરમાં;
મનુષાદેહીનું મૂલ નહીં નિરધારરે, આ અવસરમાં.
તે પ્રભુનો ગુણ ઓશીંગણુ ન થયોરે, આ અવસરમાં;
કહે પ્રીતમ તેનો જન્મ અકારથ ગયોરે, આ અવસરમાં.

પોસે પામર પ્રાણી કાંઈ ન પીછયોરે, આ અવસરમાં;
હરીપદ મૂકીને માયા સુખ ઈચ્છયોરે, આ અવસરમાં.
કામ ધામ ને ધનને કાજે ધાયોરે, આ અવસરમાં;
પ્રભુ ન જાણ્યા પ્રથમ ખોટો પાયોરે; આ અવસરમાં.
તેમ તેમ તૃષ્ણા વાધી ગઈ વિપરીતરે, આ અવસરમાં;
સત્સંગ ન કર્યો રાખી કુળની રીતરે, આ અવસરમાં.
પ્રીતમના સ્વામિને ભાવે ભજનેરે, આ અવસરમાં;
જેનું દર્શન દુર્લભ ઇંદ્ર અજનેરે, આ અવસરમાં.

માહ મહિને માયા રસ ચાખ્યો મૂઢરે, આ અવસરમાં;
ગર્વ તજી ગાયા નહીં ગરૂડારૂઢરે, આ અવસરમાં.

તે નર તો ફોકટ ફેરો ખાશેરે, આ અવસરમાં;
જેને હરી માર્ગનો મર્મ ન લાધ્યોરે, આ અવસરમાં.
આપસથી અહંકારે ઊંધું વાળ્યુંરે, આ અવસરમાં;
હરીપ થઇને હાથે હારદ ટાળ્યુંરે, આ અવસરમાં.
સદ્ગુરૂને સંગે સરવાળો શોધેરે, આ અવસરમાં;
કહે પ્રીતમ પોતાનું મન પ્રમોધેરે, આ અવસરમાં.

ફાગણ માસે ફુલ્યા નવરંગ ફાલરે, આ અવસરમાં;
કોઇ એક લાભ કમાશે હરીના લાલરે, આ અવસરમાં.
સંસાર સોદો સમજે તેને સારરે, આ અવસરમાં;
નહી તો અંત્યે ઉગરવાની છારરે, આ અવસરમાં.
જે જેમ આવ્યું તે તેમ જાશે સૌ કોયરે, આ અવસરમાં;
કોઈ કમાશે કોઇ એક જાશે ખોયરે, આ અવસરમાં.
પ્રભુને ભજતાં આવે ભવનો પારરે, આ અવસરમાં;
પ્રીતમ એવું જાણી ઉરમાં ધારરે, આ અવસરમાં.

ચૈતરે ચંચલ ચપલ ચિત્તના ચાળારે, આ અવસરમાં;
રૂદયે રાખો રામ રટણની માળારે, આ અવસરમાં.
કામ ક્રોધ મદ મોહની લેહર ન લાગેરે, આ અવસરમાં;
જેનું મન મોહ્યું પૂર્ણ પદ ધાગેરે, આ અવસરમાં.
મૂળ પ્રણવ શ્રુતિ સ્નેહ ધરી સાંભળીએરે, આ અવસરમાં;
ભજન કરીને બ્રહ્માનંદમાં ભળીએરે, આ અવસરમાં.
અખંડ સુરતી સેહજ સમાધી લાગેરે, આ અવસરમાં;
પ્રીતમ પ્રભુને ભજતાં ભવદુઃખ ભાગેરે. આ અવસરમાં.

વૈશાખે તો વસમી એની વાટરે, આ અવસરમાં;
અધરી આંટી આડા ઓઘટ ઘાટરે, આ અવસરમાં.
કાચા પોચાનું તો નહીં એ કામરે, આ અવસરમાં;
શૂરા પૂરાનો તો છે સંગ્રામરે, આ અવસરમાં.
પૂરા હોય તે પૂરા પદને પરસેરે, આ અવસરમાં;
મરજીવા થઇ બ્રહ્મરૂપે હરી દરસેરે, આ અવસરમાં.

ઘુરી બ્રહ્મનાં ગડગડીયાં નિશાનરે, આ અવસરમાં;
કહે પ્રીતમ તે પદ પામ્યા નિર્વાણરે, આ અવસરમાં.

જેહ ટેક કરી બેઠા ઠેકાણેરે, આ અવસરમાં;
જે જન જીવ થઇ ઇશ્વરનો પરિચો જાણેરે, આ અવસરમાં.
દેહાતીત પણ દીસંતા દેહધારીરે, આ અવસરમાં;
ચઢી ન ઉતરે લાગી બ્રહ્મ ખુમારીરે, આ અવસરમાં.
તેને શાની અવતરવાની આશરે, આ અવસરમાં;
સાક્ષી રૂપે સઘળે જેનો વાસરે, આ અવસરમાં.
સૌના પ્રેરક સૌના મનની જાણેરે, આ અવસરમાં;
જન પ્રીતમ તે કેની ઉપમાં આણેરે, આ અવસરમાં.

અષાઢ માસે આવે નહીં નર તેહરે, આ અવસરમાં;
જેને નિરભય નારાયણ શું નેહરે, આ અવસરમાં.
રવિના કીરણ સરખી તેની કાયારે, આ અવસરમાં;
દેવ દાનવ માનવની નવ વ્યાપે માયારે, આ અવસરમાં.
ગતિ કરે તે સપ્તદ્વીપ નવખંડરે, આ અવસરમાં;
લોક ચતુર્દશ એકવીશમે બ્રહ્માંડરે, આ અવસરમાં.
જલ થલ જંગમ સઘળે જેનો વ્યાપરે, આં અવસરમાં;
કહે પ્રીતમ તે કર્તા હર્તા આપરે, આ અવસરમાં.

શ્રાવણ શ્રવણ મનન નીત ધ્યાન કરીએરે, આ અવસરમાં;
બાકી બીજા પ્રપંચ સૌ પરહરીએરે, આ અવસરમાં.
સત્સંગ કરતાં તરીએ ભવસંસારરે, આ અવસરમાં;
વિષય ન વ્યાપે કાપે કોટિ વિકારરે, આ અવસરમાં.
કૃષ્ણ કથા કિર્તન કળિયુગમાં કરીએરે, આ અવસરમાં;
ધીરજ રાખી ધ્યાન ધારણા ધરીએરે, આ અવસરમાં.
તીલક છાપ સેવા સમરણમાં રહીએરે, આ અવસરમાં;
પ્રીતમ પ્રભુને ભજતાં પાવન થઇએરે, આ અવસરમાં.

ભાદરવે ભરપૂર હરીને ભાળોરે, આ અવસરમાં;
હું, મારૂં, અહંકાર હઇએથી ટાળોરે, આ અવસરમાં.

ક્રોડી કુંજર ચૈતન્યતાથી ચાલેરે, આ અવસરમાં;
અણુ માત્ર તે હરી વિના નવ હાલેરે, આ અવસરમાં.
કીટ ઇંદ્ર તે આતમ દ્રષ્ટે એકરે, આ અવસરમાં;
ગુરૂ ગમ્ય જોશે જેહને જ્ઞાન વિવેકરે, આ અવસરમાં.
ગુરૂ ગોવિંદના ધરની જેને ગમ્યરે, આ અવસરમાં;
કહે પ્રીતમ તે જોણે જેમ છે તેમરે, આ અવસરમાં.

આસોએ રામ રમે તેને અવિધારરે, આ અવસરમાં;
ઉઠે અજંપા તે એકવિશ હજારરે, આ અવસરમાં.
ઊપર આગધા ખટસેંનો છે ખેલરે, આ અવસરમાં;
રણુંકાર ધુનિ થાય રંગની રેલરે, આ અવસરમાં.
કહું રહસ્ય રસીઆને રસ પીવાનીરે, આ અવસરમાં;
જેમ ડુબકી દરિઆમાં મરજીવાનીરે, આ અવસરમાં.
ગુણાંતીત તે ગેબ ગગનમાં ગડીયારે, આ અવસરમાં;
આઠે પહોર અખંડ અનુંભવમાંઅડીયારે, આ અવસરમાં.
દિન દિન પ્રત્યે ચઢે ચોગણો રંગરે, આ અવસરમાં;
કહે પ્રીતમ કર સદ્‌ગુરૂ સંતનો સંગરે, આ અવસરમાં.
સંવત અઢાર અતિ ઓગણત્રીસો સારરે, આ અવસરમાં;
શ્રાવણ શુક્લ પક્ષ સાતમ રવિવારરે, આ અવસરમાં.
સંધેસરમાં સહુ સંતોનો દાસરે, આ અવસરમાં;
પ્રીતમ પ્રેમે ગાયા બારે માસરે, આ અવસરમાં.

---

## પંદર તિથિઓ.

### રાગ ગરબાનો.

પડવે બ્રહ્મા પાસ પુકારી, વસુધા સુરભી રૂપ ધરી;
સુર સર્વે શંકર અજ આદે,આવ્યા જ્યાં અવિનાશ હરી.
બીજે બહુ વિધ સ્તુતિ કીધી, ત્યાં બોલ્યા ત્રિભુવનપતી;
શાને શોચ કરો શિવ બ્રહ્મા, ભય કોનો નવ ધરશો રતી.

ત્રીજે ત્યાં મથુરા ગોકુળમાં, અમર જઇ અવતાર ધરો;
જાદવકુળ વસુદેવતણે ગૃહ, શેષ સહિત હું આવું ખરો.
ચોથે ચતુરાનન પંચાનન, સ્તવન કરી નિજધામ ગયા;
મધુપુર ગોકુલ વૃજવૃંદાવન, ગોપ ગોપાળ સૌ દેવ થયા.
પાંચમ પ્રાણજીવન પુરૂષોત્તમ, શેષ સહિત માયા પ્રેરી;
જેમ કોઇ ભૂપ ભુવન પ્રત્યે, આવી સમરાવે સુંદર શેરી.
છઠે છબીલો દિનમણિ ઉદયો, દેવકી નામે પૂર્વ દશા;
ઉર આવેશ કર્યો અલબેલે, વિશ્વસરતન માંહે વશ્યા.
સાતમે ગર્ભ શંકર્ષણ કેરો, રોહીણીજીને ઉદર ધર્યો;
જક્ત ન જાણે વેદ વખાણે, એણી પેરે ઊપાય કર્યો.
આઠમ અર્ધનિશા શુભ મુહુરત, શ્યામલીએ પ્રાગટ્ય કીધું;
કોટિ કોટિ રવિ શશિની શોભા, દયાકરી દર્શન દીધું.
નોમે નંદરાય ઘેર ઉત્સવ, આનંદની હેલી થાય;
દાનમાન બહુ પેરે દીધાં, માનનિયો બહુ મંગલ ગાય.
દશમે દિશા વળી વ્રજ કેરી, નિત્ય અમૃતના મેહ વરસે;
ઠોર ઠોર ફુલી દ્રુમવેલી, ફળ ભારે ભોમિ પરસે.
એકાદશી આનંદ વધાર્યો, ગોવર્ધન ઉછવ કીધો;
લીલા લલિત ચરિત્ર કરવા, અનેક દુષ્ટને દંડ દીધો.
બારશે બારે મેઘ મોકલ્યા, ઇંદ્રે કોપ કર્યો એવો;
ગોકુલ રાખ્યું નિજબળ દાખ્યું, કોણે ન જાણ્યો ભય કેવો.
તેરશ ત્રિભુવન ત્રાસ નિવાર્યે, સુખ સાગર સઘળે છળિયો;
પ્રેમ મુદિત મન ગોપીજનનાં, ફુલી રૂદે કમળ કળીઓ.
ચૌદ વિદ્યા ગુણ જાણ છબીલો, વૃંદાવન શોભા નીરખી;
વેણુ નાદ કર્યો વનમાળી, વૃજબાળા હઇયે હરખી.
શરદ રેણી રસ આરંભ્યો, સફળ મનોરથ સૌના કર્યા;
પ્રીતમનો પ્રભુ પ્રેમ સનેહી, પ્રેમીજન ઉર માંહે ધર્યા.

# શૃંગાર સંગ્રહ.

## પદ ૧ લું–રાગ એમદ કલ્યાણ.

રંગ લાગ્યોરે, રસીકવર સાથે. ટેક.
સુંદરવર શું સ્નેહ બંધાણો,ઘરથકી આવ્યા ઘાતે; રંગ લાગ્યો.
કૃપા કટાક્ષે સન્મુખ ભાળ્યું, નજર કરીને નાથે; રંગ લાગ્યો.
વેણુ વજાડી ને વશ કીધાં, વહાલપણાની વાતે; રંગ લાગ્યો.
પ્રીતમનો પ્રભુ પ્રેમ સનેહી, હરીએ ગૃહ્યાં હવે હાથે; રંગ લાગ્યો.

## પદ ૨ જું.

અલબેલોરે, આનંદકારીજી. ટેક.
એના આનંદ વડે સૌ શોભ્યું,સુખ સાગર ગીરધારી; અલ૦
નવઘન નીલમણી નવ નીરજ, કોટિ કામ છબિવારી; અલ૦
મોર મુકુટ મકરાકૃત કુંડલ, ભાલ તિલક અતિ ભારી; અલ૦
અંગો અંગ અનેક આભૂષણ, અંગ અંગ છબિ ન્યારી; અલ૦
તડિત સમાન પિત પટરાજીત, પાયે નેપૂર રવકારી; અલ૦
પ્રીતમનો સ્વામિ પરમ સ્નેહી, લીજે આનંદ ઉરધારી; અલ૦

## પદ ૩ જું.

વશ્ય કીધારે, વેણુ વજાડી. ટેક.
નૌતમ ગાન કર્યું મુરલીમાં, માનનીને મોહ પમાડી; વશ્ય૦
ખટદશ આભ્રણ અવલાં સજ્યાં,અવલિ ઓઢિ અંગ સાડી; વશ્ય૦
લોકલાજ મર્જાદ વેદની, અબલાયે નાખી ઉડાડી; વશ્ય૦
જે જેમ તે તેમ ચતુરા ચાલી,જેને ગાઠડી ગાવિંદશું ગાડી; વશ્ય૦
પ્રીતમનો પ્રભુ પ્રેમ સ્નેહી, સુંદરીને રાસ રમાડી; વશ્ય૦

## પદ ૪ થું.

રસમાતોરે, પ્રીતમડો પ્યારો. ટેક.
માનુનીની મંડલી મધ્ય મોહન, નૃતત નંદદુલારો; રસ૦
સ્વર સુસ્વર કરશું કર મેલે, અંગ અંગ રગ ન્યારો; રસ૦
[illegible] બિલાસ હાસ્યરસ પૂરણ, આનંદ સિંધુ ઉદારો; રસ૦
પ્રીતમનો પ્રભુ પ્રેમ સ્નેહી, જીવનપ્રાણ અમારો; રસ૦

પદ ૫ મું.

વૃંદાવનકીરે, શોભા સારી. ટેક.

બંસીબટ પુલન જમુનાકે તટ, કુસુમિત કુંજ બાજારી; વૃંદા૦
ગુંજત મધુકર કીર કોકિલા, ત્રિવિધિ પવન સુખકારી; વૃંદા૦
નવલ કિશોર કુંવર નંદજીકો, નવલ નવલ વ્રજનારી; વૃંદા૦
ખેલત ફાગ અનુરાગ સુહાગી, પ્રીત સહિત પીયા પ્યારી; વૃંદા૦
ઉડે અબીર ગુલાલ અરગજા, ગગન ગરદ ભઇ ભારી; વૃંદા૦
કેસર કુમકુમ અગર કસ્તુરી, સોંધે ભરી પીચકારી; વૃંદા૦
પ્રીતમકે પ્રભુ પ્રેમ સ્નેહી, કમલનયન ગીરિધારી; વૃંદા૦

પદ ૬ ઠું.

નંદજીનોરે, કુંવર છબીલો. ટેક.

અંગ અંગ સત કોટિ મનોભવ, રસીયો રંગ રંગીલો; નંદજી૦
મારૂં મન મોહ્યું એનું રૂપ જોયું, વાલમ હૃદયે વસીલો; નંદજી૦
સુતાં બેઠાં જોતાં જાગતાં, ક્ષણું એ ન મૂકે વીલો; નંદજી૦
પ્રીતમના સ્વામિને સંગે, સખી સુખ સાગર ઝીલો; નંદજી૦

પદ ૭ મું.

આજ દીવાલી રંગ રસાળી, ઘેર આવ્યા વનમાળી;
અગર કપૂરે આરતી સાજું, લેઇ સોનાની થાળી. આજ૦
વદન સરોજ નેણુ નવ અંબુજ, સુંદર પાઘ છોગાળી;
ભાલ તિલક મકરાકૃત કુંડળ, અધરબિંબ પરવાળી. આજ૦
વારિજ પાણુ જાણુ નવપલ્લવ, નાભિ કમર રઢિયાળી;
પદ પંકજ રજ પ્રેમે પરસું, દરસું દુરિત ટાળી. આજ૦
પીતવસન તન રત્ન આભૂષણુ, રહીએ ભાવે ભાળી;
પ્રીતમના સ્વામીની શોભા, જોઇએ નેહે નિહાળી. આજ૦

પદ ૮ મું.

આજ અમારૂં ભાયગ સજની, મોહન મોહોલ પધાર્યા;
અંગો અંગ સંગ સુખ પામી, રસીએ રંગ વધાર્યા. આજ૦

મનના મનોરથ સુફલ કર્યા સહુ, તનના તાપ નિવાર્યા;
અમૃત પીધું કારણ સીધ્યું, આનંદ ઉર વધાર્યા. આજ૦
શોભાનો સાગર શ્યામળીયો, રૂપે રતિપતિ હાર્યા;
પ્રીતમનો પ્રભુ પ્રેમ સ્નેહી, પ્રાણથકી ઘણું પ્યારા. આજ૦

## પદ ૯ મું.

વાયદો વરે છેરે, વાલા હું વીસરીરે,વાયદોમુકીનેરે,આવો ગીરધરલાલ;
સુખ નથી સહેજેરે, દુખે થઇ દુબળીરે,પ્રભુ શેના જાણો અમારૂં વાલ. વાયદો.
આવું નોતું જાણ્યું રે, પરથમ પેલડેરે, જાણ્યું વેહેરો કરશે નહીં લગાર,
હૈયાં વલુંડીરે, પેહેલે કીધી પ્રીતડીરે, નિર્લજ થઇને બેઠો નંદકુમાર. વાયદો.
કહો ક્યાં વળુંધ્યારે,કોણ મળી કામનીરે,કેશું કોશું બાંધ્યું તમારૂં તન;
રૂપે હશે રૂડીરે, ગુણે હશે આગળીરે, હવે અમસું કેમ માને મન. વાયદો.
કહો કોને કહિયેરે,દોષ અમારા કર્મનારે, ભજતાને કો ભજે ભગવાન;
સ્વામી રણછોડનોરે,સુંદર શામળોરે, આવો મારા કામણગારારે કાન. વાયદો.

---

# ભક્તિ પ્રકાશ.

## પદ ૧૦મું.—રાગ મલ્હાર.

કોપ ન કરીએ કૃષ્ણજી, સમ્રથ છો સ્વામિ;
જલને કાજે જાદવા, દુનિયાં દુઃખ પામી. કોપ ન૦
માતા મારે જો બાળને, બીજું કોણ રાખે;
વાડ ગળે જો ચીભડાં, કોય ક્યાં થકી ચાખે. કોપ ન૦
સુધા થકી વિષ પ્રગટે, તો જીવે જવલા;
શરણે આવ્યાને જે હણે, તેને કોણ કહે ભલા. કોપ ન૦
પર્જન્ય વિના પિડાય છે, પ્રભુ પ્રજા તમારી;
મેહેર કરીને મોકલો, મેહને મોરારી. કોપ ન૦
શાને કાજે સૃષ્ટિ કરી, કરીતો પણ પાળો;
કહે પ્રીતમ પરમાત્મા, સ્વામિ સનમુખ ભાળો. કોપ ન૦

## પદ ૧૧ મું.

તમો ભૂપ વિના ભૂધરા, કાહાને જઇ જાચૂં;
અવર નરપ દીસે નહીં, શ્યામળા કહું સાચૂં. તમો૦
જુઠા જીવને. જોઇને, શું રૂદયે રાચૂ;
મારા કર્મતણી કથા, તમ આગળ વાંચૂં. તમો૦
અભયદાની ઉદારછો, નથી કર્તવ્ય કાચૂં;
ચરણે આવે ચાહીને, તે ન ફરે પાછૂં. તમો૦
છેલ છબીલા છો તમો, આઠે અંગે આછૂં;
કહે પ્રીતમ પ્રભુ પ્રેમશું, તમ આગળ નાચૂં. તમો૦

## પદ ૧૨ મું.

મધુસૂદન મહારાજ છો, મોટામાં મોટા;
અધમ જીવ જાણે નહીં, કરણીના ખોટા. મધુ૦
માયા તમારી મહાબળી, કરે ગડબડ ગોટા;
વિરોધ પાડે ગુરૂ સંતશું, કરી કરી છળછોટા. મધુ૦
સોસાબાજી જક્ત છે, જેવા જળ પરપોટા;
કાચો કુંભ તે કયાં લગી, જેવા ધૂળધમોટા. મધુ૦
જેને સનમુખ છો તમો, તેહેને શા ટોટા;
કહે પ્રીતમ પ્રભુને ભજો, ટળે જમના સોટા. મધુ૦

## પદ ૧૩ મું.

રામરટણ કર રંગમાં, અંગ આનંદ આણી;
મિથ્યા ભાષણ મૂકજે, બોલે અમૃતવાણી. રામરટણ૦
રસના તું રસવંત છે, સહુ સ્વાદને જાણે;
રામસુધા ચાખ્યો નહીં, તો તું પશુ પ્રમાણે. રામરટણ૦
શાકર દ્રાક્ષ ને શેરડી, અમૃતરસ મેવો;
અવર બીજા રસ છે ઘણા, નહીં હરી રસ જેવો. રામરટણ૦
શીવ વિરંચી શારદા, શ્રુતિશાસ્ત્ર વખાણે;
કહે પ્રીતમ પ્રભુ નામનો, મહિમા મહામુનિ જાણે. રામરટણ૦

### પદ ૧૪ મું.

જય જય શ્રી જાનકિરાય, ભક્ત હેતકારી;
પતીત પાવન નામ જ્યાકે, લિલા પિયૂધારી. જય જય૦
કમલાસન શંભુ શેષ, કહેત નિગમચારી;
દિન કે દયાલ આપ ઈસિતા વિસારી. જય જય૦
ગુનકા ગજ વિપ્ર બ્યાધ્ર, ક્ષૌદ્ર પશુ નારી;
અધમ જાતી બહુત ભ્રાંતિ, આપદા નિવારી. જય જય૦
પાહિ પાહિ શરણ શરણ, રાખીએ મોરારી;
પ્રીતમ કે પ્રાણ પ્યારે, મહિમા બલિહારી. જય જય૦

### પદ ૧૫ મું.

કૃષ્ણ કૃષ્ણ કૃષ્ણ વાસુદેવ કહેતું, હેત હૈઆમાં આણી;
ગોપીનાથ ગોવર્ધનધારી, વૃંદાવન દધિ દાણી. કૃષ્ણ૦
પુત્ર ભાવશું પ્રેમે લડાવે, નંદરાયની રાણી;
નવલ કિશોર ચોર માંખણનો, મીઠી મુખની વાણી. કૃષ્ણ૦
વૃજ રજ અજ ઉમયાપતિ ઈચ્છે, પ્રીછે કોયેક પ્રાણી;
પ્રીતમ પ્રેમ ધરી ભજ ભાવે, સુંદરવર સુખ ખાણી. કૃષ્ણ૦

### પદ ૧૬ મું—રાગ એમદ કલ્યાણ.

રઢીયાળો રે, રંગનો ભીનો છબીલો. ટેક.
સુખ સાગર નાગર નંદજીનો, નીગમ કહે જશ જેનો; રઢી૦
વૃજ જુવતીને વહાલે કરીને, અવનીમાં અવતાર લીનો; રઢી૦
નૌતમ ખેલ કર્યા ગોકુળમાં, તાપ હર્યો તરૂણીનો; રઢી૦
ત્રિભુવન નાયક સબ સુખદાયક, લાયક નામ નગીનો; રઢી૦
પ્રીતમનો સ્વામી સુંદરવર, ચતુરા ચિત્તમાં ચીનો; રઢી૦

### પદ ૧૭ મું.

રંગ ભીનીરે, રાધા રાણી. ટેક.
નિત્ય નિત્ય નિરખે હઇડે હરખે, મુખ મરકે સુખ જાણી; રંગ૦
સુર મુનિવ્યાસ વિરંચી નારદ, પ્યારીની પ્રીત વખાણી; રંગ૦
ચૌદ લોક સચરાચર એમાં, કીર્તિસુતા કહે વાણી; રંગ૦

પ્રેમ સુધાકર પ્રેમે પીધાં, લીધો આનંદ ઉર આણી; રંગ૦
વહાલપણે વાલમ વશ કીધો, સુંદરવર સુખખાણી; રંગ૦
પ્રીતમના સ્વામીને સંગે, માનની મહાર સમાણી; રંગ૦

### પદ ૧૮મું.

બડભાગીરે, વ્રીજની નારી. ટેક.
ધન ધનરે ગોપી ગોકુલની, પ્રેમરસ પીનારી; બડ૦
હરતાંરે ફરતાં કારજ કરતાં, નિરખે નવલ બિહારી; બડ૦
તન ધન સદન તજી ભજી ભાવે, એના સ્નેહતણી બલિહારી; બડ૦
જેના સ્નેહ થકી શ્યામલીએ, વૃંદાવન ગૌચારી; બડ૦
અદભુત સુખ આપ્યું અબળાને, લીલાલેહેર વધારી; બડ૦
પ્રીતમનો પ્રભુ પ્રેમ સ્નેહી, મોહન મંગલકારી; બડ૦

### પદ ૧૯ મું.

પ્રભુ પદ રજરે, વિઘન હરે છે. ટેક.
આનંદકારી અખંડ વિહારી, ભકતનો ભાવ ભરે છે; પ્રભુ૦
જે રજને અજ શંકર ઇચ્છે, શુકજી ધ્યાન ધરે છે; પ્રભુ૦
સિંધુ સુતા સેવે જે સ્નેહે, મનકર્મ વચને વરે છે; પ્રભુ૦
જે રજથી ગંગા જળ નીર્મળ, ત્રિભુવન પાવન કરે છે; પ્રભુ૦
પ્રીતમનો પ્રભુ પતિત ઉધારણ, સમરે કારજ સરે છે; પ્રભુ૦

### પદ ૨૦ મું.

લે રસના નિત્ય ગોવિંદ ગાઈ;
સકલ સિદ્ધ મુનિ કરત મનોરથ, બંછત ચરન કમલ સેવ કાઇ. લે રસના૦
સહસ્રાનન ચતુરાનન શંકર, શુક સનકાદિ મુની સમુદાઈ;
શ્રી વધુપતિ પદ અતિ અનુરાગી, કરત ભજન તજી માન બડાઇ. લે રસના૦
ચરણ ચેહેન અંકિત શુભ ખટદસ, રસિક રૂપ ત્રિભુવન છબી છાઈ;
પ્રીતમકે હૃદયે રહો નિશદિન, આનંદઓઘ અમોઘ પ્રભુતાઇ. લે રસના૦

### પદ ૨૧ મું.

જય વૃંદાવન કુંજ બિહારી;
આનંદ કેલ્ય કરે દિન રજની, નંદ નંદન વૃખભાન કુમારી. જય વૃંદાવન.

કુસુમ સેજ રચિ કુસુમ સિંહાસન, કુસુમ મેહેલની શોભા સારી;
જુવતી સમૂહ મધ્ય મનમોહન,કરત વિલાસ હાસ્ય ગિરિધારી. જય વૃંદાવન
સુંદર વદન કમલદલ લોચન, અંગ અંગપર જાઉ બલિહારી;
પ્રીતમનો પ્રભુ પ્રેમ સ્નેહી, ભકત હેત ભુતલ દેહધારી. જય વૃંદાવન.

## પદ ૨૨ મું.

ગીરિધરલાલ તણા ગુણ ગારે;
આ સંસાર પૂર પાણીનું, તેને તુરંગે તણાયો ન જારે. ગીરિધરલાલ૦
જોરે વહ્યો તો ગયો અતિ આઘો,ન મળે ઠોર ઠેકાણું ઠારે;
માયા મહાજળ પાર મળે નહીં,એવું જાણી હરી શરણું સાહારે. ગીરિધરલાલ૦
રાખ ભરોંસો રાધાવરનો, બીજો અન્ય નથી ઊપારે;
જન પ્રીતમ જો પ્રીત જથારથ, પ્રભુને ભજીને પાવન થારે. ગીરિધરલાલ૦

## પદ ૨૩ મું.

ભાવ કરીને તું હરીને ભજરે;
આ તન તારૂં શીરોમણી સારૂં, મારૂં કહ્યું તું માન નિર્લજરે. ભાવ કરી૦
હરીને વિસાર્યા તે સર્વસ્વ હાર્યો, તેથી નઠારા નહિ કોણુજરે;
હરીનો મહિમા મોટા મુનિ જાણે, જેના પદને ધાય ઇંદ્ર અજરે. ભાવ કરી૦
ગરૂઓ થઇ ગોવિંદ ગુણ ગાજે, માન બડાઈ ટેડાઇ તજરે;
સુખમાં લીન પ્રવીન સંતજન,પ્રીતમ પ્રેમે પરશ પદરજરે. ભાવ કરી૦

## પદ ૨૪ મું.

ભજન વિના દિન જાય છે વિતા;
શીરપર કાલ કરે છે ગર્જના, મૂઢમતી નર શે નથી બીહીતા. ભજન૦
જો પ્રાણી પરતીત ન આવે, સુરતધરી સાંભળતું ગીતા;
તેનો સ્વાદ જડે જો કાને, અવર બીજા રસ મૂકે છીતા. ભજન૦
જેને લગન લાલશું લાગી, દેહ ધરી પણ દોષ રહીતા;
કહે પ્રીતમ તે જન હરી જેવા,જેમ સાગર એકરૂપ સરીતા. ભજન૦

## પદ ૨૫ મું.

ચરણ કમળનોરે, મોટો મહિમા, જેનું ધ્યાન ધરે સુરબ્રહ્મા;
નિગમ નિરંતર ગાય છે રે; ચરણ૦ ટેક.

જેના ચર્ણ સેવેરે મહામુની, વહાલપણા વદેરે વ્રજ જુવતી;
સિંધુ સુતાનીત ગાયછે રે; ચરણ૰
ગંગા તુળસી ચર્ણનિવાસી, રિદ્ધી સિદ્ધિ કહીએ જેની દાસી;
સૌ કોઇ સેવે શ્યામને રે; ચરણ૰
ચર્ણ સરોજ સુગંધ સંજોગી, ભક્ત અનેક ભ્રમર રસ ભોગી;
નીમેશ તજે નહીં નામને રે; ચરણ૰
પદપર શીતળ જળ પાવનકારી, શેષ સેવે સદા ત્રિપુરારી;
અમર લોક આશા કરે રે; ચરણ૰
મહિમા જાણ્યો ગૌતમનારી, તન મન ધન કરે બલિહારી;
પ્રેમ પ્રીત રૂદયે ધરીરે; ચરણ૰
પદ પરસીને રજ વ્રજ વંદાવન, પ્રેમે પામે કોઇ પ્રેમીજન;
જેને શ્રી કૃષ્ણ કૃપા કરેરે; ચરણ૰
પ્રીતમનો સ્વામી શામળીઓ, અલબેલોજી અઢળકઢળીઓ;
નીરખીને નયણાં ઠરેરે; ચરણ૰

## પદ ૨૬ મું.

આજ અમારે દીવાળીરે સજની, રંગ ભરી રળિયામણી રજની;
હું દાસી પીયુના પદની રજની તો, પ્રેમ નેમ પાળું સદારે.

કમળનયન કમળાનો સ્વામી, આદ્ય મધ્ય અંત અંતરજામી;
પુરણ પુન્યે કરીને પામતો, વામી સકળ ભવ આપદારે.

શીર મુગટ કુંડળ વનમાળા, મદનસર દશરી રૂપ રસાળા;
જુગ્મ સ્વરૂપ બાહુ વિશાળા, તો સુંદર બેનુ ધરીરે.

રત્ન જડીત કટી કંદોરો સોહે, નેપૂર ધુન મુનીનાં મન મોહે;
ચરણ કમળમાં ચિતડું પ્રોએ, તો જુગલ નયનાં ભરીરે.

અંગ સોરંગ પીતાંબર ધોતી, પટકે જોર ઝવેર ને મોતી;
અંગ અંગ આભ્રણ સજ્યા જ્યોતી, તો સુંદર શોભા શી કહુંરે.

પ્રીતમનો સ્વામી શામળિયો, આનંદ સીંધુ અઢળક ઢળિયો;
પુરવની પ્રીતિ પ્રગટ પીયુ મળિયો, તો સૌ સોંપી સન્મુખ રહુંરે.

## પદ ૨૭ મું.

આજ દીવાલી પ્રેમ રસાળી, ભુવને પધાર્યા શ્રી વનમાળી;
રસ બસ થઈ ગઇ રૂપ નીહાળી, તો ભાળી રહી ભાવે કરીરે.
આપ્યાં આસન આનંદકારી, બેઠા નટવર નવલ વિહારી;
તન મન પ્રાણ કરૂં બલિહારી, તો પ્રાણજીવન ધન જાણીનેરે.
અગર કપૂરે આરતી કીજે, નીરખી રૂપ રૂદયામાં લીજે;
પ્રેમ સુધા રસ પ્રેમે પીજે, તો અતિ આનંદ ઉર આણીનેરે.
નિત નિત નવલા નેહ વધારૂં, ત્રીભુવન વ્યાપક તેજ તમારૂં;
જોઇને મોહી રહ્યું મન મારૂં, તો ન્યારૂં ક્ષણ એ નવ રહેરે.
પ્રીતમનો પ્રભુ પ્રેમ સનેહી, એની લીલા કહું કેઇ કેઇ;
પ્રસન્ન કીધો દર્શન દેઇ, તો રજની દિવસ હૃદયે વસેરે.

## પદ ૨૮ મું.

આજ કર્યો અનકોટ છબીલે, રંગ વધાર્યો રંગ રંગીલે;
પ્રેમનો સિંધુ પ્રેમી જન ઝીલે, તો ગોપી કુળ ગોપ લીલા કરીરે.
ઇંદ્ર તણો અપરાધ વિસાર્યો, લઇ પર્વત સુરપતિ શીર ધાર્યો;
સાત દિવસ લગી ભારે માર્યો, તો ગર્વ નિવાર્યો શ્રી હરીરે.
જેને પંચ તત્વ માળા ઉર રાજે, ભાવ્ય નિળ જળ મુક્તિ વિરાજે;
તેજ માણેક વાળું વિધુ રજ છાજે, તો વ્રજ આકાશે પ્રકાશેછેરે.
તે આગે ન કોણ દેવની માયા, જેમ કંઈ પુરૂષ પુરૂષની છાયા;
નિગમે પુરાણે અગમ કરી ગાયા, તો જેનો આ વિશ્વ પ્રકાશેછેરે.
નિર્ગુણ બ્રહ્મ સગુણ થઇ શોભા, જેની લીલામાં મુનીવર લોભ્યા;
જેના થોભાવ્યા ધર્મ સૌ થોભ્યા, તો જગત મંગળ જશ પ્રગટેરે.
ભક્તહિત અવતાર ધરે છે, દાસતણા બહુ કાજ કરે છે;
પ્રિતમ પ્રેમીનાં ચિત્ત હરે છે, તો તાપ હરે છે તેહનાંરે.

## પદ ૨૯ મું.

મંગળ ગાન કરે છે ગોપી, આનંદ રૂપ રહી અંગ ઓપી;
પ્રેમ નવલ વેલ રસમાં રોપી, તો નિર્મે કારણ કલ્પતરૂરે.

પર્મ ચતુર સકળ વ્રજવહાલા, નવઘન ઘેર્યો દામની માળા;
સુર શીરોમણ રૂપ રસાળા, તો વર્ણવુ કેઇ પેરે કરૂંરે.
પદ્મ પત્ર વિશાળ વિલોચન, દૃષ્ટી અગોચર ગોચર મોચન;
મનમોહન મધ્રવા મદમોચન, તો શોચ સકળ સેહેજે ગયોરે.
ગોવરધન ઓછવ હરી કીધો, ગોપવેશ ગોવીંદે લીધો;
વ્રજજન પ્રેમ સુધારસ પીધો, તો સુફળ મનોરથ સૌ થયોરે.
ઘેર ઘેર ચતુર કરી ચિત્રશાળા, ધજા પતાકા તોરણ માળા;
સોળે શણગાર સજ્યા વ્રજવહાલા, તો આભૂષણ અંબર ઓપતારે.
પ્રીતમના સ્વામીની સંગે, મળવું પરસ્પર પ્રેમ પ્રસંગે;
આનંદ કંદ વધાર્યો અંગે, તો ચિત્ત હરી ચર્ણે આરોપતાંરે.

## પદ ૩૦ મું–રાગ ગરબો.

પ્રેમે પરણે તુલસી શાલિગ્રામરે, શોભા સાગર સુખનું ધામરે;
કાર્તીક શુદ એકાદશી કહીએરે, મહિમા મોટો પાર ન લહીએરે.
બળીને દ્વારે શ્રી નાથ પધાર્યારે, અવની ઉપર આનંદ વધાર્યારે;
ચાર જામ જાગે જદુરાયરે, ભોગ આરતિ ચતુર વિધ થાયરે.
તુલસીજી પરણે ત્રિભુવન નાથરે, ધોળ મંગળ ગાય વૈષ્ણવ સાથરે;
વૈકુંઠપતિ ચડયા વરઘોડેરે, સંત સાથ ભેળા સોહે જોડેરે.
પ્રભુ પ્રીતમનો પ્રેમ સનેહીરે, તોરણ ચડીયા દુંદભી દેઇરે.

## પદ ૩૧ મું.

સાસુજીએ આવીને વધાવ્યારે, પ્રેમે પોખીને પધરાવ્યારે;
રત્ન સિંહાસન બેઠા આવીરે, સખી સૌ કન્યા શણગારીને લાવીરે.
કંઠે આરોપી વનમાળારે, ગીત ગાય મધુર રસાલારે;
કનક મણીમય મંડપ રચ્યોરે, લોક ચતુર્દશ આત રંગ લ્યોરે.
જવ તલ હોમી પાવક પરજાલ્યોરે, રત્નદીપ ચોદસ અજવાલ્યોરે;
જળહળ તે જ્યોત પ્રકાશેરે, ચંદરવા તોરણ ચોપાસેરે.
વાડવ કરે વેદની ધૂન્યરે, આવ્યા ત્યાં બ્રહ્મા નારદ મૂન્યરે;
મંગળ ફેરા ફરે ભગવાનરે, સમેવરતે સમેવરતે સાવધાનરે.

વરકન્યા આરોગે કંસારરે, જુગમાં તે વરતે જયજયકારરે;
અબળા તો અખંડ અમરવર પામીરે,પ્રેમસ્નેહી પ્રીતમનો સ્વામીરે.

### પદ ૩૨-થાળ ૧લી.

આનંદે આવોરે, જીવન જમવાને; બહુ પાક બનાવુંરે, ગીરધર ગમવાને.
ઉષ્ણોદક આપુંરે, નટવર નહાવાને; પીતાંબર લાવુંરે, પ્રેમે પેહરવાને.
ચાખડીએ ચડીનેરે, આવ્યા અંતરજામી; ચંદનની ચોકીરે, બેઠા બહુનામી.
કંચન ને બાજઠરે, સુવર્ણની થાળી; ભોજન કરવાનેરે, બેઠા વનમાળી.
ખાજાંને લાડુરે, ઘેબર ઘીનાં છે; પકવાન ભલાં છેરે, સૌ મીસરીનાં છે.
એવા ભોગ છપન છેરે,વિંજન બહુ ભાતી; સાકર મેવાદિકરે, રહ્યાછે સહુ જાતી.
જેની રૂચી આવેરે, તે લેજો માંગી; જમતાં મુખ નીરખેરે, તે મહા બડભાગી.
જમુના જળ સીતળરે, એળચીએ વાસી; પાનનાં બીડાંરે, ખવડાવું ખાસી.
કંકુને કેસરરે, કુમકુમ થાળ ભરી; પ્રીતમનો સ્વામીરે, પુજું પ્રેમ ધરી.

### પદ ૩૩-થાળ ૨ જો.-રાગ સારંગ.

હરી ભાવે ભોજન કીજીએ- હરી૦ ટેક૦

સુંદર વચન સરોરૂહ લોચન, શોભા જોઇ જોઇ રીઝીએ; હરી.
દધિ પકવાન મીઠાઇઓ મેહ, રૂચી આવેસો લીજીએ; હરી.
જાય જાવંત્રી જાયફળ મીસરી, ઐાંટયોપ પ્રભુ પીજીએ; હરી.
આચમન પાન કીયે કમળાવર, દેખી દેખી દિલ રીઝીએ; હરી.
પ્રીતમ દ્વાર રહ્યો રસગાવે, ઉબરી જુઠણુ લીજીએ; હરી.

---

## જ્ઞાને પ્રકાશ.

### પદ ૩૪ મું.

જીવા વચન વિચારી બોલે, બહુ બકવાદ ન કીજે;
નિર્મલ નામ રામ રઘુવરનું, નિત્ય નિરંતર લીજે. જીવ૦
શિવ વિરંચી શેષ શારદા, નિગમ પુરાણ વિખાણે;
નામ અમૂલક દામ ન બેસે, કેમ જડ જીવ ન જાણે. જીવા૦

ફુટે કુંભે નીર ઠરે નહીં, વૃક્ષવેડાએ ફળ ક્યાંથી;
એમ અસત્ય ભાષણથી થાયે, હીણતેજ તપ ત્યાંથી. જીવા૦
સીબી, દધિચ, બલિ, નૃપદશરથ, હરિશ્ચંદ્ર, કર્ણ કહીએ;
શરીર ગયું પણ શબ્દ ન ચુકયા, તે પૂરા નર લહીએ. જીવા૦
દાતા સૂર સત્ય સહુ સદ્‌ગુણ, ભક્ત તણે રૂદે રહે છે;
કહે પ્રીતમ તે પ્રભુના પ્યારા, નિશદિન હરી હરી કહે છે. જીવા૦

## પદ ૩૫ મું.

તું તારૂં તન દેખ તપાસી, અનુભવ આંખ ઉઘાડી;
આશા તૃષ્ણા લોભ ઈર્ષા, નાંખ કલ્પના કાડી. તું તારૂં૦
પ્રભુ પ્રેમે પરસે અમૃત વરશે, દરસે દાહડી દાહડી;
આઠે પહોર આનંદની હેલી, ફૂલી રહી ફૂલવાડી તું તારૂં૦
દેહના નેહ થકી રેહ ન્યારો, ચિત્ત ચૈતનમાં લગાડી;
કહે પ્રીતમ તો તું હરીને વંદે, નિગમ નગારાં વગાડી. તું તારૂં૦

## પદ ૩૬ મું.

જે જુગદીશ ઇશ અવિનાશી, ઉરવાસી સુખરાસી;
પરમાનંદ પરમ સુખ સિંધું, સેવે સદા કમલાસી. જે જુગ.
નેતિનેતિ નિગમ કરી ગાયે, પૂરણ બ્રહ્મ વિલાસી;
જન્મ જન્મ જગતપતિ જીવન, ચર્ણ કમલ હું દાસી. જે જુગ.
વહાલ વધારો કારજ સારો, પૂરણ પ્રેમ પ્રકાશી;
પ્રીતમના સ્વામિ સુંદરવર, નામે ટળે ચોરાશી. જે જુગ.

## પદ ૩૭ મું.

જે સંત સંગ કરે શુદ્ધ ચિત્તે, સઘળાં તીરથ તેને;
નિરખે નિત્ય નિરંતર હરીને, ભુલે નિંદે નહીં કેને. જે સંત.
કામધેનું ચિંતામણી સુરતરૂ, અમૃત ફલ નિત્ય એહને;
શું કરવા ભરમે તે ભટકે, ઘટમાં ગોવિંદચીન્હે. જે સંત
આઠે પહોર આનંદનો સિંધુ, છલ્યો રહે દીને રેને;
નિત્ય નિલ સ્નેહ સહિત સતસંગે, પ્રીતમ પ્રેમરસ પીને. જે સંત.

### પદ ૩૮ મું.

રહે રસના તું રામ ભજનમાં, હંસ દશાદિલ આણી;
કહું છું કુટિલ વચન નવ કાઢીશ, વ્રથા વાયસ વાણી. રહે૦
હરી નામ નિર્મલ મુક્તાફળ, જીવ્હા એ જપીએ જાણી;
તજી અસાર સાર પયપીજે, પરહરી પરપંચ પાણી. રહે૦
જેના સ્મરણથી ટળી જાયે, ગર્ભવાસની ઘાણી;
પ્રીતમ ભજન કરી લે ભાવે, નિર્ભય નામ નિશાની. રહે૦

### પદ ૩૯ મું.

ગુરૂ ગમ જ્ઞાન વિચારૂં ઘટમાં, પ્રગટી પ્રેમ ખુમારી;
ખટ અંબુજ ખોલીને જોયું, ઉઘડી અગમ અટારી. ગુરૂ.
પંચ પ્રવાહ ગંગા વહે પાવન, કરને સ્નાન કરારી;
સહસ્ત્ર પાંખડી કમલ કોશમાં, દરસ્યાં દેવ મોરારી. ગુરૂ.
તત્વમસી તુરીયા શુદ્ધ ચૈતન્ય, તે તે જયુંજ બલિહારી;
પ્રાતમ પાર બ્રહ્મ પુરૂશોતમ, વ્યાપિક અખંડ વિહારી. ગુરૂ.

### પદ ૪૦ મું–રાગ ગોડી.

વંદુ સદગુરૂ ચરણુ રજશીશ. ટેક.
ચરણુ રજશીશ ચરણુ રજશીશ, અખિલ બ્રહ્માંડતણો જે ઈશ; વંદુ.
વ્યાપક પૂર્ણ બ્રહ્મ જગદીશ, મંગળકારી માયાધીશ; વંદુ.
જેને વશ વરતે પાંચ પચીશ, નિર્મળ નામ જપે જોગીશ; વંદુ.
સુરનર નાગ અસુર મુનિ દેવ, સૌ કોય કરે સદગુરૂની સેવ; વંદુ.
કવિ પંડિત ગ્રંથ આદે ગાય, ગુરૂ કૃપાથકી કારજ થાય; વંદુ.
કહે પ્રીતમ ગુરૂ પરમ દયાળ, આપે અભયપદ તે તત્કાલ; વંદુ.

### પદ ૪૧ મું.

જયજય જાનરાય જશ અગમ અપાર. ટેક.
અગમ અપાર જશ, અગમ અપાર, નેતિ નેતિ નિગમ કહે નિરધાર; જય.
વંદે વિરંચી શિવ વારંવાર, સદા સમાધિ ધરે સનતકુમાર; જય.
અહિપતિ નિશદિન કરત ઉચ્ચાર, સહસ્ત્ર વદન જીવ્હા યુગ્મ હજાર; જય.
સિંધુ સુતા પદ સેવે ઉદાર, સંશય શોક મિટાવન હાર; જય.

અમરલોક કરે અમૃત હાર, તારો પ્રેમરસ તે કોયક પીનાર; જય.
અનેક બ્રહ્માંડતણો આધાર, પ્રીતમના સ્વામિ રહો રૂદયા મોઝાર; જય.

## પદ ૪૨ મું–રાગ સામેરી.

હરી ગુણ ગાતાંરે, વિલંબ ન કીજીએરે,સ્મરણ કરીએ શ્વાસ ઉશ્વાસ;
આવ્યો સમોરે, હાંર ફરી ફરી નહીં મળેરે,રૂદયામાં રાખે દૃઢ વિશ્વાસ; હરી૦
આજ કાલમાંરે, ચૂપે તારે ચાલવુંરે, જઇને કરવો પનઘટવાસ;
કાયા પડીનેરે, થશે ઢેરી ધૂળ જયારે.ત્યારે કોય પ્રાણી નહીં પાસ. હરી૦
શરીર સમીને રે, જગી ગનડી પશેરે, તુંપર ઢોરા ચરશે ઘાસ;
દામન પવન પાવક જળ પૃથ્વીરે, જયાં જે હતું ત્યાં તેનો સમાસ. હરી૦
કપટ તજીનેરે, ભજ ભગવાનનેરે, થશે તુજ દાસ તણો નીજ દાસ;
પ્રપંચ ટાલેરે, પ્રભુ દરશન થશેરે, પ્રીતમ હોયે પ્રેમ પ્રકાશ. હરી૦

## પદ ૪૩ મું.

આળસ આણીનેરે, ઉંઘ મા અભાગીઆ,જાગી જોને અવસર વીત્યો જાય;
તું નથી લેહતોરે, મોહ પ્રમાદમાંરે, કાયાને કાળ નિરંતર ખાય. આળસ.
વહાલપણું ગયુંરે, ગયું જોબન જથારથ, તારા રણા તે દિન જાય;
નજરે દેખેછેરે, જીવન આવતાંરે, તોયે તારી ચિતમાં ચિંતા ન થાય. આળસ.
રેહેવાછેરે, મંદિર માળીયાંરે, થશે ઉદે શત શોધી ઉપાય;
સુરતરૂ તજીનેરે, સેવે સગળોરે, તેમાં ફળ શું સરવાળે થાય. આળસ.
ઘણે દહાડે પામ્યોરે, દુર્લભ દેહડીરે, હવે કંઇ હેત કરીસું આણ;
વહારે ન વેપારેરે, લાભ મળે મોહોરનોરે,પ્રીતમ જો પરમારથ જાણ; આળસ.

## પદ ૪૪ મું.

તત્વ વિચારીરે, તીરથ જે કરેરે, તેણે તારા મનનો મેલ ધોવાય;
સરજ્યાં દયાળેરે, સરયુ ગોમતીરે, મંજન કરતાં ચિત શુધ થાય. તત્વ.
ક્ષમા ક્ષીપ્રારે, નમ્રપણું નર્મદાનેરે, ગલકી શ્રી ગોવિંદ ગુણગાન;
ગંગાગુરૂ ભક્તિરે, સંત સંગ સરસ્વતિરે, જમુના જાણ હરીનું ધ્યાન. તત્વ.
પ્રેમે બહુ શુરે, પ્રયાગ પરસતાંરે, પૂર્વનું પાતક પ્રલય થાય;
રૂદિયામાં રાખેરે, ઈષ્ટ ઉપાસનારે, જન્મ વાસના તેણે ટળી જાય. તત્વ.

અવગુણ મૂકીરે, ગુણનું ગ્રહણ કરેરે, સેવા સુમતી શીળ સંતોષ;
પ્રીતમ હેતેરે, પરમાર્થે થકીરે, તેને તારા ટળશે દેહના દોષ. તત્વ.

**પદ ૪૫ મું.**

રણછોડ રંગીલોરે, રહો રૂદયે વશીરે, રસીક શિરોમણ રાય;
રૂપ સુધા સુખ સાગર શામળોરે, દર્શન કરતાંરે દુખડું જાય. રણછોડ.
રાજાનો રાજારે, શ્રી રણછોડજીરે, દેવનો દેવ શ્રી દુવારકાનાથ;
અખિલ લોકમાંરે,આણ જેની ફરેરે, હુકમના મેટે સુર નર આપ. રણછોડ.
જીવ ચરાચર જીવેરે, જીવોને જોઇ રહેરે,જેને વશ વરતે સંસાર;
ત્રણ ભુવનમાંરે, તપે જેના તેજથીરે,અનંત બ્રહ્માંડ તણો આધાર. રણછોડ.
ભક્તને હેતેરે, ભૂતળ આવિયારે, લીલા કરવા લક્ષ્મીનાથ;
પ્રેમ સ્નેહીરે, પ્રભુ પ્રીતમતણારે, તનમન સોંપ્યું હરીને હાથ. રણછોડ.

---

# રણછોડજી દીવાન.

જુનાગઢના નવાબનો દીવાન—સંવત ૧૮૯૭,સને ૧૮૪૧ માં હૈયાત હતો. એ દેવીભક્ત,રાજ કામકાજ કરનાર, કવિ, સાથે ઉત્તમ જ્ઞાની હતો.

## ચંડિપાઠ.

**છંદ ભુજંગપ્રયાત.**

નમઃશ્રીચંડિકાયૈ, ગણેશામ્બિકાયૈ, નમઃ શ્રીચલાયૈ, નમઃ શારદાયૈ;
કહ્યો મારકંડે,મહીમા વખાણી, જગત્માતને, વર્ણવું ભાવ આણી.

**કવચ ૧ લું—રાગ—ગરબો.**

સુરથ નામે તે એક મહિપાળરે, અંબિકા આનંદી;
મહિ સુંદરીનો કંઠ મણીમાળરે, અંબિકા આનંદી.

પવન ભૂપે આવી લિધું રાજરે, અં૦ મંત્રાજઇ મળ્યા લોભને કાજરે, અં૦
ભાગ્યો ઘોડે ચઢી ભૂપાળરે, અં૦ વન વિકટ મહા વિકાળરે, અં૦
મુની મેધાને આશ્રમે આવ્યોરે, અં૦ ભાવ નરખીને સઉને ભાવ્યોરે, અં૦
મૃગ સંગે તે કેશરી રમ્મેરે, અં૦ મોર ભુજંગ સાથે ભમ્મેરે, અં૦
રાજા ચિંતા કરે મન માંહરે, અં૦ દેશ ખોયો થયો ઉર દાહરે, અં૦
ધન મ્હારાને શત્રૂ જોગવેરે, અં૦ કીડી સંચરે ને તેતર ભોગવેરે, અં૦
ધન મ્હારૂંને ધણી કોક થાયરે, અં૦ વૃક્ષ વાગ્યુંને ફુલ કોક ખાયરે, અં૦
તેવે સમે જાણી વિશ્રામરે, અં૦ વૈશ્ય આવ્યો સમાધિ નામરે, અં૦
પુછ્યું ભુપે આવ્યોછે કોણકામરે, અં૦ કોણ નામ ને કોણ છે ઠામરે, અં૦
ચિંતા ચિત્તે તમારે દિસેરે, અં૦ દુખી લાગોછો મનની રીસેરે, અં૦
પછી વૈશ્યે કહ્યું સાંભળો રાજરે, અં૦ હુંતો ખોઇઆવ્યોછું ધન લાજરે, અં૦
નારી સંતાને કાઢી મુકયોરે, અં૦ ભુખે દુખ્યો કમાઇ ચુકયોરે, અં૦
મધમાખી ઘસે જેમ હાથરે, અં૦ ભુલ્યો ભરૂં બાવળથી સાથે બાથરે, અં૦
વૈશ્ય ભૂપ ગયા મુનિને પાસરે, અં૦ હાથ જોડી કરી અરજ દાસરે, અં૦
મંત્રી ખુટી ને લુટી લીધોરે, અં૦ લાજવોણો ને રાજવોણો કીધોરે, અં૦
તોય મમતા ન થાયે અળગીરે, અં૦ પુત્ર મિત્રની માયા વળગીરે; અં૦
તેનું કારણ કહો મુનિરાયરે, અં૦ મ્હારા મનનો તે સંદેહ જાયરે; અં૦
મુની કહે માયા બળવાનરે, અં૦ જેને વંદે સદા ગિરવાણરે; અં૦
પંડિત કોઇ ન પામ્યો કેડોરે, અં૦ માયાએ નાંખ્યો અંધાર પછેડોરે. અં૦
માયા ફ્ંદે પડયા જગ લોકરે, અં૦ તેણે છુટે નહિં ચિત્તનો શોકરે; અં૦
થયા મધુકૈટભ બે ભાઇરે, અં૦ કરવા વિષ્ણુંની સાથે લડાઇરે. અં૦
નિદ્રારૂપે માયાને છે ફંદરે, અં૦ પરવશ ફસાણા મુકુંદરે; અં૦
થયું પંકજ નારાયણ નાભરે, અં૦ તેમાં પ્રગટયા બ્રહ્મા અરૂણાભરે. અં૦
બ્રહ્મા માયાને ચરણે લાગીરે, અં૦ સ્તુતિ કરવા થયા અનુરાગીરે; અં૦
જગદંબા જનાર્ત્તિ હારીરે, અં૦ ત્રિપુરસુંદરી ત્રિલોક વિહારીરે. અં૦
દુઃખ ભંજનીને દાનવ ગંજનીરે, અં૦ શિવરંજની ને માત નિરંજનીરે; અં૦
સિંહવાહની દારિદ્ર દુઃખદાહનીરે, અં૦ પ્રબળવાહની પૂરણ અવગાહનીરે. અં૦
નિદ્રા રૂપે નારાયણ મોહ્યારે, અં૦ શેષ પર્જંક ઉપર સોહ્યારે; અં૦
સ્તુતિ સાંભળીને તુષ્ટ થયાં માતરે, અં૦ વિષ્ણુ નેત્રને મૂકયાં સાક્ષાતરે. અં૦
જાગ્યા વિષ્ણું થયા સાવધાનરે, અં૦ યુદ્ધ કરવા મંડયા બળવાનરે; અં૦

ઘુટણુ ગડદા મુષ્ટિઓ મારેરે, અં૦ કોઇ ઝીતે ને કોઇ નવ હારેરે. અં૦
શિથિલ વિષ્ણૂ થયા સંગ્રામેરે, અં૦ દેવી પ્રગટયાં તે દેવને કામેરે; અં૦
મધુકૈટભને મોહોન લાગ્યુંરે, અં૦ મૃત્યુ વિષ્ણુને હાથે માંગ્યુંરે. અં૦
શક્તિ આવી બેઠાં ભુજદંડરે, અં૦ અસુર માર્યા ઘણા પ્રચંડરે; અં૦
દિધું દર્શન આધભવાનીરે, અં૦ બ્રહ્મા નારાયણે સનમાનીરે. અં૦
દેવ કાર્યે ધરી અવતારરે, અં૦ આધ શક્તિ તે જગદાધારરે; અં૦
દાસ ખાસ તે રણછોડ રાયરે, અં૦ માતા થાજો સર્વને સહાયરે. અં૦

કવચ ૨ જું.—દોહરો.

મહિષાસૂર દાનવ પતી, સુર માનવ દુખદાય;
મહા પ્રબળ દળ લાવિયો, ઇંદ્ર રાજ ઇચ્છાય.

રાગ ગરબો.

મહિષ નામે અસૂરનો ભૂપતીરે, ઈંદ્ર પદવી લેવાને ચલાવી મતીરે;
દેવ ભાગીને બ્રહ્મા પાસે ગયારે, રાજકાજ ગયું લાજ હીણા થયારે.
દેવ મંડળી મહેશ પાસે મળીરે, ક્રોધ કીધાં વિરોધ વાત સાંભળીરે;
કોપ આટોપથી અંબિકાજી બણ્યાંરે, વિધનસર્વે સકળ દેવતાનાં હણ્યાંરે.
મુખ પંચ મુખથી કેશ કાળથીરે, કટી મધવા ઉરોજ અંશૂ માળથીરે;
ભુજાદંડ યુગલ ચતુર ભૂજથી બણ્યારે, અમળ ચરણ કમળપત્રે રળિયામણારે.
લેંઘો અતલસી ને ચુંદડી છે જરકશી રે,કમખી પેહેરી મોતીની કસકસી રે;
આપ્યાં આભૂષણ રત્ન જડાવનારે, હિરા માણુક ને હેમ ઘડાવનાં રે.
બાજુબંધ સોહે તે મોતી બોરડેરે, ગળેબંધ મણીહાર હેમ દોરડેરે;
આપી શસ્ત્ર અસ્ત્ર દેવ મોદ પામિયારે,સિંહ હેમગિરી આપી દુ:ખ વામિયા રે.
દેવિને દેખીને દેવતા હોકારિયા રે, દૂત દાનવના જોઈને પોકારિયા રે;
મહિષ સાંભળીને આંગળી દાંતે દસે રે, અજા કોણ ગજા વાઘની સામે ધસેરે.
ચંડી કોણછે બિચારી બાપડી રે, સાંમી મંડે નહી ઘડિ ચાપડી રે;
કટક જટક મહાદેવિ સામું ધસ્યું રે, શેષ સળકયો નેકમઠપીઠ ધસમસ્યુ રે.
વીર બંકા અટંકા ડાંખરા રે, વાજી તાજી ને સાજ સજી પાંખરા રે;
ગજ અગજના ઘંટ ઘણા ઘણઘણે રે, રથ ચક્રથકી શકપુરી ધણધણેરે
આવ્યો વાસપુરી બોમ પગે હળહળીરે, દેવની સૈન્યા દેખી સઉ ખળભળીરે;
આવ્યો શિધ્ર ઉદગ્ર બ્યાગ્રહ બોલતો રે,અગ્રી લોમ વ્યોમ રોમ રોમ લેખતોરે.

આવ્યો બિડાળ ને કુડાળ ઉળાળતો રે, દૈત્ય મહા હતું બાણુ ધનુ ઝાલતો રે;
કડાઝુડ કટક ઝટક બંનો આફળ્યા રે, બટાચૂર હડાહુડ સુરાસુર લડયા રે.
દેવને ઠોકી રોકીને કર્યા વેગળા રે, માત સન્મુખ ધાયા તે જોદ્ધ આગળા રે;
બાણુ વરસે તે જેમ મેઘની ઝડી રે, ખાંડાં જળહળે જાણેજે વિજળી પડી રે.
ચક્ર ચલવે ને ચોટ કરે ચોંપથી રે, કાંડા કરડે કટાર હણે કોપથી રે;
ચંડિ ઉપર ભુષંડી ચંડી નાંખતા રે, કાતી મારી છાતીથી લોહી ચાખતા રે.
ગદા તોમર ત્રિશુળ પટા ફેરવે રે, મુઠી ઉઠી મારે ને પવાડા ચડે રે;
ચક્ર ચલવે ગતી વક્ર અણુવક્રનૂં રે, તક્ર સરખું થઇ જાય વક્ત્ર શક્રનૂં રે.
વાઘને કુદડી ફરાવે ઝાલે પુંછથી રે, ખભા ઠોકે ને તાઓ દે મુંછથી રે;
માતા કોપિયાં ને ઓપિયાં ઉમંગથી રે, જંગ ઝળક્યા રહ્યો છે અંગોઅંગથી રે.
સિંહ નખે ઝરડે ને કરડે હાડકાં રે, પંઝે ઢસડે ઉખરડે શિર ફાંડકાં રે;
એક દોટ ચડી ચોટ અસુર ગંજીયા રે, કોટ પકડીને લોટ પોટ ભંજીયા રે.
હેઠા પટકી પટકી કરે કટકા રે, કરી કટકા કટકાને ભરે બટકા રે;
નરડી મરડી કરડે તે શીશ આરજાં રે, પેટ ઉઝરડી ઉતરડી ખાય કાળજાં રે.
ઝાલે દુષ્ટ ને મંજારી જેમ કુકડા રે, વિશ વિશના ભરે છે માતા બુકડા રે;
રથ વાજી હાથીને મુખે ઘાલિયા રે, જેમ ફાકડા ભરાય ધાણી દાળીયા રે.
સૈન્ય માર્યું હૂતાશ યથા ઘાસને રે, કોક ભાગો તે વિરલો લઇ સાસને રે;
સૈન્ય થઇ ગયૂં ચુંથાણુ યુદ્ધ ભંગમા રે, દેવી જીત્યાં રણછોડરાય જંગમાં રે.

### કવચ ૩ જું–દોહરો.

સૈન્ય મરાણૂં મહિષનૂં, હુવો તે હાહાકાર;
ચાલ્યાં કાળી સાંભળી, આવ્યાં દળસિરદાર.

### છંદ ગરબો.

ચિક્ષૂર આવ્યો ક્ષૂર ધાર અસિ હાથમાં રે લોલ;
નાથ વોણો જેમ ખૂંટ કુદે સાથમાં રે લોલ.
રથ કિંકણી અનેક ઘોર ધમકતી રે લોલ;
ધજા ફરફરે ને કળશ કાંતિ ચમકતી રે લોલ.
બાણુ વરસે પરજન્ય યથા ડૂંગરે રે લોલ;
દેવી અમ્બમા તો દિનેશ જેવી છબ ધરે રે લોલ.

ત્રિશૂળ નાખ્યું જાજવલ્યમાન દાનવે રે લોલ;
કાપ્યું ચંડિકાએ કાપે જ્યમ માનવે રે લોલે.
રથ ભાંગીને સારથી તે ગાંજિયો રે લોલ;
ચિત્ત લાજીયો તે દૈત્ય તણો રાજિયો રે લોલ.
દોડિ ચોંડી તરવાર સિંહ શિશમાં રે લોલ;
ભૂજે દેવિને ઘાત કરી રીસમાં રે લોલ.
માએ મારી ત્રિશૂળ મૂળ કાપિયું રે લોલ;
ભૂત પ્રેતને સમસ્ત ભક્ષ આપિયું રે લોલ.
મત્ત કુંજર બેસીને ચમર આવિયો રે લોલ;
ઘટા પર્વત આકારે છબી લાવિયો રે લોલ.
સિંહ કુદીને હાથિને માથે ચઢયો રે લોલ;
અસુર સાથ ભરી બાથ ધરણે પડયો રે લોલ.
દંતઘાતે વિચિંત કરી દુષ્ટને રે લોલ;
કરી ચરવણુ રણુ મધ્ય ધરે દુષ્ટને રે લોલ.
ગદા ઘાતે ઉદગ્રને ઘટાડિયો રે લોલ;
લાત પ્રાહારે ઉગ્રસ્યને મટાડિયો રે લોલ.
ઉગ્ર વિરજ ને તામર અંધખું રે લોલ;
વીર બાષ્કળી દુર્ધર દુર્મુખું રે લોલ.
દૈત્ય મહા હનૂ દનુજ વંશ અગ્રણી રે લોલ;
કાળપાસે મળવાને મોકલ્યા ઘણી રે લોલ
મહિષ આવ્યો પાડાને રૂપે રણુકતો રે લોલ;
કાળ જેવો ઘનઘોર નાદ કણુકતો રે લોલ.
નાગ કુંડળી સમાન શિંગડાં વળ્યાં રે લોલ;
કંઠ ઘંટ ઘણા ઘમઘમે કાને કડાં રે લોલ.
કાયા તો અંજન આકાર મહિષર જસી રે લોલ;
પુંછ ફેરવેથી સમુદ્રની માઝા ખસી રે લોલ.
પગ ખડતાળે પડતાળે ધરાના તળાં રે લોલ;
મેરૂ ડગમગ્યો ને દિગ્ગજનાં ચિત્ત ચળ્યાં રે લોલ.

ઢીક શિંગથી ઉરાડે ગીરિ સંગને રે લોલ;
ફુંકે ફાડે બ્રહ્માંડ કોશ તુંગને રે લોલ.
ઢીકે ઢીકે મૃગાધિશને નાંખ્યો ધસી રે લોલ;
અટ્ટહાસ હસી અંબિકા કાહાડિ અસીરે લોલ.
પાડો પાડી આડો ને પાસે બાંધિયો રે લોલ;
કુંજર રૂપે થયો માયા મંત્ર સાધિયો રે લોલ.
સુંઢ દંડે પ્રચંડ સિંહ તાણિયો રે લોલ;
અધર તોળ્યો, જેમ ગોળ તોળે વાણિયો રે લોલ.
માએ મારી ત્રિશૂળ હુલે વેધિયો રે લોલ;
પુરૂષ પ્રગટ થયો તે પણ છેદિયો રે લોલ.
ધર્યું ભેંષા સ્વરૂપ ભંયકર ઘણું રે લોલ;
માન ભાગ્યું જમરાજના પાડાતણું રે લોલ.
ગર્જે-તર્જે લરજાવે ધરાખંડને રે લોલ;
માતા બોલ્યાં ઉપાડી ભુજાદંડને રે લોલ.
મધુપાન કરી પ્રાણ હરૂં-તાહરાં રે લોલ;
તૃપ્ત થાશે તે ભુત પ્રેત માહરાં રે લોલ
ડોટ દીધી ને ચોટ કીધી ચોંપથી રે લોલ;
કોટ ઝાલી ચંડિએ ઘણી કોપથી રે લોલ.
શિશ કાપ્યું, ત્યહાં પુરૂષ એક નિસર્યો રે લોલ;
અસી ચર્મ ધરી નેત્રમાં ક્રોધે ભર્યો રે લોલ.
ડોટ વહાડીને દડો કર્યો હાથનો રે લોલ;
નિજ હાથનો ખરો પણ સકળ સાથનો રે લોલ.
મહીષ માર્યો પ્રસન્ન થયા દેવતા રે લોલ;
રણછોડરાય હરખીને ચરણ સેવતા રે લોલ.

કડવું ૪ થું.—દોહરો.

મહિષ માર્યો માહેશ્વરી, પ્રગટ્યો સુર આનંદ.
શક્રાદય સુરગણ મળી, સ્તુતિ કરે નરિંદ;

## રાગ-ગરબો.

શક્રાદય સુર ગણ મળી, અંબાના ગુણ ગાય;
જગજનની ગિરિનંદની, ભયભંજની માય. શક્રા૦
રૂપ અનોપમ માતનું, વાણીથી ન કહેવાય;
સુંદરતા ત્રૈલોકમાં, તેથી છબી શરસાય. શક્રા૦
વસ્ત્ર ધર્યાં માયે જરકસી, જાણે પ્રાતદિનેશ;
કમળકોશ માંહી ચંચળા, શોભે યથા સુવેષ. શક્રા૦
કેશ પાશ રવીનંદિની, ગંગ કુસુમની માળ;
સેંથો સિંદૂર સરસ્વતી, વેણી ત્રિવેણી વિશાળ. શક્રા૦
શરદિંદુ સરખું વદન છે, દંત દાડીમ બિજ;
મંદ મંદ મંજુલ હસે, જાણે ઝબુકે છે વીજ. શક્રા૦
ચપલાયત માની આંખડી, પંકજ પાંખડી માન;
કિર ચંચૂ જેવી નાસિકા, કંઠ કંબુ સમાન. શક્રા૦
પીન પયોધર ઓપતાં, જાણે કંચન કુંભ;
બલિહારિ ભુજ દંડની, ભાંજ્યા દૈત્યના દંભ. શક્રા૦
કંઠાભ્રણ તો હિરે જડયાં, ઝાલ ઝુમણું તાંત;
કંકણ સોહે જડાવનાં, ઝુમખ મોતીની પાંત. શક્રા૦
રમઝમ ફરે મા ફુદડી, શોભે અપરમપાર;
દેવાંગના રંગ રંગનાં, અંગ અંગના શણગાર. શક્રા૦
વળિ વળિ પાડે તાળિઓ, લટકાળી સુરનાર;
કટિમેખળા ક્ષુદ્રઘંટીકા, ઝાંઝરનો ઝમકાર. શક્રા૦
ચાચરમાં ગરબે રમે, ગાય મધુરાં ગીત;
ચંગ મૃદંગ મધુરાં વાજે, નાચે ગત સંગીત. શક્રા૦
ઘુઘરી પાયે ઘમઘમે, નેપૂરના રણુકાર;
પડછંદા પડે ગગનમાં, શેષ સહે નહિ ભાર. શક્રા૦
સુંદરતા લાવણ્યતા, વાણીથિ નવ કહેવાય;
સાગર નીર ગંભીર જેમ, ગાગરમાં ન સમાય. શક્રા૦
ચંડ પરાક્રમ ચંડીકા, કિધો દૈત્યનો નાશ;
ચરણને શરણે આવી રહ્યાં, જાણે દાસના દાસ. શક્રા૦

ચક્ર ગદા શર ચાપથી, કાતી ખડગ કટાર;
રક્ષા કરો નિજ શસ્ત્રથી, નોધારાના આધાર. શક્રા૦

પાહિ પાહિ પરમેશ્વરી, પાહિ જગદાધાર;
પાહિ પાહિ મહિષમર્દની, પાહિ શ્રી જનાધાર. શક્રા

પ્રસન્ન થઇને દેવિ કહે, માગો સૂર વરદાન;
દેવ કહે સુણો અંબિકા, એ દુઃખ વિપિન કૃશાન. શક્રા૦

કષ્ટ સમે સુર સાથને, થાજો તમેરે સહાય;
તથાસ્તુ કહીને થયાં, અંતર્ધ્યાન ઉમાય. શક્રા૦

શુંભ નિશુંભ સંહારવા, પ્રગટયાં રણછોડરાય;
કથા સકળ વિસ્તારથી, ભાખી શ્રી મુનીરાય. શક્રા૦

### કવચ ૫ મું-રાગ ગરબો (ઢાળ ઉતાર.)

સુરપતી પદ પામ્યોરે અમરારી, શુંભ નિશુંભ મહા અહંકારિ;
ભાગ્યા તે સ્વર્ગ તજીને જંભારી;

ઢાળ-સ્વર્ગ તજી જંભારી ભાગ્યો, દેવ સકળ બેહાલ;
દાનવ થયા દિનેંદ્ર હુતાશન, ઈંદ્ર ચંદ્ર દિગપાળ.

ચાલ-ઈંદ્ર આદિ દેવતા પોકાર્યા, હે જક્તજનની તું જગદાધાર;
અમને તો શુંભ નિશુંભે માર્યા;

ઢાળ-મારો દુષ્ટ, કષ્ટથી તારો, સંહારો અસુરેશ;
પાહિ પાહિ જનાર્ત્તીહારી, પાહી પરમેશ પરેશ.

ચાલ-પરમ પરેશ હે ચંચળા દેવિ, વિષ્ણુ બ્રહ્મા ગિરવાણે તુંને સેવી;
વેગે તે શરણાંગત શુધ લેવી;

ઢાળ-શુધ લેવી કુંજર મુખ જનની, નિલકંઠ સુખદાયઃ
જય જય હંસવાહિની વાણી, ભવ જળ તરણી માય.

ચાલ-માયા તે કુંડળની જય ભદ્રા, રૂદ્રાણી ગૌરીને જય તંદ્રા;
નમો નમો ક્ષુધા જય જય નિંદ્રા;

ઢાળ-નિંદ્રા રહિત સદા અન્નપુર્ણા, ભવ સાગરની નાવ;
ત્રિભુવન સુંદરી દિન દયાળી, સુણો અમારી રાવ.

ચાલ—સુણજો તે રાવ અમારી દુર્ગા, જોત્સના જગદાયક અપવર્ગા;
ધાત્રી શરવાણી જય ભર્ગા;

ઢાળ—ભર્ગા રૂપી કૃષ્ણા જય સારા, ધુમ્રા ચેતન બુદ્ધ;
છાંયા શક્તિ ક્ષાંતિ જાતી, લજ્જા શાંતી શુદ્ધ.

ચાલ—શ્રદ્ધા વૃદ્ધિ દયા જય તુષ્ટિ, ભ્રાંતિ વ્યાપ્તિ જયજય પુષ્ટી;
નમો નમો સુખ સંપત જય વૃષ્ટી;

ઢાળ—વૃષ્ટી સુધા કરી દ્રષ્ટીથી, કહ્યું મ ધરશો ત્રાસ;
હું રક્ષા કરૂં હણું દાનવને, પુરૂં મનની આશ.

ચાલ—આશા પૂરણ શિવા મહાકાળી, ગંગા સ્નાન કરી મતવાલી;
કૌશિકી પ્રગટાવ્યા તતકાલી;

ઢાળ—તતકાળી પ્રગટયાં જગદંબા, હેમાચળને શૃંગ;
ત્યાં ચંડ મુંડ નીરખીને શોભા, અંગ ભરાણો ઉમંગ.

ચાલ—અંગે તે ઉમંગ ભર્યા મછરાલા, શુંભનિશુંભ પાસે વિકાળા;
આવીને કહ્યું સાંભળ ભૂપાળા;

ઢાળ—ભુપ એક રૂપાળી નિરખી, તે સરખી નથી નાર;
જાણી રત્ન અગત્ય કરી લેવું, ધીર ધરો ન લગાર.

ચાલ—ધીર ધરો ન લગાર સભાગી, રૂડું રત્ન દઈયે નહિ ત્યાગી;
દિઠામાં જાય મહાદુઃખ ભાગી;

ઢાળ—ભાગે દુઃખડું મુખડું જોતાં, ચિતને થાય ચેન;
વેણ સાંભળી ઠરે કાળજું, ટાઢાં થાયે નેણ.

ચાલ—નયણે જે નિરખે તે નર જાણે, વાણી લજ્જાય તે રૂપ વખાણે;
રંભા જેવી એતું જળ તાણે;

ઢાળ—રંભાને પણ હારી કહેતાં, વાણીનું જાય પાણી;
તું રાણીમાં પટરાણી કરજે, ઘણું શું કહેવું તાણી.

ચાલ—તાણી કહેથી ઉલ્લાસે ભરાણો, વાંદરને કરમાં આપ્યો પાણો;
વણ જોયે જોવા અકળાણો.

ઢાળ—અકળાણો અક્કલવણ આપી, વિકળ સકળ થઈ મત્ત;
એક સુગ્રીવ નામે દૂત તેડાવીને, બોલ્યો જ્યમ ઉન્મત્ત.

ચાલ—મત્ત માતંગ પેરે તું જાજે, પ્રણુતી કરજે મારે કાજે;
વણુશે નરનું કારજ લાજે;
ઢાળ—લાજ તજી તું કંઠ નાખજે, મધુર વચનનો ફંદ;
મૃગાનેણીનાં નેણ જોઈને, હું ને થાય આનંદ.
ચાલ—આનંદા સુગ્રિવ સધાવ્યો, દેવીની પાસ ઉલ્લાસે આવ્યો;
કરજોડીને શીશ નમાવ્યો;
ઢાળ—શિશ નમાવી અરજ કરી, હું શુંભ નિશુંભનો દૂત;
જે આગળ કાગળ લઈ જાયે, સુરનાયક પુરૂહૂત.
ચાલ—પુરૂહૂત સરખા સેવક જેને, સેવક સ્નેહ કર્યંને સુંદરી તેને;
ઊપમા તેની તે દઇયે કેને;
ઢાળ—કેને ઘેર ઐરાવત હાથી, કામગ રત્ન વિમાન;
સુંદર નવિન સુરગિત વાધા, કિધા ભેટ કૃશાન.
ચાલ—કિધા ભેટ દિવાકર વાજી, દીધો રથ પ્રજાપતિએ સાજી;
આપીને નિધી કુબેર થયા રાજી;
ઢાળ—રાજી થઈ તું ચાલ છબીલી, થા રાણી શિર મોડ;
સુરી અસુરી સેવા કરશે, પુરશે ચિત્તના કોડ.
ચાલ—પુરશે મનના કોડ જો મળશો, નહિતર કઠણુ વચન સાંભળશો;
પાડશણે દાસીમાં જઇ ભળશો;
ઢાળ—ભળશો દાસીમાં સાંભળીને, મંદ મંદ કરિ હાસ્ય;
સાંભળ દૂત અદ્ભુત પ્રતિજ્ઞા, કરવો નહિં પરિહાસ.
ચાલ—નહીં પરિહાસ પ્રતિજ્ઞા છે સાચી, ભય દિઠે નવ થાઉં હું કાચી;
સમોવડ જોદ્ધા લીધો જાચી;
ઢાળ—જાચી જુદ્ધ પ્રતિજ્ઞા કીધી, હૈયે હામ નિર્ધાર;
રણુમાં જિતે સનમુખ આવી, તે મ્હારો ભરથાર.
ચાલ—ભરથાર થાય જે રણુમાં શૂરો, જો હું સાથ પડે યુદ્ધ પૂરો;
નહીંતર છુંદી કરૂં ચકચૂરો;
ઢાળ—ચૂરો કરૂં ખડગથી પળમાં, ઘાલું નહિ વરમાળ;
ઈશ્વર કેરા શિશમણિની, શિવ ધરશે રૂંઢમાળ.

ચાલ-રૂંઢમાળ ધરશે તે શિવ ત્રિપૂરારી, લાગશે કાળજ માંહ કટારી;
મ્હારી નેણુજ જેવી એ ધારી;
ઢાળ-એ ધારી અણિઆળી લાગે, જા પાછો તું દૂત;
હું તો તને વરૂં નહિં પણ, તુને વરશે ભૈરવ ભૂત.
ચાલ-વરશે તે ભૂત પિશાચણુ જમશે, જોગણી કેરી જમાતો ભમશે;
ઝરખ ને શીયાળ રાસડે રમશે;
ઢાળ-રમશે રાસ રંગ થકી દેવિ, હિમાચળ ને શ્રૃંગ;
રણછોડરાય અમર સુખ પામે, નિત્ય નિત્ય નવો ઊમંગ.

## કવચ ૬ ઠું-રાગ ગરબો.

દડવડ દૂત ગયો રડવડતોજી, ભોંઠો ભ્રમનાથીરે ભડભડતોજી.
વાત કહી તેતો સહી નહીં ભૂપેજી, જાણીએ કોપે પડશે કૂપેજી.
તેડયો કરિ કરિ મન આલોચનજી,ધુમ્રલોચન સૂરમદ આમોચનજી.
સાઠ હજાર મહારથી આપીજી, મોકલ્યો દૈત્ય સૂરાસૂર પાપીજી.
જંપે વારંવાર કલેશીજી, ઝાલી ખેંચીને લાવ સુકેશીજી.
રક્ષક હોય તો ભક્ષણુ કરજેજી,એ સ્ત્રીનું રક્ષણુ ચિત્તમાં ધરજેજી.
જો એ ચંદ્રમુખી નહીં લાવીશજી, વેગે ચંદ્રને ગામસધાવીશજી.
કુંજરગામિનીજો નહીં આવેજી, કુંજર ચરણુમાં તુજને બંધાવેજી.
મુજને જો મળવું થયું ફોકજી, તો તુજ સ્ત્રીનો રંડાપો રોકજી.
ચડવડ ચોંપ કરીને ચાલ્યોજી, પગ ધમકે હિમાચળ હાલ્યોજી.
નિકટ વિકટ ટંકારવ કિધોજી, નિજ મૃત્યુને સંદેશો દીધોજી.
હૂંકારો કીધો કરિ હાંસીજી, ભસ્મ થયો જેમ તૃણુની રાસીજી.
ધુમ્રનો ધુમ્ર ગયો અશમાનજી, ખેચરી યૂધ્ધે કર્યું ધુમ્રપાનજી.
કેશરીને તતકાર્યો દેવીજી, તારે દળનિ હવે શુધ લેવીજી.
દાનવ દળને હણે પંચાનનજી, જેમ કાનમાં જ્વલિત હુતાશનજી.
ફાડે છાતી પછાડે ધરણેજી, મારે થાપ ને ચાંપે ચરણેજી.
ફાટે દેહ ને ચાટે લોહીજી, જોઇને વીર રહ્યા સહુ મોહીજી.
પુંછ પટકે ને મૂંછ ખટકેજી, હાડ કકડાને ખાય છે બટકેજી.
ખાંતે ખાંતે તે દાંતે ચાવેજી, દોટ કરે પણ ચોટમાં ન આવેજી.
દાનવ સેન હણે તરવારેજી, તોમર ત્રિશૂળ ને કાતી કટારેજી.

શસ્ત્ર અસ્ત્રના વરશે ઓઘજી, કેસરી ઉપર થયાં છે અમોઘજી.
દાનવનો કિધો સંહારજી, સુરજ હરે યથા અંધકારજી.
ભાગી ગયો એક દુર અભાગીજી, શુંભને ચિત્ત દાવાનળ લાગીજી.
સાંભળી વાત ઉત્પાતનિશુંભજી, ભડભડતો જેમ ઢાલો રે કુંભજી.
અબળા ન હોય બલા કોક આવીજી,કાળનું કટક ચઢાવીને લાવીજી.
સત્વર જાઓ હે ચંડ ને મુંડજી, હણજોરે વેગે મ ગણજો રંડજી.
વાઘ ને વાઘની ચઢવાવાળીજી, ઝાલીને લાવો વ્હેલા ચાલીજી.
પણ અબળાથી ન કરિયે લડાઈજી,એ રંડથી જુધ્ધે ન હોય વડાઈ.
બાંધી લાવજો જેમ અપરાધીજી,નહીતર લાખોની ખોટજ ખાધીજી.
રણછોડરાય થયો જયકારજી, દેવ સુખી ને દૈત્ય સંહારજી.

**કવચ ૭ મું-રાગ ગરબો.**

ચંડાસુર પ્રબળ પ્રચંડ, જય જગદંબારે;
મતવાલો મુંડ ઉદ્દંડ, જય ચામુંડારે.
ચતુરંગિણી સેના સંગ, જય જગદંબારે;
પોહ્યાં હેમગીરીને શ્રૃંગ, જય ચામુંડારે.
દોડયા કાહાડીને તરવાર, જય જગદંબારે;
શર નાખે છે વર્ષાધાર, જય ચામુંડારે.
હીમજાને પ્રગટયો રોષ, જય જગદંબારે;
ફાટયો ભ્રકુટીનો કોશ, જય ચામુંડારે.
તેમાંથી નિસર્યાં માત, જય જગદંબારે;
શ્રી મહાકાળી સાક્ષાત, જય ચામુંડારે.
વાઘાંબર શ્યામ સ્વરૂપ, જય જગદંબારે;
દ્રિગ જાણીએ ઉંડો કૂપ, જય ચામુંડારે.
ભૃકુટી વાંકી પુરંદર ચાંપ, જય જગદંબારે;
દાનવને લાગ્યો તાપ, જય ચામુંડારે.
ચઢી કેશરી દીધી દોટ, જય જગદંબારે;
ચટ્ટ કરે ત્રિશૂળની ચોટ, જય ચામુંડારે.
તરવારે કાપે શીશ, જય જગદંબારે;
ભુત ખાઇને દે આશિશ, જય ચામુંડારે.

શક્તિનું ઉમટયું યૂથ, જય જગદંબારે;
પડતાળ્યું દૈત્ય વિરૂથ, જય ચામુંડારે.
રથ રથી ને સારથી સંગ, જય જગદંબારે;
બટકાવે તે અંગેઅંગ, જય ચામુંડારે.
ગજ પાંચ પાંચનો ગ્રાસ, જય જગદંબારે;
તેનો મૂખમાં ન થાય સમાસ, જય ચામુંડારે.
નર વાજી ચાવી જાય, જય જગદંબારે;
જેમ મોદક બ્રાહ્મણ ખાય, જય ચામુંડારે.
સંહાર્યા ચંડ ને મુંડ, જય જગદંબારે;
હરખ્યા સુર કિન્નર તુંડ, જય ચામુંડારે.
અંબા મન થયો આનંદ, જય જગદંબારે;
યશ ગાય છે બ્રહ્મ મુકુંદ, જય ચામુંડારે.
વળતાં બોલ્યાં તે જકતમાત, જય જગદંબારે;
તમે કરી અસુર એની ઘાત, જય ચામુંડારે.
ચામુંડા તમારૂં નામ, જય જગદંબારે;
થાશે રણછોડજી સુખ ધામ, જય ચામુંડારે.

## કવચ ૮ મું.—છંદની ચાલ.

શુણી વાત મહાદળ ઘાત તણી, મન શુંભ નિશુંભ અચંબ બણી;
એક રક્તબીજ મહા બળિયો, જગદંબથી યુદ્ધને મોકલિયો.
હય હાથી રથી નર પારનહીં, ગણુતી બણુતી નથિ માન સહી;
અસુરાદિક ધૂમર કાળ બળી, ચતુરંગિણિ ફોજથી ભોમ હળી.
અતિ ક્રોધ વિરોધ લડાઈ કરે, શરની મઘવા જેમ ધાર ઝરે;
સતિ કોપ આટોપથી ચોંપ ધરી, ગિર્વાણ સમસ્તથી શક્તિ કરી.
શિવશક્તિ ત્રિશૂળ કપાળ અહીં, વૃષ વાહિની યુદ્ધને ટાંપી રહી;
કમળા વિહંગાધિપ પત્ર ચઢી, કર ચક્ર અવક્ર કૃપાન કઢી.
નરસિંહી વરાહિ કુંમારિ શચી, કમલાસનની વારૂણી શક્તિ રચી;
રજની કર સૂરજની પ્રેમદા, તન ધારિ સદા સુરને સુખદા.
તરવાર ત્રિશૂળ ગદા ઝપટે, દપટે ચપટે ઉરથી લપટે;
નરસિંહી નખે ને વારાહિ મૂખે, મનુજારી વદારી તે માંસ ભખે.

ચપળાચર ચક્રનાં ચક્ર હણે, કમળાસન કામિનિ અંત્ર ભણે;
શિખિવાહનિ દેવ રચી બરચી, જેમ રંક ધરે મઢવે ખરચી.
જેમ ઘાવ પડે ને રક્ત ઝરે, તેમ બુંદથિ દૈત્ય સ્વરૂપ ધરે;
નર રક્તક બીજ સમાન બણે, તરવાર ગદા ખટવાંગ હણે.
વળી કોપથી જો ગણી ઘાવ કરે, અસુરાધમથી ધર વ્યોમ ભરે;
મનુજાદ અપાર અનેક થયા, લડવા ભડવા સનમુખ ગયા.
જેમ ઝાડ પહાડ ને તાડ વડા, ઝપટે દપટે કર શીશ દડા;
મુખ કિધું વિશાળ મહેશ પ્રિયા,સઘળા અસુરાધમ ગ્રાસ થયા.
ન પડયું એક બુંદ રૂધીર મહીં, નિરબીજ થયો રક્તબીજ સહી;
નભ દુંદુભિ નાદ સુરેશ કરે, જયપારવતી અખિલાઘ હરે.
જયકાર થયો રણછોડપ્રથી, હરખ્યા નર કિંનર નૈ ત્રીપથી.

## કવચ ૯ મું-રાગ ગરબો.

મુની વદે મધૂરી વાણી, મહેશ પ્રાણ પ્યારી;
તમે સાંભળો ભલો ભાવ આણી, મહેશ પ્રાણ પ્યારી.

સુણો શુંભ નિશુંભની ગાથ, મહેશ; શુણીને શિશ ધુણી પટકે હાથ, મહેશ.
અબળા નહોય ભલા કોક આવી,મહેશ; જીવ જાવાનો ઉદ્યમ લાવી, મહેશ.
ચંડિએ ચંડ મુંડ માર્યા ચોળી, મહેશ; રંડિશક્તિએ રગત નાખ્યો રોળી, મહેશ.
ધુમ્રલોચનનો કાઢયો ધુમાડો, મહેશ; મુંડી મરડીને મૂઢને પછાડયો, મહેશ.
ચુડાવાળીએ વાળ્યું ચોડ, મહેશ; મૂંછવાળાના ઢાળ્યા મોડ, મહેશ.
ચાલ્યો શુંભ લેઇ સેન ચડી ચોટ, મહેશ; દેવીને દેખીને દીધી દોટ, મહેશ.
ધસ્યું દાનવતણું ધમસાણ, મહેશ; જંગ જાગ્યો થયું રમખાણ, મહેશ.
ભડ મારે ભુષંડી ભડાભડ, મહેશ; પટા ફરસી તણી પડાપડ, મહેશ
ડાકણ ડામણિનાં વાજે ડાક, મહેશ; હસમ હુકળ્યા ને વાગી હાક, મહેશ.
દેવી દાનવ તણો સંગ્રામ, મહેશ; પૂર્ણ થાય હૈયાની હામ, મહેશ.
વીર તાણીનેતીર હણે આકરાં,મહેશ; શિશ કાપે જેમ જવન જાત બકરાં, મહેશ
ગદા ઘાથી કપાળ કરે ભૂકા, મહેશ; જથા તુંબડાં પછાડે થાય ટૂકા, મહેશ.
હોઠ કરડીને શુંભ બકે ભાંડ, મહેશ; રાંડે કીધી ઘણાની રાંડ, મહેશ.
પડયું કાળના કાળથી કામ, મહેશ; રહી મનની તે મનમાં હામ, મહેશ
નાખે શુંભ નિશુંભ ઘણાં શસ્ત્ર, મહેશ; ચંડી ચૂરે તે ચક્રે સમસ્ત, મહેશ

ખડ્ગ ચર્મ લઇ ધાયો નિશુંભ, મહેશ; શિશ સિંહનું કાડયુ જથા કુંભ, મહેશ.
કાપ્યૂં દેવીએ ખડ્ગ ને ચર્મ, મહેશ; જથા ટાળે અધર્મ ને ધર્મ, મહેશ.
નિશુંભ નાંખે તે સાંગ્ય ને શૂળ, મહેશ; દેવી ઉડાડે પવન જેમ તૂલ, મહેશ.
મુષ્ટી ગદા ને ફરશીઓ નાંખે, મહેશ: ચંડી બાણે ભાંજે અભિલાખે, મહેશ.
બાણુ લાગ્યું નિશુંભ બેહાલ, મહેશ; દેખી શુંભ આવ્યો તત્કાળ, મહેશ.
કરે શસ્ત્ર ને અસ્ત્રની ઘાત, મહેશ; વારે પ્રહારે ભવાની માત, મહેશ.
સિંહ કૂદે ને છૂંદે ગાત્ર, મહેશ; શિશ ફૂટે જેમ જોગીનું પાત્ર, મહેશ.
બાથ ભરી ઉડાડે વ્યોમ, મહેશ; ગળે બાથ ભરીને પડે ભોમ, મહેશ.
ગળે ઝાલીને પગ તળે ઘાત, મહેશ; ગળે જીવતાં ને દળે દઇ લાત, મહેશ.
નિશુંભ ચેત્યો ને માંડયો જંગ, મહેશ; બાણે ઢાકયું માતાજીનું અંગ, મહેશ.
દેવી કોપીને શૂળ ઉર માર્યું, મહેશ; અન્ય દેવનું દુઃખ નિવાર્યું, મહેશ.
નિકળ્યો ઉરમાંથી દૈત્ય મહાદુષ્ટ, મહેશ; કેશે ઝાલી દાબ્યો પગ પૃષ્ટ, મહેશ.
શિશ કાપ્યું આશીશ દેવે દીધી, મહેશ; સુધાપાનની સાર શિઘ્ર લીધી, મહેશ.
ગીરા કમળા વારાહી કોપી, મહેશ; સેન્યા દાનવોની લીધી લોપી, મહેશ.
જય બોલ્યા તે રણુછોડરાય, મહેશ; શક્તિ થાજો સર્વને સહાય, મહેશ.

## કવચ ૧૦ મું–રાગ ગરબો.

શુંભે ભ્રાતનો પાત અવલોકીને, રીસે કીધો બહુ અફ્સોસરે;
કૃત કર્મ શુભાશુભ પામવાં, તેમાં દેવો ન કોઇને દોષરે.
વીર ધિર ગ્રહીને બોલિયો, તું તે શાને કરે અભિમાનરે;
આવો એકલા મર્દ મેદાનમાં, તો હું જાણું જે મર્દ મર્દાનરે.
માએ સાંભળીને નિજ દેહમાં, કીધી સકળ શક્તિને લીનરે;
આપો આપ રહીને રે બોલિયાં, અરે કાગ જાળના મીનરે.
કમી કીટથી કમળાસન્ન લગી, માહરો સચરાચર વિસ્તારરે;
હું તો એક અનેક રૂપે થઇ, યથા કનકથી બહુ આકારરે.
વળતું યુદ્ધ પરસ્પરે આદર્યું, થઈ છે મેદની આંદુલમાનરે;
દેવિનાં અસ્ત્ર ભાંજે શસ્ત્રથી, દાનવ અસ્ત્ર શસ્ત્ર સાવધાનરે.
નાખે વારિદ ધારાની પેરે, અસ્ત્ર દાનવ કૂળ રાજંનરે;
દેવી ખડે યથા જળવાહનેરે, ચર નભ સંભવ બળવાનરે.

દુષ્ટે વિશિખ વિશેકે નાખિયા,માએ કાપ્યું તે શર થકી ચાપરે;
ઘાત સાંગ્યની શક્તિ ઉપર કરી, બાળી દીધી તે ચક્રને તાપરે.
ખડ્ગચર્મ અધર્મ લઈને વઢે, છેદ્યાં અંબાએ બાણુને ઘાએરે;
વાજી સારથી મુકયા જમનગરે, શુંભ મુદ્ગળ લઈને ધાએરે.
તિક્ષણુ તીરે તત્ક્ષણુ તોડયું, મૂઠી ઊઠી મારે અસૂરેશરે;
કોપી મરણુ શરણુ ચરણે કરી, મારી હ્રદયા પ્રત્યે ઠેશરે.
અતિ ક્રોધ મગન ગગન ન ગણે, યુદ્ધ કીધું અસુર અસૂરારિરે;
વેગે ધરણી પડી વળી દોડિયો, ઉઠી મૂઠી મારી અમરારિરે.
રવિ નંદન તો અનૂકૂળ થયો, પ્રતિકૂળ નગેશ દુલ્લારિરે;
ત્રિશૂળ હણ્યું તે માએ કંઠમાં, ગયો કાળને મુજરે સુરારિરે.
દેવ-જય જય બોલ્યા હર્ષથી, કરે દુંદભી કેરા નાદરે;
અંબા કુસુમ વધાવે ગગન્નથી, કરે મંગળ ગુણુ અનુવાદરે.
અંતરિક્ષ દેવિ જગતી તણા, નાશ પામિ ગયા ઉત્પાતરે;
પામ્યા દેવ સકળ નિજ સ્થાનને, માના ગુણુ ગાય અવદાતરે.
અંબે રણછોડરાયને હેતથી, આપ્યાં સુખ સંપત્ત ધનધાન્યરે;
સઘળી વિપત્તિ ટાળી ત્રિલોકની, સુખી રાજા પ્રજા પ્રધાનરે

### કવચ ૧૧ મું-રાગ ગરબો.

બ્રહ્મા વિષ્ણુ ને સુરરાય, નામી શિશ સકળ દેવતારે;
માના સુંદર જશ ગાય, શરણુ આવ્યા ચરણુ સેવતારે.
પાહિ પાહિ જક્ત માત, પાહિ પાહિ ભૂવનેશ્વરીરે;
પાહિ દાનવ કુળઘાત, પાહિ પાહિ વિશ્વંભરીરે.
ધરા રૂપે આધાર, તમે અખિલ લોકનાં થયાંરે;
બની નીરને આકાર, સ્થાવર જંગમને પોશિયાંરે.
સચી વરાહિ ને વાણિ, નારસિંહી મયુરવાહનીરે;
વજ્ર તુંડા મંત્ર બાણિ, કિધી રક્ષા સુખદાયનીરે.
સદા મંગળ સ્વરૂપ, નિજાનંદ કંદ કારીકારે;
દેવ દાનવના ભૂપ, ભોગી ભૂષણુની દારિકારે.
નમો શ્રીનારાયણી નામ, નમો નીલકંઠ નાગરીરે;
વેદ વિદ્યા ગુણુ ધામ, સદાનંદ સૂખ સાગરીરે.

માર્યો ચંડાસુર મુંડ, રંગે રક્તબીજ રોળિયોરે;
નમો શ્રી નારાયણી ચંડ, ધુમ્રલોચન ઢંઢોળિયોરે.
દાતા સ્વર્ગ ને અપવર્ગ, બુદ્ધિ રૂપે હૃદયમાં વસ્યાંરે;
નમો શ્રી નારાયણી નામ, ભક્તચિત્તને ફંદે ફસ્યાંરે.
દિન શરણાંગત દેવ, ત્રાણ ત્ર્યંબિકા ગૌરી કરેરે;
સિદ્ધ સંત કરે સેવ, ગુણાંતિત ત્રિગુણે ધરેરે.
મેધા સરસ્વતિ સર્વેશ, નમો નારાયણી ઈશ્વરીરે;
કૃપા સિંધુ વિઘ્ન ક્લેશ, દીન દેવની રક્ષા કરીરે.
હર્ષ પામીને માય, સદા સકળ દેવ સાથનેરે;
અવિચળ રહેજો સહાય, દૃઢ ગૃહણ કરો હાથનેરે.
આપું ઇચ્છીત વદાન, એમ ચંડિજી ઓચર્યાંરે;
જોડી કર કહે ગિરવાણ, જયશંકરિ જય ઊચરારે.
અમને થાય જ્યારે કષ્ટ, સહાય દેજો ત્રિપુર સુંદરીરે;
સૂરના શત્રૂ જે દુષ્ટ, કાઢયું મૂળ ત્રિશૂળે કરીરે.
માર્યા શુંભ નિશુંભ, વિંધાચળને શ્રૃંગે વસીરે;
કરવા ભારે સરંભ, જન્મી નંદ ઘેર હુલ્લસીરે.
વિપ્ર ચિત અસૂરાન, રૂધિર પીધાં હોંસે કરીરે;
દંત દાડિમ ઉપમાન, નામે રક્તદંતિકા ઠરીરૂ.
પ્રથમ પડયો મહાકાળ, સ્તુતિ કરી મુનીજને ઘણીરે;
નયણે નિરખ્યા મેં હાલ, નામે સહસ્રનયની બણીરે.
શાખે પોષ્યો સંસાર, નામ પામી શાકંભરીરે;
દુર્ગ માર્યો અમરાર, તેણે દુર્ગા નામે ઠરીરે.
ભિમાદેવી અભિધાન, ભ્રમ ભંજની એ ભ્રામરીરે;
હણ્યા દાનવ બળવાન, મારી લોકની ચિંતા હરીરે.
પરાક્રમ કિધાં અપાર, તેણે નામની સીમા નહિરે;
કષ્ટ ભંજની નિર્ધાર, સકળ વિશ્વમાં વ્યાપી રહીરે.
અંબા થઇને સંતુષ્ટ, પુષ્ટ કીધો રણછોડનેરે;
દુષ્ટ માર્યા ઉત્કૃષ્ટ, જય જય દેવાસુર મોડનેરે.

## કવચ ૧૨ મું–રાગ ગરબો.

જગત માત સુર સાથને, વદે સુધાસમ બોલ;
હું અભય કરૂં ને ભવભય હરૂં, અવિચળ મારો કોલ. જગ૦
સંકટ વિકટ જ્યારે પડે, ધરજો મ્હારૂં રે ધ્યાન;
સાર દયા અનુસારથી, કરૂં અચળ વરદાન. જગ૦
ચંડિનો પાઠ ભાવે કરે, મધુ કૈટભનો નાશ;
મહિષ મર્દન ગાયે શુણે, જાય જન્મનો ત્રાસ. જગ૦
અષ્ટમી નૌમી ચતુર્દશી, જે મ્હારા ગુણ ગાય;
દુઃખ સન્મુખ આવે નહી, સુખ સંપત જશ થાય. જગ૦
શસ્ત્ર ને અસ્ત્ર પૃથ્વીપતિ, દુષ્ટ ચોર ભય રોગ;
શત્રુ અનળ ગાજે નહી, થાય ન ઇષ્ટ વિયોગ. જગ૦
બળીદાન પૂજા સમે, હોમ મહોત્સવ રંગ;
ભણે શુણે તેને સદા, થાય સુખનો સંગ. જગ૦
વારિદ સુખનો શારદી, જે કરશે નવરાત્ર;
રાજ-રાજ સરખો કરૂં, યશ વૈભવ વિખ્યાત. જગ૦
ધુપ દીપ શણગારથી, સેવા કરે જે અખંડ;
ભૂત પ્રેત યમદૂતથી, બાધા પામે નહિ પંડ. જગ૦
અંબા અંતર્ધ્યાન થયાં, દેખતાં ગિર્વાણ;
નિજ નિજના અધિકારને, પામ્યા સુરપતિ સ્થાન. જગ૦
યજ્ઞ ભાગ સૂર ભોગવે, અસુર ગયા પાતાળ;
દેવ સુરેશ નરેશ ને, સુખ સંપત્ત ધન માલ. જગ૦
જગ કારણ તારણ નમો, નમો વિશ્વઆધાર;
રણછોડરાય પાયે નમો, તેની કરજો મા સાર. જગ૦

## કવચ ૧૩ મું–રાગ ગરબો.

મુની બોલ્યા તે પરમ ઉદાર, જય જગજનનીરે;
મહા માયા તે ભવનું સાર, જય જગજનનીરે.
નાનો મહિમા છે અપરમપાર, જય; કરતા હરતા ભર્તાર, જય.
અંબા ત્રિગુણા ત્રિગુણાંતીત, જય; જગ પાવન પરમ પુનીત, જય.

ભવસાગર કેરાં નાવ, જય; દનૂધિપ પવનના દાવ, જય.
અસૂરા સૂર અંબાના દાસ, જય; જગજનની તે બ્રહ્મપ્રકાશ, જય.
વદે મારકંડ મુનીરાય, જય; નૃપ વૈશ્ય હૃદય હરખાય, જય.
વન નિરંજનમાં જળ તીર, જય; સહે આ તપ શીતસમીર, જય.
કરી પાર્થીવ માનું સ્વરૂપ, જય; રચે પૂજન વૈશ્ય ને ભૂપ, જય.
નિજ માંસનું દે બળીદાન, જય; દૃઢ ચિત્તથી ધારે ધ્યાન, જય.
પૂજા ત્રણ વર્ષ એકમન્ન, જય; જગદંબા થયાં પ્રસન્ન, જય.
તૂં આ દેહે પામીશ રાજ, જય; સુખ દોલત તખ્ત ને તાજ, જય.
ભવ આવતે ભૂપ કુમાર, જય; થાશે દીનકર ઘેર અવતાર, જય.
સાવર્ણી નામ પ્રસિદ્ધ, જય; મનૂ થાઇશ પરમ વિશુદ્ધ, જય.
તું સાંભળ વૈશ્ય સુજાણ, જય; શુભ પામીશ નિધી નિર્વાણ, જય.
એમ કહી થયાં અંતરધ્યાન, જય; નૃપ વૈશ્ય ગયા નીજ સ્થાન, જય.
જગજનની તે જગદાધાર, જય; જય નાદ બીંદૂ ઔંકાર, જય.
ભયભંજની દીનદયાળ, જય; કરૂણાનિધી પરમકૃપાળ, જય.
જે આ ભણશે ચંડિનો પાઠ, જય; તેને સુખ સંપત્તીનો ઠાઠ, જય.
ધન પુત્ર પૌત્ર પરિવાર, જય; ચિરંજીવ ને જશ વિસ્તાર, જય.
સંવત અઢાર અઠયોતેર, જય; થઈ સુખ સંપતની લેહેર, જય;
તિથી નૌમીને આશ્વિનમાસ, જય; પુરી રણછોડરાયની આશ, જય.

દોહરો.

અમર પુત્ર રઘુનાથજી, રણછોડજી દલપત્ત;
ચરણ શરણ રાખો સદા, દીજે સુખ સંપત્ત.

# ધીરો ભકત.

વડોદરા તાબે સાવલીનો રહીસ-સંવત ૧૮૮૦ થી ૧૮૯૦ સુધીમાં હૈયાત હતો. એનાં કાફી રાગનાં પદ ઘણાં સરસ છે.

## કક્કો.

### પદ ૧ લું-છંદ તોટકની ચાલ.

કક્કા કૃષ્ણતણી ભક્તિ કરીએ, સાચા સ્વામિનું ધ્યાન રૂદે ધરીએ;
ખખા ખાર વિખવાદને તજીએ, ભાવે ભૂધરજીના ગુણ ભજીએ.
ગગા ગુરૂજી કેરી સેવા કરીએ, જ્ઞાન બુદ્ધ આપે તે પૂંઠે ફરીએ;
ઘઘા ઘેલી બુદ્ધિને નવ રાખીએ, શ્રીરામ શ્રીરામ જીભે જપીએ.
નના નારાયણ નામ રૂદે ધરીએ, સત સંગત સાધુ તણી કરીએ;
ચચા ચતુરાઈ ચિત્તમહિ રાખીએ, હિણી બુદ્ધી હૈયેથી કાઢી નાખીએ.
છછા છંદ ભણતાં નવ છપીએ, અહો રાત્રી પ્રભુ પ્રભૂ તે જપીએ;
જજા જોબનને જાળવી ચાલીએ, નિત્ય રામતણા રંગમાં માહાલીએ.
ઝઝા જીભ ઝાઝેરી નકો કરીએ, વાહાલાંશું વિરોધ, કદી ના લડીએ;
ટટા ટેક સ્વામી તે સેવીએ, જેના આધારથી જુગમાં જીવીએ.
ઠઠા જૂઠ થકા વેગળા ખસીએ, જ્ઞાન ગીતા સુણવા સામા ધસીએ;
ડડા ડહાપણ દિલમાં લીજીએ, પ્રભૂનો રસ રૂડો પ્રેમે પીજીએ.
ઢઢઢા ઢીલ હવે તો નવ રાખીએ, ફરી ફરી મનુશા દેહ કયહાં ચાખીએ;
રેણા રામ તણા સંગમાં રહીએ, મુખે કૃષ્ણ કૃષ્ણની કથા કહીએ.
તતા તસ્કરવિદ્યા તજી મૂકીએ, ચતૂરા ચક્ષુમાં નકો ચૂકીએ;
થથા થોડું ઘણું પરમાર્થ આપીએ, અંગમાંથી અભિમાનને કાપીએ.
દદા દેહને દુર્લભ જાણીએ, દીલમાં દયા તે માટે આણીએ;
ધધા ધારણ ધણી કેરી ધરીએ, આશા અંતરમાં કેની ના કરીએ.

પપા પાપ કરંતાં થકી બ્હીજીએ, સાચી વાત સંસારમાં કીજીએ;
ફફા ફેલીની સંગ ફુલા કરીએ, તો નિશ્ચે વણુ મોતે માથી મરીએ.
બબા બળવિના જોર ના કરીએ, વિચારી વિચારી ડગલાં ભરીએ;
ભભા ભાર પોતાનો રાખી રહીએ, જ્યાં વીતી હોય ત્યાં જાળવી જઇએ.
મમા મદ મોહ મત્સરને મારીએ, રામનું નામ કદીન વીસારીએ.
રરા રામ તણા રંગમાં રહીએ, પરનારી ગુંજ કરવા ના જઇએ;
લલા લખિત પદારથ લઇએ, તેમાં દોષ દયાળને શો દઇએ;
વવા વળાવો થઇ લૂટી લીજીએ, તે તો હત્યા જૂગો જૂગ ના છૂટીએ.
સસા સત્યતણાં પગલાં ભરીએ, કુડાં આળ કોઇ શીર ના ધરીએ;
ષષા ખરેખરે તાજુએ તોલીએ, પારકી થાપણુ નવ ઓળવીએ.
સસા સરોવર પાળ નવ ભાંગીએ, હોડ પાડી કુવો નવ ઓળંગીએ;
હહા હરિ કેરા ગુણુ ગ્રહીએ, દાસ ધીરો કહે હરીવર રાખો હઇએ.

---

## જ્ઞાન બત્રીશી.

### પદ ૨ જું.—રાગ કાફી.

અનુભવી આવોરે, જ્ઞાન ગતિ ગોઠનારા;
ભેદ બતાવોરે, બ્રહ્મ માંહિ ભડનારા. અનુભવી૦
કહો પવનનું મૂળ અમને, ક્યાંથી આવ્યું મન;
ઠીકકરી ઠેકાણું બતાવો, ક્યાં રહેછે મન પવન;
શબ્દ ક્યાંથી ઊઠેરે, ગગન માંહી ચડનારા; અનુભવી૦
નાદ બુંદનું રૂપ બતાવો, કહો ક્યાં રહેછે જીવ;
જૂજવા અર્થ કરી સમજાવો, શે સ્વરૂપે છે શીવ;
અખંડ જ્યોતી ઝગકેરે, અભેદ બ્રહ્મ છે ન્યારા; અનુભવી૦
પ્રગટ પિંડ પડયો પ્રથ્વીપર, ત્યા જીવ શિવ જોની ક્યાં જાય;
નાદ બુંદ મન પવન સુદ્ધાં, એ સર્વે ક્યાં સમાય;
રીત બતાવોરે, અગમ વાતે વઢનારા; અનુભવી૦
અનુભવી આવો ભેદ બતાવો, વિશ્વંભર વિસ્તાર;
લંબા ચોડા કે પંચ રંગે, કરે છે કિરતાર;
ધણી ધીરાનારે, સ્વામી સરજનહારા. અનુભવી૦

## પદ ૩ જું.

માયાનો મર્મ મોટોરે, મોહોનત પદ માયા વડે;
સમર્થ સંત શૂરારે, પલકમાં પાર પડે. માયાનો૦
હેત પ્રીત રીત ગતિ માયા કહીએ,ચાતુરી વિવેક વિચાર;
લાલણા માયા બોલણા માયા, માયા હરીનો દેદાર;
શક્તિ માયાનીરે, માયા તો મન રાખે ધડે; માયાનો૦
ગાન ધ્યાન હરી સ્મર્ણ શક્તિ, માયાતણું પ્રમાણ;
કુરાન પુરાણ વેદ ભેદ બારે, માયા મૂળ મંડાણ;
આદ્યદેવી શક્તિરે, ગુણવંત ધારે ધડે; માયાનો૦
બ્રહ્મા માયા શંકર માયા, માયા વિષ્ણુ રૂપ;
માયા કરંદા માંકર હો માયા, માયાનું અકળ સ્વરૂપ;
જંતુ જીવ જાયજરે, અજાણ્યા અરણ્ય મધ્ય આથડે; માયાનો૦
મૂરખ કહે મેં માયા મૂકી, ત્યાગ કર્યો સંસાર;
માયા ત્યાં સુધી કાયા રહેશે, સંગ સરજનહાર;
કાયા વડે ધીરોરે, માયા વસ્તુ જડે; માયાનો૦

## પદ ૪ થું.

બ્રહ્માનંદ ભાસેરે, આત્મા અનુભવજ પોતે;
સોહંગ સાધે સાધનરે, પ્રગટે પોતામાંથી પોતે. બ્રહ્માનંદ.
એકવીસ હજાર છસે ઉઠે અજપા જપે, બ્રહ્મા વિષ્ણુ શિવદેવ;
ચૌદ બ્રહ્માંડ જપે જડ ચૈતન, સીધ્ધ સાધક કરે સેવ;
સૂરીનર સાધેરે, જે તે જ્ઞાની મૂની ગોતે; બ્રહ્માનંદ.
રવિના તેજ વડે રવિરૂપ ભાસ્યું, મણીને તેજ મણીજ્યોત;
આત્માને તેજે આત્મા ઓળખાયો, ઉગ્યો અંતર અર્ક ઉદ્યોત.
થયું અજવાળુંરે, વસ્તૂ મળી મનમાં તે; બ્રહ્માનંદ.
મંદરમી ભોમી રમે પુરણ બ્રહ્મ, ખેલે અખંડ નીશદીન;
શુનૂં શીખર ગઢ અનહદ ગડગડે, ઉનમુનીએ મન મગન;
પાળ બાંધી પોતે રે, પ્રીતીબાંધી ચિત્ત પ્રોતે; બ્રહ્માનંદ.

આળ પંપાળ કાળ જે મર્યાજ મટમટી, ઉલટ પુલટ ચોટયું ચિત્ત;
જે જેમ હતું તેમનું તેમ થયું, રહ્યું આનંદ પદ અદ્વૈત;
ધીર મરજીવારે, અણુછતા રમે અણૂં ઓથે. બ્રહ્માનંદ

## પદ ૫ મું.

જગત પિતા ગતિ અદ્વૈતરે, અકળ કળા અવિનાશી;
સભર્યાં ભર ભરીઆંરે, ચરાચર ચર વસી. જગત૦

શીશ અશમાન રવી શશિ લોચન, શેષ પગ પાતાળ;
પૃથ્વી પિંડ નવસેં નવાણું નદી નાડી, નિર્મળ ઉદર અધ્રુવ ખાળ;
અઢાર ભાર રોમજરે, નવ લખ તારી બાદલ બાશી. જગત૦

તેત્રીશ ક્રોડ સુરી ાર કર કહીએ, વર્ષે પાણી પ્રકાશ;
અષ્ટકુળ પર્વત અસ્થ્ય આનંદ, બનવાયુ દનવાયુદવ નિશ્વાસ, ઉશ્વાસ;
બ્રહ્માંડ રૂપ ભાસ્યું રે, પ્રસિદ્ધ જોતી પ્રકાશી. જગત૦

નાભી બ્રહ્મા પીઠમાં રૂદર, એ રૂદીયા ઉમીયાનાથ;
વપન વિષ્ણુકંઠ કૃષ્ણાજી,શ્રવણ રસની શકતી માત;
મહા મર્મ મોટોરે, આનંદ પદ ઉલ્હાસી. જગત૦

અચાલત અકલિત ગતી તમારી, પરાને પામે પાર;
પરમેશ્વર વિશ્વંભર ઈશ્વિર, વારી વારી વાર હજાર;
ધીર ધણી ધારરે, કટી કાળ કટી ફાંસી. જગત૦

## પદ ૬ ઠું.

આત્મા શોધ્યા વિનારે, જે જન સાધન સાધે;
સાચે પ્રભૂ જુઠાંનારે, જશ કેમ જગે વાધે. આત્મ૦

રવી રવી રટ રજની મટતનહીં, એમ તિમર નવ જાય;
આત્મા અર્ક ઉગ્યો અંતરમાં, ત્યારે અજવાળું થાય;
ભોજન ભોજન ભાખેરે, ભાગે ન ભૂખ વિના ખાધે. આત્મા૦

મીઠા મેવા વખાણે મુખથી, તેને સ્વાદના આવે લગાર;
જળ જળ જંપે તૃષા નવ છીપે, પોકારે વાર હજાર;
અંધારે વસ્તુ શોધેરે, અજવાળાવિના ક્યાંથી લાધે. આત્મા૦

પોતાના પીંડની ખબર નવ જાણે, વાતો શીખી વાતે બાઝે;
વ્યોમ ઉપરની તો આછી બનાવે, ભીતરની નથી કેમ શાજે;
હદનો ભેદ નવ જાણેરે, બેહદ માંહે જઇ બાંધે. આત્મા૦
શીળ સંતોષ ને ક્ષમા ગરીબી, ગુરૂ જ્ઞાન નિજ નામ;
એ કામ ક્રોધ લોભ મોહ ત્યજે ત્યારે, વીશ વસા થાએ કામ.
ધીર મરજીવારે, તૂંહી તૂંહી આરાધે. આત્મા૦

પદ ૭ મું.

આદી અંત મધ્યેરે, અખંડાનંદ આનંદા;
વિગત ગત વિગતરે, વેદા ભેદા તું જાણંદા. આદી.
કોટી બ્રહ્માંડનું મધ્યે વ્યાપી, વિશ્વંભર સરજનહાર સંસાર;
બિરંચી, વિષ્ણુ, શિવ, સુર, શક્તી, હુવો માંહી રમણ હાર;
અલખ નિરંજનરે, કરંદા ખેલંદા. આદીઅંત.
તું ચૈતન મણી માળા મુક્તાફળ, તે મધ્યે પોતે સુત્રનો તાર;
જેમ જળમાં તોરંગ બુદબુદા, એમ વિશ્વમાં વિશ્વાધાર;
અદ્વૈત અવિનાશીરે, હાલંદા બદ બોલંદા. આદીઅંત.
વાવ તળાવ કૂપ સરિતા સિંધુ, પ્રગટ ઉદક એક પેખ;
દ્રુમમાં બીજ બીજમાં દ્રુમલતા, સૂત્રતાણો વાણો એક દેખ;
વિશ્વ વિશ્વંભરરે, જાણંદા મધે માણંદા. આદીઅંત.
એક હેમના ઘાટ જુજવા, નામ ધરાવો ધરી નેમ;
બેટા તે બાપ, બાપ તે બેટા, તદવત્ નામ ઘાટ નેમ;
ધીરા ધણીએ ખેલેરે, લેવંદા બંદા દેવંદા. આદીઅંત.

પદ ૮ મું.

શરીર વિના શોધનરે, પાર કોઈ પાવે નહીં;
મલોખાં મીઠાં કાજેરે, સ્વાદ કંઇ આવે નહી. શરીર.
થડ મૂકીને ડાળે વળગતે, ટોચે કેમ ચડાય;
અધવચથી જો પાંખડી તૂટે, તો પાછો આવીને પછડાય;
સંગત સમ સમજોરે, ચઢોને થડ મૂળી ગ્રહી. શરીર૦

શાસ્ત્ર પુરાણુના મત જુજવા, ઘણો કરે સંવાદ;
બત્રીસ ભોજન રૂડી રસોઇ બનાવી, ચાટવાને શાનો સ્વાદ;
વારીને વલોણે રે, નહીં માખણુ ને મહી. શરીર૦

નથી જમ્યો ને નથી જમાડયો, દીઠા વિના ચલવે જૂઠ;
પારકા મોદીકનો સ્વાદ વખાણે. એતો મિથ્યા માથાકૂટ;
વિવેક વિના વસ્તૂરે, વિચાર વિના દૂર રહી. શરીર૦

અંતર ઘરમાં આણીઉછાળો, નીહાળો નીરંજન નૂર;
મરજીવા એ મરમજ જાણે, ભરપુર ભર્યો નથી દૂર;
ઘોરંધર એલે ધીશેરે, લક્ષણવંતે એ લહી. શરીર૦

## પદ ૯ મું.

સલેલ શઠ સાકુટરે, હરીભજનમાં ભંગ પાડે;
તેનો સંગ તજીએરે, બુદ્ધી બીજાને બુડાડે. સલેલ.

કૂડ કપટ ઘટ ભીતર ભાર્યું, દંભ પાખંડ અપાર;
સો સો વાર તેને સંત સમજાવે, પણ માને નહીં લગાર;
દૂધે ધોયા કોયલારે, ઉજળા તે કયાંથી કાડે. સલેલ.

અમૃત પાઇને સાપ ઉછેરે, તોય તજે નહીં ઝેર;
પાળણુ પોષણુ નીશદીન કરતાં, કોઈક સમે કરે કેર;
જાતી સ્વભાવ ન જાયજરે, પોતાનું પોત દેખાડે. સલેલ.

હરી ભજન જેને ભાવન નહીં, મંદીર તેનું મસાણુ;
સ્મર્ણપુણ્ય સમણે નવ સમજે, તે પાપીપાખંડી પશુપ્રાણુ;
ધિક્કાર તેની જનુનીરે, એવાં સંતાન જે જીવાડે. સલેલ.

ગુરૂજ્ઞાન હીણુા વિશ્વાસઘાતી, તે કૃત્યઅઘ્ની કહેવાય;
દાસ ધીરો તેને વાસ નવ વસીએ, સંગ અનુકૂળ થાય;
અદીઠ મુખ તેનુંરે, કુવે ઉતારી શત વાઢે. સલેલ.

## પદ ૧૦ મું.

ધાઉ સુણી ધાજોરે, ધીંગડમલ ધીંગા ધણી;
પ્રભૂતું પત પાળોરે, ભાવે ભાળો ભક્તો ભણી. ધાઉ. ટેક

હું પતિત તમો પતિત પાવન, હું દીન તમો દયાળ;
હું ચાકર તમો ઠાકર મારા, પ્રજાતણા પ્રતિપાળ;
સંભાળી લીજો સ્વામીરે, અંતરજામી આશા ઘણી; ધા૦

ભૂમી અસ્માનતણો ત્રાંસ બંધાણો, વાળ્યું જળ પવન અગન;
દાંડી વિરંચી વિષ્ણુશંકર તમે, તોળ્યાં ત્રણ ભૂવન;
સ્વેદ જરા ઉદભીજરે, બાજી તો તારે હાથે બણી; ધા૦

કોટી અપરાધ કોટી ગુના અમ, બક્ષો ગરીબનીવાજ;
તું તારા બર્દ સામુંરે જોજે, કરો કરૂણાનિધી સુખકાજ;
લજ્જા મારી રાખોરે, મહાનત સંત ચીંતામણી. ધા૦

મારે ભરોસો વિશ્વાસ વિશ્વંભર, આશા પૂરો અનાથના નાથ;
દુઃખ વિલાપ સંકટ કપટ ટાળો, હરી હેત કરીને ઝાલો હાથ;
ધીરાના વારે ધાજોરે, તારે ને મારે પ્રાત બણી. ધા૦

## પદ ૧૧ મું.

ચાતૂર ચિત્ત ચેલોરે, અચળ વસ્તુ ખોળી કાઢી;
ખટ અટ બારી મેલીરે, પંદરમી બારી ઉઘાડી. ચાતૂર૦

પંદરમી ભોમીને પંદરમી બારી, ત્યાં દા રમે રંગીલો;
પાંચ મેહેલને પાછળ મેલ્યા ત્યારે, છઠે મેહેલ છે છબીલો;
અલબેલો એકીલોરે, ખેલંદા ખેલ ખેલાડી; ચાતૂર૦

ગંગા જમુના સરસ્વતી, રૂડી ત્રીવેણી તીરે રંગરેલી;
ઈંગળા પીંગળા સુખમણા રાણિ ભરે પાણિ, ઉનમુનિયે આનંદહેલી;
ઝરમર ઝરમર મોતી વરસેંરે, વિનાવેલી ખિલિ ફૂલવાડી. ચાતૂર૦

સુન શીખર અમર અજરનર, વિશ્વંભરાજ બિરાજે;
સોમદલ કમળ ઉપર કરે લીલા ત્યાં, અનહદ છંદ વાજાં વાજે;
ગેડેડે સિંધુ ગાજેરે, ફેલ્યાં જળ પાળ ફાડી ચાતૂર૦

પૃથ્વીથી પોહળું આકાશથી ઉંચું, એવું પરવિન અધર ફરે પંખી;
બે બચ્ચાં તેની બગલમાં બિરાજે, બોલે પિઉપિઉજ જંખી;
ધીરા મરજીવારે, સાકર દૂધ પીએ દહાડી. ચાતૂર૦

### પદ ૧૨ મું.

પ્રભૂ તમ સાથેરે, નાથ મારે પ્રીત બણી;
ભાવ કરીને ભેટોરે, મુજને રાંક ગણી. પ્રભૂ.

પ્રલ્હાદની તમો પ્રતિજ્ઞા પાળવા, ધરિયું નરસિંધ રૂપ;
ફાટયો સ્થંભ ને પ્રગટયા મુરારી, થરથર કંપે મોટો ભૂપ;
હિરણ્યકશિપ નાંખ્યોરે, વાહાલે મારે હાથે હણી. પ્રભૂ.

ભરી સભામાં દ્રૌપદી આવ્યાં, તાણુવા માંડયાં તેનાં ચીર;
નવસેં નવાણું વહાલે નવનવાં પૂર્યાં, તોય ના દેખાય શરીર;
પ્રતિજ્ઞા રાખીરે, પાંડવોની નારતણી. પ્રભૂ.

નરસી મેહેતાની વાહાલે હુંડી શીકારી, હેતે કરીઆપ્યો હાર;
શામળશાહ સંતને જદ્દ્પિરે વિનવ્યા, ભેટયા વિશ્વાધાર;
રૂપૈયા રોકડારે, ગીરધર ભટને આપ્યા ગણી. પ્રભૂ.

સુદામાનાં વાહાલે સંકટ કાપ્યાં, લઇને આપીરે નવનીધ;
કંચનના વાહાલે મોહોલજ કીધા, દુજી દ્વારામતી દીધ;
દાળીદર કાઢી નાંખ્યું રે, દયા જાણી રાંકતણી. પ્રભૂ.

આરે વેળાની પ્રભૂ અરજ હમારી, માની લઇએ મહારાજ;
શરણે આવે તેને ઉગારી લેજો, બાંહેગ્રહ્યાની પ્રભૂ લાજ;
દાસ ધીરો કહે છે રે, નાથ મારે તુંહી ધણી. પ્રભૂ

### પદ ૧૩ મું.

પંચરંગી બંગલોરે, શોભા તેની સરસ બણી;
તેમાં તો બિરાજેરે, આપે અલખ ધણી. પંચ.

એ બંગલાને દસ દરવાજા, દસ દરવાજે નીશાન;
બ્રહ્મા વિષ્ણુ અરજ કરે છે, શેષ ન પામે કંઈજ્ઞાન;
અકળીત એવોરે, શી કહું વાતો એહતણી. પંચ રંગી૦

સાચા દેવ દેવળમાં બેઠા, સદગુરૂ શું નીશાન;
અજપા દોરી ખેંચ પકડે, લઇ ચડયો અસમાન;
દેખો તમાસોરે, ઘટમાં રચના ઘણી. પંચ રંગી૦

માળા તીલકનો પાખંડ રચિયો,આપ ચીન્યો નહીં કોઇ;
જ્યાં લગી ત્રિવિધી તાપ ટળ્યાનહીં, ભૂલ્યોભમ્યોછે સોઇ;
ભૂલ તારી ભાગેરે, સુધ લે આપ તણી. પંચ રંગી૦
મનકું મુંડયા તનકું મુંડયા, તેને પાયા ભેદ;
દાસ ધીરો દીલમાં પેખે, આપ નિરંજન વેદ;
પાષાણ કોણ પૂજેરે, મને મળ્યા તમો ધણી. પંચ રંગી૦

પદ ૧૪ મું.

કર્ત્તાનો પંથ કરડોરે, ઉલટી અટપટી આંટી;
શીર સાટાનો સોદોરે, ઓઘડ ઘાટ ઘડી ઘાંટી. કર્ત્તાનો૦
હાંસી ખેલનાં કામ ન હોયે, હીમતવાળા શૂરાનો એ સંગ્રામ;
સુરત્ તુરત સત્ય ગતીવાળા જ્ઞાની,એમાં નહોય કાયરનું કામ;
અગમ પાંખે ઉડેરે, અલક્ષમાં લક્ષ ચોંટી. કર્ત્તાનો૦
દેખા દેખી જોગ આરાધે, તાન વિના મેળવે તાળ;
કઠણ દૂધ એ સિંહણ કેરૂં, પીએ સિંહણનું બાળ;
બીજો પીવા ઈચ્છે રે, મિથ્યા એ વાત ખોટી. કર્ત્તાનો૦
કાચના મંદિરમાં જેમ શ્વાનજ પેઠું, દીઠો પોતાનો દેદાર;
પ્રતિબિંબ દેખીને કરી ગર્જના, ભસ્યાં શ્વાન હજાર;
અભ્યાસે અકલાણોરે, મદમાં ફૂટી ફૂટી જાય પોઠી. કર્ત્તાનો૦
મન બુધ્ધિ વાણીએ મનમાંરે,ના આવે ગુરૂ ગમ ને એ ધામ;
અખંડ અજર અમર અવિનાશી, ઠરવાનો છે ઠામ;
ધિરાના સુખ સિંધૂરે, રહ્યા છે ઘટ ઘટ ગોઠી. કર્ત્તાનો૦

પદ ૧૫ મું.

અલખ લેહે લાગીરે, જાગીને જોયું આ ઘટમાં;
ભ્રમણા તો ભાગીરે, સોહાગી ભેટયા ઉલટમાં. અલખ૦
અંબાડીએ ગજ રાજ ગળીઓ, ઘોડાને ગળી ગયું જીણુ;
વસ્ત્ર ઉપર વાડ સુકાણી, સમુદ્રને ગળી ગયું ફીણુ;
સસલો તો શાણો થઇનેરે, શાર્દૂલને નાંખ્યે પટમાં. અલખ૦

આંબે તો ફૂળ શ્રીફળ લાગ્યાં, કદળીએ કેરીઓની લુંબ;
નાગરવેલે દ્રાક્ષ બીજોરાં, એવી ખૂબી બની છે ખૂબ;
ગગન દોહ્યા ઘટમાંરે, દૂધ પીધું છદ છટમાં. અલખ૦
પાવક વરસ્યા ને પાષાણ પલાળ્યા, ચોદશ થઇ ગયું પાણી;
તે પાણીમાં દેવી દેવતા ડુબ્યા, રાજ રંકને ગયું તાણી;
બ્રહ્મા વિષ્ણુ શંકરરે, ઇંદ્ર ડુબ્યા ઝટપટમાં. અલખ૦
વિદુર વ્યાસજી ને શુકજી જેવા, આપે દાસસું ધીર;
ધણી ધીરાનો છે ધીરવંતો, એવા તો શ્યામ શરીર;
જીવનમુક્ત થઇએરે, મુની તો જન માને મઠમાં. અલખ૦

## પદ ૧૬ મું.

દુનિયાં દીવાનીરે, બ્રમ્હાંડ પાખંડ પૂજે;
કર્ત્તા વસે પાસેરે, બાજી કાંઇ નવ બૂજે. દુનિયાં૦
જીવ નહી હેને હરી કરી માને, પૂજે કાષ્ટ પાષાણ;
ચૈતન પુરૂષને પાછળ મૂકે, એવી અંધી જગત અજાણ;
અર્કને અજવાળેરે, પ્રસિધ્ધ મણી નવ સૂઝે. દુનિયાં૦
પાષાણનું નાવ નીરમાં મૂકી, સોવાર પટકે શીશ;
કોટી ઉપાયે તરે નહિ એતો, ડુબે વિશ્વા વીશ;
વેળુમાં તેલ કયાંથીરે, ધાતુની ઘેનું શું દૂજે. દુનિયાં૦
અંતર મેલ ભર્યો અતિ પૂરણ, નિત નિરમળ જળમાં નહાય;
મહા .મણીધર પેઠોરે દરમાંતો, રાફડો ટીપે શું થાય;
ઘાયલ ગતી ઘાયલરે, જાણીને જ્ઞાની ઘાવ રૂઝે. દુનિયાં૦
સદગુરૂ શબ્દનું ગ્રહણ કરીને, પ્રગટી પંડમાં પેખ;
દુર નથી નાથ નજીક નીરંજન, દલશુધ્ધે દેદાર દેખ;
ધુરંધર ખેલે ધીરારે, જાહેર જગત મધ્યે ઝુઝે. દુનિયાં૦

## પદ ૧૭ મું.

પ્રગટ ખેલ ખેલુંરે, દેદાર તેને દેખાડૂં;
મૃત સજીવનરે, મહામંત્ર સેહેજે શીચવાડૂં. પ્રગટ૦

વિના પર ઉડી અસ્માનપર, ચર્ણ વિના મેરૂ ચહૂં;
નવસેં નવાણું એક ઘેર આણું, સિંધુ કૂદી પાર પડૂં;
સાડા ત્રણ કરોડ રોમનેરે, રમત રૂડી રમાડૂં. પ્રગટ૦

પાવક વરસાવી પાષાણ પલાળું, સાત વૈકુંઠને તારૂં;
જળ મધ્યે જાલંધર ધીકાવું, મરે નહીં તેને મારૂં;
ચૌદને ચેતાવુંરે, પંદરે રહી પાર પાડૂં. પ્રગટ૦

કહોતો વિના અર્ક કરૂં અજવાળું, માહાનીધમાં માણૂં;
શીવ વિરંચી વિષ્ણુ વિવેકે, ત્રણેને તાણી અહીં આણૂં;
એક સંગે આનંદરે, ભણેલાં બેને ભૂલવાડૂં. પ્રગટ૦

વિના બૂટીએ વૈદ ગાનું ધન્વંતર, કાયા કરૂં નીરોગી;
સત જુગ દ્વાપર ત્રેતાને કળજુગ,ચાર જુગના અમો જોગી;
ધીરા ધર ધારણરે, સિંધુ ગઢમાં સંતાડૂં. પ્રગટ૦

પદ ૧૮ મું.

પ્રશ્ન એક પૂછુંરે, જ્ઞાની મુની પંડીતા;
આત્માની ઉત્પત્તિ કયાંથીરે,કોણ એનાં માત પિતા. પ્રશ્ન.
અતળ ઓછવ કીધો દાનવ, હર્યા વિરંચીના વેદ;
તે વેદમાંથી શું હરી લીધું, તેનો બતલાવો મુને ભેદ;
નહીં બ્રહ્મા વેદ દાનવરે, વિવેકે વદો આત્મવેત્તા. પ્રશ્ન.

હીરણ્યકશ્યપુ હાથે હણીઓ, નિર્ભય રૂપ નરસંઘ;
પ્રલ્હાદની પક્ષ કીધી પૂરણ, ધણી તણા તો એવા ઢંગ;
વાતોની ગતી ન્યારીરે, ચતૂર વિચારો ચેતા. પ્રશ્ન૦

લાખાગ્રહમાં પાંડવ બળતાં, સેયડો દેખાડે સેહેદેવ;
બાવન મણની શીલા ખસેડી, પાર હુવા પાંડવ તતખેવ;
નહીં લાખાગ્રહ પાંડવ શીલારે, અધ્યાત્મ જ્ઞાન જૂઓ ગીતા. પ્રશ્ન૦

સિંધુ બાંધી ને રામે રાવણ રોળ્યો, સેનાનો કર્યો સંહાર;
આવે જાવે દમ એકવી હજાર છસેં, તેનો કોણ સ્થંભાવી રાખનાર;
સિધાંતે શોધો ધીરારે, નહીં રામ રાવણ સીતા. પ્રશ્ન૦

## પદ ૧૯ મું.

વાડો વાળી બેઠારે, પોતાનો પંથ કરવાને;
નવા ખેલ ઉઠાવેરે, ઉપાય ઉદર ભરવાને. વાડો.
અજાનો વાડો કુકડીનોવાડો, ગયોનો વાડોવળિ ભેસુંનો વાડો;
અબંધ સ્વારી બંધમાં નાવે, મુને વાઘનો વાડો દેખાડો;
દીવસને દહાડેરે, અગમ ઠામ ઠરવાને. વાડોવાળી૰
રામાનંદીને નીમાનંદી, વલ્લભ સેજાનંદ સમજાવે;
કબીરપંથી ને તારજ તુંબી, ભણી ભણીને ભુલાવે;
ગુરૂથઈને ગાજેરે, પારકું ધન હરવાને. વાડો વાળી૰
પ્રીત કરીને પ્રેત પુજાવે, પીત્તળ ને પાષાણ;
વૈસ્યસેવા ને કબર પુજાવે, એમાં કોણ કરશે કલ્યાણ.
તીર્થવ્રતે ડોલેરે, અફળાઇ મરવાને; વાડો વાળી૰
સિંહ રાયથી ડરે સૌ દુનીઆ, સિંહને ડર નહીં કોનો સંબંધ;
સોહંગ શબ્દ સદ્ચિદાનંદસ્વામી, એવો અખંડ આત્મા બ્રહ્મ;
ધીરશૂર વિરારે, આત્મધ્યાન ધરવાને. વાડો વાળી૰

## પદ ૨૦ મું-રાગ કાફી.

ગુરૂવિના જ્ઞાનીરે, તે તો નર અંધ ઠર્યો;
દીપક છે ઘટમાંરે, જો તેપર છાર ઠર્યો. ગુરૂ.
ભેખ લીયો પણ ભેદ ન પાયો, મનમાં મેલ ભર્યો;
માળા તીલકનો પાખંડ રચીને, ફોકટ ફેરો ફર્યો;
ગાયો ગળ્યો સ્વાદરે, ભોજન ભક્ત ઠર્યો. ગુરૂવિના૰
પૂજા કરે તેની પૂંઠ ન મૂકે, આવણુંમાં આવર્યો;
પરનારીશું પ્રીત કરીને, આપે અધમ ઠર્યો.
નિંદા કરીનેરે, ઘટ કુંભ પૂરણ ભર્યો. ગુરૂવિના૰
સદગુરૂની સેવા તજીને દુષ્ટનો સંગ કર્યો;
મોક્ષ અમૃત પાન તજીને, વિષય રસમાં ભર્યો.
ભમે ને ભટકેરે, પાષાણ રૂપ આપે ઠર્યો. ગુરૂવિના૰

મારૂં મારૂં કરીને માયા મેલી, દામ લેખ ન કરે;
અજાણ્યું અણુચિંતવ્યું આવશે, તેનો ભય ન ગણે;
લાલ કહે લુટાણોરે, બગાપો ખરા ચંતથી કરે ગુરૂવિના૦

પદ ૨૧ મું.

ફુલ્યો શું ફરે છે રે, ભૂલ્યો ભવ કૂપમાં પડયો;
મનુષ્ય દેહ રૂપી રે, ખોયો મણી હાથે ચડયો. ફુલ્યો.
ડાહ્યો થઇ દુનિયામાં ફરે છે, તેણે શું સર્યું તારૂં કાજ;
તેં ન જાણ્યું જે જાતું પલકમાં, કેમ કરી રહેશે લાજ;
ડાહાપણ તારૂં જાણ્યું રે, જ્યારે જમ હાથે ચઢયો. ફુલ્યો.
વાંકી મૂછપર વાટજ ઉઠી, નરકની વાટે સંચર્યો;
મિથ્યા જનુનીની ભારે મારી, અલ્યા જન્મ ધર્યો ન ધર્યો;
માટે જોને જાગી રે, અવસર આવી અડયો. ફુલ્યો.
શું થયું જો સંપત્તિ ઘણી મળી, મળ્યાં મોટાં ઘરબાર;
નિશ્ચિંત થઇને હરિ નવ ભજ્યા, ધિક્ક પડયો અવતાર;
ધિક્ક તારૂં જીવ્યું રે, હરિયે તને શાને ઘડયો. ફુલ્યો.
મનમાં લે શિખામણ મારી, મમતા મુક પરી;
કર સ્મરણ સરજનહારનું, જનમ સફળ લે કરી;
દાસ ધીરો કહેછે રે, સૌથી તું સરસ નીવડયો. ફુલ્યો

પદ ૨૨ મું.

જેને રામ રાખે રે, તેને કુણ મારી શકે;
અવર નહિ દેખું રે, બીજો કોઈ પ્રભુ પખે. જેને.
એહે સખરને ભીખ મગાવે, ને રંકને કરે રે રાય;
સ્થળને સ્થાનક જળ ચલાવે, જળ સ્થાનક સ્થળ થાય;
તરણાનો તો મેરૂ રે, મેરૂનું તરણું કરી દાખવે. જેને.
નેમામાંથી બળતાં રાખ્યાં, મંઝારીનાં બાળ;
ટિટોડીનાં ઈડાં ઉગાંર્યા, એવા છો રાજન રખવાળ;
અંત વેળા આવો રે, પ્રભુ તમે તેની તકે. જેને.

બાણુ તાણીને ઉભો પારધી, સીંચાણો કરેરે તકાવ;
પારધીને તો પગે ડશિયો, સીંચાણા શીર નહિઘાવ;
બાજ પડયો હેઠો રે, પંખી ઉડી ગયાં સૂખે. જેને.
ગજ કાતરણિ લેઇને બેઠા, હરજી તો દીનદયાળ;
વધે ઘટે તેને કરે બરાબર, સૌની લે સંભાળ;
ધણી તો ધીરાનો રે, હરી તો મારો હીંડે હેકે. જેને.

### પદ ૨૩ મું.

ભરપૂર વિશ્વ ભાસે રે, બ્રહ્મજ્ઞાની કયમ ભટકે;
અનુભવ અજવાળું રે, આતમા દ્રષ્ટિ કેમ અટકે. ભરપૂર.
થાવર જંગમ સચરાચર, પશુ પંખી જંતુ જીવ;
પોતે કરતા પોતે હરતા, સબઘટ દેખ્યા શીવ;
ભ્રમણા તો ભાગી રે, અલક લ્હે લાગી લટકે. ભરપૂર.
આ મેડકિયે મણીધર માર્યો, સમુદ્ર પી ગયો મીન;
અજાએ આભને ઉદરમાં રાખ્યું, એમ ધણી પ્રજાને અધીન;
ખગે બાજ ઝડપ્યો રે, સ્વાન ભેથી સિંહ સટકે. ભરપૂર
નાવડી ઉપર નીર ચડી ચાલ્યું, જેમ ચરૂપર ચડિયો ચૂલ;
અશ્વાર ઉપર તોરંગ ચડિયો, એતો બારે ભૂલવણીની ભૂલ;
કાયરે ક્રોધ કીધોરે, જોદ્ધાને ઝાલીને પટકે. ભરપૂર.
ઘણિના ધાર્યાવિના વસ્તુ ઘડાણી, જેમ કાદવે ઘડયોરે કુંભાર;
કીડી કુંજરને નૃત કરાવે, એમ સોનાએ ઘડયો સોનાર;
ચીત ચોટી ધીરો રે, ચડયો તે રંગ કયમ ફટકે. ભરપૂર.

### પદ ૨૪ મું.

હીરાની પરિક્ષા રે, ઝવેરી હોય તે જાણે;
મૂરખ મનમાં મોટા રે, અજાણે ઉતારણુ આણે. હીરાની.
મગ મરી બરોબર મૂરખ જન જાણે, ગોળ ખાંડ એક ઘાટ;
પુષ્પની વાસના પત્ર ન જાણે, એવો જગત ભગતનો ઠાઠ;
સોવાર સમજાવું રે, પતિજ તોય નવ આણે. હીરાની.

मूरख हाथे हीरलो लाध्यो, ते छाणु साथे वेचाय;
कोइ झवेरी मळ्यो ने तेणे झडपीने लीधो,तो तेनी कींमत थाय;
गुण गाये जलवर वाडी रे, पूरण परमाणे. हीरानी.
भगत थया पण भेद न जाण्यो, करे तरवानो उपाय;
तन जोगी मन कंचन कामनी,एवे हरणे केम उतराय;
घर धंधानी धाणी रे, तेमां तेलिया ताणे. हीरानी.
जाग जगन जप तप ने तीरथ,तेमां सौथी मोटो सत्संग.
सुकी डाळ वेल थइ रस पी ले,तोय अधुरो रह्यो बाळ भोरंग;
धीरा साध्य हीरो रे, रट रात दिवस वहाणे. हीरानी.

## पद २५ मुं.–राग सारंग.

मन सीकलीगर, हरदमनां हथीआरां सराणे चढावीये;
आछां उतारी, मसकलो मेलावी मेल वडावीए. टेक.
काया कटार लाडिले लुवारे घडयो, मीनाकारी काम मोती चूरे जडयो;
तेना उपर अतिशे काट चडयो; मन सीकलीगर.
तन त्राडीयां करोने सज, शा माटे राखो छोरे असज;
बनावे लोढुं थाशे धज; मन सीकलीगर.
हो कसबी कसब करे सारो, फरी फरी नही आवे आवो वारो;
तुं कह्यो मानने अमारो; मन सीकलीगर.
अल्याअजाण्या भयराखे कोनो,तारि मेहनत आपशे नाथदीनो;
आ कटार तो छे खुदानो; मन सीकलीगर.
जळाओळ ज्यारे थाशे, गुरु गमथी ज ळहळ देखाशे;
कहे धीरो धणीने भेट जाशे; मन सीकलीगर.

## पद २६ मुं.

मन महाराजा, मनुशापद पाम्या पण मांहेथी शुं मळ्युं;
अभिमान अहंकार, मद मोह मत्सर ममता तनथी ना टळ्युं. टेक.
मनुशा पद पाम्या मोटूं, तारुं हरीचरणे चित नव चोंटयूं;
तें तो खरेखरुं कीधुं खोटूं; मन महाराजा.

તમે ચતુરાઈએ ચાલોછો, તમે મુરખ થઈને મહાલો છો;
ઘેલા ઘરમાં ખોટ ઘાલોછો; મન મહારાજા.
બાઇ રાત દિવસ મ્હારૂં તહારૂં, કીધું સો મણ તેલે અંધારૂં;
સુખ માને શા જીવ્યા સારૂ; મન મહારાજા.
વટેમારગુ મારગમાં ચાલે, કોઈ ચાલ્યા કોઈ પંથે પાળે;
કોઇકિ હળવા હળવા હાલે; મન મહારાજા.
નીરભે થઇ ભજ નારણ નારણ, ત્રીભોવન નાથ તરણ તારણ;
કહે ધીર ધરો ધણીની ધારણ; મન મહારાજા.

## પદ ૨૭ મું.

ચંચલ મન ચોર, ચાર ઘડીના ચાંદરણામાં ચેતો;
ક્ષણુગંભ શરીર, ઝાકળ ઉદક ઉડી જાશે એતો. ટેક.
તુજ બુદ્ધિ ને કેમ ભરમાવે, હેતે હરી સમરણ કરીએ હાવે;
ફરી ફરી આ અવસર નહીં આવે; ચંચલ મન૦
જળ બુદ બુદા લેજો જાણી, પલળે જેમ કાગળ ને પાણી;
તન અર્ક તૂરની એંધાણી; ચંચલ મન૦
જૂઓ રાવણ જરાસંધ જેવા, કઇ ઉઠી ગયા એવા એવા;
કંઈ માન્યું નહીં પા ઘડી રહેવા; ચંચલ મન૦
દાસ ધીરા હરી ભજ ઢૂકો, તમે ચતુર થઇને કેમ ચૂકો;
બળતામાંથી કાંઇ બૂકો; ચંચલ મન૦

## પદ ૨૮ મું.

મન મૂઢ ગમાર, મારો મહુનો તારે માથે મોટો છે;
કરો અંતર વિચાર,હરિના નામ વિના ખેલ સઘળો ખોટો છે. ટેક.
દ્રવ્ય દારા દિકરા પિતા માતા, કુટુંબ સહોદર ભગની ભ્રાતા;
અંતકાળે કરે કોણ તારી સ્હાતા; મન૦
સાચી વસ્તુને જૂઠી કરી જાણો છો, તમે મિથ્યા સુખને માણો છો;
મારૂં મારૂં કરી તરીલાં તાણો છો; મન૦
અડધી ઉમર તો નિંદ્રામાં ગઈ, અડધી ઉમર મારૂં મારૂં કરતાં વહી;
એક ઘડી પ્રભૂની વેઠ નવ થઈ; મન૦

ઊંટ મર્કટ ગર્ધવ હતો જ્યારે, મહાદુ:ખ કષ્ટ વેઠતો હતો ત્યારે;
મનુશા દેહ દીધી તને કીરતારે; મન૦
પ્રેમ પ્રીતે હરી ગુણ ગાજો, તમે સદગુરૂની સંગત સાહાજો;
દાસ ધીરા ધણીને મારગ ધાજો; મન૦

પદ ૨૯ મું.

ગરડગરૂ ગયા, પોત્યાના પરમાણા કોઇએ મોકલ્યા નહીં;
કોને ખબર નથી, ક્યાંથી આવ્યા હવડા ક્યાં રહેશો જઇ. ટેક
કાળ કે ચરા મહિપત મહામતી, શૂરા પૂરા કંઇ સાધ્ય સતી;
કોટિહિ ઉપાયે રહેવાય નહીં કોનિ વતી; ગરડગરૂ૦
માથે મરણનો માર મોટો છે, જોરાવર જમની ચોટો છે;
ખરૂં જાણો છો પણ ખેલ ખોટો છે; ગરડગરૂ૦
કંઇ ત્યાગી ને કંઈ વૈરાગી, સન્યાસી સ્વામિ મુવા ભિખ માગી;
ત્રીલોકમાં તૃષ્ણા કોઇની નવ ભાગી; ગરડગરૂ૦
કંઈ ગયા ને કંઇ વહી જાશે, કંઈ ગુણવંતા ગોથા ખાશે;
હવે શું થયું ને શું થાશે; ગરડગરૂ૦
એક લાખ એંશી હજાર પીર પળ્યા,નવ લાખ ચોરાશી સિદ્ધ વળ્યા;
અઠયાસી સહસ્ત્ર રૂષી ધરણી ઢળ્યા; ગરડગરૂ૦
જીવની જાત કોઇ નવ જાણે, આપ આપણે અનુમાન માણે;
મરતા સૂધી તરીલાં તાણે; ગરડગરૂ૦
આદી અંત ડાળ મૂળ કોઇલહેતું નથી, જેણે છાયાં ધરી તે કોઇ રહેતું નથી;
કહે ધીરો સાચું કોઇ કહેતું નથી; ગરડ ગરૂ૦

પદ ૩૦ મું.

ગ્નાની ધ્યાની ગયા, તેના જુગમાં જશ રહ્યા,પણ શોધ્યા નથી જડતા;
ડાહ્યા ચતુરસુજાણ,દેવ દાનવ માનવ મારૂં મારૂં કરી ગયા રડતા. ટેક.
તમે ડાહ્યા છો તો મુને દેખાડો, તમે શ્રોતા જન શોધી કાઢો;
પડયાં પત્ર તે પાછાં ડાળે ચોટાડો; ગ્નાની ધ્યાની૦
એક લુણની પુતળી જળમાં પધરાવે, બ્રહ્માદિક તેને બોલાવે;
કહો ભાઇઓ તે પાછી કયાંથી આવે; ગ્નાની ધ્યાની૦

એક સરિતા સિંધુમાં જાશે, તેનાં જુજવાં ઉદક તે કેમ થાશે;
આતમા અનુભવ વડે ઓળખાશે; જ્ઞાની ધ્યાની.
પોતે પુણ્ય કરે તે પોતે પામે, પોતે ભક્તિ કરે પોતાનો જશ ઝામે;
નીર જઈ ઠરે નીચે ખામે; જ્ઞાની ધ્યાની.
જેવાં બીબાં તેવાં બીબાં બંધાયે, વડનો વડ આંબાનો આંબો થાયે;
ધીરો કહે બીજે બીજ ચાલ્યું જાયે; જ્ઞાની ધ્યાની

## પદ ૩૧ મું-રાગ ગરબો.

ભક્તિપદ ભારેરે, મુક્તિ સદગુરૂ પાસે;
જગત સ્વપ્ન સુષુપ્તિરે, તુરી પદ ઉલ્હાસે.
બ્રહ્મા વિષ્ણુને વેધીરે, શંકર ઘરથી સંચરી;
ખેચરી ભેચરી અગોચરીરે, ઉન મુનીએ જઈ ઠરી.
ઈંગળા પીંગળા રહી અળગીરે, વળગી સુષુમણાં વરતી;
મહી તરવેણી ગંગારે, જમુનાં સરસ્વતી.
સૂન શીખર ઉપરરે, અંખડ અંતરજામી;
ભમર બગલાની રીખેરે, બીરાજે બહુ નામી.
ઉંચુ જોતો આકાશમાંરે, હરતે હૈડે બેઠા;
રોમ રોમ રમી રહ્યારે, ચરાચર મેં દીઠા.
પરણ્યા પિઉની વારતારે, પીઅરીએ કેમ કહીએ;
પીઉ મળ્યાનું પારખુંરે, લોચનીએ લહીએ.

## પદ ૩૨ મું-રાગ ધોળ.

એકસખી હૈડે હરખીને ચાલ્યાં, અગમ્ય પુરી મોઝારરે;
સોહંગ આવે ને ઓહંગ જાયે, શોભીતા સત શણગારરે.
સુણુ સખીરે ત્યાં દીઠા મીઠા, સંગે સાહેલી શણગારરે;
ઉનમુની ઘેર અજર ઝરે અમીરસ, વરસે છે અપારરે.
થઈ ગઈ સાજ સમાધી વાધી, ધ્રૂન અનહદ નાદરે;
વક નાળ સુધાં ધીરમરજીવા, લે છે ત્યાં સંવાદરે.

## પદ ૩૩ મું.

ભાગી ગઈ ભવ બેડીઓ, ઉઘડયાં ભ્રમ ભોવનનાં તાળાંરે;
તીમર ટળ્યાં ગુરૂ અંજન જળહળ, ભાળ્યાં ભડઅજવાળાંરે.
ચંદાં સૂરજનાં ઘર પાછળ, ઝળમળ જ્યોતિઓ ઝળકેરે;
ત્રીદુતિ આસનપર બેઠ તેડી, છે ઉલગ્ન ઉદાન સળકેરે.
ઝણુપડે વાજે ઝાલરી, ઘુઘરી નાદમાં ધમકેરે;
વિના અર્ક અજવાળાં, ગગનવિના વિદ્યોત ચળકેરે.
વસુધાવિના સરિતા વહે, સિંધુ વિના જળ જોયરે;
વાજંત્ર થાયે નાદને, મહાજન જાણે છે કોયરે.
હરીવિના ઠામ ઠાલો નહીંને, જપે અજપા જાપરે;
બાર ભીતર રમી રહ્યા, અમર અખંડ અપારરે.
મુગો તે ગાળા ઘાલી ગાય, કેને એ સંવાદ કહેવાયરે;
દાસનો દાસ ધીરો સદગુરૂ ગમથી, એ ગુણગરવા ગાયરે.



# રણછોડ ભક્ત.

કપડવણજ તાબે તોરણાનો વાણિયો–સંવત ૧૮૬૦, ઇ૦ સ૦ ૧૮૦૪ માં હૈયાત હતો.

## રણછોડજીનો ગરબો.

છોગાળા છબિલા છેલ, રણછોડ રંગીલારે,
કરી બોડાણા ઉપર મ્હેર, છો મોરલી વાળા; રણછોડ.
અકળ કળા અલબેળા તારી, પાર ન પામે શેષરે;
વેદ વિચારી વિસ્મે પામ્યા, સમજાયો નહી દેશ. રણછોડ.
મ્હા મોટપ મહારાજ તમારી, મૂખથી કેમ કહેવાયરે;
સમુદ્રમાંથી ચાંચ ભરે જેમ, પંખીની તૃષા જાય. રણછોડ.
મંદગતિ મહારાજ મારી, મલીન મારૂં મનરે;
શરણે રાખો સામળિયા મને, જાણી તમારો જન. રણછોડ.
દ્વારકાનાવાસી મહારાય, રણછોડ તમારૂં નામરે;
ઘણી દયા ગુજરાત ઉપર કરી, આવ્યા ડાકોર ગામ. રણછોડ.
બોડાણાની ભક્તિ ભાવી, ભૂધરજી ભલી તમનેરે;
અઢળ ઢળિયા ધરણીધર, દુર્લભ છો અગમ નિગમને. રણછોડ.
ધન્ય બોડાણા ધીરજ તારી, ધન્ય ધન્ય તારી માતરે;
પાતળિયો પોતાનો કીધો, હેતે લીધા હાથ. રણછોડ.
સિતેર વર્ષ સેવા કરી, શામળિયો સમજાવાયરે;
ડાકોરથી તો દ્વારકાં માંહે, વર્ષે બે ત્રણ ફેરા ખાય. રણછોડ.
કરમાં તુલશી વાવીને જઈ, ચતુર્ભુજને ચડાવીરે;
પ્રભુજી તો પ્રસન્ન થયા ને, દીલમાં દયા આવી. રણછોડ.

અલબેલો બોલ્યા એમ મુખથી, બોડાણાની સાથરે;
એકાંતે આવીને કહ્યું તે, કોઇયે ન જાણે વાત. રણછોડ.
ઘણા દિવસ તેં મારે કાજે, મહામોટું કષ્ટ કીધું રે;
વપુ તારૂં વૃદ્ધ થયું તે, જોઈ મારૂં મન બીધું. રણછોડ.
તે માટે હું તારી સાથે, આવું તારે ગામરે;
તારે ચરણે નથી ચલાતું, તે માટે તજવું ધામ. રણછોડ.
કહ્યું મારૂં માની કાલે, જા તું ડાકોર ગામરે;
ડામણું લાવ તું વાત ન ફુટે, મનમાં રાખી હામ. રણછોડ.
બોડાણો કહે બાપજી હું, ડામણું ક્યાંથી લાવુંરે;
મારે ઘેર તો નથી મહારાજ, કેમ કરીને આવું. રણછોડ.
મોહનજી કહે માગી લાવો, જેવી તેવી વેહેલરે;
જાત જોયાનું કામ નથી, બે જોડી લાવો બેલ. રણછોડ.
બોડાણાને વચનજ આપી, વિદાય કીધો વળતીરે;
વનમાળી કહે તારે માટે, વાત આવી છે મળતી. રણછોડ.
વારૂ કહીને વિઠ્ઠલજીને, ચરણે પડયો કરજોડરે;
લજ્જા મારી લટકાળા તમો, રાખજો જે રણછોડ. રણછોડ.
અતિ આતૂરતા અંગમાં તેના, આવ્યો ડાકોર ગામરે;
પાડોશી પ્રત્યે કહી માંગ્યું, તમ સરખું છે કામ. રણછોડ.
ઉપકાર માનું તમતણો જો, આપો બળદ ને વેહેલરે;
જાવું દ્વારકામાં છેલો ફેરો, ત્રીકમજીની ટેલ. રણછોડ.
પુરવાશી પાડોશી કહે ભાઈ, જેવી તેવી મળશેરે;
જેમ તેમ કરીને જોડી જાયો, ભાગ્ય તમારૂં ફળશે. રણછોડ.
એવું સાંભળીને ઉઠયો પોતે, વારૂ કહી વેહેલ જોડીરે,
વેલા કરતા વનમાળીના, મંદિર પાછળ છોડી. રણછોડ.
ગુગળી સહુકો હસવા લાગ્યા, કૌતક સરખી વાતરે;
બોડાણોતો આણે આવ્યો, લેઇ જવાને નાથ. રણછોડ.
વેહેલને બે બલદ જોતાં, હસ્યા મૂખ મચકોડીરે;
ત્રિભુવનમાં નહિ મળે, ભાઇ આવી બેલની જોડી. રણછોડ.

બોડાણો કહે હસો ભાઇઓ, હસવા સરખી વાતરે;
ઇશ્વર ઇચ્છા કોય ન જાણે, કેવું થશે પ્રભાત. રણછોડ.
સંધ્યા થઇ ને શયન કરાવ્યું, રણછોડને રંગ ભેરરે;
અડધી રાતે ઉઠયા પોતે, પ્રીતમ કરીને પ્રેર. રણછોડ.
તાળાં તોડયાં ભુંગળ ભાગી,આવ્યા મંદિર બહારરે;
બોડાણાની પાસે આવી, પ્રેમે કર્યો પોકાર. રણછોડ.
જાગ જાગ તું ઝટપટ કરીને, વિઠ્ઠલ કહે વહેલ જોડરે;
બોડાણો ઝબકીને જાગ્યો, દીઠા શ્રી રણછોડ. રણછોડ.
ગદગદ કંઠે ગળગળું બોલે, થરથર ધ્રૂજે અંગરે;
ગોવિંદજી હવે ગત શી થાશે, તમો રાખજો રંગ. રણછોડ.
બળદ પૂંછ મરડી મરૂં પણ, ચાલે નહિ લગારરે;
પ્રાતઃસમે તો પકડશે મૂને, મારશે બહું વિધ માર. રણછોડ.
જગજીવન કહે જેમ તેમ કરીને, ઝાંપા સૂધી કહાડરે;
હાંકીશ પછી હું હેત કરીને, માનીશ તારો પાડ. રણછોડ.
જેમ તેમ કરતાં ઝાંપા સૂધી, પાછલી રાતે પહોંતારે;
રાશ પરોણો પોતે લીધો, બોડાણો માંહે સૂતા. રણછોડ.
વેગે વેહેલ ઉડાડી પોતે, અંત્રીક્ષથી અલબેલેરે;
ઉમરેઠ ને ડાકોરની વચ્ચે, લાવીને તો મેલે. રણછોડ.
બોડાણાને કહે જગજીવન, જાગી જોને વાટરે;
પ્રાતઃથયો ઉઠ આળસ મેલી, જો આવ્યો કંઇ ઘાટ. રણછોડ.
આંખ ઉઘાડી ઉંચું જોયું, બોડાણે તેણી વારરે;
શામળિયા સીમાડો મારા, ગામતણો નિરધાર. રણછોડ.
અલબેલો ઉતરિયો હેઠે, લિંબ તણા લટકાળોરે;
વિશ્રામ કીધો વાલાજીએ, થંભીને થાક ટાળ્યો. રણછોડ.
લિંબડાનું લટકાળા તમે, એક ડાળ કીધું મીઠુંરે;
કર અડકાડી કડવાસ કાઢી, તે સર્વે દ્રષ્ટે દીઠું. રણછોડ.
પાતળિયે ત્યાં પગલાં પાડ્યાં, પોતાનાં સાક્ષાતરે;
અદ્યાપિ એંધાણી તેની, સરવે જાણે વાત. રણછોડ.

એમ કહી અલબેલો આવ્યા, દડબડ ડાકોર ગામરે;
બોડાણા પ્રત્યે એમજ બોલ્યા,મને રહેવાનો કરઠામ. રણછોડ.
ધરણીધર કહે ધામ તજ્યું મેં,તે સૌ કોઇયે જાણ્યુંરે;
મંદીરમાં મુજને નહી દેખે, જ્યારે વાશે વાહાણું. રણછોડ.
ધસમસ ધસમસ ધાઈ આવશે,ગુગળીઓ ધરવાળારે;
શામળિયો કહે મુજને સંતાડી,તું ઝાલી બેશને માળા. રણછોડ.
ગોમતીમાં ગોવિંદજી પેઠા, વાવ્યમાં વનમાળીરે;
ગાળો દેતા ગુગળી આવ્યા, થોડે દીવસે ચાલી. રણછોડ.
બોડાણાને બાંધી લાવો, ગુગળી એમ બોલ્યારે;
બોડાણો ગોરસ લેઇ મળવા,ગયા સહુના પહેલા. રણછોડ.
આવતામાં આંખ ચડાવી, ગુગળીએ વિકાળરે;
ચોર તું કેમ ચોરી લાવ્યો, ભુધરજી ભૂપાળ. રણછોડ.
બોલ બોલ કહી બરછી મારી,મૂર્છાગત તે પાડયોરે;
અંગિકાર કરી અલબેલે, કૂખમાં દીસે ખાડો. રણછોડ.
ગોમતીમાં રૂધીર થયું તે, જાહેર જુગ મોઝારરે;
એ એધાણે અલબેલાજી,શોધી કહાડયા નીર બહાર. રણછોડ.
એ વચને ત્યાંથી બલવંત બોલ્યા,હું હવે નહી આવુંરે;
મુજ બરાબર સોનું લઇને, કરો તમે મન ભાવ્યું. રણછોડ.
લાલચમાં લપટાયા સરવે, લોભમાં લેવાયારે;
સરકાર સરવે પંચ મળીને, તાંસ તીરે લાવ્યા. રણછોડ.
સામાસામું લખ્યું લઇને, બોડાણો એમ બોલ્યોરે;
એકાંતે અલબેલા સાથે, પ્રીતે પડદો ખોલ્યો. રણછોડ.
મહારાજ મુજ પાસે નથી, વાલ કેરી વિંટીરે;
સોનું જોઇએ શામ બરોબર, ચિતમાં ચિંતા પેઠી. રણછોડ.
ગોવિંદજી કહે ઘેર જઇને, ગંગાબાઇને પૂછોરે;
સવા વાલની વાળી છે તે, લાવો કાં તમે મૂંજો. રણછોડ.
ઘેર આવીને ગંગાબાઇને, વાત કહી વિસ્તારીરે;
વાળી લેઇ વનમાળી તેડે, ગોવિંદની ગત ન્યારી. રણછોડ.

તરત લેઇને વીરે આવ્યાં, વાળી રાખી પાસરે;
લાજ રાખજો લટકાળા હું, ચર્ણકમળની દાસ. રણછોડ.
ઝારની ડાળે ત્રાજું બાંધી, ત્રીકમજીને તોળ્યારે;
વાળીનાખીને વાલમ કસ્યા, તવ જે જે સહુકો બોલ્યા. રણછોડ.
ઝાંખા થઇને જગજીવનને, ગુગળી ગાળો દે છે રે;
કાળા તુજમાં કપટ ભર્યું છે, જુઠ ઘણેરૂં રહે છે. રણછોડ.
બાળપણે તેં મામો માર્યો, મથુરા નગરી માંયરે;
આજલગી અમને અથડાવ્યા, હવે જઇએ કયાંય. રણછોડ.
પ્રભુ કહે પાછા ફરો જાઓ, દ્વારકા મોઝારરે;
સ્વરૂપ મારૂં સેવંત્રીમાં છે, તે કહાડજો બહાર. રણછોડ.
નિરાશ થઇ નિસાસો મૂકી, ગુગળી ઘેર પધાર્યારે;
સેવંત્રીમાં જઇને જોયું, પ્રભુ ત્યાં તો સધાર્યા. રણછોડ.
સંવત બાર ને બારમાં પ્રભુ, બાકી કશી ન રાખીરે;
દયા કરી ડાકોરમાં આવ્યા, તે સરવે પૂરે સાખી. રણછોડ.
વરસ પાંચસે અગનોત્તર સૂધી, અલબેલે એમ કીધુંરે;
ત્યાં લગીતો ગોમતી તીરે, સહુને દરશન દીધું. રણછોડ.
અભેસંગ એક રાજા આવ્યો, મારવાડથી મોટોરે;
પીલાજીશું પ્રપંચ કીધો, મનમાં મેલ છે ખોટો. રણછોડ.
તેણે મત માન્યું મોહનજીનું, મંદિરનો આદરવુંરે;
જગજીવનને જોગ મેળવવો, પરમેશ્વરનું કરવું. રણછોડ
કારજ કીધું જાણી વજીર, રતનસિંગને તેડેરે;
મોહનજીનું મંદિર મોટું, કર તું દિવસ થોડે. રણછોડ.
મંદીર કરિને મહારાજાને, પધરાવ્યા ત્યાં પ્રાતેરે;
સંવત સત્તર એકાશીમાં, રંગીલો રંગ રીતે. રણછોડ.
માણેકઠારીએ મેળો કીધો, મોહનને મન ભાવેરે;
વૈષ્ણવ વાજીંત્ર લેઇ સરવે, શંઘ સમાજે આવે. રણછોડ.
મોટું મહાત્મ્ય જાણીને જન, સરવે દરશને આવેરે;
ભેટ સામગ્રી શણગાર સારા, શામળીઆને ભાવે. રણછોડ.

મેળો મહા ભારત થયો તે, મંદીરમાં ન માંયરે;
જગજીવનને જોવાને તો, જંન તણા જીવ જાય. રણછોડ
ત્યારે મહારાજે મનસૂબો કીધો, મંદીર મોટું કીજેરે;
ઉંચે આસને અમો બેશીને, દરશન સહુને દીજે. રણછોડ.
ત્રાંબેકરને તરત કહ્યું તે, ક્ષણું ન લાગી વારરે;
ડાકોર મધ્યે દોડી આવ્યો, પુનાનો રહેનાર. રણછોડ.
આવીને અલબેલા કેરૂં, આરંભ્યું મંદીર રે;
સલાટ સારા શોધી કહે છે, વેગે કરજો વીર. રણછોડ.
કામ કરતાં કસર ન કરશો, પૈસા પૂરા પાડું રે;
ધન્ય તો ધરણીધરનું, સરવે શ્થાન મુસ્તક ગાંડું. રણછોડ.
પાયામાં તો પથ્થર પૂર્યા, શીસું ઢાળ્યું સાર રે;
મોહનજીનું મંદીર કીધું, શોભાનો નહિ પાર. રણછોડ.
મહારાજશ્રીનું મંદીર ત્યાંતો ત્રીજે વરસે તૈયાર રે;
પ્રભુજીએ પધરાવા તણો, કીધો છે નિરધાર. રણછોડ.
સર્વે મળીને શામળીયાની, પાસે આવ્યા પ્રીતે રે;
મુહૂર્તે જોવા મોટા જોશી, તેડાવ્યા રંગ રીતે. રણછોડ
મુહૂર્ત જોઈને જોશી કહેછે, મંદીરમાં પધરાવોરે;
મોટું મુહૂર્ત આજ દહાડો, ફરી નઆવે આવો. રણછોડ
અલબેલાજીને ઉંચકે પણ, ખસે નહિ તલમાત્રરે;
વિચારી સહુ વિસ્મય પામ્યા, ગળિયાં સહુના ગાત્ર. રણછોડ
શું થાશે શામળિયા મોટું, મંદીર મિથ્યા થાશેરે;
ત્રાંબેકર કહે ટેક રાખજો, લજ્જા મારી જાશે. રણછોડ.
પુન્યદાન બહુ પેરે કીધાં, પાતળિયો પધરાવારે;
તોયે પણ મોહન ના માને, મોટે મંદીર જાવા. રણછોડ.
સાંજ પડીને સહુ કોઇ થાક્યા, કાંય ન સૂઝે વાતરે;
અલબેલાને એ ગમ્યું કહી, હેઠા પડિયા હાથ. રણછોડ..
પ્રભુએ પ્રેર્યો પુરવાસી, કોઇ બોલ્યો એવી વાતરે;
જગજીવનને જોઈ, ભાઇઓ, બોડાણાની જાત. રણછોડ.

તેના કુળમાં કોઇ હોય તો, અલબેલો ઉઠેરે;
ખોળ કરીને ખબર મંગાવો, તો ત્રીમકજી ત્રૂઠે. રણછોડ.
શોધ કરીને શોધી કહાડયો,કુળ મધ્યે તો કોઇરે;
જોતામાં જગજીવન કેરૂં, મન રહ્યું છે મોહી. રણછોડ.
અલબેલાને અંગે અટકયા, સંગે સઘળો સાથરે;
અંતરિક્ષ ઉઠયા અલબેલો,તે કોઇન જાણે વાત. રણછોડ.
પ્રીત કરી પાતળિયો લઇને,મોટે મંદીર ચાલ્યારે;
સિંહાસન ઉપર શામળિયો, હરજી હેતે માલ્યા. રણછોડ.
સંવત અઢાર અઠાવીશે, પ્રીત કરી પધાર્યારે;
સહુને સુખ આપ્યું શામળિયે, અંગે રંગ વધાર્યા. રણછોડ.
બોડાણાનું બરદજ ગાવા, વંશ બોલાવ્યો વહાલેરે;
ત્રાંબેકર તેને તેડીને, સરપાવ સારો આલે. રણછોડ.
ડાકોર કીધું દ્વારકાં તે, ત્રીકમજી તતકાળરે;
લવ લવ મારી લેખે ગણજો, તમો પિતા હું બાળ. રણછોડ.
સિંહાસનની શોભા સારી, આરસનું મહિ કામરે;
મધ્યે મોહન તમે બહાર જોજો,જોવા સરખું ધામ. રણછોડ.
ચરણકમળનું ચિંતવન કરતાં,ચિંતા ચિત્ત ઓલાયરે;
નેપુર ઝાંઝર ઘુઘરીઓ, અલબેલા લેવું બલાય. રણછોડ.
પીતાંબર પિળું છે તેની, કસબની છે કોરરે;
જડિત્ર કંદોરો જોડે શોભે, ઘુઘરીનો ઘનઘોર; રણછોડ.
કસબી વાઘો કનક સરિખો, પટકો પીળો શોભેરે;
લેહેર કસબની છેડા ઉપર, અલબેલાને ઓપે. રણછોડ.
ચારે હાથે ચતુરભૂજને, કડાં ચુનીઓ વાળાંરે;
સાંકળી સંગે સારી શોભે, બાજુબંધ નખરાળાં. રણછોડ.
આંગળિયે અંગુઠી ઉજવળ,વેડ અને વળિ વીંટીરે;
પુંચી સાંકળી પાતળિયાને, મુખમાં મોરલી મીઠી. રણછોડ.
મોતીમાળા ત્રણ તેવડી, અલબેલાને ઓપેરે;
મોહનમાળા મોતી મોહે, ચરણે જઇને ચોંપે. રણછોડ.

સોનાની સાંકળિયો શોભે, દુગદુગીઓ બાંહે બાજેરે;
શંખ ગદા પદ્મ ને ચક્ર, ચારે હાથે ભાજે. રણછોડ.

બાજુબંધ ભુજામાં સોહિયે, કાને કુંડળ ભારીરે;
જડાવનું તિલક જદુવીરને, અખંડ જ્યોત ઉજારી. રણછોડ.

મુગટ મનોહર મહારાજાનો, જુગમાંન મળે જોડરે;
મધ્યે ચૂનીઓ ચળકે ઝાઝી, કલંકીનો તોરો. રણછોડ.

અદભુત રૂપ અકળમાં નાવે, એક રસના શું ભાખુંરે;
અપાર એનો પાર નથી હું, કેમ કરીને આખુંરે. રણછોડ.

જેને જેવો જોઇયે તેને, તેવો છે અલબેલોરે;
ગવાય તેમ ગુણ ગાજો એના, રખે ભુળગો મેલો. રણછોડ

ધન્ય બોડાણા ધીરજ તારી, બળવંતને તેં બાંધ્યોરે;
જોગી મુનિને જે છે દુર્લભ, તે પ્રભુ તુજને લાધ્યોરે. રણછોડ.

ડાસરામાં ઠીક નિકળિયો, પ્રગણામાં પ્રીતેરે;
દુનિયામાં તેં ડંકો કીધો, ડાકોર રહે રંગ રીતે. રણછોડ.

ચાર જુગમાં જાણ થયો તું, બોડાણો બલિહારીરે;
તન મન ધન તેં ત્રીકમ ઉપર, સરવે નાખ્યું વારી. રણછોડ.

અલબેલાને અરજ અમારી, એકાંતે તમો કહેજોરે;
અવગુણનો તો આંક નથી, તમો શામળિયાજી સહેજો. રણછોડ.

જો મોહન મનમાં આણો તો, જુગમાં ન મળે જોડરે;
ત્રાહ ત્રાહ શરણાંગત રાખો, રંગીલા રણછોડ. રણછોડ.

જે જે અવગુણ જોશો તો, પ્રભુ મુજમાં ભર્યા ભરપૂર રે;
આળ કરો તો ઉડી જાઉં, જેમ આકડાનું તૂર. રણછોડ.

શામળિયા તમો સામું જુઓ, સ્નેહ ધરીને શ્યામરે;
મને ફેરવી મોહનજી મારૂ, સેજે થાયે કામ. રણછોડ.

ચરણકમળમાં ચિતડું મારૂં, તાણીને તમો રાખોરે;
ધણી થઇ ગિરધારી મુજને, તરછોડી ના નાખો. રણછોડ.

બેઉ કરજોડી ચરણે લાગું, સો સો કરૂં સલામરે;
રણછોડને તમે રાખો રસિયા, ખાના જાત ગુલામ. રણછો..

અથ રણછોડનો ગરબો જે કોઇ,ગાશે પૂરણ પ્રીતેરે;
તે ઉપર રીઝે રંગીલો, રસબસ થઈ રંગ રીતે. રણછોડ.
સહુ આવીને સાંભળજો, હું કહુંછું વારંવારરે;
ભુલ્યું ચુકયું માફ કરજો, કરતા છે કિરતાર. રણછોડ.૬
સંવત અઢારસેં અગનોતેરે,આઠમ આસો માસરે;
કૃષ્ણ પક્ષ ને રવિવારે, ગુણ ગાય છે રણછોડદાસ. રણછોડ.

---

## છુટક પદો.

### પદ ૧ લું–રાગ વસંત.

કુને કુને ગુલાલ નાંખ્યોરે, મારી આંખલડીમાં ખટકે; કુને કુને.
આ શાં લક્ષણ લોકનાંરે, જીવડો મારો ભટકે; કુને કુને.
કુમ કુમ કેસર ઘોળ્યાં ને રોળ્યાં, મોળીડાને મટકે; કુને કુને.
વ્યાકુળ થઇ વળગી વહાલાને, પીતાંબરને પટકે; કુને કુને.
રણછોડના સ્વામી સુંદરવર, લાલજી તમારે લટકે; કુને કુને

### પદ ૨ જું.

લોકડીઆં દેખેછે લાલ, આંખ્યોમાં ભર્યો ગુલાલ;
મૂખડાની ખાશો ગાળ, આતે શું કર્યું. લોકડીઆં.
માથાની મટુકી ફુટી, ગોરસમારૂં લીધું લૂટી;
હવે તો હું હારી છૂટી, અહિંકયાંથી ભરૂં. લોકડીઆં.
હૈયેથી વછૂટયો હાર, મોતીડાનો તૂટયો તાર;
આવડો શો હતો ભાર, ભરણ ભર્યું. લોકડીઆં.
મન કાંઈના અનસા મોડ, પૂરણ પ્રીતે પોહોત્યા કોડ;
કરજોડીને કહે રણછોડ, કારજ સીધ્યું લોકડીઆં.

### પદ ૩ જું–રાગ કેદારો.

આવો મારા લાલ ગુલાલીઆરે ઠાકોર, કેસરે રંગ રસ ભીનારે;
જે કોઈ તમને પ્રેમે બોલાવે, તે તમારે મન તેનારે. આવો.

ચાંપી ચોપીને રંગ ભેર રોળી, કેની સંગે રમિયા હોળીરે;
જુવતી જુથ સહુ ચાલી આવે, કોણુ ભામની મળી ભોળીરે. આવો.
સવારે વસંત તમારે વહાલા, તમોરે વસંતના વાંકારે;
ગૌ ગોપી ગોવાળાની મંડળી, ઉડાવત અબીલ ગુલાલબાંકારે. આવો.
એ સુખ જોઇ મારા હૈડામાં હરખું, દર્શન દેજો દહાડીરે;
રણુછોડ પ્રેમ સખી પીયા પ્રીતમ, આંખો થઇ મારી ટાઢીરે આવો.

### પદ ૪થું-રાગ ગરબી-થાળ.

આજ સપરમો દહાડલો મારા વહાલારે;
હુંતો હરી મુખ જોવા જાઉં, કહાન છોગાળારે.
જળહળ તેજે દીવડે, મારા વહાલારે;
હરી મુખ નિરખી રાજી થાઉં, કહાન છોગાળારે.
સરસ પાથરણાં પાથરૂં, મારા વહાલારે;
કાંઇ મોહન બેસો માંહે, હરી છોગાળારે.
પેર પેરનાં પકવાન કરાવું, મારા વહાલારે;
કાંઇ ત્રીકમ તારે કાજ, કહાન છોગાળારે.
શીરો કર્યો સાકર ભેળી, મારા વહાલારે;
જમાડું જમણે હાથ, કહાન છોગાળારે.
લંવિગ સોપારી એલચી, મારા વહાલારે;
આ બીડી લો બાસઠ પાન, કહાન છોગાળારે.
રણુછોડ પ્રભુ પાતળા, મારા વહાલારે;
મેંતો તમ સામું નવ જોવાય, કહાન છોગાળારે.

### પદ ૫ મું-રાગ પ્રભાત.

તારે મારે પ્રીત બંધાણી, કોણુ ચોઘડી કાંહાના;
આજ હરજી મોઘા થાય છે, કાળે રમતા નાહાના. તારે.
વાહાલો સમણુા મધ્યે ઘણું સાંભરેને, જાગતાં નજરે દીઠા;
ભોજન કરવા ભેળાં બેઠાં, લાગે અમરીતપેં અતિ મીઠા. તારે.
વાલોખડકીએ જોઉં તો અડકીનેઉભો,બારીએ જોઉં તો બેઠો;
સેરીયે જોઉં તો સનમુખ આવે, આવી હૃદેકમળમાં પેઠો. તારે.

અરે તારી આંખલડીના ઉલાળા, કહી સબળા લાગે સારા;
ક્ષણુ એક ઉભલા નવ રહો, નટવર નંદલાલા. તારે.
ચાલો કેશરકેરાં તીલક બનાવે, મુખ ઉપર જાઉં વારી;
રણુછોડના સ્વામિ અંતર જામી, હું છું દાસિ તમારી. તારે.

પદ ૬ હું.

તમને આરાધું અજાદેવ, પ્રથમ કરૂં તમારી સેવ. ટેક.
સવાપહોરે સૂતાં ઉઠે, બકોર કરતાં બાળ;
માતા પાસે ખાવા માગે, પ્રથમ પ્રાતઃકાળ; તમને.
પહોર દહાડામાં આવી મળે તો, કાયા કરે કલોલ;
માણુસ થાય છે મરવા જેવું, ઘડી થાય જો સોળ; તમને.
વાત કરતાં વઢી પડે છે, ભણુતાં જાય છે ભૂલી;
આંખડિયે અંધારાં આવે, કાયા થઇ જાય લૂલી. તમને.
પંદર દિને એકાદશી આવે, વ્રતતણો મહિમાય;
રાત પડે ને સ્વપનું લાગે, વહાણું કયારે વાય. તમને.
બળિયામાં જે બળિયો કહાવે, જેછે સઉથી બળિયો;
તે જો પામે ત્રીજે પહોરે, ધૂળ થઇને ઢળિયો. તમને.
તેત્રિશ કોટી દેવ મળીને, સહુકો તમને પૂજે;
કહે રણુછોડ અજાદેવ મળે તો, સરવે વાતો સૂજે. તમને.



# ધનદાસ.

૧૭ માં શૈકાનો કવિ; (સંવત ૧૭૮૩ માં હૈયાત હતો એમ જણાય છે.) ઘણું કરીને ધંધુકાનો રહીશ. એની બનાવેલી ભક્તગીતા પણ છે.

## અર્જુન ગીતા.

### સરસ્વતિ છંદની ચાલ.

શ્રી ગુરૂ પ્રતાપે ગાઈયે, કિરપા તે સાધૂ-જન;
પરિબ્રહ્મ મારો આતમા, મારૂં મન તે અર્જુન;
અર્જુન શુણો ગીતા સાર, પાંડવ માનજો નિર્ધાર.—ટેક.
અર્જુને એમજ પૂછિયું, સાંભળો વૈકુંઠરાય;
એક સાર ગીતા કહો મને, નિજભક્તનો મહિમાય. અર્જુન.
ત્યારે શ્રી હરિ એમ ઓચર્યા, અર્જુન ધરજો મન;
એ સાર ગીતા સાંભળે, અવતાર તેનો ધન્ય. અર્જુન.
ચૌદ લોક તે વશ માહરે, બ્રહ્માંડકેરો ભાર;
પણ ધન્ય મારા દાસને, રાખે રૂદયમોઝાર. અર્જુન.
જળ મધ્યે જે છે પદ્મ, તેને સ્પર્શ નહીં લગાર;
તે ચિન્હ મારા ભક્તનું, વળગે ન વિષય વિકાર. અર્જુન.
સંસારસું સરસો રહે, ને મન મારી પાસ;
સંસારમાં લોપાય નહિ, તે જાણ મારો દાસ. અર્જુન.
મુજ ભક્ત તે મુજને ભજે, હૈયે હોય હેત હમેશ;
તો ભક્ત તેને જાણિયે, જે કરે ન કોઇનો દ્વેષ. અર્જુન.

કર માંહિ તુલસી કરણુ તુલસી, કંઠ તુલસીહાર;
બહુ તિલક છાપાં શોભિતાં, મુજ ભકતનો શણગાર. અર્જુન.
મારા સાધુને જાણે નહીં, પાખંડ પુજે લોક;
જે દંભ આડંબર કરે, તે જાણું સર્વે ફોક. અર્જુન.
ઉત્તમ વર્ણ થઇ નહિ ભજે, ચાંડાળ કહિયે તેહ;
ચાંડાળ થઈ મુજને ભજે, તે જાણુ મારી દેહ; અર્જુન.
મુજ ભકતકેરે કારણે, અવતાર લીધા દશ;
હું નિરંજન ને નિરાકૃતિ, મને ભકતે કીધો વશ. અર્જુન.
વળિ દેવકેરે કારણે, ગયો વસમે વંન;
રાવણ મારિને રાજ્ય આપ્યું, વિભિષણ રાજંન. અર્જુન.
દુર્વાસા રુપિયે દૂભિયો, મુજ આતમા અમરીષ;
ભય ચક્ર મેલી છેદિયો, મેં ભલિ લગાડી શીખ. અર્જુન.
બળિરાયને મેં બાંધિયો, દેવોનિ કીધી સાર;
પાતાળ આપ્યું રાયને, ત્યાં હું રહ્યો છડિદાર. અર્જુન.
ગોકુળ વિષે હું અવતર્યો, શિર પીંછ ધરતો મોર;
ખાતો હું માખણ તસ્કરી, જુગમાં કહેવાયો ચોર. અર્જુન.
મા જશોદાયે બાંધિયો, હું જોડિ ઊભો હાથ;
હું દીન થયો તે દાસનો, ચૌદભૂવનનો નાથ. અર્જુન.
વળિ ઇંદ્ર જયારે કોપિયો, ત્યારે કોઇયે ન આવ્યું આડ;
ગોકૂળ રાખ્યું રેલતું, ગોપી લડાવ્યાં લાડ. અર્જુન.
સોળસેં સ્ત્રિયોમાં હું રમ્યો, મારો કોઇ ન જાણે ભેદ;
મારા ભકતકેરે કારણે, મને કહે લંપટ વેદ. અર્જુન.
વિરંચી વાછરૂ હરિ ગયો, તે કરિ ગયોજ અધર્મ;
હું નવાં નિપાવી લાવિયો, મારો કોઇ ન જાણે મર્મ. અર્જુન.
મામાને હું મળવા ગયો, ત્યાં મળી કુબજા નાર;
થોડાક ચંદન કારણે, મેં આપ્યું રૂપ અપાર. અર્જુન.
વળિ પ્રથમ પોળે પેસતાં, પરિયટે દીધી ગાળ;
મેં મારિને વસ્તર લિધાં, સોહાવિયા ગોવાળ. અર્જુન.

વળિ ત્યાંથી આગળ ચાલતાં, માલેણુ લાવી હાર;
મેં અર્થ સાંધ્યો એહનો, આપ્યા પદારથ ચાર. અર્જુન.
વળિ માર્ગમાં નાપિક મળ્યો, ને આપ્યું દર્પણ હાથ;
પૂર્યા મનોરથ તે તણા, મેં રાખ્યો મારી સાથ. અર્જુન.
સંબંધિ જનને જે હણે, ચાંડાળનો તે અંશ;
મારા ભક્તકેરે કારણે, મેં માર્યો મામો કંસ. અર્જુન.
મેં સુદામાને સંતોખિયો, કાંગના કારણને કાજ;
સંપત્તિ આપી તેહને, નવનીધિ સૂધાં રાજ. અર્જુન.
એકવાર વીદુર ઘેર જઇ, આરોગિ ભાજી પાન;
મેં લાડ પાળ્યાં દાસનાં, રાજાનાં મોડયાં માન. અર્જુન.
કૌરવનું કુળ સંહારિયું, મેં સાર્યો તારો અર્થ;
હું ચૌદ ભુવનનો રાજિયો, મેં હાંકયો તારો રથ. અર્જુન.
એકવાર વનમાં હું ગયો, ત્યાં વન હતું ઘનઘોર;
મેં ભાવ જોયો ભીલડીનો, ખાધાં તે એઠાં બોર. અર્જુન.
અમે ઘણા મળિ ગોવાળિયા, રમતા ગયા મહાવંન;
બહુ ભાવ જોઇ રૂપિનારનો, અમે જાચિ લીધાં અન્ન. અર્જુન.
પ્રલ્હાદ પિતુયે પરભવ્યો, મેં થંભ પૂર્યો વાસ;
તે દુષ્ટને વીદારિયો ઉગારી લીધો દાસ. અર્જુન.
વળિ ધ્રુવને દુઃખ પમાડિયો, ને કાઢિયો વનવાસ;
તે બાળકે મને વશ્ય કર્યો, ધન્ય ધન્ય મારો દાસ. અર્જુન.
ચંદ્રહાસ ને હરિશ્ચંદ્ર રાજા, ભકત મારા તેહ;
પડે વિપતપણ નહિ વીસરે, મૂજ મુગટના મણિ એહ. અર્જુન.
જ્યારે સુધનવાને નાંખ્યો, તાતે તેલ બળતી ઝાળ;
મારા દાસને ઊગારિયો, સંભારતાં તતકાલ. અર્જુન.
દ્રોપદીનાં પટકુળ કાઢિયાં, હું પાસ નહિ તે કાલ;
મારા દાસને વેલા પડી, ત્યારે તુર્ત કરિ સંભાળ. અર્જુન.
પંચાળિને જ્યાં પરભવી, પાસે હતા પંચવીર.
મારા દાસને મેં પૂરિયાં, નવસેં નવાણું ચીર. અર્જુન.

એક કોળિયે કૌતક કિધું, ને લીધું મારૂં રૂપ;
રાજાની કન્યા પરભવી, પરદલ કોપ્યો ભૂપ. અર્જુન.
મેં ત્યાં જઇને શું કર્યું, મારૂં તેજ મૂકયું માંય;
પરદલનો પરાજય કર્યો, મારૂં બિદ્દ પાળ્યું ત્યાંય. અર્જુન.
અજામેળ તે મહાપાતકી, ભામિકી ગુણિકા જેહ;
જો સ્મરણ કરતાં માહરૂં, વૈકુંઠ પામી તેહ. અર્જુન.
ગજરાજને ગ્રાહે ગ્રહ્યો, ત્યાં લીધું મારૂં નામ;
ત્યાં એક કરતાં બેઉનાં, અર્જુન સીધ્યાં કામ. અર્જુન.
હુંમાં ને મારા ભકતમાં, અંતર ન હોય લગાર;
મુજ ભક્તને ઓળખે નહીં, તે ભુલિ ભમે સંસાર. અર્જુન.
મારા ભક્ત સુખિ તો હું સુખી, દુખિ તો દુખી હું જાણ;
મારા ભકતને કોઇ પરભવે, તો મને લાગે બાણ. અર્જુન.
છે સ્વર્ગ મૃત્યુ પાતાળમાં, જળથળમાં મૂજ વાસ;
શુણ ઇંદ્રસુત તુજને કહું, હું થકી અદકો દાસ. અર્જુન.
હું જોગ જગને નહિ મળું, નહિ તપ તિરથ કે દાન;
અર્જુન મહિમા જાણજો, મારૂં ભકિતથી છે જ્ઞાન. અર્જુન.
હું ભકતને સંગે ફરૂં, મને ભકતનોઆધાર;
અર્જુન મહિમા જાણજો, કેહેતાં ન આવે પાર. અર્જુન.
હરિભકત મહિમા સુણી અર્જુન, પામ્યો હરખ અપાર;
મુર્છિત થઈ અવની પડયો, નેત્રે વહે જળધાર. અર્જુન.
આ ગિતાને જે અનુભવે, જે ગાય નર ને નાર;
અર્જુન એવું જાણજો, તે પામે પદ નિર્ધાર. અર્જુન.
એ ભકત મહિમા માહરો, કોણે કળ્યો નવ જાય;
જેનું ભાગ્ય હોય તે અનુભવે, ધનદાસ ગીતા ગાય. અર્જુન.



# રામકૃષ્ણ

## શૃંગારનાં પદ.

### પદ ૧—રાગ ગોડી.

આ જોને અલબેલી, આ જોને અલબેલી, કહાનજીને કરતી હાંકલીરે હાંકલી; આ જો.
હસીને હરીએ તેડી પાસ, કાલુ કાલુ બોલીને કરતી હાસ્ય; આ જો.
પ્રીતે પુરી મનની હાઉ, રખે બોલતી દેખે બલ દાઉ; આ જો.
રામકૃષ્ણ કહે જાઓ છો ગ્રેહ, અવસરે મલશું આપણ બેહ; આ જો.

### પદ ૨.

સખી આજ મ્હારે કહાનજી આવ્યા ઘેર, તેની શોભા કહીએ શી પેર; સખી.
નાના સરખા નટવર વેષ, શીર સોહે બોટલીઆ કેશ; સખી.
નાના સરખા નંદકુમાર, કંઠડે ધરી આવ્યા મોતન માળ; સખી.
અતિશે આનંદ ઊલટયો અંગ, રામકૃષ્ણ પ્રભૂ રાખો રંગ; સખી.

### પદ ૩ જું.

માહરા નાથજીને ભુવન પધરાવો, મહારી સહીઅર સહુ આદરે આવો; મહારા.
ચુવા ચંદન અગર સુરંગ, લેપન કરજો કહાનુડાને અંગ; મહારા.
આપોરે આસનઆણી સૌ સાર, હરિને કંઠે આરોપ્યો નવલો હાર; મહારા.
નાના ભોગ સમર્પ્યા ધરી ભાવ, વળી વળી દુર્લભ આવ્યો દાવ; મહારા.
રામકૃષ્ણ પ્રભુ રસીક રાય, રમતાં શોભે સહીઅર મહાંય; મહારા.

### પદ ૪ થું.

આનંદ ઓછવ સજની, આજ મારે, આનંદ ઓછવ સજની;
જતન કરતાં જોગ મળ્યોરે, કહાનજીનું રમવા રજની. આજ.

નવરંગ પેહેરૂં ચીર ને ચોળી, નવસત ભુષણ સારૂં;
શામળિયાની સનમુખ રહેવા, હૈડું હીસે મારૂં. આજ.
વળી વળી એ સુખ દુર્લભ, બાઇરે અબળા કેરી દેહ;
રામકૃષ્ણ પ્રભુ નવળ છબીલો, રસબસ કરશું નેહ. આજ.

પદ ૫ મું.

આજ અતિ દુર્લભ કીધું, મ્હારા વાલા, આજ અતિ દુર્લભ કીધું;
ઘણે ઘણે દહાડે ઘેર પધાર્યા, દુર્લભ દરશન દીધું. મ્હારા
એ આનંદ રસ તમથી થાયે, અન્ય નથી સમર્થ કોઇ;
મોહન મુખના મરકલડારે, નીરખી નીરખી મોહી મ્હારા
વંદ્રાવનમાં કરીરે વાયદો, વારૂરે પેરે વળજો;
રામકૃષ્ણ પ્રભુ લાજ તજીને, હેતે મુજને મળજો. મ્હારા

પદ ૬ ઠું.

શામળીઓ ઓ આવે, મ્હારી સજની, સામળીઓ ઓ આવે;
શેરડીએથી જોનિ સુંદિરવર, લટકો સારો લગાવે. મ્હારી
પ્રીતે પૂરો ને રીતે રૂડો, રસીઆમાં અતિ વસીઓ;
અતિ મીઠોરે નંદનો કુંવર, મરકલડે મન વસીઓ. મ્હારી
મલપંતોરે મુજ મંદીર આવી, મારગ જોતા મ્હાવો;
રામકૃષ્ણ પ્રભુ પ્રેમેરે પામી, સ્નેહિ સુંદિરવર આવો. મ્હારી

પદ ૭ મું.

ગૌચારીને આવે વહાલો, ચોબાજૂ જોતો;
સહીઅર કેરો સાથ તેને, જોવારે જાતો. ગૌ.
નાટારંગ કરે સામસામાં, સ્યામતણા સાથી;
છેલ છબીલો શોભે વચમાં, છાઉડલો હાથી. ગૌ.
આવોરે અવસર કહાં જડે, ને અલબેલડોરે આવો;
રામકૃષ્ણ પ્રભુને પુંજીને, પૂષ્પે વધાવો. ગૌ.

પદ ૮ મું.

આરતડી કીજેરે આપણ, વહાલાની સારી;
તન મન ધન ત્રીકમજી, ઉપર નાખુંરે વારી. આરતડી.

કનકથાલમાં દીવડા તે, જલહલ જલહલકે;
મોહનજીનું મુખડું જોતાં, મનડું રે ટલકે. આરતડી.
વાજીત્ર વાજી અતિ ઘણાં, ને શંખ શબ્દ થાએ;
રામકૃષ્ણ પ્રભુ નીરખતાં, ભવનાં દુઃખ જાએ. આરતડી.

પદ ૯ મું.

મહારી શેરડીએ તુંને જોવા રહી છું, જાતારે વલતા;
કોડતણા કામડલા હું તો, મુકું છું ઢળતા. મહારી.
માલીડાનો લટકો ચટકો, ચિત્તતણો હેરૂં;
નેહ વલુંધી નવલ છબીલા, તુન નવ ફેરૂં. મહારી.
આઠ પહોર એ ધખ વલુંધી. ધંધોરે ભૂલી;
રામકૃષ્ણ પ્રભુ રંગે તાહરે, હીંડું ફૂં ફૂલી. મહારી.

પદ ૧૦ મું.

આ જોને અલબેલડો. શું સારૂં ભાવે;
ગૌચારી ગોવાળાશું રે, વ્રજ મધે આવે. આ.
મોર મૂગટ માથે બન્યો—કાને કૂંડલ હલકે;
પીતામ્બરની પલવટડી, કર કંકણ ખલકે. આ.
ઉર વનમાલા લટકંતી, અતી રૂડી લાગે;
રામકૃષ્ણ પ્રભૂ પેખતાં, ભવનાં દુઃખ ભાગે. આ.

પદ ૧૧ મું.

વંદ્રાવનથી વહાલો મોરો, આવે ગૌચારી;
મોતીડે વધાવે માનુની, મોહિ રહિ વ્રિજનારી. વંદ્રા.
વૈજંતિ વનમાલાશી છે સુંદિર, ઉર સારી દીસે;
પીતામ્બરની પલવટડી, હૈડું અતી હીસે. વંદ્રા.
મુખે મધુરી મનભાવતી, વાંસલડી વાગે;
રામકૃષ્ણ પ્રભુ પાતલારે, અતિ વહાલા લાગે. વંદ્રા.

પદ ૧૨ મું.

દરશનમાં શું જાએ છે, જીવણજી કહીએ;
માનુનીઆશું મીઠડારે, મોઘા નવ થઇએ. દરશન.

તન મન રૂપજ આવિયું, નહિ કોને કાજે;
તે નિશ્ચે કરી જાણજો, ભાગ્ય અમારૂં આજે. દરશન.
અમો સાથે આડાં ફર્યે, નહિ સારા દીસો;
રામકૃષ્ણ રસ ભોગી અતિ, તેને સૌ પ્રીછો. દરશન.

પદ ૧૩ મું.–રાગ ગરબી.

આવોને માગુછું માનરે, છોગાળા છેલારે;
એવું તે શું અભિમાનરે, છોગાળા છેલારે.
ગોકુલ ઘેર ઘેર જાઓછોરે, છો૦ તે શુરે મોઘા થાઓછોરે, છો૦
અમો શું લીધુ તહારૂંરે, છો૦ મોહોતન રાખો અમારૂંરે, છો૦
વાંકા અને વિપરીતરે, છો૦ પ્રીછોછો કાંઈ પ્રીતરે, છો૦
મોહ્યાં તમારે તાનેરે, છો૦ અમો થયાં રાને પાનેરે, છો૦
મળો નાથ રદિયામાં અડોરે, છો૦ પ્રભુ રામકૃષ્ણ વળતાં હીંડોરે, છો૦

પદ ૧૪ મું.

ઘોરે વચન સલુણારે; સોભાગી શામરે;
ક્યારે મલશું કહાનારે; સોભાગી શામરે.
તમો ચાલ્યા ગૌ ઘેરીરે, સો૦ અમને જુઓને ફેરીરે, સો૦
અમારે તે દિન કેમ જાશેરે, સો૦ તમારે તો આનંદ થાશેરે, સો૦
મારીરે ગૌ તમ સાથેરે, સો૦ સોંપીને આપી છે હાથેરે, સો૦
તેને હાથ ફેરવજો શામરે, સો૦ મહારૂં તે લેજો નામરે, સો૦
તેને અંગર સુઆણજો સારારે, સો૦ હુંરે દઇશ હુંકારારે, સો૦
ઊલટ ધરજો અંગરે, સો૦ રહેસે રામકૃષ્ણ પ્રભુ રંગરે, સો૦

પદ ૧૫ મું.

જાતે છો અતિ રસીઆરે, જુગજીવન કહાનારે;
તમો મહારે મન વશીઆરે, જુગજીવન કહાનારે.
વાંસલડી સુદિંર વાહીરે, જુ૦ અમે ત્યાં અધવચમાં ધાઇરે, જુ૦
વંદા તે વનમાં આપીરે, જુ૦ વહાલાને મન ભાવીરે, જુ૦
હું બેઠી સખી પ્રિષ્ટેરે, જુ૦ તમો જોયું આડી દ્રષ્ટેરે, જુ૦
હું ભણી હેઠું છાંનેરે, જુ૦ તે હું સમજી સાનેરે, જુ૦
હું છું ઘેલી ને કાલીરે, જુ૦ પ્રભુ રામકૃષ્ણને વહાલીરે, જુ૦

## પદ ૧૬ મું.—રાગ ગોડી.

આજ અતિ આનંદરે સજની, રમીએ રમીએ વહાલાજી શુ રજની;
નૌતમ નાહાવલોરે પામી, અબલા આરત ભવની વામી.
લટકો લાલનોરે લહીએ, તેની શોભા શીશી કહીએ;
નંદજીનો નાનોરે છે નટવર, વહાલો સુંદરમાં છે સુંદર.
સહિસો ધંધો સ્વૈસ્વ છાંડી, ક્ષણું એ દ્રષ્ટ ન કરી ખાંડી;
રામકૃષ્ણ રસ બહુ રેડે, પ્રભુ મહારો પાસેરે તેડે.

## પદ ૧૭ મું.

મીઠડો મોહનરે મહાવા, તમો કેમ વહાલાછોજી આવા;
સહીઅર સહુએરે સોભાગી, ચિત્ત વિત્ત રહેછેરે ચરણે લાગી.
જે દિન નવ દેખુ નયને, તે દુઃખ કહ્યું ન જાએ વયણે;
અમ સંગ આવોરે રમવા, સાંઇડુ દીજે વિરહ દુઃખ સમવા.
પૂંઠળ પૂંઠળરે ફરીએ, નિત નિત નયણે નેડો ધરીએ;
રામકૃષ્ણ રસ બહુ લઈએ, નાથશું નેડો નીર વહીએ.

## પદ ૧૮ મું.

આજ હું તો હરખીરે સજની, કહાનજીશું રંગે રમીઆં રજની;
તે સુખ શ્યામ સૂભાવે, કાંઈ કહેતાં પાર ન આવે.
વહાલોજી તે નટવર વેષે, સોરે ખિટલીઆળે કેશે;
મોલીડાનોરે મચકો જોતાં, ને કાંને કુંડળ અતિ સોહતાં.
હું પણ રૂપેરે છું રૂડી, હાથે હેમ . તણી છે ચૂડી;
રામકૃષ્ણ રસમાં રે નમતાં, રજની વીતી રંગે રમતાં.

## પદ ૧૯ મું.

આવે વાહલો લટકંતો ગોપાલ;
સાંજ સમે સુરભી લઇ આગળ, દીનાનાથ દયાલ. આવે.
મોર મુકુટ મકરાકૃત કુંડલ, નીલવટ તીલક રસાલ;
પલવટડીરે પીતામ્બર કેરી, ઉર વૈજંતી માલ. આવે.
જેજેકાર કરે સુરનર મુનીવર, ગુણ ગાએ ગોવાલ;
રામકૃષ્ણ રસ દિન દિન ચઢતો, દીનાનાથ દયાલ. આવે.

## પદ ૨૧ મું.

મારો વહાલોજી તે વાયે વાંસલડી;
ઘરમાંથી હું હર્ષે દોડું, પ્રેમે વીંધી મારિ પાંસલડી. મારો.
મણિમય કુંડલ ને વનમાલા, મોર મુગટ દીસે દુરથકી;
પાવલીએ ઘુઘરડી ધમકે, પ્રેમે ઉલટે પૂર થકી. મારો.
ગૌ ગોવાલે વિંટયો વહાલો, સૌપે સાર દીસે સહી;
રામકૃષ્ણ પ્રભુનું મુખ જોતાં, સુખનિ સીમાનો પાર નહીં. મારો

## પદ ૨૨ મું.

મારો વહાલોજી આવે તે ગૌચારી;
હર્ષભરી હુંતો જોઉં આજની, છબી છે અતિ ન્યારી. મારો.
આંખડી પાંખડીએ અમી રસ પીજી, મરકલડે કરે મનુહારી;
વ્રીજનારીના જૂથ વચેથી, મુજ ભણી ભાળે મોરારી. મારો.
હું આધીન થઈ હરીને હેતે, સુંદીર વર અતિ સુખકારી;
રામકૃષ્ણ પ્રભુના ગુણ ઉપર, તન મન કીજે બલહારી. મારો.

## પદ ૨૩ મું.–રાગ ગોડી.

આ જોની સાહેલી, સુંદીર શામલીઓ વર આવેરે;
કહાનજી દેખી કોડ ઘણેરં, મુને મહા રસ ઉપજાવેરે. આ જો.
મોર પીછનો મુગટ મનોહર, કાને કુંડળ લહેકેરે;
ઉર વનમાળ પગ રેલંતી, અંગે ચંદન બેહેકેરે. આ જો.
બાંહુડીએ બાજુબંધ લટકે, પાયમાં ઘુઘરી વાગેરે;
રામકૃષ્ણ પ્રભુનું મુખ જોતાં, ભવનાં દુઃખડાં ભાગેરે. આ જો.

## પદ ૨૪ મું.

પાતળિયો છેપ્રીતમ સજની, એ મુને મન ભાવેરે;
જુવતી જુથ વિષે લાડકડો, લડસડતો શો આવેરે. પાતળિયે.
મુખે મીઠા મરકલડા કરતો, નેહે નયન નચાવેરે;
પાયલે ઘુઘરડી ધમકે, મધુરી શી વેણુ બજાવેરે. પાતળિયો.
એ સાથે રંગે રમવાનું, કોડ ઘણું મુને થાયેરે;
રામકૃષ્ણ પ્રભુ રૂદયા લેતાં, ભવની ભાવઠ જાયેરે. પાતળિયો.

### પદ ૨૫ મું.

ગૌ ચારી ઘેર આવે મારો વહાલો, ગોવાલે પરવરિયોરે;
પુષ્પ પત્ર ગુંજ્જા ને ગેડી, મોર મુકુટ શીર ધરિયોરે. ગૌ.
છુટી અલક ને તીલક ધાતુનું, ઉર વૈજંતી માળારે;
પટ પીતામ્બર પાએ ઘુઘરી, કરતો આવે ચાળારે. ગૌ.
મુખ મધુરી વાંસલડી વાતો, લટકે મનમથ લાજેરે;
રામકૃષ્ણ પ્રભૂનું મુખ જોતાં, ભવનાં દુઃખડાં ભાજેરે. ગૌ.

### પદ ૨૬ મું.—રાગ ગોડી—રાગ બીજો.

તુંને સાંભરે સુંદીર તેહજ દહાડા, આપણ સહી સહુકો રમતાં;
કુર દહીનો કરીરે કરમલો, હેતે માંહે બેસી જમતાં. તુને૦
એકે સેજે સહુ મળી સુતાં, કાંઇ સુણતાંને કાંઇ કહેતાં;
અતિ માયાએ મામ ન રહેતાં, કામ શામને બહુ દેતાં. તુને૦
નીત નીત નવલા રંગજ કરતાં, નયને નેહ નવા ધરતાં;
કુમ કુમ કેસર તેલ તંબોળે, રામકૃષ્ણ રસે રંગ ભરતાં. તુને૦

### પદ ૨૭ મું.

મારો નાથ નથી ગયો ગોકુલમાંથી, હરનીશ રહે છે અલિયરમાં;
ગોપીને મૂકી ગિરવરધર, નવ આસરો લેયે કહાં. મારો૦
લીલા રૂપ લલીત લટકાળો સો, હરી વસે છે વ્રિજમાં વાસ;
અમારી આંખ આગળ છે ઉભો, પલક ન છોડે પ્રીતમ પાસ. મારો૦
જેજે આનંદ અમશું કીધા તે, નથી લક્ષ્મીને લક્ષમે અંશ;
રાત દીવસ આ વંદ્રાવનમાં, રામકૃષ્ણ પ્રભુ રાચે રંગ. મારો૦

### પદ ૨૮ મું.

મનમોહન આવેરે મોરૂલી વાતો, મોર મુંગટ શીર સુંદર હો;
કુંડલ કાન લહે મકરાકૃત, મરકલડામાં હર્ષજ હો. મન.
ગળે ગુંજા વનમાળ વિચિત્રી, બાહુડીએ બાજુબંધ સોહે હો;
પલવટ પીતામ્બર ફર હરતી, લાલ લોબરી અંગ સોહે હો; મન.
ચાલ તણી ચતુરાઇ જોતાં, હાર્યા હંસગત્ય નેટ હો;
રામકૃષ્ણ પ્રભુ રસીક શીરોમણુ, દુઃખ ભાજે થાતાં ભેટ હો. મન.

### પદ ૨૯ મું.—રાગ ગોડી ચોતાલ.

વારૂ વારૂરે વીઠલ વારૂ કીધું, દીન જાણીને દરસન દીધું; વારૂ.
અમ ઘેર તમ વિણ કોણ એવું, સર્વ સોંપીને જેને સેવું; વારૂ.
તમવડે તનતણા તાપ જાએ,કામિની કોણ નવ કીરતી ગાએ; વારૂ.
અંગના શું ઓપતા રંગ ચુડા,રામકૃષ્ણ પ્રભુ રસીક વર રૂડા; વારૂ.

### પદ ૩૦ મું.

જોઇએ જોઇરે વીઠલો વાળી વાળી, પહેરો પહેરોરે ફુટડી પસલી;
કરો કરોરે દીવડા ધ્રત ગાળી,હાલો હાલોરે હાથમાં હેમ થાલી. જો.
ગાઓ ગાઓરે મંગળ મમ બાળી, હૈડે હૈડેરે નાથને દીવાળી;
નાચો નાચોરે રંગ ભર અંગ વાળી, રંગે રમોરે રામકૃષ્ણ સ ગતાલી. જો.

### પદ ૩૧ મું.

કરો કરોરે આરતી હાનની સરખી,સહુ સખી તમો શામ નીરખી; કરો
ભાવ ભેર દીવડા વાટ રૂડી, જળહળે કોહોણી લગી કનક ચૂડી; કરો.
મુગટ કુંડલ મણિમાલ દીસે, મોહન છબી જોઇને મન હીસે; કરો.
હરી મીત્ર વિચિત્ર વાજીત્ર વાયે, જેજેરેકાર કરી જશ ગાએ; કરો.
ધન ધડીને એતો ધન દહાડો, રામકૃષ્ણ રૂપે વળ્યો આંક આડો; કરો.

### પદ ૩૨ મું-રાગ ગોડી.

આજ ધણું હું આઈ,મારા વાલારે;મોહન મળવાનું છે મન,છેલ છોગાળારે;
મુખ દીઠા વિણા આનંદ, મારા વાલારે; ધણું તલપે મારૂં તંન; છેલ.
દરશન કરવા કારણ કહાન, મારા વાલારે; હું તો આવી વાર બે ચાર; છેલ.
કેમ બોલાવું કહાનને, મારા વાલારે; દોહ્યલો છે લોકાચાર; છેલ.
માણુસ જોતાં મૂજને, મારા વાલારે; મનમાં આવે લાજ; છેલ.
રામકૃષ્ણ પ્રભુ ભેટતાં, મારા વાલારે; આજ સર્યાં સર્વ કાજ; છેલ.

### પદ ૩૩ મું.

રાધાવર છો રસ ભર્યા, રઢીઆળારે; ત્રીભોવંન સુંદીર તન; છેલ.
અવસર લાધ્યો એકલા, રઢીઆળારે; મળવાનું છે મન; છેલ.
વદન નીરખતાં વીઠલા, રઢીઆળારે, વહાલની છૂટે વેલ; છેલ.
કો દિન આવ્યો કુંજમાં, રઢીઆળારે, કીજે કૌતૂક કેલ; છેલ.

જ્યાં તમો આવ્યા જીવન પ્રાણુ,રઢીઆળારે,કોટ રત્ન બીરાંજે કૂંજ; છેલ.
અમને રંગ રમાડીએ, રઢીઆળારે, પ્રભુ રામકૃષ્ણુ રસ પૂંજ; છેલ.

પદ ૩૪ મું.

મારા વાલા શું છે તમ કને, મારાવાલારે; કામણુ ગારા મોહન કાન; છેલ.
મુખ દેખીને મહાવનું, મારા વાલારે; માનૂની મૂકે માન; છેલ.
ક્ષણું ક્ષણું જુએ તમ ભણી,મારા વાલારે; કરે મરકલડાં કોડ, છેલ.
હર્ષ ધરે બહુ હૈડા વિષે, મારા વાલારે; હીંડે મોડા મોડ; છેલ.
કેટલીક તારૂણી તરપડે, મારા વાલારે; દરશન કરવા કાજ; છેલ.
રામકૃષ્ણ પ્રભુ ખેલતા, મારા વાલારે; ભાગે ભવનની ભાજ; છેલ.

પદ ૩૫ મું.

મરકલડે મન હરી લિધું મારી બેનીરે, શામળીઆની વાત, સલુણી કેનીરે.
કૂંજ ભોવનમાં કહાનજી, મારી બેનીરે; શી પેર રમિયા રાત, સલુણી કેનીરે
કહેછે કાનજીએ એમ કરી,મારી બેનીરે;નૌતમ સુંદીરની પ્રીત, સલુણી કેનીરે..
હીઅર સહુ મોહી રહી, મારી બેનીરે; શામળાઆના કૃત, સલુણી કેનીરે.
હુ સંભારી શામળે, મારી બેનીરે; સારા કરતી તાન, સલુણી કેનીરે.
રામકૃષ્ણુ પ્રભુ સર્વમાં, મારી બેનીરે; કાને કીધી સાન, સલુણી કેનીરે.

પદ ૩૬ મું.

મોહન અતિ મોઠડો,મૃગ નેણુડીઓ;દીઠડો જમુનાં તીર; મારીબેનડીઓ૦
મોર મુકુટ માથે બન્યો, મૃગ નેણુડીઓ; સુંદીર શામ શરીર; મારી૦
મચકે એને મન હર્યું,મૃગ નેણુનડીઓ; હું રહી એમની એમ; મારી૦
જાણું ઘેર જાવું નહિ, મૃગ નેણુડીઓ; પ્રીતમ સેવું પ્રેમ; મારી૦
સાન કરી મુને શામળે, મૃગ નેણુડીઓ; હું છું તેની દાસ; મારી૦
રામકૃષ્ણુ પ્રભુ રસભર્યો,મૃગ નેણુડીયો;મુને મળવાની કીધી આશ; મારી૦

પદ ૩૭ મું.

મારા વહાલા વરણાગિયા,મારા શામળિયા,તમશું માન્યું મન;પ્રીતમ પાતળિયા.
સુતાં બેઠાં શામજી, મારા૦ મુને રૂદયે વસે નહિ અન્ય; પ્રીતમ૦

કામણ જે કાંઈ કર્યું, મારા૦ મરકલડામાં માવ; પ્રીતમ૦
મન મારૂં તુંજશું રમે, મારા૦ તુજ ઉપર અતિ ભાવ; પ્રીતમ૦
જો મારૂં મનડું હર્યું, મારા૦ તો કરની કાંઈ પેર; પ્રીતમ૦
રામકૃષ્ણ પ્રભુ રસ ભર્યા, મારા૦ આ અવસર આવની ઘેર; પ્રીતમ૦

### પદ ૩૮ મું.

વાતલડી કરો મનની વહાલા, આનંદ ઉપજે અંગેરે;
ડહાપણ છાંડી મીટજ માંડો, આપણ રમીએ રંગેરે. વાત૦
જે દહાડાના નયને નિરખ્યા, પરખ્યા પૂરણ રસીઆરે;
રૂપ રંગ ને ગુણ ચતુરાઇ, એ આવીને ઉર વસીઆરે. વાત૦
જ્યાં જોઉં ને જ્યારે જોઉં, ત્યાં ત્યાં દેખું શામરે;
રામકૃષ્ણ પ્રભુ રૂપ મનોહર, આંખના છો વિશ્રામરે. વાત૦

### પદ ૩૯ મું.

વાતલડીરે કરો મારા પ્રીજનારે વહાલા, તમ વિણ કોણજ માનેરે;
એવા નાથ પ્રવિણને પામી, સોચ કરૂં તે શાનેરે. વાત૦
જાતા વળતા જમુના તીરે, ચોટજ આંખની વાગીરે;
કહાન દીઠા વિણ કળ ન પડેરે, હૃદયે વસ્યા વરણાગીરે. વાત૦
આપણ આવ્યાને સમક સીચીએ, તો અતિ સારૂં લાગેરે;
રામકૃષ્ણ પ્રભુ હૃદયે વસો, તો ભવની ભાવટ ભાગેરે; વાત૦

### પદ ૪૦ મું.

વહાલાજીશું રંગે રમતાં, જે સુખ ઉપજે અંગેરે;
હું જાણું ને હરજી જાણે, અવર નહિ કો સગેરે. વહાલા.
જેમ જેમ જીવણ સાથે મળીએ, તેમ તેમ અતિ સુખ થાયરે;
એક ક્ષણ એને સંગ વશીએ તો, ભવની ભાવટ જાયરે. વહાલા.
લાડ ઘેલો ને લાડકડો, નીત આવે ઘેર મારેરે;
રામકૃષ્ણ પ્રભુ પરમ પનોતો, પરાણે પ્રીત વધારેરે. વહાલા.

### પદ ૪૧ મું.

મારા શામળીઆ સુખદાઈ તું તો, શીદ ગયો હતો આજરે;
મેં તો વાટ જોઈ તાહરી, અતિ ઘણી, કાંઈ મેલીને મંગળ સાજરે. મારા.

મેંતો વાટ જોઈ બહુ વીઠલા,હું તો ક્ષણું ભડકી ક્ષણું બહારરે;
શીર શીશ ફુલ રાખડી સોભે, પાએ નેપુરનો ઠમકારરે. મારા.
મેંતો તુજ માટે મચકો કર્યો, ને હૈડે ધરીઓ હારરે;
રામકૃષ્ણુ પ્રભુ ભલે આવિયો, મારા સફ્લ કર્યા શણુગારરે. મારા.

પદ ૪૨ મું.

મારા વહાલાજી વરણાગીઆ, તું તો વ્રજ જુવતીનો શણુગારરે;
હું તો ગુણ ગાઉં પ્રેમે ભરી, મુને આપ્યો મોતન હારરે. મારા.
હવે કર કરૂણા મુજ દીનને, કાંઈ જાણી પોતાની દાસરે;
જેણે પરમ પનોતા પ્રેમ શું, આપણુ અહરનીશ રહીએ પાસરે. મારા.
હવે રૂચી રૂચીરે રસ પીજીએ, તારૂં મુખડું જોઈ જોઈ માવરે;
મારા રામકૃષ્ણુ પ્રભુ રસ ભર્યા, આજ દરશનનો છે દાવરે. મારા.

પદ ૪૩ મું.

મારા મોહનજી મચકલડા તમો, આવોને અમ ઘેર આજરે;
હું તો તમ સરખા સોહામણા, કાંઈ મેલ્યુ મંગળ સાજરે. મારા.
અમે આદિથી તમને અનુસર્યા, તમે મરકલડે દીધાં માનરે;
હવે તમ વિના કાંઇ ન ગમે, મારા કામણુગારા કાનરે. મારા.
તમો નાના સરખા નાવલિયા, તમો સમર્થ ને સુજાણુરે;
પ્રભુ રામકૃષ્ણુ અતિ રસ ભર્યા, મારા પ્રેમે બાંધ્યા પ્રાણુરે. મારા.

પદ ૪૪ મું.

સુખ નીધી મારો શામજીરે, આવશે રમવા અલવેરે;
સહીઅર સહુ મન તેવડ કરે, પૂઠે હીંડે ને વાલાને વલગેરે. સુખ.
આજ સખી સોભાગીઓ કાંઇ, અતિશે શોભે અલબેલોરે;
દદર દમકે ને ઘુઘરે ઘમકે, રમતાં લજ્જા મેલોરે. સુખ.
તમો નયને નેહ વધારજો, જેમ નહાનડીઓ રીઝેરે;
રામકૃષ્ણુ પ્રભુ સનમુખ હોએ, હવે તરૂણી તે પેર કીજેરે. સુખ.

પદ ૪૫ મું.

આજ તમો અલબેલડા હો, રમવા આવ્યા અંગે;
સહીઅર સહુને અતિ ઘણો હો, કાંઈ ઉજમ વાધ્યો અંગે. આજ૦

છબિ તમારી જોઈ કરીને, ચકિત થઇ સહુ બાળા;
સુંદરીઓની સુધ બુધ ખોઇ, ચતુર તમારા ચાળા. આજ૦
માંહો માંહી કહે કામિની, જેશુરે ભાગ્ય હશે તેનું;
રામકૃષ્ણ પ્રભુ અંગી કરશે, આપ્યું મુક્યું જેનું. આજ.

પદ ૪૬ મું.

પરમ સનેહી પાતળીઆ, મ્હારી પાસેથી નવ જાશો;
આપણ મળી મળી ચાલીએ, તેણે સબળ સુખીઆ થાશોરે. પરમ.
જે દિન તમ વિણ નિરગમું, જાએ મહાદુ:ખ દાઇ;
શું કરે મારા શામળીઆ, હું જીવું છું ગુણગાઈરે. પરમ.
તમને ચિંતા અતિ ઘણી તે, અવરને કાજે કાંહાંથી;
રામકૃષ્ણ પ્રભુ પાતળીઆ, તમો ખસો માં ક્ષણ હ્યાંથીરે. પરમ૦

પદ ૪૭ મું-રાગ ગોડી.

મારો મોહનજી મન ભાવતા, મને ચતુર ગમે નારિ ચાલ;
તમો વૃંદાવનની વાટડીએ, મુને કોડે મળીઆ કાલ. મારા.
તમ દેખીને ઘુંઘટ કર્યો, મેં નીચાંરે ઢાળ્યાં નેણ;
તમે કર્યો મુખ મરકલો, તે નણદીએ નીરખ્યાં ચેન. મારા.
તેણીએ સોના સહસ્ત્ર કર્યા, અણદેખી અરે અસંન;
રામકૃષ્ણ પ્રભુ રસ ભર્યા, એ તો દોહેલડારે દુરીજંન. મારા.

પદ ૪૮ મું.

હરી શું કરીએરે સંસારને, મુને વલગ્યારે વરી પ્રાણ;
હુંતો તમથી તેણે અલગીરે, મારા પ્રીતમ પરમ સુજાણ. હરી.
મુને મોહન મુખ દીઠા વિના, મારી દુરબલ થઈ છે દેહ;
રાત દીવસ જાએ ઝુરતાં, જોઉં છું ચાત્રુક જલ મેહ. હરી.
ચર્ણ તમારા ચિત ધરૂં, મારે હરનીશ એહ આધાર;
આવો રામકૃષ્ણ પ્રભુ પાતળા, મારી વહેલી તે કરજો વાર. હરી.

પદ ૪૯ મું.

સખી આજ અનોપમ રાતડી, કાંઇ જાગ્રણ જસોદાને ઘેર;
જીરે મીટ મેળવો મહાવશું, જ્યારે થાશે તે રૂડી પેર. સખી.

જીરે ચીર પટોળા પહેરીએ, કાંઇ સજીયે શુભ શણગાર;
પાયે તે વાજે વીંછીઆ, જીરે નેપુરના ઝમકાર. સખી.
જીરે નાનાપણાનો નેહડો, જીરે નાનો છે નવ જોબંન;
રામકૃષ્ણ *પ્રભુ પાતળો, જીરે પૂરે મનોરથ મંન. સખી.

પદ ૫૦ મું.

કામળી મ્હેલો કાનજીની કહાનજીની. ટેક.
કહાનજી મેં દીઠારે, બેઠા તે આણે દ્વાર;
તે છબી જીભે કેમ કહી શકું રે, નીરખી રહી સહુ નાર. કહાનજી.
હોઠ લાલ છે લોખરીરે, લટકે તે બાજુબંધ;
ગાલે હાથ દઈ કરીરે, એમ બેઠા શ્રી ગોવીંદ. કહાનજી.
મેં દેખાડયા તે મહાવજીરે, અંગના ભાવ અનૂપ;
હૃદય માંહે વસી રહ્યારે પ્રભૂ, રામકૃષ્ણ રસ રૂપ. કહાનજી.

પદ ૫૧ મું.

કહાનજીરે આજ છે કાજલીરે, સહીઅરને શુભ પેર;
જાગ્રણ કરવા કહો તો આવીએરે, જસોદાજીને ઘેર. કહાન.
અમો સહુ ગીતડા ગાઇશું રે, તમો બંસી વાજો નાથ;
સહીઅર ખંતશું ખુંદસું રે, કાંઈ હંબોડા હરી સાથ. કહાન.
નમી નમી હરીને હુલાવીએરે, પ્રેમે પાલવ સાહો;
રામકૃષ્ણ પ્રભુ અતિ રૂડલારે, રમતાં તે લીજીએ લાહો. કહાન.

પદ ૫૨ મું.

મોહન આવોની મલપતારે, મારી ચતુર કરોની ચિંતાય;
સુતા ને બેઠા તે શામજીરે, મેં તો તમ વિણ રહ્યું ન જાય. મોહન.
અહાવા રૂડા ને રસ ભર્યારે, હીંડો મોડા મોડ;
કામીની હોયે ફુટડીરે, તેને કેમ ન થાએ કોડ. મોહન.
તમ મળવાને ઉજમ ઘણોરે, ના ગમે ઘર વ્યાપાર;
રામકૃષ્ણ પ્રભુ રસ ભર્યારે, મારા નયનાના શૃંગાર. મોહન.

પદ ૫૨ મું.

સજની મારી શામળીઓ, સાંઝી વેલા દીઠોજી;
અમૃતથી અલબેલડો કાંઈ, મુજને લાગે મીઠો. મારી.

મોર મુગટ મનભાવતો, મોરે મનડે વસીઓજી;
હંસ વરણી ગતે હીંડંતો તે, હું સામું જોઇ હસીઓજી. સજની.
મેં જાણ્યો જે નંદકુંવર એ, એંધાણે ઓળખીઓજી;
રામકૃષ્ણ પ્રભૂ રૂપે રંગે, હૃદયા માંહે લખીઓજી. સજની.

પદ ૫૩ મું.

વ્યસન પડયું વ્રજ રાજનું, શું કહીએ વારે વારેજી;
નંદકુંવરને નીરખવાં કાંઈ, જાઉં જમુનાં આરેજી. વ્યસન.
કર મુરલી ને ઉભલો કાંઇ, સિંહતણી કટી લાજેજી;
મરકલડે જોયું મુજ ભણીરે, કાંઇ અડપડીઆલી આંખેજી. વ્યસન.
એ સરખો નર કો નહી, કાંઇ પ્રેમ કશોટિયે કસિયોજી;
રામકૃષ્ણ પ્રભૂ રતીઅન વિસરે, હૃદયા માંહે વસિયોજી. વ્યસન.

પદ ૫૪ મું.

આવોને હરી હિંચવાને, હાર જીતની હોડજી;
હું નાની ને તમો નાનડીઆ, કાંઇ સોહે જુગતી જોડજી. આવો.
તાળીરે દેઉં તવ તેવડાને, હંબોડા લેહેરેજી;
સહીઅર સહુ સુખ સાંપડે, ત્યાં શામલીઆને સેજેજી. આવો.
રમકે ને ઝમકે ઠમકે લઇને, નાચું નાના છંદેજી;
રામકૃષ્ણ પ્રભૂ હ્રદે વસો કાંઇ, નતિનિત નવલે આનંદેજી. આવો.

પદ ૫૫ મું.

ચાલો સખી વેગે વૃંદાવન, કમલનયન જ્યાં ગેલ કરે છે;
જુગજીવન જગમોહન, સૌ નારીના મન હરે છે. કમલ.
તવ તેવડી સહીઅર સઘળી, જેમરે મણિમધ્ય કુંદન;
નાના સર્વે ભાવશું નાચે, નારી ને નંદા નંદન. કમલ.
વાધ્યો રંગ ગીત વાજીત્રનો, દરસણિયું દુઃખ કંદન;
રામકૃષ્ણ પ્રભૂ રસીક છબીલો, દેખે કરે જન પાવન. કમલ.

પદ ૫૬ મું.

ચિંતા શી છેરે સંસારમાં, નટવર નેહડો થાતાંજીરે;
અમને પ્રેમે ઉતાર્યા પાર, પાવન વેણુડા ગાતાંજીરે.

મુજને મરકલડે દઇ માન, સહીઅર.સહુકો પુછેજીરે;
તુજને વહાલા સુંદીર શામ, અબલા એવડું શું છેજીરે.
મેંતો નથી દીઠો નંદલાલ, અલવે અવસર આણેજીરે;
રંગડે રામકૃષ્ણ રસ રૂપ, તેની તે ગત જાણેજીરે.

પદ ૫૭ મું.

પ્રાતડી બાંધી મારી બેહની, વ્રજ મારગ જાતાંજીરે;
જોયું મરકલડે મહારાજ, એક દીન મંદીરે નહાતાંજીરે.
અલવે વાળ્યો અંબોડો શીશ, દેખી આવતા વહાલાજીરે;
એને ગોઠી ગયો ચિત્તમાંહે, ચંચલ ચક્ષૂ ચાલાજીરે.
મુજને તે દિનનું દરશન, દેખી રહ્યું મન જાએજીરે;
રંગડે રામકૃષ્ણ રસ રૂપ, આંખે અમૃત પાએજીરે.

પદ ૫૮ મું.

જનમન મેલુ છોજી રાજ, તમથી શું છે છાંનુજીરે;
જહીનું તમશું માન્યું મન, પ્રાણ ગયા છો માનુંજીરે.
આવું તે હેત વધારો સજ હાડ,ચીતશું ચર્ણે આવ્યુંજીરે;
વાધે રમવા કેરો રંગ, સંગ સાર્યા ભાવુંજીરે.
અમને ઓરીઓ મોટા એહ, મચકે તમશું મ્હાલિયેજીરે;
રંગડે રામકૃષ્ણ રસ રૂપ, બોલ્યું વચન પાળિયેજીરે.

પદ ૫૯ મું.–રાગ ધનાશ્રી.

આરતી કરેરે જસોદા માવડી, ઘેર આવ્યાગોવીંદ ગૌચારી;
મુખ શ્રમ જલ ઉર અંબર સોહે, ભામણા લે ભુદરમુખ જોએ.
મોર મુગટ ધ્રુવ પલ્લવ ફરૂકે, વનનો વેષ જોઇ મનડું હરખે;
સુરીનર મુનીનર દરશને આવે, મોહી વૃજવધૂ પુષ્પે વધાવે.
શાક પાક ઘૃત ,ગોરસ કાઢે, સખા સહીત હરી જમે જમાડે;
રામકૃષ્ણ જન રતી એક જાચે, તે પામી પ્રસાદને પ્રેમે રાચે.

પદ ૬૦ મું.

આરતી કહાન કુંવરની કરીએ, ભોગ ભેટ ભલી આગળ ધરીએ;
મોહન મુખના મીઠડા લીજે, તન મન પ્રાણ સમર્પણ કીજે.

વાજાં વિવિધ પ્રકારનાં વાઇએ, પાવન જસ પ્રેમ ભરી ગાઇએ;
મનમથ કોટી મરકલડે લાજે, ઉપમા કહી અહી નહિ છાજે.
નટવર વેશતણા જે ચાળા, મોહિ વ્રજબાળા મોઘા ગોવાળા;
રામકૃષ્ણ પ્રભુ રાધા સંગે, જોઇ જોઇ જન્મસફલ કર્યો રંગે.

## પદ ૬૧ મું.

આરતી કીજે નંદ નંદનની, સફલ શીરોમણ જુગજીવનની;
પહેલી આરતી પાપ પ્રજાલે, જલહલ જ્યોત મંન અજુઆલે.
બીજી આરતી બહુ સુખ આપે, બાંહીધંરીને બંધન કાપે;
ત્રીજી આરતી ત્રીભોવન સારી, તન મન ધન કીજે બલહારી.
ચોથી આરતી ચમકે ન થોડી, ચારે વેદ રહે કરજોડી;
પાંચમી આરતી રાખ પાસે, રામકૃષ્ણ પ્રભુ પ્રત્યક્ષ ભાસે.

## પદ ૬૨ મું.—રાગ કેદારો.

ચાલોની અલબેલી અબલા, વૃંદાવન જઇએ;
શામલીઆ શું રંગ ભર રમતાં, સપરાંણા થઈએ. ચાલો.
પ્રાણતણો જીવન પાતલીઓ, પ્રેમ ધરી બોલે;
સામુ જોઈને સાન કરેશું, તે સુખની તોલે. ચાલો.
દિન દિન પ્રીત વધે પ્રભુજીશું, પાલવડે સાહો;
રામકૃષ્ણ પ્રભુ હૃદયામાં લીજે, તે મોટો લાવો. ચાલો.

## પદ ૬૩ મું.

સખી પહેરોને પટ ચીર મનોહર, આભ્રણરે અંગે;
વૃંદાવનમાં રમવા પળીએ, સુંદીરવર સંગે. સખી.
ચિત્તના ચોર ચતુર વર સાથે, ચૈહન ઘણા કીજે;
વિવિધ વિનોદ કરે વનમાળી, તાલી કર દીજે. સખી.
હાસ્ય કરે હરજી આપણને, સ્નેહ ભર્યાં સહીએ;
રામકૃષ્ણ પ્રભુના લટકાની, લીલાઓ જોઇએ. સખી.

## પદ ૬૪ મું.

આજ સપરમો દાહડો સાચો સુંદીરજો, નંદતણો નાનડીઓ આવે ઘેરજો;
ઝાકઝમાલ કરં તે ઉત્તમ આંગણેજો, સાથિઓ તે પુર સારી પેરજો.

મોહનજી મરકલડે જુએ મુજ ભણીજો, નેણુ નચાવે ઠમઠમાવે અમનેજો;
હસ્તી આંખે હું નિરખું કહાનજો, મીઠડલાને દેશ ઝાઝા માનજો.
વૃંદાવનમાં રાસ રમાડી રીઝવાજો, તે દહાડાથી લખીઓ મનજ માંહ્યજો;.
રામકૃષ્ણ પ્રભુ રસીક ન મુકે અધઘડીજો, એના ગુણ તે એહનામાંજ સમાયજો.

પદ ૬૫ મું.

ધન ધન દહાડો ધરણીધર વરણાંગીઆજો, આંગણડે ને આવ્યા મારે આજજો;
લક્ષમીવર હરી હીંડે લટકતાજો, શોકતણે મુખ ચાલી એની લાજજો.
પાતલીઆને રંગી નાખું હોલીઆજો, પુંજીને બેસારૂ સુંદીર પાઠજો;
ભાવંતા તે ભોગ સમરપુ મુદ્રાજો, અલબેલા તે થઈ આવ્યા અમ માટજો;
પાંચ પટાનો પેહેરણ મારે ધાત્રેજો, ઓઢાડું આચ્છુ અમૂલક ચીરજો
રામકૃષ્ણ પ્રભુ રસીઆ સામુ લેખતાંજો, સાહલડુંને દીધું શામશરીરજો.

પદ ૬૬ મું.

હું તો દીન દાસ છું તારીરે, મારા મનમોહન;
તું તો કરને ચિંતા મારીરે, પ્યારા મનમોહન.
તેં તો કરૂણા મુજપર આણીરે, વિઠલા મનમોહન;
મેં તો નગુણીએ કાંઇ નવ જાણીરે, શ્યામળા મનમોહન.
તેં તો નાનપણેથી પોખીરે, વહાલા મનમોહન;
તેં તો સઘળી પેરે સંતોખીરે, નંદના મનમોહન.
હું તો હીંડી તે ભોળે ભાવેરે, છોગાળા મનમોહન;
હું તો હાથ ઘસું છું હાવેરે, વાલમા મનમોહન.
મારા અવગુણ હોય તે ખમીએરે, મીઠડા મનમોહન;
પ્રભુ રામ કૃષ્ણ રંગે રમીએરે, દીઠડા મનમોહન.

પદ ૬૭ મું.

હું તો હેતે તારે પલકીરે, મારા છેલછબીલા;
તારે સ્નેહે ડાઢજ સલકીરે, મારા છેલછબીલા.
મને વ્યસનજ તારૂં વળગ્યુંરે, મારા૦ તે તો કેમ ન થાએ અળગૂંરે, મારા૦
મને છબી તે તારી ભાવીરે, મારા૦ તેં તો પ્રેમે હુંને બોલાવીરે, મારા૦
હું તુજ સંગાથે ખેલૂંરે, મારા૦ તેં તો મારૂં ઘર તે મેહેલ્યૂંરે, મારા૦

મને લાલચ તારી લાગીરે, મારા૦ મુને કળવળે નહિ આધીરે, મારા૦
મુને વારંવાર ન વાહીએરે, મારા૦ પ્રભૂ રામકૃષ્ણ રસ પાઇએરે, મારા૦

## પદ ૬૮ મું.

વાંસલડી વાઇને વનમાં તેડીઆંજો, વીસર્યા તે પતિ પરીવારજો;
કહાનજી પાખે કેમ રહી શકુંજો, હરી મારે હૈયાનો હારજો. વાંસલડી.
અંબુજ વરણી આંખડીએ આંસુ ખરેજો, વહે નીર ને બોલ્યું નવ જાયજો;
નયણાંને રવા પ્રભૂને પંથડેજો, પાછો તે નવ લેવાયજો. વાંસલડી.
કામણ કરીને ગયો કહાનજીજો, હર્યું હર્યું છે કુમળું મારૂં મનજો;
કો દેખાડે મુજને રૂડા કહાનજીજો, આપું તેને સરવસ ધનજો. વાંસલડી.
ગોકુલિયું તે ગામ સુનું કરીજો, મધુવન જઈ વસીઆ વાસજો;
રામકૃષ્ણના પ્રભુજીને પેખવાજો, ચાલો જઇએ પ્રીતમજીવનપાસજો. વાંસલડી.

## પદ ૬૯ મું.

આંખલડીને ચાલે ચિત્તડું મોહિયુંજો, શાંમલીઓ તે સનમુખ જોયજો;
લેહરડી લાગીરે કાલા કહાંનનીજો, ઓસડીઆં મા કરશો કોયજો. આંખલ.
બીજુને કાંઈરે હું બુઝુ નહીજો, શામલીઆને સાંઇડું દેવાનું કોડજો;
આંગણુડે નીરખુંરે ઉભી આવતોજો, ચતુર ચાંપલીઆનો છોડજો. આંખલ.
શાંમલીઓ સનેહી શી પેર વીસરેજો, વશીઓછે હૈડા માંહીજો;
રામકૃષ્ણ રસીયો રૂડલોજો, તે વિણ નથી ધીરજ મુને કાંઇજો. આંખલ

## પદ ૭૦ મું—રાગ પ્રભાત.

નામ લેશો હાલ્યા કેરૂ, સુણતાં હૈડું ઝેહેરજ ખાયે;
સુખ નથી મુને સેજલડીનું, કોશું વાત ન કીધે સોહાયે. નામ.
અબલાઉપર બલ ન કીજે, નેન ભરી જે ભાખે દીન;
એવી વાત સુણી કેમ શકીએ, સુખ સઘળાં તમારે આધીન. નામ.
ઇચ્છું હું જે અલગી ન રહું, જ્યાં લગી પ્રાણ રહે ઘટ માંહે;
[illegible] વનમાલી પાખે, રખેરે વેહલું વહાણું વાયે. નામ.
અંતર માંહે શું ઓછું આવ્યું, મન કેરો સર્વ મર્મ જણાવૂં;
રામકૃષ્ણ પ્રભુ રસિક શિરોમણિ, પાલવ પાથરી પાયે લાગૂં. નામ.

### પદ ૭૧ મું.-રાગ શોક સામેરી.

શ્યામને કેહેજો તમ વિના, કેમ રહીએ સંદેસ;
એક ઘટીમાં આકુળ થાતાં, આજ લીધો પરદેશરે. તમવિના..
સખા તે સરવે શૂન્ય થયાજી, સુનાં ગોપી જંન;
થોડા દીનની પ્રીતલડીમાં, સંભારણુ બહુ દિનરે. તમવિના.
સર્વ મળે સંસારમાંરે, દુરલભ થયા છો શામ;
કરવતની પેરે કાજલ માંહે, સાલે ગુણ સંગ્રામરે. તમવિના.
સાર સુધાની ભુરલી વિનારે, સૂકી વનિતા વેલ;
નવ પલ્લવ આવી કરો પ્રભૂ, રામકૃષ્ણ રસ રેલરે. શ્યામ.

### પદ ૭૨ મું.

સજની શું કીજે, એક હસુ ને બીજી હાંણુરે, બોલતાં બીજે. ટેક.
ઝરમરી પટોલી પ્રેમે પહેરી, સેંથી કાલ સમારીરે;
દેખી મન ડગે જોગીનું, વન મળ્યો વ્યભીચારી. સજની
મનગમતું ને માલીયું સુતું, મુકી ન શકે કોઇરે;
હશીને હાથ ઝાલ્યો શામલીએ, તો મરકલડે ગઈ મોહીરે. સજની.
હું લાજુ વહાલો વદન નીહાળે, કટીથી ફાટલી છુટેરે;
ધૃત પાવકનો જોગ મળ્યો, ત્યાં મળે ઝાલજ ઉઠેરે. સજની.
નવજોબન હું નિરખ્યા સરખી, તેવો રસીકવર સાજેરે;
સરખે સરખું જ્યાં મળ્યું ત્યાં, વિણુ બાંધ્યો સ્નેહ બાં ઘેરે. સજની.
મધુરે વચને મન હરી લેતો, લળી લળી લાગે પાયરે;
અબળા કેરૂં અંગ ધર્યું ત્યારે, કઠણુ કેમ થવાયરે. સજની.
રહો રહો કરતાં હૃદયા લીધી, અધરસુધારસ પાયોરે;
રામકૃષ્ણ પ્રભુ પ્રેમે મળીઓ, જે વેદ પુરાણે ગાયોરે. સજની

### પદ ૭૩ મું-રાગ મારૂં.

મહારા વહાલાજીની વાત રસાળીરે, સજની શું કહીએ;
એક દીવસ વહી જાતાં વળતાં, વાટે મળ્યો વનમાળીરે. સજની ટેક
બીજે દીવસે બોલાવી મુજને, મનડું મારૂં જોવારે;
પેલી પટોળી ગાયે તમારી, દેછે અડવા દેહોવારે. સજની.

પરમ દાડે પાણી જાતાં, વચન કહ્યું મુજ વહાલેરે;
આ અંબોડો કેમ કરી વાળ્યો, તે સ્વપનાંતરમાં સાલેરે. સજની.
એનું મન મુજ પાખી ન રહે, મહારૂં એપર માન્યુંરે;
રામકૃષ્ણ પ્રભુ એહવો આવે, તે આલીંઘન દે છાનુંરે. સજની.

પદ ૭૪ મું.

દરશનમાં શું જાએ દામોદર, દરશનમાં શું જાએ.
બે ડગલાં તમો ચાલી આવો, અમ ઘેર ઓછવ થાયરે. દરશન.
મોહન મુખ દીઠા વિણ મુજને, એક પલક જુગ હોયરે;
માયા વોહેણા માવજી તુંને, વહાલું છે નહીં કોયરે. દરશન.
જે નર નારી તમને દેખે, તે અમને કહે ધંનરે;
એવડી શોભા શાને દીજે, જેનું નહીં પુરૂં મંનરે. દરશન.
અમ ઘર પ્રાણ આવી રહોછો, મળવા શ્રી મહારાજરે;
રામકૃષ્ણ પ્રભુ બીરદ પાળીએ, બાંહ્ય ગ્રહ્યાની લાજરે. દરશન.

પદ ૭૫ મું.

ન કરીશ ચાળા નેણ તણા, મારૂં મનડું વ્યાકુળ થાયેરે;
હું મારો ઘેર ધંધો ચુકૂં, તહારૂં તે કાંઇ જાયેરે. ન.
વાંસલડી વાહીશમાં વહાલા, વિપરીત વૈર જણાવેરે;
શામ વિના સુની હું થાઉં, નયણે નિંદ્રા ન આવેરે. ન.
છાના છપના ભુવન આવીએ, જ્યારે કોઇએ ન જાગેરે;
રામકૃષ્ણ પ્રભુ સંગે રમતાં, ભવનું દુઃખડું ભાગેરે. ન.

પદ ૭૬ મું.

રહે રહે અળગો આળજ કરતો, મર્મ ન જાણે કાંઇરે;
નીરલજ કહાનજીને કેમ દેવાયે, દુરીજન દેખતાં સાંઇરે. રહે.
જેવાને મળીએ તેવા થઇએ, સાધુ કહે છે સાચૂંરે;
એક વાતે નહીં તુ ઓછો, અમો અબલાનું મન કાચૂંરે. રહે.
અનુભવ હોએ તે સુખ જાણે, મુરખનાં મન દાઝેરે;
મરકલડે મોહનને જોતાં, કેમ ધર સુરત બાઝેરે. રહે.

મારે મારગ જાતી હુતી, સાહાને છેડલો તાણ્યોરે;
રામકૃષ્ણ પ્રભુ અતિ રૂપાળો, હુતો તેવો જાણ્યોરે. ૨૯.

પદ ૭૭ મું.

હું તો મોહીરે મુખની માંડણીપર, મારા નાથજી સરખા નમળે નર; હું તો.
રૂમઝુમ ચાલે સુંદીર શામ, પગલે પગલે કરૂં પ્રણામ; હું તો.
નયણામાંહી જણાવે નેહ, અમૃતના જાણે વરસે મેહ; હું તો.
રામકૃષ્ણ પ્રભુ પર્મ અનુપમ, ત્રીભોવન માહે એવું નહી રૂપ; હું તો.

પદ ૭૮ મું.

આવે આવેરે ગોવીંદરાય ગૌ ચારી. ટેક.
આખા દિનની અલજઇ અક્ષ, ભુલી ઘરનું કારજ લક્ષ; આવે.
રૂમઝુમ ઘુઘરી ચરણે હોય, ગગને રહ્યા થકા ગાંધ્રવ મોહે; આવે.
પીતામ્બરે મન પ્રગટી રીઝ, ગગન માંહે જેમ ચમકે વીજ; આવે.
કલીત લલીત વનમાલા લોલ, કાંને કુંડલ ઝલકે લોલ; આવે.
મોર મુગટ ખીટલીયા કેશ, આ શો શોભે નટવર વેષ: આવે.
ગૌરજ રંગીત સુંદર અંગ, લાડ ઘેહલડા ગોપીને સંગ; આવે.
રામકૃષ્ણ પ્રભુ પ્રાણ આધાર, તનમન ધન કીજે બલીહાર; આવે.

પદ ૭૯ મું.

મારી મીઠડીએથી મોહન અળગો થા, મુને વહાલ વધારવાને વાંસળી વા; મા.
પ્રેમ હોએ તેહને રહીએ પાસ, એમ ન કીજે નાસા નાસ; મા.
મન ભાવતી કરૂં મનુહાર, ભામણડા લેઉં વારંવાર; મા.
નીરખે નવપલ્લવ હોયે દેહ, આપણે નીત નીત વાધે નેહ; મા.
રામકૃષ્ણ પ્રભુ રસીક લોલ, મુજને દીજીએ સાચો બોલ; મા.

પદ ૮૦ મું.

રવી આથમીઓ ઉડી એહ, ગૌચારી હરી આવે ગેહ;
જેમ તેમ યુવતી વિંટયો વિરરે, જોવા જૈએ શામશરીર.
કેમ રહેવાયે કરી મરજાદ, કાળજ કોરે મુરલીનો નાદ;
સુરભી વૃંદ સખાસહુ સંગ, ત્રીભોવન શોભાવે છે અંગ.

નવરંગ કુસુમનો મુસ્તક ખૂંપ, આશું રે રૂડું હરીનું રૂપ;
પુનમ ચંદથી મનોહર મુખ, જોતાં ભાગે તરસ ને ભુખ.
વાંકી ભમર ખિટલિયારે વાળ, કુંડલ લહેકે શશિ અજુઆલ;
મુખ જોતાંરે મન ન રહે ઠામ, શું આપીને સંતોખું શ્યામ.
રામકૃષ્ણ પ્રભુ દસ ભંડાર, ભક્ત હેત છે એ અવતાર.

## પદ ૮૧ મું.

શ્યામ સુંદીર શ્રવણે ધરો, કાંઇ કાંઇ વિનતિ કહીએજી;
ધેન તણો ધંધો નાખી દો, તમ આધારે રહીએ. કાંઇ કાંઇ
જાવા નહીં દઉં ગાય ચારવા, ગ્રહીને રહેશું છેડોજી;
મંદીર મારા માંહે બીરાજો, અથવા સંગે તેડોજી. કાંઇ કાંઇ.
ગાઓ ચારશું ગોપી સઘળી, રાજ તે બેસીને રહેજોજી;
પરમ સેવા અમો પ્રેમે કરશું, વળી રેહે તો કાંઇ દેજો. કાંઇ કાંઇ.
ચીર અમારા જુક્તે જોડી, કરશું ચરીલા છાયાજી;
પ્રાણજીવન એ ચર્ણ ન મુકું, લાગી તમારી માયા. કાંઇ કાંઇ.
જે થાશે તે સરવે સહસુ, પણ નહી હાલુ અહાંથીજી;
રામકૃષ્ણ પ્રભુ દુર્લભ દરશન, વળી અમને ક્યાંથી. કાંઈ કાંઇ.

## પદ ૮૨ મું.

ધન ધનરે માછલડી તારો પ્રેમ, જલ વિના દેહ ધર્યાનો નેમ; ધન ધન.
અમોરે પલક પીયુ પાસે રહૂ, સ્નેહ તણાં સુખ સંપિરે લહૂ. ધન ધન.
તારા જેવી જો ગત થાયે, તો મોહન મુકી ન વ્રજ જાયે; ધન ધન.
રામકૃષ્ણ પ્રભુ સનમૂખ જોયે, તો તારા જેવી આરત હોયે. ધન ધન.

## પદ ૮૩ મું.

અલી હરીની વેણુ વાગી, હવે કેમ રહૂ ઘરમાં;
પિયુડા પાયે પડુંછું તારે, મારો પાલવ ન ગ્રહીશ કરમાં. હરી.
ઘેર ઘેરથી ગોપી સહુ, કંકણ વાજે છે થરમાં;
સાસુ નણંદ સહિત વહુવારૂ, પગ ન રહે ઘર ઉમ્બરમાં. હરી.
માયા ન વાધે કાયા રોકે, મન ગયું સુંદિરવરમાં;
રામકૃષ્ણ પ્રભુ સરખું સારૂં, નવ મળે નારી નરમાં. હરી

### પદ ૮૪ મું.

વાટડલી જોઉંરે વહાલા, કેરી નયન કાજળ સારી;
ક્ષણું ખડકી ને ક્ષણું આંગણુડે, અલજઇ આજ મારી. વાટ.
ક્યારે આવે કાહનુડો, મુખ દીઠે મનડું હીસે;
હેત ધરી હું સામું નીરખે, કહેવું સારૂં દીસે. વાટ.
કામકાજ મુને કાંઇ ન સૂઝે, કોશું ન બોલું ચાલું;
રામકૃષ્ણ પ્રભુનો રંગ લાગ્યો, બીજું તે શું હોય વહાલૂં. વાટ.

### પદ ૮૫ મું.

નીત રમીએ નંદલાલ સંઘાતે, કૃત સંકેત છે સારોરે;
વળી વળી એ વૃંદાવન, એ જમુનાનો આરોરે. નીત.
આપણુ સહું તેવડાં તરૂણી, નંદકુવંર નટ નાનોરે;
કુંજભોવનમાં કોય ન દેખે, છેલ છબીલો છાનોરે. નીત.
જે સુખ જ્યોગેશ્વરને દુર્લભ, તે અબલાને દીધૂંરે;
રામકૃષ્ણ પ્રભુ ગોકુલ વસતાં, ગોવીંદે ગમતું કીધૂંરે; નીત.

### પદ ૮૬ મું.

મુને લાધ્યો લાભ અપાર, ગોકુલ ગોહરીએ;
મુને મલીઆ દેવ મોરાર, શિશ મુકુટ ધરીએ. ગોકુલ.
વહાણું સાંઝે વહાલે ભર્યારે, હવે ન માએ હોઠરે;
મન ગમતા ગોવીંદજી સાથે, કરીએ ગણુ ગણુ ગોઠ. ગોકુલ.
મોહનજી સાથે મહાલતાંરે, હૈડાં ટાઢાં થાયરે;
સારી સુખડી શામને, વળી છાંની વાત કહેવાય. ગોકુલ.
વહાલોજી અમને જણાવતોરે, દિન દિન અધીકો વહાલરે;
રામકૃષ્ણ પ્રભુ પાતળોરે, નયને કરતો નીહાલ. ગોકુલ.

### પદ ૮૭ મું.

મારા છોગલા છો છેલ, જાઇએ બલહારી;
તમે રંગ કર્યો છે અપાર, નટવર ગીરધારી. જાઇએ.
માથે મોર સોહામણોરે, તેવો સોના તારરે;
કાને કુંડલ જગમગે, કાંઈ આ શા ઓપે હાર. જાઇએ.

મુખની શોભા શી કહુંરે, હૈડે વાધે હેજરે;
જોતાં પાર ન પામીએરે, ત્રીભોવન સુંદીર તેજ. જાઇએ.
આ શા સુંદીર શામજીરે, કહેતાં ન આવે પારરે;
રામકૃષ્ણ પ્રભુ નિરખે ઠંડક,જોઈ જોઈ વારે વારરે. જાઇએ.

પદ ૮૮ મું–રાગ ગોડી.

ચાલો સખી વૃંદાવન, કમલનયન જાંહાં કેલ કરે છે;
જુગજીવન જગમોહન, સૌ ગોપીના ચિત્ત હરે છે. ચાલો.
તેવ તેવડીરે સહીઅર સઘળી, જેમ મણિમાંહે કુંદનરે;
નાના હાવ ભાવ શું નાચે, નારી ને નંદાનંદન. ચાલો.
વાધ્યો રંગ ગીત વાજીત્રનો, દરસનીઉં દુઃખ મરદંન;
રામકૃષ્ણ પ્રભુ રસીક છબીલો, છંદ કરે જન પાવન. ચાલો.

પદ ૮૯ મું.

આવો રમીએ રંગવહાલા મારા, આવો રમીએ રંગ;
હું તો તલસું તમારે સંગ, વહાલા આવો રમીએ રંગ.
નંદ તણા સુત નાનકડારે, ધર્યા નાના શૃંગાર;
રૂમઝુમ કરતાં આવો અલીઅર, કીજે વિધ વિધ વિહાર. વાહાલા.
પૂર્યા મનોરથ પાતળારે, અબલાના આધાર;
જોબન જાયે છેલડેરે, કાંઇ વીલંબ ન કીજે વાહાર. વાહાલા.
આજ છે અવસર અતિ ભલોરે, પ્રેમ કર્મનો પાર;
રામકૃષ્ણ પ્રભુ પામવારે, હું તો વિરહ વ્યાકૂલી નાર. વાહાલા.

પદ ૯૦ મું.

હરીશું હેત થયું છે જો, દુઃખડું દુર થયું છે જો;
લક્ષણ લલીત લહ્યું છે જો, રૂદયા ધ્યાન રહ્યું છેજો. ટેક.
શું કરીએ સંસારતણું સુખ, ભૂષણ ભોગ વિલાસ;
ગુંજ્યા વીલો ગલે પડે, તેણે છુટી છીલર આસ. હરી.
સુતાં બેઠાં ચાલતાંરે, ગોવીંદ સરસી ગોઠ;
હું મારે મન હરી કૃપાએ, હસ્તી હીંડું હોઠ. હરી.
વહાલાજી શું વીલસીએરે, મનસાએ મદ સુખની પેર;
રામકૃષ્ણ પ્રભુ હૃદે વસ્યો, તેણે નીત નીત લાલા લહેર. હરી.

## પદ ૯૧ મું.

સુખ નીધાન શામલીઓ છે જો, મનમાંહે થલીઓ છજો;
હેતે ચૌમાં હલીઓ છેજો, સફલજ ફલીઓ છેજો. ટેક.
ધન ધન એ શું કેલડીરે, કલ્પતરૂની છાંહ;
પુરે મનોરથ મનતણા, તે ગ્રહી ન મૂકે બાંહ. સુખ.
વાટે જાતાં રસ ભર્યોરે, ચાળા કરિ ચિત્ત હરતો;
ઘેલી ગોપી પાસે આવતાં, જોયે ધસમસતો. સુખ.
મુરખ મનને એમ કહુંરે, સુતાં હરીને સંભાર;
રામકૃષ્ણ પ્રભુ સેવતાં, કાંઈ શી ચિંતા સંસાર. સુખ.

## પદ ૯૨ મું.

મદભર માન ચઢયું છેજો, હાવું અંત અડયું છેજો;
અમશું કામ પડયું છેજો, તુજને તેજ જડયું છેજો. ટેક.
પરવશ છું હું પાતળારે, અબલા ઓછી જાત;
નહીતર નાદ ઉતારતી, તહારો ભલો ભલેરી ભાત. મદ.
દાહડી ઉઠી દધી તણોરે, તને ગળકો લાગ્યો ગૂઢ;
બીહે બીહાવી તાહરીરે, જે માનની હોએ મૂઢ. મદ.
રહેવાદેની વાત તાહરીરે, વાહાલા વીઠલા આજ;
રામકૃષ્ણ પ્રભુ રસ ભર્યા, હું જ્યાં લગી રાખું લાજ. મદ

## પદ ૯૩ મું.

મારી બુધવંત બહેની હો, વહાલાની વાત કહેની હો;
ઘડી લાખેણી લેની હો, ક્ષણું ઉભી રહેની હો. ટેક.
રસીકશિરોમણી શામળીઓરે, વાતો વેણું રસાલ;
કારજ કારણ કહાંનજીરે, તે કહી દીઠો તન કાલ. મારી.
મોર મુગટ મન માનતાંરે, અદભૂત આંખ અણીઆલ;
ચિતડું ચોરીને જાય છેરે, જે ચંચલ એની ચાલ. મારી.
વેણુ અમૃત વારી નાંખુરે, નેણે શોભે કાજળ રેખ;
રામકૃષ્ણ પ્રભુ રસીક શિરોમણ, છબીએ વળીઓ છેક. મારી.

### પદ ૯૪ મું.

મારી ત્રીભોવન તારણ હો, હરજી હૈઆ ઠારણ હો;
સઘળાં સુખનાં કારણ હો, ભવની વાધિ નીવારણ હો. ટેક.
ગોપી જનને સુખડાં દેવા, વસો વૃંદાવન વાસ;
વનમાં રહીને વેણુ વજાડી, પ્રેમે તેડી છે પાસ. મારા.
અખિલ લોકની લાવણ્ય લીધી, અદભૂત શોભા અંગ;
કંઠ ધરી બાંહોડલી બલવંત, ગોપી રમાડયાં રંગ. મારા.
ભલે આવીઓ ભૂતલ વહાલા, ભોગી કેરા ભૂપ;
ભેટી ભવ દુઃખ ભાગીએ, પ્રભુ રામકૃષ્ણ રસ રૂપ. મારા.

### પદ ૯૫ મું–રાગ કલ્યાણ.

લાડસનાયા લાડસ ઘેલા, આવડું લાડ ન કીજેરે;
હું મારે મારગડે જાતાં, ગીરધર ગાળ ન દીજેરે. લાડ.
લાડસવાયો તારા માત પીતાને,બીજું કોઇ નહિં સાંખેરે;
ભરી ભરી મૂઠી અબીલ ગુલાલની,મારેતે મૂખપર નાંખેરે. લાડ.
બીવરાવે બીહે બીજી નારી, એક દેશો તો દશ ખાશોરે;
લુવા ચુંટીને હાથમાં આલું, રોતા રોતા ઘેર જાશોરે. લાડ.
મને વસંત રમાડો મારા વહાલા,મારી સૈયરનું મેહણું રે;
રામકૃષ્ણ પ્રભુની સંગે રમતાં, ટળે તે ભવનું મેહેણું રે. લાડ.

### પદ ૯૬ મું–રાગ મારૂ.

ડોળ રહ્યો ઓપી, દામોદર ડોળ રહ્યો ઓપી;
સંગે સોહીએ બ્રખુભાન નંદની, ચોદસ સૈ ગોપી. દામોદર.
રતન જડીત રંગીત કનૈયાની, કોટે મૂકતાની દોરી;
પેહેલી વારે રાધિકા ઝુલે, ગુણવંતી ગોરી. દામોદર.
નીલાંબર પીતાંબર સોહીએ, ચંચલ પવન ચકોરી;
રામકૃષ્ણ પ્રભુની સંગે રમતાં, રહીએ બેઉ કરજોડી. દામોદર.

### પદ ૯૭ મું–રાગ થાળ.

આવોને અલબેલા કાહન, તમશું માન્યું માહારૂં મન;
સુખડી છે સાકરે ભરી, માવડીએ મુજ સારૂં કરી.

ખાજાં જલેબી ઘેબર બહુ, સૈયરથિ છાનાં લાવી સહુ;
મગદળ ને મોતૈયા ઘડ્યા, નથી પડોશણ દ્રષ્ટે પડ્યા.
ભાત દાળ ને વડી કઢી, પાપડ કોચલી ઘીમાં તળી;
મેથી કહોળું ચોળા શીંગ, વાલોળો વઘારિ મેલી હેંગ.
આરોગી જાણો છો નાથ, સ્વાદતણી નથી કહેતા વાત;
શું ખાટું શું મોળું હરી, શેમાં જોઇએ મીઠું ને મરી.
જમુનાં જળની ઝારી ભરી, આચમન લઇને ઉઠયા હરી;
પિઉડે આપ્યાં પાકાં પાન, તે તમ સારૂં લાવી કહાન.
કાથો ચુનો તેહની સંગ, આરોગો મુખ આપે રંગ;
લંવગ સોપારી મુખમાં ધરી, આછી આડ કુમકુમની કરી.
નણુદી નિંદા કરતી ઘણી, તેણે તમારી મોરલી સુણી;
જે ગાયને જે તે ગમે, રામકૃષ્ણ પ્રભુ ચરણે નમે.

પદ ૯૮ મું-થાળ.

છાનોમાનો ઘેર આવજે માવલાજો;
મને મારી બાઇજીની બીકજો, છાનોમાનો ઘેર આવજે માવલાજો-ટેક.
એકાંતે આવો પ્રભુ એકલાજો, વાયદો કરૂં છું ઠીકા ઠીકજો; છાનો.
ઓઠે ઓઠે અલબેલાજી આવજો જો, ઝાંપલીયામાં જમણે હાથે ઘરજો; છાનો.
ભાભીજીના સમ વેહેલા આવજોજો, વૈશ્નવ થયો છે મારો વરજો; છાનો.
લાડવો લાવું તે બાફ્યા લોટનો જો, માગી લાવું કાકીજીનાં કેરજો; છાનો.
ઓઠે બેશીને ખાજે એકલાજો, મારી જેઠાણીની આંખમાં ઘણું ઝેર; છાનો.
દૂધ દોવરાવું પેલી જોતનાંજો, માગી લાવું ચલાણામાં ઘેંસજો; છાનો.
સામા બેસીને ખાજો એકલાજો, હું તો તારા મુખડા સામું જોઇશજો; છાનો.
ઝાલર તળ્યા છે ઝાઝા તેલમાંજો, ઉપર આલું મરીઆળાશા મગજો; છાનો..
ફરસા લાગે તો ફાકો ફાકજોજો, મારા ખેતરમાં પાક્યા છે ઢગજો; છાનો.
પથારી કરાવું ઝાઝા પરાલનીજો, સારી આપું ચલાખાની સોડજો; છાનો.
રામકૃષ્ણ પ્રભુ પોઢીઆજો, હું તો તારા ચરણની દાસજો; છાનો.

પદ ૯૯ મું-થાળ.

આવો આવો શામળીઆજી સુંદર છો, તમે ભાવના ભૂખ્યા ભૂદર છો;
અનોપમ આજનો દહાડો છે, જોતામાં એકજ સારો છે.

વશીકરણ વ્રજની નારી છે, તેણે સુખડી સરવે સમારી છે;
મેંડારે પતાસાં ને પૂરીછે, સેવૈયામાં સાકર ચુરી છે.
માંહે દરાખ ચારોલીના મેવા છે, મોહનજી મુખ ભરો તેવા છે;
જમુનાં જળ ભરી ઝારી છે, તેના સનમુખ પાન સોપારી છે.
અહિંઆં આ અવસર તો રૂડો છે, રાધાજીને રંગભેર ચૂડો છે;
મેહતા રામકૃષ્ણ રંગે રાતા છે, એતો ગરીબપણે ગુણ ગાતા છે.

### પદ ૧૦૦ મું થાળ.

લાવે લાવે લટકંતી વ્રજની નારકે, મેવા અતિ મીઠડા હો લાલ;
વાલા મારા સંસારમાં એક સાર કે, જેણે હરી દીઠડા હો લાલ.
વાલા મારા ભક્ત તણે ઘેર જાઓ કે, શીળ સ્વભાવના હો લાલ;
વાલા મારા તુલશીને પત્રે ધરાવું કે, ભૂખ્યા હરી ભાવના હો લાલ.
વાલા મારા રાંક તણી મનુહારકે, માની લીજીએ હો લાલ;
મેહેતા રામકૃષ્ણ રંક સ્હાય કે,. રતી એક દીજીએ હો લાલ.

## બ્રહ્માનંદ.

ડુંગરપર પરગણાના ખાણગામનો બારોટ. મૂળ નામ લાડુબારોટ—સ્વામીનારાયણનો સાધુ થયા પછી બ્રહ્માનંદ નામ ધરયું હતું. સંવત ૧૮૫૦ થી કવિતા કરતો હતો, ને સંવત ૧૮૮૮ માં વઢવાણ પાસે મૂળીમાં દેહ છોડયો હતો.

## કૃષ્ણ કીર્ત્તનના પદો.

### પદ ૧ લું.—રાગ ગરબી.

કાનુડોરે, કાનુંડોરે; જમનાજીને આરે, પાણીડાં વારે રે, એની કાનુડો૦
કા૦ કા૦ ઓચિંતો આવે, આવીને બોલાવેરે, એની કાનુડો૦

કા૦ કા૦ કોડે જળનિ હેલૂં, બોલે ઘેલું ઘેલૂંરે, એની કાનુડો૦
કા૦ કા૦ વ્રંદાવનની વાટે, બાઝે મહીને માટેરે, એની કાનુડો૦
કા૦ કા૦ ડોલરીઓ થઇ ડોલે, જેમ તેમ બોલેરે, એની કાનુડો૦
કા૦ કા૦ બ્રહ્માનંદ કહેલી, કીધી મૂને ઘેલીરે, એની કાનુડો૦

પદ ૨ જું.

છોગાળોરે,છોગાળોરે;છોગાં મેલે માથે,મોરલી લીધી હાથેરે, છેલ છોગાળો૦
છો૦ છો૦ ગોપીજનને સંગે, આનંદ અંગેરે, છેલ છો૦
છો૦ છો૦ ખાંતે ખાંતે ખેલે, રંગડો રેલેરે, છેલ છો૦
છો૦ છો૦ રંગ ભીનો ને રૂપાળો, અતિમભાળોરે, છેલ છો૦
છો૦ છો૦ કસુંબલીએ ફેટે, રાતે રેટેરે. છેલ છો૦
છો૦ છો૦ બ્રહ્માનંદનો પ્યારો, કામર કટારોરે, છેલ છો૦

પદ ૩ જું.

વાલાજીરે,વાલાજીરે; મારે મંદિર આવો,હસી બોલાવોરે, મારા વાલાજી.
વાલાજીરે,વાલાજીરે,રૂપ તમારૂં જોઈને, રહીછું મોહીનેરે. મારા૦
વા૦ વા૦ લઇને સરવસ્વ મારૂં, તમપર વારૂંરે, મારા૦
વા૦ વા૦ આવો મોરલી વાતા, મધૂરે ગાતારે, મારા૦
વા૦ વા૦ બ્રહ્માનંદના બેલી, આવો છોગાં મેલીરે, મારા૦

પદ ૪ થું.

રંગીલોરે,રંગીલોરે;રંગડાનો છે રેલો,અતિ અલબેલોરે, રંગ રંગીલો૦
રં૦ રં૦ નેહ જણાવે નેણે, વાલમ વેણેરે, રંગ૦
રં૦ રં૦ અલવ કરંતો આવે, ચિત લલચાવેરે, રંગ૦
રં૦ રં૦ બોલે સુંદર વાણી, હું લોભાણીરે, રંગ૦
રં૦ રં૦ ધૂન્ય સુણાવે ઘેરી, મોરલી ફેરીરે, રંગ૦
રં૦ રં૦ બ્રહ્માનંદનો વહાલો, નંદજીનો લાલોરે, રંગ૦

પદ ૫ મું.

કોડીલોરે,કોડીલોરે; કોડે આળ કરતો,આવે મન હરતોરે, કાન કોડીલો૦
કો૦ કો૦ કોડે સામું ભાળે, રંગડો ઢાળેરે, કાન૦
કો૦ કો૦ કોડે છાનું કાહાવે, મૂને બોલાવેરે, કાન૦
કો૦ કો૦ કોડે ચાલે કાલો, લાગે મુને વાહાલોરે, કાન૦

કો૦ કો૦ કોડે રંગનો ભરિયો, મારો ઠાકરિયોરે. કાન૦
કો૦ કો૦ બ્રહ્માનંદનો સ્વામી, અંતરજામીરે. કાન૦

પદ ૬ ઠું.

લટકાળોરે, લટકાળોરે; લટકે મનડું લેતો, આવે સુખ દેતોરે. લાલ લટકાળો૦
લ૦ લ૦ લટકાં સુંદર લાવે, મનડે ભાવેરે. લાલ૦
લ૦ લ૦ લટકાંમાં મન લોભે, સુંદર શોભેરે. લાલ૦
લ૦ લ૦ બ્રહ્માનંદ કહે એની, આશા મૂને એનીરે. લાલ૦

પદ ૭ મું.

મર્માળોરે, મર્માળોરે; મર્મ કરંતાં બોલે, આવે મુજ ઓલેરે. માવ મર્માળો૦
મ૦ મ૦ મર્મની વાતો જાણે,આવે સંધ્યા ટાણેરે. માવ૦
મ૦ મ૦ મર્મ કરી કરી હેરે, ધાટ આવી ઘેરેરે. માવ૦
મ૦ મ૦ શોભે જળમાં રમતો, મનડે છે ગમતોરે. માવ૦
મ૦ મ૦ પેહેરી જરકશી જામો,આવે મુજ સામોરે. માવ૦
મ૦ મ૦ બ્રહ્માનંદ કહે રંગી, સાચો મારો સંગીરે. માવ૦

પદ ૮ મું.

શામળિયોરે, શામળિયોરે, વાહાલી લાગે વેણું,નથી રહેવાનુંરે. સેણુ શામળીયો૦
શા૦ શા૦ આવો આવો ઓરા, માથે ધાલી તોરારે. સેણુ૦
શા૦ શા૦ તમથી લાગ્યો નેડો, ડોલે મારો દેડોરે. સેણુ૦
શા૦ શા૦ તમવિના કેમ રહીએ,દુઃખ કોને કહીએરે. સેણુ૦
શા૦ શા૦ તમથી સગપણ કીધું, સરવસ દીધુંરે. સેણુ૦
શા૦ શા૦ બ્રહ્માનંદના પ્યારા, રહો મા ન્યારારે. સેણુ૦

પદ ૯ મું.

છોગાવાળા હો છેલ, પ્યારા મારા જીવન પ્રાણ છો. છોગાવાળા૦ ટેક.
મોહન તારી મૂર્ત્તિ, લાગે છે પ્યારી લાલ;
આડી મીટે દેખતાં તમે, ચાલોછો સુંદર ચાલ. છોગાવાળારે૦
વેણુ અલૌકિક વાઇનિ, વળી ગાઇને નૌતમ ગીત;
કામણ કીધાં કારમાં, મારૂં ચોરી લીધું ચિત્ત. છોગાવાળારે૦

બાંયે બાજુબંધ બેરખા, પેહેરી ફુલડાંકેરા હાર;
વહાલા બ્રહ્માનંદના, ઓરા આવોને નંદકુમાર. છોગાવાળારે૰

### પદ ૧૦ મું.

લટકાળા હો લાલ,. મન મારૂં લીધું રે, લટકે તારે. ટેક.
મોહન વાઈ મોરલી, તમે કાલીંદીને તીર;
સાંભળતાં શુધ વીસરી, હું તો ભરવાં ભૂલી નીર. લટકા૰
પ્રીતમ તમે પેહેરો છો પ્રેમથી, વળી શોભીતા શણગાર;
જાદવ સામું જોઇને, સર્વે વશ કીધી વ્રજનાર. લટકા૰
હસી બોલાવી હેતમાં, મારૂં કાળજ નાંખ્યું કોર;
બ્રહ્માનંદના વાલમા, તમે જાદૂગારા જોર. લટકા૰

### પદ ૧૧ મું.

મોરલીવાળા હો માવ, મીઠી મીઠી વાઓ મોરલી; મોરલી૰ ટેક.
મોહન તારી મોરલી, છે કામણગારી કોય;
તીખી નૌતમ તાનગાં, મારૂં મનડું લીધું પ્રોય. મોરલી૰
માયા લગાડી મુજથી, હવે જીવન રહોમાં દૂર;
રસિયા તારા રાગમાં, મારૂં ચિત્ત થયું ચકચૂર. મોરલી૰
જંપ ન થાયે જીવ મુને, કાંઈ ન સૂઝે કામ;
બ્રહ્માનંદ કહે વીઠલા, મુને શું કર્યું તેં શામ. મોરલી૰

### પદ ૧૨ મું.

રંગ ભીનો હો કાન, વાલપની કરીએ જો વાતડી; રંગ૰ ટેક
કાનજી તારે કારણે, મેં તો સેજ બિછાઇ સાર;
જીાન ઉભી જોઉં છું, હું તો વાટડી વારમવાર. રંગ૰
મળ્યાવિના અતિ રહે છે, મારા અંતરમાં ઉદાસ;
શામાટે નથી આવતા, તમે પ્રીતમ મારે પાસ. રંગ૰
તોડી છે સંસારથી, મેં તો તમથી જોડયું તાન;
બ્રહ્માનંદ કહે દીજીએ, વારી દરશન કેરૂં દાન. રંગ૰

### પદ ૧૩ મું–રાગ કાફી.

વ્હાલીડા કુંજ વિહારી, વદનકમલ પર વારીરે; વાલી૦ ટેક.
અજબ અલૌકિક મસ્તકઉપર, સુંદર પાઘ સમારીરે; વાલી૦
ફુલતણાં છોગલિયાં ફરતાં, પધાર્યા ગીરીવરધારીરે; વાલી૦
અંતરમાં વસી છે આવી, મૂર્ત્તી મનોહર તારીરે; વાલી૦
બ્રહ્માનંદ કહે વ્રજજીવન, મોહન છો નિધી મારીરે; વાલી૦

### પદ ૧૪ મું.

છેલા તારૂં છોગું ભાળી, મોહી છું વનમાળીરે; છેલા૦ ટેક૦
વ્રજવાસી નંદલાલ વિહારી, ચાલ તારી લટકાળીરે; છેલા૦
રસિક પ્રિયા તારી ચટક રંગલે, મોળીડે હદવાળીરે; છેલા૦
લેરખડાં જોઇ લગની લાગી, કોઇની રહું નહીં ખાળીરે; છેલા૦
બ્રહ્માનંદ કહે પરવશથઇ છું, પગભર ડોલું કેડે પાળીરે; છેલા૦

### પદ ૧૫ મું.

કાને મુને કીધી ઘેલી, હાથ ન રહ્યું મન હેલીરે; કાને; ટેક.
શેરડીએ મુને મળીઓ સામો, મોહન છોગલાં મેલીરે; કાને૦
નીરખતાં મનવશ કરી નાંખ્યું, આંખો ભરમ ભરેલીરે; કાને૦
ભૂલી ચીર શરીરતણી સુધ, હૈડાની ધીરજ હરેલીરે; કાને૦
બ્રહ્માનંદ કહે એની છબીએ, પ્રોવાણી જોયા પેહેલીરે; કાને૦

### પદ ૧૬ મું.

શાને રાખું હવે છાની, મુરતી તમારી મનમાનીરે; ટેક.
દુરીજનિયાં પાડોસી દેખીને, છોને બળીને થાતાં વાનીરે; શાને૦
નટવર તમથી નેહ કરીને, પાછી ધરૂં નહી પગપાનીરે; શાને૦
રસિક સલુના પિયા તમસંગ રમવું, નથી વાતલડી એ નાનીરે; શાને૦
બ્રહ્માનંદના નાથ તમારો, મહિમા જાણે છે મોટા જ્ઞાનીરે; શાને૦

### પદ ૧૭ મું.–રાગ ગરબી.

પાઘડલી તારી પ્યારીરે, નંદલાલ રંગીલા.
છબીદાર સોનેરી સારીરે, નંદલાલ રંગીલા.

લુંબાળી અજબ કલંગીરે, નંદ૦ રૂડી પરણી નવ રંગીરે, નંદ૦
મોતીડાંની લેહેરૂં મેલીરે, નંદ૦ શોભા જોઇ થઇ હું ઘેલીરે, નંદ૦
પેચોમાં ફુલડાં ધરિયાંરે, નંદ૦ તેણે ગોપીના મન હરિયાંરે, નંદ૦
બ્રહ્માનંદ કહે તોરો લટકેરે, નંદ૦ જોઈ ઘર ખોયું નવ ખટરે, નંદ૦

## પદ ૧૮ મું.

કાજુ ભાલતિલક કેસરનુંરે, વ્રજરાજ વિહારી;
જોઇ કારજ ભૂલી ઘરનુંરે, વ્રજરાજ વિહારી.

ભ્રકુટી અતિ રંગ ભરીછેરે, વ્રજ૦ તેને જોઈ મારી નજર ઠરીછેરે, વ્રજ૦
કાંઇ આંખડલી કંકોળીરે, વ્રજ૦ જોઇ સરવસ્વ નાંખ્યું ઘોળીરે, વ્રજ૦
નાસાની શોભા નોખીરે, વ્રજ૦ નિરખે શીવજી જેવા શોખીરે, વ્રજ૦
બ્રહ્માનંદ કહે વદન રૂપાળુંરે, વ્રજ૦ જોઇ અંતર થાય અજવાળુંરે, વ્રજ૦

## પદ ૧૯ મું.

કાને કુંડળીઆ નંગ જડીયારે, છેલા શામ સુહાગી;
જોઇ જીવું હું એ વડિયાંરે, છેલા શામ સુહાગી.

તિલ શામ કપોલે તારેરે, છેલા૦ મનડામાં ખુંતલ મારેરે, છેલા૦
રૂડા અધર પરવાળા તોલેરે, છેલા૦ જોઇ વ્રજ ત્રિયા ઘેલી ડોલેરે, છેલા૦
દાંતોની શોભા ભાળીરે, છેલા૦ મુખ લાવણ્યતા મર્માળીરે, છેલા૦
નેણુનો મટકો નચાવે લેખામાંરે, છેલા૦ બ્રહ્માનંદ રીઝે રેખામાંરે, છેલા૦

## પદ ૨૦ મું.

ભુજ બંધ જડાઉ ભારીરે, રંગ રેલ રસીલા;
બાંધ્યા મન હરવા મોરારીરે, રંગ રેલ રસીલા.

ગળે મોતી માળ અમૂલીરે, રંગ૦ જોઇ વ્રજવનિતા તન ભૂલીરે, રંગ૦
સુંદર ઉપડતી છે છાતીરે, રંગ૦ તેની શોભા નથી કહેવાતીરે, રંગ૦
પેટ પોયણાનું પાનુંરે, રંગ૦ દેખી ગોકુળ થયું દીવાનુંરે, રંગ૦
બ્રહ્માનંદ કહે કમર કસીછેરે, રંગ૦ મારા અંતરમાં એ વસીછેરે, રંગ૦

## પદ ૨૧ મું.—રાગ ગરબી.

નંદલાલોરે નંદલાલો, છે જો મારા પ્રાણ થકી મુને વાહાલો; નંદ૦
એના ચરણ કમળની રેખું, જોઇ જન્મ સફલ મારો લેખું; નંદ૦

નખ મંડલ અધિક તેજાળું, અંતરમાં કરે છે અજવાળુંરે; નંદ૦
પગ ઘુંટી અજબ ગોળ પ્યારી, એનું ધ્યાન ધરેછે ત્રીપુરારીરે; નંદ૦
ગીરીધરની નવલ પીંડી ગોરી, બ્રહ્માનંદનીછે જીવનદોરીરે; નંદ૦

પદ ૨૨ મું.

રંગ ભીનોરે રંગ ભીનો, એનો નિત્ય નિત્ય ભાવ નવીનોરે; રંગ૦
જાનુ જુગલ જોઇને સુખીઆ થઇએ, નિત્ય કમળા ચાંપેછે ચતુરાઇએ; રંગ૦
દીલ હરખ વાધે છે ઉરૂદીઠે, તે તો શોભે ગરૂડકેરી પીઠેરે; રંગ૦
કટિ નવલ પિતાંબર ભાળી, કંદોરો જડીત સુખકારીરે; રંગ૦
નાભિ અજને થયાતું ઠેકાણું, બ્રહ્માનંદનું ત્યાં મન લોભાણુંરે; રંગ૦

પદ ૨૩ મું.

અલવિલોરે અલવિલો, છોગાવાળો તે છેલ છબીલોરે; અલ૦
દુંદ ત્રિવળી અધિક રૂપાળી, જોઇ મગન રહેછે મહીવાળીરે; અલ૦
પેટ નર્મ પોયણકેરૂંપાનું, માંહે રહેછે બ્રહ્માંડ જુથ છાનુંરે; અલ૦
છબિદાર ઉપડતી પોહોળી છાતી, રહે લક્ષ્મી અખંડ રંગરાતીરે; અલ૦
કંઠ શંખ સરીખો કાજુ શોભે, બ્રહ્માનંદનું મનડું લોભેરે; અલ૦

પદ ૨૪ મું.

ગીરિધારીરે ગીરિધરી, એની મૂર્ત્તી લાગે છે મુને પ્યારીરે, ગીર૦ ટેક૦
ભુજ દંડ પ્રચંડ શોભે ભારી, કંઠ નાખી ડોલે છે વ્રજ નારીરે; ગીર૦
રૂડાં કુંડલ જડાઉ કાને રાજે, મુખ જોઇ કમળ શશિ લાજેરે; ગીર૦
તિલ ત્રાજુ છે ગોળ કપોળે, સુખ અનંત રહ્યાં છે એને ઓળેરે; ગીર૦
નાસાનેણુ તિલક છબિ જોઇને, બ્રહ્માનંદ કહે રાખું હું ચિત્ત પ્રોઇનેરે; ગીર૦

પદ ૨૫ મું.—રાગ પ્રભાતી.

પ્રાતઃ થયું મન મોહન પ્યારા, પ્રીતમ રહયા શું પોઢીને;
વારંવાર કરૂંછું વિનતિ, જગજીવન કરજોડીને. પ્રાત—ટેક.
ઘર ઘરથી ગોવાળા આવ્યા, દરશન કારણ દોડીને;
આંગણીએ ઉભી વ્રજ અબળા, મહી વલોવાં છોડીને. પ્રાત.
બહુરૂપી દરવાજે બેઠા, શંકર નેજા ખોડીને;
મુખડું જોવા આતુર મનમાં, જોરે રાખ્યા હોડીને. પ્રાત.

ભૈરવ રાગ ગુણીજન ગાવે, તાન મનોહર તોડીને;
બ્રહ્માનંદના નાથ વિહારી, ઉઠયા આળસ મોડીને. પ્રાત.

પદ ૨૬ મું.

રસિઆજી રાયે આગણે બેઠા, કોમળ દાતણ કરવાને;
મખમલની ગાદી બહુ મૂલી, પાટ ઉપર પાથરવાને; રસિ૦—ટેક.
આછું જળ જમુનાનું આણ્યું, કંચન ઝારી ભરવાને.
સોનાકેરૂં પ્યાલું લાવ્યા, સુંદર આગે ધરવાને; રસિ.
દાસ મળ્યા સૈ દરશન કારણ, ભવને પાર ઉતરવાને.
દાતણ કરતાં હરીને દીઠા, તે નાવે ભવ ફરવાને; રસિ.
મુખ મંજન કીધું મનમોહન, હરીજનનાં મન હરવાને;
બ્રહ્માનંદના નાથ પધાર્યા, સ્નાનવિધી અનુસરવાને. રસિ.

પદ ૨૭ મું.

બાજઠ કનકતણે આવી બેઠા, નીર ગરમ હરી નાવાને;
શ્વેત વસ્ત્ર પેહેર્યું એક સુંદર, ભૂધરજી ભીંજાવાને બા૦—ટેક.
અત્તર તેલ ફુલેલ અનોપમ, મરદન કરવા માવાને;
અંગ ચોળ્યું જળ ઢોળ્યું ઉપર, રસિયાને રીઝાવાને. બાજઠ.
સ્નાન કરી ઊઠયો શામળીઓ, પ્રેમીજન લલચાવાને;
લલિત નવિન ત્યાર કરી લાવ્યા, પીતાંબર પેરાવાને. બાજઠ.
રત્ન જડિત શુભ પાટ મનોહર, ગાદી નવલ બીછાવાને;
બ્રહ્માનંદના નાથને આવ્યા, ભોજન કાજ બોલાવાને. બાજઠ.

પદ ૨૮ મું.

જમોજમોરે મારા જીવન જુગતે, ભોજનીઆં રસભરીઆંરે;
પાક શાક તમ સારૂં પ્રીતમ, કોડે કોડે કરીઆંરે. જ૦—ટેક.
તળીઆં ગળીઆં તાજાં તાતાં, કનક થાળમાં ધરીઆંરે;
આરોગો મારા નાથ અલોકિક, ઘૃત ઝાઝાં ઘેબરીઆંરે. જમો.
કઢી વડી કારેલાં કાજુ, રાયતણાં દૈથરીઆંરે;
જોઇયેતો ઊપરથી લેજો, મિઠું જીરૂં મરીઆંરે. જમો.

બ્રહ્માનંદના નાથે સિરાવ્યા, દુધ ભાત સાકરિઆંરે;
ચળું કર્યું હરી ત્રપત થઈને, નિરખી લોચન ઠરિઆંરે; જમો.

પદ ૨૯ મું.—રાગ વેલાવર.

લાલ મનોહર લીજીએ, મુખવાસ મોરારી;
સામ સુહાગી શામળા, જાઉં મુખપર વારી; લાલ૦—ટેક.
જોઈએ તો લાવું જાયફળ, તજ સુંદર તાજી;
આરોગો મારા નાથજી, રસિઆ થઇ રાજી; લાલ.
લવિંગ સોપારી ને એલચી,કાથો ચુનો મેલાવું;
નાગરવેલીના પાનની, કાજુ બીડી બનાવું; લાલ.
હરિજન દરશન કારણે, ઉભા ચોપાશ;
માવા મુખ તંબોળની, બ્રહ્માનંદને આશ; લાલ.

પદ ૩૦ મું.

રતન સિંહાસન ઉપરે, રસિઆજી બીરાજે;
અદભુત શોભા જોઇને, કોટિ કંદ્રપ લાજે; રતન૦—ટેક.
જામો પેર્યો જરકશી, સેહરો શિર સારો;
પિળી ઓઢી પામરી, બેઠા નંદદુલારો; રતન.
કમર કટારો શોભતો, પુંચી બેઉ હાથે;
ઉપરણી ઓપી રહી, મોલીડું છે માથે; રતન.
ફુલમાળા ગળે ફુટડી, ધારી ગિરધારી;
શોભા જોઈ શણુગારની, બ્રહ્માનંદ બાલહારી; રતન.

પદ ૩૧ મું.

અખંડ પિયાજીની આરતી, અતી હેતે ઉતારૂં;
માહા મનોહર મૂરતી, અંતરમે ધારૂં; અખંડ૦—ટેક.
અગ્રધૂપ અતી શોભતો, દિપક અજવાળું;
મુખડું મોહનલાલનું, નિરખ્યું રૂપાળું; અખંડ.
ભેરી શંખ મૃદંગ ધુની, વાજાં અતિ વાજે;
બ્રહ્મા ભવ સુર આવિઆ, સૌ દરશન કાજે. અખંડ.

જય જય વાણી ઉચરે, ઘેર સરવે ગાવે;
બ્રહ્માનંદના નાથની, છબી જોઈ સુખ પાવે. અખંડ.

પદ ૩૨ મું.

પ્રાણજીવન પધરાવિયા, મંદિરીયાં માંઈ;
પોઢયા સારૂં પ્રેમશું, સુખ સેજ બિછાઈ. પ્રાણ૦ ટેક.
પ્રીતમ બેઠા પલંગપર, આવી અલબેલો;
રૂડો લાગે રાજવી, છોગાળો છેલો. પ્રાણ૦
મોહને દિધિ મુજને, ફુલડાંની માળા;
પગ ચાપું હું પ્રેમથી, થયા શામ સુખાળા. પ્રાણ૦
શિખ દીધી સર્વે સાથને, પોઢયા કુંજ વિલાસ;
બ્રહ્માનંદ હજુર હરિનો, એકાંતિક દાસ. પ્રાણ૦

પદ ૩૩ મું.—રાગ શામગ્રી.

ધન્યધન્ય મારી આંખડી, નિરખ્યા વ્રજપતિ વાલો;
માથે સુંદર મોળિયું, ઓઢયો નવલ દુસાલો ધન્ય ટેક.
ભાલ તિલક સોહામણું, ભ્રકુટી રૂપાળી;
લોચન તિખાં લાગણા, નાશા મરમાળી. ધન્ય૦
કુંડળ જડાઉ કાનમે, મકરાકૃત ભારી;
તે જોઇને ફુલી ફરે, સરવે નર નારી. ધન્ય૦
કાજુ ગોર કપોળમે, તિલ ત્રગજુ શોભે;
ગોકુળવાસી ગોપના, જોઈ જોઈ મન લોભે. ધન્ય૦
અધર લાલ શુભ દાંત છે, દાડમ કળિ જેવા;
બ્રહ્માનંદના નાથને, હસિ બોલ્યાના હેવા. ધન્ય૦

પદ ૩૪ મું.

આજ મારે આનંદ અંતરે, જગજીવન જોઇને;
મન મોહનની મુરતી, રાખું નેણામાં પ્રોઇને. આજ૦
ઘોડલાની વાસેરે ગુમરૂ, હાથીડા નિહાળું;
અસવારી અલબેલાની જોઈ, તન મન ધન વારૂં. આજ૦
ગિરધર ગજ અંબાડિયે, ચાલ્યા મથુરાં શેરી;
વિનતાઓ લેએ વારણાં, ફૂલડલાં વેરી. આજ૦

વાજા બૌત પ્રકારનાં, નિસાન પટાળાં;
ચમર ઢળે શિર શામને, લાગે રૂપાળાં. આજ૦
ચોપદારે ઉંચે સ્વરે, જય જય વાણી ઉચરી;
બ્રહ્માનંદ છબી જોઇને, જાય બલહારી. આજ૦

પદ ૩૫ મું.

હરિવર બેસી હથ્થીએ, માંણીગર માલે;
ચમર ઢળે તે શામળો, છોગાળો ચાલે. હરિ૦
મથુરાં નગરની માનની, હેતે અતિ હેરે;
ગોખ ચડિ ગજગામની, ફૂલડાં વેરે. હરિ૦
ડમરી અબિલ ગુલાલની, ઉડે અતિ ભારી;
તે જોવાને આવિયા, બ્રહ્મા ત્રિપૂરારી. હરિ૦
ઢોલ દદામા ગડગડે, ત્રાંબાલૂ વાજે;
કુબુદ્ધિ મંત્રી કંસના, દેખીને દાઝે. હરિ૦
બ્રહ્માનંદના નાથની, ઓપે અસવારી;
કોટિક જન પાવન થયા, નીરખી નરનારી. હરિ૦

પદ ૩૬ મું.

શિ કહુ શોભા આજની, વરણવ્યામાં નાવે;
ગિરધર ગજ અંબાડિયે, મલપંતા આવે. શી કહું૦
પાઘ ઉપર શિર પેચને, શોભા આત સારી;
અજબ દુશાલો ઓઢિયો, વ્રજરાજ વિહારી. શી કહું૦
હૈડાની ઉપર હિંડલે, મોતિડાંની માળાં;
મથુરાંકેરી શેરીયે, લાગે રૂપાળાં. શી કહું૦
કર્યું નિકંદન કંશનું, નિજજન સુખ આપ્યું;
દેવકી ને વાસુદેવનું, ભવબંધન કાપ્યું. શી કહું૦
જોગી જતી જશે જપે, સનકાદક ચાલે;
બ્રહ્માનંદ પાવન કર્યાં, લોચન નંદલાલે. શી કહું૦

પદ ૩૭-મું. રાગ ગોડી.

શામની છબીરે, સખી શામની છબી;
જોને ફુલડેથી છાઇ, સખી શામની છબી. ટેક.

ફુલડાના તોરાની ફોરે, ભમર કરે ગુંજાર;
અંગો અંગ હારને શોભે, ફુલડાના શણગાર. શામ૦
કાનોમે ફુલડાંનાં કુંડળ, ફૂલાંના ભુજબંધ;
ફૂલતણા ગજરા ફાવે છે,સુંદર માંહિ સુગંધ. શામ૦
ફુલતણો શિર મુગટ જોઇને,મગન ફરે વ્રજનાર;
ફુલતણી શોભાપર જાયે, બ્રહ્માનંદ બલહાર; શામ૦

## પદ ૩૮ મું.

ફૂલની માળારે, શોભે ફૂલની માળા;
એની સુંદર વરને શોભે, ગળે ફૂલની માળા. ટેક.
નવલ કસુંબી પટકા ઉપર, તોરે હદ વાળી;
ફૂલની પિછોડી ઓઢી, ઉભા વનમાળી. ફૂલ૦
ફૂલડાની વૈજંતી માળા, હરીવરને ફાવે;
એ માળાને જોવા સારૂ, ઈંદ્રાદિક આવે. ફૂલ૦
ફૂલ કલંગી માથે લટકે, છબી નૌતમ સારી;
બ્રહ્માનંદ કહે નટવર મુર્ત્તિ, નેણુમાં ધારી. ફૂલ૦

## પદ ૩૯ મું.

ફૂલની બાંધીરે, પોંચી ફૂલની બાંધી;
હેલિ નટવરજીને હાથે, પોંચી ફૂલની બાંધી. ટેક.
ફૂલતણાં છોગલિયાં ફરતાં, મેલ્યાં મરમાળાં;
કાનો ઉપર ફુલડાં ખોસ્યાં, લાગે રૂપાળાં. ફૂલ૦
ફૂલ દડો ઉછાળે વાલો, લટકે મન લેવા;
એ લટકાને જોવા આવે, ભવ બ્રહ્માદિક જેવા ફૂલ૦
ફૂલડાંની ટોપી ગુંથાને, પ્રેમે પહેરાવી;
બ્રહ્માનંદ કહે એ છબી, મેંતો અંતર ઠેરાવી. ફૂલ૦

## પદ ૪૦ મું.

મન મારૂં મોહ્યુંરે, હેલી મન મારૂં મોહ્યું;
એની ફુલડાંની શોભા જોઇને, મન મારૂં મોહ્યું; ટેક.

ફૂલડાંના ગજરા ધાર્યા, સુંદરવર છેલે;
જે ગજરાની ફરે ભમરા, કેડો ન મેલે. મન૦
ફુલડાંકેરા તોરા પેર્યા, વ્રજજીવન વાલે;
ભૂધરજી ફુલાંને ભારે, લટકંતા ચાલે. મન૦
અલબેલાને સર્વે અંગે, ફૂલે ફુલવાડી;
બ્રહ્માનંદ કહે એ છબિ જોવા, આવે સૈ દાડી. મન૦

## પદ ૪૧ મું.—રાગ ગરબી.

મારા નેણાતણા શણગારરે, મંદીરે પધારો તમે માવજીરે; ટેક.
હાંરે વાલા તમરે વિના ગમતું નથીરે,મારા હરીવર હૈડાકેરા હારરે. મંદીરે૦
હાંરેવાલા ચટક રંગીલી પેરી ચાખડીરે,ઓરા આવોને પ્રાણ આધારરે. મંદીરે૦
હાંરેવાલા પ્યારીને રંગીલી બાંધીપાઘડીરે,રૂડા ઝળકે સુનેરીમાંહી તારરે. મંદીરે૦
હાંરેવાલા બ્રહ્માનંદ કહે હવે તમ વિનારે, મારે ઝેર થયો સંસારરે. મંદીરે૦

## પદ ૪૨ મું.

મારા મનડાના માનેલ માવરે, સેજે પધારો તમે શામળારે. ટેક.
હાંરે વાલા માથે અલૌકિક મોળિયુંરે, માંહી ફુલડાંનો અધિક ભરાવરે. સેજે૦
હાંરે વાલા ઓરા આવોને હવે અમ ભણીરે,પ્રેમે ધરતા ધીરા ધીરા પાવરે. સેજે૦
હાંરે વાલા હેતે લટકાં કરો હાથનાંરે, મારા નવલ રંગીલા છેલા નાવરે. સેજે૦
હાંરે વાલા બ્રહ્માનંદના નાથજીરે, મારા દિલડાકેરા દરિયાવરે. સેજે૦

## પદ ૪૩ મું.

મારા છોગાવાળા ઘનસ્યામરે; કરૂણાના સાગર કાનજીરે. ટેક.
હાંરે વાલા છોગું તમારૂં ચિતમાં વસ્યુંરે,મારે રટણા લાગીછે આઠું જામરે.કરૂણા.
હાંરે વાલા તમથી લાગીછે મારે પ્રીતડીરે,કાંઈનથી બીજા કેરૂં કામરે. કરૂણા.
હાંરે વાલા લટકાં કરોને રળીઆમણાંરે, તે જોઈને થાએછે આરામરે. કરૂણા..
હાંરે વાલા બ્રહ્માનંદના રંગ છેલડારે, તમે દોહલી વેળાનું મારૂ દામરે. કરૂણા.

## પદ ૪૪ મું.

બંસીવાળા રૂપાળા બળવીર વાલા, આવી બીરાજો મારે ઓરડેરે. ટેક
હાંરે વાલા મનમાં વસી તમારી મૂરતીરે,છેલા સુંદર શામ શરીરરે. વાલા૦

હાંરે વાલા ઘોડલાં ખેલાવો આવી ચોકમાંરે,અલબેલાજી વ્રજના આમીરરે. વાલા૦
હાંરે વાલા અવગુણ અમારા વિસરાવીએરે,તમે ગુણના સાગર ગંભીરરે. વાલા૦
હાંરે વાલા બ્રહ્માનંદ કહે નિરખ્યા વિનારે,નથી રેહેતી હૈડામાં મારે ધીરરે. વાલા૦

---

## જ્ઞાનલોચન.

### પદ ૧ લું–રાગ ગોડી.

પ્રગટ પ્રમાણુ હરીને, ભજ મન પ્રગટ પ્રમાણુ હરીને;
કામ ક્રોધ મદ લોભ તજીને, દ્રઢ ઉર ટેક ધરીને. ભજ૦
ગર્ભવાસનું સંકટ પ્રાણી, જાઇશ મા વિસરીને;
કુબુધિ કુડ કપટ પરહરજે, ભરજે પાવ ડરીને. ભજ૦
માલ મુલક સર્વે મેલીને, જાવું જરૂર મરીને;
જાઇશ મા જમરાને આગે, ઝાઝો ભાર ભરીને. ભજ૦
ભવ દુઃખ ટળે મીટે સર્વે ભ્રમણા, સંતનો સંગ કરીને;
બ્રહ્માનંદ કહે આવો અવસર, નહીં પામીશ ફરીને. ભજ૦

### પદ ૨ જું.

નારાયણ સુખકારી, ભજી લેને નારાયણ સુખકારી;
સાધુ જનની માન શિખામણ, વિષય વિકાર વિસારી. ભજી૦
માત પિતા સુત બંધવ મેડી, નહિ તારાં સુત નારી;
જમને દ્વાર એકીલા જાવું, કરજે કરમ વિચારી. ભજી૦
રાજા રંક ગુણિજન પંડિત, ખેડુ ને વેપારી;
સગાં કુટુંબી સહિત સૌને, લઈ જાવે જમ મારી. ભજી૦
ભરતખંડમે દેહ મનુષ્યનો, મિલે નહીં વારમવારી;
બ્રહ્માનંદ કહે થાને સુખિયો, સત્ય વચન ઉરધારી. ભજી૦

### પદ ૩ જું.

અલખ પુરૂષ અવિનાશી,ભજી લેને અલખ પુરૂષ અવિનાશી;
કરમ કટે તારાં અનંત જનમનાં, ફંદ મિટે ચોરાશી. ભજી૦

સઘું કુટુંબી સુત ને નારી, માતા મામો ને માશી;
અંતે એણું કોય ન આવે, અંતર દેખ તપાસી. ભજી૦
ઘરમાં બેઠો આળો બોલે, દેખી તીરથવાસી;
પરધન હરે કરે નિત કુબુદ્ધિ, પરનારીની હાંશી. ભજી૦
મારૂં મારૂં કરતો મુરખ, મેલી ધન મરી જાશી;
બ્રહ્માનંદ કહે હરી સમરી લે, રસીક શામ સુખરાસી. ભજી૦

## પદ ૪ થું.

પ્રગટ હરી ભજ પ્રાણી, સમજીને પ્રગટ હરી ભજ પ્રાણી;
પાપદ્રોહ પરિત્યાગ કરીને, દયા ધરમ ઉર આણી. સમ૦
પરધન પરસ્ત્રીય મદ માટી, નરકતણી નીશાણી;
તે પાપે કરી અવસ્ય પિલાઇશિ, ઘાલી જમરા ઘાણી. સમ૦
સમજ્યા વિના ન બોલીશ કેદી, મુખથી મિથ્યા વાણી;
મમતા કેરો માથે મુરખ, ભાર મા લેજે તાણી. સમ૦
એળે દેહ અમુલખ ખોયો, કિધી ધુળ કમાણી;
બ્રહ્માનંદ કહે તત્પર થઇ ભજ, જગપતી સાચા જાણી. સમ૦



# ગોવિંદરામ.

સંવત ૧૮૩૭ થી ૭૦ લગણ હૈયાત હતો-ભરૂચ જીલ્લે આમોદનો ઔદિચ સહસ્ત્ર બ્રાહ્મણ.

## કલિજુગનો ધર્મ.

રાગ ગરબી.

ભાઇઓ સાંભળો શાણા જન, કલિજુગ આવ્યોજીરે;
જેહ પાંડવને શ્રીકૃષ્ણે, કહિ સંભળાવ્યોરે. કલિજુગ૦
બ્રાહ્મણ ક્ષત્રિ વૈશ્ય ને શુદ્ર ચારે વર્ણ કહાવેજીરે;
તે સર્વે નિજ નિજ ધર્મ લોપિ, આડે મારગ જાવેરે. કલિજુગ૦
પ્રથમ કલિજુગના બ્રાહ્મણનાં,લક્ષણકહિ સંભળાવુંજીરે;
તે કેડે બિજા સર્વેનાં, લક્ષણ ગાઇ બતાવુંરે. કલિજુગ૦
ઉત્તમ જાતિ માણુસ થઇને, કરશે મદિરા પાનજીરે;
ભૈરવ આદિ દેવને ભજશે, નહિ ભજે ભગવાનરે. કલિજુગ૦
વેદ વિદ્યા અભ્યાસ તજીને, કરશે નિચની સેવાજીરે;
નવ કર્યાનાં કારજ કરશે, લાજ તજી ધન લેવારે. કલિજુગ૦
ગાયત્રી સંધ્યા પરહરશે, કૃષિ કર્મ તે કરશેજીરે;
બ્રાહ્મણી ખેતર ભાત લેઇ જાશે, તે ખાઇને પેટ ભરશેરે. કલિજુગ૦
માજમ મફર લસણ પલાંડુ, ખાશે ખાંતે ખાંતેજીરે;
ભાંગ અફિણ ઘુંટિને પિશે, કરશે ફેલ બહુ ભાતેરે. કલિજુગ૦
કન્યાઓના પૈસા લેસે, દેશ પ્રદેશે દેશેજીરે;
શાસ્ત્ર પુરાણને ભણવાં મેલિ, વૈદાં કરિ ધન લેશેરે. કલિજુગ૦

સુરા આમિષ મધ મેલાવી, ઓસડ સઉને દેશેજીરે;
જીભ્યાના રસમાં લોભાઇ, અંત્યજના અન્નલેશેરે. કલિજુગ૦
બ્રાહ્મણ જાતિ પોતે થઇને, નિચ ગુરૂ અનુસરશેજીરે;
અસત્ય ગુરૂનો ઉપદેશ લેઇને, નિયમ ધર્મ પરહરશેરે. કલિજુગ૦
બ્રહ્મજ્ઞાનકથિ તપ તિરથ વ્રત, ધ્યાન ભજન તજી દેશેજીરે;
વેદ પુરાણ હરિઅવતાર હરિનિ, મુર્ત્તિ મીથ્યા કેશેરે. કલિજુગ૦
ચોરે ચકલે બેસિ દ્વિજવર, નારી કથાઓ ગાશેજીરે;
કોસ બોખનાં પાણી પિશે, બિજાને પણ પાશેરે. કલિજુગ૦
વટલ્યાની આશંકા મેલી, ચલમો પિશે તાંણીજીરે;
પરમેશ્વરનો ડર નહિ રાખે, બોલશે મિથ્યા વાણીરે. કલિજુગ૦
શમ દમ તપ શાંતિ શૌચાદિક, એ બ્રાહ્મણના ધર્મજીરે;
તેનો ત્યાગ કરીને દ્વિજવર, કરશે કુડાં કર્મરે. કલિજુગ૦
એવાં અનંત અયોગ્ય કર્મછે, કેટલાંક કહિ સંભળાવુંજીરે;
કલિના દ્વિજનાં લક્ષણ કહેતાં, અંતરમાંહી લજાવુંરે. કલિજુગ૦
શુરાતન ધિરજ ડહાપણ ને, જુધથકી નવ ભાગેજીરે;
ગૌ બ્રાહ્મણ સાધુ સેવામાં, ક્ષત્રિ નિત્ય અનુરાગેરે. કલિજુગ૦
તે સર્વે ત્યાગીને ક્ષત્રી, કરશે પાપ અનેકજીરે;
તેમજ દાન પુન્ય હરિભક્તિ, ત્યાગી દેશે છેકરે. કલિજુગ૦
જીવ દયા કરવી ક્ષત્રિને, તે કરશે જીવ હિંસાજીરે;
ચોરી ચાડી ખાતર પાડી, ભેળા કરશે પૈસારે. કલિજુગ૦
જોડા ઉપર છાંટો પડતાં, ઢોર નર્કમાં જાસેજીરે;
તે દારૂને ક્ષત્રી પીશે, બિજાને પણ પાશેરે. કલિજુગ૦
રાજા ને રાજાના ચાકર, લાંચ લોકની ખાશેજીરે;
જુઠી જુઠી સાખ્યો પુરી, અવળા ન્યાય તોળાશેરે. કલિજુગ૦
ચાડિયા તે તો ચતુર કહેવાસે, રૂડા જન દંડાશેજીરે;
હરામીથી સહુ હારશે, સાધુ જન પિડાશેરે. કલિજુગ૦
પાપ કર્મમાં બુડયા રહેસે, ધર્મ લેશે નહિ પાળેજીરે;
સત પુરૂષની વાત નહિ માને, ચડશે અવળે ચાલેરે. કલિજુગ૦

વાણિયાઆદિક વૈશ્ય કહાવે, તેપણ નિજધર્મ લોપીજી રે;
પરનારી રત પાપી ગુરૂને, રેહેશે તન મન સોંપીરે. કલિજુગ૦
સાચા ધર્મને ખોટા કહેશે, ખોટાને સત્ય ગાશેજીરે;
ઉત્તમ જાતી નાતરૂં કરશે, નહિ ખપે તેનું ખાશેરે. કલિજુગ૦
કેટલાંક માણુસ દિકરીઓને, બાળપણામાં પરણુશેજીરે;
પરણાવ્યાનું દામ ખરચ્યાની, દાઝે પાપ નહિ ગણુશેરે. કલિજુગ૦
વાણિયા તે તો ચોરિ કરાવશે, નહિ પાળે ધર્મ લેશજીરે;
ઉપરથી તો રૂડા રાખશે, વૈષ્ણવ કેરા વેશરે. કલિજુગ૦
કુડાં રાખસે કાટલાં ઘરમાં, લોકને ઠગાવા સારૂજીરે;
ઓછું દેશે અધકું લેશે, કરે કર્મ નઠારૂંરે. કલિજુગ૦
કન્યાકેરૂં દામ ન લેવું, તેનું ફળ છે મોટુંજીરે;
તે કન્યાના પૈસા લેશે, કરશે કર્મ બહુ ખોટુંરે. કલિજુગ૦
કૃષ્ણુ નામનું માહાત્મ ગાઇને, છીનાળાં બહુ કરશેજીરે;
પ્રગટપ્રભુની નિંદા કરશે, અસત્ગુરૂ અનુસરશેરે. કલિજુગ૦
કેટલાક વાણિકકર્મને સત્ય કહી, નાસ્તિક મત અનુસરશેજી રે;
ભવતારણુ ભગવાન તજીને, પાપકર્મ બહુ કરશેરે. કલિજુગ૦
તેમજ શુદ્રપણુ કલિજુગમાં, કરશે નિંદિત કર્મજીરે;
દગા ઘાત છળબળ બહુ કરશે, નહિ પાળે શુભ ધર્મરે. કલિજુગ૦
ચોરી ને હિંસા બહુ કરશે, કરશે મદિરા પાનજીરે;
ભૂતળ ભરવાડા ભુવા ધુણાવશે, નહિ ભજે ભગવાનરે. કલિજુગ૦
શૌદ્ર જાતિ માણુસ કહાવે તે, ગુરૂ થઈ જગ ફરશેજીરે;
એક બ્રહ્મની વાતો કરશે, પરનારી સંગ કરશેરે. કલિજુગ૦
અસત્ત પુરૂષ ગુરૂથઇ જગ ફરશે, કાન ફુંકી ધન લેશેજીરે;
વેદ પુરાણુ શાસ્ત્ર હરિ મૂર્ત્તિ, સૌને ખોટાં કેશેરે. કલિજુગ૦
અસદ્ગુરૂને તેના ચેલા સર્વે, અસત માર્ગ અનુસરશેજીરે;
ભગનીસુતા પુત્રનીનારી, તેનો સંગ નિત્ય કરશેરે. કલિજુગ૦
એવા અનંત પાપે યુક્ત પ્રાણી, કલિજુગમાં બહુ થાશેજીરે;
નારાયણુનું ભજન તજીને, અન્ય દેવના ગુણુ ગાશેરે. કલિજુગ૦

સાસુની શીખામણ વહુઓ, અંતરમાં નહી ધારેજીરે;
માતાને વહુ નિત્ય દબાવશે, તોયે પુત્ર નહિ વારેરે. કલિજુગ૦
દિકરા પણ વહુની પક્ષ લેઇને, માત પિતાને લડશેજીરે;
માત પિતા ઓશિયાળાં થઇને, ખુણે બેઠાં રડશેરે. કલિજુગ૦
વાંકાં વાંકાં વેણાં કહેશે, સાસુને વહુ આવીજીરે;
દિકરા તો જોઇ રાજી થાશે, મા ઉપર રીસ લાવીરે. કલિજુગ૦
માતાને ઉદર દુઃખ દેતો, ઉંધે શિર રહ્યો ઝૂલીજીરે;
પાળી પોષી મોટો કરશે, તે ગુણ જાશે ભૂલીરે. કલિજુગ૦
સાસુકેરાં વેણાં ઉપર, વહુ વેણાં બહુ લાવેજીરે;
દિકરા સાંભળી રાજી થાશે, સાસુ નણદી રિસાવેરે. કલિજુગ૦
મર્મ વચન સાસુ તે વહુને, કેહેશે તું શું લાવીજીરે;
તારા બાપની છત હું જાણું, સર્વે દેઉં બતાવીરે. કલિજુગ૦
લોકોનું લુંડાપણું કરતો, પેટ પરાણે ભરતોજીરે;
અન્ન વસ્ત્રને અર્થે તારો, બાપ તો વળખાં કરતોરે. કલિજુગ૦
એવાં વાંકાં વેણાં વહુને, સાસુ કહેશે બળતાંજીરે;
ત્યારે વહુ સાસુને સુણાવશે, પતિને કહેશે વળતાંરે. કલિજુગ૦
તારે પાલવ હું ક્યાં આવી, નિત નિત મહેણાં ખાવાજીરે;
તારો બાપ નઠારો તુંને, શિદ આવ્યો પરણાવારે. કલિજુગ૦
ધણીને વહુઓ ધોકે મારશે, પરનર દેખી રાજીજીરે;
નારી પતિને શીખામણ દેશે, તેને કહેશે પાજીરે. કલિજુગ૦
પરણ્યા ધણિનો ત્યાગ કરીને, પરનર સંગ લપટાશેજીરે;
પતિવ્રતાનો ધર્મ નહિ પાળે, એવી નારીઓ થાશેરે. કલિજુગ૦
વહુને સારૂં લગાડવા કાજે, જેમ કહે તેમ કરશેજીરે;
નારી વશ થઇ કામ સઉ કરશે, નફ્ટ થઈને ફરશેરે. કલિજુગ૦
ધણિયાણિનાં ધોશે વસ્ત્ર, હાથે રાંધશે હાલીજીરે;
બેન બનેવી બારણું ન દેખે, પસલી લેશે સાળીરે. કલિજુગ૦
સસરા સાળાને ત્રેવડશે, ભાઇઓ સાથે વેરજીરે;
બેન ભાણેજાં ઘેર આવશે તો, લાગશે કડવાં ઝેરરે. કલિજુગ૦

બાળકનું ઉપરાણું લેઇને, બાઇ બાઇ સંગ લડશેજીરે;
તુછ પદારથ સારૂ બંધવ, એક બીજાને નડશેરે. કલિજુગ૰
જતી જોગી બ્રહ્મચર્ય ત્યાગી, પંચ વિશે વિખ પિશેજીરે;
ધન નારીનો સંગ્રહ કરશે, હરિ સંગ હેત ન દીસેરે. કલિજુગ૰
જંત્ર મંત્ર ને દોરા ધાગા, ઘેર ઘેર કરતા ફરશેજીરે;
ત્યાગ વૈરાગ્યને ધ્યાન ભજન સૌ, ત્યાગ કરી ધન હરશેરે. કલિજુગ૰
સત્પુરૂષનો દ્રોહજ કરશે, અસત પંઘાથે હેતજીરે;
ગાંજો ભાંગ્ય અફિણ ને હોકા, પિતાં થાશે ફજેતરે. કલિજુગ૰
અંધ ગુરૂ તેના ચેલાને પણ, ધર્મમાં હેત ન દિસેજીરે;
નિચ ગુરૂનું એઠું ખાશે, ચરણ ધોઇને તેના પિશેરે. કલિજુગ૰
એવા અનંત દોષે જુગત કલિમાં, ગુરૂને શિષ્ય બહુ થાશેજીરે;
વિધિનિષેધનો ત્યાગ કરીને, એક બ્રહ્મમુખ ગાશેરે. કલિજુગ૰
ગિતામાં અર્જુનને કિધું એ, કૃષ્ણ પ્રભુ શ્રી મૂખજીરે;
અધર્મ કલિના વિંટયા માણસ, મુજથી થાશે વિમૂખરે. કલિજુગ૰
ત્યારે હું પ્રથ્વિમાં પ્રગટિશ, ધર્મના સ્થાપન સારૂંજીરે;
અધર્મ કલીનો નાશ કરીને, તારીશ જીવ હજારૂંરે. કલિજુગ૰
કરૂણા કરી તે કૃષ્ણ કલિમાં, પ્રગટથાશે સુખદાનજીરે;
હરિ હરિકૃષ્ણ નામ કહેવાશે, પુરૂષોત્તમ ભગવાનરે. કલિજુગ૰
કામ ક્રોધ મદ લોભના ત્યાગી, સાધુ કરશે અપારજીરે;
ધર્મ જ્ઞાન વૈરાગ્યસોતી, ભક્તિ કરશે વિસ્તારરે, કલિજુગ૰
પાંડવને કૃષ્ણે કહિ દાખ્યા, એ રીતે કલીધર્મજીરે;
પાંડવ સુણિ હીમાળે ગળિયા, જાણિ સઘળો મર્મરે, કલિજુગ૰
સંવત અઢાર સાત્રિસે ગાયો, કલિજુગનો મહિમાયજીરે;
તેને ગાય શિખેને સાંભળે, તેનાં અઘ બળી જાયરે. કલિજુગ૰

## ઉપદેશ વિષે.

### છંદ ચંદ્રાવળા. *

પરનારીશું પ્રિત કરિ છે, તેને રૂઠયા રામ;
માતાને તો ભારે મારી, સુજ્યું ભુંડૂં કામ;
સુજ્યું ભુંડૂં કામ તે કેવું, એના પિત્રિ સ્વર્ગે કંપે એવું;
કહે ગોવિંદરામ એનિ મત ફરિ છે, પરનારીશું પ્રીત કરિછે.—તેને૦
પરનારીતો વેદમા વારી, તજવો તેનો સંગ;
સર્પથકી વિખ એમાં અદકું, અંધો થાય ભોયંગ;
અંધો થાય ભોયંગ તે નારી, જ્ઞાનિયે તજી તે જોઇ વિચારી;
કહે ગોવિંદરામ ન રીઝે ગિરધારી, પરનારિતો વેદમાં વારી.—તજ૦
સર્પ ખાય તો સુખેથી ખાજો, તેથી રૂડી લ્હાય;
પરનારિ રૂપ પૈસા સન્મુખ, ચાલે મહા દુઃખ થાય;
ચાલે મહાદુઃખ થાય તે કેવું, ભવભટકણમાં નાખે એવું;
કહે ગોવિંદરામ એથિ અળગા થાજો; સર્પ૦
પુરૂષ ચાલી જાય પારકે ઘેર, તે ન હોય સાડાસોળ;
ઉઘલી કન્યા ઘર ન પુછે, માથે ન ઘાલે મોડ.
માથે ન ઘાલે મોડ તે કન્યા, ને એ બે વાતમાં થાએ અન્યા;
કહે ગોવિંદરામ એનું જીવત થૈ ગયું ઝેર; પુરૂષ૦
શિલવિના શોભે નહિ કેદી, આભુષણ કહું એક;
સોળે તણી તો શિલજ શોભા, જે ટાણે રાખે ટેક;
ટાણે રાખે ટેક તે કેવી, તો પરત્રિયા તે માતા જેવી;
કહે ગોવિંદરામ આ જીવત તો બે દી; શિલ૦
પાંચ પાપ સર્વ પાપથી ભારી, તે મહા પાપ કેવાય;
બ્રહ્મહત્યા ને ચોર સોનાનો, ત્રીજો જારી કેહેવાય;

---

* આ ચંદ્રવળાની ચોથી તુકમાં કંઈક અક્ષરો વધારે છે, ને તેથી પેહેલું ચરણ પાછું ચોથા ચરણમાં લેતા લીટી લાંબી ઘણી વધી જાય છે, માટે પેહેલા ચરણનો કેટલેક સ્થળે એકેકજ શબ્દ મુકયો છે, માટે વાંચતી વેળાએ પેહેલું ચરણ છે એ લક્ષમાં રાખીને વાંચવું.

ત્રીજો જારી ને અન્યાએ જે ચાલે, મદ્ય કરી તેની સોબત ઝાલે;
ગોવિંદરામ કહે સાંભળો નર નારી, પાંચ૦
ગાફલ બંદા ગર્વ ન કરિયે, ગયું રાવણનું રાજ;
સિતા હરિને સર્વે ખોયું, એવું નહિ કેને આજ;
એવું નહિ કેને આજતે ભાઇ, લંકાના પતિને સમુદ્રનિ ખાઈ;
કહે ગોવિંદરામ પગલું જોઇને ભરિયે, ગાફલ૦
જીવ જગતનો એવો ડાયો, કથા સાંભળવા જાય;
ભાંડ ભવાઇ ને ભુંગલાં વાગે, ત્યાં પણ તૈયાર થાય;
ત્યાં પણ તૈયાર થાય તે જોવા, બુઢાપણની લાજજ ખોવા;
કહે ગોવિંદરામ ગધેડો ગંગામાં નાયો, જીવ૦
ગાડા ઉપર વોરો બેઠો, વાટયે ચાલ્યું જાય;
મારગમાં રોદા આવ્યા, ઉંચા નીંચું થાય;
ઉંચા નીચું થાય તે ગાડું, વોરાજી તમે ઝાલજો નાડું;
કહે ગોવિંદરામ જઇ પડયો હેઠો, ગાડા૦
સવળું કેતાં સમઝયો આડું, તેની સમઝણમાં બહુ ફેર;
ગાડા ઉપરથી પડતું મેલ્યું, માથું થઇ ગયું ઝેર;
માથું થઈ ગયું ઝેર તે ફુટી, તોય મુરખ મેલે નહી મુંઠી;
કહે ગોવિંદરામ એ વોરાનું નાડું, સવળું૦
પ્રથમ કયું કરે નહિ મનનું, તેજ હરિના દાસ;
માત્ર ઘડીમાં મેડે ચડે, ને ઘડીમાં વાઢે ઘાસ;
ઘડીમાં વાઢે ઘાસ તે મન, તેને જાણે વિવેકી જન;
કહે ગોવિંદરામ એ લક્ષણ હરીજનનું, પ્રથમ૦
જેદી તેદી સંત સંગ કરશો, તહિયેં પામશો પાર;
સર્વ તીર્થનું ફલ એ છે, વેદ વચન નિરધાર;
વેદવચન નિરધાર તે માનો, મહા પ્રતાપ નથી કાંઈ છાનો;
કહે ગોવિંદરામ ભવસાગર તરશો, જેદી તેદી સંત સંગ કરશો૦
કામ ક્રોધ મોહ મદના છકયા, જીવ તણાણા જાય;
અનીતિમાં જઈ આસન વાળે, નીતિમાં ન દીયે પાય;
નીતિમાં ન દીયે પાય તલાજે, માથે નગારાં મોતના ગાજે;
કહે ગોવિંદરામ જીવ બોલેછે બકયા, કામ ક્રોધ મદ મોહના છક્યા૦

સાકર મુકી રાખજ ખાય, જેમ નાનું બાળ;
આવતર જાણે આંદુ' પડશે, મૂકાવે તત્કાળ.
મુકાવે તત્કાળ તે મા બાપ,તેમ તેમ બાલક કરે સંતાપ;
કહે ગોવિંદરામ રોતું જાય,સાકર મુકી રાખજ ખાય૦
જીવ જગતમાં બાલક જેવા, વિખ ખાવાને જાય;
હરિજન માત તાત સમહેતુ, અહોનિશ અમૃત પાય;
અહોનિશ અમૃત પાય તે કેવું,ભવ ભટકણુને ટાલે એવું;
કહે ગોવિંદરામ એને ભુંડા હેવા, જીવ જગતના બાલક જેવા;
ત્રાય ત્રાય કરિ તોબાં ભરશે, તેનો હરિ ઝાલશે હાથ;
ફરી તે કરી પણ ફરી ન કરવી,જયાંથી સુણી સંતની વાત;
સુણી સંતનિ વાત જે જયાંથી,કરો ફેલનો ત્યાગજ ત્યાંથી;
કહે ગોવિંદરામ ત્રાસ સાહેબનોધરશો,ત્રાહિ ત્રાહિ કરી તોબાં ભરશે.
ગુના સામું ગોવિંદ ન જુવે, જો જન દિનજ થાય;
અજામેલ ગજ ગુણુકા જેવા, તે પારાંગત જાય;
તે પારાંગત જાય તે જાય, ચાર વેદ ગિતા એમ ગાય;
કહે ગોવિંદરામ સાંભળજો સૌએ,ગુના સામું ગોવિંદ ન જુવે૦
તમે હો ડાહ્યા તો ડાપણુ મુકો, ત્યાં નથી ડાપણુનું કામ;
કાલા ઘેલાના છે પ્રભૂ, સમરથ સીતારામ;
સમરથ સિતારામ તે કેવા,અધમ ઓધારણુ નામજ એવા;
કહે ગોવિંદરામ સ્મરણુ કાં ચૂકો,તમે હો ડાહ્યા ડાપણુ મૂકો. ત્યાં૦
પ્રથમ ભકિત પ્રલ્હાદની કહિયે, જેણે રટવા માંડયા રામ;
હિરણુકશ્યપ કહે દે પરચો, કાં મુકી દે નામ;
કાં મુકી દે નામ તે ટાંણે, આવ્યું મોત નિશ્ચે તું જાણે;
કહે ગોવિંદરામ નામ સમજી લૈયે,પ્રથમભકિત પ્રલ્હાદની કહિયે૦
ત્રાંબિયાનિ એક તોલડી લૈયે, તે વગાડી વારમવાર;
ગુરૂ કરિયે તો કૈશે કાલા ઘેલા, એમ વયો જાયે સંસાર;
એમ વયો જાયે સંસાર તે જાશે, પાત્ર એવું કારજ થાશે;
કહે ગોવિંદરામ સમજુ તેને કૈયે,ત્રાંબિયાની એક તોલડી લૈયે૦
કામિ ક્રોધિ લોભી લંપટ, પાપી જીવ પિલાય;
જમના કિંકર જોડા મારી, જમપુરીમાં લઇ જાય;

જમપુરીમાં લઈ જાય તે જ્યારે, ખરી ખબર તે પડશી ત્યારે;
કહે ગોવિંદરામ ચિંચોડા સંપટ, કામિ ક્રોધિ લોભી લંપટ. પાપી૦

સાકર કહિયે મોઢું મિઠું, કહું કે ફિયે ન થાય;
નામતણું નાકું ઝાલીને, કૈક તણાણા જાય;
કૈક તણાણા જાય તે જાશે, પણ ખાધે મોઢું મીઠું થાશે;
કહે ગોવિંદરામ નામિ વિનાનું નામ દીઠું, સાકર કૈયે મોઢું મીઠું૦

ચેતવું હોય તો ચેતજો ટાંણે, માથે ગાજે છે મોત;
આજ કાલમાં ઉઠી જાવું, કુટુંબ કબીલા સોત;
કુટુંબ કબિલા સોત તે જાવું, હરિભજ્યા વિના હડહડ થાવું;
કહે ગોવિંદરામ મન ઉગારો નાણે, ચેતવું હોય તો ચેતજ્યો ટાંણે૦

સુળી કિધી છે ચોરને કાજે, તેનો મહાજનને ડર નોયે;
જો મહાજન કરે ચોરની સોબત, ચડે સુલીયે સોયે;
ચડે સુલીયે સોયે તે ચડશે, ખોટે સંગે પેજાર પડશે;
કહે ગોવિંદરામ ન્યાય બાંધ્યોછે મહારાજે, સુલી કીધીછે ચોરનેકાજે૦

ગુરૂ કરિયે તો જ્ઞાનિ કરિયે, સત અસતને જોઈ;
બલદ લેયે તો ખેડી લેયે, ડોબું લેયે દોઈ;
ડોબું લેયે દોઇ તે લઇયે, સમજુ નામ તે તેનું કહિયે;
કહે ગોવિંદરામ ભવસાગર તો તરિયે, ગુરૂ કરિયે તો જ્ઞાનિ કરિયે૦

હરિ જનનિ નવ્ય કરિયે બાજી, બાજીમાં બગડી જાય;
જુવો વિચારી જાદવની જેને, કૃષ્ણ થયા નહી સાય;
કૃષ્ણ થયા નહિ સાય સર્વે કુલમાં, સર્વે નાશ થયા ઘડીપળમાં;
કહે ગોવિંદરામ એમાં રામ નથીરાજી, હરીજનની નવ્ય કરિયેંબાજી૦

બેમાન રાખીને આકડો વાવે, પ્રબલ પાણી પાય;
બાર મહીના સિંચ્યા કરે, ત્યારે ફૂલ ફુલ તો થાય;
ફૂલ ફુલ તો થાય તે કેવાં, દીઠામાં તો કેરી જેવાં;
કહે ગોવિંદરામ સ્વાદ કાંઇ કેરીનો ના આવે, બેમાન૦

જ્ઞાન કથે જેમ બલેલા ચુલા, ચુલેથી ઉતાર્યો પાક;
પાક પરોણા ખાઇ ગયા ને, વાંસે રહીછે રાખ;

વાસે રહી છે રાખ તે કેવી, ઉલટી આંખ્યું ફોડે એવી;
કહે ગોવિંદરામ જીવભાકત તો ભુલ્યા, ગ્નાન૦

એક નામ અનેકનું કારણ, જો ઓલખિને લેવાય;
ઓ નામ લઈ બકતા હાલે, મરગલા સ્વાદે ગાય;
મરગલા સ્વાદે ગાય ગુણ કથી, એક નામની ખબર નથી;
કહે ગોવિંદરામ હરિ નરક નીવારણ, એક૦

બકબક બોલે તેને બોલવા દઈએ, રતિ ન કરિયે રીશ;
ગ્નાન માંય તો ખોટ ન આવે, વધે વશા કહું વીશ;
વધે વશા કહું વીશ તે ન બોલે, અને જે બોલે તે એકજ તોલે;
કહે ગોવિંદરામ તેને બાલક કહીયે, બકબક૦

કુબુદ્ધિનું નવ કરીયે કહ્યું, રાચિયે કરી સત્સંગ;
સતસંગ કરી વિષય મારિયે, કુબુદ્ધિ કરે કુસંગ;
કુબુદ્ધિ કરે કુસંગ તે જાઈને, એને સંગે ન ચાલીયે વહીને;
કહે ગોવિંદરામ હાથ રાખીએ હૈયું, કુબુદ્ધિનું૦

ભીંત્યે ભોયંગ કાઢીને તલ ઝારે, તેને પુજી લાગે પાય;
તે ભોયંગને પ્રગટ દેખે, મૂરખ મારવા જાય;
મૂરખ મારવા જાય તે પાપી, ભીંત્યે તો પુજે છે થાપી;
કહે ગોવિંદરામ પ્રગટને મારે, ભીંત્યે ભોયંગ કાઢિને તલઝારે૦

છાણતણો લઇ સેખો કરે, તેને પુજી લાગે પાય;
સેખા બાબા રક્ષા કરજો, કુલેર વેંચી ખાય;
કુલેર વેંચી ખાયે તે ખાયે, પ્રગટને ચર્ણે ન જાયે;
કહે ગોવિંદરામ કલીના કૌતુક દેખો, છાણ તણો લઈકરે રેખો૦

હકેથી લઇયે ને હકેથી દઇએ, હકનું હજમ થાય;
અણ હકનો આનો આવે તો, ઉલટી બરકત જાય;
ઉલટી બરકત જાય તે કમાણી, દુધનું દુધને પાણીનું પાણી;
કહે ગોવિંદરામ બીતા હરીથી રહીયે, હકેથી લઇયે ને હકેથી દઇયે૦

મતવી નાખતી દુધમાં પાણી, તેની ઘડાવી નથ;
પાણી ભરતાં પડી ગઈ, તે ગઈ ખબડખત;

ગઈ ખખડખત તે ગઇ, પછે તો વિચારી રઇ;
કહે ગોવિંદરામ પાછલથી પસતાણી,મતવી નાખતી દુધમાં પાણી૦
વાર વરતોલું રયા કરે, એકાદશી કરે અભંગ;
જુ માકડ ને ચાંચડ મારે, નહી બોલીનો ઢંગ;
નહીં બોલિનો ઢંગ તે વાણી,ગલે નહીં દુધ ને પાણી;
કહે ગોવિંદરામ એતો પોલા પોલું હરે, વાર૦
ગાજરે શું ગુનો કરગો, બાવલે શું મારયો બાપ;
દોષ છે તે દેખતા નથી, જેનું લાગે પાપ;
જેનું લાગે પાપ તે અતી, તેમાં તો દ્રઢ બાંધી મતિ;
કહે ગોવિંદરામ એ બાલકનો સનો,ગાજરે શું કરયો ગુનો૦
દાતણમાં તો દોષજ ભાલે, પરડા ઉપર પ્રેમ;
એક ઝાડમાંથી બે થયાં છે, તેનુ કરવું કેમ.
તેનું કરવું કેમ તે વિચાર, એવા તે નહી ઉતરે પાર;
કહે ગોવિંદરામ એનું મન ચડયું છે ચાલે,દાતણમાંતો દોષજ ભાલે૦
વિપર કરતાં વિશેષે વરકત, તે પાલે આચાર;
રસોઈ કરતાં ડાપો કર તે, રાખે ચોકાની બાર;
રાખે ચોકાની બાર તે સીદ્ધ, ગુદા તો રહી ચોકાને મધ્ય;
કહે ગોવિંદરામ જુઓ એનિ હરકત,વીપર કરતાં વિશેષ વરકત૦
વાડામાંથી વાછડું છુટયું, તે ધોડીને ધાવવા જાય;
માતા જાણીને મોઢું ઘાલે, પાટુ પુરણુ ખાય;
પાટુ પૂરણુ ખાય તે ખાય,પછે વછપાલ એને બતાવે માય;
કહે ગોવિંદરામ એ ફરે વખુટુ, વાડામાંથી વાછડું છુટયું૦
કેનોક બાપ હતો એક કાંણો, તેની ફુટલ આંખ્ય;
તેનો પુત્ર થયો દેખતો, તેને કહે ફોડી નાખ્ય;
તેને કહે ફોડી નાખ્ય તે આંખ્ય,નેતારા બાપનો ચીલો રાખ્ય;
કહે ગોવિંદરામ હરીનું નામ વખાણો,કેનોક બાપ હતો એક કાણો૦
માત પિતા મોસાલનું બોલ્યું, નર હોય અથવા નાર;
કૃષ્ણ પતિની કીપા ન રાખી, ચાર વર્ણને બાર;

ચાર વર્ણને બાર તે રહેછે, ને વનનો પશુ એને વેદજ કહેછે;
ગોવિંદ કૃપાનું મુલ ન બોલ્યું, તેને માત પીતા મોસાલનું બોલ્યું.

કબુદ્ધિ સબુદ્ધિ રહ્યાં છે આંહી, કબુદ્ધિ કરે કુસંગ;
સબુદ્ધીને સતસંગ તે સુઝે, બેયના નોખા રંગ;
બેયના નોખા રંગ તે તાણે, જ્ઞાની હોય તે બેયને જાણે;
ગોવિંદરામ જોવા જાઓછો ક્યાંહી, કબુદ્ધિ સબુદ્ધિ રહ્યાં છે આંહી.

પશું ટળીને પાત્રજ થાયે, નીગમ ચારનો સાર;
માહા વાયકનો મર્મજ મોટો, તે પંડિતે નવ્ય પ્રીછાય;
પંડિતે નવ્ય પ્રીછાય વેદ વાણી, એ શિક્ષા એવી કંઈ વિખાણી;
કહે ગોવિંદરામ જે સત્સંગે જાય, તે પશુ ટળીને પાત્રજ થાય.

આજ કાલમાં ઉઠી જાવું, રેવું નથી રઉ;
રાજા પ્રજા કેડા મોરે, ચાલ્યું જાશે સૌ;
ચાલ્યું જાશે સૌ તે જાશે, ને તે ખાટયા જે હરિ ગુણ ગાશે;
ગોવિંદે રચના રચી છે જુઠી આવું, આજકાલમાં ઉઠી જાવું.

આ તન તો પાણીનો પરપોટો, તે ક્ષણુંમાં થાશે ખેહ;
અંત્યે નામ નારાયણનું રહેશે, નિશ્ચે ટળશે દેહ;
નિશ્ચે ટળશે દેહ તે ટળશે, જેમ ઢેફું ધરતીમાં ગલશે;
કહે ગોવિંદ એનો પાયોછે ખોટો, આ તન પાણીનો પરપોટો.

જેમ પારેખની પેઢીએ જાય, દેખાડવાને દામ;
ખરા ખોટાના કરે ભાગલા, તે પારેખનું નામ;
તે પારેખનું નામ તે કહિયે, ત્યાં દેખાડી પૈસા લહિયે;
કહે ગોવિંદ તો ખોટ ન ખાઇયે, જેમ પારેખની પેઢીએ જઇએ.

સંત તણે વેશે બૌ ધૂતા, જગમાં ફરે અનંત;
તીલક માલા ટોપી ઘાલી, નામ ધરાવે સંત;
નામ ધરાવે સંતજ થયા, કામ ક્રોધને ફેલીજ રહ્યા;
કહે ગોવિંદરામ દેખંતા દૂતા, સંતતણે વેશે બૌ ધુતા.

કાલનિમિ રાવણ ને રાહુ, એ ત્રણ્યે લીધો ભેખ;
કમલાવરશું કપટે રમીઆ, તેમાં ન રહ્યો એક;

તેમાં ન રહ્યો એક તે પાપી, હરિયે મસ્તક નાખ્યાં કાપી;
કહે ગોવિંદરામ હિંસતા હાઉ, કાલનિમિ રાવણ ને રાહુ.

અસંતને આદર નવ કરિયે, પુરણ લાગે પાપ;
તુલસીદાસે રામકથામાં, કહ્યું છે આપો આપ;
કહ્યું છે આપોઆપ તે કથી, એના દરશને ફળજ નથી;
કહે ગોવિંદરામ વિખ ખાઇને મરિયે,અસંતને આદર ન કરિયે.

કુવાડો ચંદનને કાપે, એ દુષ્ટની રીત;
હરિ હરિજનની નિંદા માંડે, અખુજ આંધળા ભિંત;
અખુજ આંધળા ભિંત ને આમે, કાર્યા કર્મના ફ્લ તે પામે;
કહે ગોવિંદ સુગંધી ઉલટી આપે, કુવાડો ચંદનને કાપે.

ભગવું કરિને સ્વાન ભસાવે, કાઢે સંતનો વેશ;
દમડા કારણ ઘેરઘેર ડોલે, રેહેણી ન મળે લેશ;
રેહેણિ ન મળે લેશ તે કહિયે,એવા સંતથી અળગા રહિયે;
ગોવિંદ કહે હરિ સુપને નઆવે,ભગવું કરીને સ્વાન ભસાવે.

ભેખ માંહિ તો ભેલ પડી છે, તે કાલીંગાનું કામ;
બાજીમાં રાજી થઇ બેઠા, ત્યાંથી ઉઠયા રામ;
ત્યાંથી ઉઠયા રામ તે કોપી, વાંસે લાજ ધર્મની લોપી;
ગોવિંદ કહે સંત મતિબગડીછે,ભેખમાંહિ તો ભેલ પડી છે.

દ્વાપર સત્યુગ ઠામે ત્રેતા, એ ત્રણ જુગનાં દૈત્ય;
તે કલિયુગમાં સંત થયા છે, કુટંબ કબીલા સહીત;
કુટંબ કબિલા સહીત થયાછે, ધર્મખંડન કરી ડંભમાં રહ્યાછે;
ગોવિંદ કહે મોટા ગયાછે કેતા, દ્વાપર સત્યુગ ઠામે ત્રેતા.

જ્યાં કામ ક્રોધ ને લોભ રહે છે, એ પ્રગટ નર્કના પંથ;
એ માર્ગે તો અંધા ચાલે, પણ કેદી ન ચાલે સંત;
કેદી ન ચાલે સંત તે કેવા, ધ્રુ પ્રલ્હાદ સનકાદિક જેવા;
ગોવિંદરામ એમ ગીતા કહેછે, જ્યાં કામ ક્રોધ ને લોભ રહેછે.

હંસ બગ દીઠામાં સરિખા, તે ચાર કરતાં ઓળખાય;
હંસ કરે મોતીનો ચારો, ને બગ મછને ખાય;

બગ મચ્છને ખાયે તે ખાયે,સંત અસંતનો એવો ન્યાયે;
ગોવિંદ કહે એનિ કરીએ પરિક્ષા,હંસ બગ દીઠામાં સરિખા.
હંસ પણ શ્વેત ને શ્વેત છે બગ,એ બેમાં નથી કાંઇ શામ;
દુધ પાણિનો વેરો કરી આપે, હંસ તે તેનુંજ નામ;
હંસ તેનુંજ નામ તે કહિયે,બાકી તો બગલા ઓલખી લઇયે;
ગોવિંદ કહે જુગમાં જ્ઞાની છે ઢગ, હંસ પણ શ્વેતને શ્વેતછે બગ.
ખોટી વાતમાં ખાસડા ખાયે, ને ગલીને બેસે ગાળ;
એ વાતનું બાનું આવ્યું, તેનું જીવતર બાળ;
તેનું જીવતર બાળ તે કેવું, જે ખરે ચઢીને ચાલે એવું;
ગોવિંદ કહે સરપાવ ન થાયે, ખોટી વાતમાં ખાસડાં ખાયે.
વાયલ ને વધૂથી વેગળા રહીએ, એનિ લેશ અડે જો લાળ;
છ મહિને જાતાં હડકવા હાલે, ને નિશ્ચે આવે કાળ;
નિશ્ચે આવે કાળ તે મરે, ડાહ્યો હોય તે દૂરથી ડરે;
ગોવિંદ કહે તેને નજીક જઇયે,વાયલ ને વધુથી વેગલા રહીએ.
તિલક માળા ટિલું તાણી, ભગવદી ધરિયું નામ;
એવા ભગવદિ તો એક દિવસમાં, થાયે બાધું ગામ;
થાયે બાધું ગામ તે સુલભ, ઇંદ્રિયો વશ કરવી તે દુર્લભ;
ગોવિંદ કહે વેશનિ દેશિ તો આણી,તિલક માળા ટિલું તાણી.
કામ ક્રોધ ને લોભનિ લ્હેરી, એ ત્રણથી તોબાં ત્રાય;
કામ થકી તો કલંક લાગે, લોભે લક્ષણ જાય;
લોભે લક્ષણ જાય તે જાશે, ક્રોધ થકી તો કેરજ થાશે;
કહે ગોવિંદ ત્રણ જીવના વેરી,કામ ક્રોધ ને લોભનિ લ્હેરી.
બગડયાં બે બાવો ને બાવી, નવરાં લે છે નામ;
કલંક ભર્યાં કાનજ ફુંકી, કઇક બગાડયાં ગામ;
કઇક બગાડયાં ગામ તે કેવાં,અંધ ગુરૂ તેનાં ચેલા પણ એવા;
ગોવિંદ કહે ગુરૂનિ ગમતો નાવી,બગડયાંબે બાવો ને બાવી.
ભેખમાંઇ ભડવાપણું પેઠું, ખોઈ ધરમની લાજ;
આગળ તો કાંઇ એવું નોતું, પણ એવું મંડાણું આજ;
એવું મંડાણું આજ શા માટે, કામ ક્રોધ ને લોભ તે માટે;
કહેગોવિંદરામ બદલ્યાનું બેઠું, ભેખમાંઈ ભડવાપણું પેઠું.

ભેખે અમારો મારગ ભાંગી, વાળી લીધું ગામ;
જોર ન ચાલે ને જીવાઈ માંગી, કહો કેમ રટિયે રામ;
કહો કેમ રટિયે રામ તે અમે, એને શીખામણ આપો તમે;
કહે ગોવિંદરામ વેસ્યા રોવા લાગી, ભેખે અમારો મારગ ભાંગી.

કથે જ્ઞાન પણ કાગડા જેવા, એ આચારે ઓળખાય;
ખીર ચાખીને ખુવાર થાવા, કરકા ઉપર જાય;
કરકા ઉપર જાયે ચાલી, ઠીક નહી એની ભગતી ઠાલી;
ગોવિંદ કહે એને ઓળખી લેવા કથે જ્ઞાન પણ કાગડા જેવા.

એવા સંતથી અળગા રહિયે, જે સતસંગે જાય;
એનું નામ તે જ્ઞાની કહિયે, તેથી કારજ થાય;
તેથી કારજ થાય તે થાયે, નીગમ તેણે કહ્યું વરતે ન્યાયે;
ગોવિંદરામ માહા વાયક લઈને, અસત પંથથી અળગા રહિયે.

બગ આહાર તે બગડી જાશે, તે બગલા મલીને ખાય;
મોતી તણો જો આહાર હાથજ આવે, તો હંસની ભુખજ જાય;
હંસની ભુખજ જાય તે ભાગી, હરિજને ટેલ હંસની માગી;
કહે ગોવિંદ એની શી ગતિ થાશે, બગ આહાર તે બગડી જાશે.

જ્ઞાન વિના નર પશુવત જેવા, તેમાં નથી કાંઈ ફેર;
શાસ્ત્રે કહ્યું જે સતસંગ કરવો, તે લાગે કડવું ઝેર;
લાગે કડવું ઝેર તે લાગે, અને મુરખ પંડિતથી ભાગે;
કહે ગોવિંદરામ ગીતા કહે એવા, જ્ઞાન વિના નર પશુવત જેવા.

પરથમ કહેશે પૈસા મેલો, પછે બતાવે જ્ઞાન;
એવા ગુરૂના શીષ્ય થાયે, તેને મોટું જ્યાન;
તેને મોટું જ્યાનજ થાયે, પામર તેને શરણે જાયે;
કહે ગોવિંદરામ પછે કરે ચેલો, પ્રથમ કહેશે પૈસા મેલો.

મોરય ગુરૂને વાંસે ચેલા, તે નવરા નરકે જાય;
ગુરૂ મરીને સ્વાનજ સરજે, શિષ્ય ગીગોડા થાય;
શિષ્ય ગીગોડા થાય તે શા માટે, ઠગી દ્રવ્ય લીધું તે માટે;
કહે ગોવિંદરામ જમપુરીમાં પહેલા, મોરય ગુરૂ ને વાંસે ચેલા.

દ્રવ્ય હરા જે ગુરૂ હોય ધૂત્તા, તે નવ પામે પાર;
અંધ ગુરૂ ને બધીર ચેલા, વળગા એક બીજાની લાર;

એક બીજાની લારે વલગ્યા, તે વેદ વચન સુણી નવ થાયે અળગા;
કહે ગોવિંદરામ એ સરજે કુત્તા, ધનહરા જે ગુરૂ હોય ધૂત્તા.

તુંબડુ પાણીમ બોળીએ ઊંડું, તે બારે નીસરે બાપ;
ખુણે કામ કરે જે ખોટાં, તે પ્રગટ થાયે પાપ;
પ્રગટ થાયે પાપ તે કેવું, ખરે ચડીને ચાલ્યા જેવું;
ગોવિંદ કહે એવું કામ છે ભુંડું, તુંબડું પાણીમાં બોળીએ ઉંડુ.

ખોટી વાતને ખાસડા દૈયે, તેનો રામ ન આણે રોષ;
જો હોય સાચી ને જુઠી કહીએ, તેનો લાગે દોષ;
તેનો લાગે દોષ તે લાગે, જમીન અસમાનથી જાયગા ભાગે;
ગોવિંદ કહે સાચી સાંભલી લૈયે, ખોટી વાતને ખાસડા દૈયે.

સંતોકદાસને ત્રષ્ણા ઝાઝી, ટાઢું નહી એનું તંન;
દુવારા બારણે ડોકાં કાઢે, મેલું એનું મંન;
મેલું એનું મંન શા માટે, તો દુવારાબાર જુવે તે માટે;
કહે ગોવિંદ એમાં રામ નથી રાજી, સંતોકદાસને ત્રષ્ણા ઝાઝી.

સીતલદાસ પણ બલતી સગડી, બડબડ કાઢે બોલ;
ગ્નાનગુષ્ટી તે જાણે નહી, જાણીયે ભુંડ્યો ખોલ;
જાણીયે ભુંડ્યો ખોલ તે ખોલો, ને રેહેણી કરણીની કોરનો પોલો;
બાવું પેટું તેનું ઘર ગયુ બગડી, સીતલદાસ પણ બલતી સગડી.

પ્રગટ દિપનું કારણ મોટું, તે ટાલે અંધકાર;
બીજા મંદિરમાં દશ દિવાની, પ્રગટાવોણી હાર;
પ્રગટાવોણી હાર તે મેલી, તે અંધારૂં ન કાઢે ઠેલી;
ગોવિંદ કહે દીવો નામ નહિ ખોટું, પ્રગટ દિપનું કારણ મોટું.

પ્રગટ હોય તેદિ કોય ન જાણે, રમાપતિની રીત;
હરિ કૃપાથી હરિ જન જાણે, જગત આંધળું ભિત;
જગત આંધળું ભિત તે કેવું, નિંદા કરવા માંડે એવું;
ગોવિંદ કહે પછી સૌ વખાણે, પ્રગટ હોય તેદિ કોય ન જાણે.

વિધ હરનાં તમે વચન વિચારો, મહામાત્મ સતસંગ;
શુક નારદ સનકાદિક માગે, હર્ષ દિયો શ્રીરંગ;

હર્ષ હિયે શ્રીરંગ એમ માગે, લવ સતસંગથી ભવ દુઃખ ભાગે;
ગોવિંદ કહે અવસર છે સારો, વિધિ હરનાં તમે ધ્રુવન વિચારો.

લવ સતસંગની સમતા નાવે, તપ તીર્થ વ્રત જોગ;
સતસંગ વીના સાધન કરવાં, તે સુમાંતરના ભોગ;
સુમાંતરના ભોગ તે આંમે, સર્વ સાધન કરિ સતસંગ પામે;
ગોવિંદ કહે ગમે ત્યાં જઈ આવે, લવ સતસંગની સમત નાવે.

સમજ્યા ત્યાંથી સતસંગ કરીયે, ધરિયે વિમળ વિચાર;
વારંવાર ઉમાપતિ માગે, વેદ ચારનો સાર;
વેદ ચારનો સારજ કાવે, અન્ય સંગે ભવ પાર ન આવે;
ગોવિંદરામ ભુલ્યા નવ ફરિયે, સમઝ્યા ત્યાંથી સતસંગ કરીયે.

સંતસંગ સર્વનું આભુષણ, આદ્ય અંત ને મધ્ય;
કુસંગે કરિ કઈ ગયા બગડી, જોગી જતિ ને સીદ્ધ;
જોગી જતિને સિદ્ધ તે કેવા, રાવણ રાહુ ને નીમી જેવા;
ગોવિંદરામ કુસંગમાં દુષણ, સંતસંગ સર્વનું આભુષણ.

નારાયણનું નામજ મોટું, કઠણ કલીમાં આજ;
માન મુકી સંતસંગ કરશે, તેની રહેશે લાજ;
તેની રહેશે લાજ તે પળમાં, રખે રહેતા કોઈ ભુલમાં;
ગોવિંદ કહે અણૂં નહીં ખોટું, નારાયણનું નામજ મોટું.

લવ સંતસંગનો મહીમા મોટો, તે જીવે કહ્યો ન જાય;
સનકાદિક શિવ સરખા માગે, તે જશ ગીતા ગાય;
તે જશ ગીતા ગાય તે ગાય, ને સાચા સંત મળે ઓળખાય;
ગોવિંદરામ મનનો મત ખોટો, લવ સંતસંગનો મહીમા મોટો.

કમલાવર ક્રિપાના સિંધુ, ઈશ ધરે અવતાર;
અધમ ઓધારણ મનોહર મૂર્ત્તિ, પ્રગટ રહે નિરધાર;
પ્રગટ રહે નિરધાર તે હરી, જુગ ચારમે ક્રિપા કરી;
ગોવિંદરામ હરી દીનના બંધુ, કમલાવર કૃપાના સિંધુ.

વાંસલી વાતાને ગીત ગાતાહરિ, ગૌધન ચારવા જાય;
તેદિ ગાંડો ગોવાલીયો કેતા, હવે કથા કરીને ગાય;

કથા કરીને ગાયે તે લોક, કૃષ્ણ કૃપાથકી ઓળખે કોક;
ગોવિંદરામ સર્વ સુખના દાતા, વાંસલી વાતા ને ગીત ગાતા.

બ્રહ્મા સરખે વછને હરિયાં, ઈંદ્રે કીધો કોપ;
કહે ગોકુલમાં ગોવાળિગે, કર્યો ધર્મનો લોપ;
કર્યો ધર્મનો લોપ તે કૈયે, ગોપ ગોવાલને બોલી દૈયે;
ગોવિંદરામ કઇક કારજ કરિયાં, બ્રહ્મા સરખે વછને હરિયાં.

અનંત રૂપે થયા અવિનાશી, ગૌ બ્રાહ્મણ પ્રતિપાળ;
બ્રહ્મા વછ હરી ગયા જયારે, ત્યારે પ્રગટ કર્યા તત્કાળ;
પ્રગટ કર્યા તત્કાલ તે કેવાં, જે જેવાં હતાં તેવાંને તેવાં;
ગોવિંદરામ વાતું વેદમાં ખાસી,અનંત રૂપે થયા આવિનાશી.

ધર ઝાલીને બેસી રહ્યા, બ્રહ્માને આવ્યો ભાર;
ગોવાલ નહી આતો ગોકુલનો પતિ, વેદવચન નિરધાર;
વેદ વચન નિરધાર તે વદે, બ્રહ્માએ એમ જાણ્યું રૂદે;
ગોવિંદરામ પ્રભુની પૂરણ દયા, ધર ઝાલીને બેસી રહ્યા.

ઈંદ્ર કહે એને લાસું લીધું,મારો ઓછવ ટાળ્યો આજ;
સુરપતિ હું છું સાચો, તેં લીધી મારી લાજ;
લીધી મારી લાજ તે કેવી,જે ઓછવ ટાળી નાખ્યો એવી;
ગોવિંદરામ મહી માખણ ખાધું, ઇંદ્ર કહે એને લાસું લીધું.

ઇંદ્રે અતિ અભિમાન આણી, લીધું મેઘનું શેન;
ગોકુલ ને ગોવરધન ઠામે, કરી નાખ્યું લઈ વેન;
કરિ નાખ્યું લઇ વેન એકપળમાં,ઇંદ્રજ બોલ્યો એમજ બળમાં;
ગોવિંદ માનુષ મનમાં જાણી, ઈંદ્રે અતિ અભિમાન આણી.

ઈંદ્ર તણો ત્યાં આંબલો ભાંગ્યો, થાક્યા બારે મેહ;
ગોપ ગોવાલ આનંદ કરે છે, મોટું અચરજ એહ;
મોટું અચરજ એહ જાણી,ઈંદ્રે અંતરમાં દીનતા આણી;
ગોવિંદને પગે જઇ લાગ્યો,ઈંદ્રતણો ત્યાં આંબલો ભાંગ્યો.

હિરણ્યકશ્યપે હાથે કરીને, માગી લીધું મોત;
પામરે આવી પરચો માગ્યો, ને મુવો પરચા સોત;

મુવો પરચા સોત તે પાપી,તોય હરિયે વૈકુંઠ પદવિ આપી;
ગોવિંદરામ એમ ઘટે હરિને,હિરણ્યકશ્યપે હાથે કરીને.

કુબુદ્ધિનું હું તો કરતો કહ્યું, ત્યાંથી હરિયે ઝાલ્યો હાથ;
ત્યારે સતસંગે હું તો ચાલીને ગયો, ત્યાંથી સુણી સંતનીવાત;
સુણી સંતની વાત તે જેયે, સંતસંગી થૈ બેઠો તેયે;
ગોવિંદરામ જેદિ ફુટયુંતું હૈયું,કુબુદ્ધિનું હું તો કરતો કહ્યું.

નરનારાયણ સુખના સિંધુ, ગૌ બ્રાહ્મણ પ્રતિપાલ;
હરિજનના સદા હિતકારી, કુબુદ્ધી કંસના કાલ;
કુબુદ્ધિ કંસના કાલ તે હરિ,જેણે નારાયણ મૂર્તિ ધરી;
ગોવિંદરામ હરિ દીનના બંધુ,નરનારાયણ સુખના સિંધું.

ધન્ય ધન્ય સ્વામી સતસંગ તમારો, કઠણ કલિમાં આજ;
પરિબ્રહ્મ તમે પ્રગટ થઈનિ, લિધિ કામની લાજ;
લિધિ કામની લાજ તે કેવી, એનિ કોય ન માંને રાવજ એવી;
કામે કુસંગમાં કર્યો ઉતારો,ધન્ય ધન્ય સ્વામી સતસંગ તમારો.

કૃષ્ણ કથાના જે જન રસિયા, તે જોગી હરિજન;
ખોટામાં તેનું મન નવ ખુંચે, તેના માત પિતાને ધન્ય;
માત પિતાને ધન્ય શા માટે, હરિના ગુણ ગાય તે માટે;
ગોવિંદ તેના રૂદિયામાં હરિ વસિયા,કૃષ્ણ કથાના જેજનુ રસિયા.

સાચા સંતને ઓળખી લેવા, જેમ પારખની પેર;
સંત જુગલ જોયામાં સરખા, ફરે છે ઘેરોઘેર;
ફરે છે ઘેરોઘેર તે ફરે, પણ દામ વામથી દુરજ તરે;
ગોવિંદ તેની કરવી સેવા, સાચા સંતને ઓલખી લેવા.

સંત સરોવર ચાલી જાશે, તે જન સુખિયા થાય;
અળગો રેશે તેને વાંસે, અહોનીશ લાગી લાય;
અહોનીશ લાગી લાય તે લાગી, મરે ચઉદ લોક માયે ભાગી;
ગોવિંદરામ હરીના ગુણ ગાશે, સંત સરોવર ચાલી જાશે.

જેને સંત મળ્યા તે સર્વે સુખિયા, અને દુખીયો સબ સંસાર;
ભવ ભટકણનો રોગજ લાગ્યો, તેનો ન આવે પાર.

તેનો ન આવે પાર તે કેદી, આ જીવત તે જાણો એદી;
ગોવિંદરામ દુખી મન સુખિયા,સંત મળ્યા તે સર્વે સુખિયા.
સંત રહ્યા ત્યાં સાચું રહ્યું છે, બિજે રહ્યું છે જૂઠ;
સંત અસંતને જે ન ઓળખે, તે નર હૈયાફૂટ;
તે નર હૈયાફૂટ શે માટે, જે વિવેકની આંખ્ય નહિ તે માટે;
વેદ પુરાણ બે મળીને કહ્યું છે, સંત રહ્યા ત્યાં સાચું રહ્યું છે.
માનસરોવર હંસજ રહે છે, ને જ્યાં ખાડો ત્યાં બગ;
હંસ કરે છે મોતીનો ચારો, ત્યાં બગ ન મુકે પગ;
બગ ન મુકે પગ વિચારી, એ છે માછતણો કહું અહારી;
ગોવિંદરામ એમ ગીતા કહેછે, માન સરોવર હંસજ રહેછે.
હરિજનને હરિ હોય અતિ વાલા, લીયે રામનું નામ;
ગુણ ગાયે ગોપીની પેર્યે, તો રીઝે સુંદર શ્યામ,
રીઝે સુંદર શ્યામ મોરારી, એવા દાસ તણી બલહારી;
ગોવિંદરામ આઠે પોર મતવાલા,હરિજનને હરિ હોય અતિ વાલા.

---

## પ્રેમ ભક્તિ.

ઋષિ બ્રાહ્મણ કરતાતા સેવા, મુખથી થઇને મૂન્ય;
જગ્નશાલામાં વેદજ કેરી, થાતી હતી ધૂન્ય;
થાતિ હતી ધૂન્ય તે જ્યાં, ગોવાલિયા જઈ ઉભા ત્યાં;
ગોવિંદરામ ગયાતા અન્ન લેવા,ઋષિ બ્રાહ્મણ કરતાતા સેવા.
હરિયે પુછ્યું અન્ન કાંઈ લાવ્યા, કર ઠાલી છે કેમ;
પાછા આવ્યા તે પાડજ માનો, હરિ અમે કુશલ ક્ષેમ;
આવ્યા કુશલ ક્ષેમ તે હરી, અન્ન લેવા નહિ જઇયે ફરી;
ગોવિંદરામ ઉભા રઇને આવ્યા,હરિયે પુછ્યું અન્ન કાંઇ લાવ્યા.
ઋષિ પત્નીને હરિ છે વહાલા, ત્યાં જઇ જાચો અન્ન;
વિલંબ કરો મા વેહેલા જાઓ, એમ બોલ્યા જગજીવન;
એમ બોલ્યા જગજીવન તે હરી,આજ ક્ષુધા વ્યાપી છે ખરી;
ગોવિંદરામ નહી આવો ઠાલા,ઋષિ પત્નિને હરિ છે વહાલા.

## છપય.

કૃષ્ણ દેવકે કાજ, નાવાલ અન્ન જાચન આવે;
સેત ચલી ૩ ાાર રૂષી, તબ મારન ધાવે;
કિયો ન વિશ્વ દેવ, હજુ નહીં ભોગ લગાયો;
સબ દેવનકો દેવ, નંદ જસોદાકો જાયો;
ધન્ય ધન્ય બ્રજનારકુ, લે ભોજન ચલી રાનમેં;
કહે ગોવિંદરામ ગોવાલકી, ભનક પડી જબ કાનમેં.
સબ દેવનકો દેવ, નંદ જસોદાકો જાયો;
સબ દેવનકો દેવ, બેદ ચારે મિલિ ગાયો;
સબ દેવનકો દેવ, સીદ્ધને સુપને નાવે;
સબ દેવનકો દેવ, બનમેં ધેન ચરાવે;
સો જદુપતિ લગમેં જાવુંગી, યું કહી ચલી રાનમેં;
કહે ગોવિંદરામ ગોવાલકી, ભનક પડી જબ કાનમેં.
પતિ તમે પરિબ્રહ્મ, ભામની હું છું બોલી;
કૃષ્ણ દેવકે કાજ, સરવસ નાખું ધોલી;
તો ક્યા ભોજનકો ભાર, ગોવાલપેં અન્ન મંગાયો;
સબ દેવનકો દેવ, નંદ જસોદાકો જાયો;
સો જદુપતિ લગમેં જાવુંગી, યું કહી ચલી રાનમેં;
કહે ગોવિંદરામ ગોવાલકી, ભનક પડી જબ કાનમેં.
પતિ તમે પરિબ્રહ્મ, બેદ બિરંચી કરી જાનો;
નીત ગીતાકું ગાઓ, પ્રગટકી બાત ન માનો;
પ્રગટ રહે પરિબ્રહ્મ, મનોહર મુરતી ધારી;
કીપા વિના જન કોય, ન જાણે નર ઓર નારી;
સો કૃપા બડિ સતસંગમે, સતસંગ સદા જન કીજીયે;
કહે ગોવિંદરામ ચતુરાઇકું, દુર ફેંક કર દીજીયે.
સબ દેવનકો દેવ, પતિ કહા કહું પોકારી;
તબ રૂષિ મારન ધાયે, મૂખસેં બોલી નારી;
તનકે પતિ જો તમે, તન તુમ પાસે રાખો;
પણ જીવકે પતિ જદુનાથ, મુખ ખુરૂ મત ભાખો;

બોત સહી ઘરમેં ગરી, તજે તન એક તાનમેં;
કહે ગોવિંદરામ ગોવાલકી, ભનક પડી જબ કાનમેં.

ચંદ્રાવળા.

શબ્દ સુણીને દોડી આઇયો, ભરી ભોજનના થાલ;
હૈડામાં હરખ ઘણો જે, જમશે નંદકુમાર;
જમશે નંદકુમાર તે હરી, ચાલી સર્વે થાલજ ભરી;
ગોવિંદ દશો દિશથી ધાઇયો, શબ્દ સુણીને દોડી આઇયો.
ઘરમાંથી નીસરયાં ગોપી, ભરી ભોજનના થાળ;
ગોપ ગોવાળ મંડલી વહાલી, જે જમશે દીનદયાળ;
જમશે દીનદયાળ તે હરી, રૂષી પત્નિ ઉપર કૃપા કરી;
ગોવિંદ પતિની આજ્ઞા લોપી, ઘરમાંથી નીસરયાં ગોપી.
અમને અન્ન આપીને જાઓ, ઘેર હશે કંઇક કામ;
ખોભરાશો તો રૂષી કચવાશે, એમ બોલ્યા સુંદર શ્યામ;
બોલ્યા સુંદર શ્યામ મોરારી, તમે ઘેર જાઓ રૂષી નારી;
ગોવિંદ એમ બોલ્યા મુખે માવો, અમને અન્ન આપીને જાઓ.
કોટી કામ તમપર વારી, નાખું સુંદર શ્યામ;
પાછાં પગલાં અમે નહી ભરીયે, ઘેર નથિ કાંઈ કામ;
ઘેર નથી કાઇ કામ તે હરી, તમથી નથી અજાણ્યું જરી;
ગોવિંદરામ બોલ્યાં રૂષી નારી, કોટિ કામ તમપર વારી.
ધન્ય ધન્ય વ્રજની વિનતા, એમ કહે સુંદર શ્યામ;
અમ સારૂ અન્ન લઇને આવ્યાં, તજીને ઘરનાં કામ;
તજીને ઘરનાં કામજ આવ્યાં, ભુધરને મન અતિશે ભાવ્યાં;
ગોવિંદ હરિને વહાલી વિનતા, ધન્યધન્ય વ્રજની વિનતા.
ધન્ય ધન્ય વ્રજની છે નારી, જેણે જાણ્યા જગદીશ;
પંડિતના પ્રિછ્યામાં મેં નાવ્યા, ત્યારે ચડાવી રીશ;
ત્યારે ચડાવી રિશ તે ખરી, પાછળથી પસતાણા ફરી;
ગોવિંદરામ રીજ્યા ગિરધારી, ધન્ય ધન્ય વ્રજની છે નારી.
રૂષિ પત્નિના પગનિ રજને, લે ચડાવી શીશ;
બ્રહ્મા ઇંદ્ર કહે ધન ધન એને, જે જાણ્યા જગદીશ;

જે જાણ્યા જગદીશ તે કેવા, સર્વે દેવના દેવ હરી એવા;
ગોવિંદરામ એમ ઉપનું અજને,રૂષિપતિના પગની રજને.
ત્યારે આંખ ઉઘડી સ્રીજની, ઘેર પધારો નાર;
આટલી ઘડી અપરાધ્ર અમારો, તમે રિયાં છો બહાર;
તમે રિયાં છો બાર તે નારી, તમ આગળ અમે મુરખ ભારી;
મહિમા સાંભળી ચરણ રજની, તેયેં આંખ ઉઘડી સ્રીજની.
હજિ કરે છે નારિની સેવા, તમે જુઓ વિચારી આજ;
રૂષિ કહે છે ધન ધન નારી, તમે ઓળખાવ્યા મહારાજ;
ઓળખાવ્યા મહારાજ તે અમને, બ્રહ્મરૂપ અમે જાણ્યાં તમને;
કહે ગોવિંદરામ ગંગા સુત જેવા, હજિ કરે છે નારીની સેવા

---

## ઉમિયા શિવ સંવાદ.

શિવા પ્રત્યે એમ શંકરે ભાખ્યું, ઉમા વર માગો આજ;
રામ લક્ષ્મણ બે સિતવા સાર, વન આવ્યા મહારાજ;
વન આવ્યા મહારાજ તે ચાલી, ગ્રહો ચરણ હૃદયામાં ઝાલી;
ગોવિંદરામ એની શાસ્ત્રમાં સાખ્યું, શિવા પ્રત્યે શંકરે ભાખ્યુ.
સંશેવત થઇ ગયા સતિ જેવાં,શિવજી બોલ્યા તે અસત્ય;
પણ કૃપા વિના કળ્યામાં નાવે, એવી હરિની અકળગત્ય;
હરિનિ અકળગત્ય તે ખરિ,ક્યાં સિતા એમ બોલ્યા હરી;
ગોવિંદરામ વચન સાંભલ્યા એવાં,સંશયવત થઇ ગયાં સતિ જેવાં.
સતિ કહે બોલ્યા શુ ભસ્મના ભોગી,એનો કેકૃતણું સર્વેકામ;
દસરથતણા એ દિકરા બેછે, એક લક્ષ્મણ એક રામ;
એક લક્ષ્મણ એક રામ તે જાચે, તેને સચ્ચીદાનંદ કેમ કેવાસે;
ગોવિંદ શિવતો સમર્થ જોગી,સતિ કહે બોલ્યા શું ભસ્મ ભોગી.
સતિયે વેષ સિતાનો લીધો, ને વન ગયા તેની વાત;
રામ કહે દક્ષ પ્રજાપતિની પુત્રિ, ક્યાં છે શિવજી તાત;
ક્યાંછે શિવજીતાત હે માતા,કહો અમને થાયે સુખ સાતા,
ગોવિંદ દેહનો પાટલો કીધો,સતિયે વેષ સિતાનો લીધો.

ઉમા વનમાં જઇ આશ્રમે આવ્યાં,હર નમ્યા જોડીને હાથ;
આસન અજગું કાઢીને આપ્યું, કહે ત્યાં બેસો તમે માત;
ત્યાં બેસો માત એમજ કહ્યું, સતિને અતિશે વિસ્મે થયું;
ગોવિંદરામ દોષ ઉલટો લાવ્યાં, ઉમા વન જઇ આશ્રમે આવ્યા.

સતિયે વિમાન સુરના દેખી, રૂદયામાં વાધ્યો રોષ;
પિતાયે અમપર પત્રી ન લખી, એવડો અમારો શો દોષ;
એવડો અમારો શો દોષ અતિ, પિતાને પુજ્યા જોગ અમપતિ;
લાખું ખરચાય ને મુને ન લેખી, સતિયે વિમાન સુરના દેખી.

દક્ષ પ્રજાપતી તણી એ પુત્રિ, ને મહામાયા કેવાય;
પિતાએ જગ્નનો પ્રારંભ માંડયો, ને વણુ તેડયાં ત્યાં જાય;
વણુ તેડયાં જાય તે ગયાં, આદર ન આપ્યો ભસ્મ થયાં;
ગોવિંદ કહે નોહતી કંકોત્રી, દક્ષ પ્રજાપતિ તણી પુત્રી.

ભૃગુનંદિને શ્રાપે કરી, મત બે બગડયા બાપ;
દક્ષ જગ્નનો ભંગજ કિધો, તેનું લાગ્યું પાપ;
તેનું લાગ્યું પાપ તે અતિ, હરી પ્રગટે મત બેયની ગતિ;
ગોવિંદરામ એ વાત તે ખરી, ભૃગુનંદિને શ્રાપે કરી.

સતિ કહે વરૂં તો શંભુને વરૂં,એ છે અખીલ બ્રહ્માંડનો ઈશ;
શિવજીયે ગિરા અસત્ય ઉચ્ચારી,તેણે મુજને ચડી રીશ;
મુજને ચડી રીશ તે ખોટી, શિવતણી તો સમઝણ મોટી;
કહે બાલા બીજી દેહ ધરૂં, સતિ કહે વરૂં તો શંભુને વરૂં.

---

## અલીખાં પઠાણ.*

નંદગામ પાસે વ્રસાણું, લક્ષ્મીજીનું ગામ;
તેમાં રહેતા પઠાણ અલિખાં, ભજતા સુંદર શ્યામ;
ભજતા સુંદર શ્યામ મોરારી, પ્રગટ મૂર્ત્તિ ઊરમાં ધારી;
ગોવિંદ કહે હરિના ગુણ વખાણું, નંદગામ પાસે વ્રસાણું.

---

* એ મુસલમાન, વલ્લભાચાર્યે કરેલા ચોરાસી વૈષ્ણવમાંનો એક છે.

અલિખાં પઠાણુ રાખતા સુરતિ, શ્રીવિઠ્ઠલ કરતા વાત;
ચોરાસી વૈષ્ણવ તે પાસે, આવી બેસતા સાક્ષાત;
આવી બેસતા સાક્ષાત તે જ્યારે, પોથિ છુટે પઠાણુ આવે ત્યારે;
ગોવિંદ કહે વચન નભુલે ઊરથી, અલીખાં પઠાણુ રાખતા સુરતી.
અલિખાં પઠાણુ એવા હુતા, જેને વાલા વલ્લભ બાળ;
શ્રીવીઠલની પધરામણી હુતિ, ને વિચમાં આવી ખાળ;
વિચમાં આવી ખાળ આડી, ને ગલીમાં ન ચાલે ગાડી;
ગોવિંદરામ લાંબા થઇ સુતા, અલિખાં પઠણુ એવા હુતા.

## નરસિં મેહેતો.

નાગરી નાતમાં નરસિં મેતો, ભજતા સુંદરશ્યામ;
નાગર તેની નિંદા કરતા, મેલો મેતા નામ;
મેલો મેતા નામ ને માળા, શું લઇ બેઠા ખોટા ચાળા;
કહે ગોવિંદ જુનેગઢ રેતો, નાગરી નાતમાં નરસિં મેતો.
તિલક માળા મેલો મેતા, એ નહિ આપણું કામ;
શંકર શંકર રટો સુખેથી, એ નાગરનું નામ;
એ નાગરનું નામ કેવાયે, છબીલાના ગુણુ કેમ ગવાયે;
ગોવિંદ શિખામણુ નિત્યે દેતા, તિલક માળા મેલો મેતા.
કરજોડી મેતો નિત્ય કેતા, સુણો નાગરી નાત;
રવિ પૂર્વેથી પશ્ચિમ ઉગે, સમુદ્ર સુકે સાત;
સમુદ્ર સુકે સાત તે સૂકે, પણુ મેતો તો માળા ન મૂકે;
ગોવિંદરામ જુનેગઢ રેતા, કરજોડી મેતો નિત્ય કેતા.
મેતાને મામેરું દીધું, હરિયે આપ્યો હાર;
હેત કરીને હુંડી સીકારી, જાણે સૌ સંસાર;
જાણે સૌ સંસાર તે હવે, મેતો હતા તેદી જમ તમ લવે;
ગોવિંદરામ મિરાંનું વિખ પીધું, મેતાને મામેરું દીધું.
જેદિ મેતો હરિગુણુ ગાતા, કરમાં લઇને તાળ;
હારના જનને સંગે લઇને, સુખે ભજતા ગોપાળ;

સુખે ભજતા ગોપાળ તે જેદી, નાગર નિંદા કરતા તેદી;
ગોવિંદરામ કોઇ નજીક ન જાતા, જેદિ મેતો હરિગુણ ગાતા.
નાગર તણી તો નાત્ય ઠગારી, નહાવા મેલ્યું નીર;
કર બોળે તો શ્રીફલ ફાટે, તે કેમ ખમે શરીર;
કેમ ખમે શરીર તે ભાઈ, સમોવણ હોય તોઆવું નાઇ;
ગોવિંદરામ ઉનું નાખ્યું વારી, નાગર તણી તો નાત્ય ઠગારી.
સમોવણ દેશે સારંગપાણી, મેતા કરો મલાર;
મેતાયે તો રાગ ચલાવ્યો, વરસ્યો અમોઘ ધાર;
વરસ્યો અમોઘ ધાર તે ટાંણે, એ મહાત્મ તો હરિજન જાણે;
વેવાણુ બોલ્યાં એમજ વાણી, સમોવણ દેશે સારંગપાણી.
વેવાણ કહે મેં વછોહ કિધો, મેતો તો મોટી વાત;
મંદિર મારૂં પાવન કીધું, જોડી ઉભી હાથ;
જોડી ઉભી હાથ જ્યારે, પાડોસણ બોલી ઉઠી તે ત્યારે;
ગોવિંદ છબીલે પરચો દીધો, વેવાણુકહે મેં વછોહ કીધો.
પાડોસણુને પતિજ ન આવી, એવી નાત્ય નાગરી ડાંઢ;
ત્યારે મેતે મેહ વરસાવ્યો, તેની લઇ ખા ખાંડ;
તેની લઈ ખા ખાંડ તે ચલી, એતો મહા મહિનાની વુઠી વાદલી;
ગોવિંદરામ ઉલટી વઢવા આવી, પાડોસણુને પતિજ નઆવી.
નાગરે મેતાની કિધીતી નિંદા, મિરાંને આપ્યું ઝેર;
પ્રહ્લાદને જુવો પિતાયે દુભ્યો, એમ જક્ત ભક્તને વેર;
જક્ત ભક્તને વેર તે કેવું, જુવો આદ્યઅંત્યમધ્ય છે એવું;
ગોવિંદરામ એક હરીને વંધા, નાગરે મેતાની કીધી તિનિંદા.
મહા મહિનાની વાદલી વુઠી, શું મેતો કરશે મેહ;
સામળીયે તો સમોવણ દીધું, પણ જગતે ન જાણ્યું તેહ;
જગતે ન જાણ્યું તેહ તે કેવાં, એ પંચી પાડોસણ જેવાં;
ગોવિંદરામ એ હૈયાફૂટી, મહા મહિનાની વાદલી વૂઠી.

## રાવણ ને વિભિષણ.

સતી તો સીતાજી જેવાં, ભુલ્યાં દેખી ભેખ;
રામ ગયા જ્યારે મૃગ મારવા, આવ્યો જોગી એકાએક;
વાંસે એકાએક તે સતી, રામ વાંસે ગયા લક્ષ્મણ જતી;
આગલે દી ભુલી ગયાં એવાં,સતી તો સીતાજી જેવાં.

તે બોલા જોગી છુટી ભીક્ષા લીયો, રહે અમારી લાજ;
આશ્રમ પુછી ભલે અતીથી આવ્યા,ધન્ય ભાગ્ય કહું આજ;
ધન્ય ભાગ્ય કહું આજ એ સતી,આણુ આપી ગયા છ લક્ષ્મણ જતી;
ગોવિંદ કહે સતીને વિચાર થયો, બોલા જોગી છુટી ભિક્ષા લિયો.

છૂટી ભીક્ષા અરથ ન આવે, સતિને થયો સંતાપ;
ઉંબર ઓલંગી ભીક્ષા આપું તો, પુરણ બેસે પાપ;
પુરણ બેસે પાપ સતી, આણુ આપી ગયાછ લક્ષ્મણજતી;
ગોવિંદરામ સીતા વનફલ લાવે, છૂટી ભિક્ષા મારે અર્થ ન આવે.

રાવણ ગયા જ્યારે સીતા હરી, ત્યારે પડયું રામને કામ;
રૂડી પેરયે જૈને રાજાને પુછયું, ખરચાશે અમારા દામ;
ખરચાશે અમારા દામને ચાલો,તૈયે સર્વે મળી આપ્યો ઉતરઠાલો;
ગોવિંદરામ પછે સેન્યાજ કરી,રાવણ ગયા જ્યારે સીતા હરી.

રાવણને કહે રામ દુવાઈ, તમે સાંભળો મારી વાત;
રામ આપણા પિતા થાયે, સીતા આપણી માત;
સીતા અપણી માત તે પાપી, ટાંણે આવો પાછા આપી;
ગોવિંદ બોલ્યા વિભિષણ ભાઇ, રાવણને કહે રામદુવાઈ.

શીખામણ નવ લાગી સારી, રાવણે ચડાવી રીશ;
વિભિષણ કહે વિશ ભુજા કપાશે, દશ કપાશે શીશ;
દશ કપાશે શીશ તે ભાઇ, ખોટું નહીં કહું રામ દુવાઇ;
ગોવિંદરામ પાટું લેઇ મારી,શિખામણ નવ લાગી સારી;
રાવણે ચડાવી રીશ.

—∘∘❀∘∘—

## હુક્કા વિષે.

કલિજુગમાં હોકા વાણિયે ધર્યા, ભરી બજારે જાય;
જગતાં ડુભારણા મોઢામાં ઘાલે,તોય જરાય ન લજાય;
તોય જરાય ન લજાય તે જ્યારે,ધર્મમેલી અધર્મમાં ચાલ્યા ત્યારે;
ગોવિંદ કલ્પતરૂના નરિયા વરયા, કલિજુગમાં હુકા વાણિયે ધર્યા.

રાખ્યા હજુરી સૌને ચાકર, મોટા માણુસ ને ભૂપ;
સવારમાં ઉઠતાં સાંભરે, નીરખે એનું રૂપ;
નીરખે એનું રૂપ તે દાડી, જેમ પખાળે છોકરાની માડી;
ગોવિંદ હોકો સૌનો ઠાકર, રાખ્યા હજુરી સૌને ચાકર.

દેહમાં પાપ તો ડુંગલે ઘાલ્યું, કઇક બગાડયા ભેખ;
બજર વાવી ને કરમ કરે, જીવ મરે અનેક;
જીવ મરે અનેક તે જાણી, ધુંવાડા સારૂ ઉંધી કમાણી;
આંધળું થાણું એમને એમ ચાલ્યું, દેહમાં પાપ તો ડુંગલે ઘાલ્યું.

નરક તો કર્યું છે વ્યસની કાજે, તેનો ડાહ્યાને ડર નોય;
ડાહ્યો કરે જો વ્યસનીની સોબત, તો પડે નરકમાં સોય;
પડે નરકમાં સોય તે પડે, ડાહ્યો દેખી દૂરથી ડરે;
ગોવિંદ વ્યસન ડાહ્યે ન છાજે,નરક તો કર્યું વ્યસની કાજે.



# મીરાંબાઈ.

સંવત ૧૪૫૯ માં મારવાડના મેડતાના રાઠોડને ત્યાં જન્મી હતી. ઉદેપુરના કુમ્ભારાણાની સ્ત્રી—એ સંવત ૧૫૨૬માં શ્રી દ્વારકામાં વૈકુંઠવાસી થઇ હતી. જાતે રાઠોડ રજપુતાણી હતી.

## પ્રેમ-ભકિતનાં પદો.

### પદ ૧ લું-રાગ ગરબી.

ક્યાં ગયોરે પેલો મોરલી વાળો, અમને રાસ રમાડીરે; ક્યાં૦
રાસ રમાડવાને વનમાં તેડયાં,મોહની મોરલિ સુણાવીરે; ક્યાં૦
માતા જસોદા શાખ પુરાવે, કેશર છાંટયા ઘોળીરે; ક્યાં૦
હવણાં વેણુ સમારી સુતી, પેંડુરી કસુંબલ ચોળી રે; ક્યાં૦
મીરાંબાઇ કહે પ્રભુ ગીરધર નાગર,ચરણકમળ ચિત ચોરીરે; ક્યાં૦

### પદ ૨ જું.

અજબ સલુણી પ્યારી મૃગ્યા નેણી,તેં મોહન વંશ કીધોરે. ટેક.
ગોકુળમાં સૌ વાત કરેરે વાહ્લા, કાન કુબજે વશ લીધોરે; અજ૦
મકનો સો કરિ ને લાલ અંબાડી, અકુંશે વશ કીધોરે; અજ૦
લવિંગ સોપારી ને પાનનાં બીડલા, રાધાસું રાખ્યો કીનોરે; અજ૦
મીરાં કહે પ્રભું ગીરિધર નાગર, ચરણકમળ ચિત્ત દીનોરે; અજ૦

### પદ ૩ જું.

ચાલને સખી મહી વેચવા જૈયે,જ્યાં સુંદીર વર રમતોરે. ટેક૦
પ્રેમતણાં પકવાન લઈ સાથે, જોઇયે રસીકવર જમતોરે; ચાલ૦
મોહનજી તો હવે મોઘો થયોછે, ગોપીને નથી દમતોરે; ચાલ૦
મીરાં કહે પ્રભુ ગીરિધર નાગર,રણછોડ કુબજાને ગમતોરે; ચાલ૦

## પદ ૪ થું.

આવને સખી મારો શ્યામ દેખાડું, વૃંદાવનમાં ફરતોરે. ટેક૦
નખશિખ સુધી હીરાને મોતી, નવ નવા શણગાર ધરતોરે; ચાલ૦
ઝાંઝરનું પાઘ કલંકી તોરો, શીરપર મુકુટ ધરતોરે; ચાલ૦
ધેનુ ચરાવે ને વેનૂ બજાવે, મન મારાને હરતોરે; ચાલ૦
રૂપને સંભારૂં કે ગુણને સંભારૂં, જીવ રણછોડમાં ભમતોરે; ચાલ૦
મીરાં કહે પ્રભુ ગીરિધર નાગર, શામળિયો કુબજાને વરતોરે; ચાલ૦

## પદ ૫ મું.

કઠણ થયારે માધવ મથુરાં જઇ, કાગળ ન લખ્યો કટકોરે. ટેક૦
અહિયાં થકી હરિહવડાં પધાર્યા, ઓધવ સાથે અટકયોરે; કઠ૦
અંગે સોવરણિયા વાઘા પેર્યા, શિર પીતાંબર પટકોરે; કઠ૦
ગોકુળમાં એક રાસ રચ્યોછે, કહાન કુબજા સંગ અટકયોરે; કઠ૦
કાલીશી કુબજા ને અંગે છે કુંબડી, એ શું કરી જાણે લટકોરે; કઠ૦
એ છે કાળો ને તે છે કુબડી, રંગે રંગ બન્યો ચટકોરે; કઠ૦
મીરાં કહે પ્રભુ ગીરિધર નાગર, ખોળામાંથી ઘુંઘટ ખટકોરે; કઠ૦

## પદ ૬ ઠું.

પુનમ કેરો પૂર્ણ ચંદ્ર છે, રાસ રમે નંદલાલોરે. ટેક૦
નટવર વેશ ધર્યો નંદલાલે, સૌ જોવાને ચાલોરે; પુન૦
ગાનતાન વાજીંતર વાજે, નાચે જસોદાનો કાલોરે; પુન૦
સોળ સહસ્ત્રમાં અષ્ટ પટરાણી, વચ્ચે રહ્યા મારો વાહાલોરે; પુન૦
મીરાં કહે પ્રભુ ગીરિધર નાગર, રણછોડ દીસે છોગાલોરે; પુન૦

## પદ ૭ મું.

આતુર થઇછું મુખ જોવાને, ઘેર આવો નંદલાલારે. ટેક૦
ગૌ તણાં મીશ કરિ ગયાછો, ગોકુળ આવો મારા વાલારે; આતુ૦
માસીરે મારી ને ગુણકારે તારી, ટેવ તમારી એશી છોગાળારે; આતુ૦
કંસ મારી માતપિતા ઉગાર્યા, ઘણા કપટી નથી ભોળારે; આતુ૦
મીરાં કહે પ્રભુ ગીરિધરના ગુણ, ઘણાજ લાગે પ્યારારે; આતુ૦

પદ ૮ મું.

હું જાઊં રે જમનાં પાણીડાં, એક પંથ દો કાજ સરે;
જળ ભરવું બીજું હરિને મળવું,દુનિયા ભોળી હાંસે મરે. હું જા૦
અજાણપણામાં કાંઈરે નવ સૂઝયું, જસોદાજી આગળ રાડ કરે;
મોરલી વજાડી વાલો મોહ ઉપજાવે,તલવલ મારો જીવડ્રો રડે. હું જા૦
વૃંદ્રાવનને મારગ જાતાં, જનમ જનમની પ્રીત મળે;
મીરાં કહે પ્રભુ ગીરિધર નાગર, ભવસાગરનો ફેરો ટળે. હું જા૦

પદ ૯ મું.

નહિ જાઊંરે જમનાં પાણીડાં, મારગમાં નંદલાલ મળે;
નંદજીનોરે વાલો આણુ ન માને,કામણગારો જોઈ ચિતડું ચળે. નહિ૦
અમે આહિરડાં સઘળાં સુંવાળાં, કઠણ કઠણ કાનૂડો મળ્યો,
મીરાં કહે પ્રભુ ગીરિધર નાગર,ગોપીને કાનુડો લાગ્યો ગળ્યો. નહિ૦

પદ ૧૦ મું.

હાંરે જાઓ જાઓરે જીવણ જુઠડા,હાંરે વાત કરતાં અમે દીઠડાં. ટેક૦
સા દેખતાં વહાલો આળ કરે છે, મારે મન છો મીઠડારે; જાઓ૦
વૃંદાવનની કુંજગલનમેં, કુબ્જા સંગે દીઠડારે; જાઓ૦
ચંદન પુષ્પ ને માથે પટકો, વળી માથે ધાલ્યાતા પીછડાંરે; જાઓ૦
મીરાં કહે પ્રભુ ગીરિધર નાગર, મારે મન છો મીઠડારે; જાઓ૦

પદ ૧૧ મું.

હાંરે મારા શ્યામ કાલે મળજો,પેલાં કહ્યાં વચન તે પાળજોરે; મારા૦
જળ જમનાં જળ પાણી જાતાં, મારગ વચે વેહેલા મળજોરે; મારા૦
બાલપણાની વહાલી દાસી, પ્રીત કરી પરવરજોરે; મારા૦
વાટે આળ ન કરિયે વહાલા, વચન કહ્યું તે શુણજો રે; મારા૦
ઘણોજ સ્નેહ થયાથી ગીરધર, લોક લજ્જાથી વળજોરે; મારા૦
મીરાં કહે પ્રભુ ગીરિધર નાગર, પ્રીત કરી તે પાળજો રે; મારા૦

પદ ૧૨ મું.

હાંરે ચાલો ડાકોરમાં જઇ વસિયે,હાંરે મને લેહે લગાડી રંગ રસિયેરે; ચાલો૦
હાંરે પ્રભાતના પહોરમાં નોબત વાજે,હાંરે અમે દરશન કરવા જઇયે રે; ચાલો૦

હાંરે અટપટી પાઘ કેશરિયો વાઘો, હાંરે કાને કુંડળ સોઈયે રે; આલો૦
હાંરે પીળાં પીતાંબર જરકશી જામો, હાંરે મોતન માળાથી મોહિયેરે; આલો૦
હાંરે ચંદ્ર બદન અણિયાળિ આંખો, હારે મુખડું સુંદર સોઈયે રે; આ લો૦
હાંરે રૂમઝુમ રૂમઝુમ નેપૂર બાજે, હાંરે મન મોહ્યું મારૂ મોરલીયે રે; આલો૦
હાંરે મીરાંબાઇ કહે પ્રભુ ગીરિધર નાગર, હાંરે અંગોઅંગ જઇ મળિયેરે, આલો૦

પદ ૧૩ મું.

મુખડાની માયા લાગીરે, મોહન પ્યારા મુખડાની માયા લાગીરે. ટેક.
મુખડું મેં જોયું તારૂં, આ જગતડું થયું ખારૂં;
મન મારૂં રહ્યું ન્યારૂરે; મોહન પ્યારા૦
સંસારીનું સુખ એવૂં, ઝાંઝવાના નીર જેવૂં;
તેને તુચ્છ કરી ફરિરે; મોહન પ્યારા૦
સંસારીનું સુખ કાચૂં, પરણીને રંડાવું પાછૂં;
તેને ઘેર શિદ જઈયે રે; મોહન પ્યારા૦
પરણું તો પ્રીતમ પ્યારો, અખંડ સૌભાગ્ય મારો;
રાંડવાનો ભે ટાળ્યો રે; મોહન પ્યારા૦
મીરાંબાઈ બલિહારી તારી, આશા એક મને ઉરધારી;
હવે હું તો બડભાગી રે; મોહન પ્યારા૦

પદ ૧૪ મું.

અરજ કરેછે મીરાં રાંકડી, ઊભી ઊભી અરજ કરેછે મીરાં રાંકડી; ટેક૦
માણિગર સ્વામી મારે મંદીરે પધારો, સેવા કરૂં દિન રાતડી; ઊભી૦
ફૂલનારે તોરા ને ફૂલનારે ગજરા, ફૂલના તે હાર ફૂલ પાંખડી; ઊભી૦
ફૂલની તે ગાદી ને ફુલના રે તકિયા, ફુલની તે પાથરી પછોડી; ઊભી૦
પય પકવાન મીઠાઇ ને મેવા, સેવૈયા ને સુંદર દહીંડી; ઊભી૦
લવીંગ સોપારી ને એલચી તજવાળાં, કાથા ચૂનાની પાનબીડી; ઊભી૦
સેજ બિછાવું ને પાસા મંગાવું, રમવા આવો તો જાય રાતડી; ઊભી૦
મીરાંબાઇ કહે પ્રભુ ગીરિધરનાગર, તમને જોતામાં ઠરે આંખડી. ઊભી૦

પદ ૧૫ મું.

આજ મારે સાધુ જનનો સંગરે રાણા, મારા ભાગ્ય ભળ્યાંરે, આજ૦
સાધુ જનનો સંગ જો કરીએ પિયાજી, ચડે તે ચોગણો રંગરે; મારાં૦

કુટ જનનો સંગ ન કરીએ પિયાજી, પાડે ભજનમાં ભંગરે; મોરાં૦
અડસઠ તિરથ સંતોને ચરણે પિયાજી, કોટિ કાશી ને કોટિ ગંગરે; મોરાં૦
નિંદા કરશે તે તો નર્ક કુંડમાં જાશે પિયાજી, થશે આંધળાં અપંગરે; મોરાં૦
મીરાં કહે ગીરિધરના ગુણ ગાયો પિયાજી, સંતોની રજમા શીર સંગરે. મોરાં૦

પદ ૧૬ મું.

કાગળ કોણ લેઇ જાયરે, મથુરામાં વસે મેવાસી, મોરા પ્રાણ પિયાજી૦ ટેક.
એરે કાગળમાં ઝાઝું શું લખીએ, થોડે થોડે હેત જણાયરે; મોરા૦
મિત્ર તમારા મળવાને ઇચ્છે, જસોમતી અન્ન ન ખાયરે; મોરા૦
સેજલડી તો મુને સુનીરે લાગે, રડતાં તો રજની ન જાયરે; મોરા૦
મીરાંબાઇ કહે પ્રભુ ગીરિધરના ગુણ, ચરણકમળ મારૂં ત્યાં જાયરે; મોરા૦

પદ ૧૭ મું.

લેતાં લેતાં શ્રી રામજીનું નામરે હો, લોકડિયા તો લાજે મરે છે. ટેક.
હરિ મંદિર જાતાં પાવલીયારે દુઃખે, ફરી આવે સારૂ ગામરે; લોક૦
ઝઘડો થાય ત્યાં દોડીને જાય રે, મૂકીને ઘરના કામરે; લોક૦
ભાંડ ભવૈયા ગુણકા નૃત્ય કરતાં, બેશી રહે ચારે જામરે; લોક૦
મીરાંબાઈ કહે પ્રભુ ગીરિધર ગુણ ગાઉ, ચરણ કમળ ચિત ઠામરે. લોક૦

# જૈન કવિ.

ખંભાતનો જતિ, સંવત ૧૭૬૩ માં હૈયાત હતો.

## ઉદયરત્ન.

### ક્રોધ વિષે.

કડવાં ફલ છે ક્રોધનાં, જ્ઞાની એમ બોલે;
રીસ તણો રસ જાણીએ, હલાહલ તોલે. કડવાં૦

ક્રોધે ક્રોડ પુરવતણું, સંજમ ફલ જાય;
ક્રોધ સહીત તપ જે કરે, તે તો લેખે ન થાય. કડવાં૦
સાધુ ઘણો તપીયો હતો, ધરતો મન વૈરાગ;
શિષ્યના ક્રોધથી થયો, ચંડકોશીયો નાગ. કડવાં૦
આગ ઉઠે જે ઘરથકી, તે પેહેલું ઘર બળે;
જલનો જોગ જો નવી મલે, તો પાસેનું પણ ઝળે. કડવાં૦
ક્રોધતણી ગતી એહવી, કહે કેવલ નાણી;
હાણુ કરે જે હેતની, જાલવજો એમ જાણી. કડવાં૦
ઉદયરત્ન કહે ક્રોધને, કાઢજો ગળે સાહી;
કાયા કરજો નીરમલી, ઉપસમ રસ નાહી. કડવાં૦

## માન વિષે.

રે જીવ માન ન કીજીએ, માને વિનય ન આવેરે;
વીનય વીના વિદ્યા નહી, તો કેમ સમકીત પાવેરે રે જી૦
સમકીત વિણુ ચારિત્ર નહી, ચારિત્રવિણુ નહી મુક્તિરે;
મુક્તિના સુખ છે સારસ્વતા, તે કેમ લહીએ જુક્તિરે. રે જી૦
વિનય વડો સંસારમાં, જગમાં અધીકારીરે;
માને ગુણુ જાએ ગળી, પ્રાણી જો જો વિચારીરે. રે જી૦
માન કીયો જો રાવણે, તે તો રામે મારયોરે;
દુરજોધન ગરવે કરી, અંતે સવિતે હારયોરે. રે જી૦
સુકા લાકડા સારીખો, દુઃખદાઇ ખોટારે;
ઉદયરત્ન કહે માનને, દેજો તમે દેશોટારે. રે જી૦

## માયા વિષે.

સમકીતનું મૂલ જાણીએજી, સત્ય વચન સાક્ષાત;
સાચામાં સમકીત વસેજી, માયામાં મિથ્યાતરે; મકરીશ માયા લગાર.
મુખ મીઠી જૂઠી મનેજી, કુડ કપટનો કોટ;
જીભે તો જીજી કરેજી, ચીતમાં તાકે ચોટરે. મ૦
આપ ગરજે આઘો પડેજી, પણુ ન ધરે વિશ્વાસ;
મનશું રાખે અંતરોજી, એ માયાનો પાસરે. મ૦

જે શું બાંધે પ્રીતડીજી, તે શું રહે પ્રતીકૂલ;
મેલ ન છંડે મનતણોજી, એ માયાનું મૂલરે. મ૦
તપ કીધો માયા કરીજી, મીત્રશું રાખ્યોરે ભેદ;
મલ્લિજીનેશ્વર જાણજોજી, તો પામ્યા સ્ત્રી વેદરે. મ૦
ઉદયરત્ન કહે સાંભળોજી, મેહેલો માયાની બુદ્ધ;
મુક્તિપુરી જાવાતણોજી, શ્રી મારગ છે સુદ્ધરે. મ૦

## લોભ વિષે.

તમે લક્ષણ જોજો લોભનારે,લોભે જન પામે ખોભનારે;
લોભે ડાહ્યા મન ડોલા કરેરે,લોભે દુરઘટ પંથે સંચરેરે. તમે૦
તજે લોભ તેના લેઉ ભામણાંરે,વલી પાયે નમીને કરૂં ખામણાંરે;
લોભે મર્યાદા ન રહે કેનીરે, તમે સંગત મેહેલો તેહનીરે. તમે૦
લોભે ઘર મેહેલી રણમાં મરેરે,લોભે ઉંચ તે નીંચુ આચરેરે;
લોભે પાપભણી પગલા ભરેરે,લોભે અકાર્ય કરતાન ઓસરેરે. તમે૦
લોભે મનડું ન રહે નિર્મળુંરે,લોભે સગપણ નાશે વેગલુંરે;
લોભે ન રહે પ્રીતને પાવહુંરે, લોભે ધન મેલે બહુ એકઠુંરે. તમે૦
લોભે પુત્ર પ્રત્યે પીતા હણેરે,લોભે હત્યા પાતીક નવ ગણેરે;
તેતો દામ તણે લોભે કરીરે,ઉપર મણીધર થાય તે મરીરે. તમે૦
જોતાં લોભનોથોભ દીસે નહીરે,એવું સુત્ર સિધાંતે કહ્યું સહીરે;
લોભે ચક્રી સંભુમ નામે જુવોરે,તેતો સમુદ્રમાંહે ડુબીમુવોરે. તમે૦
એમ જાણીને લોભને છંડજોરે,એક ધર્મશું મમતા મંડજોરે;
કવિ ઉદયરત્ન ભાખે મૂદારે, વંદુ લોભ તજે તેહને સદારે. તમે૦

## જીવરૂપી વણજારા વિષે.

નરભવ નયર સોહામણું, વણઝારારે;
પામીને કરજે વ્યાપાર,અહો મોરા નાયકરે.
સતાવન સંવતતણાં, વણ; પોઠી ભરજે ઉદાર, અહો.
શુભ પરિણામ વિચિત્રના, વણ; કરિયાણા બહુ મૂલ, અહો.
મોક્ષ નગર જાવા ભણી, વણ; કરજે ચિત્ત અનુકૂલ, અહો.
ક્રોધ દાવાનલ ઓલવે, વણ; માન વિષમ ગિરિ રાજ, અહો.

ઓલંગજે હલવે કરી, વણ; સાવધાન કરે કાજ, અહો.
વંશજાલ માયાતણી, વણ; નાવ કરજે વિશ્રામ, અહો.
ખાડી મનોરથ ભવતણી, વણ; પડણનું નહી કામ, અહો.
રાગ દ્વેષ દ્વેય ચોરટા, વણ; વાટમાં કરશે હેરાન, અહો.
વિવિધ વિરજ ઉલ્લાસથી, વણ; તે હણજે પેહેલે ઠામ, અહો.
એમ સર્વ વિધી વિડારીને, વણ; પોહોચજે શિવપુરવાસ, અહો.
ક્ષય ઉપસમ જે ભાવના, વણ; પોઠી ભરયા ગુણ રાસ, અહો.
નાયક ભાવે તે થશે, વણ; લાભ હોશે તેથિ અપાર, અહો.
ઉત્તમ વણજ જે એમ કરે, વણ; ઉદય નમે વારંવાર, અહો.

---

## શિયલની નવ વાડ વિષે.

### દોહરો.

શ્રી ગુરૂને ચરણે નમી, સમરિ સરસ્વતિ માય;
નવ વિધિ શીલની વાડનો, ઉત્તમ કહું ઉપાય.

### વાડ ૧ લી—ઢાળ.

પેહેલી ને વાડે હોજી, વીર જિનવરે કહ્યો, સેવો હો સેવો વસ્તિ વિચારિનેજી;
સ્ત્રી પશુ પન્નગ હોજી, વાસો વસે જિહાં, ત્યાં નહિ રહેવું શીળવ્રતધારિનેજી.
જેમ તરૂ ડાળે હોજી, વસતો વાનરો, મનમાંહિ બિહેજે રખે ભૂંયે પંડુજી;
માંજાર દેખી હોજી, પંજર માંહેથી; પોપટ ચેતેરે રખે દોટે ચંડુજી.
જેમ સિંહલંકી હોજી, સુંદરિ શિર ધરીજી, જગનુ બેડું જુગતે જાળવેજી;
તેમ મુનિ મનને હોજી, રાખે ગોપવી, નારિને નિરખી ચિત નવિ ચાળવેજી.
જેહાં હોવે વાસો હોજી, સહજે માંજારનો, જોખમ લાગે તિહાં મુષકની જાતનેજી;
તેમ બ્રહ્મચારી હોજી, નારિનિ સંગતે, હારિ રહે શિળ સુધાતનેજી.

### કલશ.

એક વાડ વીઘટે વીષય પ્રગટે, શંકા કંખા નીપજે;
તિવ્ર કામે ધાતુ બગડે, રોગ બહુવિધ ઉપજે.
મન માંહી વિષય વ્યાપે, મન વિષયશું રહે મળી;
ઉદયરત્ન કહે તે કારણે, નવ વાડ રાખો નિર્મળી.

વાડ ૨ જી.

સુરપતિ સેવિત ત્રિભુવન ધણી, અજ્ઞાનતિમિરહર દિનમણી;
શીળરત્ન યતના નિતંતે, ભાખી વાડ બિજી ભગવંતે.

ત્રુટક.

ભગવંત ભાખે સંઘ શાખે, શિયળ સુરતરૂ રાખવા;
મુક્તિ મહાફળ હેતુ અદભુત, ચારીત્રનો રસ ચાખવા.
મીઠે તે વચને માનીશું, કથા ન કરે કામની;
વાડ વિધિશું જેહ પાળે, બલિહારી તસ નામની.
ત વ્રતને ઘાતકારી, પવન જ્યમ તરૂપાતને;
વાત કરતાં વિષય વ્યાપે, તે માટે તજો વાતને.
લિંબુ દેખી દુરથી જ્યમ, ખટાશે ડાઢો ગળે;
ગગન ગર્જારવ શુણીને, હડકવા જ્યમ ઉછળે.
તેમ વ્રતિનાં ચિત્ત વિણસે, વેણુ સુંદરિનાં શુણી;
કથા તજો તે કારણે, એમ પ્રકાશે ત્રિભુવનધણી.

વાડ ૩ જી.

ત્રીજી વાડેરે ત્રિભુવન રાજિયોરે, એણિ પેરે દે ઉપદેશ;
આસન છાંડોરે સાધુજિ નારિનૂંરે, મૂર્તલગે સુવિશેષ.
હું બલિહારીરે જાઊં તેહનેરે, ધન્ય ધન્ય તેહનિ માત;
શીળ સુરંગરે રંગણી રાચ્યુંરે, જેની સાતે હો ધાત.
શયનાસનરે પાટ ને પાટલારે, જ્યાં જ્યાં બેસે હો નાર;
બેઘડિ લગેરે ત્યાં બેસે નહીરે, શિળવ્રત રાખણહાર.
કોહલા કેરીરે ગંધ સંયોગથીરે, જ્યમ જાય કણુકનો વાક;
ત્યમ અબળાનૂંરે આસન સેવતાંરે, વિણસે શીળ સુંરગણુ પાક.

વાડ ૪ થી.

**ચોથી વાડેચેતજો હો રાજ, ઇણિપેરે ભાખે શ્રીજિનભૂપરે; સંવેગી સૂધા સાધુજી.**
**નયણુકમળ વિકાશિને હોરાજ, રખે નિરખો રમણી રૂપરે; સંવેગી૦**
**રૂપ જોતાં રઢ લાગશે હોરાજ, હેલા ઉલસે અનંગરે; સંવેગી૦**

મનમાંહી લાગશે મોહની હોરાજ, ત્યારે હોશે વ્રતનો ભંગરે; સંવેગી૦
દિનકર સામું દેખતાં હોરાજ, જગમાં નયણે ઘટે જ્યમ તેજરે; સંવેગી૦
એમ તરૂણી તનુ પેખતાં હોરાજ, હીણુ થાય શિયળ સુહેજરે; સંવેગી૦

વાડ ૫ મી.

પાંચમિ વાડ પરમેશ્વરે, વખાણી વારૂ;
સાંભળજો શ્રોતા તમે, ધરમી વ્રતધારૂ.
કુંડ તટપર કામની, રમે જિહા રાગે;
સ્વર કંકણાદિકનો સુણી, તિહાં મનમથ જાગે.
તિહાં વસવું બ્રહ્મચારીને, ન કહ્યું વિત રાગે;
વાડ ભાગી શિળ-રત્નને, જિહાં લંછન લાગે.
અગ્નિ પાસે જેમ ઓગળે, ભાજન માંહિ ભરિયાં;
લાખ ને મીણ જાએ ગળી, ન રહે રસ ધરિયાં.
ત્યમ હાવભાવ નારીતણા, હાંસૂ ને રૂદન;
સાંભળતાં શીળ વીત્રરે, મન વેધે મદન.

વાડ ૬ ઠી.

છઠી વાડે છેલ છબીલો, ગુણ રત્ને ગાઢો ભર્યોજી;
સિદ્ધાર્થ રાયકુળે નગીનો, વીરજીણંદ એમ ઉચર્યોજી.
અવ્રતીપણે જે જે આગે, કામક્રિડા બહુ વિધ કરીજી;
વ્રત લેઇને વિલસિત પહિલાં, રખે સંભારો દિલ ધરીજી.
અગ્નિ ભર્યા ઉપરે પૂળો, મેલ્યો જિમ જ્વાળા વમેજી;
વરસ દિવસે જિમ વિષધરનૂં, શંકાયે વિષ સંક્રમેજી.
વિષય સૂખ વિલસીત પહિલાં, ત્યમ શિળવંત ન સંભારતોજી;
વ્યાકુળ થઇને શીળ વિરાધે, પછે થાય મન ઓરતોજી.

વાડ ૭ મી.

સાતમિ વાડે વીર પયંપે, સુણો સંયમના રાગી હો;
શિયળ રથના હો ધોરી, સુધા સાધૂ વૈરાગી; ટેક.
મુજ આણા કરિને બ્રહ્મચારી, વિષયરસના ત્યાગી હો; શિયળ૦

સરસ આહાર તજજો સહજે, વિગય થોડી વાવરજો હો; શિયળ૦
મોદક આહાર મનમથ કોપે, તેજાનો પરિહરજો હો; શિયળ૦
સન્નિપાતે જ્યમ ઘૃત સંયોગે, અધિક કરે ઉછાળા હો; શિયળ૦
પાંચે ઇંદ્રી ત્યમ રસ પોષે, ચારીત્રમાં કરે ચાળા હો; શિયળ૦

## વાડ ૮ મી.

ત્રિશલાસુત હો ત્રિગડે બેશી એમ, આઠમિ વાડ વખાણે શીળની;
અતિ માત્રા હો આહાર તજો અણગાર, લાલચ રાખો સંયમ શીળની.
અતિ આહારે હો આવે ઊંઘ અપાર, સૂપનમાંહિ કરે શીળની વિરાધના;
વળી તેણે હો થાય મદવતી દેહ, સંયમ નવિ થાયે આરાધના.
જ્યમ શેરનાં હો માપ માંહિ બશેર, ઓરીને ઉપર દીજે ઢાંકણું;
ફાટે તોલડી હો ખિચડી ખેરૂ થાય, ત્યમ અતિ માત્રાયે વ્રત બગડે ઘણું.

## વાડ ૯ મી.

નવમી વાડે નિવારજો રે, સાધૂજી શણગાર;
શરીર શોભાયે શોભે નહિ રે, અવનીતળ અણગાર.
ઇમ ઉપદેશે વીરજી રે, મુનિવર ધરજો રે મન;
શીખામણ એક માહારી રે, કરજો શીળ યતન.
સ્નાન વિલેપન વાસના રે, ઉત્તમ વસ્ત્ર અપાર;
તેલ તંબોળ આદી તજો રે, ઉદ્ઘટ વેષ સફાર.
ઘોઇને ધરણી ધર્યું રે, જ્યમ રત્ન હાર્યું કુંભાર;
ત્યમ શીળ રત્નને હારશો રે, જો કરશો શણગાર.

## શિક્ષા-પદ ૧૦ મું.

એકલી નારી સાથે, મારગે ન જાવું હો, વળિ વાટે વાત ન કીજિયે;
એક શેજે નર દોય, શીળવંત ન સૂવું હો, સહેજે ગાળ ન દીજિયે.
ન સુવાડે નિજ પાસ, સાડાછ વરસની હો, પુત્રીને પણ હેજમાં;
સાત વરસ ઉપરાંત, સુતને પણ ન સુવાડે હો, શીયળવંતી શેજમાં.
ભાગે શીયળ જે કોઇ, સજ્જન જાણો હો, અદકું પાપ નથી ઇશું;
કરતાં વિષય સંભોગ, સમૂર્છિમ પંચેંદ્રી હો, હણાય ઘણું કહિયે કિશું.

ઇમ જાણી નર નારી, શીયળની સંદહણા હો, સૂધી મનમાં ધારજો;
બે દુર્ગતિનૂં મૂળ, અબ્રહ્ન સેવાથી હો, જાતાં મનને વારજો.
તપગચ્છ ગયણુ દિણુંદ, વાંછિત ફળદાતા હો, શ્રી હિરરત્ન સુરીશરૂ;
નામી તાસ પસાય, વાડ વખાણી હો, શિળની એહ મનોહરૂ.
ખંભાત રહિ ચોમાસ, સત્તરસેં ત્રેસઠા હો, શ્રાવણ વદ બિજ બુધે ભણે;
ઉદયરત્ન કરજોડ, શિળ જે પાળે હો, તેહને જાઉં ભામણે. નમું રે નમું સો વાર.

## વીરવિજય.

અમદાવાદનો જતી–સંવત ૧૭૯૩–ઇ. સ. ૧૮૪૯ માં હૈયાત હતો.

### હિત શિક્ષા છત્રિસી.

સાંભળજો સજ્જન નર નારી, હિત શીખામણ સારીજીરે;
રીસ કરે દેતાં શીખામણ, ભાગ્ય દશા પરવારી; શૃણુજો સાજનોરે.
લોક વિરૂધની વાર, શૃણુજો જગત પડયો વ્યવહાર; શૃણુજો૦
મૂરખ બાળક જાચક વ્યસની, કારૂ ને વળી નારૂજીરે;
જો સંસારે સદા સુખ વંછો, ચોરની સંગત વારૂં; શૃણુજો૦
વેશ્યા સાથે વણુજ ન કરિયે, નીચશું નેહ ન કરિયેજીરે;
ખાપણ આવે ઘર ધન જાવે, જીવિતને પરહરિયે; શૃણુજો૦
કામ વિના પરઘર નવ જૈએ, આળે ગાળ ન દીજેજીરે;
બળીયા સાથે બાથ ન ભરિયે, કુટુંબ કલેશ નવ કીજે; શૃણુજો૦
દુશ્મનશું પરનારી સાથે, તજીએ વાત એકાંતેજીરે;
માત બેનશું મારગ જાતાં, વાત ન કરિયે રાતે; શૃણુજો૦
રાજા રમણી ઘરનો સોની, વિશ્વાસે નવ રહિયેજીરે;
માતપિતા ગુરૂ વિણુ બીજાને, ગુંજની વાત ન કહિયે; શૃણુજો૦
અજાણ્યાશું ગામ ન જૈએ, ઝાડ તળે નવ વસિયેજીરે;
હાથી ઘોડા ગાડી જાતાં, દુર્જનથી દૂર ખસિયે; શૃણુજો૦

રમત રમતાં રીસ ન કરિયે, ભય મારગ નવ જઇએજીરે;
બે જણ વાત કરે જ્યાં છાની, ત્યાં ઉભા નવ રહિયે; શૂણજો૦
હુંકારા વિણ વાત ન કરિયે, ઈછા વિણ નવ જમિયેજીરે;
ધન વિદ્યાનો મદ નવ ધરિયે, નમતા સાથે નમિયે; શૂણજો૦
ગુરૂ જોગી રાજા પંડિતને, હાંસી કરી નવ હસિયેજીરે;
હાથી વાઘ સરપ નર વઢતા, દેખીને દૂર ખસિયે; શૂણજો૦
કૂવા કાંઠે હાંસી ન કરિયે, કેફ કરી નવ ભમિયેજીરે;
વરો ન કરિયે ઘર વેચીને, જુગટડે નવ રમિયે; શૂણજો૦
ભણતાં ગણતાં આળસ તજિયે, લખતાં વાત ન કરિયેજીરે;
પરહસ્તે પરદેશ દુકાને, આપણું નામ ન ધરિયે; શૂણજો૦
નામૂં માંડો આળસ છાંડો, દેવાદાર ન થઇએજીરે;
કષ્ટ ભયાદિક સ્થાનક વરજી, દેશાવર જઈ રહિયે; શૂણજો૦
ધનવંતો ને વેષ મલિનતા, પગશું પગ ઘશી ધોવેજીરે;
નાપિક ઘર જૈ શિર મુંડાવે, પાણીમાં મુખ જોવે; શૂણજો૦
નાવણ દાતણ સુંદર ન કરે, બેઠો તરણાં તોડેજીરે;
બોઇ ચિત્રામણ નગ્ન સૂએ તો, તેને લક્ષ્મી છંડે; શૂણજો૦
માતા ચરણે શીશ નમાવી, બાપને કરો સલામોજીરે;
દેવ ગુરૂનાં દરશન કરીને, કરો સંસારનાં કામો; શૂણજો૦
બે હાથે માથું નવ ખણિયે, કાન નહિ ખોતરિયેજીરે;
ઉભા કેડે હાથ ન દેઇયે, સામે પૂર ન તરિયે; શૂણજો૦
તેલ તમાકુ દૂરે તજીયે, અણગળ જળ નવ પીજેજીરે;
કુળવંતી સતીને શીખામણ, આના ભેગી દીજે; શૂણજો૦
સસરો સાસૂ જેઠ જેઠાણી, નણદી વિનય ન મૂકોજીરે;
શાણપણે શેરી સંચરતાં, ચતુરા ચાલ ન ચૂકો; શૂણજો૦
નીચ સાહેલી સંગ ન કીજે, પરમંદિર નવ ભમિયેજીરે;
રાત પડે ઘર બહાર ન જૈએ, સૌને જમાડી જમિયે; શૂણજો૦
ધોબણ માલણ ને કુંભારણ, જોગણ સંગ ન કરિયેજીરે;
સેજે કોઇક આળ ચઢાવે, એવું શીદ આદરિયે; શૂણજો૦

નિજ ભરતાર ગયો દેશાવર, તવ શણુગાર ન ધરિયેજીરે;
જમવા નાત વચે નવ જૈએ, દુરિજન દેખી ડરિયે; શ્રૃણુજો૦
પરશેરી ગરબો ગાવાને, મેળે ખેળે નવ જૈએજીરે;
નાવણુ ધોવણુ નદી કિનારે, જાતાં નિર્લજ નથૈએ; શ્રૃણુજો૦
ઊપડતે પગ ચાલ ચાલિયે, હુનર સહુ શીખીએજીરે;
સ્નાન સુવસ્ત્રે રસોઇ કરીને, દાન સુપાત્રે દીજે; શ્રૃણુજો૦
શોકતણાં લઘુ બાળક દેખી, ખેદ ન ધરશો હૈયેજીરે;
તેની સુખ શીતળ આશિષે, પુત્રતણાં ફળ લહિયે; શ્રૃણુજો૦
બાર વરસ બાળક સુરપડિમાં, એ બે સરીખાં કહિયેજીરે;
ભક્તિ કરે સુખ લીલા પામે, ખેદ કરે દુખ લહિયે; શ્રૃણુજો૦
નર નારી બેઉને શીખામણુ, મુખ લવરી નવ હસિયેજીરે;
નાત સગાનાં ઘર છોડીને, એકલડા નવ વસિયે; શ્રૃણુજો૦
વમન કરીને ચિંતા ઝાળે, નબળે આસન બેશીજીરે;
વિદિશ દક્ષિણુ દિશ આધારે, ખોટયું પશુએ પેશી; શ્રૃણુજો૦
અણજાણે રૂતુવંતી પાત્રે, પેટ અજીરણુ વેળાજીરે;
અગાસે ભોજન નવ કરિયે, બેજણ બેશી ભેળાં; શ્રૃણુજો૦
અતિશે ઊનું ખાટું ખારૂં, શાક ઘણું નવ ખાવુંજીરે;
મૌનપણે ઓઠીગણુ વરજી, જમવા પેલાં નાવું; શ્રૃણુજો૦
અન્ન વખાણી વખોડી ન ખાવું, તડકે બેશી ન જમવુંજીરે;
માંદા પાસે રાત તજીને, નરણાં પાણી ન પીવું; શ્રૃણુજો૦
કંદ મૂળ અભક્ષને બોલી, વાસી વિદળ તે વરજોજીરે;
જૂઠ તજો પરનિંદા હિંસા, જો વળી નર ભવ સરજો; શ્રૃણુજો૦
વ્રત પચખાંણુ ધરી ગુરૂ હાથે, તીરથ યાત્રા કરીએજીરે;
પુન્ય ઊદય જો મોટો પ્રગટે, તો સંઘવીપદ ધરીએ; શ્રૃણુજો૦
મારગમાં મન મોકલુ રાખી, બહુ વીધ સંઘ જમાડોજીરે;
સુરલોકે સુખ સઘલાં પામે, પણુ નહી એવો દાહડો; શ્રૃણુજો૦
તીરથ તારણુ શિવસુખ કારણુ, સિદ્ધાચલ ગિરનારજીરે;
પ્રભુ ભકિત ગુણુ એણે ભવજલ, તરીએ એક અવતાર; શ્રૃણુજો૦

લોકીક લોકોતર હિત શિક્ષા, છત્રિસીએ બોલીજીરે;
પંડિત શ્રી શુભ વીરવિજય સુખ, વાણી મોહનવેલી; શ્રૃણુજો.

## અભિવિજય.

### મહાવિરસ્વામિનું પારણું. *

માતા ત્રીસલાએ પુત્ર રત્ન જાઇયો, ચોસઠ ઇંદ્રના આસન કંપે સાર;
અવધી ગયાને જોઇ ધાએ શ્રી જીનરાજને, આવે ક્ષત્રી કુળ નયર મોઝાર;
વીર પ્રતીબીંબો મુકે માતા કને, અને સ્વાપનીએ નિંદ્રા દીએ સાર.
મેરૂ શીખરે જીનને લાવે મહોચ્છવે, હરી પંચ રૂપ કરી મનોહાર.
એમ અસંખ કોટા કોટી મળી દેવતા, પ્રભુને ઓછવ મંડાણે લેઇ જાય;
પંડે કંબળી સીલા એ જીનને ભક્તિથી, હરી અંકે થાપે ઇંદ્રપણુ ઉપાય
એક કોડી સાઠ લાખ કળસે કરી, વીરનો સનાત્ર મહોચ્છવ કરે સાર;
વીર કુમારને અનુક્રમે લાવે જનુંની મંદીરે, દાસી પ્રીયંવદા જાઓ તેણીવાર.
રાજા સીધારથને દીધી વધામણી, દાસીને દાન માન દીએ મનોહાર;
ક્ષત્રી કુળ માંહી ઓચ્છવ મંડાવીઓ, પ્રજા લોકને હરખ અપાર.
ઘેર ઘેર શ્રીફળ તોરણ તરાટજ બાંધીયાં, ગૌરી ગાવે મંગળ ગીત રસાળ;
રાજા સીધારથે જનમ મહોચ્છવ કરયો, માતા ત્રીસલાઇ ઊજમાલ.
માતા ત્રીસલા ઝુલાવે પુત્ર પારણે, ઝુલે લાડકડા પ્રભુજી આણંદભેર;
હરખી નરખીને ઈંદ્રાણી જન જાએ વારણે, આજ આણંદ શ્રીવીરકુંવરને ઘેર.
વીરના મુખડા ઉપર વારૂ કોટી ચંદ્રમાં, પંકજ લોચન સુંદર વીશાળ કપોળ;
સુક ચંચુક સરખી દીસે નીરમળ નાસીકા, કોમળ અધર અરૂણ રંગ ચોળ.
ઊસધી સોવન મઢીરે શોભે હાલરે, નાજુક અભરણ સગળાં કંચન મોતીહાર;
કર અંગુઠો ધાવે વીર કુંવર હરખે કરી, કાંઇ બોલાવતાં કરે કીલકાર.
વીરને લલાટે કીધો કુમકુમ ચાંદલો, શોભે જડીત મરકત મણીમાં દીશે લાલ;
ત્રીસલાએ જુગતે આંજી અણીયાળી બેહુ આંખડી, સુંદરકસ્તુરીનુંટપકું દીધું ગાલ.

---

* કવિ દયારામના પારણાની આબાદ નકલ છે

કંચન સોળે જાતના રત્ન જડેલું પારણું, ઝુલાવતાં થાએ ઘુઘરાનો ધમકાર;
ત્રીસલા વિવિધ વચને હરખી ગાએ હાલરૂ,ખેંચે ફુમતીયાળી કંચન દોરી સાર.
મારો લાડકવાયો સખાસંગે રમવાજશે,મનોહર સુખલ હુંડી આપીશ એને હાથ;
ભોજન વેળા રૂમઝુમ રૂમઝુમ કરતોઆવશે,હુંતો ધાઇને બીડાવીસ હ્રદયા સાથ.
હંસકારંડવ કોકીલ પોપટ મોરવા, માંહી બપાઈયાના સારસ ચકોર;
મેના મોર મેલ્યા રમકડાં રમવાતણાં, ધમધમ ઘુઘરો વજાવે ત્રીસલા કીસોર.
મારો વીરકુંવર નિંશાળે ભણુવ જાશે, સાથે સ્વજંન કુટંબ પરીવાર;
હાથી રથ ઘોડા પાળા એ ભલું શોભતું,કરીશ નીશાળ ગએણું અતીમનોહાર.
મારા વીર સમાણી કન્યા સારી લાવશું, મારા કુંવરને પરણાવીશ મોટે ઘેર;
મારો લાડકડો વરરાજા ઘોડે બેસશે, મારો વીર કરશે સદાય લીલા લેહેર.
માતા ત્રીસલા ગાએ વીરકુંવરનું હાલરૂં, મારોનંદન જીવજો કોડા કોડી વરસ;
એ તો રાજા રાજેશ્રી થાશે ભલો દીપતો,મારા મનના મનોરથ પુરશેવાધે હરષ.
ધન ધન ક્ષત્રી કુંડ ગ્રામ મનોહરૂ, જયહાં વીર કુંવરનો જન્મ ગવરાય;
રાજા સીધારથ કુળ માહે દીનમણી, ધન ધન ત્રીસલા રાણી જેહેની માય.
એમ સહુએર ટોળી ભોળી ગાજયો હાલરૂ, થાશે મનના મનોરથ તેને ઘેર;
અનુક્રમેમોહદય પદવી રૂપવીજેપદપામશે, ગાએ અમીવીજયકહેથાશેલીલાલેહેર.



# કોશ.

## અ.

અખિલાઘ-(અખિલ+અઘ)-સર્વેપાપ.
અગ્ગજ-(અગ+અજ)-પર્વતમાં ઉપજેલો હાથી.
અગાધ-પુષ્કળ.
અગિયર-અજગર.
અગોપ-છાની.
અગ્રણી-આગેવાન, મુખ્ય.
અંગુલી-આંગળી.
અંઘોળ-નહાવું.
અંતર્ધ્યાન-એકદમ અદૃષ્ય થવું.
અંબરીષ-એક રૂષી.
ઓછંગ-ખોળો.
અચ્યુત-પ્રભુ.
અટાટ-સાર વિનાનું.
અટંકા-ઉન્મત.
અંડકટાહ-તાળવું, બ્રહ્માંડ.
અણપાર-અપાર.
અર્ણવ-સમુદ્ર.
અતલિબળ-અતિ બળવાન.
અંતરગત-મન.
અદબદ-અદભૂત.
અંત્યજ-ચંડાળ.
અધર-હોઠ.
અધમ-નીચું, હલકું.
અધ્યાત્મ-આત્માની જ્ઞાનશક્તિ અથવા તેનું સાધન.
અધ્યાસ-અધ્યારોપ-વૃથા ભાસવું.
અધરદંશ-હોઠનું કરડાવું તે.
અંધક-એક દૈત્યનું નામ.
અનલ-અગ્નિ; એક જાતનું પક્ષી.
અનમેષ-જેની આંખો નિરંતર સ્થિર છે તે-દેવતા.
અનાચાર-ભ્રષ્ટાકાર.
અનીઠ-જોરથી અથવા પરાણે ન બને તે. સૈન્ય-જથો-મોંડાનો આગલો ભાગ.
અનુચર-ચાકર-સેવક.
અનુસાર-પ્રમાણે.
અનુરાગી-પ્રીતિવાળું.
અનુમોદન-સંમતિ.
અનુરક્ત-પ્રીતિમાં લપટાયલું.
અનુરૂપ-યોગ્ય.
અનુવાદ-પુનુરૂક્તિ-એનું એજ કહેવું.
અનેરી-બીજી.
અનંગ-કામ.
અપવર્ગા-મોક્ષરુપ.
અંબ-આંબો.
અંબર-લુગડું-આકાશ.
અંબુ-પાણી.
અંબુજ-કમલ.
અભિનવો-અજાયબ જેવો.
અભ્ર-વાદળાં.
અમ્રખ-હરખ. [દેવના શત્રુ.
અમરારિ-દૈત અસુર.(અમર+અરી)-

અમલ–શુદ્ધ–મળરહીત.
અરક–સૂર્ય.
અરદાસ–અરજ, વિનતિ.
અરીસ્યા–ઈર્ષા.
અરૂણાભ–રાતી કાંતિવાળા.
અલ્હાદ–આનંદ.
અલિ–ભ્રમર.
અલિંગી–વિદેહી.
અલેલ–હિસાબ વિનાનું.
અવક્કપાનકઢી–પાંશરી તરવાર કઢેલી.
અવગાહીની–હૃદયમાં ઉતરવાવાળી.
અવગણના–નિંદા.
અવડ–વગર વપરાયલું.
અવદાન–ઉજળા, સ્વચ્છ.
અવાસ–ઘર.
અવિચળપદ–મોક્ષપદ.
અવિલોક–તપાસ, શોધ.
અવિધારો–નકી, ખચિત.
અવેરવું–સંભાળી લેવું.
અવ્યકત–આત્મા, માયા.
અળતો–મેંદી.
અંશુમલ, અંશુમાલ–સૂર્ય.
અસમંજસ–અઘટિત.
અસંભાવના–અઘટિત,સંભવાના નહિ તે.
અસિલોમ–તરવાર જેવાં રૂવાડાંવાળો.
અસ્ત્ર–હથિયાર.
અસ્તાચળ–સૂર્ય ચંદ્રનો જ્યાં અસ્ત થાય છે તે પર્વત–પુરાણ પ્રમાણે.
અક્ષ–ઈંદ્રિયો.

## આ.

આઇ–માતા.
આક્રોશ–ઠપકો, નિંદા, શ્રાપ.
આગમાપાઈ–ઉત્પત્તિ નાશક.
આજ્ય–ઘી.
આચમન–સંધ્યાદિક કર્મ કરતાં હથેલીમાંથી જળબિન્દુનું પ્રાસન કરવું તે.
આટોપ–ગર્વકરવો–(આટોપવું).
આઝ્ય–આડું દેવું,આડી દીધેલી વસ્તુ.
આડંબર–ખોટો ડોળ.
આતાપ–તડકો.
આથ્ય–પુંજી.
આદર્શ–આરસી.
આદેશ–હુકમ.
આદિ–મૂળ, પ્રથમ.
આંદુલમાન–ડોલતી, ધ્રુણતી, ઝુલતી.
આદ્ય–પેહેલું.
આફરો–વધારો, પેટ ફુલવાનો રોગ.
આપણિયે–પોતાની મેળે.
આફળે–અથડાઇ.
આભ્રણ–ઘરેણાં, આભુષણ.
આમિષ–માંસ.
આભ્યાંતર–અંદરનું.
આયાસ–મેહેનત.
આરજાં–આરીયા–ચીભડાંની જાત.
આરૂઢ–પદાર્થ સહિત; કોઈપર બેસવું.
આલોચન–વિચાર.
આલાપ્યો–ગાયો.
આલંબવું–પહોંચવું.
આવટવું–નિવેડવું.

આવરણ-ઢાંકણ,-વસ્ત્ર.
આવરવું-ફેલાવું, ઢાંકી દેવું.
આહિર-ભરવાડ.
આહુતિ-અગ્નિમાં કંઇપણ પદાર્થ હોમવું તે.

## ઈ.

ઈંદુ-ચંદ્રમા.
ઈંદ્રગોપ-પ્હેલે વરસાદે જે રાતાં રાતાં જીવડાં ઉભરાય છે તે.

## ઉ.

ઉખામણી-કહેવત.
ઉગ્ર-ભારે.
ઉઘટ-ઉઘડવું.
ઉચ્ચાટ-ચિંતા.
ઉંઠ-સાડાત્રણ હાથ.
ઉડગણ-આકાશના તારા.
ઉડુ-તારો.
ઉડુગણપતિ-ચંદ્રમા.
ઉદક-પાણી.
ઉદયરાગ-સૂર્ય-ચંદ્રના ઉગવા સમયની રતાસ.
ઉદવસ્ત-ઉજડ.
ઉદગ્ર-એક દૈતનું નામ છે.
ઉદ્દાંડ-સખત સજા કરનાર.
ઉદંબર-ઉંબરાનું ઝાડ.
ઉદ્ગીત-ઉંચે સ્વરે ગાયેલું.
ઉદધિ-સમુદ્ર.
ઉદાસ્ય-સારવિનાનો વેશ.
ઉફરો-માયાભેદ ખોટો જાણીને નિવૃત થયેલો.
ઉમેટે-પેદા થાય.
ઉભેથા-બેઉથી.
ઉદરોજ-સ્તન.
ઉર-છાતી, મન.
ઉદેખી-ટાળી.
ઉર્વિ-પૃથ્વી.
ઉર્ણનાભિ-કરોળિયો.
ઉસરી જવું-નિકળી જવું.
ઉપેક્ષા-અનાદર.
ઉષા-ઓખા.

## ઓ.

ઓખર-નરક ખાવું તે.
ઓંગણો-બળેલો, પણ શેકાઇને ફુલેલો નહીં એવો દાણો.
ઓઘ-ઢગલો-સમૂહ.
ઓજ-પરાક્રમ.
ઓટ્ય-પડદો, ઓઢણુ-ઓઢવાનુંવસ્ત્ર.
ઓઠું-ઉદાહરણ.
ઓતાડું-અજાણ્યું, ખુણેખાચરેનું.
ઔંકાર-પ્રણવ.
ઔંઠ-(જુઓ) ઉંઠ.
ઓસંકળ-ઓછો.

## ક.

કટિમેખળા-કંદોરો.
કટુ(વા)-કડવાશ.
કંદન-વધ કરવો-કાપવું.
કદળી-કેળ.
કણુસલું-દાણાનો ઝુમખો.
કપાટ-કમાડ.
કપિલા-એકજ રંગની ગાય.
કબંધ-ધડ.
કભાય-અંગરખો, જામો.
કમખી-કાચળી-કમખો.
કમઠ-કાચબો.
કમળા-લક્ષ્મી.
કમળભૂ-બ્રહ્મા.
કમકોશ-કમળ પુષ્પની કળી.
કમળપત્ર-કમળઉપર બેસનાર બ્રહ્મા.
કમલાસની-બ્રહ્માણી.
કરકરો-જાડો.
કરમસતી-ઘણી ખેંચાયલી.
કરપી-કંજુસ.
કરશણુ-કણુસલું, ખેડુત.
કરિણી-હાથણી.
કરી-પરેજી, હાથી.
કરીર-કેરડાનું ઝાડ.
કલણુ-જાણવું તે.
કલમો-કુરાનનો ભાગ.
કલ્પદ્રુમ-ઇચ્છિત ફળ આપનાર ઝાડ.
કાપ-વાનર.
કલિંદ-ચંદ્રમાનો પાલક પિતા.
કલેદન-ભીંજાવું
કલેવર-શરીર, હોશિયાર.
કળિયો-જાણવું, સમજવું.
કવિ-કહેલું.
કવિગયા-કથી ગયા, કહી ગયા.
કવિરવ-કવિનો અવાજ.
કાચકી-પાણીની તરસ લાગવાથી જે ગળું સુકાઇ જવું તે.
કાજાગરી-કારજવાળી.
કાતરો-ઝુમખો.
કાતિ-છરી.
કાનન-વન, જંગલ.
કારમો-ઓચિંતો.
કાભો-ગાંડો ઘેલો
ક્ષાન્તિ-ક્ષમા.
ક્ષુદ્રઘંટિકા-ઘુઘરી.
કિંકણી-ઘુઘરીયાળો પટો.
કિટ-કીડા.
કિન્નર-કુબેરના સેવકો.
કિરચંચુ-પોપટનીચાંચ.
કિરિટી-અર્જુન, ઉત્તરા.
ક્લિબ-નપુંસક.
કુકટ-કુકડો.
કુંજરતુંડ-ગણપતિ.
કુરંગ-હરણ.
કુંજરગામિની-હાથીના જેવી ચાલ. [નારી સ્ત્રી-
કુટજ્ઞાની-ખોટો જ્ઞાની.
કુઠાર-ફરસી.
કુદાલ-કોદાળી.
કુસુમ-ફુલ.
કૃશાન-અગ્નિ, ક્ષુદ્ર, હલકું.
કેસપાશ-ચોટલો.
કેસરી-સિંહ.
કૈવલ્ય-મુક્તિ, મોક્ષ.

કોરણુ—વાયુનું તોફાન.
કોશ—આચ્છાદન, ઢાંકણુ.
કોકીલા—કોયલ.
કૌશકી—દુર્ગાદેવીનું નામ છે.
કંઠપ્રાસ—ગળેફાંસો ખાવો.
કંબુ—શંખ.

## ખ.

ખં—આકાશ.
ખટદશ—સોળ.
ખટ્વાંગ—ખાટલાની ઈશ—એક રાજાનું નાલગેડી જેવું હથિયાર.
ખડતાળે—પગનેપ્રહારે, લાતે, ઠોકરે.
ખડું—કાદવમાં ઢોરના ચાલવાથી જે પગળાં પડે ને સુકાય તે.
ખદ્યોત—આગિયો.
ખરખરો—સાંત્વન, મ્હોડે થવું, સમાધાન કરવું.
ખાંડુડા—તરવાર.
ખાધ—ટોટો, નુકસાન.
ખાબડું—ખાબોચિયું.
ખેચર—આકાશમાં ફરનાર પ્રાણી.
ખુનસ—ઝેર.

## ગ.

ગજ—હાથી.
ગજા—સામર્થ, ગજુ, શક્તિ.
ગતસંગીત—ગાયનની રીતિ—કળા.
ગરૂવો—મોટો.
ગર્દભ—ગર્ધવ—ગધેડો.
ગર્વ—અહંકાર.
ગલુબંધ—ટુપીઓ, હાંસડી, ગળાનું [ઘરેણું.
ગહન—સમજવાને અઘરૂં.
ગાભ—ગર્ભ.
ગીરવાણુ—ભાષા—બાણુરૂપી શબ્દો.
ગુલ્મ—ઝડી.
ગેડી—લાકડી.
ગોળા—તોપના ગોળા.
ગોખર—ગાયોમાં ઉછરેલો ગધેડો.
ગોખ—છજું.
ગોઠ—વાર્તા, ગોષ્ઠી.
ગ્રથલ—રોગ.
ગ્રામ—નગર, ગામ, કોળિયો.
ગંગ—ગંગા.
ગંગેરી—એકજાતના પાન.
ગૌધણ—ગાયોનું ધણ—ટોળું.
ગૌરીનંદન—ગણપતિ.

## ઘ.

ઘાટા—ઘટ, ઘણાપણું.
ઘુમડલી—ગાતાંગાતા હિંચકો નાખવો.
ઘન—મોર, વરસાદ.

## ચ.

ચક્ચુંધ્ય—ખાંચખોચ.
ચક્ષુહીણો—આંધળો.

ચપલાયત—ચપળ અને પોહોળી.
ચમર—એક દૈત્ય.
ચર—ચાલનારા જીવ.
ચરનભસંભવ—ગતિવાળો વાયુ.
ચર્મ—ચામડું.
ચર્વણુ—ચવેણું, ચાવી રાખવું.
ચવે—કહે.
ચંપકવર્ણી—ચંપાના રંગ જેવી.
ચામખેડું—આળા ચામડાની વાછ.
ચાપ—ધનુષ્ય, દીવાવડે થાય છે તે.
ચાપડી—ચપટી, ટીચકારી.
ચારૂં—સુંદર.
ચાસંધ—પ્રસિધ્ધ, ચોડેધાડ, છચોક.
ચિક્ષુર—એક દૈત્ય.
ચોડ—ઉજડ કરવું.
ચંડ—ભયંકર.

## છ.

છઅ—છબી.
ક્ષુરિકા—છરી.
છેહ—અંત, છેતરવું.

## જ.

જંખજાલ—કાંટાવાળી ઝાડી.
જનારતિહારી—માણુસની પીડા હરનારી.
જમલો—સર્વ, જુમલે.
જસી—જેવી.
જવલિત—બળતો.
જાજવલ્યમાન—પ્રદીપ્ત.
જામિની—રાત્ર.
જારી બજારી—વિભરી, છીનાળું, તે કરવા પછી પકડાવું નહીં, ને પકડાય તો યુક્તિથી છટકી જવું તે.
જુજવાં—જુદાં.
જુથ—સૈન્ય, જમાત.
જેષ્ટ—મોટો.
જૃંભારી—ઈંદ્ર.
જોત્સના—જ્યોતિ, કાંતિ, તેજ.
જંગ—લડાઇ.

## ઝ.

ઝુઝે—લડે.
ઝમકાર—ઠણુકાર.
ઝામરઝોળ—ખોટો ડોળ.
ઝુંમખું—કાનમાં પેહેરવાનું ઘરેણું.

## ત.

તક્ર—છાસ.
તનય—પુત્ર.
તનહા—એકલી, પંડે.
તમા—દરકાર.
તાતા—ચકચકતા, તાજા.
તાંબુલ—પાનસોપારી.
તારૂણી—તરૂણ સ્ત્રી.
તાલાવેલી—ચટપટી.
તુખાર—ઘોડો.
તિમિંગલ—મધરમચ્છ.

તિમિર-અંધારૂં.
તુલ-રૂનું પુંમડું.
તુષ-સાળના ફોતરાં.
તુષી-ખુશી, સંતોષી.
તુંગ-ઉંચો.
તુંડ-મ્હોંડું.
તૂરી-ઘોડો.
તોખાર-ઘોડો.
તોય-પાણી.
તોમર-ભાલું.
તોર-મિજાજ.
તંદ્રા-ઘેન, નીશો.
ત્રાણ-તારવું.
ત્રાપડ-ગુણપાટ, ત્રાપડું.
ત્રિપથી-ત્રણે રસ્તે (સ્વર્ગ, મૃત્યુ પાતાળ) જનારા દેવતા.

## દ.

દક્ષણાવંત-જમણી તરફથી મ્હોડું હોય એવો શંખ.
દધિસુતા-લક્ષ્મિ.
દનુજારી-દાનવના શત્રુ, દેવ.
દશનપંક્તિ-દાંતની હાર.
દશે-ડસે, કરડે.
દમકે-ચમકે.
દમન-દેહકષ્ટ.
દપટે-પેસી જાય.
દર્પ-પ્રકાશ.
દરી-પ્હાડની ગુફા.
દસૈયા-લગ્ન થયા પછી દસ દિવસ સુધી વરરાજા પોતાને સાસરે જમવા જાયછે તે.
દાઢાગ્રેથી-દાઢના આગલા ભાગથી.
દાણ-જકાત.
દામણું-દોરડું-દામણી-દયામણી.
દામિની-દાવાદાર, વિજળી.
દિગ્ગજ-દિશાના હાથી.
દિનેશ-દિવાકર-દિનેંદ્ર-સૂર્ય.
દિવટિયો-મશાલચી, દીવીપકડનાર.
દુવવું-દુખવવું, દુભાવવું.
દુંદુભિ-નોબત.
દુર્ધર-પકડીરાખવાને મુસ્કેલ પડે તે.
દુર્મતિ-દુષ્ટબુદ્ધિ
દુલારી-દીકરી.
દેવાંગના-દેવની સ્ત્રી.
દોટ-હડી, દોડવું.
દોત્ય-દુઃખ.
દ્યો-આકાશ.
દ્રિગ-આંખ્ય.
દ્રુમ-ઝાડ.
દ્રોહ-વેરબુદ્ધિ રાખવી.
દંતધાવન-દાતણ.

## ધ.

ધગા-તાપ.
ધમસાણ-ધોંધાટ, શોરબકોર.
ધરણિધર-(ધરણિ-પૃથ્વી+ધર-ધરનાર)-પ્રભુ-શેષનાગ.
ધાત્રી-બ્રહ્માની શક્તિ, પુત્રી, વિધાતા, માતા.

ધીશ–ઉપરી–અધિકારી.
ધેન–ગાય.
ધ્યે–ધ્યાન કરવાનો પદાર્થ.
ધૂમર–ધુમાડો, કાળ, અસુરનીજાત.

## ન.

નગ–પર્વત.
નંદન– દીકરો.
નભ–આકાશ.
નફેરી–એક વાજીંત્ર.
નરડિ–નરડિયો–હડિયો.
નરેડાટ–ઉજડ.
નરબદ–અદ્ભૂત નહીં તે.
નવનિત–માંખણ.
નવે–નવાયે–તીરે–આણે.
નર્લ–ક્રિયા.
નાગરી–ચતુરે–હોશિયાર.
નાટય–નાટક.
નાદબિંદુ–ઓંકાર.
નાળ–તોપ.
નિકટ–પાસે.
નિગમ્યો–ખોયો–ગુમાવ્યો.
નિર્દળ્યાં–માર્યાં.
નિધિ–ભંડાર.
નિધન–નાશ.
નિધાન–પાત્ર.
નિપાત્યા–વધ કર્યો.
નિમેશ–જરા–ક્ષણ.
નિરંજની–કલંકવિનાની, દ્રેષરહિત.
નિલાંબર–લીલુંવસ્ત્ર.
નિર્વેદ–ઇચ્છા, આતુરતા.
નેડો–પાસે, પ્રીતિ, સ્નેહ.
નેત–નહીં, એમ.
નેપુર–ઝાંઝર.

## પ.

પંચવદન–મહાદેવ.
પખાલે–લવું–ધુવે, સાફ કરે.
પટોળું–ચીર.
પઠવે–પાઠવે, મોકલે.
પડતાળે–પછાડે, મારે.
પતીજે–માને, કબુલ કરે.
પન્નંગ–સાપ.
પય–દુધ.
પરહરે–તજે.
પરજળે–બળે.
પરજાપત–બ્રહ્મા, કુંભાર.
પરચંડ–મોટું, ક્રોધાયમાન.
પલવટે–પ્હેરેલા ઓઢેલા વસ્ત્રના છેડાની ગાંઠ વાળવી તે.
પરિસ્ત્રાણ–પથારી.
પરિહાસ–ઠઠ્ઠા, મશ્કરી.
પરં–જુદું, નિરાળું.
પરેશ–શ્રેષ્ઠ–ઇશ્વરી.
પરોક્ષ–ન દેખાય તે.
પલાણી–સ્વારીકરી, કોઈ વાહનપર એસી.
પલિયો–નાઠો, ભાગ્યો.
પવાડા–એકજાતનીકવિતા.
પાખર–ઘોડાનુંબખતર.

પાડસણે–ઉપકાર માનીને.
પાત–પડવું.
પાંત–હાર, પંક્તિ, ઓળ.
પાનોઢ–ઝાડઉપર નવી પાંદડી થાયછે તે.
પાર્થિવ–પૃથ્વીનું–માટીનું.
પાવક–અગ્નિ.
પાવટ–માર્ગ.
પાલો–બરફ–હીમ.
પાશ–બંધન, ફાંસો.
પાહિ–રક્ષા કરવી.
પીત–પીવું.
પીન–કઠણ, મોટાં.
પુનીત–પવિત્ર.
પુરંજન–સંસારમાં ભુલો પડેલો જીવ.
પુરંદર–શેહેર તોડનાર ઈંદ્ર.
પુરૂહુત–ઇંદ્ર.
પુશ્ચલી–વ્યભિચારિણી સ્ત્રી.
પેય–પીવાનો પદાર્થ.
પોણ–વચન.
પંચાનત–સિંહ.
પ્રતિકાર–અટકાવ.
પ્રત્યક્ષ–દેખાય તે.
પ્રભા–કાંતિ, પ્રવાહ.
પ્રાયે–ઘણું કરીને, બહુધા.
પ્રાશન–પી જવું, ભક્ષ કરવું.
પૃષ્ટ–પીઠ.
પ્રતિપાળ–પાળવું.
પ્રતિબોધ–સામો બોધ.

## ફ.

ફાટે–ચિરાય.
ફાડકાં–કડકાં, ફાડ.
ફોફળ–સોપારી.

## બ.

બંદીજન–રાજા શ્રીમંતની સ્તુતિ કરનાર.
બદ્ર–બોરડીનું ઝાડ.
બધિર–બેહેરો.
બરહી–મોર.
બરલવું–ઉંઘમાં બકવું.
બહુળતા–બહુ, વધારે.
બાળી–કુમારિકા સ્ત્રી.
બાંય–હાથ.
બિલ–પાતાલ.
બુંદ–ટીપું, છાંટો.
બુદ્ધ–બુદ્ધિ.
બેલડિયે–આંગળીએ વળગી આવેલું–જોડે વળગી આવેલું.

## ભ.

ભેડ–વીર, યોદ્ધો.
ભડવા–બથોબથ–ભેટમ્ભેટા, બાઇલો.
ભર્ગા–કામને બાલી નાખનાર દેવી.
ભદ્રા–કલ્યાણરૂપી, એક સ્ત્રીનું નામ.
ભવતુસાર–સંસારનો સાર.
ભાણ–સૂર્ય.
ભુજદંડ–હાથ.
ભુજંગ–સર્પ.

ભુષંડી—એક હથિયાર, બંદુક, જંતરડો, ગોફણ.
ભૂચર—પૃથ્વી ઉપર ફરનાર.
ભૂમંડય—ભૂમંડળ.
ભૂર—સડીને છારી વળવાનું નામ (૨) ઘણું.
ભે—ભય—બ્હીક.
ભોર—પ્રભાત.
ભોંઠો—ઓશિયાળો.
ભ્રકુટી—ભ્રમર.
ભ્રાત—ભાઈ.
ભ્રાંતિ—ભ્રમ, વેહેમ.
ભ્રામરી—રૂપાળી, પાર્વતિ.

## મ.

મઘવા—ઈંદ્ર.
મદમોચન—મદ મુકાવનાર.
મદનસર—કામબાણ.
મઘવારી—પાણીમાં, ઈંદ્રનો શત્રુ.
મધુકર—ભમરો.
મનુજાદ—માણસ ખાનાર દૈત.
મરકલાં—કટાક્ષ—ચાળા.
મરજીવો—સમુદ્રમાંથી મોતી કાઢનાર.
મરાળ—હંસ.
મર્કટ—વાનર.
મશકલો—મ્હોરો દેવાનું હથિયાર.
મહારથી—રથમાં બેસી લડનાર મુખ્ય યોદ્ધો.
મહિષ—પાડો.
મહિષાસુર—પાડાના શરિરવાળો દૈત.
મહિસુંદરી—પૃથ્વીરૂપી સ્ત્રી.
માનમટ—માનો બાપ.
માતંગ—હાથી.
માથાવોણો—માથા વગરનો.
મામ—મ્હોટાઈ, ખાનું.
મારૂત—વાયુ.
માલમ—કપતાન, વહાણનો મુખી.
મિન—માછલું.
મિરાત—મિલકત, જાગીર.
મિટ—દષ્ટિ, દેખવું, નજર.
મુક્તા—મોતી.
મુદ—મોદ, આનંદ.
મુદ્રિકા—વીંટી.
મુશળ—સાંબેલું.
મુંડ—શિર.
મુંડો—નાગો, માથા વિનાનો ખવીસ.
મૂશક—ઉંદર.
મેધા—બુદ્ધિ.
મેવાસ—અઘોરવનમાં લુટારાનું ઠેકાણું.
મેષોન્મેલ—આંખ ઉઘાડવી ને વીચવી.
મેંહાલ—મેં હાલત જોઇ.
મૈયર—પિયર.
મોડ—મુકુટ.
મ્હોર—છાપ, સિક્કો.
મંજુલ—મીઠું, મધુર, હસતું.
મૃગ—હરણ.

## ય.

યદ્યપિ—જોકે.
યમકિંકર—જમદૂત.

યવન—મુસલમાન.
યુગ્મ—જોડું.
યોગનિંદ્રા—માયા

## ર.

રક્તબિજ—રક્તથી ઉત્પન્ન થયેલા દૈત્ય.
રજનીકર—ચંદ્રમા.
રઢિયાળું—સુંદર.
રત્ય—પ્રીતિ.
રથી—રથમાં બેસીને લડનાર યોદ્ધા.
રવિ—સૂર્ય.
રવિનંદન—યમરાજા.
રસકૂપિકા—જેના પાણીથી લોઢાનું સોનું થાય તેવી વાવ.
રસના—જીભ.
રસાતલ—છઠું પાતાલ. અતલ, વિતલ, સુતલ, મહાતલ, તલાતલ, રસાતલ ને પાતાલ એમ સાત છે.
રાજરાજ—કુંબેર.
રાવ—ફરિયાદ.
રાશિ—ઢગલો.
રૂખ—દેવ.
રેડ—ચક્ર.
રેણી—રાત.
રોધિયા—રોધવું.
રોમ—રૂવાંડા.
રોહિણી—ચંદ્રની સ્ત્રી.
રંભા—રૂપાળી સ્ત્રી, અપ્સરા.

## લ.

લખવું—જાણવું.
લતા—વેલી.
લરજાવે—લજવે, શરમાવે.
લલીત—રસભર્યું—નાજુક.
લલુતા—આતુરતા.
લિંગ—શરીર, ગુપ્તેંદ્રિય, ચિન્હ.
લીન—હળીમળી જવું.
લીલવટ—કપાળ.
લંબો—જંબો—ઝુમખો—લુમખો.

## વ.

વત્સળ—કલ્યાણ, દાઝવાલું.
વદન—મુખ.
વધૂ—સ્ત્રી, વધારે.
વનકુળ—ઝાડની છાલનાં વસ્ત્ર.
વપુ—શરીર.
વમન—ઓકવું.
વરૂ—નારડા, માંસાહારી જનાવર.
વલુધ્યો—ઘુંચવાયલો.
વલો—છાસમાંથી માંખણ વિખરાઇ જાય તે, હાથમાં ન આવે તેવું.
વલોણું—દહીં રવાઇથી હલાવવું તે
વન્હિ—અગ્નિ.
વસુધા—પૃથ્વી.
વાચારંભણ—બોલવું.
વાજ—જીન, હારવું, ફુલવું, ઘોડો.
વાડવ—બ્રાહ્મણ.

વામણું-ઠીંગણું.
વામાંગ-ડાબુ અંગ.
વારિદ-વાદળાં.
વારિધિ-સમુદ્ર.
વાવિકા-વાવ.
વાહી-ફુસલાવી, પટાવી.
વિકટ-મુશ્કેલ.
વિકળ-બેચેન, ઘેલો.
વિકસિત-પ્રફુલ્લિત.
વિગત-સંતાપ વિનાનો.
વિંચિત-બેભાન.
વિદારી-ફાડી નાખવું, ચિરી નાંખવું.
વિદેહી-જનક
વિપાક-પરિણામ.
વિમૂખ-વિરૂદ્ધ-ભ્રષ્ટ.
વિરંચી-બ્રહ્મા.
વિવિક્ત-જુદું.
વિવર-સાર, પોલાણ, ગુફા.
વિશદ-મોટું.
વિશુદ્ધ-નિર્મળ.
વિહ્વળ-કામાતૂર, બાવરૂં.
વિખિયા-ચંદ્રહાસની સ્ત્રી.
વિછિયા-પગનું ઘરેણું.
વિટંડ-પાખંડ.
વિત્ત-દ્રવ્ય
વેતાગરો-વેહેનારો.
વેત્ર-કુળ.
વેદ-જ્ઞાની, જાણવું, ચારવેદ.
વેંઢલ-નપુંશક.
વોરવું-વેચાથી લેવું.
વૈદીહી-સીતા.
વૈરાટ-રાજાનું નામ.
વોણું-વિનાનું.
વંચક-ઠગ, નિંદનાર.
વંકા-વાંકડા.
વ્યક્તિ-પ્રત્યક્ષ-દેખીતું.
વ્યાધ-ઉપાધિ-રોગ.
વ્યોમ-આકાશ.
વ્યોમચર-આકાશમાં ફરનાર પક્ષી.
વ્યાઘ્ર-સિંહ.
વ્રાધ્ય-જુવો-વ્યાધ.

## શ.

શચી-ઇંદ્રાણી.
શત-સો.
શનેશને-હળવે હળવે.
શબ્દવેધિ-અંધારે કોઇનો શબ્દ સાંભળીને ઘા કરી પાડનાર.
શમી-એક જાતનું લાકડું.
શર-બાણ, બાંકુ, છિદ્ર.
શરેન્દુ-શરદ ૠતુના ચંદ્ર સરખું સ્વચ્છ.
શરવાણી-પાર્વતી.
શલ-બરાબર.
શળો-શલવું-દાણામાં જીવડા પડે તો
શાર્દૂલ-વાઘ.
શાશ્વત-અનાદી.
શાલિગ્રામ-ગોળ કાળો ને છિદ્રવાળો પથ્થર-વિષ્ણુ. ગંડકી નદીમાંથી નિશરે છે.
શિખિ-મોર.

શિથિલ–ઢીલાં–નરમ.
શીચાણો–એક પક્ષીનું નામ.
શીથળ–ચુંથાયલું–ગડબડ ભરેલું.
શુક્ત–સીપ–છીપ.
શુચ્યંગ–પવિત્ર અંગ.
શોણિત–રૂધિર–લોહી.
શંકર–કલ્યાણ કરનાર–મહાદેવ.
શંભ–નિરાકાર.
શૃંગ–શિંગડું, શિખર.
શ્રમજળ–પરસેવો.
શ્રવણ–કાન.
શ્રેય–સારૂં.

## સ.

સંયમ–મનોનિગ્રહ.
સમાર્જણી–સાવરણી.
સણગટા–ધુમટો.
સંધાણુ–સાંકળું.
સદ્ય–તુરત.
સન્મન્યા–ગભરાયા.
સમીપ–પાસે.
સમીર–વાયુ.
સરસાય–સુશોભિત, સરસ લાગે.
સરાડે–સારી સ્થિતિયે.
સરે–સરસ, છેડો.
સરોડાં–સલકડાં, ઝાડની નકામી ડાંખલીઓ.
સરંભ–આરંભ–શરૂઆત.
સર્વતોગોચર–સર્વ ઠેકાણે દેખાય તે.
સાકટ–અધર્મી.
સાનિધ્ય–સમક્ષ.
સાતરો–સવસ્ત્રો.
સામરો–સમાં કરવાં, સુધારવાં.
સાર–બરદાસ, સંભાળ.
સારંગ–હરણ.
સારા–માલવાળી, સારવાળી.
સાંભવા–સન્મુખ, સામે.
સાહેર–સમુદ્ર.
સુકેશી–સારા કેશવાળી.
સુડો–પોપટ.
સુર–સારૂં આપનાર, દેવતા, અવાજ.
સુરા–પી–(દારૂ–દારૂ+પી–પીનાર)–ક્ષ-[નવ.
સુરો–સુરોખાર.
સુવર્ણગર–સોનાનો ડુંગર.
સૂકતે–વેદને મંત્રે.
સોજ–સુઝ, ડાહાપણ.
સોર–ઘોંઘાટ.
સ્કંધ–ખાંધ–ખભો–ભાગ–અવયવ.
સ્વપચ–નીચ જાત–ઢેડ.
સ્વસુર–સસરો.
સ્વાન–કુતરો.
સ્વેદ–ધોળાં.
સાંઇ–આલિંગન દેવું.
સ્વયં–પોતાની મેળે.
સ્વેદ–પરસેવો.

## હ.

હડુ–હડપચી.
હસમ–ઉશ્કેરાયલા–સૈન્ય–ફોજ.

હસ્તામલ–પ્રત્યક્ષ હથેલીમાં આમળું હોય તે.
હય–ઘોડા.
હર–શિવ.
હલહલાટ–એકદમ.
હિકાનાદ–હૈયામાં નાદ ઉઠેછે તે.
હિમજા–હિમાલયમાં ઉપજેલી-પાર્વતી
હિરણ્યગર્ભ–બ્રહ્મા–સુર્ય–ઇશ્વર.
હીર–સાર, પાણી.
હીન–ઓછું.
હીમ–બરફ.
હુતાશ-ન–અગ્નિ.
હુંમાયુ–એક જાતના બે પક્ષી–કે જેને એક ચાંચ, એક પગ, એક આંખ અને એક આકડો હોયછે. અને બને સાથે વળગીને ઉડે છે તે (કલ્પિત.)
હુલ્લસી–આનંદ પામી–શોભી.
હંસવાહિની–હંસપર બેસનાર–સરસ્વતી.
હેજ–સ્નેહ–હેત.
-હદ–ખાડો.

*** ભાગ ૧ લામાં જે શબ્દો આવેલા છે તેમાંના જરૂરીયાત શબ્દોજ અતરે લીધા છે, બીજા શબ્દો માટે ૧ લા ભાગમાં જોવું.

